सत्यं परं धीमहि

# ॥ પુરાતત્ત્વ ॥

## પુસ્તક ૨

(ભાદ્રપદ ૧૯૭૯ થી આષાઢ ૧૯૮૦)




રવિલાલ મોતીલાલ વકીલ

સંપાદક અને પ્રકાશક:
રસિકલાલ છોટાલાલ પરીખ
ગુજરાતપુરાતત્ત્વમંદિર,
અમદાવાદ.

## પુરાતત્ત્વમંદિરની યોજના

**૧ ઉદ્દેશો—**

(૧) સાધારણ રીતે આખા હિંદુસ્તાનના અને ખાસ કરીને ગૂજરાતનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય, કળા, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી અને તેનાં પરિણામો પ્રકાશિત કરવાં.

(૨) હિન્દુસ્તાનનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમ જ સંસ્કૃત, પ્રાકૃત પાલી આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

(૩) શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકના ઉપયોગ માટે એક સારૂં પુસ્તકાલય બનાવવું, જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રકટ થએલું સમગ્ર સાહિત્ય સંગૃહીત કરવામાં આવે.

(૪) સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, જુની ગૂજરાતી, ફારસી, અને અરબી આદિ ભાષાઓમાં લખાયલા અલભ્ય-દુર્લભ્ય ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત-મુદ્રિત કરી પ્રકટ કરવા-કરાવવા.

(૫) દેશ અને વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાએલા પુરાતત્ત્વવિષયક સાહિત્યને ગૂજરાતી ભાષામાં ઉતારવું.

(૬) શોધખોળના વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસકાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી.

(૭) દેશ-વિદેશના વિદ્વાનોને પુરાતત્ત્વના વિષયમાં યથાસાધન સાહિત્ય સંબંધી સલાહ અને સહાયતા આપવા એક મંડળ તરીકે કામ કરવું.

**પ્રબન્ધસમિતિ—**

(૧) મુનિ જિનવિજયજી —આચાર્ય
(૨) અ. રામચંદ્ર બળવંત આઠવલે
(૩) પંડિત સુખલાલજી
(૪) અ. દત્તાત્રેય બા. કાલેલકર
(૫) અ. રામનારાયણ વિશ્વનાથ પાઠક } મંત્રીઓ
(૬) અ. રસિકલાલ છોટાલાલ પરીખ } મંત્રીઓ

### લેખકોને સૂચના

૧. 'नामूलं लिख्यते किंचित्' એ સૂત્રને અનુસરી લેખો લખી મોકલવા વિનન્તી છે.
૨. કાગળની એક જ બાજુ ઉપર સ્પષ્ટ અક્ષરોમાં લખેલા લેખો તરફ જ ધ્યાન આપવામાં આવશે.
૩. લેખકે પોતાનું નામ અને ઠેકાણું લેખ સાથે મોકલવાં.
૪. લેખની નીચે આપવાનાં પ્રમાણો સ્પષ્ટ રીતે જણાવવાં અને '૧', '૨', '૩' ઇત્યાદિ ક્રમાંકમાં ગોઠવવાં.
૫. પોસ્ટેજ સાથેના લેખને નાપસંદ થતાં પાછો મોકલવા પ્રયત્ન થશે. લેખ ગેરવલ્લે જાય તે માટે સંપાદક જવાબદાર નથી.
૬. પ્રત્યેક લેખને માટે તેનો લેખક જવાબદાર રહેશે.

# લેખાનુક્રમ

[લેખકવાર અકક પ્રમાણે]

卐 पुरातत्त्व 卐

પુસ્તક ૨ જું ] ભાદ્રપદ ૧૯૭૯ [ અંક ૧ લો

# બુદ્ધચરિત્ર-લેખમાલા

## લેખાંક પહેલો

### સમકાલીન રાજકીય પરિસ્થિતિ

[ અ. ધર્માનંદ કોસમ્બી ]

यो इमेसं सोळसन्नं महाजनपदानं पहूतसत्तरतनानं इस्सराधिपच्चं रज्जं कारेय्य, सेय्यथीदं-(१) अंगानं (२) मगधानं (३) कासीनं (४) कोसलानं (५) वज्जीनं (६) मल्लानं (७) चेतीनं (८) वंसानं (९) कुरूनं (१०) पञ्चालानं (११) मच्छानं (१२) सूरसेनानं (१३) अस्सकानं (१४) अवंतीनं (१५) गंधारानं (१६) कंबोजानं ॥

આ ઊતારો અંગુત્તરનિકાયમાં ચાર ઠેકાણે મળે છે. લલિતવિસ્તરમાં પણ ત્રિજા અધ્યાયમાં બુદ્ધ જન્મ પામ્યા તે પહેલાં જંબુદ્વીપમાં (હિંદુસ્થાનમાં), જુદાં જુદાં સોળ રાજ્યો હતાં એવો ઉલ્લેખ છે. પણ તે પૈકી આઠ રાજ્યોના જ રાજવંશોનું વર્ણન મળે છે. આ બધા દેશોનો ઉલ્લેખ દરેક ઠેકાણે બહુવચનથી કર્યો છે. આ ઉપરથી જણાઇ આવે છે કે એક સમયે આ દેશો મહાજનસત્તાક હતા. એના મહાજનોને 'રાજા' કહેતા, અને અધ્યક્ષને 'મહારાજા' કહેતા. બુદ્ધના સમયમાંજ મહાજનસત્તાક પદ્ધતિ ધીમે ધીમે નાશ થતી હતી; અને તેના સ્થાને એકસત્તાક રાજ્યપદ્ધતિ જોરભેર અમલમાં આવતી હતી. આનાં કારણોનો વિચાર કર્યા પહેલાં ઉપરના સોળ દેશો સંબંધી ટુંકામાં માહિતી આપવી યોગ્ય ગણાશે.

૧ અંગા એમના દેશમાં બુદ્ધ ભગવાન ઉપદેશ કરતા ફરતા હતા, અને તેમની રાજધાની ચંપામાં, ગગ્ગરા રાણીએ બાંધેલા તળાવને કાંઠે તે મુકામ કરી રહેતા હતા—એવો ઉલ્લેખ

પાલીગ્રંથોમાં ઘણે ઠેકાણે મળી આવે છે. અંગલોકોનો દેશ મગધની પૂર્વે હતો. તેના ઉત્તર ભાગને ' अंगुत्तराप ' કહેતા. મગધદેશના રાજાએ અંગદેશ જીત્યો હોવાથી ત્યાં સ્વતંત્ર રાજ્યપદ્ધતિ અસ્તિત્વમા નહતી. પહેલાંના રાજાઓનો ( મહાજનોનો ) કોઈ વંશજ હશે તો પણ તેની સત્તા બીલકુલ રહી ન હતી. કાલાંતરે " अंगमगधा " એ દ્વન્દ્વસમાસથી અંગનો મગધદેશની સાથે ઉલ્લેખ કરવામાં આવતો.

(૨) **मगधा** બુદ્ધ સમકાલીન રાજ્યોમાં મગધ અને કોશલ આ બે દેશોની બહુ જ ચઢતી દશા હતી. આ બન્ને રાજ્યો એકસત્તાક રાજ્યપદ્ધતિની અસર નીચે પૂર્ણપણે આવ્યાં હતાં. પરંતુ મગધોનો રાજા બિમ્બિસાર અને ' કોસલો 'નો રાજા પસેનદિ બન્ને ઉદારવૃત્તિવાળા હોવાથી તેમના રાજ્યમાં લોકો બહુ સુખી હતા. બુદ્ધ ભગવાને ધર્મોપદેશનો પ્રારંભ વારાણસી નગરીની પાસે ઋષિપત્તનમાં કર્યો, તોપણ બૌદ્ધધર્મનો પ્રચાર પ્હેલવ્હેલો બિમ્બિસાર રાજાની કારકીર્દિમાં મગધદેશમાં જ થયો. ખુદ બિમ્બિસારે બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો; અને સંઘને રહેવા માટે પોતાની રાજધાની પાસે વેળુવન નામનો બાગ દાન કર્યો. આ રાજાએ ચંપા સોણદંડ બ્રાહ્મણને ઈનામ આપી હતી; અને ખાણુમત નામનું ગામ કૂટદંત બ્રાહ્મણને ઇનામ આપ્યું હતું. રાજ્યાશ્રયની નીચે આ બ્રાહ્મણો વખતોવખત યજ્ઞ કરતા. પરંતુ બિમ્બિસારે પોતે યજ્ઞ કર્યાનો ઉલ્લેખ ક્વચિત્‌જ મળે છે. આનું કારણ એ છે કે બિમ્બિસાર શ્રમણપંથોનો મોટો પક્ષપાતી હતો; અને ઘણા ખરા શ્રમણપંથો અહિંસાધર્મવાદી હતા. પડોશના રાજાઓ સાથે તે મૈત્રીથી વર્તતો હતો; અને પ્રજાના કલ્યાણ માટે સતત મહેનત કરતો હતો. રાજ્યવ્યવસ્થામાં ગમે તે ફેરફાર કરવાની તેને પૂર્ણસત્તા હોવા છતાં તેવા પ્રસંગે પોતાની પ્રજાના અગ્રેસરોને એકઠા કરી તેમની સલાહ લેતો.

બિમ્બિસારનો પુત્ર અજાતશત્રુ અત્યંત મહત્ત્વાકાંક્ષી નિપજ્યો. તેણે બાપને કેદ કરી ' અંગમગધ 'ની ગાદી પડાવી લીધી; અને છેવટે બાપને મારી નાખ્યો. આ કારણથી અવન્તીના રાજા ચણ્ડપ્રદ્યોતને તેના ઉપર ગુસ્સો ચડ્યો, અને અજાતશત્રુએ તેના ભયથી પોતાની રાજધાનીને દુરસ્ત કરી. એકસત્તાક રાજ્યપદ્ધતિ કેટલી દૃઢમૂળ થઈ હતી એનું આ એક ઉત્તમ ઉદાહરણ છે. બિમ્બિસાર જેવા ન્યાયી અને માયાળુ રાજાને કેદ કરી મારી નાખ્યા છતાં પ્રજાક્ષોભ થયો નહિ, અને અજાતશત્રુને પોતાનો રાજ્યલોભ વધારવાનું ઠીક ફાવ્યું.

મગધની રાજધાની રાજગૃહમાં હતી. તે સ્થાન બિહારપ્રાંતમાં તિલય્યા નામના સ્ટેશનથી સોળ માઇલ ઉપર છે. ચારે બાજુએ ડુંગરાઓ વચ્ચે આ શહેર વસ્યું હતું. શહેરમાં જવાને ડુંગરામાં થઇને બે જ રસ્તા હતા. આથી શત્રુઓથી શહેરનું રક્ષણ કરવું તદ્દન સહેલું હતું. અજાતશત્રુનું સામર્થ્ય એટલું બધું વધતું જતું હતું કે તેને પોતાના રક્ષણ માટે ' ડુંગરાના વાડામાં ' ( ગિરિવ્રજમાં ) રહેવાની જરૂર ન લાગી. બુદ્ધના પરિનિર્વાણ પહેલાં તે પાટલિપુત્ર આગળ એક નવું શહેર બાંધતો હતો. બુદ્ધના પરિનિર્વાણ પછી તેણે પાટલીપુત્રની ઉત્તરે આવેલા વજ્જીઓનું બલાઢ્ય મહાજનસત્તાક રાજ્ય કબજે કરી મગધ સાથે જોડી દીધું.

અજાતશત્રુને ' वेदेहीपुत्र ' કહ્યો છે તે ઉપરથી તેની મા વિદેહરાષ્ટ્રની હશે એમ જણાઇ આવે છે. જૈનોના આચારંગસૂત્રાદિકમાં પણ અજાતશત્રુની મા વજ્જી-રાજાઓ

પૈકી એક રાજાની પુત્રી હતી એવો ઉલ્લેખ છે. પરંતુ કોસલસંયુત્તના બીજા વગ્ગના ચોથા સુત્તની અટ્ઠકથામાં તેને પસેનદિનો ભાણેજ કહ્યો છે; અને વૈદેહી શબ્દનો 'पंडिताधिवचनमेतं, पंडितितिथिया पुत्तो ति अत्थो' એવો અર્થ કર્યો છે. લલિતવિસ્તરમાં મગધદેશના રાજકુળને વૈદેહી કુળ કહ્યું છે. આ ઉપરથી એવું અનુમાન કરવું શક્ય છે કે આ કુળ પિતૃપરંપરાથી પ્રસિદ્ધ ન હતું; પણ આગળ જતાં વિદેહદેશની રાજકન્યાઓ સાથે સંબંધ થવાથી તેમનો ઉત્કર્ષ થયો હશે; અને કેટલાક રાજપુત્ર પોતાને વૈદેહીપુત્ર માની લેવા લાગ્યા હશે.

અજાતશત્રુ ગાદી ઉપર આવ્યા પછી બુદ્ધ ભગવાન મગધદેશમાં બહુ રહ્યા નહિ. તે ઘણું ખરું ચોમાસામાં કોસલદેશની રાજધાની શ્રાવસ્તીમાં રહેતા હતા. પણ પરિનિર્વાણ પહેલાં કેટલોક સમય તે રાજગૃહમાં આવ્યા હતા. વૈદ્ય જીવક-કૌમારભૃત્યે સ્તુતિ કર્યાથી અજાતશત્રુ તેમને મળ્યો. ધર્મોપદેશ સાંભળ્યા પછી અજાતશત્રુએ બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો. પણ તેણે પિતૃહત્યાનું મહાપાતક કર્યું હોવાથી તેના પિતા પ્રમાણે તે બૌદ્ધધર્મનો અધિકારી થયો નહિ. આ ઉલ્લેખ દીઘનિકાયના બીજા સુત્તમાં છે.

ગાદી ઉપર આવ્યા પછી અજાતશત્રુએ દેવદત્તના કહેવાથી બુદ્ધને મારી નાખવા માટે મારા મોકલ્યા એવી કથા ચુલ્લવગ્ગમાં છે; પણ બૌદ્ધ ભિક્ષુઓને તેણે કદી ઈજા કરી ન હતી. બુદ્ધના પરિનિર્વાણ પછી ધર્મસંગ્રહ કરવા માટે મહાકાસ્યપ-આદિક પાંચસો ભિક્ષુઓને પોતાની રાજધાની નજીક સપ્તપર્ણી ગુહા પાસે તેણે મોટો મંડપ બંધાવી આપ્યો.

૩ **कासी** કાશીની રાજધાની વારાણસી. ત્યાં બ્રહ્મદત્ત જેવા ઉદારવૃત્તિવાળા રાજાઓ થઇ ગયાનાં વર્ણનો જાતક અટ્ઠકથામાં પુષ્કળ ઠેકાણે મળી આવે છે. કેટલાક વર્ષો પહેલાં આપણામાં જેમ સારી વસ્તુને વિલાયતી કહેવાનો રીવાજ હતો તેમ બુદ્ધના સમયમાં સારી વસ્તુને 'કાસિક' (કાશિક) કહેતા. દાખલા તરીકે ઉત્તમ વસ્ત્રને કાસિકવસ્ત્ર અને ઉત્તમ ચંદનને કાસિકચંદન કહેતા. પણ બુદ્ધના સમયમાં આ દેશનું સ્વાતંત્ર્ય બીલકુલ નષ્ટ થયું હતું; અને કોશલદેશમાં તેનો પૂર્ણ રીતે સમાવેશ થઈ ગયો હતો. **अंगमगधा** આ સમાસ પ્રમાણે '**कासिकोसला**' પણ પ્રચારમાં આવ્યો હતો.

૪. **कोसला** કોસલદેશની રાજધાની શ્રાવસ્તી. તે અચિરવતી નદીના કાંઠે હતી. અહીંઆ પસેનદિ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે વૈદિકધર્મનો સંપૂર્ણ અનુયાયી હતો. મોટા મોટાં યજ્ઞ કરતો હતો. તેમ છતાં તેના રાજ્યમાં શ્રમણોને કશી હરકત હતી નહિ. શ્રાવસ્તીની પાસે અનાથપિંડિકના નામથી પ્રસિદ્ધ થએલા એક મોટા વેપારીએ બુદ્ધ માટે જેતવન નામનો વિહાર બાંધ્યો; અને વિશાખા નામની ઉપાસિકાએ પૂર્વારામ નામનો બીજો એક વિહાર બાંધ્યો. આ બન્ને સ્થળે બુદ્ધ ભગવાન્ અવાર નવાર રહેતા. તેમણે ત્યાં ઘણો ધર્મોપદેશ કર્યો હતો. પોતાના ઘડપણમાં પસેનદિ બુદ્ધોપાસક થયો હશે. તેના પુત્ર વિડૂડભે (વિદુર્દભ) તેને પદભ્રષ્ટ કરી ગાદી પડાવી લીધી. તે પોતાની રાજધાની છોડી રાજગૃહ તરફ જતાં રસ્તામાં બહુ થાક લાગવાથી રાજગૃહની બ્હાર એક ધર્મશાળામાં મરણ પામ્યો. એકસત્તાક રાજ્યપદ્ધતિ કેવી દઢમૂળ થઇ હતી તેનું આ બીજું ઉદાહરણ છે. વિડૂડભે પિતા પાસેથી ગાદી છીનવી લીધી તો પણ કોસલોએ તેની સામે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ.

૫ **વજ્જી** પ્રાચીન મહાજનસત્તાક રાજ્યો પૈકી એક જ બળાઢ્ય રાજ્ય અસ્તિત્વમાં હતું; અને તે વજ્જીઓનું હતું. તેમની રાજધાની વૈશાલી. તેઓને પાડોશમાં રહેનારાઓ લિચ્છવી કહેતા. તેઓના રાજ્યની પૂર્વે વિદેહોનું રાજ્ય હતું; તેઓનો છેવટનો રાજા સુમિત્રનામનો[1] હતો. તે મિથિલામાં રાજ્ય કરતો હતો. તેની પછી વિદેહોનું રાજ્ય વજ્જીઓના રાજ્ય સાથે જોડાઇ ગયું. વજ્જીઓને વિષે બુદ્ધ ભગવાનનો ખાસ પક્ષપાત દેખાય છે. તેઓની ઉન્નતિ રહે તે માટે બુદ્ધે તેમને સાત નિયમો કરી આપ્યાની કથા મહાપરિનિર્વાણ સુત્તના આરંભમાં તથા અંગુત્તરનિકાયના સત્તકનિપાતમાં મળે છે. બુદ્ધના પરિનિર્વાણ પછી વસ્સકાર બ્રાહ્મણના મદદથી વજ્જીઓમાં ફાટફૂટ પાડી તેઓને અજાતશત્રુએ દબાવી દીધા.[2]

૬ **મલ્લ** આ રાજ્ય વજ્જીઓની પૂર્વે અને કોસલોની પશ્ચિમે હતું. તેની રાજ્યવ્યવસ્થા વજ્જીઓના જેવી ગણસત્તાક હતી. મલ્લોમાં ફુટ પડવાથી તેમના બે વિભાગ થયા હતા. એક પાવાના મલ્લ અને બીજા કુસિનારાના મલ્લ. કુસિનારામાં જ બુદ્ધ ભગવાનનું પરિનિર્વાણ થયું. મગધદેશમાંથી કોસળ દેશમાં જવાનો રસ્તો મલ્લોના રાજ્યમાં થઈને જતો હોવાથી બુદ્ધભગવાન્ ત્યાં વારંવાર આવતા હતા. મલ્લ લોકોમાંથી તેમના અનેક શિષ્યો થયા હતા.

૭ **ચેતી** ચેતીરાષ્ટ્રનો ઉલ્લેખ જાતકઅટ્ઠકથામાં કેટલેક ઠેકાણે આવ્યો છે. પણ તેઓની રાજ્યવ્યવસ્થા કેવા પ્રકારની હતી, રાજધાની ક્યાં હતી, ઇત્યાદિ માહિતી મુદ્દલ મળતી નથી. આ રાષ્ટ્ર ક્યાં હતું તેના વિષે પણ પાશ્ચાત્ય પંડિતોમાં મતભેદ છે.

૮ **વંસ** વંસોની (વત્સોની) રાજધાની કોસમ્બી. અહીંઆ ઉદયન રાજા રાજ્ય કરતો હતો. તે બહુ વિલાસી હતો. તેને હાથી પકડવાનો બહુ શોખ હતો. ધમ્મપદ અટ્ઠકથામાં તેને વિષે એક વાત આપી છે; તે આ પ્રમાણેઃ તેની અને ઉજ્જયિનીના રાજા ચણ્ડપ્રદ્યોત વચ્ચે બહુ વેર હતું. યુદ્ધમાં ઉદયનને જીતવો શક્ય ન હોવાથી પ્રદ્યોતે એક કૃત્રિમ હાથી કરી તેના રાજ્યના સીમાડામાં મુકયો. નવો હાથી આવ્યાની ખબર મળી કે તુરતજ ઉદયન ત્યાં ગયો. તે હાથીની અંદર ઢંકાઇ રહેલા માણસો હાથીને લઈ નાસવા લાગ્યા; અને ઉદયનને છેતરી તેને પોતાની હદમાં લઈ ગયા. ઉદયનને હાથીનો મંત્ર આવડતો હતો પણ તે આ હાથી ઉપર મુદ્દલ ચાલ્યો નહિ. અને તે તેની પછવાડે એમને એમ દોડયો. અવન્તીની હદની અંદર છુપાઈ રહેલા પ્રદ્યોતના માણસો એને પકડી ઉજ્જયિની લઈ ગયા. ત્યાં પ્રદ્યોતે એને હાથીનો મંત્ર શીખવવાનો આગ્રહ કર્યો, ભય બતાવ્યો અને બંધન મુક્ત કરવાની લાલચ દાખવી. પણ ઉદયન આમાંના એકથી પણ વશ થયો નહિ. 'મને નમસ્કાર કરી શિષ્ય તરીકે મંત્ર શીખે તો જ મંત્ર શીખવીશ' એવું તેણે કહ્યું. પણ પ્રદ્યોત અતિશય અભિમાની હોવાથી તેને આ વાત ગમી નહિ. છેવટે તેણે ઉદયનને કહ્યું 'તું બીજા કોઈને આ મંત્ર શીખવી શકે?' ઉદયને જવાબ આપ્યો "જે સ્ત્રી કે પુરૂષ મને નમસ્કાર કરી શિષ્ય તરીકે મંત્ર શીખશે તેને શીખવીશ.' રાજાની કન્યા વાસુલદત્તા (વાસવદત્તા) બહુ હોંશિયાર હતી. પણ તેને ઉદયનની સમક્ષ મંત્ર શીખવા મોકલવી એ જોખમનું કામ હતું. તેથી પ્રદ્યોતે

૧. લલિતવિસ્તર. અધ્યાય ત્રીજો.

૨. વધારે વિગત માટે જુઓ 'પુરાતત્ત્વ' પુ. ૧. પા. ૧૨૫-૧૫૧.

ઉદયનને કહ્યું. 'મારે ઘેર એક કુબ્જા દાસી છે. તેને તું તારો મન્ત્ર શીખવ. તેને મન્ત્રસિદ્ધિ મળશે તો તને બંધનમાંથી છોડી તારે દેશ જવા પરવાનગી આપીશ.'

ઉદયને આ વાત કબૂલ કરી. પ્રદ્યોતે પોતાની કન્યાને કહ્યું કે 'એક કોઢવાળો માણસ હાથીનો મંત્ર જાણે છે. પણ તેનું મ્હોડું જોયા વિના તે મન્ત્ર ગ્રહણ કરવો જોઈએ.' રાજકન્યાએ પિતાનું કહેવું માન્ય કર્યું, અને આડો પડદો રાખી ભણવાનું શરૂ કર્યું. ઉદયન મંત્ર શીખવતો હતો ત્યારે વાસવદત્તા કેટલાક અક્ષરોનો સ્પષ્ટ ઉચ્ચાર કરી શકી નહિ. તેથી ગુસ્સે થઈ તેણે તેને કહ્યું 'હે કુબ્જા! તારા હોઠ બહુ જ જાડા હશે.' રાજકન્યાએ ચીડાઈને કહ્યું 'અરે કોઢીઆ! તું રાજકન્યાને શું કુબ્જા કહે છે?' આમાં શું ગૂઢ છે એ જોવાને માટે ઉદયને પડદો એકદમ બાજુએ ઉપર નાખી દીધો. ત્યારે તે બન્નેને પ્રદ્યોતનો મતલબ સમજાયો. બન્નેનો એક બીજા ઉપર પ્રેમ બંધાયો અને અવન્તીમાંથી નાશી જવાનો તેઓએ બેત કર્યો. શુભ મુહૂર્ત ઉપર મન્ત્રસિદ્ધિ માટે એક ઔષધ લાવવાની છે એમ કહી વાસવદત્તાએ એક ઉત્તમ હાથણી[૩] રાજા પાસેથી માગી લીધી; અને રાજા ઉદ્યાનક્રીડા માટે ગયો છે એ જોઈ સોનાનાં નાણાં વતી થેલીઓ ભરી હાથણી ઉપર બેસી ઉદયન સાથે તે નાઠી. પ્રદ્યોતને આ ખબર પડી કે તરત જ તેમની પુંઠે સિપાઈઓ મોકલ્યા. એ સિપાઈઓ જ્યારે પાસે આવતા ત્યારે ઉદયન તે કોથળીઓમાંથી એક એક કોથળી છોડી નાણાં વેરતો અને તે સિપાઈઓ પૈસા વીણવામાં રોકાતાં પોતે આગળ જતો. આ રીતે તેઓ કોસમ્બી પહોંચ્યાં.

ઉદયન એક વેળા પોતાના બગીચામાં ક્રીડા માટે ગયો. અને તે ત્યાં જ ઊંઘી ગયો. પિંડોળ ભારદ્વાજ ભિક્ષુ તે જ ઉદ્યાનના એક ઝાડ તળે બેઠો હતો. રાજા ઊંઘી ગયો છે એ જોઈને તેની સ્ત્રી પિંડોળ ભારદ્વાજ પાસે જઈ તેનો ઉપદેશ સાંભળવા બેઠી. એટલામાં રાજા ઊઠ્યો, અને પિંડોળ ભારદ્વાજ ઉપર ગુસ્સે થઈ જઈ તેના શરીરપર લાલ કીડીઓ ફેંકવાનો તેણે પ્રયત્ન કર્યો એવો ઉલ્લેખ સંયુત્તનિકાયની અટ્ઠકથામાં મળે છે. પણ આગળ જતાં પિંડોળ ભારદ્વાજનો જ ઉપદેશ સાંભળીને તે બુદ્ધનો ઉપાસક થયો.

કોસમ્બીમાં ઘોસિત નામના શેઠે બાંધેલો એક વિહાર હતો. તેમાં બુદ્ધ ભગવાન કોઈ કોઈ વાર રહેતા. બીજાએ એક બે વિહારો આ ઠેકાણે હતા. આ ઉપરથી એમ દેખાઈ આવે છે કે જો કે ઉદયન રાજા બહુ શ્રદ્ધાળુ ન હતો તોપણ કોસમ્બીના લોકો શ્રદ્ધાળુ હતા, અને ભિક્ષુઓનો યોગક્ષેમ બરાબર ચલાવવાનો તેઓ પ્રયત્ન કરતા હતા.

૯ કુરૂ આ દેશની રાજ્યવ્યવસ્થા સંબંધે વિશેષ માહિતી મળતી નથી. ત્યાં એકસત્તાક કિંવા ગણસત્તાક રાજ્યપદ્ધતિ હતી એનો કોઈપણ જગ્યાએ ઉલ્લેખ નથી. આ રાષ્ટ્રમાં બૌદ્ધ ભિક્ષુઓ માટે વિહાર ન હતો. અને બુદ્ધ ભગવાન ત્યાં જતા તો ઝાડની નીચે અથવા બીજા એવા જ ઠેકાણે મુકામ માટે રહેતા. તોપણ આ રાષ્ટ્રનો સામાન્ય જનસમૂહ ભાવિક હતો એમ દેખાય છે. સતિપટ્ઠાન જેવા કેટલાક ઉત્તમ સુત્તો બુદ્ધે આ જ દેશમાં ઉપદેશ્યા હતા, અને રાષ્ટ્રપાલ નામનો ભાવિક તરુણ ગૃહસ્થ જે આગળ જતાં બુદ્ધનો શિષ્ય થયો તે પણ કુરુ હતો.

૩. તેનું નામ ભદ્રવતી હતું.

**૧૦-૧૧ પંચાલા અને મચ્છા** આ બંને રાજ્યો કુરુની આસપાસ હતાં. પણ ત્યાં બુદ્ધ ગયા હોય એમ દેખાતું નથી. તેથી તે બન્ને રાજ્ય સંબંધી બૌદ્ધ ગ્રંથોમાં બહુ થોડી માહિતી મળે છે.

**૧૨ સૂરસેના** આની રાજધાની મધુરા (મથુરા). અહીંઆં અવન્તીપુત્ર નામનો રાજા રાજ્ય કરતો હતો. વર્ણાશ્રમ ધર્મ સંબંધી તેનો અને મહાકાત્યાયનનો સંવાદ મજ્ઝિમનિકાયમાં મધુરસુત્તમાં વર્ણવેલો છે. આ રાષ્ટ્રમાં બુદ્ધ ક્વચિત્ જતા. મધુરા તેમને પસંદ ન હતી એ નીચેના સુત્ત ઉપરથી જણાય છે:—

**पञ्चिमे भिक्खवे आदीनवा मधुरायं । कतमे पञ्च ? विसमा बहुरजा, चण्डसुनखा, वाळयक्खा दुल्लभपिण्डा । इमे खो भिक्खवे पञ्च आदीनवा मधुरायं ति ॥**

ભિક્ષુઓ! મધુરામાં પાંચ દોષો છે. પાંચ ક્યા? ત્યાંનો રસ્તો ખડબચડો, ધૂળ બહુ, ભયંકર કુતરા, ક્રુર યક્ષ અને ભિક્ષા મળવી કઠણ. ભિક્ષુઓ! મધુરામાં આ પાંચ દોષો છે.

**૧૩ अस्सका** સુત્તનિપાતમાં પારાયણ વગ્ગના આરંભમાં જે વત્થુગાથા છે તે ઉપરથી એવું દેખાઇ આવે છે કે અસ્સકોનું રાજ્ય ગોદાવરીની આજુબાજુ કોઈ જગ્યાએ હતું. બાવરી નામના શ્રાવસ્તીના બ્રાહ્મણે પોતાના સોળ શિષ્ય સાથે આની નજદીક વાસ કર્યો હતો એવું દેખાય છે:—

**सो अस्सकस्स विसये अळकस्स समासने ।**
**वसी गोधावरीकूले उञ्छेन च फलेन च ॥**

'તે (બાવરી) અશ્વકના રાજ્યમાં અને અળકના રાજ્યની પાસે ગોદાવરી તીરે ભિક્ષા ઉપર અને ફળ ઉપર નિર્વાહ કરી રહેતો થયો.'

અસ્સક અને અળક એ બન્ને આંધ્ર (અંધક) રાજાઓ હતા. તેઓના રાજ્ય દરમ્યાન બાવરીએ મોટી વસાહત કરી એવું અટ્ઠકથાકારનું કહેવું છે. આ ઉપરથી આર્યોની દક્ષિણમાં આટલે દૂર પણ પહેલાં વસાહત હતી એવું કહેવામાં હરકત નથી. પરંતુ બુદ્ધ અથવા તેમના સમકાલીન ભિક્ષુઓ આટલે સુધી પહોંચ્યા નહિ હોવાથી અસ્સકોની અથવા અળકોની રાજવ્યવસ્થાની માહિતી બિલકુલ મળતી નથી. બાવરીના શિષ્યો પાસેથી અથવા તે બાજુ પ્રવાસ કરનારા વ્યાપારીઓ પાસેથી જે કંઈ થોડી ઘણી માહિતી મળતી હશે તેનો થોડોક નિર્દેશ ઉપરના સૂત્રમાં મળી આવે છે.

**૧૪ अवन्ती** અવન્તીની રાજધાની ઉજ્જયિની અને ત્યાંના રાજા ચણ્ડપ્રદ્યોત સંબંધે પુષ્કળ માહિતી મળે છે. ચણ્ડપ્રદ્યોત માંદો પડ્યો હતો ત્યારે તેના આમંત્રણથી તેને સારું કરવા મગધ દેશનો પ્રસિદ્ધ વૈદ જીવક કૌમારભૃત્ય ત્યાં ગયો હતો. પ્રદ્યોતનો સ્વભાવ અત્યંત ક્રૂર હોવાથી તેને ચણ્ડ એવું વિશેષણ લગાડવામાં આવ્યું હતું. આ વાતની જીવકને માહિતી હતી. રાજાને ઔષધ આપ્યા પહેલાં જીવકે તેની પાસેથી જંગલમાં જઇ ઔષધ લાવવા માટે ભદ્રવતી નામની હાથણી માગી લીધી હતી. રાજાને ઔષધ આપી તે હાથણી પર બેસી નાશી ગયો. અહીંઆં રાજાને ઔષધ આપ્યા બરોબર ખૂબ ઉલટી

થવા લાગી. આથી જીવકને પકડી લાવવા તેણે હુકમ કર્યો. પણ તે હાથણી ઉપર બેસી નાશી ગયો છે એ જાણ્યું કે તરત જ તેણે 'કાક' નામના પોતાના દાસને મોકલ્યો. કાકે કૌસમ્બીમાં જીવકને પકડ્યો. ત્યાં કાકને એક દવાવાળું આંબળું ખવડાવી જીવકે તેની માંદો વશ કરી; અને પોતે ભદ્દવતી પર બેસી રાજગૃહ તરફ પ્રયાણ કર્યું. તેટલામાં પ્રદ્યોત સાજો થયો અને કાક દાસ પણ સારો થઇ ઘેર ગયો. પ્રકૃતિ બરાબર થતાં પ્રદ્યોતની જીવક ઉપર મહેરબાની થઈ અને તેને માટે સિવેય્યક નામના ઉત્તમ વસ્ત્રોની જોડી તેણે રાજગૃહમાં મોકલી.

આ વાતમાં અને ધમ્મપદ અટ્ઠકથાની ઉદયનની વાતમાં બહુ જ સામ્ય છે. પણ એક ઉપરથી બીજી રચવામાં આવી કે તે ભિન્ન ભિન્ન સમયે બની એ કહેવું કઠણ છે. આ વાત ઉપરથી પ્રદ્યોત રાજાની ચણ્ડ પ્રકૃતિ વ્યક્ત થાય છે, અને તે એકસત્તાધારી રાજા હતો એમ દેખાઈ આવે છે.

બુદ્ધ ભગવાન પ્રદ્યોતના રાજ્યમાં કદી પણ ગયા ન હતા. પરંતુ તેમના મુખ્ય શિષ્યોમાંનો એક મહાકાત્યાયન-તે રાજાના પુરોહિતનો પુત્ર હતો અને ત્યાં બુદ્ધના ભિક્ષુ શિષ્ય હતા. આ રાજ્યમાં સામાન્ય લોકોમાં બૌદ્ધ ધર્મનો બહુ પ્રચાર થયો નહિ હોય. તોપણ બુદ્ધ અને બુદ્ધ ધર્મ વિષે અવન્તી રાષ્ટ્રમાં નહિ પણ તેની પેલી બાજુ બાવરીની વસાહત પર્યંત બુદ્ધની હયાતીમાં જ સારી માહિતી ફેલાએલી હતી.

૧૫ **ગંધાર** આની રાજધાની તક્ષશિલા (તક્ષશિલા). ત્યાં પુક્કુસાતી નામનો રાજા રાજ્ય કરતો હતો. તેણે ઘડપણમાં પોતાનું રાજ્ય છોડયું અને રાજગૃહ પર્યંત પગે મુસાફરી કરી અને બુદ્ધનો ધર્મ સ્વીકાર્યો. પછી પાત્ર ચીવર શોધવા માટે ફરતાં તેને એક ઉન્મત્ત ગાયે મારી નાખ્યો. આ કથા મજ્ઝિમ નિકાયના ધાતુવિભંગસુત્તમાં આવે છે. તે સુત્તની અટ્ઠકથામાં બિમ્બિસારની અને પુક્કુસાતીની મૈત્રી કેવી રીતે થઈ અને પુક્કુસાતી બૌદ્ધ ધર્મી કેવી રીતે થયો, એનું સવિસ્તર વર્ણન છે. તેનો સાર અહીંઆં આપું છું. કમ્બોજરાષ્ટ્રના કેટલાક વેપારીઓ રાજગૃહમાં આવ્યા. બિમ્બીસાર રાજાએ તેમનો આદરસત્કાર કરી રાજાની ખબર પૂછી. તે રાજા ઘણો સજ્જન અને પોતાની જ વયનો છે એ જાણી તેના મનમાં તેને વિષે પ્રેમ ઉત્પન્ન થયો. તેણે તે વેપારીનો કર માફ કરી તેની મારફતે પુક્કુસાતી રાજાને દોસ્તીનો સંદેશો મોકલાવ્યો. તે માટે પુક્કુસાતી બિમ્બિસાર રાજા ઉપર ખૂબ પ્રસન્ન થયો. મગધદેશમાંથી આવનારા વેપારીઓ ઉપરનો પોતાના રાજ્યનો કર તેણે માફ કર્યો અને પોતાના નોકરો સાથે બિમ્બિસાર રાજાને આઠ પંચરંગી અત્યુત્કૃષ્ટ શાલો મોકલી. તેના બદલામાં બિમ્બિસાર રાજાએ એક સુવર્ણપટ ઉપર ઉત્તમ હીંગળોકથી બુદ્ધ ધર્મ અને સંઘના ગુણ લખીને પટ ઉત્તમ કરંડીયામાં મૂકી પુક્કુસાતીને મોકલ્યો. તે સુવર્ણપટ વાંચીને પુક્કુસાતી બુદ્ધનું સતત ચિંતન કરવા લાગ્યો. છેવટે રાજ્ય છોડી તે રાજગૃહ પર્યંત પગે ચાલતો આવ્યો." ત્યાં એક કુંભારના ઘરમાં એને બુદ્ધનો મેળાપ થયો. તેને બુદ્ધે શો ઉપદેશ કર્યો અને આગળ જતાં ઉન્મત્ત ગાયથી તે કેવી રીતે મરાયો એ બધું વર્ણન ઉપર કહેલા ધાતુવિભંગસુત્તમાં જ છે.

ઉપરની વાત ઉપરથી બુદ્ધ ગંધાર રાજ્યમાં કદી પણ ગયા ન હતા એ કહેવાની જરૂર રહેતી નથી. પણ તક્ષશિલાની કીર્તિ જેવી કલાકૌશલ્યમાં તેવી જ વિદ્યાના સ્થાન તરીકેની પણ હતી.

જીવક કૌમારભૃત્યે વૈદકનો અભ્યાસ અહીં જ કર્યો હતો અને ધનુર્વિદ્યા તથા બીજી કલા શીખવા માટે સર્વ પ્રાંતોમાંથી નાના મોટા કુટુંબોના યુવાનો અહીં જ આવતા. હિંદુસ્તાનમાં અત્યંત પ્રાચીન વિશ્વવિદ્યાલય તક્ષશિલામાં હતું એમ કહેવું જોઈએ.

૧૬ कम्बोजा કમ્બોજોનું રાજ્ય વાયવ્યકોણમાં હતું અને તેની રાજધાની દ્વારકા હતી એવો પ્રો. રીઝ ડેવીડઝનો મત છે[૪]. પણ મજ્ઝિમનિકાયના અસ્સલાયનસુત્તમાં "यौनकम्बोजेसु" એ પ્રમાણે તે દેશનો યવનોની સાથે ઉલ્લેખ કર્યો છે. આથી આ દેશ ગંધારનીએ પેલી બાજુ હતો એમ સિદ્ધ થાય છે. તે જ સૂત્રમાં તે દેશમાં આર્ય અને દાસ એવી બે જ જાતિ છે અને આર્યોના દાસ અને દાસના આર્ય કોઇ કોઇવાર થાય છે એમ પણ કહેલું છે. ગંધારોના દેશમાં વર્ણાશ્રમધર્મ ફેલાયાનું જાતક કથાઓ વગેરે ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. ખુદ તક્ષશિલામાં ઘણાખરા ગુરુઓ બ્રાહ્મણ જાતિના હતા. પરંતુ કમ્બોજના દેશમાં આ ચાતુર્વર્ણ્યનો પ્રવેશ થયો ન હતો અને તેથી આ દેશ ગંધારોના દેશની પેલી બાજુ હતો એ સ્પષ્ટ થાય છે.

આ સોળ રાજ્યોનો ઉલ્લેખ લલિતવિસ્તારમા આવેલો છે એવું પહેલાં કહ્યું જ છે. પ્રસંગ એવો છે કે બોધિસત્ત્વ તુષિતભવનમાં રહ્યા રહ્યા વિચાર કરે છે કે કયા રાજ્યમાં જન્મ લઇ લોકોદ્ધાર કરવો. તેમને દેવપુત્રો નિરનિરાળા રાજકુલોની માહિતી આપે છે, અને બીજા કેટલાક દેવપુત્રો તે કુલોના દોષો બતાવે છે.

(૧) એક દેવપુત્રે કહ્યું 'મગધદેશમાં વૈદેહી કુલ અત્યંત સંપન્ન છે. બોધિસત્વને જન્મ લેવા માટે તે જ સ્થાન યોગ્ય છે.' તે ઉપર બીજાએ કહ્યું 'આ કુલ યોગ્ય નથી. તે માતૃશુદ્ધ અને પિતૃશુદ્ધ નથી. તે ચંચળ છે. પુણ્યથી અભિષિક્ત થયેલું નથી. ઉદ્યાન, સરોવર તળાવ વગેરેથી તેઓની રાજધાની સુશોભિત નથી. તે જંગલી લોકોને શોભે એવી છે.'

(૨) બીજા દેવપુત્રે કહ્યું 'આ કોશલકુલ સેના વાહન અને ધનથી સંપન્ન છે તે બોધિસત્ત્વને યોગ્ય છે.' તેના ઉપર બીજાએ કહ્યું 'તે 'मातंगच्युति'માંથી ઉત્પન્ન થયેલા છે. માતાપિતૃ શુદ્ધ નથી. હીનધર્મ ઉપર શ્રદ્ધા રાખનારા છે તેથી તે યોગ્ય નથી.'

(૩) બીજાએ કહ્યું 'આ વંશ (વત્સ) રાજકુલ ઉત્કર્ષ પામેલું છે. ક્ષેમ છે અને તેમનો દેશ સંપન્ન છે. તેથી તે બોધિસત્ત્વ માટે યોગ્ય છે.' તે ઉપર બીજાએ કહ્યુ 'તે પ્રાકૃત અને ચણ્ડ છે. પર પુરુષોથી તેઓમાં પુષ્કળ રાજાઓનો જન્મ થયેલો છે. અને ત્યાંના રાજા ઉચ્છેદવાદી નાસ્તિક છે માટે તે બોધિસત્ત્વને યોગ્ય નથી.'

(૪) બીજા દેવપુત્રે કહ્યું "આ વૈશાલી મહાનગરી ઉત્કર્ષ પામેલી, ક્ષેમ, સુભિક્ષ, રમણીય, મનુષ્યોથી ભરેલી, ઘર અને વાડાઓથી અલંકૃત, પુષ્પવાટિકા અને ઉદ્યાનોથી પ્રફુલ્લિત છે. જાણે કે દેવોની રાજધાનીનું જ તે અનુકરણ કરે છે. માટે બોધિસત્ત્વને જન્મ લેવા માટે તે યોગ્ય છે." તે ઉપર બીજાએ કહ્યુ "ત્યાંના રાજાઓ એક બીજા સાથે ન્યાયથી વર્તતા નથી, ધર્માચરણી નથી. ઉત્તમ, મધ્યમ વૃદ્ધ અને જ્યેષ્ટ વગેરે ઉપર તેઓનો

૪ Buddhist India P. 28.

આદર નથી. દરેકને પોતે રાજા છે એમ લાગે છે. કોઇ કોઇનો શિષ્ય થવા ઇચ્છતો નથી કોઇ ધર્મ ઉપર તેમને આદર નથી. માટે આ નગરી પણ બોધિસત્ત્વને યોગ્ય નથી."

(૫) બીજા દેવપુત્રે કહ્યું "આ પ્રદ્યોતનું કુલ અત્યંત બલાઢ્ય, મોટા વાહનવાળું અને બીજાઓની સેના ઉપર વિજય મેળવનારૂં છે. તે બોધિસત્ત્વને યોગ્ય છે." તેના ઉપર બીજા-એ કહ્યું "તે કુળના રાજાઓ ચણ્ડ, ચપળ, રૌદ્ર, કઠોર બોલનારા અને અવિચારી છે. અને કર્મ ઉપર તેઓને વિશ્વાસ નથી માટે તે કુલ બોધિસત્ત્વને યોગ્ય નથી."

(૬) બીજાએ કહ્યું "આ મથુરા નગરી સમૃદ્ધ, ક્ષેમ, સુભિક્ષ અને મનુષ્યોથી ભરપૂર છે. કંસકુલના શૂરસેનોના રાજા સુબાહુની એ રાજધાની છે તે બોધિસત્ત્વને યોગ્ય છે." તેના ઉપર બીજાએ કહ્યું "આ રાજા મિથ્યા દૃષ્ટિવાળા કુળમાં જન્મેલા હોવાથી દસ્યુ રાજા છે. તેથી આ નગરી પણ બોધિસત્ત્વને યોગ્ય નથી."

(૭) બીજાએ કહ્યું "આ હસ્તિનાપુરના પાંડવ કુળના રાજા શૂર અને સુસ્વરૂપ છે. પરસૈન્યનો પરાભવ કરનાર તે કુળ છે તેથી બોધિસત્ત્વને તે યોગ્ય છે." આના ઉપર બીજાએ કહ્યું "પાંડવ કુળના રાજાઓએ પોતાના વંશને અશુદ્ધ કરીને હલકો પાડ્યો છે. યુધિષ્ઠિરને ધર્મનો પુત્ર, ભીમસેનને વાયુનો, અર્જુનને ઇન્દ્રનો અને નકુલ સહદેવને અશ્વિનીકુમારોના પુત્ર કહેવામાં આવે છે. માટે તે પણ બોધિસત્ત્વને યોગ્ય નથી."

(૮) બીજાએ કહ્યું "મૈથિલ રાજા સુમિત્રની રાજધાની અત્યંત રમણીય છે. હાથી ઘોડા રથ અને પાયદળ આ સર્વથી તે સંપન્ન છે સોનું રૂપુ મોતી અને નાના તરેહનું જવાહીર તેઓની પાસે છે. સામન્ત રાજાનું સૈન્ય તેના પરાક્રમથી ગભરાય છે. તે મિત્રવાન્ અને ધર્મવત્સલ છે. માટે આ કુલ બોધિસત્ત્વને યોગ્ય છે." તેના ઉપર બીજાએ કહ્યું "આવો આ રાજા છે ખરો પરંતુ તેને પુષ્કળ સંતતિ છે. અતિ વૃદ્ધ હોવાથી પુત્રોત્પાદન કરવાને તે સમર્થ નથી માટે આ કુળ પણ બોધિસત્ત્વને યોગ્ય નથી."

આ પ્રમાણે દેવપુત્રોએ જંબુદ્વીપના સોળ રાજ્યમાં ( **षोडशजानपदेषु** ) જે નાના મોટા રાજવંશો હતા તે સર્વ જોયા અને તે બધા તેમને દોષવાળા લાગ્યા.[૫]

આ ગ્રંથમાં સોળ જનપદ પૈકી આઠનાજ રાજવંશોનું વર્ણન કરવાનો પ્રયત્ન કર્યો છે. તે પૈકી છેવટના સુમિત્રનું કુળ તેની પછી જ નષ્ટ થયું હશે અને વિદેહનો અંતર્ભાવ વજ્જીઓમાંજ થયો હોવો જોઇએ. બાકી સાતમાંથી પાંડવવંશનો કોણ રાજા રાજ્ય કરતો હતો તે કહ્યું નથી. અને તેની માહિતી બીજા બૌદ્ધગ્રંથોમાં એ મળતી નથી. બાકી છ રાજવંશો સંબંધી જે માહિતી આપી છે તે ત્રિપિટક ગ્રંથમાં આપેલી માહિતી સાથે થોડા ઘણા પ્રમાણમાં મળે છે.

બધા બૌદ્ધ ગ્રંથોમાં શાક્ય કુળની માહિતી વિસ્તારથી આપેલી છે. અને ઉપરના સોળ રાજ્યોમાં શાક્યનો નામનિર્દેશ સુદ્ધાં નથી એનું શું કારણ? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. એનો ઉત્તર એટલોજ કે આ નોંધ તૈયાર થયા પહેલાંજ શાક્યનું સ્વાતંત્ર્ય નષ્ટ થયું હોવું જોઇએ

[૫] મૂળ ભાગનું અક્ષરશઃ ભાષાન્તર કર્યું નથી પણ સંક્ષેપમાં વર્ણન આપ્યું છે.

અને તેથી આ યાદીમાં તેનો સમાવેશ થયો નહિ. બોધિસત્ત્વ ગૃહત્યાગ કરી રાજગૃહમાં આવ્યા, ત્યાં તેમને તું કોણ છે એવો બિંબિસાર રાજાએ પ્રશ્ન કર્યો; ત્યારે તેમણે કહ્યું

उजुं जानपदो राजा हिमवन्तस्स पस्सतो ।
धनविरियेन संपन्नो कोसलेसु निकेतिनो ॥
आदिच्चा नाम गोत्तेन, साकिया नाम जातिया ।
तम्हा कुला पब्बजितोम्हि राज न कामे अभिपत्थयं ॥

આ ગાથામાં '**कोसलेसु निकेतिनो**' શબ્દ બહુ જ મહત્ત્વનો છે. કોસલદેશમાં જેનું ઘર છે એવા આદિત્ય ગોત્રી શાક્ય રાજાના કુળમાંથી નીકળી પરિવ્રાજક થયો એવું બોધિસત્ત્વનું કહેવું છે; અને આ ઉપરથી શાક્યનું સ્વાતંત્ર્ય ક્યારે નાશ થયું હતું તે સહજ દેખાઇ આવે છે.

શાક્યો કોસલ રાજાને કર આપતા હશે અને અંતર્ગત વ્યવસ્થા પોતે જોતા હશે. બુદ્ધની પ્રસિદ્ધિ થયા પછી કોસલ રાજાએ તેમના કુળની કન્યા સાથે લગ્ન કરવાની ઇચ્છા બતાવી. શાક્યો ઉપર આ મોટું સંકટ જ થયું. તેઓનું જો કે સ્વાતંત્ર્ય ગયું હતું તો પણ તેઓને શાક્યકુળનું અભિમાન હતું. છેવટે તેઓએ યુક્તિ કરીને મહાનામ શાક્યની દાસીકન્યાને શાક્યકન્યા કહીને કોસલ રાજાને આપી. આ બાબતમાં પ્રો. ર્‌હીઝ ડેવીડ્ઝે પોતાની શંકા પ્રદર્શિત કરેલી છે. શાક્યોએ જો કોસલ રાજાનો અધિકાર માન્ય કર્યો હોત તો પોતાની કન્યા તેને આપવામાં શી હરકત હતી? એવું તેમનું કહેવું જણાય છે. પરંતુ આવા ઉદાહરણો હિંદુસ્તાનમાં પુષ્કળ છે. ઉદેપુરના પ્રતાપસિંહને અકબરનું સાર્વભૌમ્ય માન્ય હતું. પરંતુ પોતાની પુત્રી આપવાનું પસંદ ન હતું. કોસલકુલ '**मातंगच्युत्युत्पन्न**' છે એવું લલિતવિસ્તારમાં કહ્યું છે. એ ઉપરથી આ કુળ અત્યંત હીન અવસ્થામાંથી ઉદયમાં આવ્યું હશે એવું સિદ્ધ થાય છે અને શાક્યોએ તેઓની સાથે શરીર સંબંધ કરવાની ના પાડી તેમાં કંઈ પણ નવીન નથી.

હવે શાક્ય જેવા મહાજનસત્તાક રાજ્યોની સત્તા કેમ સંકુચિત થતી ચાલી અને કોસલો જેવાં એકસત્તાક રાજ્યો કેમ બલાઢ્ય થવા લાગ્યાં એનો થોડો વિચાર કરીએ. (૧) મહાજનોનો એશઆરામ અને (૨) બ્રાહ્મણોનું રાજકારણમાં બળ. આ ક્રાન્તિનાં બે પ્રબળ કારણો હશે.

(૧) ગણરાજ્યમાં બધાથી બલાઢ્ય ગણાએલા વજ્જીઓ હતા. પણ તેઓમાં ફાટફુટ પડતાં મગધ રાજા અજાતશત્રુને તેઓને કબજે કરવાનું સહેલું પડ્યું. તાત્પર્ય કે તેઓમાં જેટલું ઐક્ય જોઇએ એટલું ન હતું અને પ્રત્યેક જણ પોતે જ મોટો એમ માનતો હતો એવું જણાય છે. લલિતવિસ્તરનો ઉતારો પણ આ વાતને ટેકો આપે છે. આ રીતે આ મહાજનસત્તાક રાજ્યો દુર્બળ થતાં ચાલ્યાં હશે. સાધારણ લોકોને પણ એશઆરામમાં ગરક થઈ ગયેલાં પાંચ પાંચસો રાજાઓ કરતાં એક રાજા હોવો એ વધારે ગભરાવણું લાગ્યું હશે. ગણરાજાઓ જ્યાં સુધી કાયદેસર વર્તતા ત્યાં સુધી તેઓની રાજ્યવ્યવસ્થા લોકોને સુખાવહ લાગતી. પણ જ્યારે લોકો ઉપર જોરજુલમ કરવા લાગ્યા ત્યારે 'પત્થર કરતાં ઈંટ નરમ' આ ન્યાયથી એક જ મહારાજા હોય તો ઠીક એમ લોકોને લાગવા માંડ્યું.

(૨) એકસત્તાક રાજ્યમાં પુરોહિતનું કામ વંશપરંપરાથી બ્રાહ્મણો પાસે હતું અને મુખ્ય પ્રધાન વગેરેનાં કામો પણ મોટે ભાગે બ્રાહ્મણો જ કરતા. આ કારણથી એકસત્તાક રાજ્યપદ્ધતિ દૃઢમૂળ કરવા માટે બ્રાહ્મણો અત્યંત પરિશ્રમ કરતા હશે. પોતાના વંશને ચિરસ્થાયીત્વ મળે તે માટે એકસત્તાધિકારી રાજાઓ પણ બ્રાહ્મણોને મોટી મોટી બક્ષિસો આપી યજ્ઞયાગને ઉત્તેજન આપતા હશે. આ પ્રમાણે '**परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ**' આ ન્યાયથી બ્રાહ્મણોનો જાતિભેદ અને એકતંત્રી રાજ્યપદ્ધતિ–આ બંને સંસ્થાઓ–બળવાન થતી ચાલી.

ગણરાજાઓ અને એકસત્તાધિકારી રાજાઓ પોતાની પડોશનાં રાજ્યો સાથે કાયમ કજીઆ કરતા. બિંબિસાર જેવો શાંતિપ્રિય રાજા કોઇક જ હશે. આ રાજ્યો વચ્ચેના કજીઆથી પ્રજાને મોટો ત્રાસ થાય તેથી દરેક રાજ્યમાં પ્રજા આ કજીઆની વિરુદ્ધ હોય છે. તેમાંથી મુક્ત થવા માટે લોકોને એક જ ઉપાય જડે. તે એ કે આ બધાં રાજ્યો ઉપર એક સર્વસત્તાધિકારી સાર્વભૌમ ચક્રવર્તી રાજા હોવો જોઇએ. આ વિચાર લોકોમાં–ખાસ કરી ક્ષત્રિય લોકોમાં બહુ જ ફેલાએલો હતો. કોઇ પ્રસિદ્ધ ક્ષત્રિયકુળમાં પુત્ર જન્મે કે તે ચક્રવર્તી થશે કે નહિ એ બાબતની જોષીઓ પાસેથી ખાત્રી કરવામાં આવે છે. બોધિસત્ત્વ સિદ્ધાર્થને માટે એવી જ ખાત્રી કરવામાં આવી હતી એવી દંતકથા છે. બ્રાહ્મણોને તો સાર્વભૌમ રાજાની સત્તા ઇષ્ટ હતી પણ શ્રમણપંથોએ પણ તેની વિરુદ્ધ કાંઇ પ્રયત્ન કર્યો હોય એમ દેખાતું નથી. બુદ્ધનો વજ્જી જેવા ગણરાજ્યો ઉપર પ્રેમ સ્પષ્ટ જણાઇ આવે છે. પણ લોકસત્તાક રાજ્યની ઉત્તમ સુધારણા કેવી રીતે કરી શકાય એ સંબંધી પ્લેટો જેવો સવિસ્તર વિચાર તેમણે કોઈ પણ જગાએ પ્રકટ કર્યો નથી. ચક્રવર્તી રાજ્યપદ્ધતિને ખુદ બુદ્ધે વિશેષ ટેકો આપ્યો હતો કે નહિ એ કહી શકાય નહિ પણ બુદ્ધના મુખમાં ચક્કવત્તીસુત્ત જેવાં સૂત્રો મૂક્યાં છે તે ઉપરથી તત્સમકાલીન ભિક્ષુઓનો આ પદ્ધતિવિષેનો પક્ષપાત સ્પષ્ટ વ્યક્ત થાય છે. એમાં એટલી જ વિશેષતા છે કે બૌદ્ધોએ કલ્પેલો ચક્રવર્તી અત્યંત ધાર્મિક હોવો જોઈએ; અને અશોક જેવા સાર્વભૌમ રાજા ઉપર આ કલ્પનાનું અત્યંત હિતાવહ પરિણામ થયું તેમાં શંકા નથી. પણ તેથી મહાજનસત્તાક રાજ્યપદ્ધતિ સદાને માટે નષ્ટ થઈ અને એકસત્તાક પદ્ધતિ સાર્વત્રિક થઇ. આ રાજકીય વાતાવરણનું બોધિસત્ત્વ ઉપર કેવું પરિણામ થયું હશે એનો ઉહાપોહ આવતા લેખમાં કરવાની આશા રાખીએ છીએ.



# ભારતીય જ્યોતિષનો સંક્ષિપ્ત ઇતિહાસ.*



[ મરાઠીમાં મૂળ લેખક:—**કેશવ લક્ષ્મણ દફ્તરી.** ]

ભારતીય જ્યોતિષશાસ્ત્રનો ઇતિહાસ ઘણો મનોરંજક છે, અને તે ઉપરથી ભારતીયોની બુદ્ધિ, જિજ્ઞાસા અને પરિશ્રમ સ્પષ્ટપણે દેખાઇ આવે છે. આ ઇતિહાસની સામગ્રી વિદ્વદ્વર્ય શંકર બાળકૃષ્ણ દીક્ષિતે પોતાના " **भारतीय ज्योतिषशास्त्र** " નામના ગ્રંથમાં એકઠી કરી છે. તે સામગ્રી અને અગ્નિપુરાણની મદદથી ભારતીય જ્યોતિષના શાસ્ત્રીય કાળનો ઇતિહાસ મેં " **भारतीय ज्योतिषशास्त्र निरीक्षण** " નામના નિબંધમાં સપ્રમાણ અને વિસ્તારપૂર્વક લખ્યો છે. શાસ્ત્રીયકાળની પહેલાંનો એટલે યજ્ઞકાળનો ઇતિહાસ વાયુપુરાણમાંથી મળે છે. અને તે ઘણો ખરો ભાગ " **वैदिककालगणनापद्धति** " નામના નિબંધમાં આવ્યો છે. આ બંને નિબંધોનો સંક્ષેપ કરીને આ સંપૂર્ણ ઇતિહાસ અહિં આપવાનો ઇરાદો છે

શ્વેતવારાહકલ્પારંભ એટલે શકારંભ પૂર્વે ૩૧૮૦ મા વર્ષે વૈદિકકાલગણના શરૂ થઇ ત્યારે ૪ વર્ષનો ૧ યુગ માનીને તેના ૧૪૬૧ દિવસ ગણતા. વાયુપુરાણ અધ્યાય ૨૧ અને ૨૨ માં કહેલા કલ્પ અને ૨૮ કલ્પોનો સંઘ તેમજ વાયુપુરાણ, અધ્યાય ૫૦, શ્લોક ૧૮૧ માં કહેલી કલ્પસંધીની વિધુત—આ બંને ઉપરથી સૂક્ષ્મયંત્રો સિવાય આ માપો સમજવાને લગભગ હજાર વર્ષનો વેધ આવશ્યક છે. એટલે શકારંભ પૂર્વે ૪૧૮૦ મા વર્ષથી માંડીને જ આર્ય લોકો વેધ લેતા હતા એવું જણાઈ આવે છે

આ અનુમાનને નીચેના પ્રમાણોથી પુષ્ટિ મળે છે. સૂર્યની ઉત્તરાયણ દક્ષિણાયન સંક્રાંત ગતિ આર્યોને ઘણા દિવસથી માલુમ હતી એ સ્પષ્ટ છે. આ ગતિ વિષે વાયુપુરાણમાં એમ કહ્યું છે કે સૂર્ય ઉત્તરાયણમાં અંદરના મંડળમાં અને દક્ષિણાયનમાં બહારના મંડળમાં ચાલે છે, અને પ્રત્યેક મંડળનું પ્રમાણ ૧૦૭૧૨૧ યોજન છે. એક વર્ષમાં આવાં મંડળો ૩૬૫ થાય છે. એટલે જે વૃત્તમાં સૂર્ય ફરે છે તેનો પરિધિ ૩૬૫ × ૧૦૭૧૨૧ અને વ્યાસ $\frac{૩૬૫ \times ૧૦૭૧૨૧}{૩}$ એટલે ૧૩૦૩૩૦૫૫ છે ( વ્યાસ પરિધિ પ્રમાણ ⅓ છે એમ વાયુપુરાણ અ. ૫૦ શ્લો. ૬૭, ૭૨, ૭૩, ૭૮માં સ્પષ્ટ કહ્યું છે ). અને સૂર્યની બંને દિશા વચ્ચેનું અંતર ત્યાં ૧૩૦૨૩૦૩૩ કહ્યું છે. સૂર્યના આ મંડળનો વ્યાસ તિર્યક્ એટલે દક્ષિણોત્તર છે એમ પણ ત્યાં કહ્યું છે. આનો અર્થ એવો થાય છે કે સૂર્ય. દરરોજ પૂર્વથી પશ્ચિમ તરફ વર્તુળ ગતિમાં ફરવા ઉપરાંત દક્ષિણોત્તર વ્યાસના વર્તુળમાં એક વરસમાં ફરે છે. સૂર્ય અત્યંત દક્ષિણે હોય તે સ્થાન અને અત્યંત ઉત્તરે હોય તે સ્થાન—આ બે વચ્ચેની જે લીટી તે જ આ વ્યાસ. સૂર્ય દૈનિક ગતિમાં ફરતાં પૃથ્વીથી જેટલે અંતરે હોય છે, તેટલે જ અંતરે આ દક્ષિણોત્તર વ્યાસ હોવો જોઈએ—એટલે સૂર્યની દૈનિકગતિના પરિધિ ( આ વાયુપુરાણમાં ત્યાં જ

* મરાઠી લેખના ગુજરાતી અનુવાદ માટે શ્રી. હરિહર પ્રા. ભટ્ટના અમે આભારી છીએ. સં.

૯૪૫૦૦૦૦૦ યોજન કહ્યો છે) જેટલો જ સૂર્યનાં અત્યંત દક્ષિણબિંદુ અને અત્યંત ઉત્તર બિંદુમાંથી જનારા પૃથ્વી મધ્ય વૃત્તનો પરિધ હોવો જોઈએ. આ પરિધ (૯૪૫૦૦૦૦૦)થી બંને દિશા વચ્ચેના અંતર (૧૩૦૩૩૦૩૩)ને ભાગીને ૩૬૦થી ગુણીને બેથી ભાગવાથી ક્રાંતિવૃત્ત અને વિષુવવૃત્ત વચ્ચેનો ખૂણો $\frac{૧૩૦૩૩૦૩૩ \times ૩૬૦}{૯૪૫૦૦૦૦૦ \times ૨} = ૨૪^{\circ}\ ૪૯'$ આવે છે. આજ આ ખૂણો ૨૩° ૨૭' છે અને આમાં દર સેંકડે એક કલાકનો ક્ષય થાય છે. એટલે આર્યોએ જોયેલું દિશાંતર ૮૨૦૦ વર્ષ પહેલાં એટલે શક પૂર્વે ૫૩૦૦ વર્ષ જેટલું જૂનું હોવું જોઇએ. આમાંથી ભૂલચૂકનો કેટલોક કાળ બાદ કરીએ તો પણ ભારતીય આર્ય શક પૂર્વે નિદાન ૪૦૦૦ વર્ષથી સૂર્યનો વેધ લેતા હતા અને તેની ગતિનું ઘણું જ સૂક્ષ્મ જ્ઞાન આટલા પુરાતન કાળમાં થયું હતું એ સ્પષ્ટ છે.

યજ્ઞકૃત્યમાં ચંદ્રસ્થિતિનો વિચાર પાછળથી શરૂ થયો એમ લાગે છે. ચંદ્રનું અત્યંત પ્રાચીન ગણિત વાયુપુરાણમાં આપ્યું છે (વાયુપુરાણ, અધ્યાય ૫૦ માં વિષુવબિંદુ કૃત્તિકાના આરંભમાં અને તેથી ઉત્તરાયણબિંદુ શતતારાના બીજા પાદના આરંભમાં કહ્યું છે). આ ગણિતનો અત્યંત પ્રાચીનકાળ શક પૂર્વે સુમારે ૨૩૬૮ વર્ષ આવે છે. આ ગણિતમાં ચંદ્રસૂર્યના પંચવર્ષાત્મક યુગ કહ્યા છે અને તે ચાર વર્ષના યુગમાં વિકાર કરીને બનાવ્યા છે એમ કહ્યું છે. આ ઉપરથી એમ જણાય છે કે પહેલાં ધર્મકૃત્યમાં ચંદ્રનો વિચાર થતો ન હતો. આ વાયુપુરાણના ગણિતમાં પંચવર્ષાત્મક યુગના દિવસ ૧૮૩૦ કહ્યા છે. એટલે ૬૨ ચાંદ્રમાસના એટલે ૧૮૬૦ તિથિના દિવસ ૧૮૩૦ થાય છે. એટલે ૩૦ તિથિનો ક્ષય થવાને ૧૮૩૦ દિવસ લાગે છે અથવા એક તિથિનો ક્ષય થવાને ૬૧ દિવસ લાગે છે. એટલે ૬૨ તિથિના ૬૧ દિવસ થાય છે. એટલે એક તિથિ (ચલ)નો કાળ ૨૯૬૬$\frac{૨૩}{૬૨}$ માત્રા થાય છે. (એક કલાની માત્રા ૫ અને એક અહોરાત્રની કલા ૬૦૩. **भा. ज्यो. शा;** પા. ૭૮ અને પા. ૮૦ માં **"काष्ठाः पंचाक्षराः स्मृताः"**) ચલનો આટલો જ વખત વા. પુ, અ. ૫૦, શ્લો. ૧૮૦ માં કહ્યો છે. પણ પછી તરત જ ૧૮૨ મા શ્લોકમાં ૪૦૦ વિષુતનો એક દિવસ (ઐંધવ ?) યુગ થાય છે અને તેમાં ચગાંશ થાય છે અને તેનું કારણ એક નાડિકા એટલે ઘટિકા છે એમ કહ્યું છે. ૬૪ તિથિના ૬૩ દિવસ માનવાથી ૪૦૦ તિથિમાં ૬$\frac{૧}{૪}$ તિથિનો ક્ષય થાય છે. તેનો જ આ ૧૮૨ મા શ્લોકમાં નિર્દેશ છે એ સ્પષ્ટ છે. ૬૨ તિથિના ૬૧ દિવસ કરતાં ૬૪ તિથિના ૬૩ દિવસ એ પ્રમાણ ઘણું સૂક્ષ્મ છે. આ ઉપરથી જણાય છે કે જો કે આરંભમાં ચંદ્રગતિનું જ્ઞાન ઘણું જ સ્થૂળ હતું, તો પણ તુર્ત જ તેનું ઘણું જ સૂક્ષ્મ જ્ઞાન ભારતીયોએ કરી લીધું હતું.

આ પ્રમાણે ચંદ્રસૂર્યની ગતિનું જ્ઞાન કરી લઈને તેનો પંચાંગરચના માટે તેમણે ઉપયોગ કર્યો. પહેલાં ૧૮૩૦ દિવસનો અને ૬૨ ચાંદ્રમાસનો અને ૫ વર્ષનો એક યુગ તેમણે લીધો, પણ ચંદ્રગતિનું સૂક્ષ્મજ્ઞાન થયા પછી તે યુગ ૧૮૩૦$\frac{૬}{૪}$ દિવસનો માનવા લાગ્યા. પણ યુગગણનામાં લીધેલા વર્ષનું માપ બરાબર નહોતું. આ જ્ઞાન ત્યારે હતું જ. કારણ પાંચ પાંચ વર્ષોના કેટલાક યુગ ગયા પછી આકાશસ્થિતિ પ્રત્યક્ષ જોઈને કેટલાક દિવસ છોડી દેવા એમ તેમણે કહ્યું છે (ઋગ્વેદ જ્યોતિષ શ્લોક ૫ ઉપર મેં **भा. पु. का. निर्णय**માં કરેલી

ટીકા જુઓ ). પ્રત્યેક યુગના ૧૮૩૦ દિવસ લેતાં હતા ત્યાં સુધી ૭ યુગને અંતે ૨૪ દિવસ છોડીને ૩૦ વરસના ૧૦૯૫૬ દિવસ લેતા. પરંતુ પછી જ્યારે ૧૮૩૦૬/૬૭ દિવસનો યુગ માનવા લાગ્યા, ત્યારે પૂર્ણ ચાંદ્ર માસ જ ( અધિક માઘ ) છોડી દઈને ૩૦ વર્ષના ૧૦૯૫૬૨/૬૭ દિવસ લેતા. આ પ્રમાણે ' ક્ષય માઘ ' ત્યારે ઉત્પન્ન થયો અને તેની મદદથી વર્ષનું ઘણું જ સૂક્ષ્મ જ્ઞાન ઉપયોગમાં આણ્યું. આ પછી એવું જાણવામાં આવ્યું કે ક્ષય માસને બદલે પ્રત્યેક ચોથા યુગનું છેવટનું વર્ષ જ છોડી દેવાથી એટલે ચાર યુગના જે ૨૪૮ ચાંદ્ર માસ થાય છે તે પૈકી છેવટના તેર ચાંદ્ર માસ છોડી દેવાથી ૧૯ વર્ષના ૨૩૫ ચાંદ્ર માસ એટલે ૬૯૩૯૫૬/૬૭ દિવસ અથવા એક વર્ષના સુમારે ૩૬૫૧/૪ દિવસ થાય છે. ( મારો " વૈદિક કાલગણના પદ્ધતિ " નિબંધ જુઓ). તે ઉપરથી સંવત્સર ક્ષય પદ્ધતિ ઉત્પન્ન થઈ. આમાં ૧૯ વર્ષે એક સંવત્સરનો ક્ષય માને છે.

આ ઇતિહાસમાં બીજી એક અગત્યની બાબત તે ભારતીયોએ વખતોવખત લીધેલા વિષુવબિંદુની અથવા અયનબિંદુની સ્થિતિના વેધ છે. પુનર્વસુ અને મૃગમાં ભારતીયોએ વિષુવબિંદુનો વેધ કર્યા વિષે લો. ટિળકે ' ઓરાયન 'માં બતાવ્યું જ છે. કૃત્તિકારંભે વિષુવબિંદુ હોવા વિષે વાયુપુરાણમાં કહ્યું છે. અયનબિંદુ ધનિષ્ઠાર્ધ ભાગે એટલે વિષુવબિંદુ ભરણીના ચોથા પાદના આરંભે હોવા વિષે મૈત્ર્યુપનિષદ્‌માં કહ્યું છે. અયનબિંદુ ધનિષ્ઠારંભે એટલે વિષુવબિંદુ ભરણીના બીજા પાદને આરંભે વેદાંગજ્યોતિષમાં કહ્યું છે. વિશ્વામિત્રે અગાઉની પદ્ધતિ રદ કરીને શ્રવણાદિ નક્ષત્રપદ્ધતિ સ્થાપન કરી એમ મહાભારત (આદિપર્વ અ. ૭૧)માં કહ્યું છે. આનો અર્થ એ કે તેણે અયનબિંદુ શ્રવણારંભે એટલે વિષુવબિંદુ અશ્વિનીના બીજા પાદને આરંભે જોયું. વસિષ્ઠ સિદ્ધાંતમાં આ નક્ષત્રો શ્રવણાદિ કહ્યાં છે. આપણા સૂર્યસિદ્ધાંતાદિ ગ્રંથ રચાયા ત્યારે અશ્વિન્યાદિ નક્ષત્રગણના માની છે. તે ઉપરથી ત્યારે આશ્વિનીનક્ષત્રારંભે વિષુવબિંદુનો વેધ લેવાયો એ સ્પષ્ટ છે. એકંદરે વિષુવબિંદુના વેધ આર્યો અતિ પ્રાચીન કાળથી લેતા આવ્યા છે એ સ્પષ્ટ છે.

યજ્ઞકાલને અંતે અને શાસ્ત્રીયકાલને આરંભે પિતામહ સિદ્ધાંત થયો. આમાં ૬૪ તિથિના ૬૩ દિવસ લીધા છે, અને આઠ વર્ષનો યુગ માનીને આઠ વર્ષમાં ત્રણ અધિક માસ લીધા છે. આમાં બુધાદિ પાંચ ગ્રહોની મધ્યમ ગતિ પણ કહી હશે. આ સિદ્ધાંતમાં શાસ્ત્રીય એવું કંઈ જ નહોતું, તો પણ તેની ઊણપ પૂરી કરવા જે વસિષ્ઠસિદ્ધાંત થયો [ " **कथितं ब्रह्मणा पूर्वं अवशेषं ब्रवीमि ते "–वसिष्ठसि०** ] તેમાં જ્યોતિઃશાસ્ત્રનો આરંભ તદ્દન સ્પષ્ટ દેખાય છે. આ સિદ્ધાંત ઉપલબ્ધ છે એ મોટું ભાગ્ય જ સમજવું જોઇએ. એ વિન્ધ્યેશ્વરીપ્રસાદે કાશીમાં છાપી પ્રસિદ્ધ કર્યો છે. એમાં સર્વ સિદ્ધાંતગ્રંથોમાં કહેલી યુગપદ્ધતિ, મધ્યમ અને સ્પષ્ટ ગ્રહનો વિવેક; મધ્યમ ગતિ, જ્યાર્ધ [ ૩ાા અંશને અંતરે ], શીઘ્ર પરિધિ, ગ્રહ સ્પષ્ટ કરવા માટે શીઘ્ર ફળ કાઢવાની રીત, રાત્રિમાન, ચર વગેરે કાઢવાની રીત, સૂર્ય, ચંદ્ર અને ભૂભાનાં બિંબોનાં માન વગેરે બાબતો મુખ્યત્વે કહી છે. મધ્યમ ગતિ પ્રત્યક્ષ ન કહેતાં પ્રત્યેક ગ્રહની કક્ષા કહી છે, અને ભગણ કક્ષા પણ કહી છે, અને ભગણકક્ષાને ગ્રહકક્ષાથી ભાગવાથી ગ્રહના મહાયુગના ભગણ આવે છે એમ કહ્યું છે. પૃથ્વીનો વ્યાસ પણ એમાં કહ્યો છે.

આમાં કહેલી શીઘ્ર પરિધિ મૂળે આ ગ્રંથની જ છે. તે કોઇએ પ્રક્ષિપ્ત કરેલી નથી. કેમકે તેને પ્રક્ષિપ્ત માનીએ તો તે પંચસિદ્ધાંતોક્ત વસિષ્ઠસિદ્ધાંત પછી જ પ્રક્ષિપ્ત કરવી શક્ય છે. અને ત્યારે તો ચંદ્રસૂર્યની મંદ પરિધિ તે વસિષ્ઠસિદ્ધાંત ઉપરથી જ માલુમ પડી શકતી હતી. અર્થાત પ્રક્ષેપકારે ચંદ્રસૂર્યમંદપરિધિ જ પ્રક્ષિપ્ત કરી હોત, પણ તેમ કરેલું દેખાતું નથી, તેથી આ શીઘ્ર પરિધિ મૂળે તેની જ છે એ સ્પષ્ટ છે.

શીઘ્ર પરિધિ કહ્યા છતાં મંદ પરિધિ સૂર્યચંદ્રની પણ કહી નથી એનું કારણ વિચારવા જેવું છે. મનુષ્યે ગ્રહોની આકાશીય ગતિનું અવલોકન કરવાથી તેને પ્રથમ શીઘ્ર ફળનું જ જ્ઞાન બુધશુક્રગતિ ઉપરથી થઇ શકે છે. તેને પ્રથમ એમ જણાઈ આવે છે કે બુધ, શુક્ર સૂર્યને છોડીને બહુ દૂર જતા નથી. તે ક્યારે ક સૂર્યની આગળ અને ક્યારેક ઘણા જલદી ચાલે છે અને ક્યારેક તો તદ્દન સ્તબ્ધ હોય છે, આમ કેમ થાય છે તેનો વિચાર કરવાથી મનુષ્યને એટલું સહજ સૂઝે છે કે તેઓ સૂર્યની આસપાસ ફરે છે અને આપણે જ્યાંથી જોઈએ છીએ તે પૃથ્વી તે વર્તુળની બહાર હોવી જોઈએ. આ ઉપપત્તિ એક વખત સમજાયા પછી તે ઉપપત્તિ ઉપરથી ગણિતથી ગ્રહસ્થિતિ કાઢવા માટે જ્યાર્ધ વગેરે સૂઝે એ સાહજિક છે, અશક્ય નથી. આટલું થયા પછી આ જ વિકૃત રૂપે મંગળ, ગુરુ અને શનિને લગાડવું સહજ છે. તેઓ પણ સૂર્યની આસપાસ ફરે છે પણ તેમના વર્તુળમાં પૃથ્વી છે એમ માનવું સાહજિક છે અથવા મધ્યમ મંગળ, ગુરુ અને શનિ પૃથ્વીની આસપાસ ફરે છે અને મંગળ, ગુરુ અને શનિ તેમના મધ્યમ માનની આસપાસ ફરે છે એમ માનવું સાહજિક છે. આ જ ઉપપત્તિ સૂર્યચંદ્રની ગતિને લગાડવી એ બાબત પાછળથી સૂઝે એવી છે. તેમ જ પંચગ્રહની ગતિમાં અનિયમિતાનાં મંદફલ અને શીઘ્રફલ એ બે કારણ છે એ વાત પણ પાછળથી સૂઝે એવી છે. આ ઉપરથી જણાશે કે આ વસિષ્ઠ સિદ્ધાંતમાં કેવળ શીઘ્ર પરિધિ કહી છે તે સાહજિક જ છે.

" मन्दोच्चपातभगणानुपपत्त्या नयेद्गते ।
यत्र मन्दफलं शून्यं मन्दोच्चस्थानमुच्यते ॥"

આ સિદ્ધાંતના વચનમાં એમ સ્પષ્ટ કહ્યું છે કે મન્દોચ્ચના ભગણ ઉપપત્તિથી એટલે આકાશમાં જોઈને કાઢી લેવા. ગ્રંથમાં મન્દોચ્ચભગણ કહ્યા નથી. તે કાઢી લેવા એમ કહ્યું છે. તે ઉપરથી બે પ્રશ્ન ઉત્પન્ન થાય છે. મંદોચ્ચ ગતિમાન્ છે એ કેમ સમજાયું ?—આ એક પ્રશ્ન, અને મંદોચ્ચ ગ્રંથકારે પોતે જોઈને કાં કહ્યા નહિ ?—આ બીજો પ્રશ્ન.

પહેલા પ્રશ્ન સંબંધે વિચાર કરતાં એમ જણાઈ આવે છે કે આગળ ઉપર પંચસિદ્ધાંતોક્ત મૂળ સૂર્યસિદ્ધાંતમાં પણ ચંદ્રમંદોચ્ચ સિવાય બીજાં મન્દોચ્ચ ગતિમાન્ છે એ કલ્પના નથી, તો પછી આ ગ્રંથકારને આ કલ્પના સૂઝી કઇ રીતે ? ચંદ્રમંદોચ્ચગતિ ઉપરથી સૂઝી એમ કહીએ તો ચંદ્રમંદોચ્ચગતિ એકલીનું જ્ઞાન થવું અશક્ય છે; તેની સાથે સાથે જ ચંદ્રોચ્ચ સૂર્યોચ્ચ અને ચંદ્રસૂર્યમંદપરિધિઓનું પણ જ્ઞાન થવું જોઇએ. પણ આ બાબતો તો ગ્રંથમાં કહી નથી. તેથી મંદોચ્ચગતિ સમજાઈ કેમ તેનો ખુલાસો થવો બાકી રહે છે. મનુષ્યને શીઘ્રફળનું જ જ્ઞાન હતું અને તે શીઘ્રફળને જ મંદફળ અને શીઘ્રોચ્ચને જ મંદોચ્ચ કહે છે એમ સમજવાથી આ ખુલાસો સહેજે થાય છે. કારણ કે શીઘ્રોચ્ચ ગતિમાન્ છે એ મનુષ્યને સહજ સમજી શકાય

છે. શીઘ્રોચ્ચ ગતિમાન્ છે એ વસિષ્ઠને સમજાયું, પણ તેની ગતિ ઠરાવવા જેટલો વખત તેને મળ્યો નહિ, તેથી તેણે તે ગતિ ઉપપત્તિથી ઠરાવી લેવી એમ કહ્યું અને તેથી તે ગતિ તેણે પોતે કહી નથી. મંગળ, ગુરુ, શનિનાં શીઘ્રોચ્ચની ગતિ સૂર્યગતિની જેટલી જ છે એમ બીજા સિદ્ધાંતોમાં કહેલું છે તેમ અહિં કહ્યું નથી આ વાત લક્ષમાં લેવાથી મારા અનુમાનને પુષ્ટિ મળે છે. આ પ્રમાણે ઉપરના બંને પ્રશ્નોનો ખુલાસો મળે છે.

આ સિદ્ધાંતમા સ્પષ્ટગતિપ્રમેય કહ્યું હતું એ વિષે ક્યારે પણ સંશય લઈ શકાય એમ નથી. કારણ કે તે સિવાય "**लब्धेष्टः खचरो मध्यो भगणादिर्भवेत्सदा।**" (આ મધ્ય ગ્રહ આવે છે) એમ કહેવું શક્ય નથી. અને આ વચન આ સિદ્ધાંતનું મૂળનું નહિ પણ પ્રક્ષિપ્ત છે એમ માની જ શકાય નહિ. સ્પષ્ટગતિપ્રમેયની સાથે જ જ્યાર્ધ અને શીઘ્રફળ કાઢવાની રીત આ સિદ્ધાંતમાં મૂળથી જ હોવી જોઈએ એ સ્પષ્ટ છે.

આ સિદ્ધાંતકારે ભૂભા ઉપરથી ચંદ્રનું અંતર પણ ઠરાવ્યું છે એમ લાગે છે. કારણકે તેણે ચંદ્રકક્ષા કહેલી છે અને ભૂભા ઉપરથી આવવી જોઈએ તેટલી જ તે ઘણુંખરી છે (આ **भा. ज्यो. शा. निरीक्षण** માં આપ્યું છે તે જુઓ).

એકંદરે આ સિદ્ધાંત જો કે ઘણી રીતે છિન્નભિન્ન થયો છે, તોપણ તેમાં સ્પષ્ટગતિપ્રમેય, જ્યાર્ધ અને શીઘ્રફળ કાઢવાની રીત આપેલી હતી એમ સિદ્ધ થાય છે. અર્થાત્ શાસ્ત્રીય જ્યોતિષનો પાયો આ સિદ્ધાંતકારે જ નાખ્યો એ સ્પષ્ટ છે.

હવે આણે જે કંઈ નવીન કહ્યું, તે પોતે શોધીને કહ્યું કે ગ્રીક લોકોની પાસેથી લઈને કહ્યું એ પ્રશ્નનો વિચાર કરવો જોઈએ. પણ આ પ્રશ્નનો વિચાર કરવા પહેલાં આ સિદ્ધાંતકારના કાળનો વિચાર કરવો જરૂરનો છે.

આ સિદ્ધાંતમા "નંદ [એટલે નવ]" એ શબ્દ વાપર્યો છે એટલે આ ગ્રંથકાર સિકંદરની સ્વારી વખતે ગ્રીક લોકો હિંદુસ્થાનમાં આવ્યા ત્યાર પછી થયો એ સ્પષ્ટ છે. પણ ત્યાર પછી કેટલે કાળે તે થયો એ જ ઘણા મહત્ત્વનો પ્રશ્ન છે. તેનો નિકાલ આ ગ્રંથમાં આપેલા અયનાંશ કાઢવાના શ્લોકથી થાય છે. તે શ્લોક આ પ્રમાણે છે:—

**अब्दाः खखर्तुभिर्भाज्या-**
**स्तद्दोस्त्रिघ्ना दशोद्धृताः। अयनांशाः...॥ ५९ ॥**

અર્થ:—કલિના ગતવર્ષને ૬૦૦ થી ભાગવાં. [ભાગાકાર ભગણાદિ આવે છે—શ્લો. ૩૭ જુઓ] જે આવે તેના ભુજને ૩ થી ગુણીને ૧૦ થી ભાગવા એટલે અયનાંશ આવે છે. ઉદાહરણાર્થ, ગતકલિ ૨૭૦૦ ને ૬૦૦ થી ભાગતાં ૪ ભગણ અને ૬ રાશિ આવે છે. ૬ રાશિનો ભુજ ૦ આવે છે, એટલે અયનાંશ ૦. ગતકલિ ૩૦૦૦ માં પણ અયનાંશ શૂન્ય જ આવે છે. ગતકલિ ૨૮૫૦ ને ૬૦૦ થી ભાગતાં ૪ ભગણ અને ૯ રાશિ આવે છે. તેનો ભુજ ૯૦ અંશ, તેને $\frac{3}{10}$ થી ગુણતાં અયનાંશ ૨૭ આવે છે. આ પ્રમાણે ગતકલિ ૩૧૫૦ માં પણ અયનાંશ ૨૭ જ આવે છે. આ રીતે ગતકલિ ૨૭૦૦ થી ૨૮૫૦ સુધી અયનાંશ વધતાં વધતાં પરમ એટલે ૨૭ અંશ થાય છે. આગળ ૩૦૦૦ સુધી ઘટતાં

ઘટતાં શૂન્ય થાય છે. અને ફરીને ૩૬૫૦ સુધી વધતાં વધતાં ૨૭ અંશ થાય છે અને ફરીને ૩૩૦૦ સુધી ઘટતાં ઘટતાં શૂન્ય થાય છે.

હવે આ અયનાંશોની ઉપપત્તિ જુઓ. પિતામહના ૮ વર્ષના યુગમાં ત્રણ અધિક માસ [**ભા. જ્યો.** જુઓ] હોવાથી તે યુગમાં ૯૯ ચાંદ્ર માસ અને તેના દિવસ [ ૬૪ તિથિના ૬૩ દિવસ પ્રમાણે ] ૨૯૨૩.૫૯૩૭૫ થાય છે. એટલે એક વર્ષના દિવસ ૩૬૫.૪૪૯૨૧૮૭૫. આ પ્રમાણે સૂર્યની ગતિ બહુ થોડી આવે છે કારણ કે વાસ્તવિક સાયન વર્ષ ૩૬૫.૨૪૨૨ છે. તેથી પિતામહના ગણિતથી આવતા સૂર્યમાં દરવર્ષે શુમારે ૧૨ કલા મેળવ્યા સિવાય તે સૂર્ય ઉપરથી આવતો અયનારંભ વાસ્તવિકની સાથે મળે નહિ. તેથી આ અયનાંશ ૨૫૦ વર્ષમાં ૨૭ એટલે એક વર્ષમાં ૧૦.૮ કલા વસિષ્ઠને મેળવવા પડી. આ અયનાંશ દરવર્ષે વધતા જાય છે. તે કદી ઘટી શકે નહિ. પણ વસિષ્ઠોક્ત ગણિત પ્રમાણે ૧૫૦ વર્ષ ઘટતા જાય છે. માટે આ તેની પોતાની કલ્પના જ છે. તેની કલ્પના પ્રમાણે અયનાંશ ઓછા થવાનો જે કાળ તેમાં તે થયો ન હોવો જોઇએ, કેમ કે ને કાળમાં તે થયો હોત તો પોતાની કલ્પના ખોટી છે એમ તેને પ્રત્યક્ષ દેખાઇ આવ્યું હોત. તેથી તે અયનાંશવૃદ્ધિના કાળમાં એટલે ગતકલિ ૨૭૦૦ થી ૨૮૫૦ સુધીમા અથવા ૩૦૦૦ થી ૩૬૫૦ સુધીમાં થયો હોવો જોઇએ એ સ્પષ્ટ છે. પણ વસિષ્ઠકાલગણનામાં અને ઇતર કાલગણનામાં નિદાન ૨૪ વર્ષનું અંતર હોવું જોઇએ એમ મેં **જ્યો. શા. નિરીક્ષણ** માં બતાવ્યું છે. તેથી વસિષ્ઠનો કાળ ગતકલિ ૨૬૭૬ થી ૨૮૨૬ સુધીમાં અથવા ૨૯૭૬ થી ૩૧૨૬ સુધીમાં ઠરે છે. નંદ પછી ચંદ્રગુપ્તનો અભિષેક થયો તે શક પૂર્વે ૩૯૨ અથવા ગતકલિ ૨૭૯૦ને વખતે થયો. તેથી વસિષ્ઠનો કાળ ગતકલિ ૨૭૯૦ થી ૨૮૨૬ સુધીમાં અથવા ૨૯૭૬ થી ૩૧૨૬ સુધીમાં આવે છે.

હવે અગ્નિપુરાણોક્ત તિથિગણિત જે સિદ્ધાંત ઉપરથી લીધું છે તે ગતકલિ ૨૯૫૦ ને શુમારે થયું. કારણ કે તે અરસાના તેના ગ્રહ વાસ્તવિક ગ્રહો સાથે મળે છે એમ મેં **ભા. જ્યો. શા, નિરીક્ષણ** મા બતાવ્યું છે. તે સિદ્ધાંતમા ચંદ્ર, સૂર્યનાં મંદફળ અને ઉચ્ચ કહ્યાં છે. તે અગ્નિપુરાણોક્ત સિદ્ધાંત પહેલાં આ વસિષ્ઠ સિદ્ધાંત ઘણાં જ વર્ષ પહેલાં થયો હોવો જોઇએ. તેથી આ વસિષ્ઠ સિદ્ધાંત ગતકલિ ૨૭૯૦ થી ૨૮૨૬ સુધીના કાળમાં થયો એ સ્પષ્ટ છે.

હવે આમાં કહેલી બાબતો ગ્રંથકર્તાના પોતાના જ શોધથી કહી છે એ સહજ સિદ્ધ થાય છે. સ્પષ્ટગતિપ્રમેય યુરોપમાં એપોલોનિયસે શોધી કાઢ્યું, પણ તેનો જન્મ શુમારે ગતકલિ ૨૮૫૨ છે. [ એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા જુઓ ]. તે સિવાય ગતકલિ ૨૭૯૦ ના પહેલાં ગ્રીક જ્યોતિષીઓએ શોધી કાઢેલી કોઇ પણ બાબતનો ઉલ્લેખ આ વસિષ્ઠ સિદ્ધાંતમાં નથી. આ ગ્રીક જ્યોતિષીઓએ વર્ષમાન ૩૬૫$\frac{1}{4}$ દિવસ અને ૧૯ વર્ષમાં ૭ અધિક માસ લીધા છે. ૧૯ વર્ષના એટલે ૨૩૫ ચાંદ્રમાસના દિવસ ૬૯૩૯$\frac{3}{4}$ અથવા ૬૯૪૦. પણ આમાંની એકે બાબત વસિષ્ઠસિદ્ધાંતમાં નથી. વસિષ્ઠસિદ્ધાંતનું વર્ષમાન તેમાં કહેલા અયનાંશ હિસાબમાં લેતાં ૩૬૫ દિ. ૧૫ ઘ. ૦૫. આવે છે. ૮ વર્ષમાં ૩ અધિક એટલે ૨૩૧ ચાંદ્રમાસના દિવસ ૬૯૨૯$\frac{2}{5}$ છે [ જ્યો ધા જુઓ ] આ બાબતોનો

વિચાર કરતાં એમ લાગે છે કે આ સિદ્ધાંતનો કાળ ગમે તે હશે, પણ આમાં કહેલી બાબતો ગ્રીક પાસેથી લીધી એમ કહી જ શકાય નહિ.

હવે આ સિદ્ધાંતમાં "કેન્દ્ર" શબ્દ આવ્યો છે અને તે ગ્રીક છે, તેથી ગ્રહસ્પષ્ટગતિનું તત્ત્વ વસિષ્ઠે ગ્રીક પાસેથી લીધું એમ કોઈ કોઈ કહે છે, તેનો વિચાર કરીએ. પહેલાં તો કેન્દ્ર શબ્દ ગ્રીક જ છે, સંસ્કૃત નથી એમ સિદ્ધ થતું નથી. કારણ કે સંસ્કૃત ધાતુ **क्रिण्**–'ચિહ્ન કરવું' એ ઉપરથી 'કેન્દ્ર' શબ્દ થઇ શકે છે. અને એ જ પ્રકારે ગ્રીક 'કેન્દ્ર' [ અંગ્રેજી contre ] શબ્દ થયેલો છે. બીજું, 'કેન્દ્ર' ગ્રીક શબ્દ માનીએ તો પણ તેની સાથે ગ્રહસ્પષ્ટગતિતત્ત્વ ભરતખંડમાં આવવું જ જોઈએ એમ પણ સિદ્ધ થઈ શકતું નથી. છાયાના ફરવા ઉપરથી દિવસનો ગતકાળ જોવા માટે સૂર્યચક્ર [ sun-dials ] કરવાની રીતિની સાથે જ કદાચ 'કેન્દ્ર' શબ્દ હિંદુસ્તાનમાં આવ્યો હશે. તે સિવાય, ગ્રીક હિંદુસ્તાનમાં ગતકલિ ૨૭૮૦ પછી આવ્યા અને તે પછી તરત જ થયેલા ગ્રંથમાં ગ્રીક શબ્દ વાપરવાની હિંમત કરી એમ કહેવા કરતાં 'કેન્દ્ર' શબ્દ મૂળે જ સંસ્કૃત છે એમ કહેવું વધારે સારૂં છે, આ બધી બાબતોનો વિચાર કરતાં વસિષ્ઠે સ્પષ્ટગતિપ્રમેય ગ્રીક પાસેથી લીધું એમ સિદ્ધ થતું નથી. વારૂ, આ તત્ત્વ ગ્રીક પાસેથી લીધું હોય, તો પણ તે ગ્રીકોને જેની કલ્પના પણ નહોતી એવી કેટલીએ બાબતોનો તેમાં ભારતીયોએ ઉમેરો કર્યો. તે તત્ત્વ પ્રમાણે ગણિત કરતાં આવડવા સારૂ જ્યા શોધીને તેની મદદથી ગણિત કરવાની રીત શોધી કાઢી; શીઘ્ર પરિધિ ઠરાવી; ભૂપરિધિ અને ચંદ્રકક્ષાનું માન બરાબર ઠરાવ્યું; વ્યાસપરિધિપ્રમાણ ઘણુંજ સૂક્ષ્મ ઠરાવ્યું; દિનમાન કાઢવાની ખરી રીત કહી; લગ્ન કાઢવાની ખરી રીત પણ કહી; વર્ષનું માન ઘણુંજ સૂક્ષ્મ ઠરાવ્યું. એકંદરે વસિષ્ઠ ઘણો બુદ્ધિમાન્ અને શોધક ગ્રંથકાર થઇ ગયો એમાં સંશય નથી.

આ મૂળ વસિષ્ઠસિદ્ધાંત પછી તરત જ બીજો વિકૃત વસિષ્ઠસિદ્ધાંત થયો. તે થવાનું કારણ તદ્દન ઉઘાડું છે. મૂલ વસિષ્ઠસિદ્ધાંત પ્રમાણે અનુભવ નહિ થવાથી મૂળ વસિષ્ઠસિદ્ધાંતમાં ફરક કરવો પડયો, એટલે મૂળ વસિષ્ઠસિદ્ધાંતમાં કહેલી અયનગતિનો સૂર્યની અને ચંદ્રની ગતિમાં જ અંતર્ભાવ કરીને સિદ્ધાન રચવો પડયો. વસિષ્ઠસિદ્ધાંતના એક મહાયુગના દિવસ ૧૫૭૭૯૧૭૫૧૬ કહ્યા છે. [ **भा. ज्यो.** પા. ૧૭૧ જુઓ ] આ બીજા કોઇ પણ સિદ્ધાંતમા દિવસ કરતાં જૂદું છે. તે સિવાય મૂલ વસિષ્ઠસિદ્ધાંતના મહાયુગના દિવસ [૧૫૭૮૭૪૦૬૨૫] જેમ સમ ભાજ્ય છે, તે પ્રમાણે આ પણ છે. તે સિવાય આગળ પુલિશ સિદ્ધાંત થયો ત્યારે રોમક સિદ્ધાંત હિંદુસ્તાનમાં આવ્યો હતો. પુલિશે રોમકનું વર્ષમાન ૩૬૫ દિ. ૧૪ ઘ. ૪૮ પળ ન લેતાં વર્ષમાન ૩૬૫ દિ. ૧૫ ઘ. ૩૦ પળ લીધું ત્યારે એટલે પુલિશના વખતમાં ૩૬૫ દિ. ૧૫ ઘ. ૩૦ પળની લગભગ જેનું વર્ષમાન હોય એવો કોઇ પણ સિદ્ધાંત હોવો જોઇએ અને તે મહાયુગમાં ૧૫૭૭૯૧૭૫૧૬ દિવસ કહેનાર વિકૃત વસિષ્ઠસિદ્ધાંત સિવાય બીજો કોઇ દેખાતો નથી.

તે પછી અગ્નિપુરાણમાં જે ઉપરથી તિથિગણિત કર્યું છે તે વૃદ્ધવસિષ્ઠ સિદ્ધાંત થયો. અલેક્ઝાંડ્રિયામાં હિપારકસે જે કામ જે વખતે કર્યું તે જ કામ તે જ વખતની સુમારે વૃદ્ધવસિષ્ઠે સ્વતંત્રપણે કર્યું એ બાબત રોમકસિદ્ધાંતના નીચે આપેલા વચનમાં સ્પષ્ટ કરી છે.

वसिष्ठो रोमकमुनिः कालज्ञानाय तत्त्वतः ।
उपयासं [उपासतुः ?] ब्रह्मचर्य प्रागर्क विष्णुतत्परौ ॥ २ ॥
उभाभ्यां तोषितो विष्णुर्योगोऽयं [योगं तं ? ]
तन्मुखद्वयात ॥ ३ ॥ उच्चारयामास...॥ ४ ॥

[ भा. ज्यो. પા. ૧૭૬ જુઓ ]

અર્થ:—વસિષ્ઠ અને રોમક મુનિ એ બંનેએ ખરૂં કાલજ્ઞાન થવા માટે પહેલાં બ્રહ્મચર્ય અને વિષ્ણુની ભક્તિ કરી. વિષ્ણુએ બંને ઉપર પ્રસન્ન થઈને તેમના બંને મુખમાંથી કાલજ્ઞાન યોગ કહ્યો.

વૃદ્ધ વસિષ્ઠ અને રોમક (હીપ્પારકસ) બંનેના પ્રયત્ન સ્વતંત્ર હતા તેમાં સંશય જ નથી. કેમ કે તેમનાં વર્ષાદિ માન એકમેકને મળતાં નથી એમ આગ્નેયપુરાણના ગણિતના નિરીક્ષણ ઉપરથી જણાઈ આવશે.

પરંતુ વૃદ્ધવસિષ્ઠનાં માન ઘણાં સ્થૂળ હતાં અને રોમકનાં તેના કરતાં સૂક્ષ્મ હતાં, કારણ કે રોમકને ખાલ્ડિયન લોકોના ઘણા જૂના વેધોનો ઉપયોગ કરવાનું મળ્યું, અને આપણામાં વેધ લખી રાખવાની રીત ન હોવાથી વૃદ્ધવસિષ્ઠને પાછલા વેધ મળ્યા નહિ. પણ આ સ્થૂળતા નૂતન વસિષ્ઠે તુર્તજ દુરસ્ત કરી. આ જ નૂતન વસિષ્ઠસિદ્ધાંતનું ગણિત પંચસિદ્ધાંતિકામાં કહ્યું છે, અને તે રોમકના ગણિત કરતાં સ્થૂળ છે. આ ઉપરથી એમ લાગે છે કે રોમક હિંદુસ્તાનમાં આવ્યા પૂર્વે જ તે થયેલું હશે.

*મૂળ વસિષ્ઠને અજ્ઞાત એવી એક બાબત તેણે શોધી કાઢી. તે એ કે મંગળ,* ગુરુ અને શનિનાં શીઘ્રોચ્ચ સૂર્ય જ છે. બુધ અને શુક્રનાં શીઘ્રોચ્ચની ગતિ પણ તેણે શોધી કાઢી. આ સિદ્ધાંતના પંચગ્રહનું ગણિત પંચસિદ્ધાંતિકામાં સત્તરમા અધ્યાયમાં ૬૬–૮૧ માં દીધું છે. આ અધ્યાયમાં પ્રત્યેક ગ્રહનું ગણિત બે વખત કર્યું છે. ૧–૫૬ માં એક વખત અને ૬૬–૮૧ મા બીજી વખત. શીઘ્ર કેન્દ્રનો પૂર્ણ ભગણ થવાનો કાળ આમાં નીચે પ્રમાણે લીધો છે:—

| | પહેલા ગણિતમા | બીજા ગણિતમાં |
|---|---|---|
| બુધ | ૧૧૫ \| ૫૨ ઘ. \| ૪૫ પળ | ૧૧૪$\frac{૫}{૬}$ |
| મંગળ | ૭૭૯$\frac{૪૩}{૪૪}$ | ૭૬૮$\frac{૩}{૪}$ |
| શુક્ર | ૫૮૩$\frac{૨૦}{૨૧}$ | ૫૭૫$\frac{૧}{૨}$ |
| ગુરૂ | ૩૯૮$\frac{૮}{૯}$ | ૩૯૩$\frac{૩}{૫}$ |
| શનિ | ૩૭૮$\frac{૧}{૧૧}$ | ૩૭૨$\frac{૩}{૪}$ |

પહેલા ગણિતમાં આ કાળ ઘણા જ સૂક્ષ્મ છે અને બીજા ગણિતમાં ઘણાજ ચુકેલા છે. વરાહમિહિર પંચસિદ્ધાંતિકાના આરંભમાં જ કહે છે કે વસિષ્ઠ સિદ્ધાંત કરતાં પૌલિશ સિદ્ધાંત ઘણો સૂક્ષ્મ છે. તેથી આ સત્તરમા અધ્યાયને છેવટે જો કે "**इति पौलिशसिद्धान्ते ताराग्रहाः**" એમ કહ્યું છે અને શુક્રના પહેલાં ગણિત પછી "**इति वसिष्ठ शुक्रः**" એમ કહ્યું છે, તોપણ બીજું ગણિત વસિષ્ઠ સિદ્ધાંતનું જ છે એમ ઠરે છે. આને અધિક પુષ્ટિ આપનાર કારણ એવું છે કે પાંચ સિદ્ધાંત પૈકી સૂર્યસિદ્ધાંતનું પંચગ્રહ ગણિત સોળમા અધ્યાયમાં જ આવ્યું છે, અને રોમક અને પિતામહ સિદ્ધાંતમાં આ પંચગ્રહગણિત

હોય એ સંભવતું નથી. અર્થાત્ સત્તરમા અધ્યાયના એ ગણિતમાંથી જે વધારે સ્થૂળ છે તે વસિષ્ઠ સિદ્ધાંતનું જ હોવું જોઇએ.

વૃદ્ધ વસિષ્ઠે કયા શોધ કર્યા તેનું દિગ્દર્શન કરીએ. મૂળ વસિષ્ઠે બુધશુક્રની ગતિની ઉપપત્તિ જે રીતે લગાડી તે જ રીતે રવિચંદ્રની ઉપપત્તિ તેણે લગાડી. મૂલ વસિષ્ઠોક્ત ઉપપત્તિનો સાર ભાસ્કરાચાર્યે સંક્ષેપમાં નીચે પ્રમાણે કહ્યો છે.

**भूमेर्मध्ये खलु भवलयस्यापि मध्यं यतः स्यात् ।**
**यस्मिन्वृत्ते भ्रमति खचरो नास्य मध्यः कुमध्ये ॥**
**भूस्थो द्रष्टा न हि भवलये मध्यतुल्यं प्रपश्येत ।**
**तस्मात्तज्ज्ञैः क्रियत इह तद्दोःफलं खेटमध्ये ॥**

અર્થઃ—ભૂમિનું મધ્ય અને આકાશનું મધ્ય એક જ છે. પણ ગ્રહ જે વૃત્તમાં ફરે છે તે વૃત્તનું મધ્ય અને ભૂમિનું મધ્ય એક જ નથી. તેથી ગ્રહભ્રમણવૃત્તસ્થને દેખાય તેવો જ ગ્રહ પૃથ્વી પરથી જોનારને દેખાતો નથી. તેથી તે વાતને અનુસરીને સંસ્કાર કરવો પડે છે. આ વાત નીચે પ્રમાણે આકૃતિ દોરવાથી સ્પષ્ટ થશે, **वृ** ગ્રહભ્રમણવૃત્તનું કેન્દ્ર છે. **ग्र** ગ્રહનું સ્થાન, છે. ગ્રહ પોતાના વૃત્તમાં હમેશાં સરખી ગતિથી ફરે છે તેથી તેને તેની મધ્યમ ગતિ કહે છે અને તે ગતિ પ્રમાણે જે ગ્રહ આવે છે તે મધ્યમ ગ્રહ કહેવાય છે. **मे** મેષની એટલે આકાશારંભની દિશા છે. તેથી **मेवृग्र** મધ્યમ ગ્રહનો કોણ છે. **भू** ભૂમિમધ્ય છે. **भूवृ** રેષા એટલે ઉચ્ચનીચરેષા જ્યાં ગ્રહવૃત્તને મળે છે તે બે બિંદુને ઉચ્ચ અને નીચ કહે છે. [ **उ**=ઉચ્ચ અને **नी**=નીચ ] **मेभूग्र** સ્પષ્ટ ગ્રહનો એટલે પૃથ્વી ઉપરથી દેખાતા ગ્રહનો કોણ છે. **भुमे वृमे** રેષાઓ સમાંતર હોવાથી

કોણ **उ वृ मे**=કોણ **उ भू मे**

તેથી કોણ **मे वृ ग्र**–કોણ **मे भू ग्र** =

( **उवृग्र** + **मेवृउ** ) – ( **उभूग्र** + **मेभूउ** )

= **उ वृ ग्र** – **उ भू ग्र** = **भू ग्र वृ**

= મધ્યમગ્રહને કરવાને સંસ્કાર.

આ કોણ **भुग्रवृ**=$\frac{\text{भुवृ}}{\text{उवृ}}$ × ૫૭.૩ × જ્યા **उवृग्र** એમ ત્રિકોણમિતિ ઉપરથી સ્થૂળપણે ઠરે છે. **उवृग्र** કોણને 'કેન્દ્ર' કહે છે. જ્યારે કેન્દ્ર ત્રણ રાશિ અથવા ૯ રાશિ હોય છે, ત્યારે ફલ અત્યંત મોટું એટલે પરમ હોય છે. આ ઉપપત્તિ રવિચંદ્રની ગતિને લગાડીને તે પ્રમાણે રવ્યુચ્ચ એટલે **मेवृउ** કોણ અને રવિપરમફલ, તેમ જ ચંદ્રોચ્ચ અને ચંદ્રપરમફલ વસિષ્ઠે ઠરાવ્યાં. ચંદ્રોચ્ચને ગતિ છે તે ગતિ પણ તેણે ઠરાવી. પણ તેણે પંચગ્રહોની ગતિનો વિચાર કર્યો નથી એમ લાગે છે. મૂલ વસિષ્ઠે પંચગ્રહનાં પરમ ફલ ઠરાવ્યાં. પણ ઉચ્ચ અને ઉચ્ચગતિ તેને ઠરાવતાં આવડી જ નહિ. નૂતન વસિષ્ઠે સૂર્ય એ જ મંગળ, ગુરુ અને શનિનો ઉચ્ચ છે એમ શોધી કાઢ્યું. પણ આ પાંચ ગ્રહની સ્થિતિ એક જ ફલે સૂક્ષ્મ આવતી નથી. આ વાત પોલિશે શોધી કાઢી એમ સિદ્ધાંતિકાના ૧૭મા અધ્યાયમાં પંચગ્રહોના પહેલા ગણિત ઉપરથી સ્પષ્ટ દેખાય છે, અને તે મેં **भारतीय ज्योतिः शास्त्र निरीक्षण** માં બતાવ્યું છે. પંચગ્રહને બે ફળ દેવાં પડે છે એ વાત પોલિશે શોધી કાઢ્યા પછી મૂળ વસિષ્ઠે જે ફળ શોધી કાઢ્યાં, તે બહુ શીઘ્રતાથી વધે છે અને ઘટે છે તેથી તેને શીઘ્રફલ કહેવા લાગ્યા.

અને પૌલિશે જે શોધી કાઢ્યાં તે મંદતાથી વધે છે અને ઘટે છે તેથી તેને મંદફલ કહેવા લાગ્યા. જેને એક જ ફલ હોય છે તેનું તે ફલ મંદતાથી જ વધે છે અથવા ઘટે છે તેથી તેને પણ મંદફલ જ કહેવા લાગ્યા. મંદફલ સંબંધે જે ઉચ્ચ તે મંદોચ્ચ અને શીઘ્રફલ સંબંધે જે ઉચ્ચ તે શીઘ્રોચ્ચ.

નૂતન વસિષ્ઠસિદ્ધાંત પછી પૌલિશ સિદ્ધાંત થયો. તેમાં ચંદ્રસૂર્યાદિકની ગતિ ઘણી જ સૂક્ષ્મ હતી એમ લાગે છે. કારણ કે વરાહમિહિરે પોતાના ગ્રંથના આરંભમાં જ કહે છે કે

**पौलिशोऽतिस्फुटोऽसौ तस्यासन्नस्तु रोमकःप्रोक्तः।**
**स्पष्टतरःसावित्रः परिशेषौ दूरविभ्रष्टौ ॥ ४ ॥ अ. १.**

અર્થઃ—પૌલિશ સિદ્ધાંત ઘણો સ્પષ્ટ છે. રોમક સિદ્ધાંત સૂક્ષ્મતામાં તેની લગભગ જ છે, પણ સૂર્યસિદ્ધાંત ઘણો જ સૂક્ષ્મ છે. અને બાકીના એટલે વસિષ્ઠસિદ્ધાંત અને પિતામહ-સિદ્ધાંત ઘણા જ સ્થૂળ છે.

નૂતન વસિષ્ઠસિદ્ધાંત, પૌલિશસિદ્ધાંત અથવા સૂર્યસિદ્ધાંત ગમે ત્યારે થયા હો, તેઓ સ્વતંત્રપણે થયા છે એટલું ચોક્કસ છે. ટૉલેમિના ગ્રંથમાંથી તેમાં કાંઈ જ લીધું નથી. કેમ કે ટૉલેમિના અને તેમના કોઈ આંકડા મળતા નથી. નૂતન વસિષ્ઠસિધ્ધાંતમાં પંચગ્રહોનાં એક જ શીઘ્રફલ છે. તેથી તેમાં ટૉલેમિનો કંઇ સંબંધ નથી એ સ્પષ્ટ છે. પૌલિશનાં મંદફલ અને મંદોચ્ચ મેં **भारतीय ज्योतिष शास्त्र निरीक्षण** માં ઠરાવ્યાં છે તે, પંચસિદ્ધાંતિકા ઉપરથી માલુમ પડતાં સૂર્યસિદ્ધાંતનાં, અને ટૉલેમિનાં તુલના માટે નીચે આપું છું.

મંદોચ્ચ.

| | પૌલિશ સિ० | સૂર્ય સિ० | ટૉલેમિ. |
|---|---|---|---|
| મંગળ | ૩ રા. ૦ અં. | ૩ રા. ૨૦ અં. | ૩ રા. ૨૫ અં. ૩૦ ક |
| ગુરુ | ૫ ,, ૧૫ ,, | ૫ ,, ૧૦ ,, | ૫ ,, ૧૧ ,, |
| શુક્ર | | ૨ ,, ૨૦ ,, | ૧ ,, ૨૫ ,, |
| શનિ | ૭ ,, ૧૨ ,, | ૮ ,, ૦ ,, | ૭ ,, ૨૩ ,, |
| બુધ | | ૭ ,, ૧૦ ,, | ૬ ,, ૧૦ ,, |

પરમમંદ ફલ.

| | પૌલિશ સિ. | સૂર્ય સિ. | ટૉલેમિ. |
|---|---|---|---|
| ગુરુ | ૮ અં. | ૫ અં. ૫ ક. | ૫ અં. ૧૬ ક. |
| શનિ | ૫૬ ,, | ૬ ,, ૨૬ ,, | ૬ ,, ૩૨ ,, |
| મંગળ | ૧૦૬ ,, | ૧૧ ,, ૮ ,, | ૧૧ ,, ૩૨ ,, |
| શુક્ર | | ૨ ,, ૧૪ ,, | ૨ ,, ૨૩ ,, |
| બુધ | | ૪ ,, ૨૭ ,, | ૨ ,, ૫૨ ,, |

આ વિષે મારૂં **भारतीय ज्योतिष शास्त्र निरीक्षण** જુઓ.

આ આંકડા ઉપરથી પૌલિશ અને સૂર્ય બંનેએ સ્વતંત્ર વેધ લઇને પોતાના સિદ્ધાંતો રચ્યા એ સ્પષ્ટ છે.

પૌલિશસિધ્ધાંતનો નિશ્ચિતકાળ ઠરાવવવાનાં સાધનો ઉપલબ્ધ નથી એ મોટા ખેદની વાત છે.

હવે સૂર્યસિદ્ધાંત સંબંધે માહિતી કહું છું. પંચસિદ્ધાંતિકાનો સૂર્યસિધ્ધાંત આજ જે સૂર્યસિદ્ધાંત ઉપલબ્ધ છે તેના કરતાં જૂદો છે અને તે જ મૂળ સૂર્યસિદ્ધાંત છે. આ મૂળ

સૂર્યસિદ્ધાંત દિનકર નામના ઋષિએ રચ્યો હતો એમ દેખાય છે. કારણ કે દિનકર નામનો એક મહર્ષિ જ્યોતિષી થઈ ગયો એમ પંચસિદ્ધાંતિકાની પહેલી જ આર્યા ઉપરથી જણાય છે. ને આર્યા આ પ્રમાણે છેઃ-

**दिनकर वसिष्ठ पुर्वान् विविधमुनीन्द्रान्प्रणम्य भक्त्यादौ ।**

અર્થઃ-વસિષ્ઠ, દિનકર વગેરે મુનીન્દ્રોને નમસ્કાર કરીને...

હવે તેના કાળ વિષે વિચાર કરીએ. પંચસિદ્ધાંતિકાના અહર્ગણ શકે ૪૨૭ થી માંડીને સાધ્યા છે, મૂલ સૂર્યસિદ્ધાંતના મધ્યમ ગ્રહને બીજસંસ્કાર કહ્યો છે તે આ પ્રમાણેઃ-

**क्षेपाः शरेन्दुविकला प्रतिवर्षं मध्यमक्षितिजे ।**
**दश दश गुरौ विशोध्या शनैश्चरे सार्धपञ्चयुताः ॥१०॥ अ. १६.**

અર્થઃ—દર વર્ષે મંગળમાં ૧૫ વિકલા મેળવવી, ગુરૂમાંથી ૧૦, ૧૦ બાદ કરવી વગેરે.

આમાં વર્ષો ક્યાંથી ગણવાં તે કહ્યું નથી. તો પણ અહર્ગણ શકે ૪૨૭ થી શરૂ કરીને કાઢ્યો છે તેથી તે શકે ૪૨૭ થી માંડીને લેવાં એ સ્પષ્ટ છે. આની મતલબ એમ કે વરાહમિહિરમતે મૂલ સૂર્યસિદ્ધાંતના ગ્રહ શકે ૪૨૭ માં બિનચૂક આવતા હતા. એટલે તે મૂળ સૂર્યસિદ્ધાંત શકે ૪૨૭ માં થયો. આનું બીજું પુષ્ટીકરણ એવું કે લગભગ મૂળ સૂર્ય-સિદ્ધાંતના સૂર્ય જેટલા જ સૂર્ય ઉપરથી આપણા જ્યોતિષીઓએ શકે ૪૪૪ માં અયનાંશ શૂન્ય હતા એમ ઠરાવ્યું છે. અર્થાત્ મૂલ સૂર્યસિદ્ધાંત શકે ૪૪૪ના શુમારે થયો હોવો જોઇએ. ત્રીજું એમ કે શકે ૪૨૧ ના આ સિદ્ધાંતના મધ્યમ ગ્રહ **भा. ज्यो.** પા. ૨૦૦ મેં આપ્યા છે તે બધા યુરોપિયન ગણિત વડે કાઢેલા તે જ સમયના ગ્રહ સાથે ઘણા જ મળે છે, એ નીચેના કોષ્ટક ઉપરથી જણાઈ આવશે

શકે ૪૨૧ ચૈત્ર કૃષ્ણ ૯ મી રવિવાર, મધ્યમ મધ્યાહ્નના મધ્યમ ગ્રહઃ-

| | મૂલસૂર્યસિધ્ધાંત | | | કેરોપંતી ગ્રહસાધન કોષ્ટક પરથી | | |
|---|---|---|---|---|---|---|
| | રા. | અં. | ક. | રા. | અં. | ક. |
| સૂર્ય | ૦ | ૦ | ૦ | ૧૧ | ૨૯ | ૪૩ |
| ચંદ્ર | ૯ | ૧૦ | ૧૮ | ૯ | ૧૦ | ૩૬ |
| ચંદ્રોચ્ચ | ૧ | ૫ | ૪૨ | ૧ | ૫ | ૫૮ |
| રાહુ | ૧૧ | ૨૨ | ૧૨* | ૧૧ | ૨૨ | ૩૭ |
| મંગળ | ૦ | ૭ | ૧૨ | ૦ | ૬ | ૪૮ |
| બુધ | ૬ | ૬ | ૦* | ૬ | ૩ | ૫ |
| ગુરુ | ૬ | ૭ | ૧૨* | ૬ | ૬ | ૩૭* |
| શુક્ર | ૧૧ | ૨૬ | ૨૪ | ૧૧ | ૨૬ | ૧ |
| શનિ | ૧ | ૧૯ | ૧૨ | ૧ | ૧૮ | ૪૧* |

* આ સંબંધે **भा. ज्यो. शा. निरीक्षण** જુઓ. આ કેરોપંતી ગ્રહોમાં ૧૭ કલા મેળવી તેની મૂલ સૂર્યસિદ્ધાંતના ગ્રહો સાથે તુલના કરવી, એટલે સૂર્યસિદ્ધાંતના બુધ સિવાયના ગ્રહો ઘણા જ સૂક્ષ્મ છે એમ જણાશે. આમ હોવાનું કારણ તે સિદ્ધાંત તે અરસામાં જ થયો એ જ હોવું જોઇએ. એકંદરે આ સિદ્ધાંત શકે ૪૨૭ માં થયો એમ ઠરે છે.

આ સિદ્ધાંતકારની કુશળતા ઘણી મોટી છે. યુરોપમાં ટૉલેમિએ જે કાર્ય કર્યું તે જ કાર્ય તેણે સ્વતંત્રપણે ટૉલેમિ કરતાં પણ સરસ કર્યું એમ કહેવામાં કંઈ હરકત નથી.

# ભારતીય સંગીતનું ઐતિહાસિક અવલોકન

૨

## બૌદ્ધ અને જૈન ઉલ્લેખો

અધ્યાપક:-નારાયણ મોરેશ્વર ખરે

પુરાતત્વના પ્રથમ પુસ્તકના ત્રીજા અંકમાં પ્રાચીન વૈદિક સાહિત્યમાં (ઈ. સ. પૂર્વે ૧૫૦૦થી ઈ. પૂ. ૨૦૦) આવતા સંગીત વિષેના ઉલ્લેખોની ચર્ચા કરી હતી. પ્રસ્તુત લેખમાં બૌદ્ધોના અને જૈનોના પ્રાચીન ગ્રંથોમાં આવતા સંગીત વિષેના ઉલ્લેખોની ચર્ચા કરવી ધારી છે.

બૌદ્ધ પાલી ગ્રંથોમાં જાતકો અતિ પ્રાચીન મનાય છે. તેઓનો સમય ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકાનો મનાય છે; અને તેમાં વર્ણવેલી લોકસ્થિતિ બુદ્ધના પહેલાંની પણ હશે એવું વિદ્વાનો માને છે.[1]

જાતકોમાં બ્રહ્મદત્ત રાજાની ઘણી કથાઓ આવે છે. તે પૈકી દધિવાહન જાતકમાં શકનામક એક બ્રાહ્મણે પોતાના એક પહાડમાં રહેનાર બાપને વગાડવા માટે ઢોલ આપીને કહ્યું 'જો તું આ બાજુએ વગાડશે તો તારા શત્રુઓ નાશી જશે પરંતુ બીજી બાજુએ વગાડશે તો તેઓ તારી સાથે મૈત્રી કરશે.'[2]

જાતકોમાં બીજી એક વાત આવે છે, જેમાં જણાવેલું છે કે બોધિસત્વ પોતે એક ઉત્તમ ગાયક હતો, તેનું નામ **ગુત્તિલ** હતું, અને એ કાશીના રાજા બ્રહ્મદત્તની પાસે ગાયક તરીકે નોકર હતો. એક વખત ઉજ્જયિનીનો મુશિલ કરીને એક ગાયક ત્યાં આવ્યો અને ગુત્તિલ ને પોતાના કરતાં વધારે વિદ્વાન જાણી વધારે જ્ઞાન મેળવવાની ઇચ્છાથી તેની પાસે રહી સંગીત શીખ્યો. ગુત્તિલે કંઈ પણ ચોરી કર્યા વગર તેને બધું શીખવ્યું. પછી એક વખત બ્રહ્મદત્તની સભામાં આ બન્નેનું ગાયન વાદન થયું ત્યારે રાજાએ ગુત્તિલને મુશિલ કરતાં બમણું ઇનામ આપ્યું એ વાત મુશિલથી સહન ન થઈ. અને ગુરુની સાથે તકરાર કરી. તે તકરારનો નિર્ણય રાજાએ એવો કર્યો કે એ બંને વચ્ચે હરીફાઈ ચાલે. ગુત્તિલ તે વખતે વૃદ્ધ હોવાથી પોતાના જય વિષે તેને શંકા થઈ અને તે જંગલમાં ચાલ્યો ગયો.

ત્યાં સ્તુતિથી ઇંદ્ર તેના ઉપર પ્રસન્ન થયો અને વરદાન આપ્યું કે 'હરીફાઇમાં તું તારી વીણાનો એકે એક તાર તોડી નાખીશ તોપણ વગર તારવાળી વીણા પહેલાંના જેવી વાગશે

---

૧ જુઓ Manual of Indian Buddhism by H. Kern પા. ૨; તથા જાતકોના અંગ્રેજી અનુવાદના પહેલા પુસ્તકની પ્રસ્તાવના. રીઝની પણ એવીજ માન્યતા છે.

૨ જુઓ Jatak Book II Page 70 दर्दिजातक (જાતકોનો અંગ્રેજી અનુવાદ)

અને સાતે તાર ન હોવા છતાં અવાજમાં થોડો પણ ફેર નહિ પડે.' પછી ગુત્તિલ દરબારમાં આવ્યો અને હરીફાઇમાં પોતાના શિષ્યને જીત્યો. આ વાર્તામાં સપ્તતંત્રીનો ( સાત તારની વીણાનો ) ઉલ્લેખ આવે છે. આ ઉપરથી સહજ અનુમાન થાય છે કે સપ્તતંત્રીના પ્રચાર તે વખતે ઘણો હશે.[3]

જાતકોમાં ઢોલ ( drum ) શબ્દ ઘણી વાર આવે છે. ઢોલ રણુ વાદ્યમાં ગણાય છે તેમજ ધર્મવિધિના પ્રસંગે પણ એ વાદ્ય વપરાય છે. એ સિવાય રાજાઓ ધાર્મિક કે રાજકીય આજ્ઞાઓ જાહેર રસ્તાઓ પર ઢોલથી ઢંઢેરો પીટાવીને જાહેર કરતા. તે વખતે Kettle-drum Road ( એટલે ઢોલ-રસ્તો ) ખાસ રાખવામાં આવતો હતો.[4]

ઢોલ અને શંખ વગાડનારાઓનો તે વખતે એક ધંધો હતો એમ જણાય છે. બુદ્ધ બોધિસત્ત્વે શંખ તથા ઢોલ વગાડનારાઓમાં પણ બે જન્મ લીધા હતા એમ જાતક કથાઓમાં કહ્યું છે.[5]

વીણાનો ઉલ્લેખ ગુત્તિલ જાતકમાં તો આવાજ ગયો છે. વિધુરપંડિત જાતકમાં પણ તેનો ઉલ્લેખ છે. પ્રધાન વિધુરપંડિતે પોતાના રાજાના શત્રુઓને જેમ વીણા વાદનથી હાથી પકડાય છે તેમ પોતાના ચાતુર્યથી જીત્યા.[6]

જાતક ગ્રંથોમા બીજા સંગીત વાદ્યોનો ઉલ્લેખ મળે છે અને તે મુખ્યત્વે કરીને સરઘસમા વપરાતાં વાદ્યોનો. સરઘસમાં ઘણા રથો રહેતા અને તેમાંના છેલ્લા રથમાં વાદ્યો વગાડવામાં આવતા.[7] બૌદ્ધોના ધાર્મિક વિધિમાં પણ સંગીતને ઉત્તમ સ્થાન હતું. પંચશિખ ગંધર્વ હાથમાં વીણા લઇને બુદ્ધની સ્તુતિ કરે છે એવો ઉલ્લેખ પણ આવે છે.[8]

રાજા મહારાજાઓ પણ પોતાની પાસે ગાયક વાદક નોકર તરીકે રાખતા હતા એ વાત મહાસારજાતક અને તક્કારીય જાતક ઉપરથી જણાય છે.

મહાજન જાતકમા ચાર મ્હોટા ધ્વનિનો ઉલ્લેખ છે અને એ ધ્વનિ મૃદંગ દુંદુભિ ઇત્યાદિ ચર્મવાદ્યોનો કહેલો છે. આ ધ્વનિનો ઉપયોગ રાજા મહારાજાઓ સન્માનનીય પુરુષોને માન આપવા ખાતર કરતા હતા. એ ધ્વનિ બે રથની વચ્ચે વાદ્યો વગાડીને કાઢતા હતા જેમાંથી એક રથમાં માણસો બેસે અને બીજો ખાલી રહે. એ રથોને રાજવાડાની ચોતરફ ફેરવતા. અને તે વખતે સેંકડો વાજિંત્ર વગાડી તે બધાનો અવાજ સમુદ્રની ઘોષણા જેવો કાઢતા.[9]

---

૩ જુઓ જાતકોનો અંગ્રેજી અનુવાદ ભાગ બીજો ગુત્તિલ જાતક Page 172. 176

૪ જુઓ જાતકોનો અંગ્રેજી અનુવાદ ભાગ ૪ થો. પાનું ૧૭૧ અને ૨૫૬.

૫ જુઓ જાતકોનો અંગ્રેજી અનુવાદ ભાગ ૧. પાનું ૧૪૬ ભેરીવાદક જાતક અને શંખધ્વનિ જાતક.

૬ જુઓ જાતકો ભાગ ૬ ઠ્ઠો પાનું ૧૨૭ વિધુરપંડિત જાતક.

૭ જુઓ જાતક ભાગ ૬ ઠો. નીગ્રોધ જાતક.

૮ જુઓ ભિક્ષારી કૌશીય જાતક પાનું ૪૦ જાતક ભાગ ૪ થો.

૯ જુઓ. મહાજન જાતક

મહાવગ્ગમાં નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે.

अथ खो भगवा येनायस्मतो सोणस्स विहारो तेनुपसंकमि उपसंकमित्वा पञ्ञत्ते आसने निसीदि । आयस्मापि खो सोणो भगवन्तं अभिवादेत्वा एकमन्तं निसीदि । एकमन्तं निसिन्नं खो आयस्मन्तं सोणं भगवा एतदवोच । ननु ते सोण रहोगतस्स पटिसल्लीनस्स एवं चेतसो परिवितक्को उदपादि । ये खो केचि......पुञ्ञानि च करेय्यन्ति । एवं भन्तेति । तं किं मञ्ञसि सोण, कुसलो त्वं पुब्बे अगारिकभूतो वीणाय तन्तिस्सरेति । एवं भन्ते । तं किं मञ्ञसि सोण, यदा ते वीणाय तन्तियो अच्चायता होन्ति, अपि नु ते वीणा तस्मिं समये सरवती वा होति कम्मञ्ञा वा ति । नो हेतं भन्ते ॥ १ ॥ तं किं मञ्ञसि सोण, यदा ते वीणाय तन्तियो अतिसिथिला होन्ति, अपि नु ते वीणा तस्मिं समये सरवती वा होति कम्मञ्ञा वा ति । नो हेतं भन्ते । तं किं मञ्ञसि सोण, यदा ते वीणाय तन्तियो, नेव अच्चायता होन्ति नातिसिथिला समे गुणे पतिट्ठिता, अपि नु ते वीणा तस्मिं समये सरवती वा होति कम्मञ्ञा वा ति । एवं भन्ते । एवमेव खो सोण अच्चारद्धविरियं उद्धच्चाय संवत्तति, अतिलीनविरियं कोसज्जाय संवत्तति ॥२॥

આમાં બુદ્ધ પોતાના શિષ્ય સોનને ઉપદેશ કરતાં પૂછે છે કે 'તમે વીણા વગાડી શકો ?' સોન હા પાડે છે. બુદ્ધ કહે છે "જો સોમ, વિણાના તારો ખેંચીને બહુ સખત કરીએ તો તેમાંથી અવાજ બરાબર નીકળશે ?" "ના" સોણે પ્રત્યુત્તર આપ્યો. બુદ્ધ પૂછે છે "હવે જો વીણાના તારો બહુ જ ઢીલા કરીએ તો શું થશે ?" સોમે કહ્યું "તોપણ તેમાંથી સંગીતને યોગ્ય અવાજ ન નીકળે, અને હું તેને વગાડી પણ ન શકું," બુદ્ધ કહે "હવે જો વીણાના તારો બહુ સખત પણ નહિ અને બહુ ઢીલા પણ નહિ પરંતુ તેમાંથી અવાજ નીકળે એટલા જ તારોને ખેંચીએ તો ?" સોમ કહે, "તો પછી વીણામાંથી સરસ અવાજ નીકળે અને એ વગાડી પણ શકાય." બુદ્ધ કહે કે "તેવીજ રીતે આપણી શક્તિને બહુ જ તાણ્યા કરીએ તો તેથી કંઇ વળે નહિં. અથવા શક્તિનો ઉપયોગ બરાબર ન કરીએ તો, આળસને લીધે શરીર નકામું થઈ જાય."[૧૦]

ઉપલી વાત પરથી વીણા સુપ્રસિદ્ધ હતી એ સ્પષ્ટ દેખાય છે.

વીણાનાં તુંબડાંઓ બીલીફળનાં કોચલાંનાં થતા. દીઘનિકાયમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

"एवं भद्दं तथाति खो पंचसिखो गंधब्बपुत्तो सक्कस्स देवानमिंदस्स पटिस्सुत्वा बेलुवपण्डुवीणं आदाय एकमंतं ठितो खो पंचसिखो गंधब्बपुत्तो बेलुवपण्डुवीणं अस्सावेसि ।[११]

આ ઉલ્લેખ-પ્રમાણે પોતાના હાથમાં વીણા ( પંડુવીણા ) લઈને પંચસિખ ગંધર્વપુત્ર

૧૦ જુઓ મહાવગ્ગ વિનયપિટક એડીટર ઓલ્ડનબર્ગ. પાનું ૧૮૨-૮૩. મૂળ ફકરાનો સાર આપ્યો છે.

૧૧ જુઓ દીઘનિકાય. પાલીટેક્સ્ટ સોસાયટી વૉ. બીજું પાનું. ૨૬૪

પુ. ૪

ઇંદ્રની સ્તુતિ કરે છે. બેલુવ એટલે બીલીનું ઝાડ, આ ઉપરથી એમ અનુમાન કરૂં છું કે વીણાનું તુંબડું બીલીફળના કોકાનું હશે. હાલમાં પણ કોઇકે ઠેકાણે ન્હાના તુંબડાંની બીલીફળની વીણા જોવામાં આવે છે.

વીણા વિષે બીજો એક ઉલ્લેખ એક બૌદ્ધ ભિક્ષુ અને ગ્રીક રાજા મિલિંદની વચ્ચે થએલા સંવાદમાં આવે છે. રાજા મિલિંદ એ ઈ. સ. પૂર્વે ૧૦૦ પ્હેલાં હિંદમાં હતો. પ્રસ્તુત સંવાદ સિંધુ નદીના આસપાસના પ્રદેશમાં થયો હોવો જોઇએ એમ ડૉ. ઑલ્ડેનબુર્ગ કહે છે.[૧૨]

એ સંવાદમાં ભિક્ષુ રાજાને કહે છે હે ! રાજા, વીણાની તબકડી ( **वीणाय पत्तम्** વીણાની તબકડી ? ) ઘોડી, ચામડું, અંદરનું પોલાણ, ચોકઠું, ખીલી, તાર, ગજ અને મનુષ્યની મહેનત એમાંનું એકાદ ન હોય તો કંઈ સંગીતનો ધ્વાન નીકળવાનો હતો ?[૧૩]

સારાંશ વાદ્યોનો પ્રચાર બૌદ્ધ કાળમાં ઘણો જ હતો. રાજા મિલિંદ એ પોતે બહુ વિદ્વાન હતો અને ઘણી કળાઓનું જ્ઞાન તેને હતું. એ પોતે કવિ તેમ જ ગાયક હતો.[૧૪]

અશ્વઘોષ ઇસ્વીસનના પહેલા સૈકામાં થયો. તેણે બુદ્ધની સ્તુતિઓ રચેલી છે અને તે બૌદ્ધમંદિરોમાં ગવાતી. એણે પોતાની સાથે ગાયક-વાદકનો સંઘ લઈને આખા હિંદમાં પ્રવાસ કર્યો હતો, અને તેમની મદદથી બૌદ્ધમતનો પ્રચાર કર્યો હતો. એ પોતે કવિ અને ઉત્તમ ગાયક હતો.[૧૫]

અશ્વઘોષ બુદ્ધચરિત્રમાં લખે છે કે " તે લોકોએ તથાગતનું ( ગૌતમ બુદ્ધનું ) મૃત શરીર સુરક્ષિત રાખ્યું અને તેની આગળ દરેક પ્રકારનું નૃત્ય તથા ગીત કર્યું. "[૧૬]

આ ઉપરથી સમજાય છે કે ધાર્મિક વિધિમાં બૌદ્ધ લોકોને સંગીતની આવશ્યકતા લાગી હતી. હિન્દુઓના પણ જે સોળ સંસ્કાર કહ્યા છે તે પ્રત્યેકમાં સંગીતની જરૂર છે અને ખાસ કરીને યજ્ઞને પ્રસંગે તો જરૂર હતી જ. હિંદુઓના ગૃહ્યસૂત્રમાં તેમજ ઉપનિષદમાં એ જ વાત જોવામાં આવે છે.[૧૭]

ઉપલા ઉલ્લેખ ઉપરથી બૌદ્ધ ધર્મના વિધિમાં સંગીતને સ્થાન હતું એટલુંજ નહીં પણ મંદિરમાં ગવાતી સ્તુતિઓ પણ સંગીતયુક્ત હતી એમ સમજાય છે.

---

૧૨ જુઓ Page 254 Buddha, His Life, Doctrine, and His Order by Dr. Oldenburg.

૧૩ જુઓ Questions of King Milinda. Page 84.

૧૪ જુઓ Hindu India. Page 100.

૧૫ જુઓ-Sacred Books of the East Vol. XIX Introduction.

૧૬ "..........They placed the body of **तथागत** and then using every kind of music and dance" etc

૧૭ જુઓ બૃહદારણ્યકોપનિષદ્ અધ્યાય ૩. ૨૭.

ગૌતમબુદ્ધે શ્રામણેરને જે દસ ખાસ આજ્ઞાઓ પાળવા માટે આપેલી હતી એમાંથી એક આજ્ઞા એ છે કે મનોવિકાર ઉદ્દીપિત કરનાર નૃત્ય, ગીત, વાદનથી શ્રામણેરે નિવૃત્ત થવું"[૧૮]

એ ઉપરથી તે વખતે સમાજમાં ગાયન વાદન નૃત્યનો ફેલાવો હતો પણ તેમાંથી અશ્લીલ ગાયનો કે જે મનોવૃત્તિને ઉદ્દામ કરે તેવા ગાયનોથી અલિપ્ત રહેવું એવો એક બ્રહ્મચારી કે શ્રામણેર માટે નિયમ કર્યો હતો એમ જણાય છે.

" લલિત વિસ્તર " ગ્રંથમા બુદ્ધનું ચરિત્ર વર્ણવેલું છે. એમાં બુદ્ધ પોતે સંગીત વિદ્યામાં કુશળ હતો, અને વીણાવાદ્ય ઠીક રીતે વગાડી જાણતો હતો એવો ઉલ્લેખ મળે છે.

**" अग्निकर्मणि वीणायां वाद्ये नृत्ये गीते पठिते आख्याने लास्ये नाट्ये सर्वत्र बोधिसत्त्व एव विशिष्यते स्म"[१९]**

તેમજ—

**"हा मम पुत्रा सुकुशलगीतवाद्या क्व त्वंगतोऽसि विजहिय सर्वराज्यम् "[२०]**

આ ઉપરથી રાજાઓ પોતે બીજા વિષયોની પેઠે સંગીત વિદ્યા શિખતા હતા અને અને તેની કદર કરતા હતા એમ જણાય છે:

બૌદ્ધ ગ્રંથોમાં સદ્ધર્મપુંડરિક જુનો ગ્રંથ છે. ચીની ભાષામાં આ ગ્રંથનો તરજુમો ઈ. સ. ૬૦૧ મા થયો હતો.[૨૧] અર્થાત્ મૂળ ગ્રંથ એની અપેક્ષાએ જુનો હોવો જોઇએ. કોઈ કહે છે કે આ ગ્રંથની પરિભાષા " શતપથબ્રાહ્મણને " મળતી છે.

આ ગ્રંથમાં એમ લખ્યું છે કે " **અવલોકિતેશ્વર**નો અવાજ બ્રહ્મ જેવો છે અને તે આખી મૂર્છનામાંથી પસાર થાય છે. "[૨૨]

મૂર્છના એટલે સપ્તસ્વરોનો ક્રમવાર આરોહ અને અવરોહ. પ્રાચીન મૂર્છના શબ્દનો એજ અર્થ હતો. હાલની ભાષામાં એને ઠાઠ કહેવાય.

સદ્ધર્મપુંડરિકમાં વાજીંત્રોનો પણ ઉલ્લેખ ઘણે ઠેકાણે આવે છે. એમા મુખ્યત્વે કરીને શંખ, ઢોલ, વીણા, ઝાંજ, તંબુરો, વેણુ, બંસરી વગેરેનો ઉલ્લેખ છે.[૨૩]

---

૧૮ જુઓ Dialogues of Buddha Part I Page 6. or Brahmajala sutta.

૧૯ જુઓ લલિતવિસ્તર પાનું ૧૫૬.

૨૦ " " પાન ૨૩૨.

૨૧ જુઓ H. Kern's Introduction to Saddharma Pundrik Pp. 16–17.

૨૨ " Awalokiteshwar possesses a good voice like Brahma going through the whole Gamat of tones" Saddharma Pundrik PP. 416. H. Kern.

૨૩ "Who caused musical instruments, drums, conches, trumpets and noisy great drums, to be played and raised the rattle of Tymbals at such places in order to celebrate the highest enlightment ?

તેમ જ એ જ ગ્રંથમાં બીજે ઠેકાણે એક આવો ઉલ્લેખ છે " આગળના દસ કલ્પમાં ધર્મવિધિ પ્રસંગે ઘણી જાતના વાદ્યો વગાડવામાં આવતાં હતાં." પાના ૪૦૦ ઉપર **मेघदुंदुभिस्वरराग:** એવો શબ્દ વાપરેલો છે. તે શબ્દ ૧૨૦૦૦ વર્ષમાં એક લાખ સંગીત વાદ્યો વગાડીને મેઘ દુંદુભિ જેવો અવાજ કાઢીને બુદ્ધને પ્રણામ કર્યા એ બાબતના અનુસંધાનમાં આવ્યો છે. આ ઉલ્લેખ પણ વાદ્યોના પ્રચારની બાબતમાં ટેકો આપે છે.

બુદ્ધ અને તેમના શિષ્ય આનંદ વચ્ચે થયેલા એક સંવાદમાં સાત જાતના વાદ્યોનો ઉલ્લેખ છે. જો કે એના નામો નથી આપેલા પરંતુ તે સંદર્ભ ઉપરથી વાદ્યોનો પ્રચાર તે વખતે સાર્વત્રિક હતો એ વાતને પુષ્ટિ મળે છે. એ સંવાદ આ પ્રમાણે છેઃ—

"હે આનંદ! જેમ સાત જાતના વાદ્યો સારી રીતે વગાડવામાં આવે તો કુશળ માણસને મધુર, આનંદદાયક, રમણીય અને ભાન ભુલાવે એવો" ઇત્યાદિ.

"જેમ આનંદ તે કિંકણીઓની જાળ પવનથી હાલતાં મધુર, આનંદદાયક, રમણીય અને ભાન ભુલાવે એવો સ્વર ઉઠ્યો." ઇત્યાદિ.[૨૪]

બીજો એક સંગીતની પરિભાષા સંબંધી ઉલ્લેખ લંકાવતારસૂત્રમાં આવે છે. તે આ પ્રમાણે છેઃ—

**" अथ रावणो राक्षसाधिपतिः सपरिवारः पौष्पकं विमानमभिरुह्य येन भगवांस्तेनोपजगाम, उपेत्य विमानादवतीर्य्य सपरिवारो भगवंतं त्रिष्कृत्वः प्रदक्षिणीकृत्य तूर्य्यताडावचरैः प्रवाद्यद्भिः इंद्रनीलमयेन दण्डेन वैडूर्य्य सुसारप्रत्युप्तां वीणां प्रियंगपाण्डुनानर्घ्येण वस्त्रेण पार्श्वावलंबितां कृत्वा संहर्ष्य षड्जगान्धारधैवतनिषादमध्यमकौशिकगीतस्वरग्राममूर्च्छनादियुक्तेनानुसार्य मधुरं वीणां अनुविश्य गाथाभिर्गीतैः अनुगायति स्म ॥**

**लंकावतारसूत्रम्** પાનું. ૩

( પછી રાક્ષસોનો રાજા રાવણ પોતાના પરિવારને લઇને પુષ્પક વિમાનમાં બેસો, અને તેણે જ્યાં ભગવાન હતા ત્યાં જઇને વિમાનમાંથી નીચે ઉતરીને પરિવાર સહિત ભગવાનને ત્રણ વાર પ્રદક્ષિણા કરી. તે પછી ઇંદ્રનીલમય દણ્ડથી વાગતા **તૂર્ય** નામક વાદ્યને ઠોકતાં તેણે **વૈડૂર્ય** મણિથી અલંકૃત એવી વીણા અત્યંત અમૂલ્ય અને પ્રિયંગ જેવા શુભ્ર વસ્ત્રથી પોતાની કેડે લટકાવીને આનંદથી, ષડ્જ, ગાંધાર, ધૈવત, નિષાદ, મધ્યમ, કૌશિક ઇત્યાદિ ગીત સ્વર ગ્રામ અને મૂર્છના સહિત મેળવીને લીલાથી વીણાની જોડે પોતાનો સૂર મેળવીને ગાથા અને ગીત વડે ગાવા લાગ્યો. )

---

· Who caused sweet lutes, cymballs, tabors, small drums reedpipes, flutes or sugar-cane to be made, have all of them reached enlightment

Those who celebrate the Sugatas made iron cymballs resound (?) or small drums; who sung a song sweet and lovely? જુઓ. સદ્ધર્મપુંડરીકનું ભાષાન્તર, Sacred Books of the East Vol 21 P. 51.

૨૪ જુઓ Dialogues of Buddha Page 214 Vol. III Part 2, Mahā-sudassana-suttanta.

આ ઉતારા ઉપરથી એમ લાગે છે કે તે વખતમાં સંગીતની ગ્રામમૂર્છનાદિકનું મહત્ત્વ વિશેષ હતું અને સંગીતરત્નાકરમાં જે ગ્રામ-મૂર્છના પ્રકરણ, અને ગ્રામ-રાગ પ્રકરણ આપેલું તે સંબંધી એટલું જ કહેવાનું છે-કે પ્રાચીન બૌદ્ધ વાંગ્મયના કાળથી તે સંગીત-રત્નાકરના સમય સુધી ગ્રામરાગોનો પ્રચાર લગભગ ચાલ્યો આવ્યો હતો.

દક્ષિણી કે કર્ણાટકી સંગીતનું વર્ણન જેમાં છે એવો એક ગ્રંથ **शिलप्पदिकरम्** નામનો છે. એ ગ્રંથમાં કાવ્ય, સંગીત અને નાટક વિષે ઘણી માહિતી છે. એ ગ્રંથનો કર્તા તામળ **चर** દેશનો રાજા **सेंगुत्तुवन**ના ભાઇ **इलंकोयदिगल** નામનો છે. એ રાજા ઈ. સ. ના પહેલા સૈકામાં હતો. એ ગ્રંથ ઉપર બે ટીકાઓ પણ થઈ છે. એક ટીકા **अधर्कुनलरे** કરી છે અને તે ઉપરની **जायनकोन्दन** **कविचक्रवर्ति**એ એક ટિપ્પણી લખી. આ ટીકા અને ટિપ્પણી **शिलप्पदिकरम्**ના પછી સો કે બસો વર્ષ પછી લખાઇ છે એમ કહેવાય છે.૨૫

ઉપર કહ્યું છે કે મૂળ ગ્રંથમા એટલે **शिलप्पदिकरम**માં સંગીતવિષયક માહિતિ છે. એ માહિતી બહુજ અમૂલ્ય છે. મૂળગ્રંથ તામળમાં છે. એનો તરજુમો જોવામાં આવ્યો છે તે ઉપરથી પ્રાચીન કાલમા સંગીતની કેવી સ્થિતિ હતી અને સંગીત શાસ્ત્રમાં આપણી કેટલી પ્રગતિ થઈ હતી તે જણાય છે. પ્રસ્તુત ગ્રંથમાં જે પારિભાષિક શબ્દો આવેલા છે તે ઉપરથી તે ગ્રંથમાં આવેલી માહિતી પ્રાચીન કર્નાટકી સંગીતને મળતી છે એમ લાગે છે. કર્નાટકી અને ઉત્તર હિન્દુસ્થાની એ બે પદ્ધતિઓ ક્યારે જૂદી થઈ તે વિષે આપણે ચોક્કસ કાંઈ કહી શકતા નથી. આ ગ્રંથમાં સ્વર, ગ્રામ, મૂર્છના જાતિ પ્રસાદિનો ઉલ્લેખ છે. પરંતુ તેમના નામો તદ્દન જુદા છે. દાખલા તરીકે કેટલાક તામિલ નામો અને તેને મળતા સંસ્કૃત નામો નીચે આપીએ છીએ.

| | | | |
|---|---|---|---|
| Iyal | इयल- काव्य | Kural | કુરલ- सा |
| Isai | इसाई-संगीत | Thuttham | थुथ्थम-री |
| Natak | नाटक-नाटक | Kaikilai | काइकिलइ-ग |
| Thatam | थाट-थाट | Oolai | उलाई-म |
| Yal | याल-थाट કે ગ્રામ | LLi | ली-प |
| Palai | पलाई-मूर्छना | Vilari | विलारी-ध |
| | | Tharam | थारम्-नी |

બૌદ્ધ ગ્રંથોમાં-હીનયાન અને મહાયાન એ બન્ને સંપ્રદાયોના મુખ્ય ગ્રંથોમાં-મળતા સંગીતવિષયક ઉલ્લેખોની ચર્ચા અહીં પૂરી કરી, જૈનોનાં આગમોમાં મળતાં ઉલ્લેખો તરફ હવે આપણે વળીશું.

જૈન ગ્રંથોમાં જુનામાં જુના ગ્રંથો આગમો છે. એમાં "સ્થાનાંગ સૂત્ર" બહુ જુનું ( ઇ. સ. પૂર્વે ૧ કે ૨ જા સૈકાનું ) મનાય છે. રાજપ્રશ્નીયસૂત્ર, નન્દી, અનુયોગદ્વાર વગેરે ત્યાર પછીના છે

૨૫ જુઓ Karuna Mittra Saugaram of Rao S. Abrahim Pandither Extracts from the first book of Shruties Page 3.

સ્થાનાંગસૂત્રમાં જે સંગીત વિષયક ઉલ્લેખો આવ્યા છે તેજ ઉલ્લેખો હુબેહુબ અનુયોગ દ્વાર સૂત્રમાં છે. માટે પ્રથમ આ એકજ જાતના જે ઉલ્લેખો છે તે વિષે આપણે વિચાર કરીશું, અને ત્યાર પછી બીજા ગ્રંથો તપાસીશું.

[૨૬]સ્થાનાંગ તથા [૨૭]અનુયોગદ્વારસૂત્રમાં જે ઉલ્લેખ છે તેને નીચે ભાષાન્તર સહિત આપવામાં આવે છે

**से किं तं सत्त नामे ?**

હવે સાત ( સ્વરોના ) નામ તે કયા ?

**२ सत्त सरा पण्णत्ता,** સાત સ્વરો કહ્યા છે.

**तंजहा-सज्जे रिसहे गंधारे,**
**मज्झिमे पंचमे सरे,**
**रेवए ( धेवते ) चेव नेसाये,**
**सरा सत्त विआहिआ ॥ १ ॥**

ષડ્જ, ઋષભ, ગંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ, એ સાત સ્વરો વર્ણવેલા છે.

**एअसिण्णं सत्तण्हं सराणं सत्त सरट्ठाणा पण्णत्ता, तं जहा—**
**सज्जं च अग्गजीहाए, उरेण रिसहं सरं**
**कण्ठुग्गएण गंधारं, मज्झजीहाए मज्झिमं ॥ २ ॥**
**नासाए पंचमं बूआ, दंत्तोट्ठेण अ रेवतं ।**
**भमुहक्खेवेण णेसाहं, सरट्ठाणा विआहिआ ॥ ३ ॥**

એ સાત સ્વરોના સાત સ્વરસ્થાનો કહ્યા છે, જેમકે ષડ્જ જીહ્વાગ્રમાં, ઋષભ છાતીમાં, ગંધાર કંઠમાં, મધ્યમ જીહ્વાના મધ્ય ભાગમાં, પંચમ નાસિકામાં, ધૈવત દંતોષ્ઠમાં અને નિષાદ ભ્રુકુટીમાં હોય છે.

**सत्त सरा जीवणिस्सिआ पण्णत्ता तंजहा:—**
**सज्जं रवइ मऊरो कुक्कुडो रिसभं सरं, ।**
**हंसो रवइ गंधारं, मज्झिमं च गवेलगा ॥ ४ ॥**
**अह कुसुमसम्भवे काले, कोइला पंचमं सरं**
**छट्ठं च सारसा कुंचा नेसायं सत्तयं गओ**

સાત સ્વરો જીવાશ્રિત કહ્યા છે,

ષડ્જને મોર, ઋષભને કુકડવ, ગંધારને હંસ, મધ્યમને ગાય, બકરાં અગર ઘેટાં, પંચમને કોકલા, ધૈવતને સારસ પક્ષી, અને ક્રૌંચ, અને નિષાદને હાથી.

**સંગીતમકરંદ સંગીત રત્નાકર** ઇત્યાદિ સંગીતગ્રંથમાં ગંધારને બકરા અગર ઘેટા, અને મધ્યમને ક્રૌંચ પક્ષી આપેલા છે. **સ્થાનાંગ** સૂત્રમાં થોડો ફરક આવે છે. **સંગીતમકરંદ** અને **રત્નાકરના** શ્લોકો નીચે પ્રમાણે છે.

---

૨૬ શ્રી સ્થાનાંગસૂત્ર પાન ૩૯૩, ૮-૪, ૮-૫
૨૭ અનુયોગદ્વારસૂત્ર પાન ૧૨૭

षड्जं मयूरो वदति चातको ऋषभं तथा
अजो विरौति गांधारं क्रौञ्चः क्वणति मध्यमम् ॥
पुष्पसाधारणे काले कोकिला वदति पंचमम्
अश्वश्च धैवतं चैव निषादं च गजस्तथा ॥
संगीत मकरंद प्रथमपाद श्लोक १३, १४,

मयूरचातकच्छागकौञ्चकोकिलदर्दुराः ।
गजश्च सप्तषड्जादीन्क्रमादुच्चारयन्त्यमी ॥
संगीतरत्नाकर, स्वराध्याय, नादश्रुतिप्रकरणश्लोक ४८

सत्त सरा अजीवनिस्सिआ पण्णत्ता, तंजहाः—
सज्जं रवइ मुअंगो गामुही रिसहं सरं ।
संखो रवइ गंधारं मज्झिमं पुण झल्लरी ॥ ६ ॥
चउसरणपइट्ठाणा, गोहिआ पंचमं सरं
आडंबरो रेवइयं महाभेरी अ सत्तमं ॥ ७ ॥

સાત સ્વરો અજીવઆશ્રિત કહેવાય છે–( એટલે સાત સ્વરો જડ વસ્તુઓમાંથી પણ નીકળે છે એમ કહ્યું છે. ) જેમકે ષડ્જને મૃદંગ, ઋષભને ગોમુખી, ગંધારને શંખ, મધ્યમને ઝાલર, પંચમને ચારપાયાવાળું ગોધા, ( એક ચર્મવાદ્ય ), ધૈવતને આડંબર, અને નિષાદને મોટી ભેરી."

સ્વરો "जीवनिस्सिआ અને अजीव निस्सिआ" છે અમે કહીને તેમના અવાજ સંગીત વાદ્યો સાથે સરખાવ્યા છે, આ એક સુંદર ઉલ્લેખ છે. આમાં **આડંબર** અને **ગોધા** એ બંને વાદ્યો વૈદિક વાદ્યો તરફ આપણું ધ્યાન ખેંચે છે. ગયા લેખાંકમાં ગોધા અને આડંબર વિષે કહ્યું જ છે. અહિંયાં તો એટલું જ કહી શકાય કે વૈદિક વાદ્યોના પ્રચાર જૈન વાઙ્મયના કાળમાં ચાલુ જ હતો.

પ્રાચીન સંગીતગ્રંથોમા પણ આ શ્લોક અગર એના જ અર્થવાળા બીજા કોઈ શ્લોક મળતા નથી, તેથી અમને એમ લાગે છે કે **સ્થાનાંગસૂત્રમાં**, તે વખતના બીજા કોઈ સંગીત ગ્રંથમાંથી ઉપરો શ્લોક આવ્યો હશે.

एएसिणं सत्तण्हं सराणं सत्त सरलक्खणा पण्णत्ता,
तंजहा—सज्जेण लहइ वित्तिं, कयं च नविणस्सइ ।
गावो पुत्ता य मित्ता य, नारीणं होइ वल्लहो ॥ ॥ ८ ॥
रिसहेण उ एसज्जं ( पसेज्जं ) सेणावच्चं धणाणिअ ।
वत्थगंधमलंकारं, इत्थिओ सयणानि अ ॥ ॥ ९ ॥
गंधारे गीतजुत्तिण्णा, वज्जवित्ती कलाहिआ ॥
हवंति कइणो धण्णा, जे अण्णे सत्थपारगा ॥ ॥ १० ॥
मज्झिमसर मंताउ, हवंति सुहजीविणो ।
खायइ पीयई देई मज्झिम सर मस्सिओ ॥ ॥ ११ ॥

पंचमसरमंता उ हवंती पुहवी पई ।
सूरासंगह कत्तारो अणेगगणनायगा ॥ १२ ॥
रेवयसरमंत्ता उ हवन्ति दुहजीविणो
कुचेलाच कुवत्तीय चोरा चंडाल मुट्ठिया ॥ १३ ॥
णिसायसरमंता उ होंति कलहकारगा ।
जंघाचरा लेहवाहा हिंडगा भारवाहगा ॥ १४ ॥

એનો ભાવાર્થ નીચે પ્રમાણે છે:-

૧ **પડ્જથી** આજીવીકા ચાલે છે, અને કરેલું કામ નિષ્ફળ થતું નથી ગાય, પુત્ર, મિત્ર, પ્રાપ્ત થાય છે. સ્ત્રીને પણ પ્રિય થાય છે.

૨ **ઋષભથી** સેનાપતિપણું, ધન, વસ્ત્રો, સુગંધી, ઘરેણા, સ્ત્રી, શયન ઇત્યાદિ મળેછે.

૩ **ગંધાર** સ્વરથી, ગીત કરનાર, શ્રેષ્ઠવૃત્તિવાળા, કલાપટુ એવા કવિઓ અને બીજા શાસ્ત્રજ્ઞો હોય છે

૪ **મધ્યમ** સ્વરથી સુખજીવી હોય છે, ખાયછે, પીએ છે, દે છે.

૫ **પંચમ** સ્વરથી માણસ ભૂમિપતિ (રાજા) બને છે. તેમજ શૂર, સંગ્રાહક અને અનેક ગણના નાયક થાય છે.

૬ **ધૈવત** સ્વરવાળા દુઃખી થાય છે, તેમજ ખરાબ વસ્ત્રોવાળા, ખરાબ આજીવીકા વાળા, ચોર ચંડાલ અને મલ્લ થાય છે,

૭ **નિષાદ** સ્વરવાળા, કલહકારી, પગે દોડનાર, કાસદ, ભટકનાર, ભારવાહક થાય છે.

આ પ્રમાણે સાત સ્વરોના લક્ષણો કહ્યા છે. આ લક્ષણો કોઇપણ પુરાતન સંગીત ગ્રંથમા જોવામાં આવતા નથી

**" एएसिं णं सत्तण्हं सराणं तओ गामा पण्णता, तंजहा—**

**" सज्जगामे मज्झिमगामे गंधारगामे, सज्जगामस्स णं सत्त मुच्छणाओ पण्णताओ, तंजहा-मग्गी कोरविआ हरिया, रयणी अ सारकंताय छट्ठी अ सारसी णाम सुद्धसज्जा य सत्तमा. "**

સાત સ્વરોના ત્રણ ગ્રામો કહ્યાં છે. જેમકે ષડ્જ ગ્રામ, મધ્યમગ્રામ, અને ગાંધારગ્રામ હવે ષડ્જ ગ્રામની સાત મૂર્છનાઓ છે. તેમના નામો આ પ્રમાણે છે:-

**मग्गी, कोरविआ, हरिया, रयणी, सारकंता, सारसी અને सुद्धसज्जा**

ષડ્જ ગ્રામની સાત મૂર્છનાના આ ઉપલા નામો પ્રાચીન સંગીત ગ્રંથમાં આપેલા નામો સાથે મળતા નથી. પરંતુ તેમાંથી કંઈક નામો તો મધ્યમગ્રામની મૂર્છનાઓ સાથે મળે છે. સંગીતમકરંદ અને રત્નાકરના જ શ્લોકો અમે અહિંઆં આપીએ છીએ. તે ઉપરથી વાંચકોને કલ્પના આવશે.

**षड्जे तूत्तरमंद्रादौ रजनी चोत्तरायता,**
**शुद्धषड्जा मत्सरीकृदश्वक्रान्ताऽभिरुद्गता ॥**

मध्यमे स्यात्तु सौवीरी हारिणाश्वा ततः परम्
स्यात् कलोपनता शुद्धमध्या मार्गी च पौरवी ॥
हृष्यकेत्यथ तासां तु..........................सं० रत्नाकर,
स्वराध्याय, ग्राममूर्छनाप्रकरण, श्लोक १०, ११

સંગીતમકરંદમાં આજ હુબેહુબ અર્થના શ્લોકો હોવાથી તે અહિંઆ આપ્યા નથી.
**ષડ્જગ્રામની** સાત મૂર્છનાઓ.

१ उत्तरमंद्रा, २ रजनी, ३ उत्तरायता ४, शुद्धषड्जा, ५ मत्सरीकृता, ६ अश्वक्रान्ता અને ७ अभिरुद्गता.

મધ્યમ ગ્રામની સાત મૂર્છનાઓઃ—

१ सौवीरी, २ हरिणाश्वा, ३ कलोपनता, ४ शुद्धमध्या, ५ मार्गी ६ पौरवी, ७ हृष्यका

ઉપર આપેલી મૂર્છનાઓ ઉપરથી-**स्थानांगसूत्रमां** આપેલી મૂર્છનાઓમાં કેટલો ફરક છે એ સહેજ ધ્યાનમાં આવશે. હવે **મધ્યમગ્રામની** જે મૂર્છના **स्थानांग सूत्रमां** આપેલી છે તે આ પ્રમાણે છે.

मज्झिमगामस्सणं सत्त मुच्छणाओ पण्णत्ताओ,
तंजहा-उत्तरमंदा रयणी, उत्तरा उत्तरासमा,
समोक्कंता य सोवीरा अभिरूवा होइ सत्तमा ॥ १५ ॥

મધ્યમ ગ્રામની સાત મૂર્છનાઓ કહેલી છે. જેમ કે (૧) ઉત્તરમંદા, (૨) રયણી, (૩) ઉત્તરા, (૪) ઉત્તરાસમા, (૫) સમોક્કંતા, (૬) સોવિરા, અને (૭) અભિરૂવા, આ પ્રમાણે સાત છે. આ ઉપરથી ધ્યાનમાં આવશે કે ષડ્જ અને મધ્યમ ગ્રામ એ બન્ને ગ્રામની મૂર્છનાઓના ક્રમમાં ઘણો ફરક છે. ષડ્જગ્રામના કંઈક નામો મધ્યમ ગ્રામને તેમજ મધ્ય ગ્રામના કંઈક નામો ષડ્જ ગ્રામને આપેલા છે એ આ ઉપરથી સમજાય એવું છે.

હવે ગંધાર ગ્રામની મૂર્છનાઓ આ પ્રમાણે છે.

गंधारगामस्स णं सत्त मुच्छणाओ पण्णत्ताओ। तंजहा-
नंदी अ खुड्डिआ पूरिमा य चउत्थी अ सुद्धगंधारा
उत्तरगंधारावि अ सा पंचमिआ हवइ मुच्छा ॥ १५ ॥
सुट्ठुत्तरमायामा सा छट्ठी सव्वओ य णायव्वा ।
अह उत्तरायया कोडिमा य सा सत्तमी मुच्छा ॥ १८ ॥

ગંધાર ગ્રામની સાત મૂર્છનાઓ આ પ્રમાણે છેઃ—१ नंदी, २ खुड्डिआ ३ पूरिमा ४ सुद्धगंधारा, ५ उत्तरगंधारा, ६ उत्तरमायामा ७ उत्तरायया कोडिमा.

આ પ્રમાણે નામો છે. સંગીતરત્નાકરમાં ગંધાર ગ્રામની મૂર્છનાનું વર્ણન કરતો નીચલો શ્લોક છે.

**नन्दा विशाला सुमुखी चित्ता चित्रावती सुखी**
**आलापा चेति गान्धारग्रामे स्युः सप्त मूर्छनाः ॥**

**ग्राममूर्छनाप्रकरण स्वराध्याय श्लोक २५**

**નારદીય શિક્ષા** અને **સંગીતમકરંદ** ગ્રંથમા આજ શ્લોક છે. ફક્ત સંગીતમકરંદમાં "**नन्दा**" ને બદલે "**सरा**" એવો શબ્દ છે.

સ્થાનાંગસૂત્રના આ ભાગના આધાર રૂપ કોઈ પ્રાચીન ગ્રંથ હશે કે કેમ તે ખાત્રાથી કહી શકાતુ નથી. સંભવ છે કે એવો કોઇ ગ્રંથ હશે!

આગળ ચાલતાં સ્થાનાંગસૂત્રમાં સંગીતના ગુણદોષો વિષે વિવેચન છે. એ માહિતી સારી છે, પરંતુ અત્રે ઉતારવાની જરૂર નહિ ભાસવાથી તે માહિતી છોડી દીધી છે.

હવે **નંદીસૂત્રના** ઉલ્લેખો તપાસીએ. નંદીસૂત્રમાં પાના ચોથા ઉપર જે વાદ્યોના નામો આપેલા છે તે આ પ્રમાણે છે.

**१ भंभा (?) २ मुकुंद (?) ३ मद्दल, ४ कडब, ५ झल्लरी, ६ हुडुक्क, ७ कंसाला, ( कांस्य ) ८ काहल ९ तालिमा १० वन्सो ( वन्सी ) ११ शंख १२ पणव**

આ બાર નામો પ્રાચીન સંગીતગ્રંથોમાંના ઘણા ખરા નામો સાથે મળતા આવે છે. જેમકેઃ—

**मद्दल, कडव, झल्लरी, हुडुक, काहल, शंख, पणव** વગેરે નામો સંગીતરત્નાકરમાં પણ મળે છે. જુવો વાદ્યાધ્યાય **सं. रं. पान ४८१**

**અભિધાનરાજેંદ્ર** નામના જૈનકોશમાં **आऊज्ज-आतोद्य** શબ્દ નીચે **રાજપ્રશ્નીયસૂત્રમાથી** નીચેના વાદ્યોનો ઉલ્લેખ કર્યો છે.

**पणव, पटह, भम्भा, होरम्भा, भेरी, झल्लरी, दुंदुभी, मुरज, मृदंग, नन्दीमृदंग, आलिंग, कस्तुम्ब, गोमुखो, मद्दल, विपंची, वल्लकी, भ्रमरी, भ्रामरी, परिवादिनी, चर्चसा सुघोषा नंदीघोषा, महती कच्छपी, चित्रवीणा, आमोद, मप्पमा, नकुल, तूण, तुंबवीणा, मुकुंद, हुडुक्क, विचिकी करटी, मिम्मिण, किणित, कण्हा, दर्दरक, दर्दरिका, कुसंवर, कलशिका तल, ताल, कांस्यताल, रिंगिसिका, मंगरिका, शुशुमारिका, वंश, वाली, वेणु, परिली, बद्धकाः परशिताः**

ઇત્યાદિ. આમાંથી ઘણા ખરા વાદ્યો સંગીતરત્નાકર ગ્રંથમાં આવેલા વાદ્યો સાથે મળે છે. તેમજ કેટલાક નવીન પણ છે તે વિચાર કરવા લાયક છે.

**बृहत्कल्पसूत्रमां तत, वितत, घन सुषिर** એ વાદ્યના ચાર જ ભેદ આપ્યા છે. અને **સ્થાનાંગસૂત્રની** ટીકામાં પણ આજ પ્રકારના ભેદો છે.

**ततं वीणादिकं वाद्यं, विततं पटहादिकं ।**
**घनं तु कांस्यतालादि, वंशादि सुषिरम्मतम् ॥**

ભરત નાટ્યશાસ્ત્રમાં પણ એજ પ્રકારનો શ્લોકો કંઇક ફરક સાથે છે. જેમકે—

ततं चैवावनद्धं च घनं सुषिरमेव च ।
चतुर्विधन्तु विज्ञेय मातोद्यलक्षणान्वितम् ॥ १ ॥
ततं तंत्रीकृतं ज्ञेयं अवनद्धं तु पौष्करम्
घनं तालस्तु विज्ञेयः सुषिरो वंश एव च ॥ २ ॥

**भरतनाट्यशास्त्र-अध्याय २८**

આ પ્રમાણે જૈન ગ્રંથોમાંથી મળતા સંગીતવિષયક ઉલ્લેખોમાંથી મુખ્ય ઉપર આપ્યાં છે. એ ઉલ્લેખો ઘણા જ મહત્ત્વના હોવાથી પ્રાચીન સંગીતશાસ્ત્ર તથા પ્રચારના ઇતિહાસ ઉપર ઘણું અજવાળુ પાડે છે. સંગીતશાસ્ત્રમાં વર્ણવેલા ગ્રામ, મૂર્ચ્છનાદિ પ્રકરણના રહસ્યની વીગત ઈસ્વી.સન પૂર્વના બીજા કે ત્રજા સૈકા સુધી મળે છે એ વાત ઉપલા ઉલ્લેખો પરથી સિદ્ધ થશે. બૌદ્ધ અને જૈન વાંગમયના કાળમાં સંગીતની સ્થિતિ ઉંચા દરજ્જાની હતી. જે ઉલ્લેખો આપણને મળ્યા છે, અને તેમાથી સંગીત વિષયક જે જે પારિભાષિક શબ્દો મળ્યા છે તે ઉપરથી તે વખતે સંગીતશાસ્ત્રની એક ચોક્કસ પદ્ધતિ હોવી જોઈએ એમ લાગે છે. મુખ્યત્વે કરીને સંગીતના ષડ્જ મધ્યમાદિ ત્રણ ગ્રામો અને તેમાથી નિકળનારી મૂર્ચ્છનાઓનું મહત્ત્વ તે વખતનાં સંગીતમાં વધારે હતુ એમ જણાય છે.

તામિળ ગ્રંથ **शिलप्पदिकरम्** અને જૈન આગમોમાથી સ્થાનાંગસૂત્ર એ ગ્રંથો વધારે વિચાર કરવા લાયક છે. આગળ ચાલતાં એ ગ્રામ મૂર્ચ્છનાની પદ્ધતિ સંગીતમાથી તદન નીકળી ગઈ છે એમ આપણે આગળ જોઈશું. અહીંઆં એટલુંજ કહીને સમાપ્ત કરીશું કે જે પુરાતન કાળમાંથી એટલે વૈદિક કાલથી સંગીતની પદ્ધતિ ચાલીતી આવતી હતી તે જ પદ્ધતિને બૌદ્ધ અને જૈન-વાઙ્મયના સમયમાં પણ સ્થાન મળ્યું હતું અને એવી રીતે સંગીત સાર્વત્રિક થવાથી તે વખતની પ્રજામાં સંગીતને ઉત્તમસ્થાન હતું.*



*ગુજરાતી મારી સ્વભાષા ન હોવાથી તેમાં જે કાંઈ ભાષાના દોષો રહી ગયા હોય વાંચક ક્ષમા કરશે એવી આશા છે. **ના. મો. ખ.**

+ પૃષ્ઠ ૨૩ ફુટનોટમાં **दर्भिजातक**ને બદલે **दधिजातक** વાંચવું.

# હિન્દુસ્તાનનો પુરાતની શોધ



લેખક મર્હુમ પંડિત ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી
[ સંપાદક પ્રો. હરિલાલ. મા. ભટ ]
( સૌરાષ્ટ્રદર્પણ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૮૭૨ )

પત્ર ૨ જો. +

ખુદાવંદ નવાબ સાહેબ બહાદુરની હજુરમાં

સાહેબ...... પ્રાચીન લેખો તપાસવાનું કામ મને સોપ્યા પછી પેહેલા ત્રણ માસ એટલે માર્ચ એપ્રીલ ને મે મા જે કામ મેં કર્યું હતું તેનો ટુંકો નોંધ મેહેરબાન ડાક્ટર બાઉ સાહેબ મારફત આપની હજુરમા ઉદયગિરિ મુકામથી તા ૩૧ મી મેને રોજ હું મોકલી ચુકો છું. એજ રીતે બીજા ત્રણ મહીના ( એટલે જુન જુલાઇ ને આગસ્ટ ) માં જે કામ મેં કર્યું તેનો ટુંકો નોંધ આપની હજુરમાં મોકલું છું. આ ત્રણ મહીનામાં ચોમાસાના સબબથી હું જુન મહીનામાં માત્ર કામ કરી શકયો છું. તેટલામાં ઘણો વરસાદ અને ફ્રાયકને લીધે રસ્તા બંધ થવાથી તા ૨ જી જુલાઇના રોજ બનારસ આવ્યો છું. એ ચાર માસમાં એકઠા કરેલા લેખોને તપાશી તેની શુદ્ધ નકલો કરવાને અને તેના અક્ષરાન્તરની શુદ્ધ પ્રતિઓ કરવાના કામમાં બાકીનો ચોમાસાનો વખત રોકાયો છે.

માત્ર એક માસની મુસાફરીમા નીચે લખેલી જગાઓના લેખોની મેં તપાસ કરી છે.

૧ ઉદયગિરિ ૨ બેસગર ૩ ભીલસા. ૪ ઉદેપુર ૫ એરન

એ જગાઓમાંથી સઘળા મળી ૨૦ પ્રાચીન લેખો મુને મળ્યા તેમા ૪ શીવાય બીજા ૧૬ આજ સુધી કોઈએ પ્રસિદ્ધ કરેલા નથી.

પ્રસિદ્ધ થએલા ૪ લેખોમા પણ કેટલીક જરૂરની બાબતમાં ભૂલો હતી તે નીકળી; આથી એ વિષયને લગતો થોડો વધારે પ્રકાશ મળ્યો છે.

એ ઉપર લખેલી જગાઓ બાબત થોડા વિસ્તારથી લખું છું.

### ઉદયગિરિ

ઉદયગિરિ નામનો સંકેત રેતીનો ડુંગર ૨૦૦ ફુટ ઉંચો છે; ને તેના ઉપર દક્ષિણ તરફ બે ટેકરા છે. તે ભીલસાથી ૨ માઇલ પશ્ચિમ દિશા તરફ અને સાંચીના પ્રખ્યાત સ્તૂપથી ઉત્તર તરફ પણ થોડો પૂર્વ તરફ ઝુકતો ૩ માઇલ દૂર છે. એ ડુંગર આશરે ૨૦૦ ફુટ ઉંચો ને તેના ઉપર દક્ષિણ તરફ બે ટેકરા છે. તેમાંનો ઉત્તર તરફનો વધારે ઉંચો છે અને દક્ષિણ તરફનો તે કરતાં આશરે અરધી ઉંચાઇનો છે. એ બે ટેકરા નાહાની ધારથી જોડાએલા છે. એ ધારના વચ્ચેના ભાગમા પ્રાચીન દેવળના ખંડેરનો ટીંબો છે. દેવળના સઘળા પથ્થરો લોકો ઉપાડી ગયા છે. તો પણ કેટલાક નકશીદાર ટુકડાઓ પડેલા છે. અને એક શિખરની ઉપરના આમળકનો અરધો ભાગ પડેલો છે. એ ઉપરથી ધારું છુ કે દેવળ મોટું આશરે

+ લેખની ભાષા બને ત્યાં સુધી જેવી છે તેવીજ રાખવા પ્રયત્ન કર્યો છે. સં.

૩૦ ફુટની ઉંચાઈનું હશે, ને તેના નકશીદાર પથ્થરો ઉપરથી દેખાય છે કે તેમાં સૂર્યની મૂર્તિ બેસાડેલી હશે ને તેથી આ ડુંગરનું નામ ઉદયગિરિ પડેલું હશે.

એ ધારની પૂર્વ તરફની બાજુએ કેટલીક વૈષ્ણવ અને શૈવમતવાળાઓની ગુફાઓ ખોદાવેલી છે. તેમાં ઘણું કરીને શિવલિંગો માતૃકા અને વિષ્ણુની મૂર્ત્તિઓ બનાવેલી છે. તે શિવાય એક કદાવર વરાહ અવતારની મૂર્ત્તિ છે. તે આશરે ૧૨ ફુટ ઉંચી છે. તે ત્યાંહાં સ્વાભાવિક ખડક માંહેથી કોરી કાઢેલી છે. તેની બાજુએ દેવો પિતૃઓ અને ઋષિઓની હારબંધ મૂર્ત્તિઓ સ્તુતિ કરતી બતાવેલી છે. વરાહ અવતારની મૂર્તિ સ્ત્રીરૂપ પૃથ્વીને લઈને સમુદ્રમાંથી બાહેર નીકળતી પાડેલી છે.

એ કદાવર મૂર્તિથી જમણી બાજુએ એક ગુફા કોતરેલી છે, તેના વચલા ભાગમાં કેટલીએક મૂર્તિઓ પાડેલી છે. ગુફાની અંદર એક જ ઓરડો છે તે ૧૧।। ફુટ લાંબો અને ૧૩ ફુટ પહોળો છે. તેમાં વચ્ચે શિવલિંગ સ્થાપેલું છે. આ ગુફાના દરવાજાની બહાર જમણી બાજુએ બે પંક્તિનો લેખ કોતરેલો છે. તે ગુપ્ત સંવત્સર ૮૨ માં લખેલો છે એટલે આજથી ૧૪૦૦ વર્ષનો પુરાણો છે.

એ ગુફાથી જમણી બાજુ તરફ થોડે દૂર નાહાની બીજી ગુફા છે. તેની અંદરથી એક પાંચ શ્લોકથી લખેલો નાહાનો લેખ મળ્યો. આ સુંદર લેખ અંધારામાં હોવાથી આજસુધી કોઈના જોવામાં આવેલો નહીં હતો અને માટી ને ધુમાડાથી ઢંકાઈ ગએલો હતો. તે સાફ કરીને તેની નક્કલ લીધી. એ લેખ ગુપ્તવંશના મહારાજા ચંદ્રગુપ્તના પ્રધાને લખાવેલો છે તે પણ આજથી આશરે ૧૪૦૦ વર્ષનો જુનો છે. આ લેખમાંથી પણ કેટલીએક ઇતિહાસને લગતી અગત્યની ખબર મળે છે. એ ગુફાની પાસે થઇને ડુંગર ઉપર જવાને કાપીને રસ્તો કીધેલો તેમાં એક બાજુએ નહાની નાહાની ગુફાઓ ખડકમાંથી ખોદી કાઢેલી છે. તેમાં દેવી કાર્તિક સ્વામી વિષ્ણુ ઇત્યાદિ દેવોની મૂર્તિઓ છે. અને એક મોટી ૧૫ ફુટ લાંબી સુતેલી જળશાયી વિષ્ણુની મૂર્તિ છે. તેની પાસે થઇને ડુંગરની ઉપર જવાય છે. ડુંગરને ઠેઠ મથાળે એક પ્રાચીન દેવળનું ખંડેર છે. અને મોટા સ્તંભનો તુટેલો ટુકડો પડેલો છે. એ જગાથી પશ્ચિમ દિશા તરફ થોડે દૂર જઈને મુશ્કેલીથી કડા ઉપર ઉતરીએ છીએ ત્યાં એક સ્વાભાવિક ગુફા છે તેમાંથી સુંદર અક્ષરોથી લખેલો શીલાલેખ મળ્યો. એ લેખ ગુપ્તકાળ ૧૦૬ માં લખેલો છે. તે એક જૈન સાધુએ મહોટી પાર્શ્વનાથની મૂર્તિ કરાવવા બાબત લખેલો છે. ત્યાંથી નીચે ઉતરતાં એક ડુંગરના થડમાં આવવાને થોડે દૂર પાછું વળીને આવવાથી રસ્તો મળે છે. એ રસ્તો પ્રથમ સારી હાલતમાં હશે પણ હાલ ઝાડી ઉગી જવાથી ખરાબ થઈ ગયો છે. ત્યાંથી નીચે ડુંગરના થડમાં આવી થોડે દૂર એક સુંદર ગુફા ડુંગરમાંથી કોરેલી છે. તેની વચમાં ૪ સ્તંભો છે. આ ગુફામાં પ્રાચીનકાળમાં વિષ્ણુની મૂર્તિ હતી. હાલ તેમાં શિવ-લિંગ બેસાડેલાં છે ને લોકો તેને નીલકંઠ મહાદેવની ગુફા કરી કહે છે. એ ગુફાની અંદરના સ્તંભો ઉપરથી નાહાના નાહાના લેખો મળ્યા તે વચલા વખતમાં લખેલા છે. તેમાંથી એક લેખમાં સં. ૧૦૯૩ છે પણ ગુફા તેથી જૂની છે.

ઉદયગિરિમાં ૫ દિવસ રહ્યો. તેમાંથી સઘળા મળી ૭ લેખોની નકલ કરી તેનાં અક્ષરાન્તરો પણ તે લેખો ઉપરથી જ ઉતારી લીધાં ને ૪ પ્લેટો ફોટોગ્રાફની લીધી.

## બેશનગર અથવા વિદિશા.

બેશનગર એ ઉજ્જડ મોટા શેહેરનું ખંડેર છે; પણ કોઈ વખતે પણું મોટું સર્વજાતની સમૃદ્ધિથી ભરપૂર શેહેર હતું. તે માલવ અને દશાર્ણવ દેશની રાજ્યધાનીની પદવી ધરાવતું હતું ધણા જુના લેખોમાં તેનું નામ પ્રસિદ્ધ છે. તે મહાકવિ કાલિદાસના મેઘદૂત નામના કાવ્યમાં અને બાણકવિની કલ્પિત આખ્યાયિકા કાદંબરીમાં પણ જોવામાં આવે છે. તેઓએ તેને વૈદિશ કરીને લખેલું છે. તેનોજ અપભ્રંશ થઈને હાલ બેશનગર એ નામ પડેલું છે. એ ઉદયગિરિથી પોણો માઇલ દૂર છે.

હાલ આ બહોળી જગામાં ફેલાએલાં ખંડીએરના વાયવ્ય ખૂણામાં થોડી ઝૂંપડાંની વસતી છે. તે બેશનગરના નામથી જ ઓળખાય છે. આખા ખંડીએરોમાં ચોનરસ ઈંટોના ટૂકડા, તુટીફૂટી મૂર્તિઓ, દેવળના નકશીદાર પથ્થરો વીખરાએલા પડેલા છે. પણ ઘરો બાંધવાની ઈંટ પથ્થરો આદિ સામાન ભીલસામાં ઘરો બાંધવાને લોકોએ કામમાં લીધેલો હશે.

બેશનગર માંહેથી પ્રાચીન સ્તૂપોમાં એક પ્રાચીન સ્તૂપના કઠેરાનો ઉપલો પથ્થર મળ્યો તે સુદ્ધાં નકશીદાર છે. તે ઉપર એક પ્રાચીન અક્ષરોમાં લખેલો ટૂંકો લેખ હતો તે ઉપરથી તેનો બાંધવાનો કાળ લગભગ સાંચીના સ્તૂપના દરવાજાના જેટલો જ પુરાણો છે ( એટલે આજથી આશરે ૧૭૦૦ વર્ષ અગાઉનો. ) તેથી થોડે દૂર એ સ્તૂપના કઠેડાના સ્તંભો પણ એ મળ્યા. તે ઉપર પણ સાંચીના સ્તૂપના દરવાજા ઉપરની નકશીની પેઠે બોધદ્રુમને નમસ્કાર કરતાં પુરુષોનાં ચિત્રો છે.

બેશનગરમાંથી ચોમાસામાં પ્રાચીન શિક્કાઓ ઘણા મળે છે. તેને આંહીના લોકો બેશની કુકડીને નામે ઓળખે છે. તે લોકો ભીલસામાં સરાફોને વેચી આવે છે. મુને ગામમાંથી બે કુકડી મળી પણ પાછળથી ભીલસામાં તલાસ કરવાથી ૫૭ તેવી કુકડી અને બે ક્ષત્રપોના શીક્કા મળ્યા.

બેશનગરમાં ૧ દિવસ રહ્યો અને એ સ્તૂપના પથ્થર અને સ્થંભનો ફોટોગ્રાફ લીધો અને આજુ બાજુની પ્રાચીન જગાઓ તપાસી તેની નોંધ લીધી.

## ભીલસા.

ભીલસા નામનો મોટો કસ્બો બેતવા નદીને જમણે કીનારે બેશના ખંડેરની સીમાથી આશરે ૦।। મૈલ દૂર છે. વચલા વખતમાં તે મોટું શહેર હતું ને તેનું નામ ભાઈલસ્વામિ હતું. એ નામ એક રાજાની સ્થપેલી સૂર્યની મૂર્તિ ઉપરથી પડેલું હતું. તેમાંથી અપ્રભ્રંશ થઈ ને હાલ ભીલસા એ નામ થયેલું છે. પુરાતની વિદિશા અથવા બેશનગર ઉજ્જડ થયા પછી ત્યાંના લોકો આવીને ભીલસામાં રહ્યા હશે એમ ધારવામાં આવે છે; અને પાછળથી હળવે હળવે દુર્દશામાં આવતું ગયું. તે આજ એક કસ્બો છે. પણ દિન પર દિન તે ઉજડ થતો જાય છે. પુરાતન કાળની તેની સીમા ઘણે દૂર દૂર સુધી ઘરોના પાયા ઉપરથી દેખાય છે. હાલ ભીલસા સિંધીયા સરકારના તાબામાં છે. તેઓની તરફથી કુમાવીશદાર અને બીજા અમલદારો આંહીં રહે છે. ભીલસામાં પુરાતની રહેલી ઇમારતોમાં બીજામંડળ નામના દેવળની જોડે મુસલમાની વખતમાં બનાવેલી મસ્જીદ છે. બીજામંડળ એ ઘણું કરી વિજયમંદિરનો અપભ્રંશ હશે. એ મંદિર જ્યારે સાબુત હશે ત્યારે ઘણું મોટું હશે. હાલ

તેનો ઉપરનો સઘળો ભાગ તોડી નાંખેલો છે. અને માત્ર પછવાડેનો થોડો ભાગ અને નીચેની બેઠક જ રાખેલી છે. તો પણ એ બચેલા ભાગપરથી આગલા દેવળની મોટાઇ દેખાઇ આવે છે. એ દેવળોની બેઠક ઉપર મસ્જીદ બનાવતી વખતે તેમાં કેટલાંએક બીજા દેવળોના સ્તંભો પણ કામે લગાડેલા છે. એ સ્તંભો ઉપર લેખો કોતરેલા છે. તેમાં બે લેખ મોટા હતા. તેમાંની એક ચચીકા દેવીની સ્તુતિ છે. એ નરવર રાજા જે ઉદયાદિત્ય પછીનો માળવાની ગાદી ઉપર બેસનાર રાજા હતો તેની કરેલી સંસ્કૃત કવિતા છે. અને એક શ્લોક તેના મંત્રી અથવા અધિકારીનો બનાવેલો છે.

હાલની ભીલસાની વસ્તીથી થોડે દૂર પૂર્વ દિશા તરફ નાહાનો રેતીના પથ્થરનો ડુંગર છે. તેને લોહાંગી કરી કહે છે. એ ઉપર લોહંગી નામથી પ્રસિદ્ધ કોઈ પીરનો મુકરબો છે. તે જગોએ પણ પુરાતની વખતના હિંદુઓનાં સુંદર દેવળના નકશીદાર પથ્થરો છે અને એક મોટા સ્મરણસ્તંભ ઉપરની કુંભી પડેલી છે.

ભીલસાની વસ્તીમાં એક મોટી તોપ પડેલી છે ને પીતળની ઢાળેલી છે તેની લંબાઇ ૧૯ ફુટ ૭ ઇંચ છે. તેનો મોઢા આગળનો વ્યાસ ૨ ફુ. ૩ ઇંચનો છે. આખી તોપ ઉપર સુંદર જાળસરના જેવી નકશી છે. એ તોપ બાબત જુનાગઢમાં ઉપરકોટની અંદરની મોટી તોપની જેવી ગપ્પો ચાલે છે તેવી જ ગપ્પો આંહી પણ ચાલે છે. તેની લંબાઈ બાબત અને દાગતી વખતના તેના ભયાનક પરીણામ બાબત ચાલે છે.

## ઉદેપુર.

ઉદેપુર નામનું પુરાતની શહેર ભીલસાની ઉત્તર દિશા તરફ થોડુંક પૂર્વ તરફ ઝુકતું ૧૩ કોસ દૂર છે. એ શહેર પ્રખ્યાત ભોજરાજા પછી માળવાના રાજ્યાસન ઉપર બેસનારા ઉદયાદિત્ય રાજાએ વસાવેલું હતું. હાલ આખું શહેર ઉજડ પડેલું છે. અને માત્ર થોડાંજ ઘરો તેમાં વસે છે. તે પણ દિન પર દિન છોડતાં જાય છે. ગામમાં બજારના રસ્તા ને દુકાનો એમને એમ છે પણ તેમાં વસ્તીનું નામ નથી જ્યહાં જોઇએ ત્યાંહાં ઉજડ ઘરો પડેલા છે અને કોઇ ઘરમાં માણસો વસેછે.

શેહેરની વચ્ચે ઉંચી જગા ઉપર ઉદયેશ્વર મહાદેવનું સુંદર ને મોટું દેવાલય છે. તે ઉદયાદિત્યે કરાવેલ છે એમ કહેવાય છે. તે ૮૧ ફુટ પૂર્વ પશ્ચિમ લાંબું છે. અને પહોળું વધારે વધારેમાં વધારે ૬૮ ફુટ છે. તેના મોટા શિખરની ઉંચાઇ ૭૫ ફુટ છે. આખું દેવળ રતુંબડા રેતીયા પથ્થરનું બંધાવેલું છે, અને નીચેથી તે ઉપર સુધી સુંદર નકશીથી ભરેલું છે. આગલા ભાગમાં મંડપ છે. તેમાં જવાને ત્રણ તરફથી દરવાજા છે. તેમાં મુખ્ય દરવાજો પૂર્વાભિમુખ છે. દરવાજાની બાજુએ ઘણા લેખો કોતરેલા છે તેમાં ૧ ગુજરાતના રાજા કુમારપાળનાં વખતનો છે. ઉદેપુર ગામમાંથી ૧ લેખ ઉપાડી તે દેવળમાં રાખેલો છે. તેમાં ગુજરાતના રાજા અર્જુનદેવના વખતનો લેખ છે. તે ઉપરથી ગુજરાતના રાજાના તાબામાં કોઇ વખત ઉદેપુર હતું એમ દેખાય છે. એક બીજો લેખ ઉદયેશ્વરના મંદિરમાં પડેલો છે. તેમાં ઉદયાદિત્ય સુધી માળવાના પરમાર રાજાઓનું સારૂં વર્ણન મળે છે.

ઉદેપુરમાં ઉદયેશ્વરના મંદિરના દેખાવના બે ફોટોગ્રાફ લીધા અને ૪ લેખોની નકલ કરી.

## એરન.

એરન નામનો ઉજ્જડ કસ્બો ઉદયાદિત્યના ઉદેપુરથી દશ માઇલ ઇશાન કોણ તરફ બીના નદીને કાંઠે છે. એ કસ્બો પુરાતની કાળમાં મોટું શહેર હશે. પણ દુર્દૈવથી વચલા વખતમાં નાહાના કસ્બા જેવું થઇ ગયું હતું. અને હાલ થોડા વખતથી સાવ ઉજ્જડ પડેલો છે.

ગામની ત્રણે બાજુએ બીના નદી વહે છે. એ ઘણી ઉંડી છે. બોટમાં બેઠા વગર સામે કાંઠે જઇ શકાતું નથી. તેથી એ ગામની બાજુએ જળમય કીલ્લો છે. અને એક બાજુએ થોડા કાળ ઉપર ત્યાંના એક જમીનદારે કોટ બાંધી તેના બેઉ છેડા નદીને મેળવી દીધા છે. તેથી તેની વચ્ચેનો ભાગ નાનો કસ્બો વસે તેટલો છે. પણ આગલા વખતમાં ઘણે દૂર સુધી કીલ્લાની બહાર વસ્તી ફેલાએલી હતી. એ કીલ્લાની બાહેર નાળાંઓની વચ્ચે વચ્ચે ઉંચા જગાઓ ઉપર બચેલી પુરાતની વસ્તીની નિશાની ઉપરથી દેખાય છે. હળવે હળવે વસ્તી ઉજ્જડ થવાથી નહાનાં નહાનાં નાળાંઓ પડી જવાથી એ પુરાતની વસ્તીની નિશાનીઓ સઘળી નદીમાં ધસડાઇ ગઈ છે.

એરનનું પુરાતની નામ એરીકીન હતું. એ નામ સાંચીના સ્તૂપના કઠોડાના બે હજાર વર્ષના પુરાણા લેખમાં જોવામા આવે છે. તેમ એરન માંહેથી મળેલા ૩ લેખોમાં પણ એ નામ જોવામાં આવે છે.

એરન ગામમા પ્રાચીન બચેલી વસ્તુમાં ગામથી બહાર બીના નદીને ડાબે કાંઠે બરેડ ( અથવા વરાહસ્થાન ) નામની જગા છે. ત્યાંહા મોટી વરાહ અવતારની જંગલી શુકરૂપની મૂર્તિ છે. તેના આખા અંગમાં દેવતાઓ ખોદેલા છે. દહાડમાં સ્ત્રીરૂપ પૃથ્વી લીધેલી છે. એ મૂર્તી ૧૦॥ ફુટ ઉંચી છે. અને મહોડેથી તે પૂંઠ સુધી ૧૨ ફુટ ૮ ઇંચ લાંબી છે. તે અખંડ રતુંબડા રેતીના પાષાણુની બનેલી છે. એ મૂર્તિના ગળા ઉપર પ્રાચીન અક્ષરોથી લેખ લખેલો છે; તે ઉપરથી માલુમ પડે છે કે એ મૂર્તી તોલોમાન નામના રાજાના રાજ્યના પહેલા વર્ષમાં બેસારેલી છે. તેને આશરે ૧૩૫૦ વર્ષ થઇ ગયાં છે.

એ વરાહ અવતારની મૂર્તિની બાજુએ બીજી મોટી વિષ્ણુની મૂર્તિ છે. તેની ઉપરનું દેવળ તૂટી ગયું છે. તેની સામે એક મોહોટો સ્તંભ ઉભો કાયેલો છે. તેને મથાળે ગરુડની મૂર્તિ નીચેથી માથા સુધી ૪૪ ફુટ ઉંચી છે, નીચેથી ૨ ફુટ ૯ ઇંચ સમચોરસ જાડી છે. ઉપર ૨૦ ફુટ પછી અષ્ટકોણ છે. તે પછી ઉપર કુંભીને બેઉક નીચે જ કુંભીઓ છે. અને બેઉક નીચે ૪ સિંહો છે. તેથી ઉપર ગરુડની ઉભેલી મૂર્તિ છે. એ તરેહની તેની રચના છે. સ્થંભની પશ્ચિમ બાજુ તરફ મહારાજા બુધગુપ્તના વખતનો લેખ કોતરેલો છે. એ બુધગુપ્ત ઉપર લખ્યા તોરમાણ રાજાથી થોડો જ આગળ થઈ ગયો છે એમ ધારવામાં આવે છે.

એક બીજા તૂટેલા સ્તંભના તુકડા ઉપર ૭ શ્લોકનો લેખ મળ્યો, તે બુધગુપ્ત કરતાં આગળના રાજાના વખતમાં લખાએલો છે. પણ તેમાં તે જરૂરનો ભાગ તૂટી ગયો છે તેથી ઘણો ઉપયોગી નથી.

એરન ગામમાં નદી કિનારે એક દેવળમાં મોટી વારાહ અવતારની ઉભેલી મૂર્તિ છે. તેના પગ નીચે પણ એક લેખ બે પંક્તિમાં લખેલ છે. એ પણ બુધગુપ્તના જેટલો જ પુરાણો છે.

એરણ ગામથી પૂર્વદિશા તરફ થોડે દૂર નદીને પૂર્વ કીનારે ૭ પંક્તિનો પુરાતની લેખ મળ્યો. એ ગુપ્તોના સંવત ૧૬૩ માં લખેલો છે. એ ઘણો જ જરૂરનો છે. એ લેખથી બુધગુપ્ત પછીના ગુપ્તવંશ બાબત થોડો વધારે પ્રકાશ મળે છે.

એ રીતે સઘળા મળી એરનમાંથી ૫ લેખો મુને મળ્યા. તેઓની નકલ કીધી અને ૮ પ્લેટો ફોટોગ્રાફની લીધી. એરનમાં હું ૪ દીવસ રહ્યો એટલામાં ઘણો જ વરસાદ થયો ને રસ્તા ચોમાસામાં તદન મુસાફરી કરવાને નાલાયક હોવાને લીધે એરનથી સાગર થઈને જબલપુર જવાનો મારો વિચાર હતો તે ફેરવીને પાછો ભીલસે આવ્યો. ભીલસેથી ૩૦ કોસ ભાગલપુર જેનું પુરાતની નામ સૌભાગ્યપુર છે ત્યાંથી રેલને મારફત બનારસ આવ્યો છઉં.

તા. ૫ સપ્ટેમ્બર ૧૮૭૧ — આપનો તાબેદાર સેવક

મુ. બનારસ — ભગવાનલાલ ઇંદ્રજી.



# ગૂજરાત અને માળવાના પ્રાચીન ઈતિહાસ ઉપર નવો પ્રકાશ

(દત્તાત્રય બાળકૃષ્ણ ડિસકળકર એમ. એ. ક્યૂરેટર. વૉટસન મ્યૂઝીયમ. રાજકોટ)

બીજા પ્રાન્તોની અપેક્ષાએ ગૂજરાતનો ઇતિહાસ સાધારણ રીતે શ્રૃંખલાબદ્ધ છે એમાં કાંઈ શંકા નથી. પ્રાચીન કાળથી આજ સુધી આ દેશ કયા કયા રાજવંશોની નીચે હતો તેની લગભગ સંતોષકારક માહિતી મળી આવે છે. ફક્ત બે ત્રણ ઠેકાણે તે શૃંખળાની કડીઓ તુટી ગઇ છે. પરંતુ શોધખોળથી કાલાંતરે તે પણ દુરસ્ત થશે એવી આશા રાખી શકાય.

વલભીકાળથી ચૌલુકયકાળ સુધીનો એટલે લગભગ ૨૦૦ વર્ષનો ગૂજરાતનો ઇતિહાસ આપણને સારી રીતે માલુમ નથી. ચૌલુક્યો પહેલા અણહિલવાડ ઉપર ચાવડાઓ ૧૯૬ વરસ સુધી રાજ્ય કરતા હતા એમ આપણને **પ્રબંધચિંતામણિ, વિચારશ્રેણી, સુકૃતસંકીર્તન** વગેરે પ્રબંધો ઉપરથી માલુમ પડે છે. તથાપિ તે ગ્રંથોમાં આપેલી માહિતી ઈતિહાસની દૃષ્ટિથી બિલકુલ સમાધાનકારક નથી એમ કબુલ કરવું જોઇએ. તે વંશના રાજાઓના નામોની સંબંધમાં અને તે રાજ્યકાલની સંબંધમાં તેઓએ બહુ જ ઘોટાળો કર્યો છે; અને તેઓમાં ઘણી વખત નિરાશાજનક વિસંગતતા માલુમ પડે છે. તેમાં પણ આખરતા રાજાઓના સંબંધમાં આપણને કાંઇ જ માહિતી નથી એમ કહીએ તો ચાલશે. તેનું આ એક કારણ છે કે બધા પ્રબંધકારો ચાવડાના કાળ પછી થયેલા છે અને તેઓએ દંતકથાઓ સાંભળી તે રાજાઓની હકીકત લખી છે. શોધખોળ કરવાથી તત્કાલીન લેખાદિસાધનો જ્યાં સુધી આપણને મળતા નથી ત્યાં સુધી તે કાળસંબંધનો ગોટાળો દૂર થવામાં મુશ્કેલી છે.

સુભાગ્યે આવા કેટલાક સાધનો સમયે સમયે મળી આવે છે અને આપણે હવે એટલું કહેવા માટે સમર્થ છીએ કે વલભીકાળ અને ચૌલુક્યકાળ આ બંનેની વચમાં ગૂજરાત કાઠિયાવાડના ઇતિહાસમાં કેટલાક વરસ સુધી પડિહાર કાળ હતો જે વખતે કનોજના કેટલાક પડિહાર સમ્રાટો ગૂજરાત કાઠિયાવાડમાંથી ખંડણી વસૂલ કરતા હતા.[1] તે જ પ્રમાણે અણહિલવાડના ચાવડાવંશના સંબંધમાં હમણાં કાંઇ નવી માહિતી મળી છે તે પુરાતત્ત્વના વાંચકોને આપવાના હેતુથી પ્રસ્તુત લેખ લખ્યો છે.

ગૂજરાતમાં અમદાવાદ જિલ્લામાં પ્રાંતિજ તાલુકામાં હરસોળ[2] નામનું એક ગામ છે.

---

૧ આ સંબંધમાં મારો એક બીજો લેખ લખવાનો વિચાર હોવાથી અહીંયા તે સંબંધમાં કાંઈ વધારે લખતો નથી.

૨ કૃષ્ણ અકાલવર્ષનું એક શાસન ( એપીગ્રાફિઆ ઈંડિકા ભાગ ૧ પા. ૧૫૨ ) શક સંવત ૮૩૨નું કપડવંજમાંથી મળ્યું તેમાં જે હર્ષપુર નામના ગામનો ઉલ્લેખ કર્યો છે તે આ જ હરસોળ હોવાનો ઘણો સંભવ છે. તેમ હોય તો હરસોળ ગામ ઓછામાં ઓછાં એક હજાર વરસનું જુનું છે એમ આપણે કહી શકીએ.

ત્યાંના એક વીસનગરા નાગર બ્રાહ્મણ પાસે કેટલાક જુના તામ્રપત્રો છે. આની માહિતી અમદાવાદના બૅરીસ્ટર ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી તરફથી પ્રસિદ્ધ વિદ્વાન્ રાવબહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવને મળી. તેમણે તે તામ્રપત્રો મેળવવા માટે અનેક રીતે બહુ પ્રયાસ કર્યો. પરંતુ તે બ્રાહ્મણ કોઈ પણ સરતે તે આપવા માટે તૈયાર ન થયો. છેવટે બહુ મુશ્કેલીથી તેઓના ફક્ત ફેટોગ્રાફો પાડવા માટે તેણે તે ધ્રુવસાહેબને થોડાવખત માટે આપ્યા. થોડા દિવસ પહેલા હું જ્યારે અમદાવાદ ગયો હતો ત્યારે ધ્રુવસાહેબે તે ફેટાઓ મને બતાવ્યા અને બહુ ખુશીથી છપાવવા માટે આપ્યા. તે માટે હું તેમનો અંતઃકરણથી ઉપકાર માનું છું. તે ફેટાઓ વાંચી તેઓ ઉપર એક મોટો લેખ મારા સ્નેહી રા. રા. કાશીનાથ નારાયણ દીક્ષિત સાહેબે ( સુપરીન્ટેન્ડંટ આર્કિયોલોજીકલ સર્વે ઇસ્ટર્ન સરકલ કલકત્તા ) અને મેં તૈયાર કર્યો છે. અને તે એપિગ્રાફિઆ ઇંડિકામાં છપાવવાનો છે. એક તો તે બહાર પડવામાં બહુ વખત લાગશે અને બીજું તે ઇંગ્રેજીમાં છે તેથી હું તેની હકીકત અહીંયા આપું છું.

આ તામ્રપત્રો કુલ ચાર છે. બે પત્તાનું એક એવી રીતે તે બે શાસનોનાં છે. તે ચારે એક જ કડીથી જોડેલા છે. અને એક જ બાજુ ઉપર લખેલા છે. આ બે શાસનો એક જ રાજાએ એક જ દિવસે એક જ બ્રાહ્મણકુટુંબને આપ્યા છે. જે બ્રાહ્મણને એક શાસન આપ્યું છે તે જ બ્રાહ્મણના પુત્રને બીજું આપ્યું છે. પિતાના શાસનના બીજા પત્તાની નીચલા ભાગમાં ગરુડનું ચિત્ર કોતરેલું છે. રાષ્ટ્રકૂટ અને પરમાર રાજવંશોના તામ્રપત્રો ઉપર હંમેશ ગરુડનું ચિત્ર કોતરેલું હોય છે કેમકે તેઓનું તે રાજચિન્હ હતું.

બાપના શાસનમાં ૨૭ લિટીઓ છે–પહેલા પત્તામાં ૧૬ અને બીજામાં ૧૧ તથા દીકરાના શાસનમાં ૨૯ લિટીઓ છે. પહેલા પત્તામાં ૧૩ અને બીજામાં ૧૬.

પના ઉપરના અક્ષરો વિક્રમ સંવતની અગ્યારમી શતાબ્દીના નાગરી વળણના છે. તેઓમાં એકંદર રીતે ભૂલો બહુ નથી. લેખોની ભાષા સંસ્કૃત ગદ્ય–પદ્યમય છે.

લેખની શરૂવાતમાં નૃસિંહાવતારી વિષ્ણુની સ્તુતિ કરી છે. ત્યાર પછી **અમોઘવર્ષ** અને **અકાલવર્ષ** આ બે રાજાનું વર્ણન કર્યું છે. તેઓના બીરૂદો **પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર** એ પ્રમાણે છે. **અકાલવર્ષના** નામ સાથે તે સિવાય **પૃથ્વીવલ્લભ** અને **નરેન્દ્રદેવ** એવા બે બીરૂદો વધારે છે. પછી **બપ્પૈપરાજ** નામના એક રાજાનું નામ આપ્યું છે. તેનો પુત્ર **વૈરિસંહ** કરીને હતો. તેને **સીયક** નામનો પુત્ર થયો. તેના બીરૂદો **મહામણ્ડલિક ચૂડામણિ** અને **મહારાજાધિરાજપતિ** એવા આપેલા છે. આ **સીયક** રાજા **યોગરાજનો** પરાભવ કરી પાછા વળતાં **મહીનદીના** કાંઠા ઉપર તળ દઇને રહ્યો હતો. ત્યાં તેને સંવત્ ૧૦૦૫ માઘ વદિ અમાવાસ્યા બુધવારને દિવસે **શિવનાથની**[૩] પૂજા કરી એ બ્રાહ્મણોને દાનપાત્રો કરી આપ્યા.

તે બ્રાહ્મણો આનંદપુરના નાગરો હતા અને તેમનું ગોત્ર ગોપાલિ અને પ્રવર ત્ર્યર્ષિ હતા. પહેલા બ્રાહ્મણનું નામ **લલ્લોપાધ્યાય** હતું અને તે **ગોવર્ધનનો** પુત્ર હતો. બીજો બ્રાહ્મણ પહેલા બ્રાહ્મણનો એટલે લલ્લોપાધ્યાયનો પુત્ર હતો અને તેનું નામ **નિન્ના દીક્ષિત** હતું.

૩ આ તે વખતે પ્રસિદ્ધ સ્થાન હશે. તેના સ્થાન વગેરેની માહિતી મને મળી નથી,

બાપને **કુંભાપાટક**[૪] નામનું ગામ અને પુત્રને **સીહકા**[૫] નામનું ગામ આપવામાં આવ્યું હતું. આ બે ગામો **મોહડવાસક**[૬] વિષયમાં હતા.

શાસન આપવાનું કામ કરનાર અધિકારી–જેને આ તામ્રપત્રોમાં 'દાપક'[૭] કહ્યો છે તેનું નામ **ઠક્કુર શ્રીવિષ્ણુ** હતું અને તેઓના લેખકનું નામ **કાયસ્થ ગુણધર** હતું. છેલ્લી લીટીમાં રાજાનો સ્વહસ્ત આપ્યો છે.

નીચે ફક્ત પહેલું એટલે બાપનું શાસન સંપૂર્ણ આપું છું. બીજો લેખ અક્ષરશઃ પહેલા જેવો જ છે. ફક્ત દાન લેનાર બ્રાહ્મણનું નામ અને તેને આપેલા ગામનું નામ આ બે વિગતોમાં જ થોડો ફરક છે અને તે ઉપર બતાવેલો જ છે.

## પહેલું પત્ર

१ ९ विद्युच्चक्रकडारकेसरसटाभिन्नाम्बुदश्रेणयः[८] शोणं नेत्रहुताशडंबरभृतः सिंघा[९]

२ कृतेः शार्ङ्गिणः। विस्फूर्ज्जद्गलगर्ज्जितर्जितककुम्मातंगदर्पोदयाः संरंभास्सुखयंतु वः खरन-

३ खक्षुंनक्षिपक्षक्षमः[१०] ॥ परमभट्टारकमहाराजाधिराजपरमेश्वरश्रीम-दमोघवर्षदेवपादा-

४ नुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरश्रीमदकालवर्षदेवपृथ्वीवल्लभ-श्रीवल्ल-

५ भनरेन्द्रपादानां। तस्मिन्कुले कल्मषमोषदक्षो जातः प्रतापाग्निहुतारिपक्षः। वप्पैप-

६ राजेति नृपः प्रसिद्धस्तस्मात्सुतोभूदनु वैरिसिंघः[११]। दृप्तारिवनितावक्त्र-चंद्रबिम्बकलं-

७ कता नो धौता यस्य कीर्त्यापि हरहासावदातया ॥ दुर्व्वाररिपुभूपालरण-रागैकना-

८ यकः। नृपः श्रीसीयकस्तस्मात्कुलकल्पद्रुमोभवत् ॥ स एवंविधः प्रणत-सकलसामंत-

९. शिरोमणिमरीचिरंजितचरणयुगलः श्रीखेटकमंडलाधिपतिप्रतिपत्तिप्रतिबद्ध भक्ति[१२]

---

૪ આ ગામ ક્યાં હશે તે હું કહી શકતો નથી.

૫ હાલનું જે રીકા ગામ છે તે જ આ શીહકા હોવું જોઇએ. તે તલોદ સ્ટેશનથી ૨૫ મૈલ દૂર છે અને ધનસુરા ગામ પાસે છે. શીકા–ધનસુરા આ બે ગામો હમેશા ભેગા બોલાય છે. આ માહિતી માટે હું રા. બ. કેશવલાલભાઇનો આભારી છું.

૬ એ જ હાલનું મોડાસા હોવું જોઇએ.

૭ અન્ય તામ્રપત્રોમાં આ અધિકારીને 'દૂતક' કહેવામાં આવે છે.

૮ વાંચો भिन्नाम्बुद ९ सिंहाकृतेः १० क्षुण्ण ११ वैरिसिंहः १२ ०भक्तिः

१० स[१३]तूर्यरवसंत्रस्तानेकरिपुसमूहः अनेकशंखध्वनिपधिरितपंचवर्णपताका राजीविरा-

११ जितविशालवक्षस्थलावलम्बितकुमुदवान्धवः अतुलदानसंपादनैककल्पद्रुमः महामंड-

१२ लिकचूडामणि[१४]महाराजाधिराजपति[१५]श्रीसीयकः[१६]स्वभुज्यमानमोहड-वासकविषयसंबद्धकु··

१३ भारपाटकग्रामः समस्तराजपुरुषान्प्रतिवासिजनपदांश्च बोधयत्यस्तु वः यथा योगराज-

१४ स्योपरि यात्रासमयसंसिद्धकार्यानंतर[१७]व्यावुटितैर्महीनदीतटनिवासिभि-रस्माभिश्चंद्रा-

१५ र्कयोगपर्वणि[१८] शिवनाथं समभ्यर्च्याय [धा]र्य ॥ वाताभ्रविभ्रममिदं वसुधाधिपत्यमापात-

१६ मात्रमधुरो विषयोपभोगः । प्राणास्तृण।ग्रजलबिंदुसमा नराणां धर्मः सखा परमहो-

બીજું પત્ર

१७ परलोकयाने ॥ इति जगदनित्यं सकलमवधार्योपरिलिखितो ग्रामः ससीमातृणगोचरपर्य-

१८ त[१९]सोपस्करः सर्व्वादायसमोपेतः श्रीमदानंदपुरीयनागराय ऱ्यार्षेयाय गोपालित-

१९ गोत्राय गोवर्द्धनसूनवे लल्लोपाध्याय । य मातापित्रोरात्मनश्च पुण्ययशोभि-वृद्धये अदृष्टफ-

२० लमंगीकृत्याचंद्रार्कार्णवक्षितिसमकालं परया भक्त्या शासनेन उदकपूर्वकं प्रतिपादित इ-

२१ ति ॥ तं[२०]निवासिजनपदैर्यथा दीयमानभागभोगकरहिरण्यादिसर्वमा-ज्ञाश्रवणविधेयैर्भूत्वा

२२ तस्पुत्रपौत्रादिभ्यः समुपनेतव्यं ।[२१] इति बुध्वा अस्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृभिः मत्प्रदत्तध-

२३ र्मदायोयमनुमंतव्यः पालनीयश्च । उक्तं च । बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः । यस्य

[१३] આ स નિરર્થક છે. [१४] चूडामणिः [१५]. पतिः [१६] स्वभुज्यमान...ग्रामः આ શબ્દસમૂહ અહીંયા અસંબદ્ધ છે તે વાચકોના ધ્યાનમાં આવશે. વસ્તુતઃ તેનો સંબંધ ૧૭ મી લિટીમાં છે. [१७] कार्यानंतरं [१८] આનો અર્થ કેવળ અમાવાસ્યા જ છે. [१९] पर्यंतः [२०] तन्निवासि० [२१] વાસ્તવિક રીતે આ વાક્ય પચીસમી લિટીમાં '०पुनराददीत' આ વાક્ય પછી જોઇએ.

२४ यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ यानीह दत्तानि पुरा नरेन्द्रै-
र्दानानि धर्म्मार्थयशस्कराणि नि-

२५ र्माल्यवान्तप्रतिमानि तानि को नाम साधुः पुनराददीत ॥ संवत् १००५
माघ वदि ३० बुधे दाप

२६ कोत्र ठकुरः श्रीविष्णुः। राजाज्ञया लिखितं कायस्त[२३] गुणधरेण ॥ स्व-
हस्तोयं श्रीसीयक-

२७ स्य ॥ ६ ॥

## મૂળ લેખ

### પહેલું પત્ર

હવે આ તામ્રપત્રોથી ગૂજરાતના પ્રાચીન ઇતિહાસ ઉપર શું પ્રકાશ પડે છે તે તરફ વાચકોનું લક્ષ્ય ખેંચું છું.

પ્રસ્તુત લેખમાં સીયકે યોગરાજનો પરાભવ કરાવ્યાનો ઉલ્લેખ છે. આ યોગરાજ કોણ હતો તે લેખમાં કહ્યું નથી એ મોટી દુર્દૈવની વાત છે. તથાપિ એમ લાગે છે કે તે અણહિલવાડના ચાવડા વંશનો તે વખતનો રાજા હતો. સીયક યોગરાજનો પરાભવ કરી (માળવા તરફ[૨૪]) પાછા વળતાં મહી નદી ઉપર ઉતર્યો હતો એમ લેખ ઉપરથી જણાય છે. તેથી એમ લાગે છે કે મહીનદીના પશ્ચિમ તરફ યોગરાજનું રાજ્ય હોવું જોઈએ, કેમકે માળવા ઉપરનું સીયકનું રાજ્ય મહીનદીના પૂર્વ તરફ છે અને યોગરાજનું તે રાજ્ય અણહિલવાડનું જ હોવાનો સંભવ છે. ચાવડા વંશમાં એક યોગરાજ નામનો રાજા થઈ ગયો છે પરંતુ તે લગભગ વિ. સં. ૮૬૨ થી ૮૯૭ માં થઈ જવાથી આપણા લેખનો યોગરાજ તે નથી એમ ચોકસ થાય છે. બીજા કોઈ તે વખતના રાજવંશમાં યોગરાજનું નામ ઉત્કીર્ણ લેખો અથવા ગ્રંથો ઉપરથી જાણવામાં આવતું નથી. ચાવડાવંશમાં જ બીજો યોગરાજ નામનો રાજા હોવાનો સંભવ છે. મેં ઉપર કહ્યું જ છે કે **વિચારશ્રેણી, પ્રબંધચિંતામણિ** જેવા આપણા પ્રબંધોમાં તથા **આઈન-એ-અકબરી**-જેવા મુસલમાન ગ્રંથોમાં ઘણી વિસંગતતા માલુમ પડે છે. કોઈ પણ ગ્રંથ બીજા યોગરાજના નામનો ઉલ્લેખ કરતો નથી અને ઉપરના વિવેચનથી તો લાગે છે કે પ્રસ્તુત લેખમાંનો યોગરાજ ચાવડા વંશનો જ હશે. આવી સ્થિતિમાં બીજો કોઈ સારો આધાર ન મળે ત્યાં સુધી કલ્પના જ કરવી પડે છે. અને એમ લાગે છે કે વિચારશ્રેણીમાં ઘાઘડ પછી થયેલા જે રાજાનું નામ આપેલું નથી[૨૫] તે કદાચ આ **યોગરાજ** હશે, અને આ યોગરાજ (બીજા) પછી કોઈ પ્રબંધોમાં અને પટ્ટાવલીઓમાં આપેલો રાજા સામંતસિંહ (અથવા ભૂયડદેવ) થયો હશે જેને સં. ૧૦૧૭ માં ચૌલુક્ય મૂળરાજે મારી અણહિલવાડનું રાજ્ય લીધું હતું. અથવા પ્રબંધોમાં આપેલો સામંતસિંહ, ભૂયડ અને આપણા લેખનો યોગરાજ એકજ વ્યક્તિનાં નામો હશે.

---

२२ धर्म्मदायोयमनुमंतव्यः २३ कायस्थ-

૨૪ આ સંબંધની માહિતી આ લેખમાં જ પછી આવશે.

૨૫ જુવો ગુજરાત ગેઝેટીયર પા. ૧૫૫

આ લેખની મદદથી અણહિલવાડ પાટણ ઉપર ચૌલુક્ય મૂળરાજનું રાજ્ય ક્યારથી શરૂ થયું તે બાબતની શંકા નષ્ટ થઇ જાય છે. **પ્રબંધચિંતામણિ** જેવા કોઈ પ્રબંધો અને પટ્ટાવળીઓમાં એમ લખ્યું છે કે **મૂળરાજ** પોતાના મામાને મારી અણહિલવાડની ગાદી ઉપર સં ૯૯૮માં બેઠો. પરંતુ બીજા વિચારશ્રેણી જેવા પ્રબંધોમાં તે પ્રસંગ માટે સં ૧૦૧૭ આપ્યો છે.[૨૬] આ બેમાંથી બીજો જ સંવત બરાબર છે તે હવે આપણે ખાત્રીથી કહી શકીએ. મૂળરાજે જો સં. ૯૯૮ થી અણહિલવાડ ઉપર રાજ્ય શરૂ કર્યું હોત તો સીયકના તામ્રપત્રમાં અણહિલવાડના રાજાનું નામ યોગરાજ ન આવત.

આ લેખ ઉપરથી ગુજરાતના ઇતિહાસ સંબંધમા આ માહિતી મળી આવે છે કે રાષ્ટ્રકૂટ રાજાઓ પાસેથી સંવત ૧૦૦૫ની પહેલાં કેટલાંક વરસ માળવાના પરમારોએ ગુજરાતનું સ્વામિત્વ હરાવી લીધું. રાષ્ટ્રકૂટોના તાબામાં ગુજરાત દેશ હતો તે જાણવા માટે સંવત્ ૯૭૦ સુધીના ઉત્કીર્ણલેખાદિસાધનો આપણને મળી આવે છે.[૨૭] પરંતુ ત્યાર પછી લગભગ સંવત ૧૦૨૮ માં ગુજરાત ઉપર દક્ષિણના ચાલુક્યવંશના તૈલપનો અમલ શરૂ થયો ત્યાં સુધીનો ઇતિહાસ જાણવા માટે આપણી પાસે કંઇ સાધનો ન હતાં. ઐતિહાસિકોએ સ્વાભાવિક રીતે જ અનુમાન બાંધ્યું કે ઠેઠ ચાલુક્યો આવ્યા ત્યાં સુધી ગુજરાત રાષ્ટ્રકૂટોના તાબામાં જ રહ્યું. પ્રસ્તુત તામ્રશાસન જે સં. ૧૦૦૫ નું છે તે આપણને કહે છે કે વચલા કાળમાં ગુજરાત માળવાના અમલ નીચે હતું. અણહિલવાડ ઉપર મૂળરાજે પોતાની સત્તા સ્થાપી આસપાસનો મુલક તે તાબે કરવા લાગ્યો ત્યારે ઉત્તર ગુજરાતનો ભાગ તેણે કદાચ પરમારો પાસેથી લીધો હશે, અથવા દક્ષિણના ચાલુક્યો પાસેથી લીધો હશે.

આનંદપુર અથવા વડનગરના બ્રાહ્મણના નામ સાથે 'નાગર' શબ્દ જોડેલો દાખલો પહેલ વહેલો આ લેખમાં જ મળી આવે છે. આનંદપુરના બ્રાહ્મણોના ઉલ્લેખો ઘણી વખત વલભીના તામ્રપત્રોમાં આવ્યા છે પરંતુ તેઓમાંથી એકેમાં પણ બ્રાહ્મણના નામ સાથે નાગર શબ્દનો ઉપયોગ કરેલો નથી.

મોટા દુર્દૈવની વાત છે કે લેખમા (લિ. ૯) ઉલ્લિખિત ખેટક મંડળના રાજાનું નામ આપ્યું નથી. તે એક નાનો રાજા અને સીયકનો માંડલિક હતો એ કહેવાની જરૂર નથી.

**માળવાના** પ્રાચીન ઇતિહાસ માટે તો આ તામ્રશાસનો બહુ જ મહત્ત્વનાં છે. તેઓમાં આવેલો સીયક રાજા માળવાના પરમાર વંશનો જ સીયક છે એમાં શંકા લાગતી જ નથી. સીયકનો બાપ વૈરિસિંહ અને વૈરિસિંહનો બાપ ઉપેન્દ્ર અથવા કૃષ્ણરાજ હતો એમ બીજા લેખો ઉપરથી માલુમ પડે છે.[૨૮] આપણા લેખમાં વૈરિસિંહના બાપનું નામ **બપ્પ ઉપરાજ** એમ આપ્યું છે. ઉપરાજ શબ્દ ઉપેન્દ્ર માટે વાપરેલો લાગે છે. માળવાના પરમાર વંશનો અત્યાર સુધી મળેલો સૌથી જુનો લેખ વાક્પતિ **મુંજનો** વિક્રમ સંવત ૧૦૩૧ નો છે.[૨૯] આપણો લેખ તે પહેલાં ૨૬ વરસનો છે. બીજા તામ્રશાસનોમાં સીયકથી વંશવૃક્ષ આપેલું છે. પ્રસ્તુત શાસનોમાં સીયક પહેલાં બે પેઢીઓ આપેલી છે. હવે માળવાના પ્રસિદ્ધરાજા ભોજ સુધીનું વંશવૃક્ષ આ પ્રમાણે થાય.

૨૬ જુઓ ગુજરાત ગૅઝેટીયર પા. ૧૬૨.

૨૭ ,, ,, પા. ૧૩૧.

૨૮ જુઓ ઇન્ડિયન એન્ટીક્વરી ભાગ ૩૬માં ડૉ. બ્યુલરનો નવસાહસાંકચરિત ઉપરનો લેખ.

૨૯ જુઓ ઇન્ડિયન એન્ટીક્વરી ભાગ ૬ પા. ૫૩ પછી




સીયક રાજાએ સંવત્ ૧૦૦૦થી ૧૦૩૦ સુધી રાજ્ય કર્યું એમ લાગે છે. કેમકે પ્રસ્તુત લેખ ૧૦૦૫નો છે તે પહેલાં કેટલાંક વરસ ઉપર તેના રાજ્યકાલની શરૂઆત થઇ હશે. ધનપાલ કવિકૃત પાઇલચ્છીનામક[30] કોષમા ૨૭૬ મા શ્લોકમા લખ્યું છે કે સંવત્ ૧૦૨૯ માં જ્યારે માલવાના રાજાએ માન્યખેટ લૂંટયું ત્યારે ધારાનગરીનિવાસી ધનપાલ કવિએ પોતાની બેહેન સુન્દરી માટે તે પુસ્તક બનાવ્યું. ઉદેપુરની[31] પ્રશસ્તિમા બારમા શ્લોકમાં એમ લખ્યું છે કે સીયક રાજાએ માન્યખેટના ખોટ્ટિદેવ રાજાની લક્ષ્મી હરણ કરી. ભાટોના પુસ્તકોમાં પણ આ જ માહિતી આપેલી છે. ત્યારે સીયકરાજાને માટે બીજો સંવત ૧૦૨૯ આપણને માલુમ પડ્યો. સીયકના ઉત્તરાધિકારી વાક્પતિ મુંજનું સં. ૧૦૩૧ નું શાસન મળ્યું છે તેથી આપણે એમ કહી શકીએ કે સં. ૧૦૩૦ સુધી સીયક રાજ્ય કરતો હતો.

પરિમલકવિકૃત નવસાહસાંકચરિત, નાગપુર પ્રશસ્તિ તેમ જ ભોજના શાસનો ઉપરથી માળવાના પરમારોનું વંશવૃક્ષ મેં ઉપર બનાવ્યા પ્રમાણે જ છે. પરંતુ ફક્ત ઉદેપુર પ્રશસ્તિમાં તે આવું આપ્યું છે.




૩૦ જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભાગ ૧ પા. ૯૩
૩૧ જુઓ એપીગ્રાફિયા ઇન્ડિકા ભા. ૧

મેં આપેલા વંશવૃક્ષમાં અને આમાં શું ફરક છે તે વાંચકોના ધ્યાનમાં આવ્યો જ હશે. આમાં વૈરિસિંહ સીયક, અને વાક્પતિરાજ આ નામોની દ્વિરુક્તિ થયેલી છે. પરંતુ પ્રસ્તુત લેખની મદદથી આપણે એમ કહી શકીએ કે તે દ્વિરુક્તિ નિરાધાર છે. કેમકે સં. ૧૦૦૫ ના લેખનો સીયક અને વાક્પતિ મુંજનો બાપ સીયક જેણે સં. ૧૦૩૦ સુધી રાજ્ય કર્યું હશે તે બન્ને એકજ છે એમ મેં ઉપરના લાંબા વિવેચનમાં બતાવ્યું છે.

આના ઉપર કોઇ વાચક આક્ષેપ કરશે કે સં. ૧૦૦૫ ના લેખમાં આવેલો સીયક પહેલો અને સં. ૧૦૨૯ માં આવેલો સીયક બીજો હશે; તેને માટે એટલું જ કહેવાનું છે કે વચલા ૨૪ વરસની મુદતમાં વચમાં આવેલી બે પેઢીઓનો સમાવેશ હોવાનું મુશ્કેલ છે—અસંભવનીય છે. સં. ૧૦૦૫ નો અને સં. ૧૦૨૯નો સીયક એક જ માનવો પડે છે. જ્યાં સુધી આપણો લેખ બહાર આવ્યો ન હતો ત્યાંસુધી ઉદેપુરની પ્રશસ્તિના આધારથી રચાયેલા વંશવૃક્ષ સંબંધમાં શંકા કરવાને અવકાશ ન હતો પરંતુ હવે આપણે તેમા સુધારો કરવો જ પડશે.

પ્રસ્તુત લેખની શરૂઆતમાં અમોઘવર્ષ અને તેનો ઉત્તરાધિકારી અકાલવર્ષ આ બે મોટા રાજાઓનાં નામો આપેલા છે. તે રાજાઓ પ્રસિદ્ધ માન્યખેટના રાષ્ટ્રકૂટ વંશના અમોઘવર્ષ અને તેનો પુત્ર કૃષ્ણ (બીજો) અથવા અકાલવર્ષ છે. આ બે પરાક્રમી સમ્રાટો લાગે છે. તે પિતા પુત્રોએ દીર્ઘકાલસુધી એટલે લગભગ સં. ૮૭૧ થી ૯૬૭ સુધી રાજ્ય કર્યું.[32] તેઓનો પ્રસ્તુત લેખમાં શો સંબંધ છે તે બરાબર કહી શકાતું નથી. પાચમી લીટીના ० **नरेन्द्रपादानां** પદનો સંબંધ કોના સાથે છે તે સમજાતું નથી. ત્યાર પછી પૂર્ણવિરામ પછી **तस्मिन्कुले** પદ આવ્યું છે. તે પહેલા તે કુલના સંબંધમાં કોઈ કશું પણ કહેતું લાગતું નથી. આવી સ્થિતિમાં એમ કલ્પના કરવાનું મન થાય છે કે કદાચ લેખક વચલી લીટી કોતરવાનું તદ્દન ભૂલી ગયો હશે, અને બીજા તામ્રશાસનના નકલ પહેલા ઉપરથી જ કરી હશે. આ મારી કલ્પના જો ખરી હોય તો નષ્ટ થયેલી લીટીમાં શું લખ્યુ હશે તે સંબંધની બીજી કલ્પના આ પ્રમાણે થઇ શકે. બપ્પૈપરાજના પિતા અથવા પિતામહને રાષ્ટ્રકૂટ અકાલવર્ષની કૃપાથી કાંઈ મુલક મળ્યો હશે. રાષ્ટ્રકૂટ રાજાઓને કનોજના પ્રતિહાર અથવા પડિહાર રાજાઓ સાથે હંમેશનું વૈર હતું, અને તેઓ દક્ષિણથી કનોજ તરફ સ્વારીઓ કરતા હતા.[33] પ્રતિહાર મહીપાળના વખતમાં જ્યારે કનોજના સામ્રાજ્યની સ્થિતિ ખરાબ થવા લાગી ત્યારે રાષ્ટ્રકૂટોએ ગૂજરાત માળવા વગેરે. એકેક ભાગ પ્રતિહારો પાસેથી દબાવી લીધા અને પોતાના સંબંધીઓને આપ્યો. તે વખતે કદાચ પરમાર માંડલિકોને કાંઈ મલ્યું હશે. પછી પ્રતિહારોની સત્તા નષ્ટ થઇ તેમ જ દક્ષિણના રાષ્ટ્રકૂટોથી જેઓને લાટ પ્રદેશ મળ્યો હતો તે લાટ પ્રદેશના બાયાન રાષ્ટ્રકૂટો જુદા પડયા. આ બધી સ્થિતિ જોઇ પરમારો સ્વતંત્ર થયા અને માળવા તરફ પોતાની સત્તા વધારવા લાગ્યા એમ દેખાય છે. મારી આ કલ્પનાને પ્રસ્તુત લેખમાં સીયકના બીરૂદો પુષ્ટ આપે છે એમ મને લાગે છે. **महामंडलिकचूडामणि** આ બીરૂદ ઉપરથી તેના પૂર્વજોની તથા તેની પહેલાંની પરતંત્ર સ્થિતિ અને **महाराजाधिराजपति** આ બીરૂદ ઉપરથી તેની સ્વતંત્રતા તરફ ઉન્નતિ દેખાય છે.



---

૩૨ જુઓ ગુજરાત ગૅઝેટીયર પા. ૧૨૧

૩૩ જુવો સ્મિથનો ભારતીય પ્રાચીન ઈતિહાસ પા. ૪૨૯

શુદ્ધિ. પા. ૪૫ લી. ૧૨ **संवद्ध** ને બદલે **संबद्ध**, લી. ૧૫ **विपत्य** ને બદલે **धिपत्य**, લી. ૧૬ **तृण** ને બદલે **तृणा** લી ૧૯ **गौत्राय** ને બદલે '**गोत्राय**' **लब्धोपाध्याय** ને બદલે **ध्यायाय**, લી. ૨૩ **दायोयम**. ઉપર ૨૨, મી ફૂટનોટ વાંચો.

# પ્રાચીનમુદ્રામાંથી એક પ્રકરણ*

## સૌરાષ્ટ્ર અને માલવાના સીક્કાઓ

( અનુવાદકઃ—છોટાલાલ મગનલાલ શાહ )

ઇસ્વીસનની શરૂઆતમાં ભારતીય ગ્રીક રાજાઓની "દ્રમ્મ" નામક મુદ્રાના અનુકરણ રૂપે સૌરાષ્ટ્રના શકજાતીય ક્ષત્રપોએ પોતાના નામે જે મુદ્રા-સિક્કાઓને મુદ્રણ-છપાવવાનો આરંભ કર્યો હતો, તે પ્રમાણે ઇસવીય છઠ્ઠી વા સાતમી શતાબ્દી સુધી સૌરાષ્ટ્ર અને માલવાની મુદ્રાઓ મુદ્રિત થયેલી છે. ઇ. સ. પૂર્વે પહેલી શતાબ્દીમાં અથવા કંઇક તેની પહેલાં ઉત્તરાપથના શકરાજાઓના કોઇ શાસનકર્તાએ માલવામાં અને સૌરાષ્ટ્રમાં એક નવીન રાજ્ય સ્થાપન કર્યું હતું. કુશાન સામ્રાજ્યની સ્થાપના પહેલાં આ જ રાજ્ય સ્થાપિત થયું હતું. આ વંશના રાજાઓએ 'રાજા' પદ ગ્રહણ ન્હોતું કર્યું. તેઓ 'મહાક્ષત્રપ' બિરૂદથી પરિચિત થયા છે. મહાક્ષત્રપ ઉપાધિધારી શકજાતીય બે રાજવંશોએ ભિન્ન ભિન્ન સમયે સૌરાષ્ટ્રનો અધિકાર પ્રાપ્ત કર્યો હતો. પ્રથમ રાજવંશે કુશાન સામ્રાજ્યની સ્થાપના પહેલાં અને બીજા રાજવંશે કુશાન રાજવંશના સામ્રાજ્યના અસ્ત સમયે સૌરાષ્ટ્રનો અધિકાર પ્રાપ્ત કર્યો હતો. પ્રથમ રાજવંશના કેવળ બે જ રાજાઓની મુદ્રાઓ મળી આવી છે. પ્રથમ રાજાનું નામ **ભૂમક**. આ રાજાની માત્ર તામ્રમુદ્રા જ પ્રાપ્ત થઈ છે. આ મુદ્રાની એક બાજુ સિંહમૂર્તિ અને બીજી બાજુ ચક્ર છે. એક બાજુ ખરોષ્ઠી અક્ષરોમાં "**छहरदस छत्रपस भूमकस**" અને બીજી બાજુ બ્રાહ્મી અક્ષરોમાં "**क्षहरातस क्षत्रपस भूमकस**" લખેલું છે.[૧] ભૂમકનો કોઈ શિલાલેખ વા તારીખવાળી મુદ્રા હજુ સુધી મળેલ નથી. આથી તેનો સમય હજી પણ નક્કી થયો નથી. **નહપાનની** રૌપ્ય મુદ્રા **મેનન્દ્રના** દ્રમ્મનું અનુકરણ છે.[૨] આ પ્રકારની મુદ્રાઓમાં એક બાજુ મહાક્ષત્રપનું મસ્તક અને ગ્રીક અક્ષરોમાં તેનું નામ તથા ઉપાધિ, બીજી બાજુ ચક્ર (?) બાણ અને વજ્ર તથા બ્રાહ્મી અને ખરોષ્ઠી અક્ષરોમાં રાજાનું નામ અને ઉપાધિ લખેલ છે. ખરોષ્ઠી અક્ષરમાં "**रञो छहरतस नहपनस**" અને બ્રાહ્મી અક્ષરોમાં "**राज्ञो क्षहरातस नहपानस**[૩]" લખેલ છે. **નહપાનના** જમાઈ **ઉષવદાત વા ઋષભદત્તના** અનેક શિલાલેખો મળી આવ્યા છે. એ શિલાલેખોમાં નહપાનના રાજ્યકાળના અથવા કોઈક સંવતના ૪૧, ૪૨, ૪૫ વર્ષના આંકડાઓનો ઉલ્લેખ કરેલો છે.[૪]

* બંગાળીમાંથી અનુવાદ કરાવવાની રજા આપવા માટે તેના કર્તા શ્રી. રાખાળદાસ બેનર્જીના (સુપ્રીન્ટેન્ડેન્ટ ઑર્કીઑલૉજીકલ ડીપાર્ટમેન્ટ વેસ્ટર્ન સર્કલ) આભારી છીએ.

૧. Rapson, Catalogue of Indian Coins in the British Museum Andhras, Western Ksatrapas etc. pp. 63-64, Nos. 637-42.

૨. Ibid, p, CVIII

૩. Ibid, pp. 65-67 Nos. 243-51.

૪. Epigraphia Indica Vol VIII p. 82.

જુન્નરની એક ગુફામાં નહપાનના અમાત્ય **અયમના** શિલાલેખમાં ૪૬ વર્ષનો ઉલ્લેખ છે.[5] આ ઉષવદાત અને અયમના શિલાલેખોમાં જે કેટલાક સંવત્સરોનો ઉલ્લેખ છે, તેને સાધારણતઃ કેટલાક પુરાતત્ત્વજ્ઞો શક-સંવતનાં વર્ષ માને છે. અને તદનુસાર ઇસ્વીય બીજી શતાબ્દીના પ્રારંભમાં નહપાનનો કાળ નક્કી કરેલો છે.[6] પરંતુ પ્રાચીનલિપિતત્ત્વના પ્રત્યક્ષ પ્રમાણાનુસારે નહપાન મહાક્ષત્રપ રુદ્રદામાનો નિકટવર્તી અથવા કનિષ્ક, વાસિષ્ક, હવિષ્ક અને વાસુદેવ વગેરે કુશાનવંશીય રાજાઓનો પરવર્તી હોય એમ માની શકાતું નથી. "નહપાન અને શકાબ્દ" નામના નિબંધમાં મેં આ ઉક્તિનો યથાર્થ રીતે નિર્ણય કરવાને ચર્ચા કરી છે.[7] ઉષવદાતના શિલાલેખોમાં નહપાન **"क्षहरात क्षत्रप"** ઉપાધિથી પ્રસિદ્ધ છે.[8] નહપાનની મુદ્રાઓની લિપિમાં તેની **" क्षत्रप "** વા **" महाक्षत्रप "** ઉપાધિ જોવામાં આવતી નથી. નહપાનની ફક્ત એક તામ્રમુદ્રા કનિંગહામ દ્વારા અજમેરમાંથી મળી આવી છે, તેમાં એક બાજુ વજ્ર તથા બાણ અને બ્રાહ્મી અક્ષરમા નહપાનનું નામ અને બીજી બાજુ ચારે તરફમાં બોધિવૃક્ષ છે.[9] નહપાનના રાજ્યના શેષભાગમાં અથવા તેના મરણ પછી અંધ્રવંશીય રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિએ શકજાતીય પ્રથમ ક્ષત્રપવંશના અધિકારનો લોપ કર્યો હતો. અને નહપાનની રૂપાની મુદ્રા ઉપર પોતાનું નામ મુદ્રિત કર્યું હતું. આ જાતની મુદ્રામાં એક બાજુ સુમેરુ પર્વત અને તેની નીચે સર્પ અને બ્રાહ્મી અક્ષરમાં **" राञो गोतमिपुत्रस सिरिसातकणिस** લખેલું છે. બીજી બાજુ ઉજ્જયિની નગરીનું ચિહ્ન છે.[10] ગૌતમી પુત્ર શાતકર્ણિના પૌત્રના અથવા કોઈ વંશધરના રાજ્યકાળમાં સૌરાષ્ટ્ર અંધ્ર રાજાઓના હાથમાંથી ગયું હતું. અંધ્રવંશના ગૌતમીપુત્ર **શ્રીયજ્ઞશાતકર્ણિએ** સૌરાષ્ટ્રની મુદ્રાના અનુકરણમાં રૂપાની મુદ્રાઓ મુદ્રાંકિત કરી હતી. આની અંદર એક તરફ રાજાનું મુખ અને બ્રાહ્મી અક્ષરોમાં **" रञो गोतमिपुतस सिरियञशातकणिस "** લખેલું છે. બીજી તરફ ઉજ્જયિની નગરીનું ચિહ્ન, સુમેરુપર્વત, સર્પ અને દાક્ષિણાત્ય બ્રાહ્મી અક્ષરોમાં **" ...णय गोतमपुतप हिरुयञ हातकणिस "** લખેલું છે.[11]

શક સંવત્સરની પ્રથમ શતાબ્દીના પ્રથમાર્ધમાં શકજાતીય બીજા ક્ષત્રપવંશે માલવા અને સૌરાષ્ટ્ર ઉપર અધિકાર મેળવ્યો હતો. મહાક્ષત્રપ **ચષ્ટનના** પૌત્ર રુદ્રદામાએ માળવા, સૌરાષ્ટ્ર, કચ્છ વગેરે દેશવ્યાપી વિસ્તીર્ણ સામ્રાજ્યના સ્થાપના કરી હતી. કચ્છમાં રુદ્રદામાના રાજ્યકાળમાં ' પર ' શક સંવત ( ઇ. સ. ૧૩૦ ) માં લખાએલા ચાર શિલાલેખો મળી

---

૫. Archeological Survey of Western India Vol IV p. 103.

૬. Rapson, B. M. C., p, cx; V. A. Smith. Early History of India, 3rd Edition pp 209, 218.

૭ " નહપાન અને શકાબ્દ " નામનો નિંબધ પ્રલતત્ત્વવિભાગના વાર્ષિક વિવરણમાં.

૮. Rapson, B. M. C., p. 65 Note I.

9. Ibid. p. 67, No 252.

૧૦. Ibid, pp. 68-70; Nos. 253-58.

૧૧. Ibid, p.45, No. 178.

આવ્યા છે.[૧૨] સૌરાષ્ટ્રમાં ગિરનાર પર્વત ઉપર રુદ્રદામાના રાજ્યકાળમાં "૭૨" શક સંવત (ઇ. સ. ૧૫૦)માં લખાયેલો એક મોટો શિલાલેખ પ્રાપ્ત થયો છે.[૧૩] આમાં રુદ્રદામાના રાજ્યનું વર્ણન છે. રુદ્રદામા તે સમયે પૂર્વ, અને પશ્ચિમ **આકરાવંતી, અનુપનિવૃત, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિન્ધુસૌવીર, કુકુર, અપરાન્ત નિષાદ,** વગેરે દેશોનો સ્વામી હતો. તેણે બે વાર દક્ષિણાપથેશ્વર શાતકર્ણિને પરાજિત કર્યો હતો અને યૌધેયોનો નાશ કર્યો હતો.

રુદ્રદામાના પિતામહ ચષ્ટનના પિતાનું નામ 'ગ્સમોતિક' હતું. એના નામવાળી ફક્ત એક જ મુદ્રા પ્રાપ્ત થઇ છે. પરંતુ મુદ્રાતત્ત્વજ્ઞ રેપ્સન અનુમાન કરે છે કે, આ મુદ્રા ચષ્ટનની છે.[૧૪] ચષ્ટનથી બીજા શક રાજવંશના સિક્કાના ચલણનો આરંભ થયો છે. ચષ્ટનની રૂપાની અને તાંબાની મુદ્રાઓ પ્રાપ્ત થઇ છે. રૂપાના સિક્કા બે પ્રકારના છે. પહેલા પ્રકારના રૂપાના સિક્કામાં ચષ્ટનની "ક્ષત્રપ[૧૫]" અને બીજા પ્રકારના સિક્કામાં "મહાક્ષત્રપ[૧૬]" ઉપાધિ જોવામાં આવે છે. એ સમસ્ત સિક્કાઓમાં એક તરફ રાજાનું મુખ અને ગ્રીક અક્ષરમાં રાજાનું નામ અને ઉપાધિ. બીજી તરફ સુમેરુપર્વત, ચંદ્રમા વગેરે ચિહ્ન અને ખરોષ્ટી અક્ષરમાં રાજાનું નામ અને ઉપાધિ લખેલ છે. ચષ્ટનની તામ્રમુદ્રામાં એક બાજુ દંડ સાથે અશ્વની મૂર્તિ છે અને બીજી બાજુ સુમેરુ, ચંદ્ર તથા તારાનું ચિહ્ન છે. પહેલી બાજુ ગ્રીક અક્ષરમાં અને બીજી બાજુ બ્રાહ્મી અક્ષરમાં લિપિનું ચિહ્ન છે.[૧૭] ચષ્ટનના પુત્ર જયદામાની બે પ્રકારની તામ્રમુદ્રાઓ જડી આવી છે. પહેલા પ્રકારની મુદ્રા ચતુષ્કોણ છે, એમાં એક તરફ બળદ, ત્રિશૂળ અને ગ્રીક અક્ષરોમાં લિપિ તથા બીજી બાજુ સુમેરુ, શશાંક અને બ્રાહ્મી અક્ષરમાં "**राज्ञो क्षत्रपस स्वामि जयदामस**" લખેલું છે.[૧૮] બીજા પ્રકારની મુદ્રામાં એક કોર હસ્તી અને બીજી કોર ઉજ્જયિની નગરીનું ચિહ્ન છે.[૧૯] રુદ્રદામાની બે પ્રકારની મુદ્રાઓ મળી છે. ઉભય પ્રકારની મુદ્રામાં એક બાજુ રાજાનું મસ્તક અને ગ્રીક અક્ષરમાં લિપિ બીજી બાજુ સર્પ અને સુમેરુ પર્વત તથા બ્રાહ્મી અક્ષરમાં લિપિ છે. પ્રથમ પ્રકારની મુદ્રામાં "**राज्ञो क्षत्रपस जयदाम पुत्रस राज्ञो महाक्षत्रपस रुद्रदामस**"[૨૦] બીજા પ્રકારની મુદ્રામાં ભિન્ન ભાવે આ જ બાબત લખી છે.[૨૧] રુદ્રદામાના પુત્ર દામઘ્સદની ક્ષત્રપ બિરુદ યુક્ત ત્રણ પ્રકારની[૨૨] અને મહાક્ષત્રપ બિરુદ યુક્ત એક પ્રકારની મુદ્રા

૧૨. Annual Report of the Archaeological Survey of India, 1905-06, p. 165 F.; Journal of the Bombay Branch of the Royal Asiatic Society, Vol. XXIII, p. 68.

૧૩. Epigraphia Indica Vol. VIII p. 36 ff.

૧૪. Rapson, B. M. C., P. 71.

૧૫. Ibid, pp. 72-73 No. 259.

૧૬. Ibid, pp. 73-75 Nos. 260-63.

૧૭. Ibid, pp. 75 No. 264.

૧૮. Ibid pp. 76-77, Nos. 265-68.

૧૯. Ibid, p. 77, No. 269.

૨૦. Ibid pp. 78-79, Nos. 270-75.

૨૧. Ibid p. 79, Nos. 276-80.

૨૨. Ibid pp. 80-81 Nos. 281-85.

હાથ લાગી છે.[૨૩] એની મુદ્રામાં એનુ નામ કોઈ સ્થાને "દામાપ્સદ" અને કોઈ સ્થાને "દામજદશ્રી" લખેલું છે. દામજદશ્રીના પુત્ર જીવદામાના રાજ્યકાળથી સૌરાષ્ટ્રની મુદ્રામાં તારીખ જોવામાં આવે છે. આ બધાંય વર્ષો શક સંવતનાં છે. જીવદામાની મુદ્રાઓમાં ૧૦૦ થી ૧૨૦ સુધી શક સંવતનો ઉલ્લેખ છે.[૨૪] અંગ્રરાજાઓની મિશ્રધાતુથી નિર્મિત મુદ્રાઓનું અનુકરણ કરી જીવદામાએ પોટિન ( potin )નામક ધાતુથી એક પ્રકારની મુદ્રાઓ બનાવી ચલણમાં શરૂ કરી હતી. એક બાજુ વૃષભ અને ગ્રીક અક્ષરમાં લિપિનું ચિહ્ન છે. બીજી બાજુ સુમેરુ પર્વત, સર્પ ઇત્યાદિ તથા બ્રાહ્મી અક્ષરમાં રાજાનું નામ અને બિરૂદ લખેલ છે.[૨૫] જીવદામાની પછી તેનો કાકો રુદ્રસિંહ સિંહાસન ઉપર આવ્યો હતો. શક સંવતની બીજી શતાબ્દીના પ્રથમ અને બીજા દશકમાં રુદ્રસિંહ અને જીવદામાને દીર્ઘકાળ પર્યંત યુદ્ધ ચાલ્યું હતું. એ માટે એ સમયના કોઇ વર્ષમાં જીવદામાને અને કોઇ વર્ષમાં રુદ્રદામાને "મહાક્ષત્રપ" ની ઉપાધિનો વ્યવહાર કરતા જોઇએ છીએ.[૨૬] કાઠીઆવાડના હાલાર વિભાગમાં ગુંડા નામક સ્થાનેથી મળી આવેલો એક શિલાલેખ, રુદ્રસિંહના રાજ્યકાળમાં–૧૦૩ શકાબ્દ ( ઇ.સ. ૧૮૧ ) માં લખાયેલો છે.[૨૭] જુનાગઢની પાસે એક ગુફામાં રુદ્રસિંહના રાજ્યકાળમા લખાયેલો બીજો પણ એક શિલાલેખ મળી આવ્યો છે.[૨૮] શક સંવતની બીજી શતાબ્દીના પ્રારંભથી ચોથી શતાબ્દીના બીજા દશક સુધી સૌરાષ્ટ્રની રૌપ્ય મુદ્રાઓમાં કોઇ પણ જાતનું પરિવર્તન દેખાતું નથી. સઘળી મુદ્રાઓમાં એક બાજુ રાજાનું મસ્તક અને ગ્રીક અક્ષરમાં લિપિનું ચિહ્ન તથા બીજી બાજુ સુમેરુ પર્વત, સર્પ, ઇત્યાદિ અને બ્રાહ્મી અક્ષરમાં રાજાના પિતાનું તથા પોતાનું નામ અને બિરૂદ લખેલાં હોય છે. દરેક રાજાની મુદ્રામાં બે વિભાગ જોવામાં આવે છે; પ્રથમ વિભાગમાં " ક્ષત્રપ " અને બીજા વિભાગમાં "મહાક્ષત્રપ". રુદ્રસિંહની પોટિન–નિર્મિત મુદ્રા જીવદામાની મુદ્રા જેવી છે.[૨૯] દામજદશ્રીનો જીવદામા સિવાય સત્યદામાનામક પણ એક પુત્ર હતો. તેની ક્ષત્રપ ઉપાધિ યુક્ત રૂપાની મુદ્રા પ્રાપ્ત થઇ છે.[૩૦] મહાક્ષત્રપ રુદ્રદામાના મોટા પુત્રનો પુત્ર જીવદામા પાસેથી તેના ( રુદ્રદામાના ) બીજા પુત્ર રુદ્રસિંહે સિંહાસન હસ્તગત કર્યું હતું. ત્યાર પછી રુદ્રસિંહના વંશમાં બહુકાળ સુધી સૌરાષ્ટ્રનો મુકુટ રહ્યો હતો. લાંબા સમય પછી રુદ્રસિંહનો વંશ લોપ પામતાં અર્થાત્ દુર્બળ થઇ જતાં, સંભવતા, પુનઃ જીવદામાના વંશધરો સૌરાષ્ટ્રનો અધિકાર પામ્યા હતા. રુદ્રસિંહના પછી તેનો મોટો પુત્ર રુદ્રસેન સિંહાસન ઉપર આવ્યો. રુદ્રસેનની મુદ્રાઓમાં ૧૨૧–૧૪૪ શક સંવત્સરનો ઉલ્લેખ

---

૨૩. Ibid p. 82 Nos. 286–87

૨૪. Ibid, p. 83

૨૫. Ibid, p. 85, Nos. 293-94.

૨૬. Ibid, pp. 83–92.

૨૭. Indian Antiquary, Vol. X. P. 157

૨૮. Journal of the Royal Asiatic Society, 1890; p. 651

૨૯. Rapson, B. M. C. pp. 93–94. Nos. 324–25.

૩૦. Ibid, P. 95.

આવ્યા છે.[૧૨] સૌરાષ્ટ્રમાં ગિરનાર પર્વત ઉપર રુદ્રદામાના રાજ્યકાળમાં "૭૨" શક સંવત (ઇ. સ. ૧૫૦)માં લખાયેલો એક મોટો શિલાલેખ પ્રાપ્ત થયો છે.[૧૩] આમાં રુદ્રદામાના રાજ્યનું વર્ણન છે. રુદ્રદામા તે સમયે પૂર્વ, અને પશ્ચિમ **આકરાવંતી, અનુપનિવૃત, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિન્ધુસૌવીર, કુકુર, અપરાન્ત નિષાદ,** વગેરે દેશોનો સ્વામી હતો. તેણે બે વાર દક્ષિણાપથેશ્વર શાતકર્ણિને પરાજિત કર્યો હતો અને યૌધેયોનો નાશ કર્યો હતો.

રુદ્રદામાના પિતામહ ચષ્ટનના પિતાનું નામ 'ઘ્સમોતિક' હતું. એના નામવાળી ફક્ત એક જ મુદ્રા પ્રાપ્ત થઇ છે. પરંતુ મુદ્રાતત્ત્વજ્ઞ રેપ્સન અનુમાન કરે છે કે, આ મુદ્રા ચષ્ટનની છે.[૧૪] ચષ્ટનથી બીજા શક રાજવંશના સિક્કાના ચલણનો આરંભ થયો છે. ચષ્ટનની રૂપાની અને તાંબાની મુદ્રાઓ પ્રાપ્ત થઇ છે. રૂપાના સિક્કા બે પ્રકારના છે. પહેલા પ્રકારના રૂપાના સિક્કામાં ચષ્ટનની "ક્ષત્રપ[૧૫]" અને બીજા પ્રકારના સિક્કામાં "મહાક્ષત્રપ[૧૬]" ઉપાધિ જોવામાં આવે છે. એ સમસ્ત સિક્કાઓમાં એક તરફ રાજાનું મુખ અને ગ્રીક અક્ષરમાં રાજાનું નામ અને ઉપાધિ. બીજી તરફ સુમેરુપર્વત, ચંદ્રમા વગેરે ચિહ્ન અને ખરોષ્ટી અક્ષરમાં રાજાનું નામ અને ઉપાધિ લખેલ છે. ચષ્ટનની તામ્રમુદ્રામાં એક બાજુ દંડ સાથે અશ્વની મૂર્તિ છે અને બીજી બાજુ સુમેરુ, ચંદ્ર તથા તારાનું ચિહ્ન છે. પહેલી બાજુ ગ્રીક અક્ષરમાં અને બીજી બાજુ બ્રાહ્મી અક્ષરમાં લિપિનું ચિહ્ન છે.[૧૭] ચષ્ટનના પુત્ર જયદામાની બે પ્રકારની તામ્રમુદ્રાઓ જડી આવી છે. પહેલા પ્રકારની મુદ્રા ચતુષ્કોણ છે, એમાં એક તરફ બળદ, ત્રિશૂળ અને ગ્રીક અક્ષરોમાં લિપિં તથા બીજી બાજુ સુમેરુ, શશાંક અને બ્રાહ્મી અક્ષરમાં "**राज्ञो क्षत्रपस स्वामि जयदामस**" લખેલું છે.[૧૮] બીજા પ્રકારની મુદ્રામાં એક કોર હસ્તી અને બીજી કોર ઉજ્જયિની નગરીનું ચિહ્ન છે.[૧૯] રુદ્રદામાની બે પ્રકારની મુદ્રાઓ મળી છે. ઉભય પ્રકારની મુદ્રામાં એક બાજુ રાજાનું મસ્તક અને ગ્રીક અક્ષરમાં લિપિ બીજી બાજુ સર્પ અને સુમેરુ પર્વત તથા બ્રાહ્મી અક્ષરમાં લિપિ છે. પ્રથમ પ્રકારની મુદ્રામાં "**राज्ञो क्षत्रपस जयदाम पुत्रस राज्ञो महाक्षत्रपस रुद्रदामस**"[૨૦] બીજા પ્રકારની મુદ્રામાં ભિન્ન ભાવે આ જ બાબત લખી છે.[૨૧] રુદ્રદામાના પુત્ર દામઘ્સદની ક્ષત્રપ બિરૂદ યુક્ત ત્રણ પ્રકારની[૨૨] અને મહાક્ષત્રપ બિરૂદ યુક્ત એક પ્રકારની મુદ્રા

૧૨. *Annual Report of the Archaeological Survey of India*, 1905-06, p. 165 F.; Journal of the Bombay Branch of the Royal Asiatic Society, Vol. XXIII, p. 68.

૧૩. Epigraphia Indica Vol. VIII p. 36 ff.

૧૪. Rapson, B. M. C., P. 71.

૧૫. Ibid, pp. 72-73 No. 259.

૧૬. Ibid, pp. 73-75 Nos. 260-63.

૧૭. Ibid, pp. 75 No. 264.

૧૮. Ibid pp. 76-77, Nos. 265-68.

૧૯. Ibid, p. 77, No. 269.

૨૦. Ibid pp. 78-79, Nos. 270-75.

૨૧. Ibid p. 79, Nos. 276-80.

૨૨. Ibid pp. 80-81 Nos. 281-85.

હાથ લાગી છે.[૨૩] એની મુદ્રામાં એનું નામ કોઈ સ્થાને "દામાયુસદ" અને કોઈ સ્થાને "દામજદશ્રી" લખેલું છે. દામજદશ્રીના પુત્ર **જીવદામાના** રાજ્યકાળથી સૌરાષ્ટ્રની મુદ્રામાં તારીખ જોવામાં આવે છે. આ બધાંય વર્ષો શક સંવતનાં છે. જીવદામાની મુદ્રાઓમાં ૧૦૦ થી ૧૨૦ સુધી શક સંવતનો ઉલ્લેખ છે.[૨૪] અંધ્રરાજાઓની મિશ્રધાતુથી નિર્મિત મુદ્રાઓનું અનુકરણ કરી જીવદામાએ પોટિન ( potin )નામક ધાતુથી એક પ્રકારની મુદ્રાઓ બનાવી ચલણમાં શરૂ કરી હતી. એક બાજુ વૃષભ અને ગ્રીક અક્ષરમાં લિપિનું ચિહ્ન છે. બીજી બાજુ સુમેરુ પર્વત, સર્પ ઇત્યાદિ તથા બ્રાહ્મી અક્ષરમાં રાજાનું નામ અને બિરુદ લખેલ છે.[૨૫] જીવદામાની પછી તેનો કાકો રુદ્રસિંહ સિંહાસન ઉપર આવ્યો હતો. શક સંવતની બીજી શતાબ્દીના પ્રથમ અને બીજા દશકમાં રુદ્રસિંહ અને જીવદામાને દીર્ઘકાળ પર્યંત યુદ્ધ ચાલ્યું હતું. એ માટે એ સમયના કોઇ વર્ષમાં જીવદામાને અને કોઇ વર્ષમાં રુદ્રદામાને "મહાક્ષત્રપ" ની ઉપાધિનો વ્યવહાર કરતા જોઇએ છીએ.[૨૬] કાઠીઆવાડના હાલાર વિભાગમાં ગુંડા નામક સ્થાનેથી મળી આવેલો એક શિલાલેખ, રુદ્રસિંહના રાજ્યકાળમાં–૧૦૩ શકાબ્દ ( ઇ.સ. ૧૮૧ ) માં લખાયેલો છે.[૨૭] જુનાગઢની પાસે એક ગુફામાં રુદ્રસિંહના રાજ્યકાળમા લખાયેલો બીજો પણ એક શિલાલેખ મળી આવ્યો છે.[૨૮] શક સંવતની બીજી શતાબ્દીના પ્રારંભથી ચોથી શતાબ્દીના બીજા દશક સુધી સૌરાષ્ટ્રની રૌપ્ય મુદ્રાઓમાં કોઇ પણ જાતનું પરિવર્તન દેખાતું નથી. સઘળી મુદ્રાઓમાં એક બાજુ રાજાનું મસ્તક અને ગ્રીક અક્ષરમાં લિપિનું ચિહ્ન તથા બીજી બાજુ સુમેરુ પર્વત, સર્પ, ઇત્યાદિ અને બ્રાહ્મી અક્ષરમાં રાજાના પિતાનું તથા પોતાનું નામ અને બિરુદ લખેલાં હોય છે. દરેક રાજાની મુદ્રામાં બે વિભાગ જોવામાં આવે છે; પ્રથમ વિભાગમાં " ક્ષત્રપ " અને બીજા વિભાગમાં "મહાક્ષત્રપ". રુદ્રસિંહની પોટિન-નિર્મિત મુદ્રા જીવદામાની મુદ્રા જેવી છે.[૨૯] દામજદશ્રીનો જીવદામા સિવાય **સત્યદામાનામક** પણ એક પુત્ર હતો. તેની ક્ષત્રપ ઉપાધિ યુક્ત રૂપાની મુદ્રા પ્રાપ્ત થઇ છે.[૩૦] મહાક્ષત્રપ રુદ્રદામાના મોટા પુત્રનો પુત્ર જીવદામા પાસેથી તેના ( રુદ્રદામાના ) બીજા પુત્ર રુદ્રસિંહે સિંહાસન હસ્તગત કર્યું હતું. ત્યાર પછી રુદ્રસિંહના વંશમાં બહુકાળ સુધી સૌરાષ્ટ્રનો મુકુટ રહ્યો હતો. લાંબા સમય પછી રુદ્રસિંહનો વંશ લોપ પામતાં અર્થાત્ દુર્બળ થઇ જતાં, સંભવતા, પુનઃ જીવદામાના વંશધરો સૌરાષ્ટ્રનો અધિકાર પામ્યા હતા. રુદ્રસિંહના પછી તેનો મોટો પુત્ર રુદ્રસેન સિંહાસન ઉપર આવ્યો. રુદ્રસેનની મુદ્રાઓમાં ૧૨૧–૧૪૪ શક સંવત્સરનો ઉલ્લેખ

---

૨૩. Ibid p. 82 Nos. 286–87

૨૪. Ibid, p. 83

૨૫. Ibid, p. 85, Nos. 293–94.

૨૬. Ibid, pp. 83–92.

૨૭. Indian Antiquary, Vol. X. P. 157

૨૮. Journal of the Royal Asiatic Society, 1890, p. 651

૨૯. Rapson, B. M. C. pp. 93–94, Nos. 324–25.

૩૦. Ibid, P. 95.

છે.[૩૧] ગાયકવાડ રાજ્યના ઓખામંડળ પ્રદેશમાં મૂલિયાસર નામના સ્થાનમાં રુદ્રસેનના રાજ્યકાળમાં ૧૨૨ શકાબ્દ (ઇ. સ. ૨૦૦) માં લખાયેલો એક શિલાલેખ પ્રાપ્ત થયો છે.[૩૨] અને કાઠીઆવાડના ઉત્તર વિભાગમાં જસદન નામના સ્થાનમાં રુદ્રસેનના રાજ્યકાળમાં લખાયેલો પણ એક શિલાલેખ જડી આવેલો છે.[૩૩] રુદ્રસેનના મોટા પુત્ર પૃથવીસેનની ક્ષત્રપ બિરુદયુક્ત એક રૂપાની મુદ્રા મળી આવેલી છે.[૩૪] આમાં ૧૪૪ શક સંવત લખેલ છે. પૃથિવીસેનના નાના ભાઈ બીજા દામજદશ્રીને ક્ષત્રપ પદ મોડું પ્રાપ્ત થયું હતું. એ બંને ભાઇઓની મહાક્ષત્રપ બિરુદવાળી મુદ્રાઓ મળી નથી. તેથી અનુમાન થાય છે કે, તેઓએ સિંહાસનનો અધિકાર મેળવ્યો હોય એમ લાગતું નથી. રુદ્રસિંહનો બીજો પુત્ર સંઘદામા પહેલા રુદ્રસેનની પછી સિંહાસનનો લાભ પામ્યો હતો. તેની જે રૂપાની મુદ્રાઓ પ્રાપ્ત થઈ છે, તેમાં ૧૪૪-૪૫ શકસંવત જોવામાં આવે છે.[૩૫] સંઘદામાની પછી રુદ્રસિંહનો ત્રીજો પુત્ર દામસેન સૌરાષ્ટ્રની ગાદી ઉપર આવ્યો હતો. દામસેનની રૂપાની મુદ્રાઓમાં ૧૪૫ થી ૧૫૮ શકાબ્દના સમય સુધીની જોવામાં આવે છે.[૩૬] દામસેનના રાજ્યકાળમાં મુદ્રિત થયેલી તારીખ યુક્ત પોટિન-નિર્મિત મુદ્રાઓમાં રાજાનું નામ યા ઉપાધિ નથી[૩૭] દામસેનના રાજ્યકાળમાં તેના મોટા ભાઈ રુદ્રસેનના બીજા પુત્ર બીજા દામજદશ્રીએ ક્ષત્રપ બિરુદ મેળવ્યું હતું. તેની ક્ષત્રપ બિરુદ યુક્ત મુદ્રામાં ૧૫૪, ૫૫ શક વર્ષોનો ઉલ્લેખ છે.[૩૮] **દામસેનના** ચાર પુત્રોની મુદ્રાઓ મળેલી છે. તેમાં **વીરદામાની** મુદ્રામાં કેવળ ક્ષત્રપ બિરુદ જોવામાં આવે છે, એ બધીએ મુદ્રામાં ૧૫૬ થી ૧૬૦ સુધીના શક સંવતની નોંધ છે.[૩૯] ૧૫૮ થી ૧૬૧ શક વર્ષની અંદર **ઇશ્વરદત્ત** નામના ભિન્નવંશીય કોઇ રાજાએ રૂપાની મુદ્રાઓ પડાવી હતી. એ બધી મુદ્રાઓમાં તેની મહાક્ષત્રપ ઉપાધિ અને સમયના માટે રાજ્યકાળના આંકડાઓનો વ્યવહાર જોવામાં આવે છે. જેમ કે-"**राज्ञो महाक्षत्रपस ईश्वरदत्तस वर्षे प्रथमे**" અથવા "**वर्षे द्वितीये**[૪૦]. ઇશ્વિરદત્ત ઘણું કરી આભીર જાતિનો હતો.[૪૧] દામસેનના બીજા પુત્ર પ્રથમ **યશોદામાએ** ઇશ્વિરદત્તની સાથે એક જ સમયે રાજ્યાધિકાર પ્રાપ્ત કર્યો હતો. તેની મુદ્રાઓમાં "**क्षत्रप**" અને "**महाक्षत्रप**" એમ ઉભય પ્રકારનાં બિરુદો જોવામાં આવે છે. એ સઘળી મુદ્રાઓમાં

---

૩૧. Ibid, pp. 96–105, Nos. 328–376.

૩૨. Journal of the Royal Asiatic Society. 1890. p. 652; 1899, pp. 380–81.

૩૩. Ibid, 1890; p. 652. Indian Antiquary, Vol. XII, p. 32.

૩૪. Rapson, B. M. C, p. 106, No 377

૩૫. Ibid, p. 107, No. 378

૩૬. Ibid pp. 108–112, Nos. 379–401

૩૭. Ibid, pp. 113–14 Nos. 2o2–2o

૩૮. Ibid. pp. 115–116, Nos. 421–425

૩૯. Ibid, pp. 117–21, Nos. 426–59

૪૦. Ibid, pp. 124–25, Nos. 472–79

૪૧. Ibid, p, CXXXIII

૧૬૦ અને ૧૬૧ શક-વર્ષોનો ઉલ્લેખ આપેલો છે.[૪૨] યશોદામાની પછી દામસેનનો ત્રીજો પુત્ર વિજયસેન સૌરાષ્ટ્રનો અધિકાર પામ્યો હતો. વિજયસેનની મુદ્રાઓમાં "ક્ષત્રપ" અને "મહાક્ષત્રપ" ઉભય પ્રકારની પદ્ધી જોવામાં આવે છે. એ સમસ્ત મુદ્રાઓમાં ૧૬૦ થી ૧૭૨ શક-વર્ષોની નોંધ આપેલી છે.[૪૩] વિજયસેનની પછી દામસેનનો ચોથો પુત્ર ત્રીજો દામજદશ્રી સૌરાષ્ટ્રના સિંહાસન પર આવ્યો હતો. તેના મુદ્રામાં કેવળ "મહાક્ષત્રપ" ઉપાધિનો વ્યવહાર જોવામાં આવે છે અને ૧૭૨ વા ૧૭૩ થી ૧૭૬ સુધી શક વર્ષોની તારીખ આપેલી છે.[૪૪] ત્રીજા દામજદશ્રીની પછી દામસેનના મોટા પુત્ર વીરદામાનો પુત્ર રુદ્રસેન-બીજો સૌરાષ્ટ્રની રાજ્યગાદી ઉપર આવ્યો હતો. એની મુદ્રામાં પણ કેવળ "મહાક્ષત્રપ" ઉપાધિનો વ્યવહાર જોવામાં આવે છે. એમાં ૧૭૮ (?) થી ૧૯૬ શકાબ્દનો ઉલ્લેખ કરેલો છે.[૪૫] બીજા રુદ્રસેનનો પુત્ર **વિશ્વસિંહ** પોતાના પિતાની ગાદીનો વારસો પામ્યો હતો. અને તેની મુદ્રાઓમાં "ક્ષત્રપ" અને "મહાક્ષત્રપ" ઉભય ઉપાધિનો વ્યવહાર જોવામાં આવે છે. અને એમાં ૧૯૯ થી ૨૦૧ (?) શક વર્ષનો ઉલ્લેખ કરેલો છે.[૪૬] વિશ્વસિંહની પછી તેનો ભાઈ **ભર્તૃદામા** સિંહાસન પર આવ્યો હતો, અને તેની મુદ્રામાં ઉભય ઉપાધિ જોવામાં આવે છે. એ બધી મુદ્રાઓમાં ૨૦૧થી ૨૧૭ સુધીનાં શક-વર્ષો આપેલાં છે.[૪૭] ભર્તૃદામાના પુત્ર **વિશ્વસેનની** મુદ્રામાં કેવળ "ક્ષત્રપ"ની ઉપાધિ મળી આવે છે. તેની મુદ્રામાં ૨૧૬ થી ૨૨૬ શક વર્ષોનો ઉલ્લેખ છે.[૪૮] જણાય છે કે ૨૧૬ થી ૨૭૦ શકાબ્દ ( ઈ. સ. ૨૯૪-૩૪૮ ) પર્યંત "મહાક્ષત્રપ" ઉપાધિધારી કોઈ રાજા થયો નથી.[૪૯] વિશ્વસેનની પછી જણાય છે કે દામસેનના વંશનો અધિકાર અસ્ત પામ્યો હતો.

વિશ્વસેનની પછી **સ્વામી જીવદામા** નામના કોઇ સામાન્ય વ્યક્તિના વંશધરો સૌરાષ્ટ્રના સિંહાસન ઉપર આવ્યા હતા. ચષ્ટનના પિતા **ધ્સમોતિકના** જેવી જીવદામાની રાજોપાધિ દેખાતી નથી. તેથી તેને સામાન્ય વ્યક્તિ જેવો ગણી શકાય છે.[૫૦] પરંતુ તેના નામનો આકાર જોતાં તેને વિષે, ચષ્ટનનો વંશધર હોય, એવું અનુમાન થાય છે. વિશ્વસેનની પછી સ્વામા જીવદામાનો પુત્ર બીજો રુદ્રસિંહ સૌરાષ્ટ્રના સિંહાસનનો લાભ પામ્યો હતો. તેની રૂપાની મુદ્રામાં "ક્ષત્રપ" ઉપાધિ અને ૨૨૭ થી ૨૩૦ (?) શક વર્ષની તારીખ મળી આવે છે.[૫૧] બીજા રુદ્રસિંહની પછી તેનો પુત્ર બીજો યશોદામા સિંહાસન પર આરૂઢ થયો હતો. તેની રૌપ્ય મુદ્રામાં "ક્ષત્રપ," બિરુદ તથા ૨૩૯ થી ૨૫૪ ની તારીખ મળી આવે

---

૪૨. Ibid, pp. 126–28, Nos. 480–87
૪૩. Ibid, pp. 129–36, Nos. 388–555
૪૪. Ibid, pp. 137–4o, Nos. 566–58o
૪૫. Ibib pp. 141–46, Nos. 581–626
૪૬. Ibid, pp. 147–52, Nos. 627–64
૪૭. Ibid pp. 153–61, Nos. 665–718
૪૮, Ibid pp. 162–68, Nos. 719–66
૪૯. Ibid p. Cxli
૫૦. Ibid, p. Cxli
૫૧. Ibid, pp. 170–74, Nos. 767–93

છે.[૫૨] ૨૫૪ શકાબ્દથી ૨૭૦ શકાબ્દની અંદર " મહાક્ષત્રપ" ઉપાધિધારી સ્વામી બીજો રુદ્રદામા સૌરાષ્ટ્રનું સિંહાસન પામ્યો હતો. તેની કોઇપણ મુદ્રા મળી નથી.[૫૩] પરંતુ તેના પુત્ર ત્રીજા રુદ્રસેનની મુદ્રાઓમાં તેની "સ્વામી" અને મહાક્ષત્રપ" ઉપાધિ જોવામાં આવે છે.[૫૪] તેના વંશનો હજુ સુધી નિર્ણય થયો નથી. પરંતુ તેના નામનો આકાર જોતા તે ચષ્ટનનો વંશધર હોય એમ અનુમાન થાય છે. પંડિત પ્રવર રેપ્સન અનુમાન કરે છે કે, બીજો રુદ્રદામા બીજા રુદ્રસિંહના પિતા સ્વામી જીવદામાનો વંશજ હોવો જોઇએ.[૫૫] બીજા રુદ્રદામાનો પુત્ર ત્રીજા રુદ્રસેનની રૂપાની મુદ્રાઓમાં તેની "મહાક્ષત્રપ" ઉપાધિ ૨૭૦ થી ૩૦૦ શકાબ્દની તારીખ સુધી જોઈએ છીએ.[૫૬] ત્રીજા રુદ્રસેનની કેટલીક તારીખયુક્ત સીસાની બનાવેલી મુદ્રાઓ મળી આવી છે. તેમા તારીખ છે અને એક બાજુ વૃષભ તથા બીજી બાજુ સુમેરુ પર્વત જોવામાં આવે છે.[૫૭] ત્રીજા રુદ્રસેનની પછી તેનો પહેલો ભાણેજ સિંહસેન સૌરાષ્ટ્રના રાજ્યાધિકાર પામ્યો હતો. સિંહસેનની રૌપ્ય મુદ્રામાં તેની " મહાક્ષત્રપ " ઉપાધિ તથા ૩૦૪ થી ૩૦૬ ( ? ) શક વર્ષો જાણી શકાય છે.[૫૮] સિંહસેનની પછી તેનો ચોથો પુત્ર રુદ્રસેન સૌરાષ્ટ્રનું સિંહાસન પામ્યો હતો. જણાય છે કે આ રાજા ૩૦૬ થી ૩૧૦ શક સંવત સુધી સિંહાસન પર અધિષ્ઠિત હતો.[૫૯] ચોથા રુદ્રસેનની પછી ત્રજા રુદ્રસેનનો બીજો ભાણેજ ( ? ) સત્યસિંહ સૌરાષ્ટ્રના આધકાર ઉપર આવ્યો હતો. તેની કોઇ મુદ્રા હાથ લાગી નથી.[૬૦] પરંતુ તેના પુત્ર ત્રીજા રુદ્રસિંહની મુદ્રાઓમાં તેની " રાજા ,, " મહાક્ષત્રપ " અને " સ્વામી " ઉપાધિ લખેલી જોવામાં આવે છે. સત્યસિંહનો પુત્ર બીજો રુદ્રસિંહ પ્રાયઃ શકજાતીય ક્ષત્રીય વંશનો છેલ્લો રાજા હશે. તેની રૂપાની મુદ્રાઓમાં "મહાક્ષત્રપ" ઉપાધિ તથા ૩૧૦ ( ? ) શકાબ્દનો ઉલ્લેખ મળે છે.[૬૧]

સમુદ્રગુપ્તનો પુત્ર બીજો ચંદ્રગુપ્ત ૮૨ ગુપ્ત સંવતની પૂર્વે માળવાનો અધિકાર પામ્યો હતો.[૬૨] અને ઈ. સ. ૪૧૫ ની પહેલાં સૌરાષ્ટ્રમાંથી શક રાજ્ય અસ્ત પામ્યુ હતું. ક્ષત્રપોની મુદ્રાની પેઠે બીજા ચંદ્રગુપ્તની મુદ્રિત થયેલી રૂપાની મુદ્રાઓમાં તારીખના દશકના આંકડાના સ્થાને ૯૦ મળે છે, એકમનું સ્થાન બરાબર વાંચી શકાતું નથી.[૬૩] આથી એમ નક્કી થાય છે કે, ૯૦

૫૨. Ibid, pp. 175–78, Nos. 794–811

૫૩. Ibid, p. 178, Cxliii

૫૪. Ibid, p. 179

૫૫. Ibid, p. Cliii

૫૬. Ibid, pp. *179–88*, Nos. *812*–903.

૫૭. Ibid, pp. *187–88*, Nos. 889–903

૫૮. Ibid, pp. *189–90*, Nos. *904–06*

૫૯. Ibid, p. *191*

૬૦. Ibid, p. Cxlix

૬૧. Ibid, pp. *192–94*, Nos. *907–29*

૬૨. Fleet's Gupta Inscriptions, P. 25

૬૩. Allan, British Museum Catalogue of Indian Coins, Gupta Dynasties P. xxxix

થી ૯૯ ગુપ્ત સંવતની અંદર ચંદ્રગુપ્તના હાથમાં સૌરાષ્ટ્રનો અધિકાર ગયો હતો. કારણ ૯૬ ગુપ્ત સંવતની અંદર કુમારગુપ્ત પિતૃ-સિંહાસન ઉપર આવ્યો હતો.[૬૪] બીજા ચંદ્રગુપ્તના રૂપાના સિક્કાઓમાં બે પ્રકાર જોવામાં આવે છે. બંને પ્રકારમાં એક બાજુ રાજાનું મુખ, ગ્રીક લિપિનું ચિહ્ન અને સમયબોધ તથા બીજી બાજુ ગરુડમૂર્તિ અને બ્રાહ્મી લિપિ છે. પ્રથમ પ્રકારની મુદ્રામાં બીજી બાજુ " **परमभागवतमहाराजाधिराजश्रीचन्द्रगुप्तविक्रमादित्यः**"[૬૫] અને બીજા પ્રકારની મુદ્રાઓમાં " **श्रीगुप्तकुलस्य महाराजाधिराजश्रीचन्द्रगुप्त-विक्रमाङ्कस्य** " લખેલુંછે.[૬૬] બીજા ચંદ્રગુપ્તના પુત્ર સમ્રાટ પ્રથમ કુમારગુપ્તની મુદ્રાઓ પણ બે પ્રકારની છે. પ્રથમ પ્રકારની મુદ્રાઓ મધ્ય પ્રદેશમા ચલણ માટે મુદ્રિત થએલી હતી, જેનું પાછળના પરિચ્છેદમાં વર્ણન કરેલું છે.* બીજા પ્રકારની મુદ્રાઓ માલવા અને સૌરાષ્ટ્રમાં ચલન માટે મુદ્રિત થઇ હતી. આ મુદ્રાઓની એક બાજુમા રાજાનુ મુખ, ગ્રીક લિપિનું ચિહ્ન અને બ્રાહ્મી અક્ષરમાં તારીખ છે. બીજી બાજુ ગરુડ અને બ્રાહ્મી અક્ષરમાં કુમારગુપ્તનું નામ અને ઉપાધિ છે. આ જાતની મુદ્રાઓ ત્રણ પ્રકારની છે. પહેલાઅને ત્રીજા પ્રકારની મુદ્રાઓની બીજી બાજુ " **परमभागवतमहाजाधिराजश्रीकुमारगुप्तमहेन्द्रादित्यः** "[૬૭] અને બીજા પ્રકારની મુદ્રામાં " **परमभागवतश्रीराजाधिराजकुमारगुप्तमहेन्द्रादित्यः** લખેલું છે.[૬૮] સ્કંદગુપ્તની પણ સૌરાષ્ટ્ર અને માળવામાં ચલણ માટે મુદ્રાંકિત થયેલી રૂપાની મુદ્રાઓ ત્રણ વિભાગમાં વહેંચાઇ જાય છે. પ્રથમ વિભાગની મુદ્રામાં એક બાજુ રાજાનું મુખ, ગ્રીક લિપિનું ચિહ્ન અને બ્રાહ્મી અક્ષરમાં તારીખ, બીજી બાજુ ગરુડની મૂર્તિ અને બ્રાહ્મી અક્ષરમાં " **परमभागवतमहाराजाधिराजश्रीस्कन्दगुप्तविक्रमादित्यः** " લખેલું છે.[૬૯] બીજા વિભાગની મુદ્રાઓમાં ગરુડમૂર્તિના બદલે વૃષભની મૂર્તિ છે.[૭૦] ત્રીજા વિભાગની મુદ્રાઓમાં વૃષભને બદલે એક વેદી છે.[૭૧]આ વિભાગમા ત્રણ ઉપવિભાગો છે. પ્રથમ ઉપવિભાગની બીજી બાજુ " **परमभागवतश्रीविक्रमादित्यस्कन्दगुप्तः** " લખેલ છે.[૭૨] બીજા ઉપવિભાગમાં " **परमभागवतश्रीविमादित्यस्कन्दगुप्तः** ",[૭૩]+

૬૪. Fleet's Gupta Inscriptions, p. 43

૬૫. Allan, B. M. C. pp. *49–51*, Nos. *133–39*

૬૬. Ibid, p. *51*, No. *140*

૬૭. Ibid, pp. *89–96*, Nos. *258–305*; pp. *98–107*, Nos. *321–34*

૬૮. Ibid, pp. *96–98* Nos. *306–320*. બીજા પ્રકારની કેટલીક મુદ્રાઓમાં પણ " મહારાજાધિરાજ " ને બદલે " રાજાધિરાજ " ઉપાધિ છેઃ— Ibid, pp. *100–07*, Nos. 332–84 : પ્રાચીનમુદ્રા પૃ. ૧૩૭-૧૪૪ અનુ૦

૬૯. Ibid, pp. *119–21*, Nos. 432–41

૭૦. Ibid, pp. *121–22*, Nos. 445–50

૭૧. Ibid, P. *122*.

૭૨. Ibid, pp. *122–24*, Nos. *451–71*

૭૩. Ibid, Pw. *124–29*; Nos. *472–520*

+ પહેલા અને બીજા ઉપવિભાગમાં કંઈ ફરક લાગતો નથી. અનુવાદક

અને ત્રીજા ઉપવિભાગમાં " **परमभागवतश्रीस्कन्दगुप्तः** " ૭૪લખેલું છે. સ્કંદગુપ્તની પછી સૌરાષ્ટ્ર અને માલવા ગુપ્ત વંશના સમ્રાટોના અધિકારથી અળગ થયાં હતાં. ઇસવીસન પાંચમી શતાબ્દીના શેષ ભાગમાં બુધગુપ્ત નામના એક રાજાએ માળવાનો અધિકાર મેળવ્યો હતો. તથા શક રાજાઓની મુદ્રાઓ જેવી તેણે રૂપાની મુદ્રાઓ પડાવી હતી. આની રૂપાની મુદ્રાઓમાં ૧૭૫ ગુપ્ત વર્ષનો ઉલ્લેખ આવે છે. અને આની બીજી બાજુ " **विजितावनिरवनिपतिः श्रीबुधगुप्तो दिवि जयति** " લખેલ છે.૭૫ ગુપ્ત સંવત ૧૬૫માં લખાયેલો એક શિલાલેખ ઇરાનમાં મળી આવ્યો છે, તેમાં બુધગુપ્તનો ઉલ્લેખ કરેલો છે.૭૬ બુધગુપ્તની સાથે ગુપ્ત રાજવંશનો શો સંબંધ હતો, તે નિર્ણય કરવાને હજુ સુધી કોઇ ઉપાય હાથ લાગ્યો નથી. વળી એક બીજો શિલાલેખ ગુપ્ત સંવત ૧૯૧ નો ઇરાનમાંથી મળી આવ્યો છે. અને તેમાં ભાનુગુપ્ત નામના પણ એક માળવાના રાજાનો નિર્દેશ છે.૭૭ ભાનુગુપ્તની પછી માલવા હુણોના અધિકારમાં ગયું હતું. સ્કંદગુપ્તના મૃત્યુ પછી વલભીના મૈત્રકવંશીય રાજાઓના અને સૌરાષ્ટ્ર ત્રૈકૂટક રાજાઓના અધિકારમાં હતું. મૈત્રકવંશીય રાજાઓએ ગુપ્ત રાજાઓની મુદ્રાનું અનુકરણ કરેલું છે. આમાં એક બાજુ રાજાની મૂર્તિ અને બીજી બાજુ એક ત્રિશૂળ છે. આની લિપિ અત્યાર સુધી વંચાઇ નથી.૭૮ ત્રૈકૂટક વંશના દહસેન અને વ્યાઘ્રસેન નામના બે જ રાજાઓની મુદ્રા મળેલી છે. **દહસેનની** મુદ્રામાં એક બાજુ રાજાનું મસ્તક અને બીજી બાજુ ચૈત્ય, તારાઓ અને બ્રાહ્મણી અક્ષરમાં " **महाराजेन्द्रदत्त पुत्रपरमवैष्णव श्रीमहाराजदहसेन** " લખેલું છે.૭૯ સુરતની પાસે પારડી નામના સ્થાનમાંથી એક તામ્રશાસન મળ્યું છે. તેના ઉપરથી જાણી શકાય છે કે, દહસેને અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. અને ૨૦૭ ત્રૈકૂટક વર્ષ (કલચૂરિ, ચેદી સં. ૨૦૭=૪૫૬ ઇ. સ.) માં એક બ્રાહ્મણને એક ગામ દાન કરવામા આવ્યું હતું.૮૦ દહસેનના પુત્રનું નામ **વ્યાઘ્રસેન.** વ્યાઘ્રસેનનની રૂપાની મુદ્રા દહસેનની મુદ્રા જેવી છે. આની બીજી તરફ " **महाराजदहसेनपुत्रपरमवैष्णव श्रीमहाराजव्याघ्रसेन** " લખેલું છે.૮૧ શક રાજાઓની મુદ્રાની પેઠે મુદ્રિત થયેલી **ભીમસેન**૮૨ અને

૭૪. Ibid, p. *129*, Nos. *521–22*

૭૫. Ibid, p. *153*, Nos. *517–19.*

૭૬. Fleet's Gupta Inscriptions, p. *89*

૭૭. Ibid, p. 92

૭૮. V. A. Smith, Catalogue of Coins in the Indian Museum, Vol. I, p. *127*, Nos. III:–Rapson's Indian Coins, p. *27*.

૭૯. Rapson British Museum Catalogue of Indian Coins, Andhras and W, Ksatrapas etc, pp. *198–201*, Nos. *930–74*

૮૦. Journal of the Bombay Branch of the Royal Asiatic Society, Vol. XVI p. *346*.

૮૧. Rapson, B. M. C., pp. *202–03*, Nos. *915–82*

૮૨. Rapson, Indian Coins, p. *27*

કૃષ્ણરાજ[૮૩] નામના એ રાજાની મુદ્રાઓ મળી આવી છે. ભીમસેનનો તો એક શિલાલેખ પણ મળી આવ્યો છે.[૮૪] પરંતુ તેનો કાળ વા વંશપરિચય હજુ નક્કી થયો નથી. અગાઉ મુદ્રાતત્ત્વવિદોએ અનુમાન કર્યું હતું કે, કૃષ્ણરાજ રાઠોડ વંશીય બીજો કૃષ્ણરાજ હતો.[૮૫] પરંતુ પંડિતપ્રવર રેપ્સન આ બાબત સ્વીકારતા નથી.[૮૬] કૃષ્ણરાજના નામવાળી મુદ્રા મુંબાઈ ઇલાકામાં નાસિક જીલ્લામાંથી પ્રાપ્ત થઈ હતી. [૮૭]



૮૩. Cunningham's Coins of Mediaeval India, p. *8*, pl. I. *18*

૮૪. Cunningham. Archeological Survey Reports, Vol. IX p. *119* Pl. xxx

૮૫. Journal of the Royal Asiatic Society, *1889*, p. *138*

૮૬. Indian Coins. 27

૮૭. Elliott, Coins of Southern India, p. *149*

## સૌરાષ્ટ્રનો બીજો રાજવંશ

- ઘ્સમોતિક
  - ૧. ચષ્ટન
    - ૨. પ્રથમ રુદ્રદામા
      - ૩. પ્રથમ દામઘ્સદ વા દામજદશ્રી
        - સત્યદામા
        - ૪. જીવદામા
      - ૫. પ્રથમ રુદ્રસિંહ
        - ૬. પ્રથમ રુદ્રસેન
          - પૃથ્વીસેન
          - ૨ જો દામજદશ્રી
        - ૭. સંઘદામા
        - ૮. દામસેન
          - વીરદામા
            - ૧૨. બીજો રુદ્રસેન
              - ૧૩. વિશ્વસિંહ
              - ૧૪. ભર્તૃદામા
                - વિશ્વસેન
          - ૯. પ્રથમ યશોદામા
          - ૧૦ વિજયસેન
          - ૧૧ ત્રીજો દામજદશ્રી

- સ્વામિ જીવદામા
  - બીજો રુદ્રસિંહ
    - બીજો યશોદામા
  - ૧૫. બીજો રુદ્રદામા
    - ૧૬. ત્રીજો રુદ્રસેન
    - કન્યા
      - ૧૭. સિંહસેન
        - ૧૮ ચોથો રુદ્રસેન
      - ૧૯. સત્યસિંહ
        - ૨૦. ત્રીજો રુદ્રસિંહ

# ખાજા હાફિઝ શીરાઝી

## [ મોલવી અબુ ઝફર નદ્વી ]

**નામ** — ખાજા સાહેબનું મૂળનામ મહમદ હતું. તેમને શમશુદ્દીનનો ખિતાબ મળ્યો હતો. પરંતુ તેઓ તો પોતાના ઉપનામ 'હાફિઝ' થી જ ખ્યાતિ પામ્યા છે. આપણે પણ તેમને તે જ નામથી ઓળખીએ છીએ.

તેમના પિતાનું નામ કમાલુદ્દીન હતું. કેટલાક લોકો બહાઉદ્દીનના નામે પણ તેમને ઓળખાવે છે.

**માતૃભૂમિ** — તેમના પૂર્વજોની જન્મભૂમિ નિહાવંદ પાસે આવેલો સરકાનનો પ્રદેશ છે, એનો અસ્ફહાન પ્રાંતમાં સમાવેશ થાય છે હાફિઝના દાદાએ પોતાની માતૃભૂમિનો ત્યાગ કર્યો હતો અને તેઓ તે પછીથી શીરાઝમાં આવી વસ્યા હતા.

**ધંધો** — તેમનો મૂળ ધંધો વેપારનો હતો. તેમાં તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી. પછી ઉમ્મરે પહોંચતાં હાફિઝના પિતા વેપારમાં પડયા અને ટુંક સમયમાં પોતાની બાહોશીથી તેઓ ધનાઢ્ય લોકોમાં ખપવા લાગ્યા.

**જન્મકાળ** — ખાજા સાહેબનો જન્મ તળ શીરાઝમાં થયો હતો. તે વખતે લગભગ હીજરી સન ૭૧૫નો ચાલતો હતો. ખાજા સાહેબ શીરાઝમાં જન્મ્યા હોવાથી તેમને આપણે ખાજા હાફિઝ શીરાઝી કહીએ તે વધારે યોગ્ય છે અને દુનિયાએ પણ તેમને તે જ રીતે માન્ય રાખ્યાં છે. હાફિઝ સાહેબ બાલ્યાવસ્થા ભોગવી રહ્યા કે તરત જ પિતાને કુદરતને ત્યાંથી તેડું આવ્યું; પિતાની છાયા માથા ઉપરથી ઉઠી ગઇ અને સઘળો બોજો તેમના બાઇભાંડુઓ ઉપર આવી પડ્યો. તેઓ સઘળા મળીને ત્રણ ભાઇઓ હતા. વારસામાં દોલત પણ ઠીક મળી હતી, પણ ત્રણેમાંથી એકે જણ તેની યોગ્ય વ્યવસ્થા કરવાને લાયક નહોતો એટલે અંતે ટુંક સમયમાં સઘળી દોલત ઉડાવી દીધી, અને દૂર પરદેશ નાસી ગયા. આપણા ખાજા આ સમયે ઘણા નાના હતા. અને તેથી તેઓ તો માતાની આંખો આગળ શીરાઝમાં જ રહ્યા.

**સગાંવહાલાં** — ખાજા સાહેબના સગા વહાલાઓમાં એક સાદી કરીને સજ્જન હતા. ભૂલથી કેટલાક લોકોએ તો તેમને જ શેખ સાદી ઠોકી બેસાડયા છે. વાસ્તવમાં હાફીઝ પોતાના સમકાલીન સાદીના ભત્રીજા થતા હતા. અહીં એટલું યાદ રાખવું જોઇએ કે ગુલિસ્તાનના કર્તા શેખ સાદી તો હી. સ. ૬૯૧માં ખુદાના દરબારમાં પધારી ચૂક્યા હતા.

**પ્રાથમિક કેળવણી** — હાફિઝની માતાએ પોતાના પુત્રને ઉચ્ચ પ્રકારની કેળવણી મળે તે અર્થે પોતાની હયાતિમાં દરેક પ્રયાસ કર્યા. પરંતુ દુનિયાના સામાન્ય ક્રમાનુસાર ખર્ચનો બોજો વધતાં લાચારીએ આપણા હાફિઝને પણ કોઈ ધંધે વળગવાની જરૂર પડી. તેમની માતાએ તેમની ઉપર સારી નજર રાખી શકે તેવો શેઠ જોઇ તેમને તેને સોંપ્યા. પરંતુ દુર્ભાગ્યે આ માણસ દુરાચરણી હતો. હાફિઝ તેને

હૃદયથી ધિક્કારવા લાગ્યા. કાંઈ સમજશક્તિએ પહોંચતાંની સાથે તેમણે ત્યાંથી પલાયન કર્યું અને એક દુકાનમાં કણુક કેળવવાના કામ ઉપર રોકાયા. પડોશમાં જ શાળાનું મકાન હતું. પોતાની દુકાન પરથી નિત્ય શાળામાંની વિદ્યાર્થીઓની આવજા બરાબર દેખાતી. હાફિઝને એ જોઈને શાળાનો રસ લાગ્યો. તેઓ શાળામાં દાખલ થઈ ગયા અને નિયમિત શિક્ષણ લેવાનું શરૂ કર્યું. તેઓ હમેશાં મોટા પરોઢીએ ઉઠી જતા, નિદ્રાનો ત્યાગ કરતા અને કણુક કેળવવાના કામે લાગતા; અને તેમાંથી જે કાંઈ ઉત્પન્ન મળતું તેનો ત્રીજો ભાગ પોતાની માતાને આપતા-બાકીનામાંનો અડધો પોતાના ગુરુને અને બાકીનો ખુદાના નામે ખેરાતમાં લુંટાવતા. કણુક કેળવવાના કામમાંથી પરવારી જતાં હાફિઝ સાહેબ પુસ્તકોનાં પાનાં ઉલટાવવા અને તેના ઉપર મનન કરવામાં ગુંથાતા. આ શાળામાં તેઓ હાફિઝ[1] બન્યા. અને સમયને આવશ્યક એવી કેળવણી પણ તેમણે અહીં જ લીધી. સાથે સાથે તેઓ ઇલ્મે તજવીદમાં નિપૂણતા મેળવવાને શક્તિમાન થયા. આ વિષે તેમણે એક સ્થાને પોતાના કાવ્યોમા લખ્યું છે કે:-

ઇશ્ક રસદ બફરિયાદ ગર ખુદ બસાને હાફિઝ,
કુરાન ઝબર બખ્વાની બા ચાર દહ રિવાયત.

અર્થ:—જો તું હાફિઝની પેઠે ચૌદ રીતે કુરાન વાંચી શકે તો તારું જ્ઞાન પણ એટલું જ બને એટલે કે જેવી રીતે હું ખુદાની લગનીમાં લય થયો છું તેવી જ રીતે તું પણ ખુદાની મહોબતમાં ગરક થઇ શકે છે.

હાફિઝ સાહેબ કુરાનના હાફિઝ હતા એ નિસંદેહ છે. મુસલમાનોમાં કુરાનના હાફિઝ હોવું તે એક મોટો આદર્શ છે. વળી ઇબ્ન બતુતા તો પોતાના સફરનામામાં શીરાઝનું વર્ણન કરતાં જણાવે છે કે શીરાઝના મુસલમાનો જે પ્રેમ, મમતા અને સુંદર કંઠથી કુરાન વાંચે છે તેવું મેં દુનિયામાં ક્યાંયે દીઠું નથી. તે ઉપરાંત તેમનાં પોતાનાં કાવ્યો એટલાં બધાં મોહક છે કે તેઓ કુરાનના હાફિઝ ન હોય તો એટલાં મોહક કાવ્યો કરી શકે જ નહિ. નીચેની ટુંકો તે વિષે વિશેષ પ્રકાશ પાડી શકશે.

અય ચન્ગ ફરો બુર્દહ બખુને દિલે હાફિઝ,
ફિકરત મગર અઝ ઇઝ્ઝતે કુરાન ખુદા નિસ્ત.

× × × × × ×

ન દીદમ ખુશતર અઝ શઅરે તુ હાફિઝ,
બ કુરાની કે અન્દર સીનાહ દારી.

અર્થઃ--ઓ ! ( ઘાતકી મિત્ર ) તું હાફિઝના હૃદયના રક્તમાં તારા હાથ ખરડી રહ્યો છે. કદાચ તું કુરાનની ઇજ્જત કરવી ચૂકી ગયો છે.

અય હાફિઝ ! હું તારી છાતીમાં ઘર કરી રહેલા કુરાનના સોગન ખાઇને કહું છું કે મેં તારા કાવ્યો કરતાં પ્રિયતર કાવ્ય અન્ય કોઇનાં પણ જોયાં નથી.

**ઉચ્ચ કેળવણી**

પ્રાથમિક કેળવણી પૂરી થતાં ખ્વાજા સાહેબે ઉચ્ચ પ્રકારની કેળવણી મેળવવા નિશ્ચય કર્યો. આ સમયે મૌલાના શમશુદ્દીન મહમદ અબદુલ્લાહ શીરાઝી નામના મહાપુરુષ શીરાઝમાં હતા. તેમનો નિવાસ તે શીરાઝને માટે અભિમાનનું છોગું હતું. આજે પણ દુનિયા તેના નામને ઝંખે છે. ખ્વાજા

1. કુરાન મોઢે જાણનાર.

સાહેબ પણ તેમના શિષ્યોના સમૂહમાં જઈ મળ્યા અને શીકા અને તફસીરના ઉચ્ચ અભ્યાસી હોવાથી ખ્વાજા સાહેબને પણ તફસીરનો ઉંડો રંગ બેઠો. અને તે એટલો બધો કે તેમના કાવ્યોમાં પણ તેનો અભિષેક થયા વિના રહ્યો નહિ. સીકાફીન મીફતાહ અને ઝમખશરીની કશ્શાફ તેમના નિત્યના પાઠ્ય પુસ્તકોને સ્થાને હતાં. અરબી કાવ્યસંગ્રહ ઉપર પણ પૂરતું મનન થતું હતું. અને ઇલ્મે[1] અદબના નિયમોનું પાલન કરવામાં તો તેઓ હંમેશાં હોંસીલા દેખાતા હતા. ખ્વાજા સાહેબની સ્મરણશક્તિ અત્યંત વિશાળ હતી. તેની જ આધારે તેઓ પોતાના ગુરુઓનાં મન તરતમાં હરણ કરી લેતા. મૌલાના શમશુદ્દીન મહમદ અબ્દુલ્લા શીરાઝીએ આપણા ખ્વાજાની વિદ્વત્તા નિહાળી ખુશ થઈ તેમને અત્યંત પ્રેમથી શમશુદ્દીનના ખિતાબથી નવાજ્યા. આ સમય પંડિતોથી ભરચક થયેલો હતો અને દુનિયામાં જ્ઞાનની જ્યોત ગગન સુધી પહોંચી હતી. દુનિયાનો ઇતિહાસ આવો સમય આપણી આગળ ભાગ્યે જ ધરે છે.

ખ્વાજા સાહેબના સમકાલીનોમાં કાઝી સુઅઝુદ્દીન ઇસ્માઇલ, કાઝી અઝદુદ્દીન, અને મૌલાના બહાઉદ્દીન જેવી અત્યંત વિદ્વાન અને બુદ્ધિશાળી વ્યક્તિઓની ગણત્રી થાય છે. આવા મહાન નરોનો લાભ હાફિઝ સાહેબે પણ ઉઠાવ્યો હોય અને તે જ કારણે તેઓ ઉચ્ચ જ્ઞાનનાં હિંડોળે હિંચતા લાગતા હોય તો તેમાં કાંઈ વિસ્મય નથી. તેમણે અલ્લામા સૈયદ શરીફ જુર્જાનીની પાસેથી મન્તકનું[2] જ્ઞાન મેળવ્યું હોય તેમ ઇતિહાસ થોડાઘણા પ્રમાણમાં બોલે છે. કેટલાકનું એવું માનવું છે કે જ્યારે અલ્લામા શાળાના ઉમરે શિક્ષણ આપવા ચઢ્યા ત્યારે હાફિઝ સાહેબ તો પોતાની યુવાની ઓળંગી ઘડપણની વાટે પડી ચૂક્યા હતા. આ વાતનો રદીઓ શોધી કાઢવો જેટલો કઠણ છે તેટલીજ તેની સાબીતી આપવી પણ કઠણ છે.

મારા વિચાર પ્રમાણે ખ્વાજા સાહેબને મન્તકની ચેષ્ટા 'શરેહ મવાફિક'ના લેખક કાઝી અઝદુદ્દીન તરફથી હોય તેમ લાગે છે. અને તફસીરે કશ્શાફના રાત દિવસના મનન અને વાંચને તેમાં અત્યંત વૃદ્ધિ કરી; ટુંકામાં ખ્વાજા સાહેબ ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરી પોતાના સમકાલીનોમાં અગ્રપદ ધરાવતા થયા હતા એમ દાખલા દલીલોથી સાબીત થાય છે. તેમની ગણત્રી મહાન વિદ્વાનમંડળમાં થવા લાગી ત્યારની તેમની સ્થિતિનું ભાન તેમનાં કાવ્યો કરાવે છે. તેમણે શુદ્ધ ભાષામાં જ આ કાવ્યો બનાવેલાં છે, અથવા તો ફારસી ને અરબી ભાષાના શણગાર સજાવીને મોહક બનાવી છે.

**ધંધો**

હાફિઝ પોતાનો અભ્યાસ પૂરો થતાં કોઈ શાળામાં શિક્ષક તરીકે જોડાયા. તે એ ધંધાના રસિયા હતા. તફસીર અને ઇલ્મે અદબ વિગેરે તેમનો પ્રેમ કોઈ જાદુઈ અસર જેવો જણાતો હતો. વિદ્યાર્થીઓને પણ તે જ શિખવવાનું પોતે પસંદ કર્યું. તફસીરની ધુનમાં તેમણે અલ્લામા ઝમખશરીની તફસીરે કશ્શાફ વિષે પોતાના કાવ્યોમાં અનેક પ્રસંગે ઇશારા કર્યા છે.

બખ્વાહ દફતરે અશઆર વરૂ બસહરા કુનં,
ચે વક્તે મદસા વ બદસે કશ્શાફ કશ્શાફ સ્ત.

---

૧. ભાષાશાસ્ત્ર.

૨. પ્રમાણશાસ્ત્ર.

અર્થ:—શાળાની કોટડીની ચાર દિવાલોમાં ગોંધાઈ રહી ફરશફે ફરશાક ઉપર લાંબાં ટુંકાં વિવેચન કરૂં એ વખતની બલિહારી છે. લીલાકુંજ મેદાનમાં વિહરી મધુર કાવ્ય લલકારો ને–

ખાજા સાહેબની ખ્યાતિની સુવાસ દિનપ્રતિદિન દૂર દૂર ફેલાતી ચાલી. અમીરો અને વઝીરોનાં દિવાનખાનાં, મહેફિલો અને મજલિસો ખાજા સાહેબના નામથી અને કાવ્યોથી ગુંજવા લાગી. આ વખતે શીરાઝની ગાદીએ અબુઇસહાક હતો. તેના પ્રધાનનું નામ હાજી કવામુદ્દીન હતું. તે વઝીરે વિદ્વાન લોકોની કદર કરવામાં ભારે પ્રતિષ્ઠા મેળવી હતી. અનેક ઉમરાવો તેને બારણે તેની ઉદારતાનો ઉપભોગ કરતા હતા; અને દુનિયાને પોતાની વિદ્વત્તાનું પંચામૃત પાતા હતા. આ સમયે હાફિઝના નામનો ચારે દિશામાં ડંકો વાગતો હતો. તેનો નાદ હાજી કવામુદ્દીનના કાને પડયો. તેણે હાફિઝ સાહેબને તેડાવ્યા અને તેમને માટે એક પાઠશાળા ઉઘડાવી આપી. આપણા હાફિઝે અહિં લોકોને તફસીર અને ફીકાના બોધના બનાવવાનું શરૂ કર્યું.

સઘળા ઇતિહાસકારો હાફિઝની નેકી અને સદ્ગુણો વિષે એકમત છે. તેમણે પોતાને મળતો અમૂલ્ય વખત કદી પણ બેપરવાઈથી ગુમાવ્યો નથી. પરંતુ તેની બરાબર કિંમત આંકી છે.

ચાર્લ્સ સ્ટુઅર્ટ લખે છે કે:—"હાફિઝ એક મહાન સંયમી પુરુષ તરીકે જગજાહેર છે. તેણે પોતાનો સઘળો સમય પ્રભુસ્મરણ અને તપશ્ચર્યામાં વીતાવ્યો છે. ઇરાનીઓ તેને એક મહાન સાધુ પુરુષ માને છે. અને પ્રભુભક્તો તો તેના કાવ્યો ઉપર ફીદા ફીદા છે."

ખાજા સાહેબ દર શુક્રવારે રાત્રે આખું કુરાન મોઢે બોલી જતા, અને રાત્રિના પાછલા પહોરમાં વઝાઇફ[1] ભણ્યા કરતા હતા. આનો પુરાવો તેમના કાવ્યોમાંથી જ મળી શકે છે.

હર ગંજે સઆદત કે ખુદા દાદ બહાફિઝ,
અઝ યુમ્ન દુઆએ શબ વ વિર્દે સહર બુદ.
બહેચ વજ્હે દિગર નિસ્ત હાજત અય હાફિઝ,
દુઆએ નીમ શબ વ વિર્દે સુબ્હ ગાહત બસ.

અર્થ:—હાફિઝનું ભાગ્ય આમ સહેજમાં ઉઘડી ગયું તેનું કારણ ફકત રાત્રિની દુઆ અને પરોઢીઆના વઝીફા[2] છે. ઓ હાફિઝ! તારે રાત્રે દુઆ કરવી અને પરોઢીઆના વઝીફા ભણવા સિવાય અન્ય વસ્તુની અભિલાષા નથી અને તે જ તારે માટે પૂરતી છે'

હાફિઝનો સઘળો સમય જ્ઞાનવિનોદમાં અને પ્રભુસ્મરણમાં જતો હતો. તેઓ પવિત્ર હૃદયના સદ્ગુણી નિષ્કપટી નિસ્વાર્થી સજ્જન હતા. તેઓ પોતાના વખતનો મોટો ભાગ રૂકનાબાદ,[3] ગુલગસ્તા,[3] મુસલ્લા[3] અને અલ્લાહો[3] અકબરમાં જઇ પરમેશ્વરની પ્રાર્થનામાં ગાળવાનું વધારે પસંદ કરતા હતા. આ કુદરતના દૃશ્યોએ તેમના હૃદયમાં વિચિત્ર પ્રકારની વિદ્યુત પ્રગટાવી તેમને સર્વશક્તિમાનની સેવામાં પૂરા લીન કર્યા હતા.

ખાજા સાહેબના ભરણપોષણના ખર્ચને પહોંચી વળવા માટે નિશાળની આવક હતી. અને તે ઉપર તેઓ શાંતિથી પોતાનું ખર્ચ નિભાવતા હતા. પણ તે ઉપરાંત તેમને રાજા મહારાજા અને અમીર ઉમરાવો તરફથી મોટી મોટી રકમના સાલિયાણાં આલ્યાં જ આવતાં.

૧. સાલિયાણા. ૨. વઝાઇફનું એક વચનરૂપ ૩, સ્થળોનાં નામ છે.

અને જ્યારે સાલિયાણું મળવામાં વિલંબ થઇ જતો ત્યારે હળવેથી કાવ્યદ્વારા મીઠી માંગણીનો વાક્‌પ્રહાર કરવાનું યે તેઓ ચૂકતા નહિ. નીચેની કડી તેના ઉપર વિશેષ પ્રકાશ પાડે છે.

(૧) બ સબ્એ ખાજા રિસાં અય રફીક વક્તે શનાસ
બ ખિલવતી કે દરઆં અજનબી સબા બાશદ.
(૨) લતીફએ બમયાં આર ખુશ બ ખન્દાનશ
બ નુક્તએ કે દિલશરા દરઆં રિઝા બાશદ.
(૩) પસ આનગહી જ કરમ બ ઈં કદર પુર્સ બલુત્ફ
કે ગર વઝીશા તકાઝા કુનમ રવા બાશદ ?

(૧) અય્યા ઓ! વખતને ઓળખનાર દોસ્ત ! જ્યાં આગળ સવારની મધુરી લહેરો સિવાય અન્ય કાંઇ અપરિચિત નથી તેવા સ્થળની આપણા ખ્વાજાને ઓળખ કરાવી દે.

(૨) અને કોઇ એક વાત તેને આવા મીઠા શબ્દોમાં સુણાવી દે કે તેનું હૃદય આનંદના સાગરમાં હીલોળા લેતું બને.

(૩) આવા પ્રસંગે એની માયા વિષે પૂછના જો હું મારા સાલીયાણાની માંગણી કરૂં તો શું તે ઘટિત નથી ?

આ ઉપરાંત તેમને દૂર દેશના પરરાજ્યો તરફથી ભેટ, ઇનામ વગેરે મળતાં જ રહેતાં હતાં. આ ભેટ અને ઇનામો મોટી મોટી કિંમતનાં થતાં હતાં. બંગાલાના શાહ ગ્યાસુદ્દીન, બાહ્મણી વંશના સુલતાન મહમુદશાહ, ઇસ્ફહાનના હાકેમ સુલ્તાન ઝૈનુલ્આબેદીન, બગદાદના વાલી સુલતાન અહેમદ વગેરેએ અનેક પ્રસંગે તેમને કિંમતી ભેટો મોકલેલી છે. કેટલીક વખતે તો હજાર હજાર ટંકાનો[1] સામાન ખરીદ કરી ખ્વાજા સાહેબની સેવામાં મોકલી આપતા હતા.

**હાફીઝના સમયમાં શીરાઝની પરિસ્થિતિ**

હિજરી સનના સાતમા સૈકામા તાતારમાથી ભભુકી ઉઠેલી અગ્નિની જ્વાળા જતે દહાડે પચાસ વર્ષે બુઝાઇ ગઈ હતી છતાં યે બંડખોર નીતિના તણખા આમતેમ દૃષ્ટિગોચર થતા હતા. ચંગીસખાન (જંઘીસખાન) ના પૌત્ર ગાઝાનખાનની તરફથી મહમદશાહ અલજ્જુ કરીને ઇરાનનો ગવરનર હતો. પરંતુ આઠમી સદીના આરંભકાળમાં બગદાદની ગાદીએ સુલ્તાન અબુ સૈયદખાને પગ મૂકતાં જ ઇરાક અને ઇરાન પાસે પોતાની આણ મનાવી અને શેખ હુસેન ચોપાંને શીરાઝનો ગવરનર નીમી શીરાઝ રવાના કરી દીધો. હિ. ૭૩૬ ની સાલ ચાલતી હતી. સુલતાન મરણ શરણ થયો હતો. સુલતાનની ઓલાદમાં કોઈ હતું નહિ. એટલે ગાદીના લોભે અમીરોમાં બંડ જાગ્યું. શેખ હુસેન પોચા મનવાળો હતો. આમે બધે બંડરાજ્ય પ્રસરેલું હતું. તે જોઇને શેખ હુસેનને ડર લાગ્યો. રાજપાટ છોડી તે નાસી નીકળ્યો. માજી ગવરનર મહમદશાહ અલજ્જુના પુત્ર શેખ અબુ ઇસ્હાકે આ તકનો લાભ લઈ તાકીદે શીરાઝ અને ઇસ્ફહાન ઉપર પોતાની મહોર મારી દીધી. આની રીતે નવા વંશનું નવું રાજ્ય શરૂ થયું.

[1] ૧. એક જાતનો સિક્કો.

અબુ ઇસ્હાક બહાદુર અને ચપળ માણસ હતો. વખત ઠીક વર્તી જાણતો હતો. આ સઘળા ગુણોને આધારે જ તે પોતાના આ પ્રયત્નનું સારૂં ફળ મેળવી શક્યો. પરંતુ આખરે તે મોજશોખનો ભોગી બન્યો અને રાજ્યની વ્યવસ્થા બગડી. 'યથા રાજા તથા પ્રજા'ના નિયમાનુસાર આખું શીરાઝ એશઆરામનો નમુનો બની ગયું. આ વાત અમીર મુઝફ્ફરને કાને પડી અને શીરાઝનો કબજો લેવાની તેને તાલાવેલી લાગી. તે યુદ્ધની દરેક સામગ્રી સજવા લાગ્યા. અમીર મુઝફ્ફરના પિતા મહમ્મદશાહ સુલતાન અબુસઇયદના સમયમાં એક નામીચા ઉમરાવ હતા તેમનું મરણ નીપજતાં તે મોભો તેના દિકરાને મળ્યો. સુલતાનનું મરણ થતાં ખંડ-સામ્રાજ્યનો લાભ લઈ અમીર મુઝફ્ફરે યઝદ ઉપર પોતાનો દાબ બેસાડ્યો. પરંતુ શેખ અબુઇસ્હાકને તે રુચ્યું નહિ અને ટુંક સમયમાં અમીર મુઝફ્ફરને તેણે યઝદમાં હતો નહતો કરી મૂક્યો. આથી વેરનાં મૂળ ઉંડાં રોપાયાં. અમીર મુઝફ્ફર વખતની વાટ જોતો બેઠો હતો; એટલે અબુ ઇસ્હાકના ભોગવિલાસની જાણ થતાં લાગ સાધી તે અચાનક શીરાઝ ઉપર ચઢી આવ્યો અને તેને ઘેરો ઘાલી બેઠો. હિ. સં, ૭૪૭ આવી પહોંચ્યું. તે જ સાલમાં તેણે શીરાઝમાં પોતાની આણ પ્રવર્તાવી. અબુ ઇસ્હાક ઇસ્ફહાન તરફ નાઠો, પરંતુ અમીર મબારઝુદ્દીનના હાથમાં પકડાયો, અમીર મુઝફ્ફરનો હુકમ છૂટ્યો અને તે બિચારો બંદીખાને પડ્યો. લાંબો કાળ વીત્યો નહિ હોય ને તેને માથે રાજદ્વારી ગુનાહનું આળ આવ્યું, કેસ ચાલ્યો અને અમીરે તેને આ દુનિયામાંથી હમેશની કુચ કરાવી દીધી.

દોલતશાહ સમરકંદીએ અબુ ઇસ્હાકના વિષયમાં શીરાઝની છત વિષે એક રમુજી વાત લખી છે. તે જણાવે છે કે અમીર મુઝફ્ફરના ઘોડા શીરાઝની બાગોળમાં જઈ હણહણવા લાગ્યા. છતાંયે અબુ ઇસ્હાકના કાન તો આ વાતથી અજાણ જ રહ્યા. અને બીજા કોના બાર હોય કે તેના કાન ઉપર આ વાતનો ટકોર કરે! બાદશાહના લાડકવાયા મુસાહેબ અમીનુદ્દીને ઘણી નમ્રતાથી બાદશાહ સલામતને જણાવ્યું કે "જહાંપનાહ! વસંત પુર બહારમાં ખીલી છે. આખું શહેર બાગ બાગ બની ગયું છે. જરા અગાસી ઉપર પધારી આ મધુરૂં દશ્ય તો નીહાળો!" અબુ ઇસ્હાક ઉઠી ઉપર ચઢવા લાગ્યો. ઉપર પહોંચતાની સાથે જ તેણે તો આખું શહેર પરદેશીઓના પાશમાં સપડાએલું દીઠું. અબુ ઇસ્હાકે હિમ્મતભરી રીતે પર શાંતિથી પૂછ્યું: " આ સઘળું શું દેખાય છે ? " ત્યારે પ્રધાનમંડળમાંથી કેટલાક જણ બોલી ઉઠ્યા કે " બંદે નવાઝ! અમીર મુઝફ્ફર શીરાઝ ઉપર ચઢી આવ્યો છે." અબુ ઇસ્હાકે સ્મિત કરતાં કરતાં કહ્યું " અમીર મુઝફ્ફર પણ કેવો મૂર્ખ છે કે વસંતનો લ્હાવો લેવો આમ સહેજમાં ચૂકે છે " એમ કહી નીચેની ટુંકો ધીમે સાદે બોલતો બોલતો તે નીચે ઉતર્યો.

બયા તા યક હમશબ તમાશા કુનીમ,
સું ફર્દા શવદ કારે ફર્દા કુનીમ.

અર્થઃ—આવો, આજની રાત તો એશ કરી લઇએ; કાલનો દિવસ થશે ત્યારે કાલનું કામ વિચારી લઇશું.

સાહેબે લીસાનુલ ગયેબ અને હયાતે હાફીઝના કર્તા નરમ ભાષામાં આ બનાવનો ઇનકાર કરે છે, અને એને અતિશયોક્તિભરેલો બનાવે છે. મારી વિચારદષ્ટિમાં એનો ઇન્કાર કરવો કે એને અતિશયોક્તિભરેલો બતાવવો એ સઘળું વ્યર્થ છે; કારણ કે ઇતિહાસમાં આવા

દાખલાઓ ઘણાયે નજરે પડે છે. હિંદ ઉપર નાદિરશાહનો હુમલો થતાં જુદા જુદા પ્રાંતોના સુબાઓએ મહમદશાહને યોગ્ય પગલાં ભરવા વિનંતી કરેલી; પરંતુ બાદશાહ, પોતાના એશઆરામમાં પડેલો હોવાથી "નાંખો એ સર્વે વાતો ખાડામાં. આપણે આપણાં શરબત ઉડાવોને" કહીને તેણે એ વાત ઉડાવી દીધી હતી. અમીન અલ રશીદને બગદાદના ઘેરાની ખબર કરવામાં આવી ત્યારે તેણે "મારા ગુલામે તો ઘણી માછલીઓ પકડી અને મને એકે મળી નહિ ?" એ ઉદ્ગારો કાઢ્યા હતા તે ઇતિહાસ જાણનારાઓને સારી પેઠે યાદ છે. અને ધારો કે તેના મોજશોખ અને ભોગવિલાસ વિષેની વાતો ખોટી અને અતિશયોક્તિભરેલી છે; છતાં યે રાજ્યવ્યવસ્થામાં તેણે જે બેપરવાઈ બતાવી તેનો તો કોઇ પણ રીતે બચાવ થઈ શકતો નથી. દુશ્મન ઘરને આંગણે આવી પહોંચે અને તેને તે વિષેની ખબર પણ ન મળે! મારી ધારણા પ્રમાણે હયાતે હાફીઝના કર્તાના લખવા મુજબ એમ હોય કે તે મુઝફ્ફરના સૈન્ય ઉપર કેટલીયે વખત વિજય મેળવી ચૂક્યો હતો અને અત્યારે પણ તેણે બહાદુરીથી બાથ ભીડી. આ વિષે ઉત્તમોત્તમ દલીલ એટલી જ હોઇ શકે કે અબુ ઇસ્હાકે દુશ્મનની અનેક વખતની હાર ઉપરથી પોતાની શક્તિનુ માપ કાઢ્યું હતું. અને તેથી કરીને જ અમીર પ્રત્યે તિરસ્કાર ભર્યો કટાક્ષ કરી સ્મિત કરતો તે ઉપરની ટુંકો બોલતો બોલતો નીચે ઉતર્યો; કારણ અમીર મુઝફ્ફરની આટલી ચપળતા અને તૈયારી તેની નજરમાં કાંઇ વિસાતની લાગી નહિ આવાં દૃષ્ટાંતો ઇતિહાસ ઘણાંયે પૂરાં પાડે છે. પશ્ચિમમાં વસવાટ કરી રહેલા આરબો ફ્રાંસ ઉપર ચઢી આવ્યા હતા ફ્રાંસના બાદશાહને આ વાતની ખબર પહોંચાડવામાં આવી ત્યારે તેણે લેશ પણ લક્ષ આપ્યું નહિ અને તેણે એટલે સુધી બેદરકારી બતાવી કે મુસલમાનો ઠેઠ શહેરના ઝાંપે આવી પહોંચ્યા ત્યારે બાદશાહ સલામત તો પોતાનું પેટ ભરવાના કામમાં રોકાયેલા હતા. આવી ભયંકર પળે પણ તે શાંતિથી આહાર કર્યે ગયો. અને તેમાંથી નિવૃત્ત થતાં એક જોરાવર હુમલો કરી તેણે દુશ્મનોને બરાબર નસાડી મૂક્યા.

ગમે તેમ હો. પણ અમીર મુઝફ્ફર શીરાઝ અને ઇસ્ફહાનનો માલિક બની બેઠો. અલ્લામા શીબલીના લખવા મુજબ તે શુષ્કહૃદયી હતો. અને તેના આચરણમા સહેજ કડકાઈ હતી. તેને લીધે શીરાઝવાસીઓને તે નારાજીનું કારણ થઇ પડ્યો. ઝાઝા દિવસ વીત્યા નહિ એટલામાં તો શીરાઝ તેના દુશ્મનોથી ઉભરાવા લાગ્યું. શહેરના ઉમરાવોનાં હૃદય નાખુશ થતાં અમીર મુઝફ્ફરનો મામલો નાજુક બન્યો અને તેનો લાભ તેના છોકરા શાહશુજાએ લીધો. ઉમરાવોની સલાહ માની છોકરો બાપને પદભ્રષ્ટ કરી પોતે ગાદીનો ધણી થઈ બેઠો. આથી વસ્તી ઉપર સારી અસર થઇ. શાહશુજા વિદ્યાવિલાસી અને હોંશીઆર કવિ હતો. તેને લાયક માણસોના યોગ્ય કદર આવડતી હતી; તેથી પરિણામે શીરાઝ પરદેશીઓની વસાહતનું ધામ બનવા લાગ્યું. રાજ્યવ્યવસ્થામાં પણ તેની ઉંડી નજર ખુંચે હતી. તેણે પોતાની કેળવણી સાત વર્ષની નાની વયમાં શરૂ કરી હતી. નવમે વર્ષે તે સંપૂર્ણ કુરાન મોઢે કરી ચૂક્યો હતો. કાઝી અઝુદ પાસે તે શરેહ મુખ્તસીલનું અવલોકન પણ કરી ગયો હતો. ટુંકમાં તે જ્ઞાની અને વિદ્વાન માણસ હતો અને તેને લીધે તેને ત્યાં નિત્ય વિદ્યાવિનોદ થયા કરતો હતો. તેની સ્મરણશક્તિ વિશાળ હતી. ઘણા યે અરબી ફારસી કવિઓના કાવ્યોની ટુંકો તેને જીભને ટેરવે હતી. તે બન્ને ભાષામાં તેનું જ્ઞાન ઉચ્ચ હતું એ સર્વમાન્ય છે. વળી ને પોતાના પિતા જેવો કડક અને ભેદભાવવાળો હતો નહિ; પરંતુ

સ્વતંત્ર વિચારનો સમભાવી પુરુષ હતો. સંભવિત છે કે તે એશઆરામની જાળમાં સપડાયો હોય નહિ પણ તેથી કરીને તે રસહીન હતો એમતો ન જ કહેવાય. તે કેટલીકવાર કાવ્ય-પ્રદેશમાં વિહર્યો છે. અમીર મુઝફ્ફરે હમેશા માટે દારૂનાં પીઠાં બંધ પાડવાનો હુકમ બહાર પાડ્યો ત્યારે તેણે નીચે પ્રમાણેનું એક રમુજી કાવ્ય જોડી કાઢ્યું હતું:—

દર મજલીસે દહર સાઝ હસ્તી પસ્ત અસ્ત,
ન ચંગ બ કાનુ વ ન દફ બર દસ્ત અસ્ત.
રિંદા હમે તર્ક મએ પરસ્તી કરદંદ,
જુઝ મુહતસિબે શહર કે બે મએ મસ્તસ્ત.

સારાંશ:—અમારી પ્રગતિનો વેગ ધીમો છે; કેમકે અમને ખપતી વસ્તુની ખોટ છે; અને તેથી કરીને અમે સઘળા શરાબના શોખીનોને શરાબની મઝા માણવા મળતી નથી ત્યારે મુહતસિબ[1] સાહેબ વગર દારૂના નીશે આનંદના કેફમાં મસ્ત છે.

જ્યારે બંડનીતિનું સામ્રાજ્ય પ્રવર્તેલું હતું ત્યારે આ એક જ મહાન વ્યક્તિ હતી કે જેણે પોતાની આખી જીંદગી પર્યંત પૂર્ણ શાંતિથી રાજ્ય કર્યું. રાજકાજમાં પોતાની ઉદારતા, કાબેલિયત વગેરે બતાવતો રહ્યો, અને રૈયતનાં દિલ લગીરે દુભાવા દીધાં નહિ. હિ. સ. ૭૮૬ માં આ મહાન બાદશાહ આ ફાની દુનિયાનો ત્યાગ કરી પ્રભુના દરબારમાં અમર શાંતિનો ઉપભોગ કરવા વિદાય થયો. અને તેની પછી તેનો પુત્ર ઝેનુલ આબેદીન ગાદીએ આવ્યો.

ઝેનુલ આબેદીન નવજવાન હોઈ તેજ તબીયતનો માણસ હતો. જે ઉમરાવો અને અમીરો તેના બાપના વખતમાં રાજ્યના સ્તંભ રૂપ ગણાતા હતા તેઓ ઝેનુલ આબેદીનનું પોતાની તરફ હલકું વલણ દેખતા નારાજ થઇ ગયા. ઝેનુલ આબેદીને બીનઅનુભવી હોવાથી ખરી સ્થિતિ કળી શક્યો નહિ અને ઉમરાવો પ્રત્યે બેહદ ગેરવર્તણુંક ચલાવી. અંતે ઉમરાવો તેના દુશ્મનો થઈ બેઠા. આ વખતે અમીર તૈમુર શીરાઝ ઉપર ચઢી આવ્યો. ઝેનુલ આબેદીન રાજપાટ છોડી પોતાના કાકાને ત્યાં તસતર નાસી ગયો. તૈમુરે વગર મહેનતે શીરાઝનો કબજો લીધો. શીરાઝનો કબજો આમ આસાન રીતે મળતાં તૈમુરે શાહશુજાના ભાઇ નુસરતુદ્દીનયહયા કે જે યઝદનો ગવર્નર હતો તેને શીરાઝનો ધણી બનાવી દીધો. જો કે તૈમુરના પગલાં શીરાઝમાં થતાં બીચારા શીરાઝવાસીઓ તો કંપી ઉઠયા હતા પણ યહયાને શીરાઝની ગાદી સોંપાતાં લોકોના દિલને જરા શાંતિ વળી. યહયાએ રાજ્યની લગામ હાથમાં લીધી પરંતુ આ ચાંદરણું ચાર દીવસનું હતું. કેમકે તૈમુરે જેવી શીરાઝ તરફ પૂંઠ ફેરવી કે મનસુરે ઝેનુલ આબેદીનને નિર્માલ્ય દેખી જેલમાં નાખ્યો અને તે એક મોટા સૈન્ય સાથે શીરાઝ ઉપર ચઢી આવ્યો. દારુણ યુદ્ધ મચ્યું. યહયા રણમાં મરાયો. વિજયી મનસુર ઉલ્લાસભેર શીરાઝમાં પેઠો. મનસુર મુઝફ્ફર વંશમાં સૌથી વધારે લાયક હોવાથી લોકોએ તેને પૂર્ણ સત્કારથી વધાવી લીધો. તેણે લાંબા કાળ સુધી શીરાઝ ઉપર પોતાનો અમલ ચલાવ્યો; પરંતુ જ્યારે અમીર તૈમુર શીરાઝ ઉપર બીજી વખત પોતાનો હલ્લો લાવ્યો ત્યારે મનસુર એક બહાદુર અને હિંમતવાળો સૈનિક હોવા છતાં યે તૈમુરના નામ માત્રથી ધ્રુજી ઉઠયો. તેની ઇચ્છા થઇ કે હું નાસી નીકળું પરંતુ શહેરના કોટના દરવાજા આગળ એક ડોસીનો ભેટો થતાં તેણીએ

૧. કેફી વસ્તુ તપાસનારો અધિકારી.

કહ્યું: "આટલા દિવસ તો રાજ્ય અમલ ભોગવ્યો. હવે રૈયતને આમ ટળવળતી મૂકી આપ ક્યાં પધારો છો?" આ મ્હેણું ત્હેને રગે રગે વિષ સમાન વ્યાપી ગયું. તે શીરાઝ પાછો ફરી બે હજાર બહાદુર સૈનિકોને સાથે લઇ તૈમુર ઉપર તૂટી પડયો. તે બહાદુરીથી તૈમુરના લશ્કરને ઘ્ચ્ચરઘાણુ વાળતો સીધો તૈમુર સામે જઇ ઉભો. અમીર તૈમુરની ઉપર તેણે કારી ઘા કરવા માંડયા પરંતુ દરેક પળે એક કમારી છતાક નામનો અમલદાર અમીરને બચાવી લેતો. છેવટે મનસુર સૌની વચ્ચે ઘેરાઇ ગયો અને ત્યાં જ માર્યો ગયો.

શીરાઝની ગાદીએ મનસુરને ખ્વાજા સાહેબે છેલ્લા બાદશાહ તરીકે જોયો હતો; કારણુ કે મનસુરના વખતમાં જ ખ્વાજા સાહેબ ખુદાની રહેમતે સીધાવી ગયા હતા. પરંતુ વાચકવર્ગની જિજ્ઞાસાની તૃપ્તિ અર્થે મેં મનસુરના અંત સુધીનો અહેવાલ આપ્યો છે.

**ખ્વાજા સાહેબની કાવ્ય શક્તિ**

શીરાઝના ઉમરાવો વિદ્વાનોની કદર કરતા હોવાથી તે વખતે શીરાઝ વિદ્વાનોનો વાસ થઇ પડયું હતું. પારંગત થયેલા વિદ્વાનોના મોટા મોટા જલસા થતા. તેમાં યે ખાસ કરીને કવિઓના જલસાથી તો શહેર કાવ્યોથી ગુંજી અને ડોલી ઉઠતું. ટુંક સમય પહેલાં ગુજરી ગયેલા શેખ સાદીના ગુલીસ્તાને[૧] વસંતની કોકીલા સમો મધુર ટહુકાર કરી આખા શીરાઝને મસ્ત[૨] બનાવી દીધું હતું. દરેક વ્યક્તિ તેનો આસ્વાદ લેતી હતી. આથી મોટો ફાયદો એ થયો કે દરેક વ્યક્તિમાં કવિત્વશક્તિનું સિંચન થતું હોય તેમ જણાવા લાગ્યું. અને દરેક સ્થાને કવિત્વશક્તિની હરીફાઇની ગોટી મજલિસો[૩] જામવા લાગી. જ્યારે હાફિઝ સાહેબ પોતાની બાળવયમાં શાળામાં જોડાયા ત્યારે ત્યાં સામે એક બઝાઝની દુકાન હતી, દુકાનદાર કાવ્યોનો ઘણો રસિયો હતો. એટલે આ દુકાને ઘણાં લોકોની ઠઠ જામતી અને કાવ્યોની છેડછાડ ચાલતી. આપણા હાફિઝ પણ ત્યાં જતાં. તેમાં તેઓ સારો રસ લેતાં અને ત્યાં પોતાના કાવ્યોનો પણ લાભ આપતા–લોકો પણ તેમાં ઠીક ગુલતાન બનતા હતા.

ટુંકમાં તે બઝાઝની સહોબતે ખ્વાજાસાહેબને કાવ્ય તરફ વિશેષ પ્રેર્યા અને લોકો તરફની વાહવાહ મળતાં ખ્વાજા સાહેબ તે તરફ વધારે આકર્ષાયા.

ખ્વાજા સાહેબ અનેક વખતે આ મંડળીમાં ભાગ લઇ લોકોની પ્રેરણાને વધારે સ્ફુરાવતા હતા અને તેથી કરીને ખ્વાજા સાહેબ આખા શીરાઝમાં મશહુર થઇ પડયા. ખરેખરી રીતે જોતાં તો ખ્વાજા સાહેબ આ રસ્તાના બીલકુલ માહેર હતા નહિ અને હાફિઝ સાહેબ એ બરાબર જાણુતા. એમ કહેવાય છે શીરાઝથી ચાર માઇલને અંતરે એક ઉંચી ટેકરી ઉપર રળીઆમણી લીલી કુંજ જગ્યા છે. ત્યાં આગળ બાબાકોહીના નામનું એક ધામ પ્રખ્યાત છે. તે વિષે એવી માન્યતા હતી કે જે માણસ ત્યાં આગળ ચાળીશ રાત સુધી ચીલ્લાહમાં[૫] રહે તેને હઝરત ખ્વાજા

૧ પુસ્તકનું નામ.
૨ ઘેલો.
૩ સભા.
૪ ટાપટીઆ.
૫ સમાધિ.

ખિઝર[1] અમૃતજળનું સેવન કરાવે છે. આપણા ખાજા પણ તે તરફ ઢળ્યા. અને ચીલ્લાહને સમાપ્તિએ પહોંચાડયો. ચીલ્લાહની પૂર્ણાહુતિના દિવસે હજરત ખિઝરે હાફિઝ સાહેબને અમૃતજળ પાયું અને સવાર થતાં તો હાફિઝનો રંગ બદલાઈ ગયો. જે વ્યક્તિ કાલ દિન સુધી અર્થ રહિત છંદ રચતી હતી તેને સ્થાને આજે તો તેની પાસેથી અત્યંત વિદ્વત્તાભરેલાં કાવ્યોનો પ્રવાહ વહેવા લાગ્યો એ જોઇ સૌ દંગ થવા લાગ્યા. અમૃતજળના પાન પછી સૌથી પહેલાં તેમણે જે કાવ્ય રચ્યું તેની પ્રથમની ટુંકો આ હતી.

દુશ વકતે સહર અઝ ગુસ્સા નજાતમ દાદન્દ
વ ન્દરાન ઝુલમતે શબ આબે હયાતમ દાદન્દ

સારાંશઃ—કાલ સવાર સુધી તો હું રોષથી ભભુકી રહ્યો હતો કે મારી મહા મહેનતના કાવ્યોની કોઇ ઘરતી કદર કરતું નથી પણ આજે અંધારી રાત્રિએ તેણે મને અમૃતજળનું સિંચન કરાવી રોષમુક્ત બનાવ્યો છે.

લોકો તેમની ગઝલો સાંભળી આશ્ચર્યચકિત બન્યા. અને આપસમાં ખાજા સાહેબનાં વખાણ કરતા અંદર અંદર એક બીજાના કાન કરડવા લાગ્યા. પરંતુ અનેક પ્રસંગે ખાજા સાહેબના કાવ્યો પૂર્ણ મનન કરવા યોગ્ય રચાવા લાગ્યાં એટલે આખા શહેરમાં તેમનું નામ ગલી કુંચીએ સંભળાવા લાગ્યું અને શહેરનાં બાળકો પણ આ મધુર કોકિલાના ટહુકારની નકલ કરતી ચૂકયા નહિ. ઉપર જણાવેલા ચીલ્લાહના આધારે હાફિઝ સાહેબને આ પ્રસાદી પ્રાપ્ત થઇ હોય તો કાંઇ નવાઈ જેવું નથી. પરંતુ મારી માન્યતા એવી છે કે તેમનું કવિજીવન તેમના ઘરમાં જ ઉદય પામ્યું હતું. વાચકવર્ગને યાદ હશે કે હાફિઝ સાહેબનાં સગાંસંબંધીઓમાં તેમને એક સાદી નામના કાકા હતા. તેઓ નામાંકિત કવિ હતા. આપણા હાફિઝે શરૂથી જ તેમનો લાભ લીધો હોય એ સંભવિત છે. આ વિષે દલિલ પણ એક બનાવ ઉપરથી જડી આવે છે. એક દિવસે ખાજા હાફિઝના કાકા સાદીએ એક ગઝલ લખવા માંડી. અને કોઇ એક ટુંકનો એક ભાગ લખી જરૂર જણાતાં પોતે બહાર ચાલ્યા ગયા. ખાજા સાહેબે તેનો બાકીનો ભાગ ઉમેરી પુરી ટુંક તૈયાર કરી દીધી. સાદીએ આ ટુંક જોઇ ત્યારે હાફિઝને તે વિષે પૂછ્યું. અને જ્યારે આ કામ હાફિઝે કર્યું હતું એવી તેમને જાણ થઇ ત્યારે તો તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે તે ગઝલ હાફિઝને પૂરી કરવા આપી. થોડીક જ પળ વીતી હશે ને હાફિઝે તે તૈયાર કરી સાદીના ખોળા આગળ ધરી. સાદીએ તે જોઇ તપાસી અને પોતાનો અત્યંત આનંદ પ્રગટ કર્યો. પછી તેમણે ખાજાને દુઆ દીધીઃ— "હાફિઝ ! તારાં કાવ્યો જે માણસ વાંચશે તે આનંદની લેહમાં ઘડી માટે પોતાની જાતને પણ ભૂલી જશે અને મસ્ત બનશે." હાફિઝના કાવ્યોમાં જે રસિકતા અને મસ્તી સમાયેલાં છે તે સાદીની દુઆને આભારી છે એમ કેટલાક લોકો માને છે એ પણ સાચું હોય.

આ સિવાય ખાજા સાહેબના વખતમાં ખાજુ કરમાની કરીને એક મહાન કવિ થઇ ગયા છે. તેઓ ઘણા વખત અબુ ઇસ્હાકના દરબારમાં આવતા જતા હતા. અબુ ઇસ્હાકને મદહ[2] અથવા કસીદા[3] પેશ કરી તેમણે તેના તરફથી હજારો રૂપીઆના ઇનામ મેળવ્યાં હતાં.

---

૧. ભૂલ્યાને રસ્તો બતાવનાર.
૨, ૩. જુદા જુદા પ્રકારની કાવ્યરચના.

હાફિઝે પણ તેમનો ઘણો લાભ લીધો. અને સત્ય બીના તો એ છે કે તેમની સોબતે જ ખાજાને એક તારાની દશામાંથી સૂર્યના સ્થાને ચઢાવી દીધા. ખાજા સાહેબે પોતે પણ આ વાતને માન્ય કરી છે. તેઓ લખે છે કેઃ—

ઉસ્તાદે ગઝલ સાદી અસ્ત પેશ હમે કસે અમ્મા
દારદ સુખને હાફિઝ તર્ઝે સુખને ખાજુ.

**અર્થ**:—જો કે સૌ લોકોની માન્યતા પ્રમાણે ગઝલનો ઉસ્તાદ સાદી છે પરંતુ હાફિઝનો ઢંગ તો ખાજુના રંગને મળતો છે.

આહા! કુદરતની ગતિ કેવી ન્યારી છે? જે મહાન વ્યક્તિના નામને ખાજા સાહેબ પોતાના કાવ્યોમાં લાવવું અભિમાન સમજે છે તેને દુનિયા આજે ઓળખતી યે નથી.

ખાજા સાહેબ જો કે એકાંતપ્રિય મનુષ્ય હતા, અને સંતોષના સામ્રાજ્યના પોતે શહેનશાહ હતા તથાપિ હુંપદ યા મગરૂરી એમનામાં નહોતી. ફકીરો અને અમીરો બન્ને સાથે એઓ એકસરખી રીતે હળતા મળતા, અને બન્ને જગાએ એઓ સરખું માન પામતા. દરબારમાં એમની જે ઇજ્જત હતી તે કંઈ માત્ર એમની ગઝલોને લીધે નહોતી. પરંતુ એમનાં જ્ઞાન, હોંશિયારી અને, પાવિત્ર્ય જ એનું મૂળ કારણ હતું. અમીરો અને સુલતાનોના નિત્ય સહેવાસનું બીજું કારણ એ પણ હતું કે સામાન્ય કવિઓની જેમ એમની સ્થિતિ ગરીબ હતી. હાફિઝ સાહેબે પોતાની ઉમરમાં સાત બાદશાહોની ચડતી પડતી જોઇ, એમાંના દરેકે હાફિઝ સાહેબની કદર કરી હતી.

હાફિઝ સાહેબની ઉમ્મર જ્યારે બાવીસ વર્ષની થઇ ત્યારે બગદાદના સુલતાન શાહ અબુસૈયદનું મરણ થઇ ચુક્યું હતું અને એમના દેશો એમના ગવર્નરોએ વ્હેંચી ખાધાં હતા. શીરાઝ અબુ અહેસાનના ભાગમાં ગયું હતું. હાફિઝ સાહેબે દરબાર સુધી પોતાની બેઠક ઉઠક જમાવી દીધી હતી; અને એમના સુખનો સૂરજ ઉગ્યો હતો. પરંતુ અબુ અહેસાનનું આયુષ્ય ખુટી પડતાં એ સ્વર્ગવાસી થયા. હાફિઝ સાહેબને એથી ઘણું દુઃખ થયું. એ દુઃખ પોતાની કવિતામાં એ વિવિધ રીતે પ્રદર્શિત કરે છે. દાખલા તરીકે એક ગઝલમાં આવી રીતે સુખનો સૂરજ આથમ્યાનું વર્ણન લખતાં લખતાં કહે છે કે—

રાસ્તી ખાતીમે ફીરોઝા બુઇસહાકી—
ખુશ દરખશીદ વલે દૌલત મુસ્તથ્જીલ બુદ

**અર્થ**:—હાં! કાને અબુઇસિહાકનો વિજયી સિતારો ઠીક ચમક્યો. પરંતુ અફસોસ એનું અંજળપાણી વધારે નહોતું.

એક ગઝલમાં અબુઇસિહાકના સમયના પૂર્ણતાએ પહોંચેલા પુરુષોનાં નામ ગણાવ્યાં છે.

બ અહદે સલ્તનતે શાહે શેખ અબુઇસહાક
બપંજ સખ્સ અજબ મુલ્કે ફારિસ બુદ આબાદ.

**અર્થ**:—શાહશેખ અબુઇસાહકના જમાનામાં પાંચ માણસો ઇરાનમાં અજબ થઇ ગયા.

આમ લખ્યા પછી તેઓ પાંચ માણસોનાં નામ ગણાવે છે: આ પાંચ માણસોમાં પોતે પોતાને પણ ગણાવ્યા છે.

નઝીર પીરા બદ ન ગુઝાસ્તન્દ વ બગુઝરતન્દ
ખુદ અય અઝીઝ જુમ્લારા બયા મુરઝ

અર્થ:—અપના નઝીર ન હુવા ન હોગા—
ખુદા સમઝો અસે;

આ પછી અમીર મુબારુઝુદીન મહમ્મદ બિન મુઝફ્ફર થયો. એ લશ્કરી પ્રકૃતિનો પુરુષ હોવાથી એની સખ્ત રાજનીતિએ લોકોને ત્રાસ પમાડયા. એના સમયમાં એણે દારૂનાં તમામ પીઠાં બંધ કરાવી દીધાં. શીરાઝમાં શોક છવાઇ ગયો. હાફિઝ સાહેબને પણ એની અસર થઇ. ઉદાહરણાર્થે એક ગઝલમાં એઓ લખે છે કેઃ—

અગરચે બાદહ ફ્રહબક્ષ વ બાદે ગુલરીઝાસ્ત
બ બાંગે ચંગ મખુર મય કે મુહતેસિબ તેઝ અસ્ત

અર્થ:—અગરચે શરાબ લહેજતદાર છે અને હવા ગુલાબ ખેરવે એની છે તોપણ ચંગ નામના વાદ્યના પડકાર સાથે શરાબ રખે પીતા. જકાતી અમલદાર બહુ હુશિયાર છે હોં! એક જગાએ પીઠાને બારણે કલ્લોલ મચાવવાની ઇચ્છા પોતે કેટલા અફસોસથી જણાવે છેઃ—

બુવદ આયા કે દરે મયકદહ હા બકુશાયન્દ
ગિરહ અઝ કારે ફીરૂબસ્તા મા બકુશાયન્દ

અર્થ:—હા! ક્યારે પીઠાને બારણે કલ્લોલ મચાવવાનું બની શકે અને મારાં બંધ પડેલાં કામ પાછાં ચાલુ થાય?

એમની સૌથી વધારે કદરદાની મુજફ્ફરનો દિકરા સુજાએ કરી. એના દરબારોમાં એમની આવજા ઘણી રહેતી. એણે ગાદીએ આવતાં જ દારૂની દુકાનો પરનો પ્રતિબંધ ઉઠાવી લીધો. લોકોના આનંદનો પાર રહ્યો નહિ. હાફિઝ સાહેબ પણ પોતાનો આનંદ છુપાવી શક્યા નહિ. જેમકે એક ગઝલમાં શરાબની રેલછેલથી મુદિત થઇ એઓ કહે છે કેઃ—

સહર ઝ હાતિફે ગયબમ રસીદ મુજદહ બગોશ
કે દૂરે સુજાય અસ્ત મય દીલેર બનોશ

અર્થ:—ગેબ થયેલા હાતિફે સવારમાં મને ખુશખબર મોકલાવી કે શાહ સુજાનો જમાનો આવ્યો છેઃ બેધડક શરાબ ઉડાવો.

શાહ સુજાનું નામ હાફિઝ સાહેબે ઘણી ગઝલોમાં ગાયું છે; અને વખાણ પણ ઘણાં કર્યાં છે. દિવાને હાફિઝ વાંચનારને આની વાસ્તવિકતાની ખાત્રી થશે.

શાહસુજાને ખાજા ફકીહ ઉમાદ ફરમાનીમાં ઘણી શ્રદ્ધા હતી. એમ[1] કહેવાય છે કે એ ખાજાસાહેબ પાસે એક બિલાડી હતી. તે એમની સાથે નિમાજ પઢતી હતી. લોકો આને ખાજા સાહેબની ધર્મપરાયણતાનો પરચો માનતા. હાફિઝ સાહેબે આ ઉપરથી એક ગઝલ લખી છે એમાં કહ્યું છે કેઃ—

અય કબકે ખુશખરામ કે ખુશ મીરવી બનાઝ
ધુરહ મશવ કે ગુરબયે આબીદ નમાઝ કર્દ.

---

૧. જુઓ લીસાનુલ ગએબની પ્રસ્તાવના.

**અર્થ:**—અલ્યા! હમકંના કબુતર તારા લટકા જવા દે હવે. મગરૂબી શેનો કરે છે? આખીર બિલાડીએ પણ નિમાઝ તો પઢી હતી.

આ કડી ફકીહ (સાધુ) મોસુફ સાહેબને ટોણારૂપ છે એમ લાગવાથી શાહ સુજાનું દિલ ખિન્ન થયું. અને તે દિવસથી તેઓ હાફિઝ સાહેબથી અળગા અળગા રહેવા લાગ્યા છે એમ ઠેકાણે-ઠેકાણે માલુમ પડતું. અકસ્માત એ જમાનામાં એક બીજી ગજલ લખાઈ જેની એક કડી આમ છે:—

ગર મુસલમાની ઈસ્ત કે હાફિઝ દારદ
વ અય અગર દર પસે ઇમરોઝ બુવદ ફરદા

**અર્થ:**—યદિ હાફિઝ પાળે છે એ જ ઈસ્લામ હોય તો આજ પછી કાલે જ જે થવાનું હોય તે (કયામત ×) થાય તો અફસોસ!

ફકીહ મોસુફના કહેવાથી શાહસુજાએ આ કડીને લઈને હાફિઝ સાહેબ પર કેસ ચલાવવા આજ્ઞા કરી; કારણ એનાથી કયામતનો ઇન્કાર થાય છે યા તો એ વિષે શ્રદ્ધા ઉઠી જાય છે. હાફિઝને પણ આની ખબર પડી. એકાએક મૌલા ઝીનુદ્દીન અબુબક્ર તાયબાબાદી જેમના માં હાફિઝને ઘણી શ્રદ્ધા હતી તે હજે (મક્કાની જાત્રાએ) જતાં જતાં શીરાઝ આગળ આવ્યા. હાફિઝ સાહેબે એમની સલાહ લીધી; અને એ પ્રમાણે નીચેની કવિતા રચી બીજાના નામપર ચઢાવી દીધી.

દો બેતમ ચે ખુશ આમદ સહરગહ મી ગુફ્ત
બા દફો બરબતો નય બધમગચે તરસાને

**અર્થ:**—આ બે શયેર મને ઘણી ગમી ગઇ જે સવારના પહોરમાં દફ બરબત અને નય * બજાવી બજાવીને પારસીના છોકરાએ ગાઇ.

શાહસુજા આ સાંભળીને ચુપ થઇ ગયો. સુજાની પછી જેનુલ આબુદીન ગાદીનો વારસ થયો. એ જુલમી હતો. એને રાજનીતિની ગમ નહોતી. એના વખતમાં જુલમ-પાછો શરૂ થયો ત્યારે હાફિઝ સાહેબે શીખામણ તરીકે એક ગઝલ લખી. તેની બે કડીઓ આ છે:—

બ મુલાજિમાને સુલતાં કે રસાનદ ઈં દુઆરા
કે બશુક્રે બાદશાહી ઝ નઝર મરાં ગદારા
ચે કયામત અસ્ત જાનાં કે બઆશકાં નમુદી
રૂખ હમચુ માહેતાબાં-દિલ હમચુ સંગે ખારાં

**અર્થ:**—સુલતાનના હજુરિયાઓ સુધી મારી આ ફરિયાદ કોણ પહોંચાડશે?–બાદશાહી મળ્યા માટે ઇશ્વરનો પાડ માનવાનો તે ગરીબો પર જુલમ કરીને માનવાનો કે? અલી મહેબુબ! કયામત તો તેં આશકોને ખરી બતલાવી દીધી! તારો ચહેરો ચળકતા ચંદ્ર જેવો છે ને દિલ આડદીઆ પત્થર જેવું છે.

× મુસલમાનો તથા ખ્રિસ્તિઓમાં એવી માન્યતા છે કે મરણ પછી અમુક વખતે બધાં મડદાં પ્રભુના હુકમથી ઉઠે છે અને ત્યારે એમનો ન્યાય થાય છે. આને કયામત કહે છે.

* એ વાદ્યોનાં નામ છે.

જેનુલ આબુદીનને ગાદીએ આવ્યાને થોડા દિવસ થતાં શાહ યહિયાએ સલ્તનની ગાદી લીધી. ખ્વાજા સાહેબે સ્તુતિની કવિતાઓ મોકલી એની સાથે એક ગઝલમાં એનું નામ ગુંથ્યું છે.

ગર ન બુદે શાહ યહિયા નસરતુદ્દીન અઝ કરમ
કારે મુલ્કો દીન ઝ નઝમો નસક ઉફતાદા બુદ

અર્થઃ—જો શાહ યહીઆ નસરતુદ્દીને મહેરબાનીથી દેશની સંભાળ ન લીધી હોત તો દેશ અને ધર્મ રફેતફે થઈ ગયો હોત.

યહિયાએ પણ કંઇ ઝાઝા દહાડા સલ્તનત ભોગવી નહિ એટલામાં તો મનસુરે એનો કબજો લીધો. મનસુર લાયક બાદશાહ હતો. જનાબ ખ્વાજા હાફિઝે પણ પોતાના ભલા રિવાજ પ્રમાણે એક ગઝલ લખી. એની એક કડી આમ છે.—

બયા કે રાયતે મનસુર બાદશાહ રસીદ
નવીદ ફતેહ વ બશારત બ મહરો માહ રસીદ

અર્થઃ—ચાલ્યા આવો! કારણ મનસુર બાદશાહનો ઝંડો ફરકે છે. વિજયની ખુશખબર સૂર્યચંદ્ર સુધી પહોંચી ગઇ.

શીરાઝના બાદશાહો વિષેની આ ખ્વાજાસાહેબની છેલ્લી કવિતા હતી. આ બાદશાહના વખતમાં એમનો અંતકાલ થયો.

હાફિઝ સાહેબ ઓળખીતાઓને ઘણી વાર રમુજી ટુચકા વડે ઘણો આનંદ પમાડતા. તેમના ટુચકા ઘણા મશહુર છે. તે પૈકી એક આ પ્રમાણે હતો. જ્યારે અમીર તૈમુરે શીરાઝ જીતી લીધું અને તે શહેરમાં દાખલ થયો ત્યારે તેણે હાફિઝને પોતાના દરબારમાં તેડાવ્યા અને પૂછ્યું કે આ નીચેની શયેર તમારી છે?

અગર આં તુર્કે શીરાઝી બદસ્ત આરદ દિલે મારા
બખાલે હિન્દુઅશ બખ્શમ સમરકંદો બુખારારા

અર્થઃ—જો તે શીરાઝી તુર્ક મારા હૃદયને પોતાની હથેળીમાં પામી લે તો હું તેના ગાલ પરના એક કાળા તલને માટે આખું સમરકંદ અને બુખારા અર્પણ કરી દઉં.

ખ્વાજા હાફિઝે કહ્યુંઃ "હા." અમીર તૈમુરે જરા ઉગ્ર રૂપ ધારણ કરી કહ્યુંઃ "તમે જાણો છો કે સમરકંદ અને બુખારા તે મારૂં પ્રિય વતન છે અને તેની આબાદીમાં સારો વધારો થાય તે માટે સો મેં સારી દુનિયાને વેરાન વેરાન કરી નાંખી છે? જ્યારે તમે તો શીરાઝી તુર્કના એક કાળા તલ ઉપર તે સઘળું ઓવારી બેઠા છો! હાફિઝ સાહેબ જાણે આભારના બોજથી લદાઇ જતા હોય તેમ માથું નીચું નમાવી કહેવા લાગ્યા "ઓ દુનિયાનાં મહાન સુલ્તાન! ભુલથી આવી બક્ષિસો કરવાના પરિણામે જ હું તારી આગળ આવી (કંગાલ) સ્થિતિમાં ઉભો છું" તૈમુર આ હાજરજવાબી[1] સાંભળી ખુશ ખુશ થઇ ગયો અને હાફિઝ સાહેબને સારા ઇનામ ઇકરામથી નવાજવામાં આવ્યા.

એક દિવસે તેઓ શાહ સુજાની સાથે વાર્તાવિનોદમાં બેઠા હતા. શાહ સુજાએ કહ્યું કે તમારી કોઈ ગઝલ એક જ ઢંગની, એક જ રીતની નથી હોતી. એક જગ્યાએ

૧. રમુજી હાજર જવાબ.

તસવ્વુફ[1] ઉભરાતું જણાય છે તો બીજી જગ્યાએ શરાબની પૂજા જોવામાં આવે છે; તો વળી કોઈમાં કાળ ઉપર કટાક્ષ કરવામાં આવેલા છે ! જવાબમાં ખાજા સાહેબે જણાવ્યું કે "તમારું કહેવું તો તદ્દન સાચું છે પણ તેનું કરવું શું ? ગઝલો મારા મોંઢામાંથી નીકળે છે ત્યાં તો આખી દુનિયામાં પ્રવર્તી જાય છે. જ્યારે બીજા લોકોનાં દાવ્યો તો શીરાઝની ભાગોળ પણ વટી શકતાં નથી. જો વિચાર કરવામાં આવે તો ખરેખર સત્ય એ જ છે કે આજે બીચારા અમાદુદ્દીન ફકીહ, ખાજુ કરમાની, અને મારા કાકા સાદી જેવા અજ્ઞાનતાના ખાડામાં ડુબેલા છે જ્યારે બંદાનું નામ તો નાનાં નાનાં બાળકોની જીભે પણ સંભળાય છે."

.. દરબારના ઉમરાવો પણ હાફિઝની સારી કદર કરતા હતા. પ્રસંગોપાત હાફિઝનું જવું પણ તેણી ગમ થયા કરતું હતું. હાફિઝના ઉમરાવમંડળના કદરદાનોમાં હાજી કવામુદ્દિનનું નામ પ્રથમ પંક્તિમાં આવે છે. તેમણે ખાજા હાફિઝને ખાસ્સું સાલિયાણું બાંધી આપ્યું હતું અને ખાજા હાફિઝ કુરાન અને તફસીરનું જ્ઞાન આપે તે માટે એક મોટી પાઠશાળા તૈયાર કરાવી આપી હતી. આપણે હાફિઝની ગઝલોમાં હાજી કવામુદ્દીનનું નામ અનેક સ્થાને વાંચીએ છીએ તેનું કારણ પણ આ જ હોઇ શકે છે. હાજી કવામુદ્દીનની યાદ હાફિઝ સાહેબે એટલે સુધી કાયમ રાખી છે કે ઉચ્ચ પ્રકારની ખાસ ખાસ ગઝલોમાં પણ તેઓ કવામુદ્દીનને ભૂલ્યા નથી. જેમકેઃ—

ઇશ્ક બાઝી વ જવાની વ શરાબે લઅલ ખામ
મજલિસે ઉન્સ વ હરીફે હમદમ વ સુર્બો મુદામ—

**અર્થ**ઃ—સુર્ખ[2] શરાબ, યુવાવસ્થા અને ઇશ્કબાઝી હોય; પ્રેમભરી મજલિસ,પ્રિયતમા અને શરાબનો દોર ચાલતો હોય,—

આગળ ઉપર પાછા ઉમેરે છે કેઃ—

નુક્તાએ સુખને બઝલેહ્ ગુ ચું હાફિઝ શીરીન સુખન,
બખ્શીશ આમોઝ વ જહાં અફરોઝ ચું હાજી કવામ—

**અર્થ**.—મીઠું બોલનાર હાફિઝની પેઠે મીઠાં વચનથી લતીફા સંભળાવનાર, દાનના પાઠ ભણાવી દુનિયાને તેજોમય બનાવનાર હાજી કવામુદ્દીન જેવા હોય—

એક દિવસે હાજી કવામુદ્દીનને ત્યાંથી જમવાનું નોતરું હતું. લોકો એકઠા થઇ બેઠા હતા. ચંદ્રમા આકાશમાં પ્રકાશતો હતો. સામે પાણીનો પ્યાલો ભરેલો પડયો હતો અને તેનું પ્રતિબિંબ અંદર થનથન નાચી રહ્યું હતું. આ દ્રશ્ય નિહાળી હાફિઝ સાહેબ એકાએક બોલી ઉઠયાઃ—

દરિયાએ અખઝરે ફલક વ કીસ્તી હીલાલ—
હસ્તંદ ગર્ક નઅમત હાજી કવામે મા—

**અર્થઃ**—આકાશ સમુદ્ર રૂપ છે.અને ચંદ્રમા તેમાં વહાણ રૂપ બન્યો છે. પરંતુ આ સઘળું અમારા હાજી કવામુદ્દીનની મેહેરબાનીઓ તળે ડુબી જાય છે.

---

૧. ધાર્મિક તત્ત્વજ્ઞાન.
૨. રાતો.

આ હાજી કવામ તે અબુ ઇસ્હાકના નાણા ખાતાના પ્રધાન હતા. તેમનું મરણ હિ. સ. ૭૫૪માં થયું હતું. ખાજા કવામને હાફિઝ સાથે ખાસ પ્રકારની પ્રીત હતી અને તેમની કિંમત આંકવામાં તે કોઇથી ઉતર્યા નથી. હાફિઝ સાહેબે કેટલીક જગ્યાએ કરેલા ઈશારા ઉપરથી જણાઈ આવે છે કે તેમનું સાલિયાણું બરાબર બંધાઇ ગયું હતું. તેઓ એક સ્થાને લખે છે કે:—

રસીદ મુઝદાહ કે આમદ બહાર વ સબ્ઝહ દમીદ
અગર વઝીફા રસદ મસરફશ ગુલ અસ્ત વ નબીદ

**અર્થ**:—આ શુભ સમાચાર તો પહોંચ્યા કે વસંતની પધરામણી થઇ છે અને ચારે બાજુ સૌ લીલું કુંજ બની ગયું છે. જો આવે પ્રસંગે સાલિયાણું મળી જાય તો તો બસ સુગંધી ફૂલો અને શરાબની લહેજત ઉડાવવામાં તે ખર્ચું.

છેવટે અંત લાવતાં તેઓ લખે છે કે:—

બહાર મીગુઝરદ મેહરે ગુસારા દરયાબ
કે રફ્ત મોસમો આશિક હુનોઝ મય ન ચશીદ

**અર્થ**:—ઓ મહેરબાન! તમને એટલું તો અવશ્ય સાંભરવું જોઈએ કે વસંતનો કાળ વીતી જાય છે. અફસોસ! કે આવો સુંદર સમય વીતી ગયો અને બીચારા આશકે શરાબ હજી ચાખ્યો પણ નથી!

અફસોસ! કે ખાજા કવામુદ્દીન જેવા માણસનો ફક્ત એક રાજદ્વારી ભૂલના કારણે વધ કરવામાં આવ્યો.

તુરાનશાહ શીરાઝના શાહનો વઝીર હતો. તે હાફિઝ પર પૂરો ફીદા હતો. તેણે પણ હાફિઝ સાહેબને નવાજવામાં કાંઈ મણા રાખી નથી. હાફિઝ સાહેબ પણ તેને અત્યંત વહાલથી મળતા હતા; અને નિખાલસ ભાવવાળો તેમની સાથેનો પોતાનો સંબંધ તેમણે છેવટ સુધી ટકાવી રાખ્યો. ખાજા સાહેબે પોતાનાં કાવ્યોમાં તેના ખાસ ખાસ ગુણોનું વર્ણન કર્યું છે.

દૃષ્ટાંતઃ—વફાદારી વ હક ગુઈ ન કારે હર કસે બાશદ
ગુલામે આસફ દવરાં જલ્લાલુલ હક વદ દિનમ

**અર્થ**:—વફાદારી અને સત્યવક્તૃત્વ સાધારણ માણસનું કામ નથી. પણ સર્વશ્રેષ્ઠ વઝીર જલાલુદ્દીન આ ગુણોથી ભરપુર છે. હું તો તેનો ગુલામ છું.

**ખ્યાતિ**

દિનપ્રતિદિન ખાજા સાહેબનાં કાવ્યોમાં વિશેષ માધુર્ય ટપકવા લાગ્યું અને લોકો વધારે અને વધારે તે તરફ લોભાતા ગયા અને છેવટે એવી પરિસ્થિતિ ઉભી થવા પામી કે હાફિઝ સાહેબની ગઝલો એક શહેરથી બીજે શહેર એમ આગળ પ્રસરવા લાગી અને લોકો પણ એટલો મોહ પામવા લાગ્યા કે તે ગઝલો પોતાના મિત્રમંડળમાં ભેટ તરીકે લેવા મોકલવાનું શરૂ થયું. હાફિઝ સાહેબની ખ્યાતિનો ડંકો દૂર દૂર સંભળાવા લાગ્યો અને આ જ કારણે હાફિઝ આજે દુનિયામાં અમર થઈ ગયા છે. લોકોમાં તેમનાં કાવ્યો પ્રત્યે કયા પ્રકારની ચાહના હતી, તેની જાણ ખાજા સાહેબને પણ હતી. દાખલા તરીકે પોતે અભિમાનપૂર્વક કહે છે કે:-

બશયરે હાફિઝે શીરાઝ મીગુયંદ વ મીરકસંદ
સિયાહ ચશમાને કશમીરી વ તુરકાને સમરકંદી.

અર્થ:—શીરાઝવાસી હાફિઝના કાવ્યોની રમુજ તો એવી થઇ પડી છે કે તુર્કસ્તાન અને કાશ્મીરની કાળી કાળી ભમરવાળી આંખો તો તે સાંભળીને નાચવા કુદવા લાગે છે.

હાફિઝ સાહેબનાં કાવ્યો મેળવવા તેમના જમાનાના સુલ્તાનો ઘણા ઉત્સુક રહેતા કેમકે તેમને તેમાં ઘણી મજા પડતી: જેમકે બગદાદના હાકેમ સુલ્તાન અહમદીએ ખાજા સાહેબને અનેક પ્રસંગે તેડાવ્યા. બગદાદ જવાનું નામ સાંભળતાં ખાજા સાહેબના મોંઢામાં પાણી છુટયું. પરંતુ રૂકનાબાદ અને શીરાઝ એ વસ્તુઓ એવી ન હતી કે ખાજા સાહેબનો વિયોગ ઘડીભર પણ સહન કરી શકે. ખાજા સાહેબે પોતે જ આ વાતનો સ્વીકાર કરતાં લખ્યું છે કે:—

નમી દેહંદ ઇજાઝત મરા બ સેરો સફર
નસીમ બાદ મુસલ્લા વ આબે રૂકનાબાદ.

અર્થ:—રૂકનાબાદનું નિર્મળ જળ અને મુસલ્લાની ઠંડી ઠંડી લહેરો મને બહાર મુસાફરીએ નીકળવાની રજા આપતાં નથી.

આખરે તેમનું ગમન બંધ રહ્યું અને પોતે એક ગઝલ લખી મોકલી. પરંતુ બગદાદ વિષેનો પ્રેમ આમ સહેજમાં શમાવવો અતિ કઠણ હતું. બગદાદનાં સ્મરણો સદા તેમના હૃદયમાં કેવાં ડંખ્યા કર્યા છે એનો ઉલ્લેખ તેઓએ કેવા દુઃખી હૃદયે કર્યો છે- તે નીચેની ટુંકો ઉપરથી ઠીક જણાઈ આવે છે.

રહ ન બુરદેમ બમકસુદે ખુદ અંદર શીરાઝ,
ખુર્રમ આં રોઝ કે હાફિઝ રાહે બગદાદ કુનદ.

અર્થ:—(અફસોસ!) મારી અભિલાષા શીરાઝમાં તૃપ્ત થઈ. અહા! હાફિઝ બગદાદ જવાને ઉપડશે-તે દિવસ કેટલા આનંદનો હશે!

આ સમયે દક્ષિણહિંદ વિદ્યાનું કેંદ્રસ્થાન બની રહ્યું હતું. બ્રાહ્મણી વંશના સુલ્તાનો યોગ્ય કદર કરનારા હોવાથી સેંકડો વિદ્વાનો રાજદરબારમાં ઉભરાવા લાગ્યા હતા. અલ્લામા[1] તફતાંઝાનીના શાગિર્દ[2] મીર ફઝલુલ્લાહ આંજુ કે જેઓ વડા પ્રધાનપદે નીમાયેલા હતા તેમના હસમુખા સ્વભાવથી તેમાં વિશેષ વૃદ્ધિ થઈ ગઇ. વળી સુલ્તાન મહમુદ બ્રાહ્મણી પણ એક વિદ્વાન માણસ હતો અને તેથી કરીને વિદ્યાના પ્રભાવથી ઉજ્વળ થયેલી જે વ્યક્તિઓને તે નિહાળતો તેમની યોગ્ય કિંમત આંકવામાં પાછો પડતો નહિ. તેની ઉદારતા અને કદરદાનસીનો ડંકો ઠેઠ ઇરાનમાં સંભળાતો હતો.

વિદ્વાનોની યોગ્ય કદર અને તેમના તરફ બતાવવામાં આવતી મમતાના ડંકાનો નાદ આપણા હાફિઝને કાને પડયો અને તેઓ દક્ષિણના પ્રવાસે નીકળવાને પ્રેરાયા. આ વાતની જાણ મીર ફઝલુલ્લાહને થઈ અને તરત જ તેણે હાફિઝને વાટખર્ચી મોકલી વિનંતી કરી કે આપ જલદી દક્ષિણના પ્રવાસે નીકળવાનો ઇરાદો કરવાની કૃપા કરો. આ ભલી ઉદારતા અને આટલી બધી ઉંડી લાગણી જોઇ હાફિઝ સાહેબ અત્યંત આનંદમાં આવી દક્ષિણના પ્રવાસે

૧. મહાન વિદ્વાન. ૨. શિષ્ય.

નીકળવાને તૈયાર થયા. તેમને મળેલા પૈસામાંથી કેટલીક રકમ બાઈબાંડુ તથા બાળબચ્ચાંઓને આપી પછી પોતાને માથેનું કરજ ફેડતાં જે કાંઈ શેષ વધ્યું તે સઘળું મુસાફરીની જરૂરી વસ્તુઓ ખરીદવામાં ખર્ચ્યું; અને શીરાઝ છોડી ઝીનાબ કસ્બામાં આવી પહોંચ્યા. અત્રે તેમને પોતાના એક જુના દોસ્તનો મેળાપ થયો. તે બીચારાનો માલ લુટારૂઓ લુટી ગયા હતા અને તે તે વખતે ઘણી કંગાલ હાલતમાં હતો. આવો કરૂણાજનક દેખાવ જોઇ હાફિઝ સાહેબનું દિલ ઘણું દુભાયું. પોતે ઉચ્ચ વિવેકસંપન્ન હોવાથી તેમણે તેને પોતાનો સઘળો માલ આપી દીધો અને પોતે બંને હાથે ખાલી થઇ ગયા. ખાજા ઝેનુલ આબેદીન હમદાની અને ખાજા મહમદ ગાઝરૂની જેઓ વેપાર અર્થે હિંદ આવવા માગતા હતા તેમને હાફિઝની પરિસ્થિતિની જાણ થઇ એટલે તેઓ હાફિઝને હિંદ પહોંચાડવા તૈયાર થયા. જો કે તેઓ એક નાઝુક મિજાઝના શાએરને[1] કરવો જોઇએ તે પ્રમાણમાં તેમને ખુશ કરી શક્યા નહિ. છતાં યે તેઓને હોરમઝ બંદર સુધી લાવવાને તેઓ ચુક્યા નહિ. ત્યાં દક્ષિણથી મોકલવામાં આવેલા મહમુદશાહી વહાણમાં તેઓ બેઠા. વહાણે ઉપડવાની સઘળી તૈયારીઓ કરવા માંડી પરંતુ વહાણે પોતાનું લંગર ઉઠાવ્યું કે સમુદ્રમાં વાવાઝોડું શરૂ થયું ખાજા સાહેબ ઉપર તેની વિચિત્ર પ્રકારની અસર થઈ. તેમણે આવું તોફાન ક્યારે પણ જોયું હતું નહિ. ખાજા સાહેબ ગભરાયા અને 'કેટલાક દોસ્તોને મળવાનું બાકી રહી ગયું છે માટે તેમને મળવા જાઉં છું' તેમ કહી પોતે વહાણમાંથી કુદી બહાર નીકળી પડયા. તેઓ પાછા શીરાઝ પહોંચ્યા. ત્યાં તેમણે એક કાવ્ય રચી એક મિત્રની મારફત મીર ફઝલુલ્લાહને મોકલી આપ્યું. અને તે પોતે હિંદુસ્તાન આવી શકવાને માટે પોતાની અશક્તિ બતાવી.

જ્યારે હાફિઝ સાહેબનું મીર ફઝલુલ્લાહ ઉપરનું કાવ્ય મીર સુધી પહોંચ્યું અને તે જ્યારે દક્ષિણના બાહ્મણી સુલતાનને બતાવવામાં આવ્યું ત્યારે દરેક જણના મોંઢા ઉપર ગ્લાનિ છવાઇ ગઈ. "તેઓ હિંદ આવવાનો નિશ્ચય કરી પોતાના વહાલા શહેરને છોડી હોરમઝ સુધી આવી પહોંચ્યા હતા. વળી વહાણ ઉપર સવાર પણ થઇ ગયા હતા. પરંતુ આપણા હીન ભાગ્યે તેઓ અહીં આવી શક્યા નહિ તેથી કરીને આપણી ફરજ છે કે આપણે તેમને કાંઈ હદીઓ[2] મોકલીએ." શાંતિનો ભંગ કરી સુલતાન એમ બોલ્યો. અને "મુલ્લાકાસમ મશહદીની મારફત એક હજાર ટંકાની ઉત્તમ હિંદી જણસો......બક્ષિસ તરીકે મોકલી આપીએ" એમ પણ ઉમેર્યું.

સુલતાન મહમુદ બાહ્મણીની સેવામાં હાફિઝ સાહેબે જે કાવ્ય મોકલ્યું હતું તેની એક કુંક આ હતી.

બસ આસાં મી નમુદ અવ્વલ ગમે દરયા બબુએ દુર,
ગલત કરદમ કે હર મોજશ બસદ ગોહર નમી અરઝદ.

અર્થઃ—સમુદ્રમાં નીકળતાં મોતીની સુગંધે પ્રથમ તો સમુદ્રમાં ઉઠાવવી પડતી વિટંમણાઓ કરતાં સહેલી માની પરંતુ તેમાં મારી ભૂલ થઈ. કેમકે તેના દરેક ઉછળતા મોજામાં કાંઇ સેંકડો મોતી સમાયેલાં નથી.

---

૧. કવિ    ૨. બક્ષીસ

સુલ્તાન મહમુદશાહની પેઠે બંગાળાના હાકેમ સુલ્તાન ગ્યાસુદ્દીનના કાને જ્યારે હાફિઝની પ્રતિષ્ઠાનો ધ્વનિ સંભળાયો ત્યારે તેણે એક મીસરો[1] મોકલી આપી તે ઉપર આખી ગઝલ રચવાની વિનંતી કરી. એ મીસરો આ પ્રમાણેનો હતો:—

સાકી હદીસ સર્વ ગુલો લાલેહ્ મી રવદ

ખ્વાજાએ તે ઉપર પૂરી ગઝલ લખી ગ્યાસુદ્દીનને મોકલી આપી અને કાવ્યની ટુંકોમાં હિંદુસ્તાન આવવાની ઇચ્છા બતાવી ખરી પરંતુ હિંદુસ્તાન આવવાની હિંમત કરી શક્યા નહિ. અને "ફકીર અહિં બેઠો બેઠો દોસ્તના હકમાં દુઆ માગી રહ્યો છે" એમ કહી વાત ઉડાવી દીધી.

તે ગઝલની કેટલીક ટુંકો આ હતી:—

સાકી હદીસ સર્વ ગુલો લાલેહ્ મી રવદ
વીં બહસ્ બા સલાસાએ ગસ્સાલેહ્ મી રવદ.
શકર શિકન શવંદ હમેં તોતિયાને હિન્દ
ઝીં કંદે પારસી કે બબંગાલેહ્ મી રવદ.
હાફિઝ ઝ શૌકે મજલિસે સુલ્તાં ગ્યાસેદ્દીં
ગાફિલ મશવ કે કારે તુ અઝ નાલેહ્ મી રવદ.

અર્થ:—સરવ[2] ગુલ અને લાલને સાકી અહિં સંભાર્યા કરે છે. આ વખ્તની જાણ સલાસા ગસ્સાલા સુધી પહોંચી જાય છે. (સલાસા ગસ્સાલા પ્રથમ ત્રણ પ્યાલાને કહેતા હતા એ પ્યાલામાં સવારમાં ઉઠીને શરાબ પીએ તો નિશો ઉતરી જતાં થતું કળતર તેથી બંધ થાય.) આ ઇરાનનું કાવ્ય જે બંગાળા મોકલવામાં આવે છે તેની યોગ્ય કદર હિંદીઓ કરશે કેમકે હિંદના કવિઓ મધુર વાણી વાપરવામા વિશેષ પ્રવિણ છે. ઓ હાફિઝ! તું સુલ્તાનના દરબારમાં હાજર થવાની અભિલાષા હોવા છતાં યે જઈ શકતો નથી તો નાસીપાસ ન થા કેમકે ફકીરનું કામ તો દુઆ કરવાથી અહિં ઘર બેઠાં થઈ જાય છે; એટલેકે તારો અવાજ સુલ્તાન ગ્યાસુદ્દીનના દરબારમાં સંભળાશે.

મૃત્યુ

સામાન્ય રીતે સઘળા ઇતિહાસકારોએ ખ્વાજા સાહેબના મૃત્યુની તારીખ હિ. સ. ૭૯૧ જણાવી છે. ૭૯૧ હિ. સ. ના ઝીલેહજ મહીનાની ૧૭ મી તારીખ છે. સોમવારનો દિવસ છે. રાત ઘોર વ્યાપી છે. ઇશાની[3] નમાજનો વખત થઇ ગયો છે. એ વખત ઇરાનનું બુલબુલ આ ફાની દુનિયાના પીંજરામાં ૭૬ વર્ષ સુધી ગોંધાઈ રહી આખરે આઝાદી મેળવી સર્વ શક્તિમાનની સેવામાં હાજર થવા ઉડી ગયું. તેમનું મૃત્યુ શોધી કાઢવાને માટે "પાકે મુસલ્લાં" વાળો ફિકરો[4] જગજાહેર છે. મહમદ ગુલંદામ કે જેઓ દિવાને હાફિઝના રચનાર છે તથા જેઓ હાફિઝ સાહેબના અનુયાયી હતા તેમના જણાવ્યા મુજબ તેમનું મરણ હિ. સ. ૭૯૨માં નીપજ્યું હોય તેમ લાગે છે. અને તે જ વાતને વધારેનો ટેકો મોલાના જામીની કિતાબ[5] "નફહાતુલઉન્સ"

૧. ટુંક
૨. Cyprus, Cup-bearer.
૩. લગભગ નવથી ૧૨ વાગ્યા પછીનો વખત
૪. ઉપવાક્ય.
૫. પુસ્તક

માં મળી આવે છે. જ્યારે અલ્લામા શીબલીના 'શેરૂલ અજમ' નું અધ્યન કરતાં હિ. સ. ૭૯૩ માલમ પડે છે. વળી દોસ્ત શાહ સમરકંદીએ તો પોતાના જીવનવૃત્તાંતમાં હિ. સ. ૭૯૪નો હવાલો આપ્યો છે. તેમના જનાઝામાં[1] શીરાઝના શાહ મનસુરે પણ ભાગ લીધો હતો. તેમનું હમેશનું પ્રિયસ્થાન મુસલ્લા જે તેમની જીંદગીમાં તેમને સ્વર્ગ સમાન હતું તે જ તેમના શબને પણ સંઘરનાર બન્યું. હાફિઝ સાહેબનું ત્યાં દફન[2] થયું. સુલ્તાન અબુલ કાસિમ બાબુરના વઝીર મહમદ મઅમ્માઇએ હિ. સ. ૭૯૫માં ખાજાની કબર પર એક સુશોભિત ઘુમટ ચણાવી આપ્યો. અને આજે તે સ્થાન હાફિઝના મૃત શરીરને સંઘરનાર બનતાં હાફિઝીયા'ના નામે જગવિખ્યાત થયું છે અને સામાન્ય અને ઉચ્ચ વર્ગને જાત્રાનું ધામ રૂપ થઇ પડ્યું છે. જેમ અમદાવાદના લોકો દર ગુરુવારે સરખેજ ફાતેહા[3] માટે જાય છે તે પ્રમાણે ત્યાં પણ લોકોની ઠઠ જામે છે. કરીમખાન ઝીંદે રૂકનાબાદની નહેર સાફ કરાવી બાગે મુસલ્લાને સુશોભિત બનાવી મૂકેલો છે. એક ખાનકાહ[4] પણ બનાવી આપી છે અને એક આરસપહાણના પત્થર પર ગઝલો કોતરાવી તે પત્થર ત્યાં મુકાવ્યો છે.

આપણા ખાજા એકાંતવાસ પસંદ કરનાર હોઇ સ્વતંત્ર વિચારના માણસ હતા, પરંતુ તેઓ પોતાના બાલબચ્ચાઓથી આઝાદ હતા નહિ. તેઓએ લગ્ન કરેલું અને કાંઇ ઓલાદ પણ થયેલી એમ જણાય છે ખરૂં. પોતાની પત્ની ગુજરી જતાં તેનો મરણ દિવસ યાદ રાખવા એક કિતેરો પણ તેમણે જોડી કાઢ્યો હતો. વિશેષમાં તેમની ઓલાદમાં એક છોકરો બાળ વયમાં મરી ગયો હોય તેમ તેમણે રચેલા એક મરસિયા ઉપરથી આપણે અનુમાન બાંધી શકીએ છીએ. તે વિષે તેઓ લખે છે કેઃ—

કુરરતુલ એન મન આં મેવએ દિલ યાદશ બાદ
કે ખુદ આસાં બશુદો કારે મરા મુશ્કિલ કર્દ.
આહ ફરિયાદ કે અઝ ચશ્મે હસુદે મહો મહર
દર લહદ માહે કમાં અબરૂએ મન મન્ઝિલ કર્દ

**અર્થઃ**—ખુદા! મારી આંખોની ઠંડકરૂપ તે બાળકની યાદ મારા હૃદયમાં નિત્યને માટે કાયમ રાખે. તેણે તો પોતાની સહેલી વાટ શોધી. અને મને આ દુઃખની જંજાળમાં મુકી ગયો. હાય! અફસોસ! કે ચંદ્ર અને સુર્યના ઇર્ષાને કારણે તે શશિ જેવી મુખાકૃતિવાળો, ધનુષ્ય જેવાં નયન ધારણ કરનારો છેવટે કબરમાં જઈ પોઢી ગયો.

ખાજા સાહેબનો બીજો પુત્ર શાહ નેઅમાન નામનો હતો તે હિંદુસ્તાનમાં આવ્યો હતો. એનું મરણ બુરહાનપુરમાં નીપજ્યું. *



૧. શબની દફનક્રિયામાં, ૨. દાટયા.
૩. એક પ્રકારની ધાર્મિક ક્રિયા. ૪. પીર મુરશદને રહેવાની જગ્યા.

* મૂળ ઉર્દૂ લેખનો અનુવાદ કરી આપવા માટે મહેરબાન ગુલામ રસુલ કુરેશીના અમે આભારી છીએ. સં.

**શુદ્ધઃ**—પા. ૬૪. ફૂ. નો. ૧ માં વઝીફેનો અર્થ 'સાંલિયાણું' ન લેતાં ઇશ્વરની સ્તુતિના ગદ્ય અથવા પદ્યની ટુંકો' એ પ્રમાણે લેવો.

—અનુવાદક

# ભામહ અને દણ્ડી+

## તેઓનો સમય અને સંસ્કૃત સાહિત્યમાં તેમનું સ્થાન

લે. પ્રો. હેર્માન યાકોબી

જર્મન ઉપરથી અનુવાદક:–શ્રી **નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ.**

૧

સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં સૌથી પ્રથમ આપણને મળેલો ગ્રંથ તે **भामहालंकार** છે. ભામહનો સમય હજી નિર્ણીત થયો નથી; એનો સમય નિર્ણીત કરવો બહુ ઉપયોગી છે, કારણ કે એમ કરવાથી હિંદુઓના અતિપ્રિય અલંકાર સાહિત્યના આરંભનો કાળનિર્ણય થઇ શકે. વળી સમસ્ત સંસ્કૃત સાહિત્યમાં પણ એનો કાળનિર્ણય બહુ મહત્ત્વનો છે, કારણ કે આપણા આ સંશોધનને પરિણામે જોઈ શકીશું એમ એ દંડીની પૂર્વે થઈ ગયેલો છે અને **दशकुमारचरित**નો આ લેખક ( દંડી ) સંસ્કૃત સાહિત્યમાં તો પ્રખ્યાત છે.[1]

હું જાણું છું ત્યાં સુધી ઇંડિયન એન્ટીક્વેરીના ૪૧ મા તથા ૪૨ મા ગ્રંથમાં ભામહ વિષેનો પ્રશ્ન છેલ્લામાં છેલ્લો ચર્ચાયો છે. પ્રો. પાઠકે જણાવ્યું છે કે ભામહે **काशिका**ના ટીકાકાર એક **न्यासकार** સંબંધે ( ૬-૩૬ ) **जिनेन्द्रबुद्धि**નો ઉલ્લેખ કર્યો છે અને

+ આ લેખ ' સીત્સુંગબેરીક્ટ ડર પ્રુશીઅન **એકેડેમી** ડર **વીસેનશાફ્ટન** 'ના ૧૯૨૨ ના જુલાઇના અંકમાં પ્રસિદ્ધ થયો હતો.

૧. એ જ લેખકે **काव्यादर्श** તથા **दशकुमारचरित** લખ્યાં છે એમાં શંકા લેવાનું કશું કારણ નથી. ગદ્યલેખોના **कथा** અને **आख्यायिका** એવા બે ભાગ સાચી રીતે પાડી શકાય એવી ચર્ચા બહુ ઉત્સુકતાપૂર્વક દંડી કાવ્યાદર્શ ૧: ૨૩–૩૦ માં કરે છે; કથાના લેખક તરીકે એને આ બાબતમાં ખાસ સંબંધ હતો. દશકુમારચરિતના સાતમા ઉચ્છ્વાસમાં જે વીરરસ ભર્યો ભાગ આવે છે, તેમાં દંડીની ખાસ મહત્તા તો એ છે કે આદિથી અંત સુધી તેમાં કોઇ પણ ઓષ્ઠાક્ષર–સ્વર કે વ્યંજન–આવતો નથી. આ પ્રકારની નિપુણતાને **स्थाननियम** કહે છે અને એણે કાવ્યાદર્શ ૩: ૮૩ માં કહ્યું છે કે એવી નિપુણતા " દુષ્કર " છે; અને પછી સાં જ ૮૮ માં એનાં ઉદાહરણ આવે છે. **वाग्भट** ( નાનો ) અને **अग्निपुराण** સુધી કોઈ પ્રાચીન અલંકારશાસ્ત્રીએ આવી કળા સંબંધે ઉલ્લેખ કર્યો નથી અને સાહિત્યમાં પણ આવાં ઉદાહરણ બહુ વિરલ છે: **भारवि**માં માત્ર બે **निरोष्ठ्य** શ્લોક ( ૧૫: ૭, ૨૯ ) આવે છે, **माघ**માં એક અને **अतालव्य** ( ૧૯: ૧૧, ૧૧૦ ) આવે છે: છેવટે એ પણ જણાવવું જોઇએ કે દંડીએ દ. કુ. ચ. માં **अर्थ**–તથા **कामशास्त्र**નાં પ્રદેશમાં પણ નિપુણતા દાખવી છે અને કાવ્યાદર્શ ૩: ૧૭૧ માં **कलापरिच्छेद** સંબંધે ઉલ્લેખ કર્યો છે, તે ઉપરથી લાગે છે કે એણે એ સંબંધે કોઇ પ્રબંધ લખ્યો છે અથવા લખવાનો એનો વિચાર હતો.

પોતાના સંશોધનને અંતે (ઇં. એ. ૪૧ પૃ. ૨૩૫) પ્રો. પાઠક એવો અભિપ્રાય આપે છે કે "ન્યાસકાર ઇ. સ. ૭૦૦માં હતાં તેથી ભામહને આઠમા સૈકામાં મુકવા જોઇએ. પણ કે. પ્રો. ત્રિવેદી તો એમ કહે છે કે **माघ**ને ઘણા ન્યાસકારો વિષેની જાણ હતી; (ઇં. એ. ૪૨ પૃ. ૨૬૧). વળી, ભામહે જિનેન્દ્રબુદ્ધિ સંબંધે ઉલ્લેખ કર્યો છે કે કેમ-એ પણ નક્કી નથી. અને વળી જિનેન્દ્રબુદ્ધિના સમય વિષે કશો નિર્ણય નથી. ઇત્સીંગે પોતાનો એહવાલ ઇ. સ. ૬૯૧ માં લખ્યો. તેમાં એના વિષે કશો ઉલ્લેખ નથી, તેથી એમ માની લેવાય કે ત્યાર પછી એ પ્રખ્યાતિમાં આવ્યો હોય. પણ એક. કીલહૉર્ને પૂણામાં જિનેન્દ્રબુદ્ધિના ગ્રંથના ખંડ જોયા હતા અને તે સંબંધે (J. R. A. S. ૧૯૦૮ પૃ. ૪૯૯) એવો અભિપ્રાય આપે છે કે "હું તો નક્કી માનતો હતો કે **हरदत्त**ની **पदमंजरी**માંથી જિનેન્દ્રબુદ્ધિએ પુષ્કળ ઉતારા કરી લીધા છે. **भविष्योत्तरपुराण**ને મતે હરદત્ત ઈ. સ. ૮૭૮ પછી જન્મ્યો હતો. છતાં આવા અનિશ્ચિત આધારને પકડીને ઇતિહાસના નિશ્ચિત નિર્ણય ઉપર આવવું એ તો સાહસ કહેવાય.

ભામહે દર્શનશાસ્ત્રના અમુક સિદ્ધાન્તો સંબંધે જે કંઇ ઉલ્લેખ કર્યા છે તે ઉપરથી વિશ્વાસપાત્ર નિર્ણય ઉપર આવી શકાય એમ હું માનું છું. એને આ વિષયમાં એટલો બધો રસ પડતો કે તેની થોડે વધારે અંશે ચર્ચા કરવાનો જે કોઇ પ્રસંગ મળે તે તે જવા દેતો નહિ એ દેખીતું છે ભામહ પોતાના **मंगल** પ્રમાણે તો બૌદ્ધ હતો, પણ દર્શનશાસ્ત્રનો પંડિત હતો. હું માનું છું એમ એ **ज्ञान** અને **परिणाम**ના સિદ્ધાન્તોની ચર્ચા (૫:૫. ૨૫) બૌદ્ધન્યાયને[1] આધારે કરે છે, પણ **अपोह**ના બૌદ્ધ સિદ્ધાન્તની સામે તકરાર ઉઠાવવામાં એ તેમની પ્રમાણ-પદ્ધતિની પરવા નથી કરતો (૬:૧૬ થી) **शब्द** (**पद** અને **वाक्य**) સંબંધે એ જે બોલે છે (૪:૩થી, ૬:૭થી) એ તો જાણે આખા દેશના તે વખતના વૈયાકરણોના અભિપ્રાયો ઉતારતો હોય એમ જણાય છે, પણ **स्फोट** સંબંધેના એમના મતની સામે બળપૂર્વક યુદ્ધ કરે છે (૬: ૧૨). **मीमांसक**ોની સામે તો એ ઠેઠ સુધી થાય છે, શત્રુતા પણ દાખવે છે; અને બૌદ્ધના સંબંધમાં એથી બીજું ધારી પણ ના શકાય. એણે શોધી કાઢેલી, અને બીજા કોઈ કવિએ ખ્યાલમાં નહિ લીધેલી, ભુલોને બતાવી આપવા માટે ભામહ પાંચમા પરિચ્છેદમાં બૌદ્ધમતના **ज्ञान**ના સિદ્ધાન્ત ઉપર અને તર્ક ઉપર ચર્ચા કરે છે: **प्रतिज्ञाहेतुदृष्टान्तहीनं दुष्टम्.** મેં પહેલાં એકવાર (**भविसत्तकह** પૃ. ૫૪ ફુટનોટ-૧માં) કહ્યું છે એમ એ **प्रत्यक्ष** અને **कल्पना**ની **दिग्नाग**ને આધારે આ પ્રમાણે વ્યાખ્યા આપે છે:

**प्रत्यक्षं कल्पनापोढं ततोर्थादिति केचन ।**
**कल्पनान्नामजात्यादियोजनाम्प्रतिजानते ॥** ૫: ૬.

---

૧. એને માટે એટલું પણ કહી શકાય કે બૌદ્ધતર્ક સંબંધીના કાશ્મીરી સંપ્રદાયના એના પછીના કવિઓ પણ એને અનુસર્યા છે, જેમકે **महिमभट्ट** પોતાના **व्यक्तिविवेक**માં પૃષ્ઠ ૨૨: **त्रिरूपलिंगाख्यानं परार्थानुमानम्**-**न्यायबिंदु** ૩: ૧, **मम्मट** પોતાના **काव्यप्रकाश**ના ૫ મા ઉલ્લાસમાં (**भम धम्मिअ** એ શ્લોકની પૂર્વે): **त्रिरूपाल्लिंगाल्लिंगिज्ञानमनुमानम्** । સરખાવો **न्यायबिंदु** ૨: ૩ તથા **ह्ययक** Z. D. M. G. ૬૨, પૃ. ૨૯૮ નોટ ૩.

જ્ઞાનની વિવિધ વ્યાખ્યાઓ ઉપર ચર્ચા કરતાં **उद्योतकर** પોતાના **न्यायवार्त्तिक** १: १, ४ માં જણાવે છે કે **अपरे तु मन्यन्ते "प्रत्यक्षं कल्पनाऽपोढम्" इति। अथ केयं कल्पना? "नामजातियोजना"**[1] (પૃ. ૪૪, પં. ૧-૨), આ ઉપરાંત **न्यायवार्त्तिकतात्पर्यटीका** પૃ. ૧૦૨, પં. ૧ માં **वाचस्पतिमिश्र** એમ કહે છે કે **सम्प्रति दिग्नागस्य लक्षणमुपन्यस्यति। अपर इति।** એમ એમાં દિઙ્‌નાગની વ્યાખ્યા સંબંધે ભામહને માટે ઇશારો છે. એ ઉપર **धर्मकीर्ति** પોતાના **न्यायबिंदु** १: ४ માં (Bibliotheca Buddhica 1918 પૃ. ६) **अभ्रान्तम्** ઉમેરે છે અને **अभिलापसंसर्गयोग्यप्रतिभासप्रतीतिः** १: ५ એ શબ્દોથી કલ્પનાને સ્પષ્ટ કરે છે. હવે ધર્મકીર્તિના આ સુધારા વધારા વિષે ભામહ કશું બોલતો નથી તેથી હું માનું છું કે એને એની કશી ખબર નહોતી અને તેથી એ એના પહેલાં થઇ ગયો છે. આ તર્કમાં મેં 'મૌન ઉપરથી અનુમાન કરવાની' (*ex silentio*) ભુલ કરી છે એ પણ આપણે જોઇશું, પણ અહુણા તો એટલી ટીકા કરીશું કે દિગ્નાગની વ્યાખ્યા ભામહ સાચી માનતો જણાતો નથી અને એની વિરુદ્ધ અભિપ્રાયો ઉઠાવ્યા છે. આથી કરીને ઉપરના શ્લોકમાં એણે બીજો વધારો કર્યો છે, અને એનું પૂરૂં સ્વરૂપ આપણે ન્યાયવાર્તિકમાંથી જાણી શકીએ છીએ. ત્યાં (પૃ. ૪૨, પં. ૧૫) જણાવ્યું છે કે **अपरे पुनर्वर्णयन्ति "ततोऽर्थाद्विज्ञानंप्रत्यक्षम्" इति।** અહીંથી વાચસ્પતિમિશ્ર (તાત્પ. ટી. પૃ. ૯૯, પં. ૧૫,) ટીકા કરે છે કે આ **वसुबंधु**ની વ્યાખ્યા છે. પં. ૧૦ માં એ બાબતની સ્પષ્ટતા આપીને (અહીં **न्यायतः** ને બદલે **नान्यतः** પાઠ લેવાનો છે) **प्रत्यक्ष** સંબંધીનો અધ્યાય પૂરો કરે છે. **अनुमान** સંબંધીની બે વ્યાખ્યાઓ આપીને આ પ્રમાણે શરૂ કરે છેઃ—

त्रिरूपाल्लिंगतो ज्ञानमनुमानं च केचन।[2]
तद्विदो नान्तरीयार्थदर्शनं चापरे विदुः[3]॥ ५ ॥ ११.

બીજી વ્યાખ્યાથી આપણે શરૂ કરીએ. ન્યાયવાર્તિકમાં એ આ પ્રમાણે આપેલી છે; **अपरे तु ब्रुवते "नान्तरीयकार्थदर्शनं तद्विदोऽनुमानम्" इति;** અને તાત્પર્ય ટીકા પૃ. ૧૨૭; પં. ૧૨ પ્રમાણે આ વ્યાખ્યા દિગ્નાગની છે. આથી ભામહે આપેલી એ વ્યાખ્યાઓમાંની પહેલી બીજા કોઇ દર્શનકારની હોવી જોઇએ. હવે ન્યાયબિંદુ २ : ३ માં ધર્મકીર્તિની વ્યાખ્યા આ પ્રમાણે છે. **तत्र त्रिरूपाल्लिंगाद्यदनुमेये ज्ञानं तदनुमानम्।** આ વ્યાખ્યા ભામહે આપેલી વ્યાખ્યાને એટલી બધી મળતી આવે છે કે એણે એ ક્યાંથી લીધેલી એ બાબતમાં હવે કશી શંકા રહેતી નથી. **दुषणः** અને **जातिः** સંબંધીની ભામહની વ્યાખ્યાઓ આ વાતને એથી યે વધારે સ્પષ્ટ કરે છે—

दूषण(म्)न्यूनताद्युक्तिर्न्यूनं हेत्वादिनाऽथ च।
तन्मूलत्वात्कथायाश्च न्यूनंनेष्टंप्रतिज्ञया ॥ ५। २८॥

---

૧. जातिने બદલે जात्यादि પાઠ હોવો જોઇએ, કારણ કે અવતરણ કરેલા પાઠ ઉપરની ટીકા આ પ્રમાણે છે. **यत्किल न नाम्नाऽभिधायते न च जात्यादिभिर्व्यपदिश्यते** વગેરે; વાચસ્પતિમિશ્ર અહીં **नाम**ને **यदृच्छाशब्द** વડે અને બાકીનાને **जातिगुणक्रियाद्रव्यशब्द** વડે સ્પષ્ટ કરે છે.

૨. **केनचने** બદલે સુધારેલું. ૩. **चापरम्**ને બદલે સુધારેલું.

जात्यो दूषणाभासास्ताः साधर्म्यसमादयः[1]।
तासां प्रपंचो बहुधा भूयस्त्वादिह नोदितः ॥५। २९॥

ઉપરના શ્લોકોમાં રેખાંકિત શબ્દો ધર્મકીર્તિના ન્યાયબિંદુ ૩. . ૧૩૮, ૧૪૦.વાળાં એ સૂત્રોને એક વારે મળતાં આવે છેઃ दूषणानि न्यूनताद्युक्तिः १३८ दूषणाभासास्तु-जातयः ૧૪૦. પહેલા શ્લોકમાં વ્યાખ્યા પછીનો જે ભાવ છે તે ૧૩૯મા સૂત્રના ભાવ સાથે મળતો આવે છે; ये पूर्वं (૩: ૫૭થી જુઓ) न्यूनतादयः साधनदोषा उक्ता तेषामुद्भावनं दूषणम्

ધર્મકીર્તિના ન્યાયબિન્દુમાંથી આ જે ભાગો ભામહે લીધા છે, તે ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે એ ધર્મકીર્તિથી નાનો હતો, પછી વખતે એના સમયમાં પણ હોય. હવે હ્યુએનત્સંગે ધર્મકીર્તિ સંબંધે કશો ઉલ્લેખ કર્યો નથી અને ઇત્સીંગે એને નવો પ્રકાશમાં આવતો લખ્યો છે; તેથી આ બે જાત્રાળુઓના ભારતમાંના જાત્રાકાળ વચ્ચે (૬૩૦-૬૪૩ અને ૬૭૩-૬૯૫ ઇ. સ.) એ કીર્તિમાં આવ્યો હોવો જોઇએ; ઈત્સીંગના સમયમાં એ જીવતો હતો કે નહિ તે નક્કી કહી શકાતું નથી. પરંપરાશ્રુત પ્રમાણે એ કુમારિલ ભટ્ટનો સમકાલીન હતો; સરખાવો કર્નનું Manual of Indian Buddhism, પૃ. ૧૩૦. ભામહે તેથી વહેલામાં વહેલું સાતમા સૈકાની છેલ્લી પચીશીમાં લખ્યું હોવું જોઇએ.

૪:૭માં એ प्रभाकरने મીમાંસકોનો સમર્થક કહે છે, એ વાત બનવા જેવી છે. આગળ જણાવી ગયા છીએ કે એમના પ્રત્યે એને શત્રુભાવ હતો. ૬:૧૩ માં એવો મત દર્શાવે છે કે શબ્દોનો અર્થ સંકેત ઉપર આધાર રાખે છે, અને શબ્દોને જેઓ, મીમાંસકો માને છે એમ, पारमार्थिक માને છે એમને એ મૂર્ખ કહે છે. અને એટલા માટે પછીના શ્લોકમા એવાઓને મશ્કરીમાં આદરભર્યા શબ્દે વધાવે છેઃ नमोऽस्तु तेभ्यो विद्वद्भ्यः। એ શબ્દો વળી ૪:૪૬ માં પણ એણે એવા મશ્કરીના ભાવમાં વાપર્યા છે. હવે ૪:૬, ૭ માં એ કહે છે કેઃ

" धीरन्त्यशब्दविषया वृत्तवर्णाहितस्मृतिः।
वाक्यमित्याहुरपरे न शब्दाःक्षणनश्वराः ॥ ६ ॥
अत्रापि बहु वक्तव्यं जायते तत्तु नोदितम्।
गुरुभिः किं विवादेन यथाप्रकृतमुच्यते ॥ ७ ॥

પહેલા શ્લોકમાં वाक्यની જે વ્યાખ્યા છે તે તેમ જ તેના ક્ષણનશ્વરત્વનો અસ્વીકાર એ બંને મીમાંસાના[2] સિદ્ધાન્ત છે. હવે ભામહ ૨૫૯ કહે છે કે એના સામે ઘણું કહેવા જેવું

છે; પણ વાત પડતી મુકે છે, કારણ કે "ગુરુજન સાથે શું કરવા, કણ્ઓ કરવો?" સ્વાભાવિક રીતે જ બીજો શ્લોક મશ્કરીના રૂપમાં છે. પણ **विद्वत्, विवेकिन्; पंडित** આદિ શબ્દોને બદલે **गुरु** શબ્દ ભાગ્યે જ વપરાય છે; પણ જ્યારે **गुरु** શબ્દ–પ્રભાકરગુરુને એ ટુંકે રૂપે ગુરુ કહે છે–વાપરે છે ત્યારે એમાંથી કેવળ નવું તત્ત્વ મળી આવે છે; અને ભામહ જેવા બુદ્ધિશાળી કવિ ઉપર અવિશ્વાસ રાખવાનું કારણ નથી. ઐતિહાસિક ક્રમમાં આ ધારણાની વિરુદ્ધ જવાનું કારણ નથી, કારણ કે પરંપરાશ્રુત કહે છે તેમ પ્રભાકર કુમારિલનો (ઈ. સ. ૭૦૦–૭૫૦ ના અરસામાં) શિષ્ય નહિ પણ પુરોગામી હોય એમ લાગે છે. કુમારિલ સંબંધે અને એના સિદ્ધાન્તો સંબંધે ભામહે કોઇ ખાસ ઉલ્લેખ કર્યો હોય એવું મારા જાણવામાં તો આવ્યું નથી.

આ સંશોધનમાંથી એટલું પ્રતિપાદન થાય છે કે ભામહના સમયની પૂર્વસીમા ઇ. સ. ના સાતમા સૈકાની છેલ્લી પચીશી છે. ઉત્તરસીમા આઠમા સૈકાની છેલ્લી પચીશી છે. કારણકે **उद्भटे** એક **भामहविवरण** લખ્યું છે. અને ઉદ્ભટ કાશ્મિરના રાજા **जयापीड**નો સભાપતિ હતો (**राजतरंगिणी ४: ४९५**). **कल्हण** પ્રમાણે જયાપીડે ઇ. સ. ૭૫૧–૭૮૨, સુધી, પણ સુધારેલી વંશાવળી પ્રમાણે ઈ. સ. ૭૭૯–૮૧૩ સુધી રાજ્ય કર્યું. ભામહ તેથી એના ટીકાકારના પૂર્વેના સમયમાં થયો હોવો જોઇએ.

૨

દંડીના સમયની પૂર્વસીમા ઇ. સ. ના સાતમા સૈકાના મધ્યભાગમાં છે. કારણ કે પ્રો. પાઠકે સૌથી પ્રથમ સૂચવ્યું હતું (ઇ. એ. ૪૧, પૃ. ૨૩૭) એમ દંડીએ **निर्वर्त्य, विकार्य** અને **प्राप्य** એવા **कर्म**ના જે ત્રિવિધ પ્રકાર પાડ્યા છે એનું મૂળ **भर्तृहरि**ના **वाक्यपदीय**માં ૩ : ૪૫ થી છે.[1] ઇત્સીંગને મતે ભર્તૃહરિ ઈ. સ. ૬૫૧ માં મરણ પામ્યો. આથી કરીને દંડી વહેલામાં વહેલો સાતમા સૈકાના મધ્ય ભાગમાં લખી શકે. એ જ નિર્ણય ઉપર આ રીતે પણ આવી શકાય. મહેશચંદ્ર ન્યાયરત્ને સૌથી પ્રથમ સૂચવ્યું હતું (દશકુમાર ચરિતની બૉ. સં. સી.ની આવૃત્તિ, ભાગ ૨ જાની પિટર્સને લખેલી ભૂમિકા પૃ. ૩ ની ફૂટનોટ, સરખાવો), એમ દંડીએ—

> अरत्नालोकसंहार्यमवार्यं सूर्यरश्मिभिः ।
> दृष्टिरोधकरं यूनां यौवनप्रभवं तमः ॥

કાવ્યાદર્શના ૨ : ૧૯૭ માટેનો જે આ પ્રસ્તાવ તે કાદંબરીના (બૉ. સં. સી. પૃ. ૧૦૨; ૧૭) નીચેના ભાગમાંથી લીધો છે. **केवलंच निसर्गत एवाभानुभेद्यं अरत्नालोकोच्छेद्यमप्रदीप-प्रभापनेयं अतिगहनं तमो यौवनप्रभवम् ।** બાણે હર્ષરાજાનું જીવનચરિત લખ્યું છે અને શ્રી હર્ષના જીવનસમય (ઈ. સ. ૬૦૬ થી ૬૪૭) ઉપરથી બાણના સમયનો નિર્ણય થાય છે. છેવટે મને એ અસંભાવ્ય નથી લાગતું કે **शिशुपालवध** ૨ : ૪ માં ના

---

[1] ૧. કર્મનો જે ચોથો પ્રકાર **संस्कार्यम्** તે પાછળથી ઉમેરાયો છે. **संस्कार्य** વિષે શંકરે લખ્યું છે. B. S. ૧ : ૧, ૪ પૃ. ૭૪ (બી. ઇ)–વળી એના ઉપરની ટીકા જુઓ– અને પૃ. ૭૮,

रत्नस्तंभेषु संक्रान्तप्रतिमास्ते चकाशिरे।
एकाकिनोऽपि परितः पौरुषेयवृता इव॥

એ શ્લોક ઉપરથી દંડી કાવ્યાદર્શમાં (૩ : ૩૦૨) નીચેનો શ્લોક લખવા પ્રેરાયો હોય.[१]

रत्नभित्तिषु संक्रान्तैः प्रतिबिंबशतैर्वृतः।
ज्ञातो लंकेश्वरः कृच्छ्रादाञ्जनेयेन तत्त्वतः॥

ભર્તૃહરિ, બાણ તથા માઘ[२] એ ત્રણે લગભગ એક જ સમયમાં-સાતમા સૈકાના મધ્યભાગની આસપાસના સમયમાં-થયા હતા. આથી દંડીને તો ત્યાર પછી જ મુકવો પડે. બીજી હકીકતો ચર્ચાથી આપણને કશો લાભ થાય એમ લાગતું નથી અને તેવી જ રીતે રાજવર્મન્ અથવા તો રાતવર્મન્‌ના (૨ : ૨૭૯) ઉલ્લેખથી પણ આપણને સહાયતા મળે એમ નથી, કારણકે એ રાજાને આપણે ઓળખતા નથી. **काञ्ची** માં **पल्लवो** રાજ્ય કરતા હતા (તે ભાગ ઉપરની **तरुणवाचस्पति**ની ટીકા જુઓ), એવું સૂચન કોલહૉ છોડાવીને (૩: ૩૧૪) કરે છે; પણ ઇતિહાસના સંશોધનને માટે એ પણ કશો ઉકેલ લાવે એમ નથી. એથી માત્ર એટલું જણાઈ આવે કે દંડી દક્ષિણવાસી હતો અને એ તો તામુ(મિ)લવાસીઓની દંતકથા પ્રમાણે એમની ભાષામાં એણે કવિતાઓ લખી છે એથી પણ જણાય છે; **पट्टनुट्ट पिल्लइ-यार्स पाडल** (પ્રબંધ Halle ૧૯૧૯) ના ઉપર H. Nauની ભૂમિકા પૃ. ૩૨ જુઓ.

દંડીનો ચોક્કસ સમયનિર્ણય ભામહ સાથેના સંબંધ ઉપરથી પણ કરી શકાય, અને એ એના મત કંઈક અંશે મળતા આવતા હોય અને કંઈક અંશે જુદા પડતા હોય એવા પ્રકારના અનેક અંશો ઉપરથી આપણે છેવટના નિર્ણય ઉપર આવી શકીએ. ભામહ પુરોગામી છે એવા મારા મતમાં શંકા લાવવા જેવું છે નહિ. જો કે દંડીને પણ પુરોગામી ઠરાવવા પ્રયત્ન થાય છે, પણ એ મત બહુ વિશ્વાસપાત્ર નથી. મને તો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે દંડીએ ભામહના કેટલાક મતો ઉપર ચર્ચા કરી છે, અને એ મતોને જે નવું સ્વરૂપ આપ્યું છે તે ઉપરથી એવું જણાઇ આવવાનો સંભવ છે કે દંડીનાં એ નિઃશંક નવાં સ્વરૂપોમાંના એકે ઉપર ભામહે ચર્ચા કરી નથી. આ વિવેચનમાં એવા થોડાક મહત્ત્વના પ્રસંગો આપણે તારવી કાઢીશું. પણ તે પહેલાં જે એક પ્રસંગ દંડીને પુરોગામી ઠરાવનારો મનાય છે એની ચર્ચા કરી લેઈએ; કાવ્યમાં બે માર્ગ પ્રસિદ્ધ છે. **वैदर्भ** અને **गौडीय**, અને એને અનુસરીને કાવ્યની ઇષ્ટિતા અનિષ્ટતા ગણવામાં આવે છે. કાવ્યના આ બંને માર્ગ ઉપર ભામહે ૧: ૩૧, ૩૫ માં ચર્ચા કરી છે ને કેટલાક એમ માને છે કે આ એની ચર્ચા તે દંડીની વિરુદ્ધ ટીકા છે. આ અભિપ્રાયની વિરુદ્ધ એટલું કહેવાનું છે કે દંડીની પૂર્વે બહુ કાળથી ગૌડીય કાવ્ય વિષે લોકમાં સારો અભિપ્રાય ન હતો; બાણ એને (હર્ષચરિત ૧; ૫; ૭) **अक्षराडंबर**

---

૧. વળી બાણની કાદંબરીમાં (બૉ. સં. સી. પૃ. ૧૩૧, પં. ૩,૪) આ જ પ્રકારનો ઉલ્લેખ છેઃ **मणिमंडपिकास्तंभलग्नाभिरात्मानुरूपाभिः सहचरीभिरिव सखीभिः प्रतिमाभिरुपेताम् [... कन्यकां ददर्श]।**

૨ માઘ ઘણું કરીને એ ત્રણેમાં નાનો છે. બાણને શિશુપાલવધની ખબર હોત તો વખતે એ **प्राच्यो**ની કવિતા વિષે બોલત નહિ, પછી ગમે તો એ **अर्थमात्रक** પણ હોય, હર્ષચરિત ૧, પં. ૭.

કહે છે. કાવ્યના આ માર્ગ વિષે વિવેચન કરીને ભામહ એવો નિર્ણય આપે છે કે વૈદર્ભ માર્ગનાં બધાં કાવ્યો નિઃશંક ઇષ્ટ છે અને ગૌડીય માર્ગનાં બધાં કાવ્યો–પછી ભલેને એ ભાવમય હોય તોય–અનિષ્ટ છે અને ૧:૩૨ માં પરાપૂર્વથી ચાલી આવતી અનિષ્ટ રૂઢિને તિરસ્કારે છેઃ **गतानुगतिकान्यायान्नानाख्येयममेधसाम्** । આ ઉપરથી જોઈ શકાય છે કે ભામહને મને કલાધરો કાવ્યના માત્ર બે જ માર્ગ પાડે છેઃ વૈદર્ભ અને ગૌડીય; ત્યારે દંડી આવા પક્ષપાતથી દૂર રહેવાનો ખાસ પ્રયત્ન કરે છે અને કહે છે કે કાવ્યના તો અનેક માર્ગ હોઇ શકે (૧·૪૦) અને ઉપર કહેલા બે માર્ગ તો માત્ર મુખ્ય પ્રકાર છે; વળી તેના અનેક ભેદો જુદા જુદા કવિઓમાં જોવામાં આવે છે પણ એની વ્યાખ્યા આપી શકાતી નથી. (૧: ૧૦૧ થી) એમ એ જણાવે છે. ભામહ વૈદર્ભ પ્રકારની જે વ્યાખ્યા ૧: ૩૪ માં આપી છે તે દંડીએ ૧: ૭૦, ૭૧ માં **सुकुमारता** ગુણનાં કરેલા અર્થને મળતી આવે છે. આમ આથી એટલું તો તરી આવે છે કે કાવ્યના આ ભેદોની એકે એક તપાસ કરશો તો અમુક એકે અમુક બીજા ઉપર ટીકા કરી છે એવું કદાપિ મળી આવશે નહિ. પણ ગદ્યલેખોના પ્રકાર ઉપરની ચર્ચામાંથી બીજી જ હકીકત જડી આવશે. ભામહ (૧: ૨૫–૨૯.) અને દંડી (૧: ૨૩–૩૦) બંને ગદ્ય લેખોના **आख्यायिका** અને **कथा** એવા બે ભાગ પાડે છે. આખ્યાયિકા અને કથાનાં જે લક્ષણો ભામહે આપેલાં આપણે જોઇએ છીએ તે બધાં લક્ષણો મહત્ત્વનાં અથવા તો જરૂરનાં નથી એમ બતાવતાં દંડી જે ૧: ૨૯ નો શ્લોક લખે છે તેની પૂર્વપંક્તિ તે ભામહના ૧: ૨૭ મા શ્લોકની ઉત્તર પંક્તિ સાથે ઘણું કરીને શબ્દેશબ્દ મળતી આવે છે. આથી આપણને ખાત્રી થાય છે કે દંડીએ ભામહની જ વિરુદ્ધ ટીકા કરી છે; બેશક, જો ભામહની પદ્ધતિએ જ અને એ જ શબ્દોમાં કોઇ બીજા પુરોગામીએ આ વિષયમાં લખ્યું હોય તો આપણાં ઉપલા અનુમાનનો કંઈ અર્થ નથી, પણ કથા અને આખ્યાયિકા વચ્ચે **अमरसिंहे** બીજો જ પ્રકારનો ભેદ (૧: ૫, ૬) પાડયો છે[૧] એ વાત જો આપણે મનમાં રાખીએ તો આપણને લાગે કે એવા કોઇ બીજા પુરોગામીએ એ પ્રમાણે લખ્યું સંભવતું નથી. સર્વ રીતે અનુમાન ઉપર આવવું જ પડે છે કે દંડીએ ભામહનો ઉપયોગ કર્યો છે, એનો વિરોધ એ સહન કરી શક્યો નથી.

ભામહ દંડીનો પુરોગામી હતો એમ સિદ્ધ થયું આપણે માની લઇએ તો પછી એનો સમય તે દંડીના સમયની પૂર્વસીમા માની શકાય. ઉત્તરસીમા તો ભામહ તથા દંડી બંનેની એક જ છે; કારણ કે વામન, જે દંડીનો શિષ્ય તે, પ્હેલાં જ **जयपीड**નો પ્રધાન હતો તથા ભામહના ટીકાકાર **उद्भट**નો સમકાલીન અને પ્રતિસ્પર્ધી હતો.

૧. દંડીએ આવો વિરોધ દર્શાવ્યા છતાં બીજા અલંકારકારોએ ઉપર કહેલો ભેદ સ્વીકાર્યો છે. પ્રખ્યાત બાણ હર્ષચરિતને કથા અને કાદમ્બરીને આખ્યાયિકા કહે છે તે ઉપરથી પણ આવો ભેદ એણે સ્વીકાર્યો જણાય છે. આનંદવર્ધન ધ્વન્યાલોક પૃ. ૪૧ અને અભિનવગુપ્ત, ૬૮૮ ૧૬: ૨૦–૩૦, હેમચંદ્ર કાવ્યાનુશાસન પૃ. ૩૩૮ થી, વિશ્વનાથ સાહિત્યદર્પણ ૧: ૩૩૨ થી, એ મત સ્વીકારે છે; ત્યારે વામન એ મતની વિરુદ્ધ પડે છે ૧; ૩: ૩૨, અને ગદ્યરચનાના જુદે પ્રકારે ભાગ પાડે છે.

૧. અનુપ્રાસવત્ ૧. (अनु-
प्रासः ભા. ૬. ૧.
૫૫ થી.)
૨. યમક ૨. (૬. ૩૧ થી)
૩. દીપક ૪. (૪.)
૪. રૂપક ૩. (૩.)
૫. ઉપમા ૫. (૨.)
૬. અર્થાન્તરન્યાસ ૭. (૭.)
૭. આક્ષેપ ૬. (૬.)
૮. વ્યતિરેક ૮. (૮)
૯. વિભાવના ૯. (૯.)
૧૦. સમાસોક્તિ ૧૦. (૧૦.)
૧૧. અતિશયોક્તિ ૧૧ (૧૧.)
૧૨. યથાસંખ્ય ૧૨. (૧૬.)
(ક્રમ દ.)
૧૩. ઉત્પ્રેક્ષા ૧૩. (૧૨.)
૧૪. વાર્ત્તા,
૧૫. પ્રેયસ્ ૧૫. (૧૭.)
૧૬. રસવત્ ૧૬. (૧૮.)
૧૭. ઊર્જસ્વિન્ ૧૭. (૧૯.)
૧૮. પર્યાયોક્ત ૧૮. (૨૦)
૧૯. સમાહિત ૧૯. (૨૧.)
૨૦. ઉદાર ૨૦. (૨૨.)
(ઉદાત્તમ્ ભા. દ.)
૨૧. શ્લિષ્ટ ૨૧. (૨૪.)
(શ્લેષ દ.)
૨૨. અપહ્નુતિ ૨૨. (૨૩.)
૨૩. વિશેષોક્તિ ૨૩. (૨૫)
૨૪. વ્યાજસ્તુતિ ૨૭. (૧૯.
૨૫. ઉપમારૂપક ૨૯.
૨૬. તુલ્યયોગિતા ૨૫. (૨૬.)
૨૭. નિદર્શન ૨૮. (૩૦.)
૨૮. વિરોધ ૨૪. (૨૭.)
૨૯. ઉપમેયોપમા ૩૦.
૩૦. સહોક્તિ ૩૧. (૩૧.)
૩૧. પરિવૃત્તિ ૩૨. (૩૨.)
૩૨. સસંદેહ ૩૩.
૩૩. અનન્વય ૩૪.
૩૪. ઉત્પ્રેક્ષાવયવ ૩૫.
૩૫. સંસૃષ્ટિ ૩૬. (૩૪)
(સંકીર્ણ દ.)
૩૬. આશી ૩૮. (૩૩.)
૩૭. હેતુ (૧૩.)
૩૮. નિપુણ

ભટ્ટિ, ભામહ (ભા) તથા દંડીને (દં.) મતે અલંકારના દરેક પ્રકારને કેટલા ઉપપ્રકાર છે તે નીચેની તાલિકા ઉપરથી જણાઈ આવશે: અનુપ્રાસ૦ ભા. ૩; યમક ૨૦, ભા. ૫, દં. અનેક; દીપક ૩, ભા. ૩, દં. ૪; રૂપક ૬, ભા. ૪, દં. ૩૨; અર્થાન્તરન્યાસ ૦, ભા. ૨, દં. ૮; આક્ષેપ ૨, ભા. ૨, દં. ૨૧; વ્યતિરેક ૦, ભા. ૦, દં. ૬; સમાસોક્તિ ૦, ભા. ૦, દં. ૪; ઉદાર ૩ (?), ભા. ૨, દં. ૨; શ્લિષ્ટ ૩, ભા. ૩, દં. ૭; સંકીર્ણ ૦, ભા. ૦, દં. ૨.

પહેલી તાલિકા ઉપરથી જણાઇ આવે છે કે ૧૪ તથા ૩૮ ને ભામહ તથા દંડીએ લીધા નથી, બીજા કેટલાકને પણ એક કે બીજાએ લીધા નથી. ભામહે ૨ : ૮૭માં 'વાર્ત્તા'નું નામ આપ્યું છે ખરું પણ એને કાવ્યાલંકાર માનતો નથી; દંડી ૨: ૨૪૪ એને 'હેતુ'નો પ્રકાર માનતો જણાય છે. ભટ્ટિકાવ્યમાં 'સ્વભાવોક્તિ' ૧૪ (૧) અને 'અપ્રસ્તુતપ્રશંસા' ૨૬ (૨૮) એ બે આપ્યા નથી, પણ એમણે ત્યાર પછીથી અલંકારશાસ્ત્રમાં સ્થાન લીધું છે; ત્યાર પછી 'સૂક્ષ્મ' તથા 'લેશ' ને તથા 'હેતુ' ને પણ ભામહ ૨: ૮૬ માં કાવ્યાલંકાર માનતો નથી, તેમને દંડી ૨: ૨૩૫થી. સ્પષ્ટ રૂપે સ્વીકારે છે; 'યથાસંખ્ય'ની પહેલાં એ બેને સ્થાન મળે છે. દંડીએ 'આવૃત્તિ' ને અલંકારમાં લીધો છે, અને ભોજે ૪: ૭૮ માં અને **જયદેવે** ૫: ૫૫ મા એને સ્વીકાર્યો છે, પણ બીજા પ્રમાણભૂત કવિઓએ મુકી દીધો છે. ભટ્ટિને અનુમત થઇ ભામહે 'અનન્વય,' 'સસંદેહ,' 'ઉપમારૂપક' અને 'ઉત્પ્રેક્ષાવયવ' ને સ્વતંત્ર અલંકાર માન્યા છે, ત્યારે દંડીએ પહેલા બેને 'ઉપમા'ના અને છેલ્લા બેને અનુક્રમે 'રૂપક' તથા 'ઉત્પ્રેક્ષા'ના ઉપપ્રકાર માન્યા છે. છેલ્લા બે અલંકારોના સંબંધમાં વામન સિવાયના ત્યાર પછીના કવિઓ દંડીને પ્રમાણભૂત માને છે; પણ પહેલા બેને સ્વતન્ત્ર અલંકાર માને છે. ભામહ ૩: ૫૨થી અને દંડી ૨: ૩૬૪થી 'ભાવિક'ને અલંકાર માને તો છે, પણ પ્રબંધગુણ તરીકે ગણ્યાથી ઉપરની તાલિકામાં એને મુક્યો નથી:

ભટ્ટિકાવ્યમાં પણ એને છોડી દીધો નથી, કારણકે આખા બારમા સર્ગમાં એની ચર્ચા છે, અને એટલા માટે એ સર્ગને ભાવિકત્વપ્રદર્શન કહ્યો છે.

ઉપરના પૃથક્કરણથી આપણે એ નિર્ણય ઉપર આવી શકીએ છીએ કે ભામહે અને દંડીએ અલંકારોની ભટ્ટિનાથી જુદા આદર્શ ઉપર વ્યવસ્થા કરી છે. પહેલાના આદર્શને ક્ષ અને બીજાનાને ( કદાચત્ મેધાવિનનો ગ્રંથ ? ) ય કહીએ. હવે 'વાર્તા' બાદ કરી નાખીએ અને 'સ્વભાવોક્તિ,' 'અપ્રસ્તુતપ્રશંસા,' 'હેતુ' 'સૂક્ષ્મ,' અને 'લેશ' ઉમેરીએ તો લગભગ બધી રીતે ય. ને ક્ષ. મળતા થાય છે. એમાંના છેલ્લા ત્રણ, જે 'વાર્તાને બદલે ઉમેરાએલા છે તે, ય.માં 'યથાસંખ્ય'ની પહેલાં હતા. ક્ષ.માં 'હેતુ' પણ નહોતો એ ઉપરથી હું એવા નિર્ણય ઉપર આવું છું કે ભટ્ટિએ એને છેક છેડે 'આશીસ્'ની નીચે મુક્યો છે. 'આશીસ્' એક પ્રકારનું મંગલ છે અને તે છેવટે આવે છે અને ભામહે પણ સાચી રીતે એને છેવટે જ મુક્યો છે. ઘણું કરીને ક્ષ.માં 'હેતુ' અને 'નિપુણ' હતા નહિ અને ભટ્ટિએ એમને બીજે ક્યાંકથી જાણેલા એટલે ઉપર નહિ મુકી શકેલો અને છેવટે ઉમેરેલા; બાકીનામાં એ વ્યવસ્થાને બરાબર રીતે વળગી રહ્યો છે. ભામહ અને દંડીએ એમ કર્યું નથી. ભામહે ઉપર જણાવેલા ત્રણ અલંકારો સામે વાંધો ઉઠાવ્યો છે અને દંડીએ 'અનન્વય,' 'સસંદેહ,' 'ઉપમારૂપક' અને 'ઉત્પ્રેક્ષાવયવ' ને સ્વતંત્ર અલંકારો ગણવાની ના પાડી છે. અલંકારોના ઉપપ્રકારની બાબતમાં એથીયે વધારે વિચારવાનું મળી આવે છે. ય. અને ક્ષ. ઘણે અંશે એક બીજાને મળતા છે એથી જણાય છે કે ભામહ પ્રાચીન સંપ્રદાયથી જુદો પડતો નથી, અથવા તો મેળ ખવરાવવાનો પ્રયત્ન કરે છે અને એવો પ્રયત્ન ૨:૧૦માં 'યમક'ને માટે કર્યો છે. દંડી એવો પ્રયત્ન નથી કરતો ( ૩:૫૧, ૫૩ ) એટલું જ નહિ પણ બની શકે એટલા ઉપપ્રકાર મુકી દઇને પોતાનો સ્પષ્ટ મત દાખવે છે. 'ઉપમા'ના ઉપપ્રકાર પાડવામાં બંનેની અલગ પદ્ધતિઓ બરાબર સમજાઇ આવે છે. તુલનાનું સૂચન થાય એવી સ્પષ્ટ અને દેખીતી રીતે જ ભટ્ટિકાવ્યમાં એના ઉપપ્રકાર પાડ્યા છે અને તે આ છેઃ—**इवोपमा, यथोपमा, सहोपमा, तद्धितोपमा, लुप्तोपमा** અને **समोपमा**; એવી જ રીતે ભામહ **इव, यथा**થી શબ્દના સમાસ બનાવીને અથવા તો **वत्** પ્રત્યય ઉમેરીને તુલનાત્મક ભાવોના ઉપપ્રકાર કરે છે અને પાછળથી સ્વતંત્ર મનાયલો '**प्रतिवस्तूपमा**' નામનો અલંકાર પણ આપે છે. તે ઉપરાંત એણે કરેલી ચર્ચાથી જણાઇ આવે છે કે ભરતે ૧૬:૪૮માં કરેલા અને દંડીએ ૨:૩૦થી સ્વીકારેલા ત્રિવિધ ઉપપ્રકારનો પણ એણે ઉપયોગ કર્યો છે અને વળી '**मालोपमा**' (સરખાવો દંડી ૨·૪૨ ) જેવા બીજા ઉપપ્રકારોની પણ એને ખબર હતી. એ માનતો કે એમ ભાગ પાડ્યે ગયે અનેક ઉપપ્રકાર પડી શકે. દંડીના પ્રસંગમાં એથી વિપરીત જ વાત છે. એ માને છે કે તુલનાનું સૂચન થાય એવા સર્વ પ્રસંગે ઉપપ્રકાર પાડવાનું કંઇ કારણ નથી અને એવા પ્રસંગોનો પાર ના આવે એવું કહીને છેવટે ૨:૫૭ ૬૫માં સમાનતાવાળા શબ્દોની, કૃદંતોની અને વાક્યોની લાંબી તાલિકા આપે છે. ઉપમાના એના પ્રકારોમાં રૂપનો ભેદ નથી પણ ભાવનો ભેદ છે. પહેલાં સ્વતંત્ર મનાતા 'ઉપમેયોપમા', 'અનન્વય', 'સસંદેહ' ને એ ઉપપ્રકારમાં ગોઠવે છે. તેમ જ ભરતના ત્રિવિધ ઉપપ્રકાર 'નિન્દા,' 'પ્રશંસા,' 'આચિખ્યાસા' તેમ જ એના 'કલ્પિતોપમા' અને ભામહના 'પ્રતિવસ્તૂપમા' નો એણે ઉપયોગ કર્યો છે. 'માલોપમા' અને બીજા કેટલાકને પણ એણે લીધા

છે, પણ કયા ગ્રંથમાંથી એણે એ લીધા છે એની આપણને ખબર નથી. પણ એકંદર સંખ્યા એણે ૩૨ની કરી કાઢી છે. ઉપમાના આ ઉપપ્રકારો સંબંધે પછીના અલંકારશાસ્ત્રીઓ એને સંમત થતા નથી, એટલું જ નહિ પણ બીજા અલંકારોના એણે જે ઉપપ્રકારો યોજી કાઢ્યા છે એમાં પણ, 'સંકીર્ણ' ના બે ઉપપ્રકાર સિવાય, બીજા કોઇને સંમતિ આપતા નથી. એ 'સંકીર્ણ' માંથી 'સંસૃષ્ટિ' અને 'સંકર' એવા બે અલંકારો ઉદ્ભવ્યા છે.

અલંકારોની ગોઠવણી તપાસતાં જણાય છે કે ચ. નો તથા ક્ષ. નો અલંકારોનો અનુક્રમ એકંદર રીતે એક જ પ્રકારનો છે. પહેલા ૨૩ અલંકારો (વિશેષોક્તિ સુધીના) ભામહે ભટ્ટિને જ ક્રમે ગોઠવ્યા છે. માત્ર 'રૂપક' અને 'દીપકને' ઉપર નીચે ગોઠવ્યા છે ને તેમાં એ દંડીને મળે છે. ૨૪ થી ૨૯ સુધીનાને (વિરોધથી ઉપમારૂપક સુધીનાને) એણે જુદી જ રીતે ગોઠવ્યા છે અને ત્યાર પછીના વળી ભટ્ટિને અનુસરતા ગોઠવ્યા છે. શરૂઆતને અને છેવટને બાદ કરીએ તો ભામહ અને દંડી મળતા આવે છે. શરૂઆતમાં અને અને છેવટમાં દંડીએ પોતાના મત પ્રમાણે કેટલાકને પડતા મેલ્યા છે અને કેટલાકને બીજે ક્રમે ગોઠવ્યા છે. આ અનુક્રમની ગોઠવણી એવે પ્રકારે કરી છે કે એનો આધાર આપણને મળી આવતો નથી, પણ એનાં મૂળ શોધી કાઢવાથી આપણને લાભ થાય.

૪

અત્યાર સુધીની ચર્ચાથી એટલું થયું કે જે કવિઓને આપણે એમના ગ્રંથોથી જાણીએ છીએ તેમના સમયની પૂર્વેના સૈકામાં અલંકારશાસ્ત્રમાં જે વિકાસ થયો એના ઉપર આપણે એકતરફી નજર નાખી શક્યા; કારણકે એ કવિઓએ સાતમા સૈકાના અંતભાગમાં લખેલું અને ભટ્ટિએ જેને આધારે લખેલું તે તો એ સૈકાની શરૂઆત કરતાં મોડો ના હોઈ શકે. આપણે જોઈ ગયા કે અલંકારશાસ્ત્ર બહુ ઉંચી સ્થિતિએ આવ્યું હતું; એ સૈકાની શરૂઆતમાં અલંકારો ૩૨ હતા અને અંતે નવા ૫ ઉમેરાયા; વળી અલંકારોના ઉપપ્રકારોના સંબંધમાં એ સૈકામાં કંઈ ખાસ ફેરફાર થયો નથી. અને નવા ઉમેરવાના ગમે એટલા પ્રયત્નો થયા હશે;[1] તે છતાં રુદ્રટે અલંકારોની સંખ્યામાં જાણવાજોગ વધારો કર્યો ત્યાં સુધી આ શાસ્ત્ર આ બાબતમાં એની એ જ સ્થિતિએ રહ્યું. અને વળી આપણે જે અનુક્રમ જોયો તે પણ ઘણા કાળ સુધી કાયમ રહ્યો. રુદ્રટે અલંકારોનો અનુક્રમ ફેરવવાનો ગંભીર પ્રયત્ન કર્યો, પણ ત્યાર જ એ ફેરફારો કરી શક્યો અને બીજાઓ પાસે સ્વીકારાવી શક્યો.

ભામહે બે પરિચ્છેદમાં અલંકાર વિષે ચર્ચા કરી છે. એમાં જે એક વિશિષ્ટતા છે તે હવે જોઇએ. અલંકારોના એ જુદા જુદા ગણ પાડીને ચર્ચા કરે છે. પ્રથમ ૨:૪માં એ પાંચ ગણાવે છે. પછી ૨:૬૬માં[2] ૭ ગણાવે છે, ૨:૮૮માં 'યથાસંખ્ય' અને 'ઉત્પ્રેક્ષા'

---

૧. ध्वन्यालोक. पृ. ८: सहस्रशो हि महात्मभिरन्यैरलंकारप्रकाराः प्रकाशिताः प्रकाश्यन्ते च ।

૨. ભટ્ટિના ક્રમમાં ત્યાર પછી 'વાર્તા' આવે છે. એને બદલે ભામહનામાં 'હેતુ,' 'સૂક્ષ્મ,' અને 'લેશ' દાખલ થયા છે. ભામહ આ જગાએ એને ગણાવે છે ખરો, પણ સ્વીકારતો નથી.

ગણાવે છે અને ૨:૯૩માં 'સ્વભાવોક્તિ' ગણાવે છે. ત્યારે શું પોતાની હકીકતને બરાબર સ્પષ્ટ કરવાને માટે ભામહે આ ખાસ પદ્ધતિ વાપરી હશે? પણ ત્યારે તો એણે પદ્ધતિનો ઉપયોગ ત્રીજા પરિચ્છેદમાં પણ કરવો જોઇતો હતો; ત્યાં (૩: ૧–૪) તો બાકીના બધા અલંકારો ભેળસેળ કરી નાખીને એમને એમ ગણાવી નાખે છે. આ જે વિરોધ દેખાય છે એનો ખુલાસો નીચેના સ્પષ્ટીકરણથી મળવાનો સંભવ છે એમ હું માનું છું. દરેક અલંકારશાસ્ત્રી પ્રથમ તો એના સમય સુધીના પ્રમાણભૂત ગ્રંથોમાં વપરાયા હોય એ અલંકારો ઘણું કરીને જૂને જ ક્રમે ગણાવી જાય છે અને પછી એના સમયના બીજાઓએ કે એણે પોતે ગોઠવી કાઢેલા નવાને ઉમેરે છે, આમ અલંકારો વધતા જાય તે બધા એના સમય સુધીનાને, ઝાડનાં વર્ષોવર્ષ એક ઉપર એક એમ ચઢતાં જતાં પડની પેરે, વર્ણવે છે. તે ઉપરથી એટલું જાણી શકાય કે ક્યા ક્યા પંડિતે અહીં તહીં શા શા ફેરફાર કર્યા છે. ભામહે જે પાંચ અલંકારનો પહેલો ગણ ગણાવ્યો છે તેમાં ભરતે ૧૬:૪૧માં વર્ણવેલામાંથી ચાર લીધા છે. તે પછી 'અનુપ્રાસ' ને ઉમેર્યો છે એ હકીકતથી એક રીતે અને **काव्यप्रकाश**ને તપાસવાથી બીજી રીતે મારા મતને ટેકો મળે છે. પ્રખ્યાત કાશ્મિરી અલંકારશાસ્ત્રી ઉદ્‌ભટ પંડિતે પોતાના **काव्यालंकारसंग्रह**માં જે અલંકારો લીધા છે તે જ પ્રથમ તો કાવ્યપ્રકાશના દશમા ઉલ્લાસમાં લીધા છે, પણ ઉદ્‌ભટે મળતા આવતાને સાથે ગોઠવવાને માટે અનુક્રમમાં ફેરફાર કર્યો છે. મમ્મટના નાના સમકાલીન રુય્યકે એ ફેરફાર વ્યવસ્થિત રીતે પૂરો કર્યો છે.) ઉદ્‌ભટ પછી રુદ્રટે અનેક અલંકારો ઉમેર્યા અને જો કે એના બીજા મતોનો બહુ સ્વીકાર નથી થયો, પણ એના ઉમેરેલા અલંકારો પછીના પંડિતોએ સ્વીકાર્યા. ઉદ્‌ભટના કાવ્યાલંકાર-સંગ્રહમાંથી ૧૦:૩૦ (સમુચ્ચય) થી લીધેલા શ્લોકો પછી રુદ્રના ૨૨ સ્વતંત્ર શ્લોકો આવે છે અને તેમની સાથે એને પોતાને અજાણ્યા કોઇના એવા બીજા પાંચ એ ભેળવી દે છે.[૧] ત્યાર પછી બહુકાળે થયેલા **मम्मट** (ઈ. સ. ૧૧૦૦ને આશરે) જેવો પંડિત, જુના અલંકારોની પાછળ નવા મુકી દેવાની અશાસ્ત્રીય વ્યવસ્થા જોઇને કંઇક આશ્ચર્ય પામેલો (એ વ્યવસ્થા છોડી દેવાની ફરજ એના નાના સમકાલીન રુય્યકે સ્વીકારી હતી); પણ આ શાસ્ત્રના પ્રાચીન પંડિતો એ જ પદ્ધતિએ પોતપોતાની રીતે ચાલ્યા હતા અને છતાં યે તેમને કશી અડચણ લાગી નહોતી.

ભામહે અલંકારના ગણ બાંધ્યા તે સંબંધમાં મારો ખુલાસો સાચો હોય તો એ ઉપરથી એ શાસ્ત્રના ઇતિહાસમાં એના સુધી ચાર જુગ પડી શકે. પહેલા જુગમાં ભરતના નાટ્ય-શાસ્ત્રમાંના ૧૬ મા અધ્યાયમાંની કાવ્યની રૂપરેખા આવે; એમાં ચાર અલંકાર, દશ દોષ અને દશ ગુણની, એટલે અલંકારશાસ્ત્રના મુખ્ય ભાગની, ચર્ચા કરી છે. વળી એ ઉપરાંત જે ૩૬ લક્ષણો અનુસરી એ આખા શાસ્ત્રને કાવ્યલક્ષણ કહ્યું જણાય છે તે લક્ષણો (૧૬: ૧૭) બીજી એક જગાએ આપ્યાં છે. આમાંનાં કેટલાંક લક્ષણો કવિતાના ભાવને અનુસરતાં ને કેટલાંક રૂપને અનુસરતાં છે, અને એમાંનાં કેટલાંકે પછીના કાળમાં અલંકારના પ્રદેશમાં પ્રવેશ કર્યો છે. દંડીએ એમને સૌને અને વળી નાટકનાંને પણ વિશાળ અર્થમાં

૧ ભામહના ગણને મળતા અલંકારોની ચર્ચા ઉદ્‌ભટ પહેલા ત્રણ વર્ગમાં કરે છે; એમાંના ૨૪ અલંકારોના છેલ્લા ગણને ત્રણ વર્ગમાં વહેંચી નાખે છે, એટલા માટે કે પોતાના ગ્રંથના અમુક કદના સરખા ભાગ પાડી શકાય.

(કાવ્યાદર્શ ૨: ૩૬૬) અલંકાર તરીકે સ્વીકાર્યાં છે; **विश्वनाथे** પોતાના **साहित्यदर्पण**માં ૬: ૧૭૧–૧૯૪ નાટક સંબંધે ચર્ચા કરતાં એ લક્ષણો ઉપર પણ, ઘણું કરીને ભરત, ઉપરની અભિનવગુપ્તની ટીકાને આધારે ચર્ચા કરી છે. પણ આપણે જાણીએ છીએ ત્યાં સુધી તો ખુદ અલંકારશાસ્ત્રમાંથી તો એ લક્ષણો બીલકુલ અદૃશ્ય થઈ ગયાં છે.

બીજા જુગમાં વધારેના ૭ અલંકારો આવે છે અને તેમાં વળી ભામહે બાતલ કરેલો 'વાર્તા' એને સાતમો મુકી શકાય. ત્રીજો જુગ બહુ ફળદ્રુપ નહોતો અને એમાં માત્ર ત્રણ સાદા અલંકારો ઉમેરાયા. પણ એ જુગનું ખાસ લક્ષણ એ છે કે એમાં 'ઉપમા' માંથી ઉત્પ્રેક્ષા સ્વતંત્ર અલંકાર રૂપે જુદો પડ્યો. એમાં યુરોપિયન કવિતા કદી ફાવી નથી; અને ભારતમાં પણ કવિઓ છેક પાછળના કાળમાં ફાવી શક્યા તેમાં કંઈ નવાઇ નથી. સ્થિતિ એવી હતી કે દંડીને પણ ૨: ૨૨૭–૨૩૩ માં સમીક્ષા કરવી પડી છે કે **इव** શબ્દથી હમેશાં તુલનાનો જ ભાવ આવે છે એમ નહિ, પણ (ભાસના) શ્લોક **लिंपतीव तमोंगानि** છે એવે પ્રસંગે ઉત્પ્રેક્ષાનો ભાવ છે; ઉત્પ્રેક્ષાનું સ્વરૂપ સામાન્ય રીતે સ્વીકારાતાં ઘણો કાળ લાગ્યો હશે. ભામહ ૨: ૨૮ માં જણાવે છે કે મેધાવીએ એને **'संख्यानम्'** કહ્યો છે; વખતે આણે પ્હેલવહેલો શોધી કાઢ્યો હશે અને નામ પાડ્યું હશે ? એના જ ગ્રંથ ઉપરથી ૨:૪૦ આપણે જાણીએ છીએ કે એણે સાત ઉપમાદોષ શોધી કાઢ્યા છે. આમ 'ઉપમા' અલંકાર એણે બહુ આતુરતાથી તપાસ્યો છે અને તેથી 'ઉપમા' થી 'ઉત્પ્રેક્ષા' ને એ જુદી પાડી શક્યો હોય. આમ મેધાવીમાં શોધકબુદ્ધિ કરતાં વિવેચકબુદ્ધિ વધારે હતી.

ચોથા જુગમાં, ભટ્ટિકાવ્યમાં જોઇએ છીએ એમ અલંકારોની સંખ્યા ખુબ વધી જાય છે, તથા અલંકારશાસ્ત્રની સ્થિતિ દૃઢ થાય છે. ભામહ અને દંડીના સમયથી નવો જુગ શરૂ થાય છે અને એમાં અલંકારોની સંખ્યાને બદલે બંજે જ પ્રશ્ન મહત્ત્વનો બને છે. આપણે હમણાં જ એ બાબતની ચર્ચા કરીશું.

૫.

આપણે ઉપર જોઈ ગયા એ પ્રમાણે ભરતે અલંકારશાસ્ત્રની રૂપરેખામાં કાવ્યના દશ દોષ અને દશ ગુણ વિષે ચર્ચા કરી છે. એના સિદ્ધાન્તનો આ ભાગ એમનો એમ નથી ભામહે લીધો કે નથી દણ્ડીએ લીધો. ભામહે એને છેક નવું સ્વરૂપ આપ્યું છે, ત્યારે દણ્ડીએ પોતાના મતને મોટે ભાગે પકડી રાખ્યો છે.

ભરતે ગુણની ચર્ચા કરતાં પહેલાં દોષની ચર્ચા કરી છે અને તેવી જ રીતે ભામહે દોષની ચર્ચા પહેલી શરૂ કરી છે. ભામહે દોષની બે શ્રેણીઓ આંકી છેઃ પહેલીમાં દશ અંગ ૨: ૩૭થી), અને બીજીમાં ૧૧ અથવા તો ખરી રીતે ૧૦+૧ અંગ (પરિચ્છેદ ૪). મુક્યાં છે. ૧૦+૧ એટલા માટે કે પહેલા દશે દોષ એકલા ચોથા પરિચ્છેદમાં ચર્ચ્યા છે, ત્યારે અગીઆરમા એકલાને માટે આખો પાંચમો પરિચ્છેદ રોક્યો છે. અહીં એટલું જણાવી દેવું જોઇએ કે ભરતે વર્ણવેલા દોષો અહીં પહેલી શ્રેણીમાં મુક્યા છે, અને ભામહના દોષો બીજી શ્રેણીમાં આવ્યા છે. એ બંને શ્રેણીઓમાં શો ભેદ છે તે એ કહેતો નથી. દણ્ડીનામાં માત્ર બીજી શ્રેણી છે; ભામહે-બરાબર મળતાં દશ અંગ (**दंपा दशाय** ૩ : ૧૨૬ ) એ શ્રેણીમાં છે; દશમા (**विरोधिन्**) દોષના જે ૭ પ્રકાર તે પણ બંને પંડિતના બરાબર મળતા

આવે છે. પણ દણ્ડી અગિયારમા દોષને સ્વીકારતો નથી એટલું જ નહિ, પણ એના સંબંધીની ચર્ચાને પણ નિષ્ફળ માને છેઃ—

**प्रतिज्ञाहेतुदृष्टान्तहानिर्दोषो न वेत्यसौ ।**
**विचारः कर्कशः प्रायस्तेनालीढेन किं फलम् ॥ ३ः १२६ ॥**

આ ટીકા સ્પષ્ટ રીતે ભામહે ૪ : ૩માં **प्रतिज्ञाहेतुदृष्टान्तहीनं दुष्टं च नेष्यते** એમ જે કહ્યું છે અને પાચમા પરિચ્છેદની શરૂઆતમાં જે કહ્યું છે, તેની સામે છે. ભામહની બુદ્ધિમાં દાર્શનિક તત્ત્વ વધારે હતું અને તેથી જ એણે અગીઆરમા દોષની ચર્ચા લીધી છે. ભરતના સમયથી દોષની સર્વમાન્ય સંખ્યા તો દશની જ હતી અને વામન તથા રુદ્રટે પણ બીજી શ્રેણીમાં એ જ સંખ્યાને સ્વીકારી છે. મમ્મટ જેવા પછીના પંડિતોએ જ એ સંખ્યાનું બંધન સ્વીકાર્યું નથી. ઉપરના વિવેચનથી જાણી શકાય છે કે દશદશ દોષની બે શ્રેણીઓ ભામહની પૂર્વે બંધાઈ હોવી જોઇએ. ભરતે વર્ણવેલા દશ દોષ પૂરતા હતા નહિ, તેથી નવા શોધાયા અથવા તો પૂર્વે શોધાએલા સ્વીકારાયા અને એવી રીતે વધેલા દોષોની એકેકમાં દશ દશ એવી–બે શ્રેણીઓ પડી. એમાંની પહેલીમાં કાવ્યના ભાવને લગતા દોષ, તે બીજીમાં રૂપને લગતા મુકાયા.[૧] ત્યારે પહેલી શ્રેણી છોડી દેવાનું દણ્ડીને શાથી મન થયું હશે? એનો ખુલાસો આમ હોઈ શકે. ભરત પ્રથમ તો દોષનું, અને પછી દોષની વિરુદ્ધ ગુણનું નિરૂપણ કરે છે ( **गुणा विपर्ययद्दोषम्, दोषाणाम् १६:९१** ). આ વાત સમજી શકાય એવી છે, કારણ કે દોષ જલદી નજરે ચઢે છે અને તેનું કારણ પણ જણાઈ આવે છે. ગુણના સંબંધમાં એવું નથી; ગુણ જલદી સમજી શકાતા નથી અને તેના દશ પ્રકારે એક બીજાથી જુદા પાડવા એ તો છેક કઠણ છે. દોષ સાથે તુલના કરવા જતાં પણ ગુણનું અનિશ્ચિત સ્વરૂપ સમજાવું બહુ કઠણ મનાય છે. અને છતાં યે ધાર્યું પરિણામ આવતું નથી; કારણકે દશ ગુણનાં નામ છેવટનાં નક્કી થાય, તો યે એ ગુણ સ્વીકારનારા પંડિતો જ એક બીજા વચ્ચેના ભેદ સમજે. પણ કાવ્યને માટે ગુણની જરૂર તો છે જ. આટલા માટે દણ્ડીએ ગુણથી શરૂઆત કરી, અને દોષો સ્પષ્ટ રીતે ગણાવવાને બદલે વૈદર્ભ અને ગૌડ–માર્ગ વચ્ચેનો ભેદ બતાવ્યો અને એમ કરીને પહેલા માર્ગથી ગુણનું અને બીજાથી દોષનું અને બીજી સ્થિતિઓનું પ્રતિપાદન કર્યું.[૨]

આમ દણ્ડીએ ( પહેલી શ્રેણીના ) દશ દોષની ચર્ચા કરવી પડતી મેલી. વામને પણ ( ૨, ૧ : ૧–૩ ) એવે જ વિચારે દોષના અધ્યાયમાં જણાવ્યું કે ગુણ વિરુદ્ધના તે દોષ છે અને તેથી એ પરખાઇ આવે એવા છે; પણ સ્પષ્ટતાને કારણે એ જણાવે છે કે **गुणविपर्ययात्मानो दोषाः, अर्थतस्तदवगमः सौकर्याय प्रपंचः**

૧. વામન પહેલી શ્રેણીમાં ( ૨, ૧ : ૪,૧૦ ) **पद** અને **पदार्थ**ના દોષ મુકે છે, અને તેથી એની અને ભામહની એ શ્રેણીમાં બહુ તફાવત છે; બીજી શ્રેણીમાં (૨, ૨ : ૧૯) **वाक्य** અને **वाक्यार्थ**ના દોષ મુકે છે, અને એ શ્રેણીમાં ભામહની તથા દણ્ડીની બીજી શ્રેણીના બે સુંધીના બધા દોષો (?) આવી જાય છે.

૨. અહીં બતાવવું જોઇએ કે દણ્ડીએ લીધેલા બે માર્ગોના ભેદથી આ અર્થ તો સરે છે, પણ એથી વામનની ત્રણ રીતિઓની પેઠે કાવ્યની સૌન્દર્યભાવનાનો સિદ્ધાન્ત સચવાતો નથી. આગળ પૃષ્ઠ ૬ ઉપર બે માર્ગોના ભેદ ઉપરની ચર્ચા પણ જુઓ.

(કાંવ્યાદર્શ ૨: ૩૬૬) અલંકાર તરીકે સ્વીકાર્યાં છે; **विश्वनाथे** પોતાના **साहित्यदर्पण**માં ૬: ૧૭૧-૧૯૪ નાટક સંબંધે ચર્ચા કરતાં એ લક્ષણો ઉપર પણ, ઘણું કરીને ભરત ઉપરની અભિનવગુપ્તની ટીકાને આધારે ચર્ચા કરી છે. પણ આપણે જાણીએ છીએ ત્યાં સુધી તો ખુદ અલંકારશાસ્ત્રમાંથી તો એ લક્ષણો બીલકુલ અદૃશ્ય થઈ ગયાં છે.

બીજા જુગમાં વધારેના છ અલંકારો આવે છે અને તેમાં વળી ભામહે બાતલ કરેલો 'વાર્તા' એને સાતમો મુકી શકાય. ત્રીજો જુગ બહુ ફળદ્રુપ નહોતો અને એમાં માત્ર ત્રણ સાદા અલંકારો ઉમેરાયા. પણ એ જુગનું ખાસ લક્ષણ એ છે કે એમાં 'ઉપમા' માંથી ઉત્પ્રેક્ષા સ્વતંત્ર અલંકાર રૂપે જુદો પડ્યો. એમાં યુરોપિયન કવિતા કદી ફાવી નથી; અને ભારતમાં પણ કવિઓ છેક પાછળના કાળમાં ફાવી શક્યા તેમાં કંઈ નવાઇ નથી. સ્થિતિ એવી હતી કે દંડીને પણ ૨: ૨૨૭-૨૩૩ માં સમીક્ષા કરવી પડી છે કે **इव** શબ્દથી હમેશાં તુલનાનો જ ભાવ આવે છે એમ નહિ, પણ (ભાસના) શ્લોક **लिंपतीव तमोंगानि** છે એવે પ્રસંગે ઉત્પ્રેક્ષાનો ભાવ છે, ઉત્પ્રેક્ષાનું સ્વરૂપ સામાન્ય રીતે સ્વીકારાતાં ઘણો કાળ લાગ્યો હશે. ભામહ ૨:૨૮ માં જણાવે છે કે મેધાવીએ એને '**संख्यानम्**' કહેલો છે; વખતે આણે પ્હેલવહેલો શોધી કાઢ્યો હશે અને નામ પાડ્યું હશે ? એના જ ગ્રંથ ઉપરથી ૨:૪૦ આપણે જાણીએ છીએ કે એણે સાત ઉપમાદોષ શોધી કાઢ્યા છે. આમ 'ઉપમા' અલંકાર એણે બહુ આતુરતાથી તપાસ્યો છે અને તેથી 'ઉપમા' થી 'ઉત્પ્રેક્ષા' ને એ જુદી પાડી શક્યો હોય. આમ મેધાવીમાં શોધકબુદ્ધિ કરતાં વિવેચકબુદ્ધિ વધારે હતી.

ચોથા જુગમાં, ભટ્ટિકાવ્યમાં જોઇએ છીએ એમ અલંકારોની સંખ્યા ખુબ વધી જાય છે, તથા અલંકારશાસ્ત્રની સ્થિતિ દૃઢ થાય છે. ભામહ અને દંડીના સમયથી નવો જુગ શરૂ થાય છે અને એમાં અલંકારોની સંખ્યાને બદલે બીજો જ પ્રશ્ન મહત્ત્વનો બને છે. આપણે હમણાં જ એ બાબતની ચર્ચા કરીશું.

૫.

આપણે ઉપર જોઈ ગયા એ પ્રમાણે ભરતે અલંકારશાસ્ત્રની રૂપરેખામાં કાવ્યના દશ દોષ અને દશ ગુણ વિષે ચર્ચા કરી છે. એના સિદ્ધાન્તનો આ ભાગ એમનો એમ નથી ભામહે લીધો કે નથી દણ્ડીએ લીધો. ભામહે એને છેક નવું સ્વરૂપ આપ્યું છે, ત્યારે દણ્ડીએ પોતાના મનને મોટે ભાગે પકડી રાખ્યો છે.

ભરતે ગુણની ચર્ચા કરતાં પહેલાં દોષની ચર્ચા કરી છે અને તેવી જ રીતે ભામહે દોષની ચર્ચા પહેલી શરૂ કરી છે. ભામહે દોષની બે શ્રેણીઓ આંકી છે: પહેલીમાં દશ અંગ ૨: ૩૭ થી), અને બીજીમાં ૧૧ અથવા તો ખરી રીતે ૧૦+૧ અંગ (પરિચ્છેદ ૪). મુકયાં છે. ૧૦+૧ એટલા માટે કે પહેલા દશે દોષ એકલા ચોથા પરિચ્છેદમાં ચર્ચ્યા છે, ત્યારે અગીઆરમા એકલાને માટે આખો પાંચમો પરિચ્છેદ રોક્યો છે. અહીં એટલું જણાવી દેવું જોઇએ કે ભરતે વર્ણવેલા દોષો અહીં પહેલી શ્રેણીમાં મુકયા છે, અને ભામહના દોષો બીજી શ્રેણીમાં આવ્યા છે. એ બંને શ્રેણીઓમાં શો ભેદ છે તે એ કહેતો નથી. દણ્ડીનામાં માત્ર બીજી શ્રેણી છે; ભામહે બરાબર મળતાં દશ અંગ (**दं. का दर्शा** ૩ : ૧૨૬) એ શ્રેણીમાં છે; દશમા (**विरोधिन्**) દોષના જે ૭ પ્રકાર તે પણ બંને પંડિતના બરાબર મળતા

આવે છે. પણ દણ્ડી અગિયારમા દોષને સ્વીકારતો નથી એટલું જ નહિ, પણ એના સંબંધીની ચર્ચાને પણ નિષ્ફળ માને છેઃ—

**प्रतिज्ञाहेतुदृष्टान्तहानिर्दोषो न वेत्यसौ ।**
**विचारः कर्कशः प्रायस्तेनालीढेन किं फलम् ॥ २ः १२६ ॥**

આ ટીકા સ્પષ્ટ રીતે ભામહે ૪ઃ૩માં **प्रतिज्ञाहेतुदृष्टान्तहीनं दुष्टं च नेष्यते** એમ જે કહ્યું છે અને પાચમા પરિચ્છેદની શરૂઆતમાં જે કહ્યું છે, તેની સામે છે. ભામહની બુદ્ધિમાં દાર્શનિક તત્ત્વ વધારે હતું અને તેથી જ એણે અગીઆરમા દોષની ચર્ચા લીધી છે. ભરતના સમયથી દોષની સર્વમાન્ય સંખ્યા તો દશની જ હતી અને વામન તથા રુદ્રટે પણ બીજી શ્રેણીમાં એ જ સંખ્યાને સ્વીકારી છે. મમ્મટ જેવા પછીના પંડિતોએ જ એ સંખ્યાનું બંધન સ્વીકાર્યું નથી. ઉપરના વિવેચનથી જાણી શકાય છે કે દશદશ દોષની બે શ્રેણીઓ ભામહની પૂર્વે બંધાઈ હોવી જોઇએ. ભરતે વર્ણવેલા દશ દોષ પૂરતા હતા નહિ, તેથી નવા શોધાયા અથવા તો પૂર્વે શોધાએલા સ્વીકારાયા અને એવી રીતે વધેલા દોષોની એકેકમાં દશ દશ એવી–બે શ્રેણીઓ પડી. એમાંની પહેલીમાં કાવ્યના ભાવને લગતા દોષ, તે બીજીમાં રૂપને લગતા મુકાયા.[1] ત્યારે પહેલી શ્રેણી છોડી દેવાનું દણ્ડીને શાથી મન થયું હશે? એનો ખુલાસો આમ હોઈ શકે. ભરત પ્રથમ તો દોષનું, અને પછી દોષની વિરુદ્ધ ગુણનું નિરૂપણ કરે છે (**गुणा विपर्ययादेषाम्, दोषाणाम् १६ः९१**). આ વાત સમજી શકાય એવી છે, કારણ કે દોષ જલદી નજરે ચઢે છે અને તેનું કારણ પણ જણાઈ આવે છે. ગુણના સંબંધમાં એવું નથી; ગુણ જલદી સમજી શકાતા નથી અને તેના દશ પ્રકારે એક બીજાથી જુદા પાડવા એ તો છેક કઠણ છે. દોષ સાથે તુલના કરવા જતાં પણ ગુણનું અનિશ્ચિત સ્વરૂપ સમજાવું બહુ કઠણ મનાય છે. અને છતાં યે ધાર્યું પરિણામ આવતું નથી; કારણકે દશ ગુણનાં નામ છેવટનાં નક્કી થાય, તો યે એ ગુણ સ્વીકારનારા પંડિતો જ એક બીજા વચ્ચેનો ભેદ સમજે. પણ કાવ્યને માટે ગુણની જરૂર તો છે જ. આટલા માટે દણ્ડીએ ગુણથી શરૂઆત કરી, અને દોષો સ્પષ્ટ રીતે ગણાવવાને બદલે વૈદર્ભ અને ગૌડ–માર્ગ વચ્ચેનો ભેદ બતાવ્યો અને એમ કરીને પહેલા માર્ગથી ગુણનું અને બીજાથી દોષનું અને બીજી સ્થિતિઓનું પ્રતિપાદન કર્યું.[2]

આમ દણ્ડીએ (પહેલી શ્રેણીના) દશ દોષની ચર્ચા કરવી પડતી મેલી. વામને પણ (૨, ૧ઃ ૧–૩) એવે જ વિચારે દોષના અધ્યાયમાં જણાવ્યું કે ગુણ વિરુદ્ધના તે દોષ છે અને તેથી એ પરખાઇ આવે એવા છે; પણ સ્પષ્ટતાને કારણે એ જણાવે છે કે **गुणविपर्ययात्मानो दोषाः, अर्थतस्तदवगमः सौकर्याय प्रपंचः**

---

૧. વામન પહેલી શ્રેણીમાં (૨, ૧ઃ ૪,૧૦) **पद** અને **पदार्थ**ના દોષ મુકે છે, અને તેથી એની અને ભામહની એ શ્રેણીમાં બહુ તફાવત છે; બીજી શ્રેણીમાં (૨, ૨ઃ ૧૯) **वाक्य** અને **वाक्यार्थ**ના દોષ મુકે છે, અને એ શ્રેણીમાં ભામહની તથા દણ્ડીની બીજી શ્રેણીના બે સુધીના બધા દોષો (?) આવી જાય છે.

૨. અહીં બતાવવું જોઇએ કે દણ્ડીએ લીધેલા બે માર્ગોના ભેદથી આ અર્થ તો સરે છે, પણ એથી વામનની ત્રણ રીતિઓની પેઠે કાવ્યની સૌન્દર્યભાવનાનો સિદ્ધાન્ત સચવાતો નથી. આગળ પૃષ્ઠ ૬ ઉપર બે માર્ગોના ભેદ ઉપરની ચર્ચા પણ જુઓ.

પણ છતાંયે એટલું તો બાકી રહે છે જ કે દરેક ગુણનું સ્વરૂપ સમજવું ને નક્કી કરવું કઠણ છે. અને આને લીધે ઝીણા ઝીણા અર્થના ભેદોમાં ઉતરવું પડયું હોવું જોઇએ; ભરતે અને દણ્ડીએ આમ દરેક ગુણની વ્યાખ્યામાં ભેદ પાડયા છે. આ બધી અનિશ્ચિત સ્થિતિમાંથી નિકળી જવાનો ભામહે માર્ગ કાઢ્યો; એણે માત્ર ત્રણ ગુણોને જ ઉપયોગી માન્યા, **माधुर्य, ओजस् અને प्रसाद,** ( ૨ : ૧–૩ ). આ સંબંધે કંઇ શંકા જેવું હતું નહિ, કારણકે એ ત્રણેયી હૃદય ઉપર અસર થઇ શકે છે અને તેથી પોતપોતાને સ્વરૂપે તરત ઓળખાઇ આવે છે.[1]

ગુણ વિષેના ભામહના સાદા સિદ્ધાન્તનો જલદી જ સ્વીકાર થયો છે, **ध्वनिकारे** પણ એનો સ્વીકાર કરી લીધો છે અને પોતાની પદ્ધતિમાં એનો ઉપયોગ કર્યો છે; આથી **काव्यप्रकाशथी** માંડીને **साहित्यदर्पण** સુધીના અલંકારશાસ્ત્રના બધા મહત્ત્વના ગ્રંથોમાં આપણે એ સિદ્ધાન્ત જોઇએ છીએ. પણ સાથે સાથે ભરતના ૧૦ ગુણના સિદ્ધાન્તને અને તેના વિકાસને અનુસરનારા પણ હતા અને તેમાં દંડી, વામન, ભોજ, જગન્નાથ વગેરે મુખ્ય હતા. ભામહ ૧૦ ગુણને સ્વીકારતો નથી, એને ગણાવતો પણ નથી, તેથી એ દશ ગુણની વિરુદ્ધના જે ૧૦ પ્રસિદ્ધ દોષ તેની ચર્ચા એને વિસ્તારથી કરવાની જરૂર પડી. ભામહે ૧૦ દોષને શાથી લીધા અને દંડીએ એમને શાથી છોડી દીધા એનો ખુલાસો થઈ જાય છે; દંડીને પોતાના ગુણોના વિરોધી તરીકે પણ એ દોષો જણાવવાની જરૂર લાગેલી નહિ.

દોષ, ગુણ અને અલંકાર ઉપરાંતનું એ શાસ્ત્રનું જે ચોથું અંગ કવિને મન મહત્ત્વનું છે ( **काव्याङ्गानि** વામન ૧, ૩: ૧; **काव्यस्य योनयः** રાજશેખરની કાવ્યમીમાંસા ૮; **व्युत्पत्तिः** રુદ્રટ ૧: ૧૮ થી; હેમચંદ્રનું કાવ્યાનુશાસન પૃ. ૫ થી ), તે સંબંધે પણ ભામહે ૧: ૯ માં ચર્ચા કરી છે:

**शब्दश्छन्दोभिधानार्थो इतिहासाश्रयाः कथाः ।**
**लोकोयुक्तिः कलाश्चेति मन्तव्याः काव्ययोनयः**[2]

આ ખાસ ગણનાથી એવું ધારી શકાય છે કે ભામહની પૂર્વેથી આ અંગની ચર્ચા થતી આવી છે. એટલા માટે ખાસ જણાવવું જોઇએ કે દંડીએ એ અંગને પડતું મેલ્યું છે.

---

૧. જે ત્રણ શ્લોકમાં ભામહે ગુણ વિષે ચર્ચા કરી છે, તેમાં આ હૃદય ઉપરની અસર સંબંધે કશું કહ્યું નથી; પણ પછીના કવિઓએ આ ત્રણ ગુણમાંના દરેકની શી શી ખાસ અસર થાય છે એ સંબંધે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. સૌથી પહેલાં **ध्वनिकार** અને આનંદવર્ધને એમને લગતા રસના સંબંધમાં કર્યા છે ( **ध्वन्यालोक** ૨: ૮–૧૧ ). ભટ્ટનાયકનો એ વિષેનો સર્વસામાન્ય મત પ્રખ્યાત છે ( ત્યાં જ પૃ. ૬૮, ૭૦ ); એને મતે **माधुर्य** વાળી **चित्तवृत्ति** તે **द्रुति, प्रसाद** વાળી તે **विस्तार** અને **ओजस्** વાળી તે **विकास** છે. કાવ્યપ્રકાશ ૮: ૩ થી **ओजस**નો અર્થ **दिप्ति-विस्तृति** કરે છે. રસગંગાધર એનો અર્થ **दिप्ति** અને **प्रसाद**નો અર્થ **विकास** કરે છે. આ સંબંધે G. G. A. ૧૯૧૩, પૃ. ૩૧૦ ઉપર મેં આપેલી ટીકા સરખાવો.

૨ ડૉ. સ. કે. દેનો સુધારેલો પાઠ: **काव्ययैर्धणी**

હું ધારું છું કે ૨: ૧૭૧માં આપેલા કર્તાપરિચ્છેદમાં એણે, ભામહની પાંચમા પરિચ્છેદમાં આપેલા જ્ઞાનસિદ્ધાન્તની રૂપરેખાની વિરુદ્ધ, એની ચર્ચા કરી હતી, અથવા તો કરવાની એની ઇચ્છા હતી.

૬.

છેવટે હજી પણ આ એક પ્રશ્ન ચર્ચવા ઇચ્છું છું કે ભામહ તથા દંડી કાવ્યસ્વરૂપના સિદ્ધાન્તનું કેટલું જ્ઞાન ધરાવતા હતા. કાવ્ય વિષેની એમની વ્યાખ્યાઓથી આ સંબંધે આપણને કંઈ બહુ મળશે નહિ. ભામહ ૧: ૧૬માં એની વ્યાખ્યા આ પ્રમાણે આપે છેઃ **शब्दार्थौ सहितौ काव्यम्** । પણ આ વ્યાખ્યા તો બહુ કાળથી ચાલી આવતી જણાય છે અને એને આધારે તો સાહિત્યમાં કાવ્યની ગણના થાય છે. દંડી ૧: ૧૦ માં કાવ્યના શરીર અને અલંકારનો ભેદ પાડે છે; **शरीरं तावदिष्टार्थव्यवच्छिन्ना पदावली** । અને એની સાથે છેક છેવટના કવિની વ્યાખ્યાઃ **रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्** ( રસગંગાધર પૃ. ૪ ) મળતી આવે છે. કાવ્ય સુંદર બને એટલા માટે અલંકારની અપેક્ષા જણાએલી. એટલા માટે ભામહને મતે ૨: ૩૬ મા ( **वक्राभिधेयशब्दोक्तिरिष्टा वाचामलंकृतिः** ) વિચારોની ને શબ્દોની "વક્રોક્તિ" જાણએ. સર્વ વાણીના 'સ્વાભાવિક' અને 'વક્ર' એવા બે પ્રકાર છેઃ દંડી ૨: ૩૬૩ માં કહે છે કે **भिन्नं द्विधा स्वभावोक्तिर्वक्रोक्तिश्चेति वाङ्मयम्** । અને સર્વ પ્રકારનાં કાવ્યોને વિષે ભામહે ૧: ૩૦ માં કહ્યું છે કે **युक्तं वक्रस्वभावोक्त्या सर्वमेवैतदिष्यते**; કથાઓમાં, વાર્તાઓમા અને નાટકોમાં બેશક ઘણું સ્વાભાવિક પદ્ધતિએ બોલાય. અલંકાર માત્રને માટે એકંદરે વક્રોક્તિ છે. ભામહ એ શબ્દને એક વચનમાં જ મુકે છે, પણ દંડી બહુ વચનમાં મુકે છેઃ **श्लेषः सर्वासु पुष्णाति प्रायो वक्रोक्तिषु श्रियम्** ૨: ૩૬૩. સ્વભાવોક્તિથી વિરુદ્ધનું વક્રોક્તિનું સ્વરૂપ સ્પષ્ટ છે. વિષયને સાદી સીધી રીતે ન વર્ણવાય ત્યાં વક્રોક્તિ આવે છે; કવિ તેવે પ્રસંગે અસાધારણ, સુંદર, કુશળ કે ગમે તે બીજી રીતે વર્ણન કરે છે. પણ વક્રોક્તિમાં તત્ત્વ ભાગ કયો છે? એ સંબંધે, જેમ આનંદવર્ધને ધ્વન્યાલોક પૃ. ૨૦૮ ઉપર તેમ જ ભામહે કહ્યું છે કે બધા અલંકારોમાં **अतिशयोक्ति** આવી જાયઃ

> **सैषा सर्वैव वक्रोक्तिरनयार्थो विभाव्यते** । ૨: ૮૫ ।

અતિશયોક્તિની ચર્ચાને અંતે દંડી એ સંબંધે જણાવે છે કે

> **अलंकारान्तराणामप्येकमाहुः परायणम् ।**
> **वागीशमहितामुक्तिमिमामतिशयाह्वयाम् ॥**

**आहुः** શબ્દ જ સ્પષ્ટ કરે છે કે આ સિદ્ધાન્ત એનો પોતાનો નથી. વખતે એમ પણ હોય કે **वागीशमहिता**ના સંબંધમાં આ એણે વક્રોક્તિ કહી હોય અને એમ જણાવ્યું હોય કે એ સિદ્ધાન્ત મને માન્ય નથી. કારણ કે ઉપમાના ભાવમાં આવતા **समाधि** ગુણ વિષે ૧: ૧૦૦ માં એણે કહ્યું છે કે

> **तदेतत् काव्यसर्वस्वं समाधिर्नाम यो गुणः ।**
> **कविसार्थः समग्रोऽपि तमेनमनुगच्छति ॥**

આમ ભામહને મતે કવિયોગ્ય સૌ અલંકારોમાં અતિશયોક્તિ સારવાન્ છે, ત્યારે દંડીને મતે કાવ્યને દીપાવનાર ઉપમા છે. દંડીનો આ સિદ્ધાન્ત ધ્વનિકારના મનમાં છે, કારણ કે પોતાના ગ્રંથની શરૂઆતના શ્લોકમાં એ કહે છે કે **भाक्तमाहुरतमन्ये**=બીજા પણ એને ( **ध्वनिकाव्यस्यात्मानं** ) ઉપમાને આધારે રહેલો માને છે. તે ઉપરાંત આનંદવર્ધન પૃ. ૧૦ ઉપર જણાવે છે કે: ' બીજા જણાવે છે કે કવિતાનો આત્મા જેને આપણે **ध्वनि** કહીએ છીએ તે **गुणवृत्ति** છે. કાવ્યના ટીકાકારોએ જેમ એક બાજુથી ગુણવૃત્તિને તેમ જ બીજા કશાને **ध्वनि**ની સંજ્ઞા આપી નથી અને તેના ઉપર ચર્ચા કરી નથી, તેમ જ બીજી બાજુથી એના કોઈ પ્રદેશ સામે વિરોધ પણ કર્યો નથી, અને એમ કરીને એણે બતાવ્યું છે કે ગુણવૃત્તિનો પ્રયોગ કરવો.' આ ઉપરથી જણાઈ આવે છે કે દંડીનો સિદ્ધાન્ત ધ્વનિના સિદ્ધાન્તથી અલગ પડેલો છે, તો પણ અવ્યક્તને તથા અવ્યંજનીયને (?) હૃદયંગમ કરવા કાવ્યમાં ઉપમાની જેટલે અંશે જરૂર હોય તેટલે અંશે આ દિશાના માર્ગમાં એ પહેલું પગલું છે. સંસ્કૃત કાવ્યરચનાને મતે એ ભામહના નિર્દેશ કરતાં આગળનું પગલું ગણાય.

હજી પણ એક હકીકત કહેવાની છે: ઉપર ચર્ચેલી સ્વભાવોક્તિ અને વક્રોક્તિ પોતપોતાને સ્વરૂપે છે તો સ્પષ્ટ, પણ છતાં યે સમજવામાં ઘણીવાર ભુલ થવાનો સંભવ છે; કારણકે ભામહે તેમ જ દણ્ડીએ સ્વભાવોક્તિને અલંકાર પણ માની છે અને વક્રોક્તિ પણ પાછળથી જુદો અલંકાર મનાવા લાગી. સ્વભાવોક્તિ અલંકાર બને છે, ત્યારે એનો ભાવ પ્લેટોનિક (Gr.) Idea ના જેવો છે,[1] એ શૉપનહાઉઅરનું કહેલું ખરૂં છે. ત્યાર પછી દણ્ડી આ અલંકારને **जाति** = Gr. *ἰδέα* એવું બીજું નામ પણ આપે છે. આ અલંકારમાં વિશેષતા એ છે કે કવિઓ એમાં આવતી હકીકતના સ્વરૂપ વિષે ઉંડા ઉતરે છે, પણ એની અસાધારણ વાક્પ્રણાલી ઉપર ધ્યાન દેતા નથી. કાવ્યમાં **जाति**નું મહત્ત્વ પણ, હર્ષચરિત ૧, ૫: ૮ તથા કાદંબરી ૧, ૫: ૯ માં જોઈએ છીએ તે પ્રમાણે બહુ પૂર્વેથી સ્વીકારાએલું. આમ દરેક સ્વભાવોક્તિ તે અલંકાર નથી. પણ સામાન્ય ભાવમાં ન ગણાય એવી રીતે અમુક વિષયમાં કવિ સ્વાભાવિક કથા બોલે, ત્યારે તેવે પ્રસંગે એ અલંકાર બને છે. વક્રોક્તિની સ્થિતિ એથી જુદા પ્રકારની છે. વામન ઉપમાને આ નામ આપે છે અને દણ્ડીને મતે કાવ્યસર્વસ્વ આ પ્રમાણે છે: **सादृश्यालक्षणा वक्रोक्तिः**। વક્ર એટલે વાંકું, અર્થાત્ ભાવપ્રદર્શનને માટે સીધો રસ્તો ના લેવો તેને વક્રોક્તિ કહેવી, અને એ જ કારણથી વામને એનું આ નામ રાખ્યું છે; એનો મૂળ અર્થ જે વાંકું તેનો કંઇ ખાસ સંબંધ એણે લીધો નથી. પણ એની વક્રોક્તિ બહુ વિશાળ પ્રદેશમાં વિચરે છે અને જે પ્રદેશ વક્રોક્તિનો નથી, ત્યાં પણ વિચરે છે; આથી પણ વખતે વામને આ નામ આપ્યું હોય. મમ્મટે અને રુય્યકે માનેલી વક્રોક્તિ આ પ્રકારની નથી. એમની વક્રોક્તિ હાસ્યમય સંવાદમાં આવે છે. એ સંવાદમાં એક માણસ જે કંઈ બોલે છે એનો અર્થ સામો માણસ શબ્દોને જુદી રીતે બોલીને અથવા શ્લેષથી ફેરવી

૧. શૉપનહાઉઅરના એ સિદ્ધાન્ત માટે **महिमभट्ट**નો **व्यक्तिविवेक** ૨ : ૧૧૭ થી સરખાવો. એનું વિવેચન એણે **तत्त्वोक्तिकोशशास्त्र**માં સારી રીતે કર્યું જણાય છે, પણ એ ગ્રંથ હજી મળ્યો નથી.

નાખે છે; ઈ. સ. ના નવમા સૈકાને મધ્યભાગે **रत्नाकरे** લખેલી **वक्रोक्तिपंचाशिका** પ્રખ્યાત છે. આમ વિષય પણ જાણીતો હતો અને વક્રોક્તિ પણ જાણીતી હતી; કવિઓએ એમાંથી નવો અલંકાર બનાવ્યો તે પહેલેથી ભામહની અને દણ્ડીની પુરાણી વક્રોક્તિ સાથે એને કંઇ લેવા દેવા નથી. કુંતકે (દશમા સૈકામાં) પોતાની **वक्रोक्तिजीवित**[1]માં એને ફરી ચર્ચી છે અને મૂળના અર્થને યોગ્ય વિસ્તાર આપીને એને આધારે કાવ્યનો પોતાનો સિદ્ધાન્ત બાંધ્યો છે. એને મતે વક્રોકિત એટલે-**प्रतिभा**નું અર્થાત્ વિચારની ગોઠવણીનું અને તેના ઉપર ભાષાની છાપનું-કવિયોગ્ય ભાવપ્રદર્શન. કુંતક વક્રોકિતના જુદા જુદા પ્રકાર પાડે છે અને એમની અંદર કાવ્યનાં સૌ તત્ત્વોને, ધ્વનિના સૌ પ્રકારને પણ ગોઠવી દે છે. એની પ્રણાલિકાનો બહુ લાંબો સ્વીકાર નથી થયો એ વાત સાચી, પણ પ્રાચીન કવિઓના અણવિકસેલા મત એ દિશામાં સાહસ કરીને કેટલે સુધી વિચર્યા છે એ આપણને એ દેખાડી આપે છે.



૧. આ ગ્રંથની પ્રત થોડાંક વર્ષ ઉપર મળી આવી છે; ડૉ. સ. કે. દે વાળા એ ગ્રંથની દેવનાગરીમાં ઉતારેલી નકલનો થોડો ભાગ હું જોઈ ગયો છું. કદાચ કે ડૉ. દે વક્રોક્તિજીવિતના પહેલા બે અધ્યાય થોડા જ વખતમાં પ્રકટ કરશે.

# સંસ્કૃત નાટક સાહિત્ય

૨

## અશ્વઘોષ

[ રસિકલાલ. છો. પરીખ ]

નાટ્યપ્રવૃત્તિ લગભગ વેદ-કાળ જેટલી જૂની હોવાનો સંભવ છે. પાણિનિના સમય પહેલાં નાટ્યકલાનું વિશિષ્ટ પ્રસ્થાન પડી ચુક્યું દેખાય છે, નહિ તો કૃશાશ્વ અને કૃશાશ્વને નટસૂત્રો લખવાં પડે એ સમજી શકાય એવી બાબત નથી;[૧] જાતકોમાં નાટકો ભજવ્યાના સ્પષ્ટ ઉલ્લેખ છે ઈત્યાદિ મેં મારા ગયા લેખમાં (જુઓ પુરાતત્ત્વ વ. ૧. અં. ૧) સાબીત કરવા પ્રયત્ન કર્યો છે. આ ઉપરથી લગભગ ઈસ્વીસન પૂર્વે આઠમા સૈકાથી આર્યાવર્તમાં નાટકો હયાતીમાં આવવા લાગ્યાં હશે એવી કલ્પના કરી છે. આ સમયમાં કથાવસ્તુને અભિનયદ્વારા દર્શાવવાનું પ્રસ્થાન પડી ગયું હશે. આ પ્રવૃત્તિને આવશ્યક કથા-વસ્તુને નાટકના રૂપમાં ગોઠવવાની સાહિત્યપ્રવૃત્તિ પણ થતી હશે. પણ આ બધી સંભવિત કલ્પનાઓ છે. પહેલું નાટક ક્યારે રચાયું એ આપણે જાણતા નથી. ભાસ, કાલિદાસ, અને અશ્વઘોષના (અથવા તેના અને તેના શિષ્યોના) ખણ્ડિત બૌદ્ધ નાટકો જોતાં એટલું કબુલ કરવું પડે છે કે જો બીજી વસ્તુઓની માફક સંસ્કૃત નાટક ધીમે ધીમે વિકાસ પામ્યું હોય તો આ નાટ્યકારો પહેલાં ઓછામાં ઓછા ચાર પાંચ સૈકાથી નાટ્યપ્રવૃત્તિ શરૂ થઈ ગઇ હોવી જોઇએ: એટલે કે ચંદ્રગુપ્ત મૌર્યના વ્યવસ્થિત રાજ્યમાં નાટક પ્રચલિત થઈ ગયું હોય એવી કલ્પના કરી શકાય. આટલા પ્રાચીન સમયથી તે લગભગ અર્વાચીન કાળ સુધી આ પ્રવૃત્તિ સતત ચાલ્યાં કરી હશે. આ પ્રવૃત્તિનાં ફળરૂપ આપણી પાસે હાલ કેટલાં નાટકો છે? મોન્ટગમરી શ્યૂલર સાહેબે અનેક ગ્રંથસૂચિઓને આધારે 'સંસ્કૃત નાટકોની સૂચિ' (*Bibliography of Sanskrit Drama*) નામનો ગ્રંથ તૈયાર કરી ૧૯૦૬ માં પ્રસિદ્ધ કર્યો છે. તેમાં તેઓ પાંચસોથી વધારે નાટક નોંધ્યાનું જણાવે છે. તે સમયે જો કે ભાસનાં નાટકો પ્રકટ થયાં ન હતાં તો પણ પરંપરાપ્રસિદ્ધિને લઇને ભાસના નામ નીચે તે સૂચિમાં સ્વપ્નવાસવદત્તા નોંધાયું છે. મર્હુમ વિદ્વાન્ શ્રી ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ '**પાર્થપરાક્રમ**' નામના નાટકની પ્રસ્તાવનામાં નાટકોની સંખ્યા આશરે છસો હોવાનું જણાવે છે. આ પાંચસો કે છસો નાટકોની સંખ્યા આપણે વધારે મોટા સમૂહના અવશેષ રૂપે જ સમજવી જોઇએ. કાળચક્રમાં કેટલાં નષ્ટ થઈ ગયાં અને હજી કેટલાં ગુપ્ત છે એનું માપ આપણે કહાડી શકતા નથી. આ

૧. કેટલાક યૂરોપીઅન વિદ્વાનોનો એવો મત છે કે આ નટસૂત્રો કેવળ નૃત્યને લગતાં હશે; અને તે ઉપરથી નાટકના કલ્પના કરવી દુરસ્ત નથી. મને લાગે છે કે આવો અભિપ્રાય '**नट**' શબ્દનો જે ખાસ અર્થ છે તેની ઉપેક્ષા કરવાથી બંધાઈ શકે છે. આ માટે જુઓ. પુરાતત્ત્વ વર્ષ ૧ અંક ૧ પા. ૨૬. જેવો નટસૂત્રોનો ઉલ્લેખ છે તેવો અન્ય ગ્રંથોમાં નૃત્યસૂત્રોનો પણ ઉલ્લેખ છે. જુઓ '**रूपम्**' અંક ૧૩-૧૪ પા. ૨૫.

નાટકોમાં: કેટલાંક તો હજી હસ્તલિખિત પ્રતોમાં જ છે. પણ જેટલાં છપાયાં છે તેમાં અનેક ઉત્તમ રત્નોનો સમાવેશ થઈ જાય છે.

હાલ આપણી પાસે જે નાટકો છે તે આપણે ત્રણ યુગમાં વ્હેંચી શકીએ. પહેલો યુગ તે ઈ. પૂર્વે અજ્ઞાત સમયથી તે ઇસવીસનના પાંચમા સૈકા સુધી. આ યુગમાં પૂર્વયુગના અનેક નષ્ટ થઈ ગએલા નાટકો આવી જાય. કાલિદાસે જેનો નામનિર્દેશ કર્યો છે તે 'ભાસ, સોમિલ્લ કવિપુત્ર વગેરે' નાટ્યકારો પણ આ જ યુગમાં આવી જાય. વિદ્યમાન નાટકકારોમાં ભાસ, કાલિદાસ અને અશ્વઘોષ (અથવા તે અને તેના શિષ્યો)—આ ત્રણ મહાન્ સાહિત્યકારો આવી જાય છે. મૃચ્છકટિકકાર શૂદ્રક પણ આ સમયનો જ ગણાય છે. પણ મૃચ્છકટિકના સ્વતંત્ર અસ્તિત્વનો પ્રશ્ન ભાસના 'દરિદ્રચારુદત્ત' સાથે ગુંચવાએલો હોવાથી આ બાબત હવે વિવાદાસ્પદ થઇ પડી છે.

બીજો યુગ તે ઇ. સ. ના છઠ્ઠા સૈકાથી તે ઇ.સ.ના નવમા સૈકા સુધી. આમાં પ્રસિદ્ધ નાટ્યકારો, વિશાખદત્ત, ભવભૂતિ, નારાયણ ભટ્ટ, બાણભટ્ટ, હર્ષદેવ, મત્તવિલાસપ્રહસનના કર્તા મહેન્દ્રવિક્રમવર્મા, ઇત્યાદિ આવી જાય છે.

ત્રિજો યુગ તે ઈ. સ. ૧૦ મા સૈકાથી તે ઇ. સ. ના અઢારમા સૈકા સુધી લઈ શકાય. આમાં દશમાથી તે બારમા સૈકા સુધીમાં ગૂજરાતના નાટ્યકારો ખાસ ધ્યાન ખેંચે છે. જયસિંહસૂરિનું હમ્મિરમદમર્દન, યશઃપાલનું મોહરાજપરાજય, પ્રહ્લાદનદેવ વિરચિત પાર્થપરાક્રમ, ઇત્યાદિ. તે જ પ્રમાણે ઠેઠ દક્ષિણના નાટ્યકારોની કૃતિઓ પણ જોવા જેવી છે; જેમકે કુલશેખર (ઇ. સ. ૧૦ થી ૧૨ મો સૈકો) પ્રણીત સુભદ્રા–ધનંજય, તપતી–સંવરણ ઇત્યાદિ. કાશ્મીરી કવિ બિલ્હણની કર્ણસુન્દરી, જયદેવનું પ્રસન્નરાઘવ વગેરે આ યુગમાં જ ગણવાનાં છે. ચૈતન્ય–ચંદ્રોદય જેવા અર્વાચીન નાટકોનો પણ આમાં જ સમાવેશ કર્યો છે.

આ ત્રણે યુગનાં નાટકો જો કે અવશેષરૂપે છે તો પણ વર્ણન અને સમાલોચના માટે તેમનો સમૂહ નાનો નથી. આ લેખમાળામાં પ્રત્યેક યુગના મુખ્ય નાટકો અને નાટ્યકારોનું જ નિરૂપણ કર્યું છે.

પ્રથમ યુગમાં–ભાસ કાલિદાસ, અશ્વઘોષ–ભારતવર્ષના મહાન્ કવિઓ આવે છે. આ ત્રણેની ચર્ચા અનેક દૃષ્ટિએ સાથે કરવી જ ઉચિત છે. તેમનો સમયનિર્ણય પણ એકબીજા ઉપર આધાર રાખે છે. સાહિત્યની દૃષ્ટિએ પણ તેમનો સંબંધ એટલો જ એકબીજાની અપેક્ષા રાખે છે.

સંસ્કૃત નાટકના સંશોધન માટે ઇ. સ. ૧૯૧૧–૧૨ નાં વર્ષો મહત્વનાં છે. ૧૯૧૧માં પ્રો. લ્યુડર્સ મધ્ય એશીઆમાંથી લાવેલા તાડપત્રો ઉપરથી 'બૌદ્ધ નાટકોના ખણ્ડો' બર્લીનમાં પ્રકટ કર્યા; અને અશ્વઘોષના શિષ્યવર્ગમાંથી કોઈની કૃતિ હોવાનું જણાવ્યું. ત્યાર પછી રોયલ પ્રુશીઅન એકેડેમીના જર્નલના ૧૯૧૧ ના અંકમાં અશ્વઘોષનાં પોતાનાં નાટકના

કેટલાક અવશેષો પ્રસિદ્ધ કર્યા. ૧૯૧૨ માં શ્રી. ગણપતિશાસ્ત્રીએ ત્રિવેન્દ્રમ્ સંસ્કૃત સીરીઝમાં **સ્વપ્નવાસવદત્તા** પ્રસિદ્ધ કર્યું; અને તેના જેવાં બીજાં અગીઆર નાટકો જડી આવ્યાની ખબર આપી. આ બધાં નાટકો ભાસનાં છે એ અભિપ્રાય પણ તેમણે ઉપપત્તિપૂર્વક સ્વપ્નવાસવદત્તાની પ્રસ્તાવનામાં જાહેર કર્યો.

ભાસ અને અશ્વઘોષના પૌર્વાપર્યના પ્રશ્નની ચર્ચા આગળ ઉપર મુલતવી ખણ્ડિત બૌદ્ધનાટકોની ચર્ચા પ્રથમ કરીશું. પ્રો. લ્યુડર્સે આ નાટકોના અવશેષો રોમનલીપીમાં લાંબી પ્રસ્તાવના સાથે પ્રકટ કર્યા છે. ગ્રંથને અન્તે મૂળ તાડપત્રોની પ્રતિકૃતિઓ પણ આપેલી છે. અવશેષો ઉપરથી ભાગીતુટી પણ ગ્રંથની ' વાચના ' નક્કી કરવા, જે પ્રયત્ન તેમણે કર્યો છે તે તેમની બુદ્ધિ અને સચોટ દૃષ્ટિ માટે માન ઉત્પન્ન કરાવે એવો છે. તાડપત્રના જુદા જુદા કકડાઓની સંકલના કરી તેઓ તેમાંથી બે નાટકોના અવશેષો જુદા પાડી શકયા છે. કર્તા વિષે, ઉપર જણાવ્યું તેમ, તેઓએ એવી કલ્પના કરી કે તે અશ્વઘોષના શિષ્યમંડળમાંથી કોઈની કૃતિ હશે. આ કલ્પના કર્યા પછી તેમની પત્નીએ એ તાડપત્રોના કકડા ફેરથી તપાસી જોયાં, અને તેમાં તેમને બીજા-એક મોટો અને સત્તર નાના-ટુકડા મળ્યા. આ ટુકડાઓ ઉપરથી એમ સ્પષ્ટ જ જણાયું કે તે અશ્વઘોષના નાટકના અવશેષો છે. એક ટુકડામાં સુભાગ્યે કર્તાનો નામોલ્લેખ વગેરે સચવાઈ રહ્યાં છે. તે આ પ્રમાણે છે.

**' शारीपुत्रप्रकरणे नवमोऽङ्कः आर्यसुवर्णाक्षिपुत्रस्यार्याश्वघोषस्य कृतिश्शारद्वतीपुत्रप्रकरणं समाप्तं [स]माप्तानि चाङ्कानि नव...........**[2]

આ અવશેષોને પૂર્વે પ્રસિદ્ધ કરેલા અવશેષો સાથે સરખાવતા પ્રો. લ્યુડર્સ એવા અભિપ્રાય ઉપર આવે છે કે આ કકડા પણ પૂર્વના અવશેષમાં જણાતા એક નાટકના જ અવેશેષો હશે; અને સમગ્ર ત્રણે અવશેષ-સમૂહો વિષે એવો તર્ક કરે છે કે જે તાડપત્રોના આ બધા ખણ્ડો છે તેમા અશ્વઘોષના નાટકોનો સંગ્રહ હશે. [3]

પુરાતત્ત્વ-સંશોધનની દૃષ્ટિએ આ અવશેષો અનેક રીતે અગત્યના છે.[4] અંહીઆ ફકત તેનો નાટકના સંશોધનની દૃષ્ટિએ વિચાર કરવો પ્રાપ્ત થાય છે. ઉપર જણાવ્યું તે પ્રમાણે આ અવશેષોમાં બે કૃતિઓ ( અન્તિમ પ્રશસ્તિવાળા અવશેષો તદ્દન જુદાજ નાટકના હોય તો ત્રણ ) જુદી પાડી શકાય છે. આમાંથી એક નાટકમાં **બુદ્ધિ, ધૃતિ** અને **કીર્તિ** એક બીજા સાથે સંભાષણ કરતાં દેખાય છે. અવશેષ **બુદ્ધિના** ભાષણની વચમાંથી શરૂ થાય છે. પ્રો. લ્યુડર્સે બંધબેસતા કરેલા કેટલાક સ્ફુટ અવશેષો નીચે આપું છું.

---

૨ જુઓ. S. A. W. 1911 પા. ૩૯૨

૩ જુઓ. S. A. W. 1911. પા. ૪૦૯

૪ દાખલા તરીકે-આ નાટકમાં વપરાતી પ્રાકૃત ભાષાઓ. આમાં પ્રો. લ્યુડર્સ ત્રણ પ્રાકૃતભાષાઓ જુદી પાડી શકયા છે; અને તેના વિષે એવા અભિપ્રાય ઉપર આવ્યા છે કે આ ભાષાઓ તેમની 'વર્ણસ્થિતિમાં' (Lautstufe) પાલી અને શિલાલેખોની પ્રાકૃતને મળતી છે; અને તેને પછીની માગધી, અર્ધમાગધી અને શૌરસેનીની પૂર્વ-ભૂમિકાઓ કહી શકાય. જુઓ Bruchstucke Buddhisticher Dramen, પા. ૧૧

અવશેષ. ૧.*

આગલી બાજુ

पंक्ति १. यू. भवनिवर्तकेषु क्लेशेषु न किञ्चिदस्ति प्रहातव्यं यस्य नित्यमनित्यं वा न किञ्चिदस्ति बोद्धव्यं—तमो येन क्षिप्तं........मयूखैर्........रजो यस्य ध्वस्तं

पं. २ येनावाप्तं परमममृतन्दुर्लभमृतं मनोबुद्धिस्तस्मिन्नहमभिरमे शान्तिपरमे[५]— —धृतिः—अस्ति अस्ति तत् मत्प्रभावपरिगृहीतम्पुरुषसंज्ञकन्तेजः प्रादुर्भूतं—

पं. ३ परस्परायत्तमिदन्द्वन्द्वमिति यत्र हि बुद्धिरवतिष्ठते तत्र धृतिः स्थानं लभते यत्र च धृतिराधीयते तत्र बुद्धिर्विस्तीर्य्यते—कीर्तिः—एवङ्ग्ते युवाभ्यामायत्ताभ्याम्

पं. ४ ....इदानीङ्क........ —बुद्धिः— तथा तत् अपि च — नित्यं स सुप्त इव यस्य न बुद्धिरस्ति नित्यं स मत्त इव यो धृतिविप्रहीणः........स च यस्य न कीर्तिरस्ति ।

પાછલી બાજુ

पं. १....तिष्ठति यस्य कीर्तिः[६] —कीर्तिः— क पुनरिदानीं स पुरुषविग्रहो धर्मः सम्प्रति विहरति—बुद्धिः—स्वाधीनायामृद्धौ क पुनर्न विहरति........पक्षीव व्योम्नि याति व्रजति (?)

---

* અંહીઆ વાચના બરાબર રોમનલિપિની વાચના પ્રમાણે આપી નથી. પણ વાંચતા સુગમ પડે તે માટે પ્રો. લ્યુડર્સે આપેલી શુદ્ધિઓ અને સંભવિત પાઠોથી કરેલી પૂર્તિઓ યથાસ્થાન ગોઠવી વાચના આપી છે. બધા ઉતારાઓમાં આજ પદ્ધતિ સ્વીકારી છે.

૫ શિખરિણી तमो येन क्षिप्तं । ˘ ˘ ˘ । ˘ मयूखैर् ˘ ˘ ।˘—
रजो यस्य ध्वस्तं ˘ ˘ ˘ । ˘ ˘ —।— ˘ ˘ ।˘—
˘ —येनावाप्तं परमममृतन्दुर्लभमृतम्
मनोबुद्धिस्तस्मिन्नहमभिरमे शान्तिपरमे ॥

૬ વસન્તતિલકા. नित्यं स सुप्त इव यस्य न बुद्धिरस्ति
नित्यं स मत्त इव यो धृतिविप्रहीनः ।
— — ˘ । — ˘ स च यस्य न कीर्त्तिरस्ति
— — ˘ । — ˘ ˘ । ˘ तिष्ठति यस्य कीर्त्तिः ॥

पं. २ निःसंगस्तोयवद्धाम्प्रविशति बहुधा मूर्ति विभजति खे वर्षत्यम्बुधारां ज्वलति च युगपत्सन्ध्याम्बुद इव स्वच्छन्दात्पर्व्वे....व्रजति च विधिवद् धर्मज्ञ चरति[७].

पं. ३ ....ङ्गोचरः — धृतिः— तेनँ हि सर्व्वा येव तावदेनं वासवृक्षीकुर्मः एव हि स. महर्षिर्मगधपुरस्योपवने सम्प्रति— सोर्णव्भ्रुस्तनुमृदुजालपाणिपादः

४ ....वश्यात्मा विहरति निस्पृहः कृतार्थो ज्ञानस्य प्रशमरसस्य चैव पूर्णः[८]—

ततः प्रविशति प्रभामण्डलेन दर्शितेन. ઇત્યાદિ

બીજુ' નાટક ત્રિજા પાનાની આગળી બાજુએ શરૂ થતું દેખાય છે. પહેલી લીટી આ પ્રમાણે છે **सिद्ध पारिपार्श्वकः**—આ નાટકના અવશેષો પહેલાના કરતાં પણ વધારે મહત્વના છે. અહીંઆ એ બધા અવશેષો આપવા શક્ય ન હોવાથી પ્રો. લ્યુડર્સે પાત્રાદિકની જે નોંધ પ્રસ્તાવનામાં કરી છે. તે ઉપરથી ઉપયોગી માહીતી નીચે આપું છું.

( ૧ ) નવમા પાનાની પહેલી લીટી ઉપર **ततः प्रविशति नायकः** એવો ઉલ્લેખ આવે છે. બીજા ઉલ્લેખો સાથે સરખાવતા પ્રો. લ્યુડર્સ એવા અભિપ્રાય ઉપર આવે છે કે તેનું નામ **સોમદત્ત** હશે; જો કે સ્પષ્ટ રીતે કોઈ પણ સ્થલે એવો ઉલ્લેખ નથી.

( ૨ ) બીજું નામ **ધાનંજય**નું છે. તે રાજકુમારનું ( **भट्टिदालक** ) નામ હોય એમ લાગે છે.

( ૩ ) **દુષ્ટ** ( दुष्टः માટે ) તેની ભાષા ઉપરથી હલકું પાત્ર લાગે છે.

( ૪ ) **વિદૂષક**. એનું નામ **કૌમુદગન્ધ** ( **कौमुदगन्धः** ) છે એ બાબત તે દુષ્ટની સાથે સંભાષણ કરે છે તે ઉપરથી સમજાય છે.

( ૫ ) **બુદ્ધ**.

( ૬ ) **શારીપુત્ર** અથવા **શારદ્વતીપુત્ર**.

આ અવશેષોમાં ( ૭ ) **મૌદ્ગ**. **મૌદ્ગલાયન**.

તો ત્રણ ) જુદી પાડી શકાય છે. [ ૬–૭ બુદ્ધના પ્રમુખ શિષ્યો હતા. ]

બીજા સાથે સંભાષણ કરતાં દેખાય કૌણ્डिन्यः માટે )

પ્રો. લ્યુડર્સે બંધબેસતા કરેલા કેટલાક ... પૂરૂ થઈ શકતું નથી. ભાષા ઉપરથી હલકું પાત્ર લાગે છે.

---

૨ જુઓ. S. A. W. 1911 પા. ...वे याति व्रजति ⏑⏑। ⏑ —— । —, ⏑⏑। ⏑ —

૩ જુઓ. S. A. W. 1911. પા. ...दाम्प्रविशति बहुधा मूर्ति विभजति ।

૪ દાખલા તરીકે–આ નાટકમાં વપરાતી ... ज्वलति च युगगत् सन्ध्याम्बुद इव.

પ્રાકૃતભાષાઓ જુદી પાડી શક્યા છે; અને તે... । — व्रजति च विधिवद् धर्मज्ञ चरति ॥

ભાષાઓ તેમની 'વર્ણસ્થિતિમાં (Lautstu... 

અને તેને પછીની માગધી, અર્ધમાગધી ... तुमृदुजालपाणिपादः ।

Bruchstucke Buddhisticher — । ⏑⏑⏑। ⏑ — ⏑। — ⏑ —। —

...त्मा विहरति निःस्पृहः कृतार्थो

...प्रशमरस्य चैव पूर्णः ॥

(૧૦) આધ. પુરુષ કે સ્ત્રીનું નામ છે તે કળી શકાતું નથી. ત્યાર પછીનો અક્ષર સ્પષ્ટ ઉકેલાતો નથી.

(૧૧) બ્રાહ્મ. બ્રાહ્મણ માટે.

(૧૨) તાપ. તાપસ માટે.

(૧૩) ઉપા. ઘણુંકરીને ઉપાસક માટે.

(૧૪) શ્રમ. શ્રમણ માટે. આ શબ્દ આજીવક માટે વાપર્યો હોય એમ લાગે છે. આ શબ્દથી બે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ ઉલ્લિખિત છે. આજીવકનો પણ નામાનિર્દેશ છે.

(૧૫) પારિપાર્શ્વિક.

(૧૬) ગણિ. ગણિકા માટે. તેનું નામ મગધવતી છે. નાયક, ધાનંજય અને ગણિકા વચ્ચે સંભાષણ ચાલે છે; તેમાં ધનંજય તેને મગધવતી કહીને બોલાવે છે.

(૧૭) ચેટી.

૮૯ મા પાના ઉપર ક્રૌહીપુત્રના શબ્દો છે. આ જુદું પાત્ર હશે કે ઉપર જણાવેલા પાત્રોમાં તેનો સમાવેશ થાય છે એ કહી શકાતું નથી.

મગધની રાજધાની રાજગૃહનો ત્રણવાર ઉલ્લેખ આવે છે

આ અવશેષોમાં જે ભાગ સ્પષ્ટ છે તેમાંથી થોડાક ઉતારા આપું છું.

[ અવશેષ ૮ મા માંથી. આગલી બાજુ ]

गणिका—नक्किक्करोथ ।

धानंजयः—ब्रहियाँस्याम इति ।

[ धानंजयो नायकोवा ]— ........ न तान व्याकरण..स्य कालः ।

गणिका—किंहु दानि, मुरदविमद्दक्लम.. ...... [ આર્યા હશે ? ]

[ धानञ्जयः ] तस्मिन्नपराधे कन्दण्डमनुतिष्ठामि ।

गणिका—कामङ्खु अदण्डारहो पियो तव तु मह अर्हसि दण्डम् ।

नायक—कः सन्देहः ।

गणिका—वयस्स तुवं सवली

धानं—नाहं म...............

[ પાછલી બાજુ ]

[ गणिका ]—..अविक्खितेन हिदयेन आरंभो धारयितव्वो ।

नायकः—प्रथमः कल्पः ।

गणिका—खालिमविचारितेन रसोदच्चलरच्चकेन दट्ठीफलावदंसं आमवम्हलकारेण पाय............

धानञ्जयः—मगधवति अतितीक्ष्णः खल्वयं दण्डः । श्रृणवमुष्या............

[ गणिका ]........हन्त्वन्तु पुत्ता च नत्तिका च ।

૧૩ મા. અવશેષની બીજી બાજુની ત્રિજી પંક્તિમાં...णारूढकेन निक्खन्ता सव्वे- प्रथमोङ्कः[9] એ પ્રમાણે ઉલ્લેખ છે.

પહેલા અવશેષમાં આવતા છન્દોની પંક્તિઓ ફૂટનોટોમાં (૫-૮) આપી છે. આ નાટકમાં વપરાએલા કેટલાક છન્દો નીચે પ્રમાણે છે.

અનુષ્ટુપ્—दुखे खल्वान्तरे वर्ते । रोप् ···⏑—⏑—

ઉપજાતિ—⏑[10]— त्तपर्णान्तरानिःसृतेन
गौरेण चित्रस्तनुनातपेन
निघृष्ट ——⏑⏑—⏑——

શાલિની—एवं लोकः शस्यवज्जायमानो
ज्ञानादि——⏑——⏑——

વંશસ્થ—यया वनं शान्तमपास्य दुःखिनः ।

વસંતતિલકા—लोके परिग्रहवताङ्गृहिणाङ्गृहाणि

.... .... .... ....

.... .... .... ....

——⏑|—⏑ मनमो गृहभूतमेव ॥

अग्निर्हि मे शरणमापदि सिन्धुरूष्णे ॥

(બીજાં પાંચ સ્થાને આ છન્દ વપરાયો હોય એમ કહી શકાય છે.)

માલિની—⏑⏑⏑|⏑⏑⏑|———|⏑— णादरेण
स्थितमतिमिरलभ्यं यत् सुरैश्चासुरैश्च ।

(બીજાં પાંચ ઉદાહરણ સંભવી શકે છે:)

હરિણી—⏑⏑⏑|⏑⏑ यः स्वस्थोऽध्यानञ्चराम्यपरिग्रहः ।

(બીજા એક સ્થાને સંભવે છે.)

શાર્દૂલવિક્રીડિત—गुह्यं गूहति दुष्कराणि कुरुते तत्मर्गत —⏑—

(બીજાં અગીઆર સ્થાને સંભવે છે.)

સ્રગ્ધરા—तद् चार्यङ्गोत्तरेभ्यो मन इह चल ———⏑————

(બીજાં બે સ્થાને સંભવે છે.)

---

૯ મૂળમાં ફક્ત प्रथमो...છે. ઉપર પ્રમાણે પ્રો. લ્યુડર્સે પૂર્તિ કરેલી છે.

૧૦ मत्त હશે?

આર્યા—सुरदविमद्दत्त्वम...........................

ત્રિજો અવશેષસમૂહ શારીપુત્રપ્રકરણનો છે. પ્રથમ અવશેષના પ્રવેશકમાં ચાર પાત્રો સંભાષણ કરતા દેખાય છે. પણ એકંદરે પાત્રો પાંચ હશે. બુદ્ધ, શારીપુત્ર, મૌદ્‌ગલાયન, ઉપતિષ્ય અને પુરુષ. આમાં ઉપતિષ્યના શબ્દો દેખાતા નથી. કેટલીક વાતચીત પછી (જે બરાબર સમજાતી નથી) એક વ્યક્તિ-ઘણું કરીને મૌદગલાયન-'**या बुद्धिस्तपसामृद्धयः**' 'જે બુદ્ધિ અને તપની ઋદ્ધિઓ' છે તેના વખાણ કરી નીચેનો શ્લોક બોલે છે.

ઉપજાતિ ...............न्न वायोः।

आत्मेश्वरध्यानबलेन कुर्य्यु र्न योगिनां दुष्करमस्ति किंचित्।

તેને શારીપુત્ર—तस्मादात्मसंसारस्य क......કહી ટુંકામાં જવાબ આપે છે. થોડીક વાતચીત પછી બુદ્ધ આ પ્રમાણે કોઈને સ્વાગત આપે છે.

स्वागतं..........नैःकर्णभागाय भविष्यते धर्ममेनापतये।

આગળ જતાં મૌદ્‌ગલાયન નીચેનો શ્લોક બોલે છે.

(શાર્દૂલ. વિ.)—मोहान्धस्य जनस्य दर्शनकरं नष्टस्य स ——

———|◡◡—|◡—◡|◡◡—|—— स्य संवित्करम्

मृ——◡◡——ऽ◡◡—ज्ञानप्रतिष्ठाकरम्

वन्दे—◡◡ लोकबोधनकरं श्रेय ◡—— करम्॥

પછી બુદ્ધ કહે છે—**स्वागतं भ.........ऋद्धिविकल्पेश्वराय.........**

ત્યારપછી કોઈ એક પુરુષ-સંભવ છે કે કોઈ શ્રમણ હશે-કહે છે.

त्रिभिः शिष्यैः परिवृतः शोभते मुनिचन्द्रमाः।

....न. त्रि—— ऽ युक्त इव चन्द्रमाः॥

આગળ જતાં આત્મવિષયક સંભાષણ આવે છે, તેમા કોઈક જણાવે છે કે—

शरीरनिर्मुक्तमात्मेश्वरसंज्ञकं बुद्धिसांक्ष्यं तत्

सूक्ष्मत्वाच्चैव दोषाणामव्यापाराच्च चेतसः।

दीर्घत्वादायुपश्चव मोक्षस्तु परिकल्प्यते॥

**શારીપુત્ર જવાબ આપે છે**—भगवन् अस्य धर्मस्य.......[त?] थात्मग्राहे इति न नैष्ठिकी निर्वृति र्भवति नैरात्म्यदर्शनाच्च भवति तद्यथा नदीस्रोतसो वर्तमानस्य प्रत्य ........पे........स्य अस्मिन्नुपरते स्यो ...... प्राप्तं तच्च यथा निम्नगतं भवति तत्रादौ

ઈત્યાદિ. આગળ જતાં નીચે પ્રમાણે શ્લોક બોલે છે.

( શાલિની )—कर्म क्षेत्रं बीजमुत्पत्तिचेतः
तृष्णा क्लेदश्छादनं चाप्यवन्ध्यम् ।
एवं लोकः शम्यवज्ञायमानो
ज्ञानादित्ये.........

પછી બુદ્ધ કહે છે—विनीतयो र्यतिधर्मेण कृतपरिकर्मणोः अस्मात् सिद्धान्त-प्रतिवेधादुध्धृतविविधदृष्टिशल्ययोः शुद्धमनसोर्युवयोः

ઇત્યાદિ કહી નીચે પ્રમાણે શ્લોક બોલે છે.

( વંશસ્થ ) अतः परं ज्ञानमिदं यतेन्द्रियौ ।
निरन्तरं भावयितुं विमुक्तये ।
शि- क्षु भिक्षामखिलामक~—
निरामयौ पातु...............

ત્યાર પછી આવતી પ્રશસ્તિ પહેલા આપી છે.

આ નાટકોના સમય નિર્ણય માટે તેની પ્રતોની લિપિ એ મુખ્ય સાધન છે. તેની લિપિ કુશન સમયની છે એમ પ્રો. લ્યુડર્સ નક્કી કરે છે; અને નાટકોને ખ્રીસ્તી સંવતની આરંભમાં મુકે છે. આ રીતે શારીપુત્રપ્રકરણના કર્તા તરીકે અશ્વઘોષનો સમય ઇસ્વીસનનો પહેલો સૈકો ઠરે. બીજા પ્રમાણોથી પણ અશ્વઘોષ માટે એ જ સમય નક્કી થએલો છે. અશ્વઘોષ કનિષ્કનો સમકાલીન હતો એ મત લગભગ સર્વમાન્ય થએલો છે. પણ કનિષ્કનાં સમય વિષે મતભેદ છે. પ્રો. ડૉ. ઑલ્ડેનબર્ગના છેલ્લા સંશોધન પ્રમાણે તેનો સમય ઇસ્વીસનના પહેલા સૈકાને અન્તે છે.૧૧

આ નાટકના અવશેષોમાંથી નાટક સાહિત્યના ઇતિહાસ વિષે કેટલી અગત્યની માહીતી મળે છે તે વાંચકો કલ્પી શક્યા હશે. આપણે જોઈ શકીએ છીએ કે ખ્રીસ્તી સંવતના પ્રથમ સૈકામાં સંસ્કૃત નાટકનું સ્વરૂપ ચોક્કસ થઈ ગયું હતું. નાટકની અંકોમાં વ્હેંચણી, ઉચ્ચ પાત્રોની સંસ્કૃત ભાષા અને હલકા પાત્રોની તેમની ભિન્ન ભિન્ન સ્થિતિ અનુસાર ભિન્ન ભિન્ન પ્રાકૃત ભાષાઓ સરળ અને મધુર સંસ્કૃત-પ્રાકૃતમાં વાતચીત, ભાવોને અનુસરતા ભિન્ન ભિન્ન પ્રકારના પ્રસિદ્ધ છંદો. (મુદ્રાનાનો ઉપયોગ એની અને ભાસની વિશેષતા છે.) મશ્કરા તરીકે વિદૂષકનો ઉપયોગ, પહેલા નાટકમાં **ચિત્તવૃત્તિઓનો** પાત્રો તરીકે ઉપયોગ. ઇત્યાદિ બાબતો આ અવશેષોમાંથી જણાઈ આવે છે. શારીપુત્ર નાટકને 'પ્રકરણ' કહ્યું છે તે ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે તે સમયે નાટકોના પ્રકાર જાણીતા હશે. સંભવ છે કે દશ પ્રકારના રૂપકો જાણીતા હોય.

પ્રકરણના સંબંધમાં એક બાબત વિચારવા જેવી છે. શારીપુત્રપ્રકરણ નવ-અંકી છે;

--------

* જર્મન પ્રસ્તાવનાના ઉપયોગી ફકરાઓ સમજવામાં શ્રી. નગીનદાસ ઈશ્વરભાઈ પરીખે મને ઘણી મદદ કરી છે. તે માટે તેઓશ્રીનો હું આભારી છું.

૧૧ જુઓ. Literary, His. of Sanaskrit. Buddhism. પા. ૨૮

જ્યારે પ્રસિદ્ધ પ્રકરણો મૃચ્છકટિક, માલતીમાધવ, મલ્લિકામારુત દશ અંકી છે.[12] પ્રકરણમાં વસ્તુ સામાન્ય રીતે રાજાઓનું નહિ પણ જનસમાજમાં ઉચ્ચસ્થાન ભોગવતા અમલદારો, શેઠીઆઓ, ઉચ્ચકુલીન બ્રાહ્મણો વગેરેનું ચરિત્ર હોય છે. એ દૃષ્ટિએ શારીપુત્ર, પ્રકરણના શાસ્ત્રીય લક્ષણને મળતું છે; પણ પ્રકરણનું વસ્તુ કવિકલ્પિત હોવું જોઈએ એ બાબતમાં મળતું નથી. તેનું વસ્તુ ઐતિહાસિક છે. મને લાગે છે કે નાટ્યશાસ્ત્રોમાં આ ભેદ પછી દાખલ થયો હશે. સામાન્ય રીતે નાટકોમાં પુરાણો વગેરેમાં વર્ણવેલા રાજાઓનું અને માલવિકાગ્નિમિત્ર જેવા નાટકમાં ઐતિહાસિક રાજાઓનું નિરૂપણ થતું હશે; જ્યારે પ્રકરણોમાં સામાન્ય જનસમાજનું વર્ણન થતું હશે. તદ્દન નવી વસ્તુની કલ્પનાને–જેને પુરાણોનો કે ઇતિહાસનો કે પરંપરાનો ટેકો ન હોય–આ ક્ષેત્રમાં વિશેષ અવકાશ મળે છે એ વાત સામાન્ય રીતે આપણા દેશના તેમજ બીજા નાટકો જોતાં સમજી શકાય છે. એટલે એ સ્વાભાવિક છે કે મોટે ભાગે પ્રકરણો કલ્પિત વસ્તુવાળા હોય; અને તેથી શાસ્ત્રકારોએ એને પ્રકરણનું નાટકથી ભેદતત્ત્વ ગણ્યું હશે.[13]

---

૧૨ નાટક તેમજ પ્રકરણ પાંચથી દશ અંક સુધીના હોઈ શકે.

प्रकरणनाटकविषये पञ्चाद्या दशपरास्तथा चैव ।
अंकाः कर्तव्या ॥ ભ. ના. શા. અ. ૧૮ શ્લો. ૧૦૨

૧૩ यन्नाटके मयोक्तं वस्तु शरीरं च वृत्तिभेदाश्च ।
तत्प्रकरणेऽपि कार्यं केवलमुत्पाद्यवस्तु स्यात् ॥

૯૮ મો શ્લોક પણ જુઓ. ભ. ના. શા. અ. ૧૮ શ્લો. ૯૫.




## કાલિદાસ અને વિક્રમાદિત્યના કાલનિર્ણયની દિશા. લે. કા. કૃ. લેલે અને શિ. કા. ઓક.

મધ્યયુગીન ભારતના ઇતિહાસમાંના આ બે રત્નો ખોવાઇ ગયાં છે, અને તેમની શોધમાં અનેક વિદ્વાન સંશોધકોએ અથાગ પ્રયત્નો કર્યા છે. તોપણ હજી ચોકખી રીતે તેમની શોધ લાગી નથી. છતાં દરેક સંશોધકના પ્રયત્નોનો તેના પછીના સંશોધનના ક્ષેત્રમાં કામ કરનારાઓને થોડો ઘણો ઉપયોગ થયા વિના રહેતો નથી. હમણાં જ કલિદાસ અને વિક્રમાદિત્યના કાલનિર્ણયની મહત્ત્વની બાબતમાં ધારના પ્રસિદ્ધ સંશોધકો રા. કા. કૃ. લેલે અને રા. શિ. કા. ઓક આ બન્નેએ કરેલા ભેગા પ્રયત્નના ફલ તરીકે ત્હેમની 'વિવિધજ્ઞાન વિસ્તાર' માં લેખમાળા પ્રસિદ્ધ થઇ છે. પૂનાના ભારત–ઇતિહાસ સંશોધક મંડળમાં આજ લેખમાળા પૂર્વે નિબંધરૂપે વાંચવામાં આવી હતી. એજ લેખ "પુરાતત્ત્વ"ને સમાલોચનાર્થે મોકલવામાં આવ્યો છે. પુરાતત્ત્વના ચિકિત્સક સંશોધકોને આ પ્રમાણે ઉપયોગી થઇ પડશે એમ મારી તેનો સાર નીચે આપીએ છીએ.

બાણભટ્ટના શ્રીહર્ષચરિતમાં તથા ઐહલે ( Aihole ) ના જૈનદેવાલયના શિલાલેખમા કાલિદાસનો સ્પષ્ટ ઉલ્લેખ છે. આ બન્નેનો પણ કાલ ઇ. સન ૬૩૫ ના અરસામાં છે એમ નક્કી થયું છે. તેથી સન ૬૩૫ પહેલાં કાલિદાસ હોવો જોઇએ એમ નક્કી છે. આ એક બાજુની મર્યાદા થઇ. વળી કાલિદાસના માલવિકાગ્નિમિત્ર નાટકનો નાયક શુંગવંશીય રાજા અગ્નિમિત્રનો કાલ ખ્રિસ્તાબ્દ પહેલાં ૧૫૦ વર્ષનો નક્કી થયો છે. તેથી તે પછીનો કાલિદાસ એ નક્કી. આ થઈ બીજી મર્યાદા. ત્યારે હવે ખ્રિસ્તાબ્દ પૂર્વે પહેલા શતકથી માંડીને ઇ. સ. ૬૩૫ના દરમિયાનમાં કાલિદાસ અને વિક્રમાદિત્ય થઈ ગયા હોવા જોઇએ. હવે એમાંથી દરેક શતક લઈને એમાં આ બન્નેના અસ્તિત્વને માટે ચોકખા પ્રમાણો મળી આવે છે કે નહિ તે આપણે જોઇએ.

ખ્રિસ્તાબ્દ પૂર્વે પહેલું શતક. આ શતકમાં ઉપરનાં બે રત્નો થઇ ગયા હોય એમ ઘણા વિદ્વાનો માને છે. પણ સત્યાન્વેષણની કઠોર દૃષ્ટિથી જોતાં આ શતકમાં ત્હેમના અસ્તિત્વને માટે પુરાવો મળતો નથી. અત્યારે ત્હેમના પછીના ચન્દ્રગુપ્ત, અશોક, મૌર્ય વિ. રાજાઓને વિષે ઘણા ઉલ્લેખો છે પણ પહેલા બેને વાસ્તે એક પણ ઉલ્લેખ નથી. હાલનો કહેવાતો વિક્રમ સંવત ઇ. સ. પૂ. પહેલાં ૫૮ના અરસામાં શરૂ થયેલો હશે. પણ સત્તાવન પછી લગભગ હજાર વર્ષ સુધીના ગ્રન્થોમાં અથવા શિલાલેખોમાં વિક્રમસંવત એવો ચોકખો ઉલ્લેખ નથી. માત્ર **માલવાનાં ગણસ્થિત્યા** । વિ. શબ્દો છે. પણ ત્હેનો અર્થ આ સંવત પહેલો માળવામાં ઉત્પન્ન થયો એટલું જ સિદ્ધ થાય છે. વિક્રમ એનો પ્રવર્તક એમ કહી શકાય નહિ.

ઇ. સ. નું પહેલું બીજું અને ત્રિજું શતક. આમાં પણ પહેલા બેને વિષે ચોક્ખા ઉલ્લેખો નથી. જો કે "હાલ-નૃપતિ વિરચિત" ગાથાસપ્તશતીમાં (પદ્ય ચોસઠમી. ૬૪) વિક્રમાદિત્યના નામનો ઉલ્લેખ છે; પણ ગાથાસપ્તશતીનો કાલ હજી નિશ્ચિત નથી. કેટલાક વિદ્વાનો કહે છે કે ત્હેનો કાલ ઇ. સ. પહેલું શતક છે, તો ડૉ. દેવદત્ત ભાંડારકર ઇત્યાદિ સાબીત કરે છે કે તે ગ્રન્થ છઠ્ઠા સૈકામાંનો જ હશે.

વળી પૈશાચી ભાષામાંની બૃહત્કથામાં વિક્રમની કથાઓ છે એમ ત્હેના કથાસરિત્સાગર નામના ભાષાંતર ઉપરથી દેખાય છે. પણ બૃહત્કથાનો કાલ નિશ્ચિત નથી. વળી આ ત્રણે સૈકામાં વિક્રમાદિત્યના વર્ણનને પાત્ર થાય એવો સાહિત્ય પ્રેમી અને મહાપરાક્રમી એક પણ રાજા થયો નથી.

ઇ. સ. ચોથું અને પાંચમું શતક. ચોથા શતકમાં ગુપ્તવંશનો તથા સંસ્કૃત વાઙ્મયનો ઉત્કર્ષ થયો એ સાચી વાત. આ વંશમાં સમુદ્રગુપ્ત, ચન્દ્રગુપ્ત, કુમારગુપ્ત અને સ્કન્દગુપ્ત એવા ચાર મહાપુરુષો થયા એ પણ સાચું. તેમાં વળી ચન્દ્રગુપ્ત (બીજો) તો ઉજ્જયિનીનો રાજા પણ હતો એટલું જ નહિ પણ ત્હેમના માળવા અને કાઠીઆવાડમાં જડી આવેલા સિક્કા ઉપરથી વિક્રમાંક તથા વિક્રમાદિત્ય એવી ત્હેની પદવી પણ મળી આવે છે. તેથી જ એ જ ચંદ્રગુપ્ત શકને છતનાર, શક પ્રવર્તક વિક્રમાદિત્ય હોવો જોઇએ; અને ત્હેના દરબારમાં કાલિદાસ હોવો જોઈએ એવું ડૉ. ભાંડારકર ઇત્યાદિ માને છે. પણ ત્હેમના અનુમાનો સિદ્ધ થયાં નથી. ગુપ્તના વખતના અત્યારે ઘણા શિલાલેખો મળી આવ્યા છે ત્હેમાં ગુપ્ત સંવતનો જ ચોક્ખો ઉલ્લેખ છે. વિક્રમ સંવતનું નામ સરખું પણ નથી. વળી તત્કાલીન વાઙ્મયમાં કાલિદાસઆદિ કવિના નામો સુદ્ધાં નથી.

૭. સ. નું છઠ્ઠું શતક. આ શતકમાં શકારિ ઉજ્જયિનીપતિ, વિક્રમાદિત્ય, થયો હોય એમ અનેક પ્રમાણો ઉપરથી લાગે છે. આ પ્રમાણોનો ટુંકામાં નિર્દેશ કરીયે છીએ.

**પ્રમાણ ૧ લું.** ચીનીપ્રવાસી હ્યુએનત્સંગે હિંદુસ્થાનમાં ઇ. સ. ૬૨૯. થી ૬૪૫ સુધી પ્રવાસ કર્યો હતો તે પોતાના પ્રવાસવૃત્તમાં લખે છે. "સાઠ વર્ષ પહેલાં માળવામાં એક મહાવિખ્યાત વિદ્વાન્ રાજા થઈ ગયો તેણે પચાસ કરતાં વધારે વર્ષ રાજ્ય કર્યું એમ જુનાં લખાણો ઉપરથી જણાય છે." વળી તે એમ પણ કહે છે કે તે વખતે હિંદુસ્થાનમાં, એક માળવામાં અને બીજું મગધમાં એમ બે પ્રસિદ્ધ વિદ્યાપીઠ હતાં. હવે તે વિક્રમાદિત્યને બદલે તે રાજાનું નામ શિલાદિત્ય હતું એમ કહે છે. પૂરાવો ટીકા કરે એવી આ એક બાબત છે. છતાં એક પ્રસિદ્ધ સાહિત્યપ્રેમી રાજા આશરે ૫૩૦ થી ઈ. સ. ૫૮૦ સુધી થયો એટલું તો નક્કી.

**પ્રમાણ ૨ જું.** રાજતરંગિણીના ત્રિજા તરંગમાં નીચેનું વર્ણન છે. "હિરણ્ય પછી કાશ્મીરનું સિંહાસન ખાલી પડ્યું. તે જોઇને હર્ષાપરનામધેય ઉજ્જયિનીપતિ શકારિ વિદ્વત્પ્રિય વિક્રમાદિત્ય સમ્રાટે ત્હેના ઉપર પોતાના વિદ્વાન્ મિત્ર, માતૃગુપ્તની નિમણૂંક કરી. પણ વિક્રમાદિત્યના મરણ પછી કાશ્મીર રાજ્યનો ખરો વારસ પ્રવરસેન આગળ આવ્યો ત્યારે માતૃગુપ્તે આપ

ખુશીથી હેને રાજ્ય આપ્યું. આ પ્રવરસેને કાસ્મીરમાં પ્રવરપુર કરીને એક નગર વસાવ્યું જે અત્યારે શ્રીનગર કહેવાય છે. ઈ. સ. ૬૩૧ માં હ્યુએનત્સંગ કાસ્મીરમાં ગયેલે ત્યારે તેહેણે એ નગર જાતે જોએલું. આ નગર હમણાં જ વસાવેલું છે એમ તેહના વિષે તે લખે છે. તેથી પ્રવરપુરની સ્થાપના આશરે ઇ. સ. ૫૯૦ મા થઈ હશે. તે પહેલાં દશવર્ષ એટલે ઈ. સ. ૫૮૦ ના અરસામા વિક્રમાદિત્ય મરણ પામ્યો હશે. રાજતરંગિણીમાંનું વર્ણન અને ચીની પ્રવાસીનું વર્ણન સરખાવતા ચીનીપ્રવાસીનો શિલાદિત્ય એજ વિક્રમાદિત્ય હર્ષ છે એવી ખાત્રી થાય છે. શિલાદિત્ય એ હર્ષની બીજી પદવી હશે. તે વખતના રાજાઓએ બે બે પદવીઓ ધારણ કરેલી એમ ઇતિહાસ પુરાવો આપે છે.

**પ્રમાણ ત્રીજું**: વળી એજ ચીની પ્રવાસી લખે છે કે તે વખતે વલભીનો રાજા ધ્રુવભટ્ટ તરણ હતો. એ માલવરાજા શિલાદિત્યનો ભાણેજ અને કનોજાધિપતિ હર્ષવર્ધનનો જમાઈ હતો. આ શિલાદિત્ય ( ધ્રુવભટ્ટનો મામો ) સાઠ વર્ષ પહેલા મરી ગયેલો શિલાદિત્ય ઉર્ફે વિક્રમાદિત્ય હર્ષનો કોઈ સગો હતો એમ રાજતરંગિણી તરંગ ત્રિજો શ્લોક ૩૩૦ ઉપરથી સ્પષ્ટ થાય છે. તેહમા લખ્યું છે " કાસ્મીરના રાજા પ્રવરસેને હર્ષ વિક્રમાદિત્યનો પુત્ર જેને શિલાદિત્ય પણ કહે છે તેહેને શત્રુઓએ પચાવેલું રાજ્ય ફરીથી અપાવ્યુ.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે બીજો શિલાદિત્ય અને કનોજ રાજા હર્ષવર્ધન અને વલભીરાજા ધ્રુવભટ્ટ એ બધા સમકાલીન હતા. વળી આ શિલાદિત્ય રાજ્ય ગુમાવવાથી દુર્બળ થયો હતો એમ લાગે છે. તેથી આપણો ઇતિહાસપ્રસિદ્ધ સાહિત્યપ્રેમી રાજા એ જૂનો જ વિક્રમાદિત્ય હોવો જોઇએ એમા શક નથી.

**પ્રમાણ ચોથું**. બાણભટ્ટ હર્ષચરિતની પ્રસ્તાવનામા સુબન્ધુની વાસવદત્તાનો આદરપૂર્વક ઉલ્લેખ કરે છે. તેથી સુબન્ધુ બાણ પહેલાં થયેલો એતો નક્કી જ. હવે સુબન્ધુ વાસવદત્તાની પ્રસ્તાવનામાં વિક્રમાદિત્યના સ્વર્ગસ્થ થયા પછી આ ગ્રન્થ લખાયો એમ જણાવે છે, આ ઉપરથી પણ વિક્રમનો કાલ નિશ્ચિત થાય છે. આ જ વાસવદત્તાનો ટીકાકાર નૃસિંહ સુબન્ધુ વિક્રમાદિત્યના દરબારમા હતો અને તેહેણે એ કાવ્ય વિક્રમાદિત્યના મરી ગયા પછી લખ્યું એમ જણાવે છે. આ પણ ધ્યાનમાં લેવા જોગ છે.

**પ્રમાણ પાંચમું**. સુબન્ધુનો મામો પ્રસિદ્ધ પંડિત વરરુચિ હતો. '**वररुचिभागिनेयमहाकविसुबन्धुविरचिता वासवदत्ता**' આવો વાસવદત્તાની એક જુની પોથીમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. હવે વરરુચિ પોતાના પત્રકૌમુદી ગ્રંથમાં લખે છે:

**' विक्रमादित्यभूपस्य कीर्तिसिद्धेर्निदेशतः ।**
**श्रीमान् वररुचिर्धीमान तनोति पत्रकौमुदीम् ॥**

સુબન્ધુ બાણ પહેલા ખરો પણ છઠ્ઠા સૈકામાં કેમ એવો સવાલ ઉઠશે. પણ આ બાબતમાં ખુદ વાસવદત્તામાં જ એક બે પ્રમાણો મળે છે. વાસદત્તામાં દણ્ડીનું ' છન્દોવિચિત ' બદન્ત ધર્મકીર્તિનું બૌદ્ધસંગતિ અને ઉદ્યોતકરાચાર્યની ન્યાયસ્થિતિ આ ત્રણેનો ઉલ્લેખ છે. અને તેહમનો કાલ ઇ. સ. છઠ્ઠો સૈકો નક્કી થયેલો છે. તેથી સુબન્ધુ પણ છઠ્ઠા સૈકાના પહેલાં નથી એમ નક્કી. અર્થાત્ વિક્રમાદિત્ય છઠ્ઠા સૈકા પહેલાં ન જ હોઈ શકે.

**પ્રમાણ છઠ્ઠું.** ભર્તૃહરિ વિક્રમાદિત્યનો ભાઇ અને શતકત્રય તથા વાક્યપદીય વગેરે ગ્રંથના કર્તા તરિકે પ્રસિદ્ધ છે. તે છઠ્ઠા સૈકામાં થયો હોય એમ નીચેના પ્રમાણો ઉપરથી લાગે છે.

સુબન્ધુની વસવદત્તાંમાં ભર્તૃહરિના શૃંગારશતકમાંથી અવતરણ લીધું છે.

કાલિદાસના શાકુન્તલના **भवन्ति नम्रास्तरव:।** આ શ્લોક ભર્તૃહરીના નીતિશતકમાં પણ મળે છે.

પ્રો. પાઠકના મતે ભર્તૃહરિ ધર્મકીર્તિ પછીનો છે. તેથી એ સુબન્ધુનો સમકાલીન હશે.

બૌદ્ધ યતિ ઇત્સીંગ સાતમા શતકમાં હિંદમાં આવ્યો. તેણે ભર્તૃહરિ ઇ. સ. ૬૫૦ ના અરસામા વયોવૃદ્ધ થઇ મરણ પામ્યો છે એમ લખ્યું છે. આ બધા ઉપરથી ભતૃહરિનો ભાઇ વિક્રમાદિત્ય પણ છઠ્ઠા સૈકામાં હોય એમ લાગે છે.

**પ્રમાણ ૭ મું.** પ્રસિદ્ધ અરબ્બી પંડિત અલ્બેરૂની લખે છે કે ઉજ્જયીનીનો રાજા વિક્રમાદિત્યે કોરૂર ગામ આગળ શકનો પરાભવ કરીને પોતાના નામનો શક ચલાવ્યો. અલ્બેરૂની ચોકખું કહે છે કે આ શકજેતા વિક્રમાદિત્ય અને સંવતપ્રવર્તક વિક્રમાદિત્ય બન્ને તદ્દન જુદા છે. રાજતરંગિણીના દ્વિતીય તરંગમાં પણ તદ્દન એવો જ ઉલ્લેખ છે. હવે કોરૂરની લડાઇનો કાલ ફરગ્યુસન ફ્લીટ વગેરે ઇ. સ. ૫૪૪ માને છે. વિલ્ફર્ડ પણ શકારિ વિક્રમનો કાલ શકે ૪૬૬ માને છે. આ બન્ને તારિખો મળતી હોવાથી વિક્રમાદિત્ય છઠ્ઠા સૈકામાં થયો એ નક્કી છે.

**પ્રમાણ ૮ મું.** મંદોસરના કૂપમાં, ને જયસ્તંભો ઉપર છઠ્ઠા સૈકામાંના માળવાના રાજા યશોધર્મ દેવની સ્તુતિ લખી છે તેમાં તેને મહાપ્રતાપી હોણાધિપતિનો જેતા એમ કહ્યું છે. આ પ્રશસ્તિનો કાલ ઇ. સ. ૫૩૨ છે. આ રાજાના વર્ણન ઉપરથી હર્ષ વિક્રમાદિત્ય એ જ હોય એમ લાગે છે. આ યશોધર્મ દેવ ઉજ્જયિની-પતિ પણ હતો એ ધ્યાનમાં રાખવા જેવું છે.

**પ્રમાણ ૯ મું.** જ્યોતિર્વિદાભરણ ગ્રંથના ૪ થા અધ્યાયના ૫૩ માં શ્લોકમાં ભવિષ્યકથન કર્યું છે કે વિક્રમભૂપતિની કાલગણના પ્રમાણે ૧૦૩ વર્ષ પછી ક્ષય માસ આવશે. હવે વિક્રમાદિત્યનો શક માલવ સંવત્ ૬૦૧ એટલે ઈ. સ. ૫૪૪ માં શરૂ થયો, તેથી ગણના કરતાં ઈ. સ. ૬૪૭ માં ક્ષય માસ આવવો જોઇએ અને દિવાનબહાદુર કન્નુ સ્વામી પિલ્લેના Indian Chronology ના કોષ્ટકમાં ઈ. સ. ૬૨૯ માં ક્ષય માસ આવ્યો છે. જ્યોતિષના નિયમ પ્રમાણે એમાં ૧૯ વર્ષ ઉમેરીએ તો ઈ. સ. ૬૪૮ સાલ આવે છે. આ સાલ (પહેલા) ના અરસામાં યશોધર્મદેવે શકોના ઉપર વિજય મેળવ્યો હતો, તેથી વિક્રમાદિત્ય હર્ષ યશોધર્મદેવ ઉજ્જયિનીપતિ છઠ્ઠા સૈકામાં થયો એ લગભગ સિદ્ધ થયા જેવું છે. હવે વિક્રમાદિત્યના દરબારમાં રત્ન તરિકે મનાયેલા કાલિદાસના કાલ વિષે પ્રમાણો જોઇશું.

૧ લું. ઇ. સ. ૬૨૫ ના અરસામાં હર્ષચરિતમાં કાલિદાસનો ઉલ્લેખ છે. તેથી તે પહેલાં કાલિદાસ એ નક્કી.

૨ જું. કાલિદાસના ગ્રંથોમાં રાશિના ઉલ્લેખો ઘણા આવે છે. રા. ચિંતામણ વૈદ્ય શક પૂર્વ કાલમાં હિન્દુઓ રાશિ જાણતા ન હતા એમ જણાવે છે. મીન, મેષ, વૃષભ એ પરિભાષા મુખ્યતઃ વરાહ મિહિરના કાલથી જ કાયમ થઇ છે, તેથી વરાહમિહિરનો સમકાલીન અથવા ત્યાર પછીનો કાલિદાસ હોવો જોઇએ.

પૃ. ૧૫

- - - - - -

૩ જું. વરાહમિહિરની બૃહત્સંહિતા અને કાલિદાસના કાવ્યમાંના જ્યોતિર્વિષયક ઉલ્લેખોમાં અતિશય સાદૃશ્ય છે. વરાહમિહિરના વખતમાં અયનાંશમાં હાલના કરતાં ૧૯ અંશનો ફરક છે અને એ ફરક પડવાને ૧૩૫૦ વર્ષ જોઇએ. તેથી ઈ. સ. ૫૭૦ ના અરસામાં કાલિદાસ અને વરાહમિહિર બંન્ને પણ હોવા જોઇએ એ સ્પષ્ટ છે.

૪ થું મેઘદૂતમાં મલ્લીનાથે દિંગનાગાચાર્યનો ઉલ્લેખ શોધી કહાડ્યો છે. આ બૌદ્ધ પંડિત કાલિદાસનો પ્રતિસ્પર્ધી મનાય છે. દિંગનાગનો ગુરુ વસુબંધુ ઇ. સ. ૪૮૦ સુધી હયાત હતો. તેથી તેનો શિષ્ય અને કાલિદાસ એ પણ છઠ્ઠા સૈકામાં થયા એમ સાબીત થાય છે.

૫ મું આખ્યાયિકા એમ કહે છે કે કાવ્યાદર્શનો કર્તા દંડી અને કાલિદાસ એ સમકાલીન હતા. કાવ્યાદર્શમાં **लक्ष्मलक्ष्मीं तनोति ।** આ વચન શાકુન્તલમાંથી લીધેલું હોય એમ ચોકખુ લાગે છે. બીજી આખ્યાયિકા એમ કહે છે કે જાનકીહરણ કાવ્યનો કર્તા કુમારદાસ અને કાલદિસ એ સમકાલીન હતા. બંગાળાના પ્રસિદ્ધ પંડિત સતીશચંદ્ર વિદ્યાભૂષણ આ આખ્યાયિકાને ખરી માને છે. કુમારદાસ ઈ. સ. છઠ્ઠા સૈકામાં થયો તેથી કાલિદાસ પણ એ જ અરસામાં હોવો જોઇએ. ત્રીજી આખ્યાયિકા એમ કહે છે કે કાલિદાસ અને વરાહમિહિર એ બંન્ને સમકાલીન હતા. એક વખતે ભર દરબારમાં વરાહમિહિરે જ્યોતિષ-શાસ્ત્રની બાબતમાં કાલિદાસનું અપમાન કર્યું તેથી રીસાઇને કાલિદાસે જ્યોતિર્વિદાભરણ ગ્રંથ કર્યો. આ ત્રણ આખ્યાયિકાઓ કાલિદાસ છઠ્ઠા સૈકાના માનીએ તો જ બંધ બેસે છે.

**પ્રમાણ ૬ ઠું.** મહારાષ્ટ્રી ભાષામાં સેતુબંધ કરીને કાવ્ય છે તેનો કર્તા પ્રવરસેન છે એમ બાણભટ્ટ કહે છે. આ કાવ્યના દરેક આશ્વાસને અન્તે **इअसिरि पवरसेन विरइए कालिदासकए दहमुहवहे महाकव्वे** એવો ઉલ્લેખ છે તેથી આ પ્રબંધની સાથે કાલિદાસ અને પ્રવરસેન બન્નેનો સંબંધ હોવો જોઇએ એમ લાગે છે. વળી આ કાવ્ય ઉપરની ૩૦૦ વર્ષ પહેલાની ટીકા છે તેમાં **इह महाराजप्रवरसेननिमित्तं कचिचक्रचूडामणिमहाशयः कालिदास सेतुबन्धःप्रबन्ध चिकीर्षुः** એમ લખ્યું છે. આગળ પ્રવરસેન અને વિક્રમાદિત્ય સમકાલીન હતા એમ રાજતરંગિણી ઉપરથી અમે સિદ્ધ કર્યું છે. હવે ઉપરના ઉલ્લેખ ઉપરથી કાલદિસ પણ આ બંન્નેનો સમકાલીન છે એ ચોકખું છે.

રા. બ. આઠવલે.

'**વિવિધજ્ઞાન વિસ્તાર**' સાથે જોડેલી '**મહારાષ્ટ્ર-સાહિત્ય પત્રિકા**' માં પ્રો. ગોવિંદ શિ. આપટે-એ આ નિબંધની અનુકૂલ સમાલોચના કરી છે. પણ છેવટે તેઓ જણાવે છે કે 'જ્યોતિર્વિદાભરણ' ગ્રંથ કાલિદાસનો હોય એ સંભવિત નથી. આ અભિપ્રાય યોગ્ય છે.

---

## ચિત્ર પરિચય.

પુંઠા ઉપર આપેલું ચિત્ર ભરૂચની જામેમસ્જીદની એક મેહરાબનું છે. મુસલમાનોની નીચે પણ કાયમ રહેલી હિન્દુકળાનું આમાંથી કંઇક સૂચન મળે છે. ( જુઓ. ઑ. સ. ઑ. વે. ઈ. ઑ. ૬ પા. ૨૨ )

# નોંધ

ચાલુ સત્રમાં નીચે પ્રમાણે વર્ગો ચાલશે. સોમ, બુધ અને શુક્ર પં. સુખલાલજી વાત્સ્યાયનભાષ્ય લેશે, અને મંગળ, ગુરુ, અને શનિ અ. ધર્માનંદ કોસમ્બી 'ધમ્મપદ' શીખવશે. જિજ્ઞાસુઓને પધારવા વિનંતી છે. સ્થળ પુરાતત્ત્વ મંદિર. સમય પછીથી નક્કી થશે.

× × × × × ×

પં. સુખલાલજી અને પં. બેચરદાસ સમ્મતિતર્કનું સંપાદનનું કાર્ય સત્વરે ચલાવે છે. પં. બેચરદાસનું પ્રાકૃત-ભાષાઓનું વ્યાકરણ છપાવવું શરૂ થઇ ગયું છે. અધ્યાપક ધર્માનંદ કોસમ્બીએ 'બૌદ્ધસંઘનો પરિચય' એ ગ્રંથનો પૂર્વભાગ તૈયાર કર્યો છે; તે દીવાળી પછી છપાશે, ઉત્તર ભાગ તૈયાર કરવાનું શરૂ કરી દીધું છે. અધ્યાપક રામનારાયણ વિ. પાઠકનો અર્થશાસ્ત્રનો અનુવાદ ચાલે છે. કાવ્યપ્રકાશના પહેલાં પાંચ ઉલ્લાસોનો અધ્યાપક પાઠકનો અનુવાદ તૈયાર થયો છે, દીવાળી પછી થોડાક વખતમાં પ્રસિદ્ધ થશે. વૈદિકપાઠાવલી છપાય છે. શ્રીમદ્રાજચંદ્ર-જ્ઞાન-ભંડારમાં આજ સુધી ૪૨૫૧ પુસ્તક આવેલાં છે.

× × × × × ×

દીવાળી પછી જે નવું કાર્ય માથે લેવાનું છે તેની નોંધ આવતા અંકમાં આવશે.

× × × × × ×

ગયા વર્ષના અંકોની શબ્દસૂચિ હજી તૈયાર થઇ શકી નથી તે માટે અમે અમારા ગયા વર્ષના ગ્રાહકોની ક્ષમા માગીએ છીએ. તૈયાર થયે મુખપૃષ્ટ સાથે મોકલીશું.

સંપાદક.

# શ્રીમદ્રાજચંદ્ર જ્ઞાનભંડારમાં આવતાં ચોપાનીઆંમાંના પુરાતત્ત્વવિષયક લેખોની યાદી

## જર્નલ ઑફ ધી રોયલ એશિયાટીક સોસાયટી. ( ગ્રેટબ્રિટન ) જાન્યુઆરી.૧૯૨૩

૧ હેરતની જુની ભાષાવાળી અન્સારીની તબકત. લે. ડબલ્યુ. ઇવેનોવ.

૨. પ્રાચીન પરંપરાઓ અને આધુનિક શોધો પ્રમાણે એજીયન દુનિયામાં ફ્રેમીયન કક્ષાના પ્રવેશ વિષે. લે. ડો. રોબર્ટ ઇસલર.

૩. બાબરીઆના વિષે વિશેષ નોંધો ૧. બુખારા બાબરનામું આ જ છે. ૨. ભોપાલની હસ્તલિખિત પ્રતમાં બાબરનું ગણાતું પુત્ર પ્રત્યેનું ઉપદેશપત્ર લે. એન્નેટ એસ. બ્રીવેરીજ.

૪ શણગાર માટે વપરાતો ફુરી કક્કો. લે. સર રીચર્ડ ટેમ્પલ.

૫ માઉન્ટ ડેલી, ધી રેટ હીલ. લે. ,,

૬ જોન ડી લાયેટ અને ફ્રાન્સીસ્કો પેલસર્ટ. લે. ડબલ્યુ. એચ. મોરલેન્ડ.

૭ માંડેન શબ્દ. લે. એ. મીન્ગના

૮ અશોકના શિલાલેખ ૧૩ માના પિતિનિક્યો. લે. ટી. એન. સુબ્રહ્મણિયમ્

૯ વમ્બ-મૌર્યો ,, ,, ,,

## એપ્રીલ ૧૯૨૩

૧ પ્રાચીન પરંપરા અને આધુનિક શોધો પ્રમાણે એજીયન દુનિયામાં ફ્રેમિયન કક્કાના પ્રવેશ વિષે. ભાગ બીજો. લે. ડો. રોબર્ટ એસલર

૨ હાજી મીરજા હસની શીરાઝી ફર્સનામાએનાસીરીમાં ફર્સની ભટકતી જાતો વિષે શું કહે છે ? લે. ડી. એ. લેકન

૩ આધુનિક બેબીલોનિયા વિષે કેટલીક નોંધ. લે. આર. કેમ્બેલ થોમસન

૪ અભિધમ્મપિટક અને ટીકાઓ લે. સી. એ. એફ. રીઝ ડેવીડઝ.

૫ પ્રલય પહેલાંના બાબિલોનાના રાજાઓ. લે. પ્રો. એસ. લેન્ગડન

૬ સુરેશ્વર અને મંડનમિશ્ર. લે. પ્રો. હિરિયન્ના

૭ સીરીએક એન નાબેતીન લે. પ્રો. ક્લેરમોન્ટ-ગેનો

૮ ફારસીમાં ઉપ-આજ્ઞાર્થ ( Subordinate Imperative ) લે. ડૉ. આર. એ. નિકોલસન

૯ નાયરો શદ્રો છે ?-લે. સર આર. સી. ટેમ્પલ

૧૦ લ લેજન્દ દી બુદ્ધઘોષ-પી મોન્ગન

૧૧ પિશિટ્ટના જુના કરાર ( Old Testament ) નો મેળ

જુલાઈ ૧૯૨૩

૧ હેરતની જુની બાપાવાળી અન્સારીની તબકત બાગ બીજો. લે. ડબલ્યુ. ઇવેનોફ
૨ ચિત્રસંજ્ઞાથી લશ્કરી ગવેષણ ( Pictographic Reconnaissances ) બાગ ૫. લે. એલ. હૉપકીન્સ
૩ કુર્દ નામ અને એના ભાષાશાસ્ત્રવિષયક સંબંધો. જી. આર ડ્રાઈવર
૪ કાપડ પર લખેલાં વધુ અરબી લેખપત્રો (૨) લે. એ. આર. ગેરટ
૫ સત્યપુત્રનું અભિજ્ઞાન લે. પી. જે. થોમ
૬ એન્થ્રોપસ કક્કો. લે. સર રીચર્ડ ટેમ્પલ
૭ સરીએક એત નાએતીન. લે. એ. મીન્ગના
૮ અરબી કહેવતો લે. ડૉ. એચ હર્શફેલ્ડ

જર્નલ એન્ડ પ્રોસીડીંગ્ઝ એશિયાટિક સોસાયટી ઑફ બેન્ગૉલ વો. ૧૮, ૧૯૨૨, અંક ૬

આમાં નવમી હીંદી વિજ્ઞાન પારષદનો અહેવાલ આપવામાં આવ્યો છે. તેમાં નીચેના વિષયો પુરાતત્વવિષયક છેઃ—

(૧) દક્ષિણ હિંદીના ખિલાડીના ટાપનો ઐતિહાસિક અહેવાલ, ખાસ કરીને કોઇમ્બતોરના ખિલાડીના ટાપોનો. લે. એસ. આર. વેંકટકિશ મુહેલીઅર.

(૨) જુના સરકારી ચોપડાઓનાં મનુષ્ય જાતોનું વૈજ્ઞાનિક વર્ણન. લે. શરચ્ચંદ્ર રૉય.

(૩) પૌરાણિક પુરાણવસ્તુશાસ્ત્ર. લે. પંચાનનમિત્ર.

ઈન્ડિયન એન્ટીક્વેરી જુલાઈ, ૧૯૨૩

૧ બાબેલોસા વિષે કેટલીક ચર્ચાઓ. લે. સર આર. સી. ટેમ્પલ
૨ પામીર અને હિંદુકુશની પેલી પારની ચીની ચઢાઈ ઈ. સ ૭૪૭. લે. સર ઓરેલ સ્ટીન.
૩ સાંખ્યકારકાનો પ્રશ્ન. શ્રીધરશાસ્ત્રી પાઠક
૪ દેવીચન્દ્રગુપ્તમ્. લે. એ. રંગાસ્વામી સરસ્વતી બી. એ.
૫ અવસ્તામાં કેનીનો અને મૈડેનોના સંભારણાનો મહોત્સવ

પૂર્તિ

૧. પ્રાચીન અને મધ્યકાલીન હિંદનો ભૌગોલિક કોશ. પા. ૧૨૭

ઓગસ્ટ, ૧૯૨૩

૧ રામશર્મનના અપભ્રંશ સ્તબકો. લે. સર જ્યોર્જ ગ્રીઅર્સન.
૨ હિંદી દુકાળોનો અસલી ઇતિહાસ ( મેના અંકથી ચાલુ ) લે. પી. એન. રામસ્વામી, બી. એ.
૩ હિંદી સીપાઈઓના બળવા વિષેના બકલરના રાજકારણી સિદ્ધાંત વિષે થોડા વિચારો. લે. એસ. એમ. એડવર્ડઝ.
૪ નકશબંદીઓના ઇતિહાસમાંના કેટલાક પ્રશ્નો. લે. એચ. એ. રોઝ,
૫ મુંબાઈ, ઈ. સ. ૧૬૬૦–૧૬૬૭. લે. એસ. એમ. એડવર્ડઝ,
૬ અંદામાન નિવાસીઓ અને એમના દેશ વિષે કંઈક. લે. સર. રીચર્ડ. ટેમ્પલ.
૭ જુની ફેક્ટરીના ચોપડામાંથી નોંધો. લે. સર. રીચર્ડ. ટેમ્પલ.

પૂર્તિ

પૂર્વ દરિયામાંના ચાંચિયાપણા વિષે નોંધો. એસ. ચાર્લ્સ હીલ. પા. ૨૫-૪૦

સપ્ટેમ્બર, ૧૯૨૩

૧. હિંદી દુકાળોનો અસલી ઇતિહાસ. લે. પી. એન રામસ્વામી, બી. એ.
૨. બ્રહ્મવિદ્યાનું મૂળ અને વિકાસ. લે નરેન્દ્રનાથ લૉ, એમ. એ., બી. એલ., પી. એચ.ડી.
૩. સુસવાયલું સચિત્ર મહાભારત. લે. એચ. જી. રૉલિન્સન.
૪. ગુજરાતનાં હલ અને પૈલમ માપો. લે. શમ્સ-ઉલ-ઉલ્મા જીવણજી જમશેદજી મોદી. બી. એ. પીએચ. ડી.
૫. અહમદનગરના નિઝામશાહી રાજાઓનો ઇતિહાસ. લે. કર્નલ સર વોલ્સલી હૅગ.
૬. હિંદમાંની કેટલીક જગાઓની ભૌગોલિક સ્થિતિ. લે. વાય. એમ. કાલે.
૭. પોખરાજ. લે. આર. સી. ટેમ્પલ.
૮. જુની ફેક્ટરીના ચોપડાઓમાંથી નોંધો. લે. આર. સી. ટેમ્પલ.

પૂર્તિ.

૯. દક્ષિણ અંદામાનની ભાષાનો શબ્દકોશ પરિશિષ્ટ ૧૩, એડવર્ડ હોરેસ મેન, પા. ૧૮૯ થી ૨૦૨

ક્વાર્ટર્લી જર્નલ ઓફ ધી મિથિક સોસાઇટી, જુલાઇ.

૧ કેમ્પેના ગાવડા સરદારો. લે. બી. પુટૈયા બી. એ.
૨ મૈસુર અને વિજયનગર રાજ્યની પડતી. લે. ડૉ. એસ. કૃષ્ણસ્વામી આયંગર. એમ. એ. પી. એચ. ડી.
૩. ડોસીમાની વાતોના પ્રકારની કોઇ બંગાળી લોકવાર્તા વિષે. લે. શરચ્ચંદ્રમિત્ર. એમ. એ.
૪. શાતવાહનો વિષે નોંધ,
૫. ગુણાઢ્ય અને બૃહત્કથા પર નિબંધ.

જૈનસાહિત્ય સંશોધક. જુલાઈ ૧૯૨૩.

૧. યોગદર્શન. લે. પંડિત સુખલાલજી.
૨. કુંરપાલ સોણપાલ પ્રશસ્તિ. લે. પ્રો. બનારસી દાસજી જૈન, એમ. એ.
૩. સોમદેવસૂરિકૃત નીતિવાક્યામૃત. લે. પંડિત નાથૂરામજી પ્રેમી.
૪. કીરગ્રામનો જૈન શિલાલેખ. સંપાદકીય.
૫. મહાકવિ પુષ્પદંત ઔર ઉનકા મહાપુરાણ. લે. પંડિત નાથૂરામજી પ્રેમી.
૬. પ્રો. લ્યુમન અને આવશ્યકસૂત્ર. લે. મુનિ. જિ. વિ. અને વકીલ કે. પ્રે. મોદી.

નાગરી પ્રચારિણી પત્રિકા. સં. ૧૯૮૦. ભાગ ૪નો અંક પહેલો.

૧. સોમેશ્વર ઔર કીર્તિકૌમુદી. લે. પં. શિવદત્ત શર્મા.
૨. અર્વાચીન અપઢ ધર્મપ્રચારક. લે. રાવબહાદુર બાબુ હીરાલાલ બી. એ.
૩. શ્રીમતી મૈનાબાઈ લે. મુન્શી દેવીપ્રસાદ.
૪. મંત્રીમંડલ ઔર ઉસકે ગ્રંથ લે. પં. શોભાલાલ શાસ્ત્રી.
૫. પાણિનિકે સમયમેં એક ધાર્મિક સંપ્રદાય. લે પં. બલદેવ ઉપાધ્યાય.

૬. શિંગભૂપાલકા સમય. લે. પં. બલદેવ ઉપાધ્યાય.
૭. મદનાષ્ટક. લે. પં. ભાગીરથપ્રસાદ દિક્ષિત.

**સરસ્વતી, જુલાઇ, ૧૯૨૩**

૧ ટોમસ વીલિયમ રીઝ ડેવીડઝ. લે. શ્રી. ગિરિજાશંકર વાજપેયી.
૨ હિંદી સાહિત્ય અને મુસલમાન કવિઓ. લે. શ્રી. હરિવલ્લભ જોશી.
૩ કૌટિલ્ય અને ગીતા લે. ગોપાલ દામોદર તામસ્કર, એમ. એ.

**મોર્ડન રિવ્યુ, જુલાઈ, ૧૯૨૩**

ઇટવા પરગણાની કેટલીક મૂર્તિઓ. લે. એન સી. મહેતા.
દુર્ગાદાસ રાઠોર. લે. જદુનાથ સરકાર એમ. એ. પી. આર. એસ.

**ઑગસ્ટ, ૧૯૨૩**

૧. ખ્રીસ્તીધર્મનું બુદ્ધધર્મનું ઋણ. લે. પ્રો. ધીરેન્દ્રનાથ ચોધરી એમ. એ.
૨. તાજમહેલ બાંધનાર ઉસ્તાદો લે. મીસીસ. છ. ડેનાયર
૩. મરાઠાઓના વખતમાં અકબરી. લે. કે. એસ. અભ્યંકર
૪. મુંબાઈના કીનારા વચ્ચેની મોગલ-મરાઠાઓની વળગાડી. લે. પ્રો. જદુનાથ સરકાર, એમ. એ. પી. આર. એસ.

**સપ્ટેમ્બર, ૧૯૨૩**

૧ રાયગઢનો કિલ્લો. લે. એલ. એન. સાને
૨ બુદ્ધના જમાનાનું સામાજિક જીવન. લે. એક્ષ.

**ઇન્ડિયન રિવ્યુ. જુલાઈ, ૧૯૨૩**

ચંદ્રગુપ્ત અને એનું સામ્રાજ્ય. મી. એ. વી. જૈન, બી. એ. બી. એલ
જયસંહિતાઓ ( Epics )નો સમય. લે. મી. હરીપદ ઘોસલ એમ. એ. એમ. આર. એ. એસ.

**ઓગસ્ટ, ૧૯૨૩.**

મુસલમાની રાજ્યમાં ગૌવધ. લે. ડૉ. સૈયદ મહમુદ, પીએચ. ડી.

**સપ્ટેમ્બર, ૧૯૨૩**

હિંદની પ્રાચીન કલા લે. સર જ્હોન માર્શલ.

ચુ. પુ. બારોટ. ( સ્નાતક ) જ્ઞાનભંડાર સંરક્ષક


ऋतं परं धीमहि
પુરાતત્વ
(ત્રૈમાસિક)
પુ ૨ અં. ૨
卐
સંપાદક અને પ્રકાશક,
ર. છો. પરીખ.

# વિષયાનુક્રમ







卐 पुरातत्त्व 卐

પુસ્તક ૨ જું ] પૌષ [ અંક ૨ જો

# સૂત્રકૃતાંગ સૂત્રમાં[1] આવતાં કેટલાંક વિશેષ નામો

[ બેચરદાસ જીવરાજ દોશી ]

જૈનધર્મનાં મૂળ અંગસૂત્રો બાર[2] છે, તેમાંનું બારમું સૂત્ર તો આજ કેટલાંએ સૈકાઓથી વિચ્છિન્ન[3] થયું ગણાય છે. હાલ જે અગ્યાર સૂત્રો (અંગો) છે તે પણ કાળના[4] પલટાની

---

૧. 'રાજપ્રસ્નીય'ને લગતા લેખમાં આ સૂત્રનો થોડો પરિચય આપેલો છે–પુરાતત્ત્વ પ્રુ૦ અં૦ પૃ૦ ૮૪–૮૫.

૨. બાર અંગ અને તેનાં ઉપાંગો વિષે જૂઓ પુ૦ પ્ર૦ અં૦ પૃ૦ ૮૦. આ સૂત્રોની ભાષા માટે જૂઓ **જૈનસાહિત્યસંશોધક** પ્ર૦ અં૦ પૃ૦ ૩૧–૩૮. મારી સમજ પ્રમાણે વર્તમાન આ અગ્યારે સૂત્રોમાં 'પ્રાકૃત' ભાષાનો ઉપયોગ થએલો છે તો પણ તેમાં કેટલાંક સૂત્રોની ભાષા 'આર્ષ' જેવી છે. પ્રસ્તુત સૂત્રકૃતાંગસૂત્રમાં અને આચારાંગસૂત્રમાં મૂળમાં '**अकस्मात्**' અને '**अस्माकम्**' જેવા તદ્દન સંસ્કૃત પ્રયોગ પણ મળીઃ આવે છે. આ બન્ને પ્રયોગોને ટીકાકારે મગધદેશના પ્રચલિત પ્રયોગ તરીકે જણાવેલા છે. '**अकस्मात्**' માટે જૂઓ સમિતિવાળું મૂળ આચારાંગ પૃ૦ ૨૬૬, સૂત્ર અં૦ ૧૯૯. એ શબ્દની ટીકા કરતાં આચાર્ય શીલાંક જણાવે છે કે, "'**अकस्मात्' इति मागधदेशे आगोपालाङ्गनादिना संस्कृतस्यैव उच्चारणाद् इहापि तथैव उच्चारित इति**" (આ૦ પૃ૦ ૨૬૭) '**अस्माकम्**' માટે જૂઓ સમિતિવાળું મૂળ સૂત્રકૃતાંગ પૃ૦ ૪૧૫, સૂત્ર અં૦ ૭૭. આ શબ્દ સંબંધે પણ ટીકાકારે એ જ લખેલું છેઃ "'**अस्माकम्' इत्येतद् मगधदेशे आगोपालाङ्गनादिप्रसिद्धं संस्कृतमेव उच्चार्यते, तद् इहापि तथैव उच्चारितम् इति**"–(સૂ૦ પૃ૦ ૪૧૬).

૩. ભગવાન્ મહાવીર પછી આશરે બસેં વર્ષે જિનશ્રુતના સંકલન માટે પાટલીપુત્રમાં પહેલી સમિતિ ભરાઈ ત્યારથી આ અંગ વિચ્છિન્ન થયું લેખાય છે–પરિશિષ્ટ પર્વ, આઠમો સર્ગ શ્લો૦ ૧૯૩ તથા નવમો સર્ગ શ્લો૦ ૫૫—૫૮.

૪ "વીરનિર્વાણાત્ છઠ્ઠા સાતમા સૈકામાં શ્રીવજ્રસ્વામી અને આર્ય સ્કંદિલના જમાનામાં ભયંકર દુકાળો પડયા, એથી બાકી રહેલાં એ અગ્યારે અંગો પણ છિન્નભિન્ન થયાં" એ ઉલ્લેખ મેરૂતુંગની વિચારશ્રેણી (પૃ૦ ૭ મુ૦) અને નંદિસૂત્રની ચૂર્ણિમાં છે (લિ૦ પૃ૦ ૪) "ત્યાર પછી આશરે ચારસેં વર્ષે એવા જ દુકાળોના ત્રાસને લીધે એ બચી રહેલું શ્રુત પણ જર્જરિત થઈ ગયું અને વીરાત્ ૯૮૦

અસરવાળાં જણાય છેઃ કેટલાંક સૂત્રો દ્રવ્યાનુયોગ[5] સંબંધે છે, કેટલાંક ગણિતાનુયોગને[6] લગતાં છે, કેટલાંક ચરણકરણાનુયોગ[7] વિષે છે અને કેટલાંક ચરિતાનુયોગની[8] માહિતી આપનારાં છે. 'શ્રુતિ'[9] 'આપ્તવચન' 'આગમ' 'ઉપદેશ' 'ઐતિહ્ય' 'આમ્નાય' 'પ્રવચન' 'જિનવચન' 'દ્વાદશાંગ' અને 'ગણિપિટક'[10] એ બધાં નામો એ બારે સૂત્રોને લાગુ પડે છે. એ બારમાંના બીજા સૂત્રકૃતાંગ સૂત્રને આધારે પ્રસ્તુત લેખ લખવામાં આવે છે. સૂત્રકૃતાંગ સૂત્રમાં પ્રધાનપણે ભિન્ન ભિન્ન દર્શનોનું[11] આલોચન છે, એથી એ સૂત્ર દ્રવ્યાનુયોગને લગતું

---

વર્ષે વળા ગામમાં (વલભીમાં) શ્રીદેવર્ધિગણિક્ષમાશ્રમણે કરીને એ શ્રુતનો ઉદ્ધાર કર્યો" આ હકીકત સમયસુંદરગણિના સામાચારીશતકમાં છે. શ્રુતની એ છેલ્લી આવૃત્તિના કર્તા તરીકે શ્રીસમયસુંદરે તો એ દેવર્ધિગણિને જ ગણેલા છે–"**ततो मूलतो गणधरभाषितानामपि तत्संकलनानन्तरं सर्वेषामपि आगमानां कर्ता श्रीदेवर्धिगणिक्षमाश्रमण एव जातः**" આ દેવર્ધિગણી તે નંદીસૂત્રના કર્તા દેવવાચકથી જુદા જણાય છે. કારણ કે, નંદીસૂત્રમાં આવેલી દેવવાચકની ગુરુપરંપરા અને કલ્પસૂત્રસ્થવિરાવલીમાં આવેલી દેવર્ધિગણિની ગુરુપરંપરા જુદી જુદી છે. વળી, નવાંગીવૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિના શિષ્ય શ્રીહરિચંદ્રગણિએ પોતાની પ્રશ્નપદ્ધતિમાં આ બન્ને પુરુષોને જુદા જુદા ગણેલા છે (પ્રશ્ન૫૦ પૃ૦ ૨)

૫ આત્મા વગેરે પદાર્થોની આલોચનાનું નામ દ્રવ્યાનુયોગ અર્થાત્ દર્શનશાસ્ત્ર. બૌદ્ધ-સંપ્રદાયના '**अभिधम्मपिटक**'માં આવો વિષય આવે છે.

૬ ખગોળ અને ભૂગોળનાં પરિમાણ વગેરેનું ગણિત એ ગણિતાનુયોગ.

૭ આચાર અને ક્રિયાકાંડના પરામર્શનું નામ ચરણકરણાનુયોગ. બૌદ્ધોના '**विनयपिटक**'માં આવો વિષય આવે છે.

૮ કલ્પિત કે ઐતિહાસિક [**एगूणवीसं अज्झयणा, ते समासओ दुविहा पन्नत्ता; तं जहा–चरिता य, कप्पिया य** [**समवायसूत्रमूळ**) **पृ० ११६** ] કથા–ચરિતોનો સંગ્રહ એ ચરિતાનુયોગ અથવા ધર્મકથાનુયોગ. બૌદ્ધોના **सुत्तपिटक**માં આવો વિષય આવે છે.

૯ "**श्रुतम्** (સરખાવો શ્રુતિ) **आप्तवचनम्, आगमः, उपदेशः, ऐतिह्यम्, आम्नायः प्रवचनम्, जिनवचनम् इति अनर्थान्तरम्**" તત્ત્વાર્થવૃત્તિ પૃ૦ ૬૧.

૧૦ બૌદ્ધસંપ્રદાયમાં બુદ્ધભાષિત મૂળગ્રંથોને માટે '**पिटक**' શબ્દની વપરાશ સુપ્રસિદ્ધ છે, એ રીતે જૈનસંપ્રદાયમાં જિનભાષિત અંગસૂત્રો માટે પણ એ શબ્દ વપરાએલો છેઃ "**दुवालसंगे गणिपिडगे**"–સમવાય પૃ. ૧૦૬. "**दुवालसंगं गणिपिडगं**"–નંદીસૂત્ર પૃ. ૩૯૦–૩૯૪ બાબુની આવૃત્તિ "**जेहिं इमं वाइयं दुवालसंगं गणिपिडगं भगवंतं**" પાક્ષિક સૂ૦ પૃ૦ ૭૧ વૃત્તિ. 'ગણિપિટક' નો અર્થ આ પ્રમાણે છેઃ 'ગણિ' એટલે આચાર્ય, 'પિટક' એટલે પેટી અર્થાત્ આચાર્ય પાસે રહેલી (તી) જ્ઞાનની પેટી–"**गुणानां गणोऽस्य अस्ति इति गणी आचार्यः, तस्य पिटकमिव सर्वस्वभाजनं गणिपिटकम्**"–સમવાય પૃ૦ ૧૦૭ "**गुणगणः, साधुगणो वा अस्य अस्ति इति गणी आचार्यः, तस्य पिटकमिव रत्नादिकरण्डक इव गणिपिटकम्–सर्वार्थसारकोशभूतम् इत्यर्थः**–પાક્ષિકસૂત્રવૃત્તિ પૃ૦ ૭૧.

૧૧ ચોથા 'સમવાય' સૂત્રમાં અને શ્રીદેવવાચકકૃત 'નંદીસૂત્ર' માં 'સૂત્રકૃતાંગ'માં આવેલા વિષયોને અને પ્રમાણાદિને આ પ્રમાણે જણાવેલાં છેઃ "નવદીક્ષિત શ્રમણોને-સંય-

કહેવાય. એમાં આવેલી દર્શનોની આલોચના વિષે હવે પછી લખીશ. અહીં તો માત્ર એ સૂત્રમાં આવતાં કેટલાંક વિશેષ નામોની યાદી આપવાની છે અને સાથે તે નામોના પરિચયરૂપે મળી આવતી વીગત પણ ઉમેરવાની છે.

આમાં અને બીજાં સૂત્રોમાં ' **समण** ' અને **माहण** ' શબ્દનો ઉપયોગ બહુ છૂટથી કરવામાં આવ્યો છે, કેટલેક સ્થળે એ બન્ને શબ્દોને આદર્શ ત્યાગિના અર્થમાં વાપરેલા છે, ક્યાંય ક્યાંય તો ખુદ ' મહાવીર ' ભગવાનને પણ ' **माहण** ' કહેવામાં આવ્યા છે અને કેટલેક પ્રસંગે બીજા બીજા સંપ્રદાયના કે પોતાના સંપ્રદાયના ગુરુઓને ' **समण** ' અને ' **माहण** ' શબ્દથી સંબોધેલા છે.

આ અંગમાં ઘણે ઠેકાણે ઉપદેષ્ટા તરીકે ભગવાન્ ' મહાવીર ' ને ' કાશ્યપ ' વૈશાલિક ' ' જ્ઞાત ' ' જ્ઞાતપુત્ર ' અને ' વીર ' શબ્દથી જણાવેલા છે અને ભગવાન્ ' ઋષભદેવ ' માટે પણ ' કાશ્યપ ' શબ્દનો ઉપયોગ થયેલો છે

પ્રસંગે પ્રસંગે શિશુપાલ, મહારથ, નમિ વિદેહી, રામગુપ્ત, બાહુક, નારાયણ, આસિલ, દેવલ, દ્વૈપાયન, પારાશર, વીસસેણ, દંતવક્ર, ઉગ્રપુત્ર, લેચ્છકિ, આર્દ્ર, લેપગૃહપતિ, કુમારપુત્ર શ્રમણ અને ઉદકપેઢાલ એ બધાં વિશેષ નામોનો, રંકણ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ચાંડાલ, બોક્કસ, એસિય, વેસિય અને શૂદ્ર વગેરે જાતિવાચક શબ્દોનો અને રાજગૃહ તથા તેની બહારની ' નાલંદા ' શેરીનો ઉલ્લેખ છે.

---

મમાં સ્થિર કરવા માટે અને તેઓની મલિન મતિને શુદ્ધ કરવા માટે સૂત્રકૃતાંગ સૂત્રમાં સ્વસમયોને ( જિનસમયોને ) સૂચવ્યા છે, પરસમયોને ( બીજા બીજા સમયોને ) સૂચવ્યા છે, જીવ, અજીવ, લોક, અલોક, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ વગેરેને સૂચવ્યા છે, તથા ક્રિયાવાદિના એકસો એંશી સંપ્રદાયોના, અક્રિયાવાદિના ચોરાશી સંપ્રદાયોનો, અજ્ઞાનવાદિના સડસઠ સંપ્રદાયોનો અને વિનયવાદિના બત્રીશ સંપ્રદાયોનો– એમ કુલ ૩૬૩ અન્યદૃષ્ટિઓનો–પ્રતિક્ષેપ કરીને સ્વસમયનું સ્થાપન સૂચવ્યું છે. સૂત્રકૃતાંગની વાચનાઓ ( વ્યાખ્યાપદ્ધતિઓ–" **सूत्रार्थप्रदानलक्षणाः** " ) સંખ્યેય છે અર્થાત્ ઘણી છે, એનાં અનુયોગ દ્વારો સંખ્યેય છે, એની પ્રતિપત્તિઓ સંખ્યેય છે, એમાં વેઢાઓ ( વેષ્ટક છંદો અથવા વેષ્ટક એટલે સમાનાર્થક વાક્યોના સમૂહો–મતાંતર ) સંખ્યેય છે, શ્લોકો ( અનુષ્ટુપ છંદો ) સંખ્યેય છે, એની નિર્યુક્તિઓ સંખ્યેય છે, એના બે શ્રુતસ્કંધ છે, ત્રેવીશ અધ્યયન છે, છત્રીશ હજાર પદ છે, સંખ્યેય અક્ષરો છે–એ પ્રકારે એમાં ચરણકરણની પ્રરૂપણાને જણાવેલી છે–સમવાયસૂત્ર પૃ૦ ૧૦૯

નંદીસૂત્રમાં પણ આવો જ ઉલ્લેખ છે, માત્ર તેમાં ' ચરણકરણની પ્રરૂપણા ' ને બદલે જિનપ્રજ્ઞપ્ત ભાવોને '. એવો સામાન્ય શબ્દ મૂકેલો છે–નંદીસૂત્ર પૃ૦ ૪૨૮–૪૨૯–૪૩૦–૪૫૦ ' ૪૫૧ ( બાબુ૦ )

દિગંબર સંપ્રદાયના તત્ત્વાર્થ ' રાજવાર્તિક ' માં ' આચારાંગ ' વગેરે અંગસૂત્રોના વિષયોને જણાવતાં આ સૂત્રના વિષયોને જણાવેલા છે, જે ઉપર્યુક્ત બન્ને ઉલ્લેખથી કાંઈ જુદા પડે છે–રાજવાર્તિકનો એ ભાગ આ સાથે આપવામાં આવેલા ' સૂત્રકૃતાંગ ' ને લગતા કોઠામાં આપેલો છે એથી અહીં નથી આપ્યો–રાજવાર્તિક પૃ૦ ૫૧

મૂળમાં આવેલાં એ-' **સમણ** ' થી લઇને ' **નાલંદા** ' સુધીનાં-બધાં નામોનો એ એ પ્રસંગ સહિત પરિચય આપવાનો આ લેખનો વિષય છે. બીજા બીજા ગ્રંથો ઉપરાંત આ સૂત્રના ટીકાકાર શ્રી ' શીલાંક '[૧૨] અથવા ' તત્ત્વાદિત્ય ' નો આ પરિચય આપતાં ખાસ ઉપયોગ કરવામાં આવ્યો છે.

અહીં સૂત્રકૃતાંગમાં આવેલાં વિશેષ નામોનો પરિચય આપ્યા પછી શ્રમણ, બ્રાહ્મણ વગેરે સામાન્ય શબ્દોનો પરિચય આપીશ.

---

૧૨ આ આચાર્યએ અગ્યારે અંગો ઉપર એક એક ટીકા કરી હતી, એમાંની માત્ર ' આચારાંગ ' ની અને ' સૂત્રકૃતાંગ ' ની એમ બે ટીકાઓ અત્યારે ઉપલબ્ધ છે અને બાકીની નવે ટીકાઓ વિચ્છિન્ન થઇ ગઇ છે. એમના પછી આશરે બસેં વર્ષે થએલા શ્રીઅભયદેવ સૂરિએ બનાવેલી એ નવે ટીકાઓ અત્યારે ઉપલબ્ધ છે. આચાર્યશીલાંક, કોટ્યાચાર્ય, તત્ત્વાદિત્ય અને શીલાચાર્ય પણ કહેવાતા હતા, એઓ ' નિર્વૃતિકુલ ' ના હતા અને આચારાંગ સૂત્રની ટીકા કરવામાં એમને ' વાહરિ ' નામના સાધુએ સાહાય્ય આપ્યાનું એમણે જણાવેલું છે. હાલમાં' આચારાંગ ' ની જુદી જુદી બે આવૃત્તિઓ મળે છે, એમાંની બાબુની આવૃત્તિમાં આચારાંગના બીજા શ્રુતસ્કંધને છેડે એમ લખ્યું છે કે, " શકસંવત્ ૭૯૮, વૈશાખ શુદ્ધ પાંચમને રોજ આચારાંગની ટીકા કરી "

સમિતિની આવૃત્તિમાં આચારાંગના પ્રથમ શ્રુતસ્કંધને છેડે આ પ્રમાણે લખ્યું છે કે, " ગુપ્તસંવત ૭૭૨, ભાદરવા શુક્લ પાંચમને રોજ ગંભૂતા ( હાલનું-પાટણ પાસેનું-ગાંભૂ ) ગામમા આચારાંગના પ્રથમ શ્રુતસ્કંધની ટીકા પૂરી થઇ "

[ સમિતિની આવૃત્તિવાળો ગુપ્તસંવતનો ઉલ્લેખ શ્રીશીલાંકના સમય સાથે બંધ બેસતો નથી આવતો. વિક્રમ સંવત્ પછી ૩૭૬ વર્ષે ગુપ્તસંવતનો આરંભ ગણાય છે એથી ગુપ્તસંવતમાં ૩૭૬ ને મેળવીને વિક્રમ સંવત્ કાઢવાની પદ્ધતિ વર્તમાન ઐતિહાસિકોએ સ્વીકારી છે. સમિતિની આવૃત્તિવાળા ઉલ્લેખમાં ગુપ્ત સંવત ૭૭૨ ને આપણે બરાબર માનીએ તો એ ગુપ્ત સંવત ( ૭૭૨+૩૭૬-૧૧૪૮ ) વિક્રમ સંવત્ ૧૧૪૮ ની બરાબર આવે. શ્રીશીલાંકને એ રીતે બારમા સૈકાની મધ્યના માનવાને કોઇ સંવાદ તો નથી મળતો, ઉલટું એમાં વિશેષ બાધ આવે છેઃ પ્રભાવકચરિત્રમાં શ્રીઅભયદેવસૂરિના પ્રબંધમાં જણાવ્યું છે કે, " આચાર્ય શીલાંકે અગ્યારે અંગોની ટીકાઓ કરી હતી, તેમાંની નવ ટીકાઓ વિચ્છિન્ન થવાથી શ્રીઅભયદેવે એ નવે ટીકાઓને નવી બનાવી " આ નવાંગી વૃત્તિકાર શ્રીઅભયદેવનો સમય [" **एकादशसु शतेष्वथ विक्रमसमानाम् । अणहिलपाटकनगरे रचिता समवायटीकेयम्** "-( સમવાયટીકા ) તથા " ( **भगवती** ) **वृत्तिः ११२८ वर्षे अभयदेवसूरिकृता १८६१६ ( श्लोकप्रमाण )** "-( **बृहट्टिप्पनिका** ) ] વિક્રમનો બારમો સૈકો ( ૧૧૨૦-૧૧૨૮ ) સુનિશ્ચિત છે. ઉપરના ગુપ્ત સંવત્ ૭૭૨ ને ખરા માનીએ તો શીલાંકને અભયદેવની પછી જ માનવા જોઇએ અને શીલાંક અભયદેવની પૂર્વે થયેલા છે એ વાત વિવાદ વિનાની હોવાથી શીલાંકને કોઈ પણ રીતે અભયદેવની પછી તો ન જ માની શકાય તેથી એ ગુપ્ત સંવતની સંખ્યામાં જ કાંઇ વિપર્યય થયો જણાય છે એમ માન્યા સિવાય છૂટકો નથી. વળી, એ ગુપ્તસંવતને બરાબર ન માનવાનું બીજું કારણ એ છે કે, બાબુની આવૃત્તિવાળા એ આચારાંગમાં તદ્દન છેવટ શક સંવત્ ૭૯૮ નો ઉલ્લેખ મળે છે

**सिसुपाल-શિશુપાલ**—( સૂત્રકૃતાંગ અધ્યયન ૩, ગા૦ ૧ ) શ્રીકૃષ્ણનો પ્રતિસ્પર્ધી શિશુપાલ સુપ્રસિદ્ધ છે. મહાભારતના લેખ પ્રમાણે એના પિતાનું નામ દમઘોષ અને

અને એ ઉલ્લેખ વિક્રમ સંવત ૯૩૩ ( ૭૯૮+૧૩૫=૯૩૩ ) ની બરાબર આવે છે. શીલાંકના આ ( ૯૩૩ ) સમય અને અભયદેવના એ (૧૧૨૦-૧૧૨૮) સમય વચ્ચે ૧૮૭ વર્ષનું અંતર છે એટલે અભયદેવ પહેલાં ૧૮૭ વર્ષે શ્રીશીલાંક આવે છે અને તે બરાબર યુક્તિસંગત છે. શ્રીશીલાંકને લગતા એ શક સંવતવાળા ઉલ્લેખને બૃહટ્ટિપ્પનિકાકારે પણ ટેકો આપેલો છેઃ ( आचाराङ्ग )वृत्तिः शीलाचार्यीया ९३३ वार्षिका १२००० "–બૃહટ્ટિપ્પનિકા. બૃહટ્ટિપ્પનિકાકારે એ, ( ૯૩૩ ) વિક્રમ સંવત લખેલો છે અને તે શીલાચાર્યે પોતે લખેલા શક સંવત ૭૯૮ ની બરાબરનો છે એટલે એની પ્રામાણિકતામાં કશી શંકાનો અવકાશ નથી, પંડિત જેકોબી પણ એ ૯૩૩ વિક્રમ સંવતને સ્વીકારે છે. ]

શ્રીશીલાચાર્યનો સમય વિક્રમનો દશમો સૈકો ( ૯૩૩ ) સુનિશ્ચિત છે. એમની પછી બસેં વર્ષના અંતરમાં જ એમની ટીકાઓ વિચ્છિન્ન થઇ ગઇ એ વિસ્મયકારક ઘટના લાગે છે.

શ્રીશીલાંકાચાર્ય માટે જૂઓ આચારાંગ ટીકા અને પ્રભાવકચરિત્રના નીચે ઉતારેલા ઉલ્લેખોઃ

" समये तत्र दुर्भिक्षोपद्रवैर्देशदौस्थ्यतः ।
सिद्धान्तस्त्रुटिमायासीद् उच्छिन्ना वृत्तयोऽस्य च ॥ १०१
ईषत्स्थितं च यत् सूत्रं प्रेक्षासुनिपुणैरपि ।
दुर्बोधदेश्यशब्दार्थं खिलं जज्ञे ततश्च तत् ॥ १०२
निशीथेऽत्र प्रभुं धर्मस्थानस्थं शासनामरी ।
नत्वा निस्तन्द्रमाह स्माऽभयदेवं मुनीश्वरम् ॥ १०३
श्रीशीलाङ्कः पुरा कोट्याचार्यनाम्ना प्रसिद्धभूः ।
वृत्तिमेकादशाङ्ग्याः स विदधे धूतकल्मषः ॥ १०४
अङ्गद्वयं विनाऽन्येषां कालादुच्छेदमादधुः ।
वृत्तयस्तत्र संघानुग्रहायाऽद्य कुरूद्यमम् ॥ १०५."

ઇત્યાદિ. અભયદેવપ્રબંધ, પ્રભાવકચરિત્ર-પૃ૦ ૨૬૭.

आचारटीकाकरणे यदाप्तं पुण्यं मया मोक्षगमैकहेतुः ।
तेनापनीयाऽशुभराशिमुच्चैराचारमार्गप्रवणोऽस्तु लोकः ॥ १
" शकनृपकालातीतसंवत्सरशतेषु सप्तसु अष्टानवतीत्यधिकेषु
वैशाखशुद्धपञ्चम्याम् आचारटीका कृतेति "

બાબુનું આચારાંગ-છેવટનો ભાગ.

ब्रह्मचर्याख्यश्रुतस्कन्धस्य निर्वृतिकुलीनश्रीशीलाचार्येण तत्त्वादित्यापरनाम्ना वाहरिसाधुसहायेन कृता टीका परिसमाप्तेति॥

" द्वासप्तत्यधिकेषु हि शतेषु सप्तसु गतेषु गुप्तानाम् ।
संवत्सरेषु मासि च भाद्रपदे शुक्लपञ्चम्याम् ॥ १
शीलाचार्येण कृता गंभूतायां स्थितेन टीकैषा ।
सम्यगुपयुज्य शोध्यं मात्सर्यविनाकृतैरार्यैः ॥ २

માતાનું નામ શ્રુતશ્રવા છે. (જૂઓ સભાપર્વ ૬૬ અધ્યાય) સૂત્રકૃતાંગની ટીકામાં શિશુપાલના પરિચય માટે એક નાની પ્રાકૃત કથાને આપેલી છે અને એમાં શિશુપાલની માતાનું નામ 'મદ્રી' લખેલું છે. શિશુપાલની ઉત્પત્તિ માટે જે વૃત્તાંત મહાભારતમાં (સભાપર્વ ૬૬ અ૦) આવેલું છે તેવું જ વૃત્તાંત સૂત્રકૃતાંગની ટીકામાં આવેલી એ કથામાં અક્ષરશઃ ઉતરેલું છે (જૂઓ સૂત્રકૃતાંગ ટી૦ પૃ૦ ૭૯) વિશેષમાં મહાભારતમાં શિશુપાલને ત્ર્યક્ષ (ત્રણ આંખવાળો) અને ચતુર્ભુજ કહેલો છે ત્યારે પ્રસ્તુત જૈનકથામાં એને માત્ર ચતુર્ભુજ જ કહેલો છે. શિશુપાલ કૃષ્ણની ફઇનો દીકરો થાય, પાંડવોનો માસીયાઇ ભાઇ થાય. એનું બીજું નામ 'સુનીથ' છે—"**जन्मप्रभृति वृष्णीनां सुनीथः शत्रुरब्रवीत्**" (સભાપર્વ અ. ૩૯ શ્લો. ૫૪) તેને ત્રણ દીકરા હતાઃ સુકેતુ, ધૃષ્ટકેતુ, અને શરભ. અને રેણુમતી કરીને પુત્રી હતી, એના જમાઇનું નામ નકુલ. એ ચેદિવંશનો પ્રસિદ્ધ રાજા હતો. એ સંબંધે વિશેષ હકીકત મેળવવા માટે જૂઓ મહાભારત વનપર્વ અ૦ ૧૫, સભાપર્વ અ૦ ૩૯, ૪૦, ૪૨, ૬૪, ૬૫, ૬૬, ૭૦, આદિપર્વ અ૦ ૬૩, ૬૮, દ્રોણપર્વ અ૦ ૧૨૫, અશ્વમેધપર્વ અ૦ ૮૪ વગેરે. સૂત્રકૃતાંગમાં એના નામનો ઉલ્લેખ જે પ્રસંગે છે તે પ્રસંગ આ પ્રમાણે છેઃ—

"**सूर मण्णइ अप्पाणं जाव जेयं न पस्सति।**
**जुज्झंतं दढधम्माणं सिसुपालो व महारहं**" ॥ અર્થાત

"જ્યા સુધી જેના ઉપર જય મેળવવાનો છે તેને ન જોયો હોય ત્યાં સુધી જય મેળવનાર પોતાને શૂર માને છે, જેમ દૃઢ ધર્મવાળા અને યુદ્ધ કરતા મહારથ (કૃષ્ણ)ને જોયા ન હોતા ત્યાં સુધી શિશુપાળ પોતાને શૂર માનતો હતો"—સૂત્ર૦ પૃ૦ ૭૯

**महारह**-મહારથ—(સૂત્ર૦ અ૦ ૩, ગા૦ ૧) ઉપરની ગાથામાં 'શિશુપાલ' ની સાથે 'મહારથ' શબ્દનો ઉલ્લેખ છે ટીકાકાર '**महान् रथोऽस्य इति महारथः, न च प्रक्रमाद् अत्र नारायणः**." (સૂત્ર૦ પૃ૦ ૭૯) એમ લખીને પ્રસંગવશે અહીં 'મહારથ' શબ્દનો કૃષ્ણ અર્થ જણાવે છે. 'શિશુપાલવધ' માં મહાકવિ માઘે "**महारथः पुष्यरथं रथाङ्गी क्षिप्रं क्षपानाथ इवाधिरूढः**" (સર્ગ ૩, શ્લો૦ ૨૨) એ શ્લોકમાં '**रथाङ्गी**' એટલે શ્રીકૃષ્ણને 'મહારથ' નું વિશેષણ આપેલું છે, એ શ્લોકની ટીકામાં મલ્લિનાથે 'મહારથ' નું લક્ષણ આ પ્રમાણે આપેલું છે.

"**आत्मानं सारथिं चाश्वान् रक्षन् युध्येत यो नरः।**
**स महारथसंज्ञः स्यादित्याहुर्नीतिकोविदाः**" ॥

રઘુવંશની ટીકામાં એ જ ટીકાકારે આ બીજું પણ 'મહારથ' નું લક્ષણ આપેલું છેઃ

---

कृत्वाऽऽचारस्य मया टीकां यत् किमपि संचितं पुण्यम्।
तेनाऽऽप्नुयाज्जगदिदं निर्वृतिमतुलां सदाचारम् ॥ ३
वर्णः पदमथ वाक्यं पद्यादि च यद् मया परित्यक्तम्।
तच्छोधनीयमत्र च व्यामोहः कस्य नो भवति ? ॥ ४

સમિતિનું આચારાંગ-પ્રથમ શ્રુતસ્કંધને છેડે.

બાબુની આવૃત્તિમાં છેડે જે એ ઉલ્લેખો આવ્યા છે તેમાંનો માત્ર પહેલો જ શ્લોક સમિતિના આચારાંગમાં બીજા શ્રુતસ્કંધને છેડે આપેલો છે, બીજો નથી આપ્યો.

"एको दश सहस्राणि योधयेद् यस्तु धन्विनाम्।
शस्त्र-शास्त्रप्रवीणश्च स महारथ उच्यते" ॥
(રઘુવંશ સર્ગ૦ ૯, શ્લોક૦ ૧ ટીકા)

"आहंसु महापुरिसा पुव्वि तत्ततवोधणा।
उदएण-सिद्धिमावन्ना तत्थ मंदो विसीयति ॥ १
अभुंजिया नमी विदेही रामगुत्ते य भुंजिआ।
बाहुए उदगं भोच्चा तहा नारायणे रिसी ॥ २
आसिले देविले चेव दीवायण महारिसी।
पारासरे दगं भोच्चा बीयाणि हरियाणि य ॥ ३
एते पुव्वं महापुरिसा आहिता इह संमता।
भोच्चा बीओ-दगं सिद्धा इति मेयमणुस्सुअं" ॥ ४

"કોઈએ[13] કહ્યું છે કે, પહેલાના જમાનામાં તપ કરતા તપોધન મહાપુરુષો ઉદકદ્વારા (ઉદકદ્વારા એટલે માત્ર પાણી પીને અથવા પાણીમાં રહેવાનું તપ કરીને) સિદ્ધિને પામેલા છે, તેમાં એટલે આ કથન સાંભળીને મંદ (માણસ પોતાના સંયમમાં) વિષાદ પામે છે, (૧) નમી વિદેહી ઉપવાસો કરીને, રામગુપ્ત ઋષિ ભોજન કરીને, બાહુકમુનિ તથા નારાયણ ઋષિ પાણી પીને (૨) આસિલ, દેવિલ, દ્વૈપાયન મહર્ષિ અને પારાશર મુનિ પાણી, બીયાં અને હરિ વનસ્પતિને ખાઈને (સિદ્ધ થયા છે) (૩) પહેલાના જમાનાના એ પ્રખ્યાત મહાપુરુષો છે અને અહીં (એટલે જિનશાસનમાં) સંમત છે -(એ બધા) બીયાં ખાઈને અને પાણી પીને સિદ્ધ થયા છે, એ પ્રમાણે મેં સાંભળ્યું છે" (૪)—(સૂત્રકૃતાંગ, અધ્યયન ૩, પૃ૦ ૯૫) સૂત્રકૃતાંગના આ પ્રસંગમાં એક સાથે ઘણાં નામો નોંધાયાં છે, તે બધાંનો પરિચય ક્રમશઃ આ પ્રમાણે છે:

**नमि विदेही**—જૈન સંપ્રદાયમાં 'નમિ વિદેહી'ની પ્રસિદ્ધિ 'નમિ રાજર્ષિ' તરીકે છે. એ વિદેહ દેશની મિથિલાના રાજવી હતા, 'વિદેહ' દેશના હોવાથી એઓ 'વિદેહી' કહેવાયા છે. ઉત્તરાધ્યયન સૂત્રની ટીકામાં એમના પિતાનું નામ યુગબાહુ, માતાનું નામ મદનરેખા અને ભાઈનું નામ ચંદ્રયશા લખેલું છે. આ સંબંધે સવિશેષ જાણવા માટે ઉત્તરાધ્યયનનું નવમું અધ્યયન અને તેની ભાવવિજયકૃત ટીકા જોવી જોઈએ. ઉત્તરાધ્યયનના નવમા અધ્યયનમાં એમને 'રાજર્ષિ' અને 'વૈદેહી' કહીને ઓળખાવેલા છે:—

"तइया रायरिसिम्मि नमिम्मि अभिनिक्खमंतम्मि" ॥ ५
"चइऊण गेहं वइदेही सामण्णे पज्जुवट्ठिओ" ॥ ६१

'वइदेही'ની વ્યુત્પત્તિ કરતાં ઉત્તરાધ્યયનના બીજા ટીકાકાર શ્રીશાંતિસૂરિએ જણાવ્યું છે કે, "विदेहा नाम जनपदः, सोऽस्याऽस्तीति विदेही विदेहजनपदाधिपः"

---

૧૩ ટીકાકાર જણાવે છે કે, "આ ચારે ગાથાઓને કહેનારા કોઈ કુતીર્થિકો છે અથવા જૈન સંપ્રદાયના જ શિથિલ સાધુઓ છે"—"केचन कुतीर्थिकाः साधुप्रतारणार्थमेवमूचुः। यदि वा स्वयूथ्याः शीतलविहारिण एतद् वक्ष्यमाणमुक्तवन्तः" સૂ૦ પૃ૦ ૯૫ ટી૦

(ઉત્તરાધ્યયન શાંતિ૦ ટી૦ પૃ૦ ૩૨૦ ગા૦ ૬૬ નવમ અધ્ય૦) ઉત્તરાધ્યયનના મૂળમાં નમિ રાજર્ષિ અને ઇન્દ્રનો સંવાદ ખાસ વાંચવા જેવો છે, જૈનભાષામાં એમને 'પ્રત્યેકબુદ્ધ' માનેલા છે (જે, કોઈ એક નિમિત્તને જોઇને બોધ પામે તે પ્રત્યેકબુદ્ધ) ઉત્તરાધ્યયનમાં નમિ રાજાને નમિ રાજર્ષિ થવાનું કારણ 'બલોયું' જણાવ્યું છે. એક 'નમિ' ઋષિનું નામ ઋગ્વેદમાં એક બે ઠેકાણે આવે છે, ત્યાં એ 'નમિ' ઋષિને ઇંદ્રે સહાય કર્યાની હકીકતનો પણ ઉલ્લેખ છે: **"प्रावन् नमीं साप्यं ससंतं रायां समिषा सं स्वस्ति"** મં૦ ૬, સૂ૦ ૨૦, મં૦ ૬ **"नमीम् एतत्संज्ञकम् ऋषिम्"** (સાયનભાષ્ય) તથા જૂઓ મંડ૦ ૧૦, સૂ૦ ૪૮ મં૦ ૯. ભારતના અનુશાસન પર્વના ૧૪ મા અધ્યાયમાં એક 'નિમિ' તપોધનનો ઉલ્લેખ આ પ્રમાણે મળે છે:—

**"स्वायंभुवोऽत्रिः कौरव्य ! परमर्षिः प्रतापवान् ।**
**तस्य वंशे महाराज ! दत्तात्रय इति स्मृतः ॥**
**दत्तात्रयस्य पुत्रोऽभूद् निमिर्नाम तपोधनः" ।**

તથા ભાગવતના નવમા સ્કન્ધના તેરમા અધ્યાયમાં કોઇ યજ્ઞ કરનાર ઇક્ષ્વાકુવંશીય 'નિમિ'નું વૃત્તાંત ૨૭ શ્લોકોમાં આપેલું છે. એ વૃત્તાંતમાં એને 'વિદેહ' કહેલો છે, મિથિલા નગરીનો વસાવનારો જણાવેલો છે અને ત્યાં એનાં 'નિમિ' ઉપરાંત બીજાં ત્રણ નામ પણ સૂચવેલાં છે: વિદેહ, જનક અને મિથિલ.

**"जन्मना जनकः सोऽभूद् वैदेहस्तु विदेहजः ।**
**मिथिलो मथनाज्जातो मिथिला येन निर्मिता" ॥ १३**

**"तस्य अन्वर्थानि त्रीणि नामान्याह-जन्मना साधारणेन, जन एव जनकः । यद्वा स्वदेहद्वारा जनकत्वात् स निमिर्जनकोऽभूत् इत्यर्थः । मिथिला येन निर्मिता इत्यनेन व्युत्पत्त्यन्तरमर्थादुक्तम्" ॥ १३-(भाग० टी०)**

ભારતમાં જે 'નિમિ' વિષે જણાવ્યું છે તે અને ઉત્તરાધ્યયનના 'નમિ' એ બે વચ્ચે પિતાના નામનો ભેદ છે અને 'નમિ' 'નિમિ' નામનો ભેદ-તો ભારત અને ભાગવત-બન્નેમાં છે. આ સિવાય બીજો કોઇ 'નમિ વિદેહી' જણ્યો નથી. સૂત્રકૃતાંગના ટીકાકાર આ સંબંધે કાંઇ વિશેષ જણાવતા નથી. તો પણ તેઓએ (**वैदेही**) ની વ્યુત્પત્તિને ઉત્તરાધ્યયનની પેઠે જણાવેલી છે એથી તેઓનો આશય અહીં આ ઉત્તરાધ્યયનના 'નમિ વિદેહી' ને લેવાનો હોય.

**रामगुत्त**-રામગુપ્ત આ સંબંધે કાંઇ વિશેષ જણાયું નથી, ટીકાકારે એ 'રામગુપ્ત'ને (**"रामगुप्तश्च राजर्षिः"** સૂત્ર૦ પૃ૦ ૯૫) રાજર્ષિ જણાવેલા છે. પંડિત જેકોબી ધારે છે કે, "'રામ'નું બીજું નામ 'રામગુપ્ત' હોય"—(જૂઓ જેકોબીનો સૂત્રકૃ૦નો અનુવાદ પૃ૦ ૨૬૮ ટિપ્પણ)

**बाहुअ**-બાહુક મહાભારતમાં 'નળ'નું બીજું નામ 'બાહુક' જણાવેલું છે:

**"तस्मिन्नन्तर्हिते नागे प्रययौ नैषधो नलः ।**
**ऋतुपर्णस्य नगरं प्राविशद् दशमेऽहनि ॥ १**

स राजानमुपातिष्ठद् बाहुकोऽहमिति ब्रुवन् ।
अश्वानां वाहने युक्तः पृथिव्यां नास्ति मत्समः ॥ २

—( વનપર્વ અધ્યાય ૬૪ )

બીજો આવો જ ઉલ્લેખ વનપર્વના ૭૩મા અધ્યાયના બીજા શ્લોકમાં પણ મળે છે. વૈદિક સંપ્રદાયમાં નલની તપસ્યા ( તાપસ તરીકેની સ્થિતિ ) સુપ્રસિદ્ધ છે. સૂત્રકૃતાંગના આ પ્રસંગમાં એ 'બાહુક' વિષે "बाहुकः शीतोदकादिपरिभोगं कृत्वा सिद्धः" આ ઉલ્લેખ સિવાય ટીકાકારે બીજું કાંઈ જણાવ્યું નથી. મહાભારતના વનપર્વના ૧૨૧મા અધ્યાયના ૨૦મા શ્લોકમાં 'બાહુક'ને કોઈ યદુવંશી ક્ષત્રિય તરીકે જણાવેલો છેઃ

"गदो-ल्मुकौ बाहुक-भानु-नीथाः
शूरश्च संख्ये निशठः कुमारः" ઈત્યાદિ.

नारायण—

નારાયણ વિષે ટીકાકાર "नारायणो नाम महर्षिः" લખે છે. 'વિક્રમોર્વશીય' નાટકમાં 'નારાયણ ઋષિનો ઉલ્લેખ મળે છેઃ "स्थाने खलु नारायणमृषिं विलोभयन्त्यस्तदूरुसंभवामिमां दृष्ट्वा व्रीडिताः सर्वा अप्सरस इति । अथवा न इयं तपस्विनः सृष्टिर्भवितुमर्हति" આ ઉલ્લેખ પછીના શ્લોકમાં એ 'નારાયણ' ને "पुराणो मुनिः" પણ કહેલા છે-( વિક્રમો૦ પ્રથમ અંક, પૃ૦ ૧૦-૧૧ ) સંભવ છે કે, સૂત્રકૃતાંગના પ્રસંગમાં આ 'નારાયણ મુનિ' બંધ બેસતા આવે.

आसिल—देविल—

'દેવિલ' એ કોઈ મહર્ષિ છે, તેમનું નામ મહાભારતમા બીજા બીજા ઋષિઓની સાથે અનેકવાર આવે છે. એમના પિતાનું નામ મહાભારતકારે 'प्रत्यूप' જણાવેલું છેઃ

"प्रत्यूषस्य विदुः पुत्रम् ऋषिं नाम्नाऽथ देवलम् ।
द्वौ पुत्रौ देवलस्याऽपि क्षमावन्तौ मनीषिणौ" ॥

આદિપર્વ ૬૭ અધ્યાય, શ્લો૦ ૨૬

મહાભારતમાં આ 'દેવલ' ઋષિના નામની સાથે 'અસિત' ઋષિનો પણ ઉલ્લેખ આવ્યા કરે છે. સૂત્રકૃતાંગમાં 'દેવલ' ની સાથે 'આસિલ' ઋષિનું નામ આવ્યું છે. હું માનું છું કે કદાચ એ 'અસિત' અને 'આસિલ' બન્ને એક હોય અથવા 'आसिए देविले चेव' એવો પાઠ વિશેષ શુદ્ધ હોય. અહીં ટીકાકાર "आसिलो नाम महर्षिः, तथा देविलः" આ લેખ સિવાય કાંઇ વિશેષ લખતા નથી. મહાભારતમાં અને ગીતામાં એ બન્ને નામોના સાથે આવતા ઉલ્લેખો આ પ્રમાણે છેઃ

"असितो देवलश्चैव नारदः पर्वतस्तथा ।
आत्रेयः कुण्ड-जठरौ द्विजः कालघटस्तथा ॥

—( આદિપર્વ અ૦ ૫૩ શ્લો૦ ૮ )

" असितो देवलः सत्यः सर्पिमाली महाशिराः ।
अर्वा वसुः सुमित्रश्च मैत्रेयः शुनको वलिः ॥

—( સભાપર્વ અ૦ ૪, શ્લો૦ ૧૬ )

असितो देवलश्चैव जैगीषव्यश्च तत्त्ववित् ।
ऋषभो जितशत्रुश्च महावीर्यस्तथा मणिः ॥

—( સભાપર્વ અ૦ ૧૧, શ્લો૦ ૨૪ )

जैगीषव्यस्य संवादमसितस्य च भारत ! ।
अक्रुध्यन्तमहृष्यन्तम् असितो देवलोऽब्रवीत् ॥

—( શાંતિપર્વ અ૦ ૨૩૬ શ્લો૦ ૫ )

अत्रैवोदाहरन्तीममितिहासं पुरातनम् ।
नारदस्य च संवादं देवलस्याऽसितस्य च ॥

—( શાંતિપર્વ અ૦ ૨૮૧ શ્લો૦ ૧ )

ગીતા—

" आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा।
असितो देवलो व्यासः × × × ॥

( અ૦ ૧૦, શ્લો૦ ૧૩ )

ઉપરના બધા ઉલ્લેખોમાં ' અસિત ' અને ' દેવલ ' એ બંને શબ્દો જોડાજોડ આવેલા છે. ' દેવલસ્મૃતિ ' માં એક સ્મૃતિકાર મહર્ષિ તરીકે માત્ર ' દેવલ ' શબ્દનો પણ ઉલ્લેખ મળી આવે છે :

" सिन्धुतीरे सुखासीनं देवलं मुनिसत्तमम् ।
समेत्य मुनयः सर्वे इदं वचनमब्रुवन् " ॥ १

સૂત્રકૃતાંગમાં આવેલા ' દેવિલ ' અને મહાભારતના કે દેવલસ્મૃતિવાળા ' દેવલ ' એ બન્ને એક લાગે છે અને મહાભારતના આશય પ્રમાણે ' અસિત ' કોઈ જુદા ઋષિ નથી પણ એ, ' દેવલ ' નું બીજું નામ છે. કદાચ ' દેવલ ' ઘણા હોય અને તેમાંથી આ જ ' દેવલ ' ને જુદા પાડવા માટે તેમના નામની આગળ કોઈ કારણથી ' અસિત ' શબ્દ લખવાની પ્રથા પડી હોય, અને એથી જ સૂત્રકૃતાંગમાં પણ ' आसिले देविले ' એમ લખ્યું હોય.

दीवायण–द्वैपायन

દ્વૈપાયન એ મહર્ષિ વ્યાસનું બીજું પ્રસિદ્ધ નામ છે. મહાભારતમાં આદિપર્વના ૬૪ મા અધ્યાયમાં દ્વૈપાયનની ઉત્પત્તિનું વૃત્તાંત બહુ વિસ્તારથી આપેલું છે. મહાભારતની આદિમાં પણ એ મહર્ષિનું સ્મરણ કરેલું છે:

—( આદિપર્વ શ્લો૦ ૨૩ )

" द्वैपायनेन यत् प्रोक्तं पुराणं परमर्षिणा ।
सुरैर्ब्रह्मर्षिभिश्चैव श्रुत्वा यदभिपूजितम् " ॥

પારાસર-પારાશર

'પારાશર' ઋષિ વિષે પણ મહાભારતમાં આદિ પર્વના ૧૯૪ મા અધ્યાયમાં વીગતવાર હકીકત આપેલી છે:

"परासुः स यतस्तेन वसिष्ठः स्थापितो मुनिः ।
गर्भस्थेन ततो लोके पराशरः इति स्मृतः"

—( આદિપર્વ અ૦ ૧૯૪ શ્લો૦ ૩ ) ઇત્યાદિ.

એ જ અધ્યાયમાં એમના પિતાનું નામ **शक्ति**, માતાનું નામ **अदृश्यंती** અને પ્રપિતાનું નામ **वसिष्ठ** જણાવેલું છે. આગળ જણાવેલા દ્વૈપાયન, એ આમના પુત્ર છે. ( જૂઓ આદિપર્વ અધ્યાય ૧૧૪, શ્લો૦ ૩૪ તથા આદિપર્વ અ૦ ૬૪ શ્લો૦ ૧૨૬ )

"**पराशरः पर्वतश्च तथा सावर्णि-गालवौ**"-( સભા પર્વ અ૦ ૭, શ્લો૦ ૧૦ ) આમ અનેક ઠેકાણે મહાભારતમાં એ 'પરાશર' ઋષિને યાદ કરેલા છે.

वीससेण-વિષ્વક્સેન

સૂત્રકૃતાંગ સૂત્રમાં 'મહાવીરસ્તુતિ' ને લગતું છઠ્ઠું અધ્યયન આવે છે, તેમાં ભગવાન મહાવીરની સદ્ભૂત સ્તુતિ કરતાં 'वीससेण' શબ્દ વપરાયો છે: "**जोहेसु णाए जह वीससेणे पुप्फेसु वा जह अरविंदमाहु**"-( સૂ૦ અ૦ ૬, ગા૦ ૨૨ . પૃ૦ ૧૪૯ "પુષ્પોમાં અરવિંદ પુષ્પ ઉત્તમ છે, યોધાઓમાં '**वीससेण**' સુપ્રસિદ્ધ છે તેમ ભગવાન્ મહાવીર ઋષિઓમાં શ્રેષ્ઠ છે" આ પ્રસંગમાં ભગવાન્ મહાવીર ઉપમેય છે અને '**वीससेण**' ઉપમાન છે. ઉપમાનભૂત પુરૂષ કે પદાર્થ પ્રસિદ્ધ અને વિશેષરૂપ હોય છે એથી અહીં '**वीससेण**' એ કોઈ પ્રસિદ્ધ યોદ્ધાનું નામ હોવું જોઇએ. આ પ્રસંગે ટીકાકારશ્રી જણાવે છે કે, "**योधेषु मध्ये ज्ञातो विदितो दृष्टान्तभूतो वा, विश्वा हस्त्य-श्व-रथ-पदातिचतुरङ्गबलसमेता सेना यस्य स विश्वसेनः चक्रवर्ती, यथाऽसौ प्रधानः**" -( સૂત્ર૦ ટી૦ પૃ૦ ૧૫૦ ) ટીકાકારે જણાવેલી વ્યુત્પત્તિદ્વારા કોઇ અમુક '**वीससेण**' નો બોધ થતો નથી, એમણે 'નૃપતિ' ની પેઠે '**वीससेण**' નો સાધારણ અર્થ 'ચક્રવર્તી' જણાવેલો છે. '**वीससेण**' કોઇ [1]ચક્રવર્તિનું વિશેષ નામ પણ નથી. ભગવાન્ વીરની સ્તુતિના આ પ્રસંગમાં '**वीससेण**' નો અર્થ કોઈ પ્રસિદ્ધ યોધાનું નામ હોય તો જ ઘટી શકે એમ છે. ટીકાકાર '**वीससेण**' નું સંસ્કૃતરૂપ **विश्वसेन** જણાવે છે, પણ આ પ્રસંગ જોતાં આર્ષ '**वीससेण**'નું સંસ્કૃતરૂપ '**विष्वक्सेन**' બરાબર બંધ બેસે છે. '**विष्वक्सेन**' એ શ્રીકૃષ્ણનો પર્યાય વાચક શબ્દ છે, પ્રખ્યાત યોધા તરીકે શ્રીકૃષ્ણનું નામ મહાભારતમાં સુપ્રસિદ્ધ છે માટે અહીં 'જેમ યોધાઓમાં શ્રીકૃષ્ણ પ્રખ્યાત છે તેમ ઋષિઓમાં ભગવાન્ મહાવીર સુપ્રસિદ્ધ છે' આ અર્થ વિશેષ બાંધબેસતો જણાય છે. મહાકવિ કાલિદાસે અને માઘે રઘુવંશ અને શિશુપાળવધમાં '**विष्वक्सेन**' શબ્દને શ્રીકૃષ્ણના અર્થમાં વાપરેલો છે:

૧ જૈન સંપ્રદાયમાં બાર ચક્રવર્તી જણાવેલા છે, તેઓમાં કોઇનું નામ '**वीससेण**' નથી.

" असितो देवलः सत्यः सर्पिमाली महाशिराः ।
अर्वा वसुः सुमित्रश्च मैत्रेयः शुनको बलिः ॥

—( સભાપર્વ અ૦ ૪, શ્લો૦ ૧૬ )

असितो देवलश्चैव जैगीषव्यश्च तत्त्ववित् ।
ऋषभो जितशत्रुश्च महावीर्यस्तथा मणिः ॥

—( સભાપર્વ અ૦ ૧૧, શ્લો૦ ૨૪ )

जैगीषव्यस्य संवादमसितस्य च भारत ! ।
अक्रुध्यन्तमहृष्यन्तम् असितो देवलोऽब्रवीत् ॥

—( શાંતિપર્વ અ૦ ૨૩૬ શ્લો૦ ૫ )

अत्रैवोदाहरन्तीममितिहासं पुरातनम् ।
नारदस्य च संवादं देवलस्याऽसितस्य च ॥

—( શાંતિપર્વ અ૦ ૨૮૧ શ્લો૦ ૧ )

ગીતા—

" आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः × × × ॥

( અ૦ ૧૦, શ્લો૦ ૧૩ )

ઉપરના બધા ઉલ્લેખોમાં ' અસિત ' અને ' દેવલ ' એ બન્ને શબ્દો જોડાજોડ આવેલા છે. ' દેવલસ્મૃતિ ' માં એક સ્મૃતિકાર મહર્ષિ તરીકે માત્ર ' દેવલ ' શબ્દનો પણ ઉલ્લેખ મળી આવે છે :

" सिन्धुतीरे सुखासीनं देवलं मुनिसत्तमम् ।
समेत्य मुनयः सर्वे इदं वचनमब्रुवन् " ॥ १

સૂત્રકૃતાંગમાં આવેલા ' દેવિલ ' અને મહાભારતના કે દેવલસ્મૃતિવાળા ' દેવલ ' એ બન્ને એક લાગે છે અને મહાભારતના આશય પ્રમાણે ' અસિત ' કોઇ જુદા ઋષિ નથી પણ એ, ' દેવલ ' નું બીજું નામ છે. કદાચ ' દેવલ ' ઘણા હોય અને તેમાંથી આ જ ' દેવલ ' ને જુદા પાડવા માટે તેમના નામની આગળ કોઈ કારણથી ' અસિત ' શબ્દ લખવાની પ્રથા પડી હોય, અને એથી જ સૂત્રકૃતાંગમાં પણ ' आसिले देविले ' એમ લખ્યું હોય.

**दीवायण-द्वैपायन**

દ્વૈપાયન એ મહર્ષિ વ્યાસનું બીજું પ્રસિદ્ધ નામ છે. મહાભારતમાં આદિપર્વના ૬૪ મા અધ્યાયમાં દ્વૈપાયનની ઉત્પત્તિનું વૃત્તાંત બહુ વિસ્તારથી આપેલું છે. મહાભારતની આદિમાં પણ એ મહર્ષિનું સ્મરણ કર્યું છે:

—( આદિપર્વ શ્લો૦ ૨૩ )

" द्वैपायनेन यत् प्रोक्तं पुराणं परमर्षिणा ।
सुरैर्ब्रह्मर्षिभिश्चैव श्रुत्वा यदभिपूजितम् " ॥

**" पुराकडं अद्द ! इमं सुणेह "**—( સૂ૦ અ૦ ૬, શ્રુત ૨, પૃ૦ ૩૮૯ ) એવી શરૂઆતથી આર્દ્રકુમારનો ઉલ્લેખ કરેલો છે. આ ઉલ્લેખનો આશય આ પ્રમાણે છેઃ સૂત્રકૃતાંગના મૂળના એ શબ્દો ટીકાકારે 'ગોશાલક' ના મુખથી કહેવરાવ્યા છે. " ગોશાલક કહે છે કે, 'હે આર્દ્ર' તું આ સાંભળ-તારા ગુરૂ મહાવીર પહેલાં તો એકાંતચારી હતા, શ્રમણ-તપસ્વી, હતા અને હમણાં તો ઘણા ભિક્ષુઓને ( ચેલાઓને ) લઇને ઉપદેશ કરવા નીકળ્યા છે—તો એમણે આમ કેમ કર્યું ? " આ વૃત્તાંત ઘણો મોટો છે, માટે જિજ્ઞાસુઓએ એ મૂળ પુસ્તકમાંથી જ જોઇ લેવો જોઇએ ( જૂઓ સૂત્રકૃ૦ પૃ૦ ૩૮૯-૪૦૬ આર્દ્રકીય અધ્યયન )

**બુદ્ધ**—( સૂત્ર૦ દ્વિતીયશ્રુતસ્કંધ, આર્દ્રકીય અ૦ પૃ૦ ૩૯૫-૩૯૬ )

આ મહાપુરૂષ તો સુપ્રસિદ્ધ છે, ભગવાન્ મહાવીરના સમસમયી અને સમકક્ષી છે, આ વિષે અહીં લખવું પુનરુક્ત જેવું છે.

**कुमारपुत्तिय કુમા પુત્ર** ( સૂ૦ દ્વિતીય શ્રુ૦ પૃ૦ ૪૧૦ )

ભગવાન્ મહાવીરના અનુયાયી કોઈ એક નિર્ગ્રંથનું નામ કુમારપુત્ર છે. આ વિષે વિશેષ કાંઈ જણાયું નથી.

**उदय पेढालपुत्त—ઉદક પેઢાલપુત્ર**—( સૂ૦ પૃ૦ ૪૧૦-૪૧૧ )

ભગવાન્ પાર્શ્વનાથના અનુયાયી કોઇ એક શ્રમણનું નામ ઉદકપેઢાલ પુત્ર છે. કુમારપુત્ર અને ઉદક પેઢાલપુત્ર—એ બન્નેનો ઉલ્લેખ જૈનસંપ્રદાયમાં પ્રચલિત પ્રત્યાખ્યાનની ક્રિયાને લગતો વિચાર કરતાં સૂત્રકૃતાંગમાં આવેલો છે. મૂળસૂત્રમાં ઉદક પેઢાલપુત્રને **" पासावच्चिज्जे नियंठे मेयज्जे गोत्तेणं**—( પૃ૦ ૪૦૯ ) " કહ્યા છે અર્થાત્ એ ઉદકપેઢાલ, મેયજ્જ ( મેદાર્ય-ટી૦ ) ગોત્રના હતા અને પાર્શ્વાપત્યીય એટલે પાર્શ્વનાથના અપત્યના અપત્ય હતા—પાર્શ્વનાથના સંતાનના હતા.

**લેપ ગૃહપતિ**—( સૂ૦ પૃ૦ ૪૦૮ )

' લેપ ' એ કોઇ એક ગૃહપતિનું નામ છે. આ ગૃહપતિના મકાનમાં જ ઉદકપેઢાલે પૂર્વોક્ત ચર્ચા કરી હતી, એ ગૃહપતિ રાજગૃહનો રહીશ હતો. અને તેનો નિવાસ 'નાલંદા' માં હતો. નાલંદામાં એ ગૃહપતિની એક ' **सेसदविया** '- ' **शेषद्रव्या** ' નામની ઉદકશાળા હતી અને એ ઉદકશાળાની પાસે ' **हत्थिजाम** ' નામનો મોટો બગીચો હતો.

**रायगिह-नालंदा-રાજગૃહ-નાલંદા**-( સૂ૦ પૃ૦ ૪૦૭ )

' રાજગૃહ ' અને ' નાલંદા ' નું નામ જૈનગ્રંથોમાં અને બૌદ્ધગ્રંથોમાં અનેકવાર આવે છે. જૈનોનું અને બૌદ્ધોનું એ પૂજનીય તીર્થ છે, કહેવાય છે કે, ત્યાંની ' નાલંદા ' શેરીમાં ભગવાન્ મહાવીરે અનેક ' ચોમાસાં કર્યાં હતાં. આ નગર ઘણું પ્રાચીન છે, મહાભારતકારે પણ ' રાજગૃહ ' ને પોતાની કવિતામાં નોંધેલું છેઃ

**" यज्ञागारे स्थापयित्वा राजा राजगृहं गतः ॥ ४०**

—( સભાપ૦ અ૦ ૨૧, શ્લો૦ ૪૦ )

મહાભારતમાં આ ' રાજગૃહ ' ને 'ગિરિવ્રજ' નામે પણ કહેલું છેઃ-( સભાપ૦ અ૦ ૨૧, શ્લો૦ ૧૮ તથા સભાપ૦ અ૦ ૨૫, શ્લો૦ ૪૨ ) જરાસંધના સમયમાં આ નગર

મગધની રાજધાની હતું–( જુઓ સભાપર્વ અ૦ ૨૧ ) રાજગૃહની પાસે પાંચ પહાડો આવેલા છેઃ વિભારગિરિ, વિપુલગિરિ, ઉદયગિરિ, સુવર્ણગિરિ અને રત્નગિરિ આ પાંચ પહાડોના કારણને લીધે કદાચ એનું બીજું નામ 'ગિરિવ્રજ' પડયું હોય. એ પાંચ પહાડોનાં નામોનો ઉલ્લેખ મહાભારતમાં આવે છે પણ તેમાં નામ ફેર છેઃ વૈહાર ( વૈભાર ) વરાહ, વૃષભ, ઋષિગિરિ અને ચૈત્યકઃ

> " वैहारो विपुलः शैलो वाराहो वृषभस्तथा।
> तथा ऋषिगिरिस्तात ! शुभश्चैत्यकपञ्चमाः "
>
> —( સભાપ૦ અ૦ ૨૧, શ્લો૦ ૨ )

વૈભાર, વિપુલ, રત્નકૂટ, ગિરિવ્રજ, રત્નાચલ,–એ રીતે પાંચ પર્વતોનો ઉલ્લેખ વાયુપુરાણના રાજગૃહ માહાત્મ્યમાં પણ આવે છે. આ શહેરની પાસે ઉના પાણીના કુંડો હતા અને છે અને તેની નોંધ **ભગવતી** સૂત્રમાં બીજા શતકના પાંચમા ઉદ્દેશકમાં છે–( જૂઓ ભગવ૦ રાયચંદ્ર આગમસંગ્રહ પૃ૦ ૨૮૯] વળી, વાયુપુરાણમાં તો રાજગૃહ માહાત્મ્યમાં ત્યાંના સ્નાનનો મહિમા પણ વિશેષ બતાવ્યો છે. 'રાજગૃહ'ની પૂર્વાવસ્થા બતાવતાં જૈનોની **આવશ્યકચૂર્ણિ**માં આ પ્રમાણે જણાવ્યું છેઃ એનું મૂળ નામ 'ક્ષિતિપ્રતિષ્ઠિત' હતું, પછી 'ચનકપુર' થયું, ત્યાર બાદ 'ઋષભપુર' થયું, પછી 'કુશાગ્રપુર' અને સૌથી છેવટ શ્રેણિકના પિતાએ 'રાજગૃહ' કર્યું' (જુઓ ભગવતી રાયચંદ્રજિના૦ પૃ૦ ૧૩ ટિપ્પણ) આ વિષે વીગતવાર માહિતી બંગાળી વિશ્વકોષમાં આપેલી છે અને એ વિશેષ જાણવા યોગ્ય છે.

'જૈનસૂત્રોમાં 'નાલંદા' ને રાજગૃહની ઉત્તરપૂર્વના ભાગમાં આવેલી બહારની જગ્યા તરીકે વર્ણવેલું છે.—

**" रायगिहस्स नयरस्स बहिया उत्तरपुरच्छिमे दिसीभाए एत्थ णं नालंदा नामं बाहिरिया होत्या "** ( સૂત્ર૦ પૃ૦ ૪૦૭ ) 'નાલંદા' ની વ્યુત્પત્તિ કરતાં શ્રીભદ્રબાહુ જણાવે છે કે, 'ન+અલં+દ' એ ત્રણ શબ્દોનું 'નાલંદ' થયું છે– 'નાલંદનો' સામટો અર્થ 'સર્વકામપ્રદ' થાય છે. ટીકાકાર જણાવે છે કે, **" नालं ददाति इति नालन्दा + + + सत्साध्वाश्रयत्वेन च सर्वकामप्रदा इति "** (સૂ૦ પૃ૦ ૪૦૭) આ વ્યુત્પત્તિ કરતાં **' नरेन्द्रस्य इदम् नारेन्द्रम् '–नालिंदं** અને આ ઉપરથી 'નાલંદા' ને બનાવવું સુઘટ જણાય છે. સંભવ છે કે, ત્યાં ભગવાન મહાવીર અને બુદ્ધ રહેલા હોવાથી રાજાઓ વારંવાર આવતા હોય અને તે ઉપરથી એનું એ નામ પડ્યું હોય. આજ પણ આ 'રાજગૃહ' અને 'નાલંદા' નાં ભગ્નાવશેષો જોઇ શકાય છે 'રાજગૃહ' ને બદલે 'રાજગિર' નામ અત્યારે લોકપ્રચલિત છે.

[ પૃ૦ ૧૨૩ ના ટિપ્પણમાં છેલ્લે જણાવ્યા પ્રમાણે 'સૂત્રકૃતાંગ' ને લગતો કોઠો અહીં નથી અપાયો, કિંતુ એ સૂત્રના વિષય સંબંધે શ્વેતાંબરોથી જુદી–દિગંબર સંપ્રદાયની માન્યતા આ પ્રમાણે છેઃ " જ્ઞાન અને વિનયનું પ્રજ્ઞાપન, કલ્પ્ય, અકલ્પ્ય અને છેદોપસ્થાપના તથા વ્યવહાર સંબંધી ક્રિયાઓ " એ વિષયો સૂત્રકૃતાંગમાં આવે છે. ]



# ગણપતિની ઐતિહાસિક મીમાંસા.

( આ. રામચંદ્ર બ. આઠવલે )

વૈદિક દેવતાઓનું સ્વરૂપ અને પૌરાણિક કાળમાં તેમના સ્વરૂપાંતરનો ઇતિહાસ વેદના અભ્યાસકો માટે બહુ જ મનોરંજક છે. દાખલા તરીકે ઇંદ્ર. એ દેવ ઋગ્વેદમાં કયા સ્વરૂપમાં વર્ણવાએલો છે, તે સ્વરૂપ ક્યારે બદલાયું, અને પછીના પૌરાણિક કાળમાં તે કયા સ્વરૂપમાં રહ્યો વગેરે. એક જ દેવમાં કાલક્રમની દૃષ્ટિએ જોતાં અને બીજીરીતે જોતાં અનેક ભેદો પડેલા જણાય છે. ઇન્દ્રદેવ પર્જન્યનો સ્વામી એ અધિભૌતિક દૃષ્ટિ, જીવાત્મા તથા પરમાત્માનો પ્રતિનિધિ એ તાત્વિક દૃષ્ટિ; અને વૃત્રાસુરનો વધ કરનારો એક મહાપરાક્રમી પુરુષ એ ઐતિહાસિક દૃષ્ટિ-આવી અવાંતર દૃષ્ટિથી પણ ભેદો થાય છે.

આ દૃષ્ટિભેદો અત્યારે જ ઉત્પન્ન થયા છે એમ નથી. નિરુક્તકારના વખતમાં પણ વૈદિક દેવોની સ્વરૂપમીમાંસામાં ઘણી દૃષ્ટિ હતી એવું સ્પષ્ટ દેખાય છે. વૃત્ર શબ્દની વ્યાખ્યા કરતાં નિરક્તકાર યાસ્ક કહે છેઃ-**तत्को वृत्रः-मेघ इति नैरुक्ताः-त्वाष्ट्रोऽसुर इति ऐतिहासिकाः।** નિરુક્તની દૃષ્ટિ અને ઇતિહાસની દૃષ્ટિ એ બે યાસ્કને વખતે રૂઢ હતી. આ સિવાય તાત્વિક દૃષ્ટિ પણ તે વખતે પ્રચલિત હતી.

**' इति वा इति कुवित्सोमस्यापामिति ' । ऋग्वेद.**

આ સૂક્તમાં આત્મજ્ઞાનથી મસ્ત થયેલા જીવાત્માના ઉદ્‌ગારો છે એમ મહાશય અરવિંદ બાબુ ઘોષનો મત છે. આ સિવાય બીજી અનેક દૃષ્ટિઓ સૂક્ષ્મ અભ્યાસીઓને વેદમાં મળી આવે છે.

પ્રસ્તુત લેખમાં અમે હિંદુ લોકોમાં અતિ પ્રસિદ્ધ દેવ ગણપતિ વિષે થોડી ચર્ચા કરવા માગીએ છીએ. તેમાં પણ તેમની ઐતિહાસિક દૃષ્ટિએ જ વધારે ચર્ચા કરવા માગીએ છીએ.

પૌરાણિક કાળનો ગણપતિ એ જ આજસુધી અવિકૃત સ્વરૂપમાં રહ્યો છે. એ સ્વરૂપ નીચેના ધ્યાન સંબંધી શ્લોકો ઉપરથી માલમ પડશેઃ—

**एकदंतं चतुर्हस्तं पाशमंकुशधारिणम् ।**
**रदं च वरदं हस्ते बिभ्राणं मूषकध्वजम् ॥**
**रक्तं लंबोदरं शूर्पकर्णकं रक्तवाससम् ।**
**रक्तगंधानुलिप्तांगं रक्तपुष्पैः सुपूजितम् ॥**

**—गणपत्यथर्वशीर्षम्**

આ સ્વરૂપમાં તાત્વિક, ઐતિહાસિક વગેરે દૃષ્ટિનો ખીચડો થયેલો છે એમ અમને લાગે છે. તાત્વિક દૃષ્ટિએ જોતાં ગણપતિ એ બ્રહ્મનું પ્રતીક છે એમ સ્પષ્ટ જણાય છે.

અથર્વશીર્ષ વાંચતાં એ ચોક્કસ માલમ પડે છે. જુઓઃ--

**नमस्ते गणपतये । त्वमेव प्रत्यक्षं तत्त्वमसि । त्वमेव केवलं ब्रह्मासि ।**

**—अथर्वशीर्ष**

ૐ અક્ષર બ્રહ્મનું પ્રતીક મનાય છે. તેનો આકાર શુંઢા દંડ જેવો હોય છે. તેથી સ્વાભાવિક જ ગણપતિ–ગજાનન થયો. વળી મૂષક એ સર્વભક્ષક કાળનું ચિહ્ન છે અને બ્રહ્મ દિક્કાલાદ્યનવચ્છિન્ન છે. તેથી ગણપતિ મૂષકવાહન થયો એ પણ ઠીક જ છે. આ થઈ તાત્વિક દૃષ્ટિ હવે ગણપતિને વિઘ્નનો કર્તાહર્તા મનાય છે, તથા તેને લોકો બુદ્ધિદાતા પણ માને છે–તેમાં ઐતિહાસિક સ્વરૂપનો શેષ કેમ રહ્યો છે તે હવે આપણે તપાસીશું.

ગણપતિની પૂજાનો સુપ્રસિદ્ધ વૈદિકમંત્ર નીચે પ્રમાણે છે:—

**गणानां त्वा गणपतिं हवामहे कविं कवीनामुपमश्रवस्तमम् ।**
**ज्येष्ठराजं ब्रह्मणां ब्रह्मणस्पत आ नःशृण्वन्नूतिभिः सीदसादनम् ॥**
**ऋग्वेद.**

આ અસલનો મંત્ર બૃહસ્પતિ અથવા બ્રહ્મણસ્પતિ દેવનો છે. તેમાં '**कविं कवीनां**' આ વિશેષણ છે. તેથી ગણપતિને 'બુદ્ધિદાતા' માનવામાં બ્રહ્મણસ્પતિનું પૌરાણિક રૂપાંતર આવ્યું એમાં નવાઈ નથી. હવે ગણપતિને વિઘ્નકર્તા અને હર્તા કેમ માનવામાં આવે છે તેનું મૂળ તપાસીશું.

ગૃહ્યસૂત્રમાં તથા યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં વિનાયકની પૂજા કહી છે. એ જ આપણો પૌરાણિક 'ગણપતિ.' ગણપતિ, વિનાયક, ગણેશ, ગજાનન આ બધા શબ્દો હાલ સમાનાર્થક થયા છે. ગૃહ્યસૂત્રમાં વિનાયક એ રુદ્રદેવતા, ગણોનો સ્વામી મનાયો છે. રુદ્રદેવતા યજુર્વેદ વગેરેમાં ભયંકર મનાયા છે. જ્યારે જ્યારે તેની સ્તુતિ કરી છે ત્યારે ત્યારે "તું અમને ઠાર મારીશ નહિ–અમારા છોકરાઓને ઠાર મારીશ નહિ" એવા સ્વરૂપમાં કરી છે. જે ભીષણતા અથવા ક્રૂરતા અથવા વિઘ્ન કરવાની ઇચ્છા રુદ્રમાં છે તે બધી અમારા શત્રુ પ્રત્યે જાઓ, એવી ઇચ્છા સ્તુતિ કરનારા ઋષિ દર્શાવે છે. ક્રૂર અને વિઘ્નકર્તા પણ સ્તુતિથી તુષ્ટ થયા પછી વિઘ્નહર્તા રુદ્રનો 'ગણપતિ' પણ એવો જ હોય એ સ્વાભાવિક જ છે તેથી ગૃહ્યસૂત્રમાં ગણપતિ ઉર્ફે વિનાયક એમ જ વર્ણન છે.

અહીં એક સવાલ ઉભો થાય છે કે બ્રહ્મણસ્પતિના સૂક્તમાં વિનાયકના બાકીના બધા ગુણો મળે છે. પણ એ ભીષણ ક્રૂર અથવા વિઘ્નકર્તા કયાંએ જણાતો નથી, એ શું? આનો જવાબ ડૉ. ભાંડારકર વગેરે વિદ્વાનો એમ આપે છે કે ગણપતિનું અસલનું સ્વરૂપ ભીષણ જ છે. પણ આગળ તે સૌમ્ય થયું. અમને એ મત બરાબર લાગતો નથી; અત્યારે વિનાયકપૂજા અથવા ગણપતિપૂજાના જે મંત્રો છે તે બધા વૈદિક બૃહસ્પતિના જ છે. વેદમાં બૃહસ્પતિને પણ મહાપરાક્રમી, શત્રુને ભય અને ત્રાસ આપનારો એવાં વિશેષણો અપાયાં છે. વળી પૌરાણિક ગણપતિ અને વૈદિક બૃહસ્પતિ એક જ છે એ બાબતમાં એ પુરાવો છે કે ગાણપત્યમતના અનેક ગણપતિમાં જે એક 'હરિદ્રા ગણપતિ' છે તેનું સ્વરૂપ અને આકાર તદ્દન વૈદિક બૃહસ્પતિ જેવો જ છે. તેથી ગૃહ્યસૂત્રકાળમાં બૃહસ્પતિના શત્રુના ક્રૂર સ્વરૂપને પ્રાધાન્ય મળ્યું પણ આગળ પુરાણકાળમાં તેને અસલનું બ્રહ્મણસ્પતિનું મોટે ભાગે સૌમ્ય સ્વરૂપ પ્રાપ્ત થયું એમ માનવું ઉચિત છે.

હવે ગણપતિ શબ્દનો અર્થ શો છે એ જોઈશું. ગણ શબ્દનો અર્થ ઋત્વિગ્ગણ એમ સાયણાચાર્ય કરે છે; તથા રુદ્રનો ગણ એમ ગૃહ્યસૂત્રકાર અને યાજ્ઞવલ્ક્ય માને છે. પણ

ઋગ્વેદમાંનાં બૃહસ્પતિનાં સૂક્તો વાંચતાં આ અર્થ વિષે સંશય ઉત્પન્ન થાય છે. ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં આ ગણનો અર્થ અમને પ્રજાસત્તાક રાજ્ય એવો લાગે છે. અને ગણપતિનો અર્થ "પ્રજાસત્તાક રાજ્યનો અધ્યક્ષ" એવો લાગે છે. અને તેથી ઋગ્વેદકાળ પહેલાં ગણરાજ્યોનું અસ્તિત્વ હતું અને એવા ગણરાજ્યના અધ્યક્ષને ગણપતિ કહેતા એવો અમને સંશય આવે છે. ઋગ્વેદ કાળ પહેલાંની ઐતિહાસિક વ્યક્તિઓ ઋગ્વેદમાં દેવત્વ પામીને આવી છે, એમ ઘણા દાખલા ઉપરથી સિદ્ધ કરી શકાય. અહીં બે દાખલા બસ છે, ઇંદ્ર દેવતા મહાપરાક્રમી છે, એવું વર્ણન છે. તે સાર્વભૌમ છે, એવું પણ વેદમાં વર્ણન છે, '**एकराट् इन्द्रः**'. ઇન્દ્રે કેટલાં પરાક્રમો કર્યાં છે, કેટલા શત્રુઓને પાદાક્રાન્ત કર્યા છે તેનું પણ વર્ણન વેદમાં છે. આ બધા ઉપરથી એવી કલ્પના થાય છે કે વેદના પૂર્વ કાળમાં ઇન્દ્ર જેવો કોઇ પણ પરાક્રમી રાજા 'એકરાટ્' સાર્વભૌમ રાજા થઇ ગયો હશે અને ત્યાર પછી પરમૈશ્વર્યસંપન્ન એક દેવ, પછી જગદીશ્વર બ્રહ્મ વગેરે તાત્વિક રૂપમાં તેનું પર્યવસાન થયું હશે. બીજો પુરાવો એના કરતાં પ્રબળ છે. અશ્વિનીદેવ ઋગ્વેદપૂર્વકાળમાં મોટા આગેવાનો હતા અને રાષ્ટ્રના હિત ખાતર ચળવળ કરનારા અને તેથી દસ્યુઓએ એટલે અસુરોએ કેદમાં નાખેલા અત્રિઋષિને તેમણે મુક્ત કર્યા એવી ઋગ્વેદમાં સ્પષ્ટ કથા જ છે. જુઓઃ—

**ऋषिं नरावंहसः पांचजन्यं ऋबीसादत्रिं मुंचथो गणेन।**
**मिनंता दस्योरशिवस्य माया अनुपूर्वं वृषणा चोदयंता।**

ऋग्वेद १-११७-३.

આ ઉલ્લેખ ઉપરથી અશ્વિનૌ એ ઋગ્વેદ પૂર્વ કાળની બે પ્રસિદ્ધ ઐતિહાસિક વ્યક્તિઓ છે એના વિષે સંશય લાગતો નથી. પણ ઋગ્વેદમાં તેઓનો દેવ તરીકે ઉલ્લેખ થાય છે, અને આગળ તો તેઓ ઔષધિના પતિ વૈદ્યરાજ તરીકે પ્રસિદ્ધ થાય છે. (મૂળ કથામાં એવું છે કે તેઓએ કેદમાંથી છૂટેલા કૃશ થયેલા અત્રિને ઓસડ આપી સાજો કર્યો.) આ જ વાત બૃહસ્પતિની બાબતમાં બની હશે એમ અમને લાગે છે. તેથી ઋગ્પૂર્વ ઐતિહાસિક કાળમાં ગણરાજ્યના પતિ તરીકે પંકાએલી વ્યક્તિ અથવા 'ગણ-પતિ-સામાન્ય' 'બૃહસ્પતિ' એમ વેદમાં થવા પામ્યું એવું લાગે છે. જેમ હાલ 'સાર્વભૌમત્વના ઉપમાન તરીકે ઇન્દ્ર પ્રસિદ્ધ છે, તેમ જ ગણાધ્યક્ષત્વના ઉપમાન તરીકે બૃહસ્પતિ પ્રસિદ્ધ થયા.

હિંદુસ્તાનમાં ગણરાજ્યો ઇ. સ. પૂ. ૬૦૦ થી ઇ. સ. ૩૫૦ સુધી અસ્તિત્વમાં હતાં એમ શ્રી. વિનયકુમાર સરકારે પોતાની 'હિંદુઓની રાજકીય સંસ્થા અને પ્રથા' નામની ચોપડીમાં ઘણા પુરાવા આપી સિદ્ધ કર્યું છે. તેમ જ શ્રી દેવદત્ત ભાંડારકરે પોતાના 'કારમાયકેલ લેક્ચરો'માં પણ ગણરાજ્યોનો ઇતિહાસ આપ્યો છે. તેમના મત પ્રમાણે ગણરાજ્યકાળ ઇ. સ. પૂ. ૮૦૦ સુધી જાય છે.

ઇ. સ. પૂ. ના સમયથી ઇ. સ. સુધી ગણરાજાઓ ક્યાં હતાં અને તેમની સ્થિતિ કેવી હતી તેનું વર્ણન ટુંકમાં હવે કરીશું.[૧]

૧ આ અહેવાલ આપવામાં મુખ્યતઃ શ્રી વિનયકુમારના 'The Political Institutions and Theories of the Hindus' નો આધાર લીધો છે.

હિંદુઓના પ્રજાસત્તાક રાજ્યના ત્રણ સમય પાડી શકાય છે. તેમાં છેલ્લો કાળ ઇ. સ. પૂ. ૧૫૦ થી ૩૫૦ સુધીનો છે. આ વખતમાં મૌર્યની પડતી અને ગુપ્તની ચડતી થઈ એટલું જ નહિ પણ કુશન અને આંધ્રોએ પણ બળવાન રાજ્યો મેળવ્યાં હતાં. દક્ષિણ પંજાબમાં, રજપુતાનામાં અને માલવામાં પણ પ્રજાસત્તાક રાજ્યો હતાં. ઉત્તરમાં ઔદુમ્બર લોકો હતા અને ઈ. સ. પૂ. ના પહેલા સૈકામાં રાજ્ય તરીકે સિક્કા પાડતા હતા.

તેમની દક્ષિણે યૌધેય હતા જેઓ 'વીરેશ્વર' તરીકે પ્રસિદ્ધ હતા. તેઓ ઈ. સ. પૂ. ના પહેલા સૈકામાં સ્વતંત્ર હતા. અને તેમનો દેશ સતલજથી જમના સુધી અને ત્યાંથી દક્ષિણે રજપુતાના સુધી હતો. ઇ. સ. ૧૨૫ થી ૧૫૦ સુધીમાં રુદ્રદામને તેમને હરાવ્યા પણ તેઓએ કેટલાક સૈકાઓ પહેલાં એલેક્ઝાંડર સાથે હિંદુસ્તાનમાં બહાદુરીથી યુદ્ધ કર્યું હતું. આ ગણનો મહારાજ પ્રજાથી નીમાતો હતો અને તે મહાસેનાપતિ પણ હતો. આમની દક્ષિણે અર્જુનાયન આવે છે. તેઓ ઇ. સ. પૂ. ના પહેલા સૈકામાં અને પછી ઉત્તર રજપુતાનાના માલિક હતા.

ત્યાંથી વધારે દક્ષિણમાં ચંબલ અને વેટવની વચ્ચે માલવો આવે છે. તેઓ લગભગ ઈ. સ. પૂ. ના બીજા સૈકામાં સ્વતંત્ર હતા. ઇ. સ. ના પહેલા સૈકામાં ઉસવદાત નામના સેનાપતિ નીચે તેમણે યુદ્ધ કર્યું હતું.

તેમના પશ્ચિમના પાડોશી શિબી હતા. તેમના સિક્કા ઇ. સ. પૂ. ના બીજા સૈકાના અંતના માલુમ પડે છે.

પૂર્વમાં યૌધેયની પાસે કુનિન્દનો દેશ હતો. ગંગા અને જમનાનો ઉત્તર દુઆબ તેમના તાબામાં હતો. તેમના સ્વતંત્ર રાજ્ય તરીકેના સિક્કા ઇ. સ. પૂ ના બીજા સૈકાના છે. ઇ. સ. પૂ. ના બીજા સૈકામાં પાડોશમાં વૃષ્ણિ લોકોની સત્તા હતી.

ઈ. સ. પૂ. ના પહેલા સૈકામાં મધ્ય દેશના વેપારી જ્યારે દક્ષિણમાં પ્રવાસ કરતા હતા ત્યારે આંધ્ર રાજ્યના લોકોને એઓ એમ કહેતા કે ઉત્તરમાં રાજ્યપદ્ધતિ જુદી છે. પૂછવામાં આવતાં તેમણે ગણોના સંસ્થાન અને રાજાના સંસ્થાનમાં ફરક બતાવ્યો હતો. સર્વ રાષ્ટ્રીય સંબંધ અને પદ્ધતિના ફરકની માહિતી જોઇએ તેવી અત્યારે મળતી નથી પણ આપણને એટલું તો ખબર પડે છે કે જ્યારે સમુદ્રગુપ્ત દિગ્વિજય કરતા હતા, (૩૨૦ થી ૫૦) ત્યારે તેઓએ કર આપ્યો હતો. અને સર્વ રાજ્યો ગુપ્ત રાજ્યના સંરક્ષણ નીચે આવ્યાં હતાં.

બીજો સમય ઈ. સ. પૂ. ૩૪૦ થી ૩૦૦ નો છે. આ સમય પ્રજાસત્તાક રાજ્ય માટે સૌથી મોટો છે. મૌર્યરાજ્યના સ્થાપનથી આ રાજ્યોનું સ્વાતંત્ર્ય ગયું. મેગેસ્થનિસ પોતાના સમયની (ઇ. સ. પૂ. ૩૦૨) સ્થિતિ વિષે જણાવે છે કે ૬૦૪૨ વર્ષના સમયમાં એટલે ડાયોનુસોસથી સન્ડ્રોકોટોસ સુધીમાં ત્રણ વાર એક પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું. કેટલાંક એવાં શહેરોનો તેમણે ઉલ્લેખ કરેલો છે કે જ્યાં રાજાનો અધિકાર નષ્ટ થયો હતો અને પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું હતું.

ગ્રીક સિપાહીઓના, મતે પાટલ શહેર હિંદનું સ્પાર્ટા હતું. તે સિંધુ નદીના ડેલ્ટા આગળ આવેલું હતું. સૈન્યનું કામ જુદા કુળના વંશપરંપરાના બે રાજાઓ કરતા હતા અને રાજ્ય ઉપર વૃદ્ધની સભા અધિકાર ચલાવતી હતી.

અરાટાનું એક પ્રખ્યાત પ્રજાસત્તાક રાજ્ય હતું. એલેકઝાંડરના વખતમાં એવાં ઘણાં રાજ્યો હતાં. કેટલાંક સ્વરાજ્ય પણ હતાં. અરાટાની સાથે તેમના સગા કટિકીઅન હતા. સંસ્કૃતમાં તેમને અરાષ્ટ્રકા એટલે રાજાવગરના કહેવાય. જસ્ટીન તેમને લુંટારૂ કહે છે અને મહાભારતમાં પણ તેમનું વર્ણન તેવું જ છે. તેમણે ચંદ્રગુપ્તને ગ્રીકો સામે બહુ સારી મદદ કરી હતી.

કૌરવ સૈન્યમાં ભાગ લેનાર બે જાતિનું વર્ણન ગ્રીક લોકો કરે છે. એકને માલોઇસિ અને બીજાને ઓક્ષીડ્રકાઇ એટલે માલવા અને ક્ષુદ્રક નામથી જણાવે છે. બંને સ્વતંત્ર અને બળવાન રાજ્યો હતાં.

તેમણે એલેકઝાંડર સાથે મોટી ટક્કર ઝીલી હતી. પહેલાંથી જ પરસ્પર વૈરભાવ હતો તોપણ આ વખતે વૈરભાવ ભૂલી તેઓ લગ્નસંબંધથી જોડાયા હતા.

બીજા પ્રજાસત્તાક રાજ્યોમાં સબસ્ટાઇનું વર્ણન આવે છે. તેઓના શહેરોમાં પ્રજાસત્તાક પદ્ધતિ હતી. કર્ટીસ કહે છે કે તેઓની એક સભા હતી અને તેઓ સ્વતંત્ર હતા. કર્ટીસ કોઇ રાજ્યનું વર્ણન કરે છે. અને કહે છે કે તેની પદ્ધતિ પ્રજાસત્તાક હતી પણ રાજાની ન હતી. તેમના ત્રણ નાયક હતા અને તે પ્રજાથી નીમાતા હતા. તેમનું સૈન્ય મોટું હતું. એરીઅન બીજા ચાર રાજ્યનું વર્ણન કરે છે કે જે નાયકને પોતે પસંદ કરતાં અને સ્વતંત્ર હતાં. તેમનાં નામ એરાઇટાઇ, એબેસ્ટનોઇ, ક્ષેદ્રોઇ (ક્ષત્રિય) અને એરેમીટાઇ છે. તેમાં ક્ષત્રિય નિપુણ નાવિક અને શિલ્પી હતા.

એલેકઝાંડર સાથે સંસર્ગમાં આવેલા એગેલેસોઈ અને નિસાયન નામના બે રાષ્ટ્રો છે. તેમણે ક્ષત્રિયનું શૂર બનાવ્યું હતું અને રાષ્ટ્રીય અપમાન કરતાં મરણ વધારે પસંદ કર્યું હતું.

નિસાયનનું વર્ણન એરીઅને કરેલુંછે. તેઓનો એક અધ્યક્ષ હતો અને રાજ્ય ઉમરાવોને સોંપાએલું હતું. તેઓની ૩૦૦ ઉમરાવોની સભા હતી. ચંદ્રગુપ્તને સાર્વભૌમિક રાજ્ય સ્થાપવાને માટે અજાતશત્રુના વખતથી ઉત્પન્ન થએલા પ્રજાસત્તાક રાજ્યોને વશ કરવાં પડયાં હતાં. પંજાબના મદ્રક, નીચલી સિંધુના કુકુર, ગંગા પ્રદેશના કુરુ અને પંચાલ અને પૂર્વના વૃજિજ, લિચ્છવિ અને મલ્લોને કૌટિલ્યે રાજ્યયુક્તિથી દબાવી દીધા હતા.

પહેલો સમય ઇ. સ. પૂ. ૬૦૦ થી ૪૫૦ સુધીનો છે. આ વખતે ૧૧ પ્રજાસત્તાક રાજ્યોનું વર્ણન આવે છે. તેમનો દેશ ગંગાના પ્રદેશમાં અને હાલના બિહાર પ્રાંતમાં જોઈ શકાય. તેમાંથી આઠ માટે બહુ માહિતી મળતી નથી. ભગ્ગનું મુખ્ય સ્થાન સુમસુમાર ટેકરીમાં, બુલીનું અલ્લકપ્પા, કલમાનું કેસપુત્રમાં હતું. પિપ્પલીવન મોરીઆનો અને રામગામ કોલીઆનો દેશ હતો. મલ્લની ત્રણ જાતિ હતી. તેમાંની એક કુસિનારામાં, બીજી પાવામાં અને ત્રીજી કાશીમાં હતી. અગીઆરમાં મુખ્ય રાષ્ટ્ર ત્રણ હતાં. કપિલવસ્તુમાં. શાકય, મિથિલામાં વિદેહ, અને વેશાલીમાં લિચ્છવિ. છેલ્લાં બે ભળી ગયાં હતાં અને વજ્જી નામથી પ્રસિદ્ધ હતાં. કુનાલ જાતકમાં રોહિણી નદી માટે શાકય અને કોલીઓએ કરેલું યુદ્ધ વર્ણવેલું છે. ભદ્દસાલ જાતકમાં પસેન્દી રાજા શાકય કન્યાની લગ્ન માટે માગણી કરે છે. તે જ જાતકમાં કોસલ સાથેના લિચ્છવિના યુદ્ધનું વર્ણન છે. એકપન્ન જાતકમાં લિચ્છવિની રાજધાનીની સમૃદ્ધિનું વર્ણન છે.

શાકયબુદ્ધ એ પ્રજાસત્તાક રાજ્યના નિવાસી હતા. તેમણે રાજ્યનો ત્યાગ કર્યો એમ કહેવું ભૂલભરેલું છે. તેઓ રાજપુત્ર ન હતા પણ એક અધ્યક્ષના પુત્ર હતા. ન્યાય અને રાજ્ય કારભારનું કામ સાર્વજાનક સભા કરતી હતી. શાક્યની તે સભામાં તરુણ અને વૃદ્ધ બધા જતા હતા. અધ્યક્ષ તેમનાથી ચુંટાતો અને તે અધ્યક્ષ ન્યાયાધીશનું કામ કરતો અધ્યક્ષને રાજાનો ઇલ્કાબ હતો; તેને રોમના કોનસલ સાથે સરખાવી શકાય.

વજ્જીઓના પ્રજાસત્તાક રાજ્યને પ્રાચીન હિંદુસ્તાનનું યુનાઇટેડ સ્ટેટસ કહી શકાય. આઠ રાષ્ટ્ર તેમાં મળેલાં હતાં. વૈશાલી તેમનું મુખ્યસ્થાન હતું. તેમાં લિચ્છવિ અને વિદેહ મુખ્ય હતા. પહેલાં વિદેહોમાં રાજા હતો અને લિચ્છવિમાં રાજ્ય ચલાવવા ત્રણ નાયકને નીમવામાં આવતા હતા. લિચ્છવિગણની સભાના સભાસદો બધા મળી ૭૭૦૭ હતા એમ એકપન્ન અને ચુલ્લકલિંગ જાતક ઉપરથી જણાય છે. દરેક સભાસદને રાજા કહેતા હતા. આ રાજા માત્ર કાયદા કરનારા ન હતા પણ પ્રતિનિધિ, સેનાપતિ અને કોષાધ્યક્ષ પણ હતા. આ બધામાંથી નવનું એક મંડળ નીમવામાં આવતું હતું. તેમનામાં જલાભિષિંચનની રીતિ હતી. અટ્ટકથામાં વર્ણન પ્રમાણે કોઇને દોષી ઠરાવવા માટે સાત કચેરીમાં જવું પડતું અને છેલ્લી કચેરી રાજાની એટલે અધ્યક્ષની હતી. નિર્દોષીને કોઈ પણ કચેરી છોડી શકતી.

ગણોની વસ્તી હજારોની નહિ પણ લાખોની હતી. તેમનો પ્રદેશ હજારો ચોરસ માઇલ નહિ પણ લાખો ચોરસ માઇલનો હતો. આ રાજ્યોનાં ગામડાંની વ્યવસ્થા માત્ર પુરુષો કરતા ન હતા. બગીચા કરવા, સાવજનિક હૉલ બાંધવા, ધર્મશાળા અને હવાડા બાંધવા અને એક ગામથી બીજા ગામના રસ્તા તૈયાર કરવા તથા દુરસ્ત કરવા આ બધાં કામ પુરુષ અને સ્ત્રીઓની સંયુક્ત સમિતિઓ કરતી હતી.

શાકયને રાજાનો અધિકાર પસંદ ન હતો. તેમને વજ્જીઓની સંસ્થાની સ્થિતિમાં રહેવું ગમતું હતું. આ બાબતમાં શાકય બુદ્ધ તરફથી તેમને પ્રોત્સાહન મળતું હતું. જો કે બુદ્ધે કુટુંબસંબંધ છોડી દીધો હતો તોપણ આ સંસ્થાનું હિત કરવા તરફ તેમનું લક્ષ હતું. અજાતશત્રુએ જ્યારે તેમના ઉપર ચડી આવવા અને વજ્જીઓનો નાશ કરવા ધમકી આપી હતી ત્યારે પણ તેઓને શાકય બુદ્ધના મતથી ધૈર્ય મળ્યું હતું.

આ વખતની (ઇ. સ. પૂ. ૬૦૦ થી ઇ. સ. ૩૦૦) સુધારણા ઉંચા પ્રકારની હતી જુદા જુદા શાસ્ત્રોનો વિકાસ થયો હતો. વૈદકમાં ચરક, ભાષામાં પાણિનિ, રસાયન અને કિમીઆગિરિમાં પતંજલિ અને નાગાર્જુન, તત્ત્વજ્ઞાનમાં વૈશેષિક વેદાન્ત, ચાર્વાક અને લોકાયત મતો, અર્થશાસ્ત્ર અને રાજ્યકારણમાં કૌટિલ્ય અને શુક્ર, સામાજિક અને ન્યાયની વ્યવસ્થામાં મનુ અને યાજ્ઞવલ્ક્ય, નાટયશાસ્ત્ર અને લલિતકલામાં ભરત અને વાત્સાયન, નિષ્કામ કર્મમાં ગીતાકાર અને સર્વ સત્ત્વમૈત્રી, તપ તથા વીર્યમાં શાકય બુદ્ધ બહુ જ સફળ અને આગળ વધેલા હતા. જાતક કથાઓ, રામાયણ અને મહાભારતનો પ્રચાર પણ તેવી જ રીતે બધા લોકોમાં ઘણો થયો હતો.

1\. સંઘ અને ગણ શબ્દો પાણિનિના વખતમાં પ્રસિદ્ધ હતા. એમ તેમના સૂત્ર ઉપરથી માલમ પડે છે. જુઓઃ—

संघोढ्ढो गणप्रशंसयोः । ३. ३. ८६.

પાણિનિનો સમય ઇ. સ. પૂ. ૭૦૦નો છે અને તેથી તે શબ્દો તે વખતે પણ પ્રચલિત હતા. બુદ્ધના વખતથી ગણનો અર્થ ધાર્મિક અથવા રાજકીય સંસ્થા એવો થતો હતો. સંઘનો અર્થ એક ધ્યેયને માટે સ્થપાએલી સંસ્થા એવો થતો હતો. અને જેટલાં ધ્યેય હોય તેટલા સંઘ પણ થઇ શકે. ધર્મને માટે બુદ્ધોનો સંઘ પ્રસિદ્ધ જ છે. બુદ્ધના વખતમાં જ તેવા બીજા આચાર્યોના સાત સંઘો હતા. વ્યાપાર માટે પણ સંઘો થતા હતા અને તેવા સંઘો ઇ. સ. પૂ. ૫૦૦ થી ઇ. સ. ૬૦૦ સુધી હિંદુસ્તાનમાં બહુ હતા. ઉદ્યોગથી રહેનારા સંઘને વાર્તોપજીવી કહેવામાં આવતો. સંઘનો ત્રીજો વર્ગ આયુધજીવી અથવા શસ્ત્રોપજીવી છે. તે સંઘ રાજાના સૈન્યમાં પણ કામ કરતો. પાણિનિએ એવા સંઘોનાં નામ આપેલાં છે. તેમાં મુખ્ય યૌધેય, પરસુ, અસુર અને રાક્ષસો છે. કૌટિલ્ય પણ ત્રીજા સંઘનો ઉલ્લેખ કરે છે. રાજકીય સંસ્થાના અર્થમાં સંઘ શબ્દ વપરાય છે અને સંઘ અથવા ગણ એટલે બહુનું રાજ્ય એવો અર્થ થાય છે. તેને પ્રજાસત્તાકરાજ્ય એમ પણ કહી શકાય. કૌટિલ્ય પણ રાજશબ્દોપજીવી એવો સંઘનો પ્રકાર બતાવે છે. જૈનોના આચરંગ સુત્તમાં કેટલાક દેશોનાં નામ આવ્યાં છે કે જ્યાં ધાર્મિક પુરુષો ન જાય. તેમનાં નામઃ–અરાય, જુવરાય, દોરાજ ને ગણરાય છે. છેલ્લું નામ ગણરાજ્યનું છે. બુદ્ધોના અવદાનશતકમાં (ઇ. સ. પૂ. ૧૦૦) કેટલાક વેપારીઓ પ્રવાસનું વર્ણન કરતાં કહે છે કે

केचिद्देशा गणाधीनाः केचिद् राजाधीना इति ।

આ ઉપરથી રાજા અને ગણનો ફરક બતાવ્યો છે. આ ફરક સંબંધી આગળ થોડું કહેલું હતું.

રાજકીય સંઘનું સ્વરૂપ ગણમાં જોઇ શકાય છે. આ ગણમાં ક્ષત્રિય જાતિ હતી. લિચ્છવિ સંઘના દરેકને રાજા કહેવામાં આવતા અને જ્યારે તેમને અભિષેક કરવામાં આવતો ત્યારે પુષ્કરિણી એટલે વેશાલીના એક તળાવના પાણીનું તેમના ઉપર સિંચન કરવામાં આવતું. તે તળાવને 'ગણરાજકુલ' કહેતા. આ ઉપરથી ખબર પડે છે કે ગણમાં ઘણા રાજકુલો હતાં. સ્મૃતિકર્તા કાત્યાયન કહે છે કે

कुलानां तु समूहस्तु गणः स परिकीर्तितः ।

કૌટિલ્ય પણ આવું જ વર્ણન કરે છે. શાંતિપર્વમાં પણ સમાન વર્ણન જોવામાં આવે છે. કુલોમાં અધિપતિનું કામ વૃદ્ધો કરતા હતા. આવા સંઘોનાં નામ સ્મૃતિઓમાં પણ આવેલાં છે. નારદસ્મૃતિમાં પણ પાષંડ, નૈગમ, શ્રેણી, પૂગ, વ્રાત અને ગણોનાં નામ આવે છે. આ પ્રમાણે ઉપર ચડતાં ચડતાં પાણિનિના કાળ સુધી આપણે આવી પહોંચ્યા. તે સમય સુધીના ઇતિહાસની અને ગણરાજ્યની રૂપરેખા જોઇ અમારે આટલેથી જ અટકવાનું નથી પણ આગળ વધીને એટલું બતાવવાનું છે કે પાણિનિના કાળમાં તો શું પણ વેદોમાં સુદ્ધાં સ્વરાજ્ય ઉર્ફે ગણરાજ્યના સ્પષ્ટ ઉલ્લેખ છે. નીચે અમે કેટલાક ઉતારા આપીએ છીએ કે જેમાં વૈદિકકાળમાં સ્વરાજ્યનું અસ્તિત્વ સિદ્ધ થાય છે;—

(१) स्वस्ति । साम्राज्यं भौज्यं स्वाराज्यं वैराज्यं पारमेष्ठ्यं राज्यं महाराज्यं आधिपत्यमयं समन्तपर्यायी स्यात् ।

—ऐतरेयब्राह्मण ।

હવે ઐતરેય બ્રાહ્મણમાં ઉલ્લેખાએલ સ્વરાજ્ય અને વૈરાજ્ય આ બેમાંથી વૈરાજ્ય એટલે કે રાજા વગરની રાજ્યપદ્ધતિ કયા દેશમાં ઐતરેયબ્રાહ્મણકાળે હતી આ બાબતમાં એ જ બ્રાહ્મણમાં નીચેનો ઉલ્લેખ છે.

(૨) अथैनमुदीच्यां दिशि विश्वेदेवाः षड्भिश्चैव पंचविंशैरहोभिरभ्यषिचन्नेतेन च तृचेनैतेन च यजुषैताभिश्च व्याहृतिभिर्वैराज्याय, तस्मादेतस्यामुदीच्यां दिशि ये के च परेण हिमवन्तं जनपदा उत्तरकुरव उत्तरमद्रा इति वैराज्यायैव तेऽभिषिच्यन्ते विराडित्येनानभिषिक्तानाचक्षते ।

આ ઉપરથી ઐતરેય બ્રાહ્મણની વખતે ઉત્તરકુરુ એટલે હિમાલયના ઉત્તર તરફના દેશમાં વરાજ્ય એટલે રાજા વગરનું રાજ્ય હતું એ સ્પષ્ટ થાય છે.

મહાભારતમાં અર્જુનના દિગ્વિજયના વર્ણનમાં પણ આ ઉત્તરકુરુદેશનો ઉલ્લેખ છે અને તેનું નીચે પ્રમાણે વર્ણન છે.

(૩) " पार्थ नेदं त्वया शक्यं पुरं जेतुं कथंचन ।
उपावर्तस्व कल्याण पर्याप्तमिदमच्युत ॥
इदं पुरं यः प्रविशेद् ध्रुवं न स भवेन्नरः ।
प्रियामहे त्वया वीर पर्याप्तो विजयस्तव ॥
न चात्र किंचिज्जेतव्यमर्जुनात्र प्रदृश्यते ।
उत्तरीः कुरवो ह्येते नात्र युद्धं प्रवर्तते ॥
प्रविष्टोऽपि हि कौन्तेय नेह द्रक्ष्यसि किंचन ।
न हि मानुषदेहेन शक्यमत्राभिवीक्षितुम् ॥ "

આ ઉતારામાં ધ્યાનમાં રાખવાનું એ છે કે ઉત્તરકુરુ એ મોટું નગર હતું અને તે અજીત હતું. આ નગરના વર્ણનમાં ત્યાંના રાજાનું નામ પણ નથી. આ નગર ઉપર કોઇ પણ રાજાની સત્તા ન હતી. તે તદ્દન સ્વતંત્ર હતું, તેથી જ અર્જુન પણ ત્યાંના લોકોને કહે છે કે તમારી પાસેથી મારે કંઇ જોઇતું નથી. તમે માત્ર ધર્મરાજાનું શાસન સ્વીકારો.

पार्थिवत्वं चिकीर्षामि धर्मराजस्य धीमतः ।

અર્જુનની આ વાત સાંભળીને પ્રજાસત્તાકના અધિકારીઓએ તે વાત કબુલ કરી અને તેમને

क्षौमाजिनानि दिव्यानि तस्य ते प्रददुः स्वयम् ।

તેઓએ સારાં રેશમી વસ્ત્રો આપી દીધાં. આ ઉપરની લીટીમાં 'ते प्रददुः स्वयं' આ શબ્દો ધ્યાનમાં લેવા જેવા છે. આ શબ્દોની ઉપરના ઐતરેય બ્રાહ્મણના શબ્દો સાથે તુલના કરતાં તે એટલે પ્રજાસત્તાક રાજ્યના અધિકારીઓ એવો જ અર્થ લેવો પડે છે.

શુક્લયજુર્વેદની સંહિતામાં નીચે પ્રમાણે મંત્ર છેઃ—

(૪) गणानां त्वा गणपतिं हवामहे प्रियाणां त्वा प्रियपतिं हवामहे
निधीनां त्वा निधिपतिं हवामहे वसो मम ।
आहमजानि गर्भधमा त्वमजासि गर्भधम् ॥

આ મંત્રમાં ગણપતિનું એટલે પ્રજાસત્તાક રાજ્યના અધિપતિનું આવાહન કર્યું છે અને તેને પોતાની પાસેથી કર લઈને પોતાનું રક્ષણ કરવાની વિનંતી કરી છે.

આ મંત્રનો અશ્વમેધ પ્રકરણમાં અશ્વ સમાગમ એવો અર્થ કર્યો છે પણ તે એટલો ઘૃણાસ્પદ છે કે મૂળ ઋચા રચનારાઓનો આવો અભિપ્રાય હશે એવી કલ્પના જ થતી નથી. યજમાનપત્નીએ અશ્વની સાથે સંગમ કરવો એ બીભત્સ અર્થ લેવાની બ્રાહ્મણે પણ ના પાડી છે એમ દેખાય છે. કારણ કે અશ્વનો અર્થ પ્રજાપતિ એટલે રાજા અથવા પ્રજાસત્તાકના અધિપતિ અને અશ્વમેધનો અર્થ રાષ્ટ્ર એવો સ્પષ્ટ કરી બતાવ્યો છે. અને યજુર્વેદમાં બીજા જે અનેક રાજ્ય પર સૂક્તો છે તે ઉપરથી એનો જ અર્થ લેવો સરળ છે. આવો જ એક બીજો મંત્ર કૃષ્ણ યજુર્વેદમાં બ્રાહ્મણમાં છે.

**"प्रियं त्वा प्रियाणाम्। 'निधीनां त्वा निधिपतिं हवामहे वसो मम।"**
ઈત્યાદિ આ મંત્રમાંના **निधीनां त्वा निधिपतिम्।** આ શબ્દો અશ્વ કરતાં રાજા અથવા પ્રજાપતિને બહુ સરળતાથી લાગુ પડે છે તેથી તેનો અશ્વ એવો બીભત્સ અર્થ ન લેતાં ગણપતિ એટલે પ્રજાધ્યક્ષને પ્રજાએ કરેલી વિનંતી એવો અર્થ લઈએ તો વધારે બંધબેસતો લાગે છે. પ્રસિદ્ધ સ્વામી દયાનંદજીએ પણ પોતાના યજુર્વેદભાષ્યમાં સઘળા મંત્રોનો રાજ્ય સાથે અર્થ બેસાડેલો છે એ પણ ધ્યાનમાં લેવાજોગ છે.

હવે કોઈને એવી શંકા આવશે કે વેદમાં સ્વરાજ્યનો મહિમા ભલે ગવાયો હોય પણ ખાસ કરીને ગણ, પૂગ, વ્રાત વગેરે વિશિષ્ટ સમૂહવાચક શબ્દો વેદમાં ક્યાં છે કે જેથી કરીને ગણ રાજ્યોનું અસ્તિત્વ સિદ્ધ કરી શકાય. એના જવાબમાં હવે આપણે વેદમાં આ શબ્દોના નિર્દેશો જોઈશું.

યજુર્વેદના રુદ્રાધ્યાયમાં રુદ્રદેવતાને ઉદ્દેશીને નીચે પ્રમાણે પ્રાર્થના કરી છે.

**(૫) नमो व्रातेभ्यो व्रातपतिभ्यश्च नमो नमो गणेभ्यो गणपतिभ्यश्च नमो नमः।**

આ મંત્રમાં રુદ્ર દેવતાને ગણસ્વરૂપ તેમ જ ગણપતિ સ્વરૂપ, વ્રાત સ્વરૂપ તેમ જ વ્રાતપતિ સ્વરૂપ આપ્યું છે.

બંને શબ્દોનો સામાન્ય અર્થ સમૂહ થાય છે. પરંતુ વ્રાતનો વિશિષ્ટાર્થ લુંટફાટ કરીને પોતાની આજીવિકા કરનારા માણસોનો સ્વતંત્ર સંઘ અને ગણનો પોતાની મેળે પોતાનો કારબાર ચલાવીને તથા પ્રમાણિક ધંધાઓ કરીને પોતાની આજીવિકા ચલાવનાર લોકોનો સમૂહ એવો થાય છે.[1] વ્રાતનો અને ગણનો આવો વિશિષ્ટાર્થ ન લઈએ તો ઉપરના મંત્રમાં પુનરુક્તિનો દોષ આવે છે.

ઋગ્વેદમાં પણ વ્રાત અને ગણ એક જ મંત્રમાં જુદા જુદા અર્થમાં વપરાએલા દેખાય છે. જુઓ નીચેનો મંત્રઃ—

**(૬) व्रातं व्रातं गणं गणं सुशस्तिभिरग्नेर्भामं मरुतामोज ईमहे।**
**पृषदश्वासोऽनवभ्रराधसो गंतारो यज्ञं विदथेषु धीराः॥**

ઋ. ૨.-૨૬-૬.

૧ જુઓ વિનયકુમાર સરકાર-કૃત "હિંદુની રાજકીય સંસ્થા અને પ્રથા" પૃ. ૩૧

૯ આ મંત્રમાં જે વ્રાત અને ગણ શબ્દો છે તેનો અનુક્રમે સમૂહ અને મોટો સમૂહ એવો અર્થ સાયણાચાર્ય કરે છે પણ તેથી પુનરુક્ત દોષનો પરિહાર ન થાય એમ લાગે છે. સીધો માર્ગ તો આ શબ્દોનો વિશિષ્ટાર્થ લેવો એ જ છે.

ઋગ્વેદમાં પણ સ્વરાજ્યને વિષે અને તેમાં ખાસ કરીને પ્રજાસત્તાક રાજ્ય વિષે કેટલાક ઉલ્લેખો છે.

જુઓ:-

**(૭) आ यद्वामीय चक्षासा मित्र वयं च सुरयः**
**व्यचिष्ठे बहुपाय्ये यतेमहि स्वराज्ये ॥**

ઋ. ૫. ૬૬. ૬.

આ મંત્રમાં મંત્રકર્તા રાતહવ્ય ઋષિ પોતાના ઋષિબંધુઓને ઉદ્દેશીને કહે છે કે આ વિસ્તીર્ણ અને ઘણા વડે રક્ષણ કરવા યોગ્ય એવા સ્વરાજ્યનું રક્ષણ કરવા સારૂ આપણે બધા મળીશું. આ ઉલ્લેખ ઉપરથી ઋગ્વેદ કાળમાં પણ સ્વરાજ્ય અથવા પ્રજાસત્તાક રાજ્યનું અસ્તિત્વ ચોકખી રીતે સિદ્ધ થાય છે.

એક વખત પ્રજાસત્તાક રાજ્યનું અસ્તિત્વ આવી રીતે સિદ્ધ થયા પછી તેમાં ગણ-રાજ્ય અને ગણપતિ અથવા ગણાધ્યક્ષોનું અસ્તિત્વ આપોઆપ સિદ્ધ થાય છે. હવે આ દૃષ્ટિથી ઉપર આપેલો '**गणानां त्वा गणपतिं**' એ મંત્ર આપણે વાંચીશું તો બૃહસ્પતિના રૂપમાં ગણાધ્યક્ષનું વર્ણન કર્યું છે એમ જણાશે. વેદકાળમાં દરેક શ્રેષ્ટ વસ્તુને અથવા પુરુષને દેવતા સ્વરૂપ આપીને આલંકારિક રીતે વર્ણન કરવાની ટેવ જ હતી. કિંબહુના આવા વ્યંગ્યથી વર્ણન કરવું એ જ તે વખતે વિદ્વત્તાનું ચિન્હ ગણાતું હતું. શ્રુતિ કહે છે કે '**परोक्षप्रिया इव हि वै देवाः**' દેવોને ગૂઢોક્તિ ઘણી જ પ્રિય હોય છે. આ મંત્ર ઉપરથી પણ એ જ વાત સિદ્ધ થાય છે. તેથી ઉપરના મંત્રનો બૃહસ્પતિનું વર્ણન કરીને પ્રજાસત્તાક રાજ્યના અધ્યક્ષનો વ્યંગ્યાર્થ માનીએ તો વધારે પડતું ન કહેવાય.

અહીં બીજી પણ એક વાત ધ્યાનમાં લેવા જેવી છે. ઋગ્વેદમાં ઇન્દ્ર અને બૃહસ્પતિના સંયુક્ત ઉલ્લેખો બે ત્રણ વાર અને સ્વતંત્ર રીતે લગભગ બસો વખત આવ્યા છે. કારણ કે રાજ્યત્વ તથા પ્રજાધ્યક્ષત્વના એકત્ર ગૌરવપૂર્વક ઉલ્લેખો બંનેનું મહત્ત્વ બતાવે છે. ઋગ્વેદ ૨-૨૪-૩ માં કહ્યું છે કે "જેમ ઇન્દ્ર પોતાના વજ્ર વડે ગુહા ફોડી નાખે છે તેમ બૃહસ્પતિ એકલા પણ ફોડી શકે છે."

આ ઉપરથી પ્રજાધ્યક્ષનું પરાક્રમ જણાઇ આવે છે.

આ બંને (ઇન્દ્ર અને બૃહસ્પતિ) એક બીજાના આધ્યાત્મિક તથા ભૌતિક મિત્ર છે. એમ પણ ઋ. ૧. ૧૮. ૪. માં કહ્યું છે.

બૃહસ્પતિને વેદમાં બ્રહ્મણસ્પતિ તથા સદસસ્પતિ પણ કહેલા છે. બ્રહ્મ શબ્દનો ઐતિહાસિક અર્થ સમિતિનો મુખ્ય એવો થાય છે. હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા અને બ્રહ્મા આ ચારની રાષ્ટ્રીય સંકટને વખતે મંડળી નીમાય છે. તેમાં મુખ્ય બ્રહ્મા હોય છે. અને આ સભાનો નિર્ણય ઉપરનો અધ્યક્ષ બ્રહ્મણસ્પતિ કહેવાય છે. તેમ જ 'સદસસ્પતિ' એ શબ્દ પણ સભાધ્યક્ષનો જ અર્થ સૂચવે છે. આવી સમિતિ, સભા, સદસ વગેરેનો વેદમાં હંમેશ ઉલ્લેખ આવે છે. એક મંત્રમાં ઋષિ કહે છે કે:--

ये ग्रामा यदरण्यं या सभा अधिभूम्याम्।
ये संग्रामा समितयः तेषु चारु वदेम ते ॥"

अथर्ववेद

ગ્રામસભા, પ્રાન્તસભા, રાષ્ટ્રસભા વગેરેનો વિકાસ અથર્વવેદમાં બતાવ્યો છે. તે ઉપરથી પણ સદસસ્પતિ શબ્દનો અર્થ સભાધ્યક્ષ, પ્રાન્તસભાધ્યક્ષ એવો સ્પષ્ટ થાય છે. ગણુ-દેવતા અમરકોશમાં નીચે પ્રમાણે આપ્યા છે.

आदित्यविश्ववसवस्तुषिता भास्करानिलाः।
महाराजिकसाध्याश्च रुद्राश्च गणदेवताः ॥

આ રાજ્ય સંસ્થાના નવ અંગભૂત મંડળો છે અને તે દરેક મંડળને ગણુ કહેવાય છે એમ રા. સા. વઝેએ શુક્રસૂત્રના આધારે સારી પેઠે બતાવ્યું છે.[1] આ પ્રત્યેક ગણુના સભ્યોની સંખ્યા તથા ગણુનો અધિકાર નીચે પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૧. આદિત્યગણુ | Astronomical Society | સભ્યો | ૧૨ |
| ૨. વિશ્વેદેવ | Engineer's Institute | ,, | ૩૩ |
| ૩. વસુ | Miner's Union | ,, | ૮ |
| ૪. તુષિત | Co-operative Agriculturists | ,, | ૩૬ |
| ૫. ભાસ્વર | Dyer's Association | ,, | ૧૨ |
| ૬. અનિલ | Packer's union | ,, | ૭ |
| ૭. મહારાજિક | Supplier's Association | ,, | ૨૩૬ |
| ૮. સાધ્યં | Labour Union | ,, | ૧૯૫ |
| ૯. રુદ્ર | Associated Press Union | ,, | ૧૧ |

(અમારા મત પ્રમાણે War-Cabinet)

આ નવ ગણોના મુખ્ય તે 'ગણુપતિ' પણુ તે સર્વાધ્યક્ષ હોવાથી તેને 'गणानां त्वा गणपतिं" એમ સંબોધેલું છે. વાચકોને અમારી કલ્પના ઉપરથી 'गणानां' આ બહુવચનનું સ્વારસ્ય માલમ પડશે.

નીચેના બૃહસ્પતિના મંત્રમાં પણુ જુઓઃ—

(૮) निषुसीद गणपते! गणेषु त्वामाहुर्विप्रतमं कवीनाम्।
न ऋते त्वत् क्रियते किंचनारे महामर्च मघवं चित्रमर्च ॥ ऋ. १०

અહીં પણુ 'गणेषु' એ પદ જોવા જેવું છે. ઉપર કહ્યા તે નવ ગણુનો પતિ અર્થાત્ 'गणानां पति' જ હોય.

આવા ગણુરાજ્યનો અધ્યક્ષ કેવળ તરવારના જોરથી પ્રબળ થયેલો પુરુષ ન જ હોય. ગણુરાજ્યમાં અધ્યક્ષની પસંદગીની પ્રથા હોવાથી સ્વાભાવિક જ 'कवि कवीनां' એવો જ અધ્યક્ષ હોવો જોઇએ.

1 જુઓ ચિત્રમય જગત્ જુલ ઑગષ્ટ ૧૯૨૩. રા. સા. વઝેનો લેખ.

સાયણ કવિ શબ્દનો અર્થ ક્રાન્તદર્શી આપે છે.

ક્રાન્તદર્શી એટલે સર્વજ્ઞ, ભૂત ભવિષ્ય વગેરેનું જ્ઞાન જેને હોય છે તે, એવો મહાન ડાહ્યો અને ચતુર નાયક હોય તેજ અધ્યક્ષ હોઇ શકે. આવા અધ્યક્ષને પૂર્વ ઇતિહાસનું ખાસ જ્ઞાન હોવું જોઇએ એ બ્રહ્મણસ્પતિના વિશેષણ ઉપરથી સ્પષ્ટ દેખાય છે. બ્રહ્મ શબ્દનો અર્થ જુઓઃ—

"पुराकृतं तु यत्तज्ज्ञैस्तद् ब्रह्मेति प्रचक्षते"

અર્થાત્ મહાન અનુભવી પૂર્વનો ઈતિહાસ જાણનારો એવો અધ્યક્ષ હોવો જોઇએ એવો ઋષિનો અભિપ્રાય છે. શ્રી ભાંડારકરે ગણરાજ્યમાં પ્રત્યેક અધિકારી માણસને રાજા એ સંજ્ઞા હતી એમ પ્રમાણપૂર્વક સિદ્ધ કર્યું છે. એ વાત ધ્યાનમાં લેતાં '**ज्येष्ठराजं**' પદનું સ્વારસ્ય વાચકોને માલમ પડશે. **राज्ञां ज्येष्ठः** બધા ઓફિસરોમાં મુખ્ય તે જ અધ્યક્ષ.

પ્રજાસત્તાક રાજ્યમાં વિદ્વત્તાનું જેમ તેમ જ વાણીના વક્તૃત્વનું પણ મહત્ત્વ અતિશય છે એ હાલના પ્રજાસત્તાક રાજ્યના ઇતિહાસ ઉપરથી વિદિત થાય છે. તેથી બૃહસ્પતિને વાણીનો પતિ, વક્તૃત્વનો દેવ એવી ઋગ્વેદમાં શ્રુતિ છે તેમાં નવાઇ નથી. બ્રહ્મણસ્પતિમાં બ્રહ્મનો અર્થ વાણી પણ લઈ શકાય. ઉપર કરેલી ચર્ચાથી '**गणानां**' ઇત્યાદિ મંત્રોમાં પ્રજાધ્યક્ષની જ દેવતારૂપે સ્તુતિ કરી છે એવું લગભગ સિદ્ધ થાય છે એમ લાગે છે. લગભગ કહેવાની મતલબ એ છે કે જ્યાં સુધી મહાશય સંશોધકો આ મતને પોતાની માન્યતા દર્શાવે ત્યારે જ અમે અમારા મતને સિદ્ધાંત માનીશું. હવે પછી અવાંતર પ્રમાણોનું દિગ્દર્શન કરીને લેખનો ઉપસંહાર કરીશું.

યાજ્ઞવલ્કય કહે છે ( ૧. ૨૭. ) "રુદ્ર તથા બ્રહ્મદેવે વિનાયકને ગણોના અધિપતિ કર્યા." ઐતિહાસિક દ્રષ્ટિએ જોતાં રુદ્ર તથા બ્રહ્મા એટલે કોણ એ વાચકો જાણી લેશે. રાષ્ટ્રના પ્રમુખોએ પસંદ કરેલો તે વિ-નાયક.

ડૉ. ભાંડારકર લખે છેઃ-" The name Ganapati was generalised and meant many leaders of the Ganas or groups. " આ ઉપરથી પણ ગણના અધિપતિ તે ગણપતિ એમ જણાય છે. વિનાયક અથવા ગણપતિ ગુસ્સે થાય તો તેનું પરિણામ શું થાય છે તે યાજ્ઞવલ્કય સ્મૃતિમાં કહ્યું છે. તેનો સારાંશ અમે ડૉ. ભાંડારકરના શબ્દોમાં આપીએ છીએઃ—

ગણુપતિનાં ઘણાં નામો છે. તેમાં મિત, સમિત, રાજપુત્ર એ ત્રણ નામો પણ છે. રાજપુત્ર આ નામ ઉપરથી રાજ્યની સાથે આ દેવતાનો અસલનો કંઇ પણ સંબંધ હોય એવો તર્ક કરી શકાય.

મહારાષ્ટ્રીય જ્ઞાનકોશકાર લખે છે:—" બૃહસ્પતિ દેવતા શુદ્ધ ભારતીય છે. આ અગ્નિનું એક રૂપ છે અને ઋગ્વેદ કાળમાં તેને સ્વતંત્ર સ્વરૂપ પ્રાપ્ત થયું છે." '**अग्निर्वै देवानां सेनानीः**' આ શ્રુતિ પ્રસિદ્ધ જ છે. મૂળમાં બૃહસ્પતિ અગ્નિસ્વરૂપ હતો તેનો વિકાસ થઇને તેને ગણાધ્યક્ષનું પદ મળ્યું.

હવે ઐતિહાસિક દૃષ્ટિએ ગણુપતિને ગજાનન કેમ કહેવા લાગ્યા એની ચર્ચા કરીશું.

ડૉ. ભાંડારકર કહે છે કે "મૂળ રુદ્ર દેવતા જંગલમાં રહેનારો. તેમાં હાથીનો સંબંધ બહુ તેથી તેના હાથમાં ગજચર્મ લોકો આપવા લાગ્યા. પછી તેના ગણુપતિને પણ ગજનું મ્હોડું લોકોએ આપ્યું." ( Shaivism and Vaishnavism ). અમને આ કલ્પના વિચિત્ર લાગે છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં અમને એમ લાગે છે કે હાથીની ફોજનો પ્રાચીન કાળમાં યુદ્ધમાં બહુ મોટો ઉપયોગ થતો તેથી અધ્યક્ષને ' ગજમુખ, ' ગજ એ જ જેનું મુખ છે એમ કહેતાં રૂપક ઉડી જઇને સાચી રીતે જ લોકો તેને ગજાનન કહેવા લાગ્યા; પણ તેનો અર્થ એટલો જ કે રાજા અથવા ગણાધ્યક્ષ યુદ્ધમાં ગજમુખ એટલે કે હાથીઓને મોખરે રાખીને જ વિજય પામતો.

ઉપર જે મંત્રો અમે ઉદ્ધૃત કર્યા છે ( **गणानां त्वा, निषुसीद** વગેરે ) તે ગણાધ્યક્ષના સભામાં પ્રવેશને વખતે સ્તુતિપાઠ તરીકે ગાવા હશે એવી અમારી કલ્પના છે; અથવા ગણાધ્યક્ષની અધ્યક્ષપદ ઉપર સ્થાપના થતી વખતે આ મંત્રો ગવાતા હશે. આવો કાંઇક સંબંધ લઇએ તો જ મંત્રનું યાથાર્થ્ય જણાઇ આવે છે. આ જ દૃષ્ટિથી વાચકો ફરીથી તે મંત્રો વાંચી લે એવી વિનંતી કરીએ છીએ.

# બુદ્ધચરિત્ર લેખમાલા



## લેખાંક બીજો

## બોધિસત્ત્વ ગૌતમ

[ અ. ધર્માનંદ કોસમ્બી ]

શાક્યનું સંસ્થાન હિમાલયની તળેટીમાં હતું. પૂર્વે અને પશ્ચિમે અરણ્યમય પ્રદેશ, ઉત્તરમાં હિમાલયની તળેટીનું જંગલ, અને દક્ષિણમાં કોસલોનું બલાઢ્ય રાજ્ય-આવી તેની ચતુઃસીમા હતી. વજ્જી અથવા મલ્લના રાજ્યો પ્રમાણે શાક્યોનું સંસ્થાન ગણસત્તાક હતું. પણ તેઓનું સ્વાતંત્ર્ય નષ્ટ થવાથી તેઓને ઉપરના બે રાજ્યોની માફક કેદીઓને ફાંસી આપવાનો અથવા હદપાર કરવાનો અધિકાર રહ્યો ન હતો. મજ્ઝિમનિકાયના ચૂળસચ્ચકસુત્તમાં સચ્ચક બુદ્ધને કહે છે કે "આ વજ્જીઓના અને મલ્લોના ગણરાજાઓને પણ અપરાધીઓને ફાંસી દેવાનો દંડ કરવાનો કે હદપાર કરવાનો પૂર્ણ અધિકાર છે. તો પછી પસેનદી જેવા અથવા અજાતશત્રુ જેવા અભિષેક પામેલા રાજાને આવો અધિકાર કેમ ન હોય! (તેમને તેવો હક હોય એ સ્વાભાવિક છે)" આ ઉપરથી એવું જણાઇ આવે છે કે વજ્જી અને મલ્લ સિવાય બીજા નાના મોટા ગણરાજાઓને અપરાધીઓને ગમે તે શિક્ષા કરવાનો અધિકાર ન હતો. જે સામ્રાજ્યમાં આ ગણરાજાઓનો સમાવેશ થયો હતો તે રાજાઓના મહારાજા પાસે કોઇ પણ અપરાધીને અપીલ કરવાનો હક્ક હતો. તે જો અપીલ કરે નહિ તો તેને કરેલી શિક્ષા કાયમ કરવા માટે શાક્યો જેવા ગણરાજાઓને કોસલ દેશના મહારાજા પાસેથી પરવાનગી મેળવવી પડતી.

બીજી એક બાબતમાં શાક્યો અને વજ્જીઓ વચ્ચે આ પ્રમાણે ભેદ હતો. વજ્જીઓને પોતાના સંરક્ષણ માટે હંમેશાં તૈયાર રહેવું પડતું. વૈશાલી રાજધાની અને તેની આસપાસ રહેનારા વજ્જીઓને લિચ્છવી કહેતા અને આ લિચ્છવીઓ સવાર સાંજ મલ્લવિદ્યા અને ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતા. શાક્યોએ પોતાના રક્ષણનો બોજો કોસલ રાજાને સોંપેલો હોવાથી તેઓને એવો પ્રયત્ન કરવાનું કારણ હતું નહિ.

બધા ગણરાજ્યોનો સામાન્ય ધંધો જો કહીએ તો ખેતી હતો. પ્રત્યેક કુલના અધિપતિને રાજ્યના કારભારમાં ભાગ લેવો પડતો. પણ તેના કરતાં ઘરની ખેતીવાડીમાં તેને વધારે કુશળ થવું પડતું. બુદ્ધનો પિતરાઇ ભાઇ મહાનામ શાક્ય પોતાના નાનાભાઇને ખેતી સંબંધી કેટલી કાળજી લેવી પડે છે તે જણાવતાં કહે છે કે "પ્રથમ તો ખેતર ખેડવું જોઇએ, પછી તે વાવવું પડે, પછી તેને નહેરનું પાણી પાવું પડે. પાણી પાયા પછી તે બહાર કાઢી ઘાસ નીંદવું જોઇએ પછી પાકની કાપણી કરવી જોઇએ, વગેરે" (ચુલ્લવગ્ગ, ભા. ૭) આ ખેતીના કામમાં શાક્ય રાજાઓ બીજા રાજાઓની જેમ કુશળ હતા. શાક્યોની બીજી શાખાને કોલિય કહેતા; અને આ બન્ને શાખાઓમાં રોહિણી નદીના પાણી માટે કોઈ કોઈ વાર તકરાર થતી. બુદ્ધની માતા માયાદેવી અને સાવકી મા અને માશી મહાપ્રજાપતિ ગૌતમી બન્ને કોલિય શાખાનાં હતાં.

શુદ્ધોદન કપિલવસ્તુમાં રહેતા હતા અને માયાદેવીને નવમાસ પૂરા થયા પછી કોલિયોના દેવદહ નગર તરફ મોકલતાં રસ્તામાં લુમ્બિની ઉદ્યાનમાં તેમને પ્રસવ થયો એવું વર્ણન જાતક અટ્ઠકથા વગેરે આધુનિક ગ્રંથોમાં મળે છે. લલિતવિસ્તરમાં પણ પતિના ઉદ્યાનમાં ક્રીડા કરવા માટે તે ગઈ એવું વર્ણન છે. ત્યાં શાળવૃક્ષની નીચે તેણે બોધિસત્વને જન્મ આપ્યો એવું જાતકઅટ્ઠકથામાં વર્ણવ્યું છે. પરંતુ લલિતવિસ્તરમાં 'પ્લક્ષવૃક્ષ નીચે' એવો ઉલ્લેખ છે. સઘળામાં પ્રાચીન જે સુત્તનિપાત તેમાં

" सो बोधिसत्तो रतनवरो अतुल्यो मनुस्सलोके हितसुखताय जातो
सक्यानं गामे जनपदे लुम्बिनेय्ये ।"

એવું કહ્યું છે. આ ઉપરથી અને લુમ્બિનીમાં મળી આવેલા અશોકના શિલાલેખો ઉપરથી એમ દેખાય છે કે શાક્ય શુદ્ધોદનની માલકીની જમીન લુમ્બિની ગામમાં હશે, અને ત્યાં પોતાની વાડીમાં તે વારંવાર રહેતો હશે, અને બોધિસત્વનો જન્મ ત્યાં જ થયો હશે. તે વાડીમાં જન્મ્યો કે બાગમાં જન્મ્યો શાલવૃક્ષ નીચે જન્મ્યો કે પ્લક્ષવૃક્ષ નીચે જન્મ્યો એ બાબતનો ઉલ્લેખ ત્રિપિટકમાં કોઇ પણ જગાએ કર્યો નથી.

स शाक्यसिंहः सर्वार्थसिद्धः शौद्धोदनिश्च सः । गौतमश्चार्कबंधुश्च मायादेवीसुतश्च सः ॥ અમરકોશમાં બોધિસત્વનાં આ ૭ નામ આપ્યાં છે તેમાં શાક્યસિંહ શૌદ્ધોદનિ અને માયાદેવીસુત એ ત્રણ વિશેષણ છે અને અર્કબંધુ એ ગોત્રનું નામ હશે. બાકી રહેલા સર્વાર્થસિદ્ધ અને ગૌતમ આ બે નામ પૈકી બોધિસત્વનું ખરૂં નામ કયું હશે અથવા આ બન્ને તેનાં નામ હતાં કે કેમ એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. લલિતવિસ્તરમાં—

अस्य हि जातमात्रेण मम सर्वार्थाः संसिद्धाः । यन्वहमस्य सर्वार्थसिद्ध इति नाम कुर्याम् । ततो राजा बोधिसत्त्वं महता सत्कारेण सत्कृत्य सर्वार्थसिद्धोऽयं कुमारो नाम्ना भवतु इति नामास्याकार्षीत् ॥ એમ કહ્યું છે. આ જ અર્થનું 'સિદ્ધાર્થકુમાર' એ નામ આ ગ્રંથમાં વારંવાર વાપરવામાં આવ્યું છે. એનું 'સિદ્ધત્થ' એ પાલિરૂપાંતર જાતકઅટ્ઠકથા વગેરે અર્વાચીન પાલિ ગ્રંથોમાં વાપરેલું મળી આવે છે. પરંતુ મૂળ ત્રિપિટક ગ્રંથોમાં આ બેમાંનું (સર્વાર્થસિદ્ધ અને સિદ્ધત્થ) કોઈ પણ નામ બોધસત્વને આપેલું મળી આવતું નથી. 'ગોતમ' એ જ નામ ફક્ત દરેક જગાએ મળી આવે છે. થેરીગાથામાં મહાપ્રજાપતિ ગોતમીની જે ગાથાઓ છે તેમાંની એક ગાથા આ પ્રમાણે છેઃ—

बहूनं वत अत्थाय माया जनयि गोतमं ।
व्याधिमरणतुन्नानं दुक्खक्खन्धं व्यपानुदि ॥

" બહુ લોકોના કલ્યાણ માટે માયાએ ગોતમને જન્મ આપ્યો; વ્યાધિ અને મરણથી પીડિત થયેલા લોકોનો દુઃખરાશિ તેણે નષ્ટ કર્યો. "

આ ઉપરથી 'ગોતમ' એ જ બોધિસત્ત્વનું નામ હતું એમ દેખાય છે. પરંતુ મહાવગ્ગમાં એક ઠેકાણે શુદ્ધોદનને ગોતમ કહેલો છે. તે જ પ્રમાણે અવદાનગ્રંથમાં અનેક ઠેકાણે 'गोतमो नाम नामेन' અને 'गोतमो नाम गोत्तेन' એવા બે પ્રકારના ઉલ્લેખ

મળી આવે છે. આ ઉપરથી એવું દેખાઇ આવે છે કે જે સમયે મહાવગ્ગ અને અવદાનગ્રંથ લખાયા તે સમયે બોધિસત્ત્વનું નામ ગોતમ હશે, અથવા ગોત્ર ગોતમ હશે, એ બાબતમાં બહુ જ ગોટાળો થયો હશે. જો ગોત્ર ગોતમ છે એમ કહેવામાં આવે તો સુત્તનિપાતમાં **'आदिच्चा नाम गोत्तेन साकिया नाम जातिया'** આ વાક્ય સાથે વિરોધ થાય અને મહાવગ્ગ અને અને અવદાન એ બન્ને ગ્રંથોની અપેક્ષાએ સુત્તનિપાત પ્રાચીન હોવાથી તેમાંનું વાક્ય વધારે સ્વીકારવા યોગ્ય દેખાય છે. તાત્પર્ય એ કે શાક્યનું ગોત્ર આદિત્ય હતું અને તે ઉપરથી જ બુદ્ધને અર્કબંધુ કહેવાનો રિવાજ પડ્યો હશે. ગોતમ એ બોધિસત્વનું ખરૂં નામ હશે અને પછીથી આ ગોતમ ગોત્રનું નામ હશે, એવી શંકા આવવાથી અથવા બીજા કોઇ કારણથી સર્વાર્થસિદ્ધ અથવા સિદ્ધાર્થ એ કાલ્પનિક નામ તેને આપવામાં આવ્યું હશે.

"ઇંદ્રનો સત્કાર કરી સુંદર વસ્ત્ર પહેરી દેવો પોતાનાં ઉપવસ્ત્રો આકાશમાં ફેંકી ઉત્સવ કરતા હતા. તેઓને અસિત ઋષિએ જોયા. આ ઉત્સવ શા માટે થાય છે એમ પૂછ્યું. લુમ્બિની ગામમાં શાક્યકુલમાં બોધસત્ત્વનો જન્મ થયો છે અને તેથી પોતે ઉત્સવ કરે છે એવું તે દેવોએ અસિતને કહ્યું. તે સાંભળીને અસિતઋષિ નમ્રપણે શુદ્ધોદનને ઘેર આવ્યા અને બાળકને જોવાની ઇચ્છા બતાવી. શાક્યો બોધિસત્વને અસિતની આગળ લાવ્યા, ત્યારે તેને સર્વલક્ષણસંપન્ન જોઇને આ મનુષ્યપ્રાણીમાં સર્વશ્રેષ્ટ છે એવો ઉદ્દગાર અસિતના મોંઢામાંથી નીકળ્યો. પણ પોતાનું આયુષ્ય થોડું રહ્યું છે એ લક્ષ્યમાં આવતાં અસિત ઋષિની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. તે જોઇને આ બાળકનો જીવ કાંઇ જોખમમાં છે કે શું એવો પ્રશ્ન શાક્યોએ પૂછ્યો. તે વખતે અસિતે 'આ કુમાર આગળ જતાં સંબુદ્ધ થનાર છે પણ મારૂં આયુષ્ય થોડું જ બાકી રહ્યું હોવાથી મને તેનું ધર્મશ્રવણ કરવાનો અવસર પ્રાપ્ત નહિ થાય માટે માઠું લાગે છે' એમ કહી શાક્યોનું સમાધાન કર્યું અને તેઓને આનંદિત કરી અસિત ઋષિ ત્યાંથી નીકળી ચાલ્યા."

બોધિસત્વના જન્મ સમયે થયેલા અદ્દભુત ચમત્કારો વિષે અનેક દંતકથાઓ પ્રચલિત છે. તેમાંથી આ સુત્તનિપાતમાં મળી આવતી કથા સૌથી પ્રાચીન દેખાય છે. લલિતવિસ્તર વગેરે ગ્રંથોમાં આ જ બાબતનું વર્ણન ભિન્ન ભિન્ન રીતે કરેલું છે. બીજી દંતકથાઓને મૂળ ત્રિપિટક ગ્રંથોનો આધાર નથી. તેથી આ એક કથામાં કાંઇ ઐતિહાસિક તથ્યાંશ હોવો જોઇએ. અસિત નામના બ્રાહ્મણ ઋષિએ આકાશનાં નક્ષત્રોની મદદથી એવું ભવિષ્ય વર્તું હશે કે ગોતમ કુમાર આગળ જતાં કોઇ મહાન વિભૂતિ થશે. આ જ કથાનો ભિન્ન રુપે બાઇબલમાં અનુવાદ મળે છે[૧] અને તે ઉપરથી આ કથા અત્યંત પ્રાચીન હશે અને તેનો પ્રતિધ્વનિ ભૂમધ્યસમુદ્ર પર્યંત પહોંચ્યો હશે એમ સિદ્ધ થાય છે.

---

૧. Now when Jesus was born in Beth-lee-hem of Judaea in the days of Herod, the king, behold, there came wise men from the east to Jerusalem.

Saying, where is he that is born king of the Jews? For we have seen his star in the east and are come to worship him.

—St. Matthew, ch. 2 ....

બોધિસત્ત્વનાં નાનપણની અનેક બાબતો ઉપલબ્ધ છે તેમાં તે પિતાના ખેતરમાં જઇ જાંબુડાના ઝાડ નીચે બેસી ધ્યાન કરતો હતો એ કથા અત્યંત મહત્ત્વની છે. અને તેને મજ્ઝિમનિકાયના મહાસચ્ચક સુત્તનો આધાર છે. તે આ પ્રમાણે:—

"મને સાંભરે છે કે હું પિતાના ખેતરમાં જઇ જાંબુડાની શિતળ છાયા નીચે બેસી કામથી અને અકુશળ વિચારોથી શુદ્ધ થઇ સવિતર્ક સવિચાર અને વિવેકમાંથી ઉત્પન્ન થનાર પ્રીતિસુખ જેમાં છે એવું પહેલું ધ્યાન પ્રાપ્ત કરતો થયો. આ જ શું બોધનો ખરો માર્ગ નહિ હોય! તે મારૂં વિજ્ઞાન સ્મૃતિને અનુસરીને થયું, અને તે જ બોધનો માર્ગ છે એમ મને લાગ્યું. હે અગિવેસ્સન! હું મારી જાતને કહેવા લાગ્યો કે જે સુખ.કામ વિકારથી અને અકુશલ વિચારથી અલિપ્ત છે તે સુખથી હું શા માટે ગભરાઉં? પછી મેં વિચાર કર્યો કે જે સુખ કામવિકારથી અને અકુશળ વિચારથી અલિપ્ત છે તેનાથી હું બ્હીનાર નથી" અહીંઆં પ્રથમ ધ્યાનનું જે વર્ણન કર્યું છે તે ધ્યાન બોધિસત્ત્વને નાનપણમાં માહિત- હતું એમ સમજવાનું નથી. તેનો એટલો જ અર્થ સમજવાનો છે કે પ્રથમ ધ્યાન માટે આવશ્યક એકાગ્રતા જાંબુડાની શિતળ છાયામાં તેને મળતી હતી. અને તે દેહદંડથી મળી શકી ન હતી.

લલિતવિસ્તરમાં અને તે પછીના બુદ્ધના ચરિતાત્મક ગ્રંથમાં આ બાબતને એટલું બધું અદ્ભુતં ચમત્કારનું સ્વરૂપ આપેલું છે કે તેનું મૂળ સ્વરૂપ નષ્ટ થઇ તે દંતકથામાં પરિણામ પામ્યું છે. પણ તે દંતકથા ન હોઇ ગોતમના જીવનની અત્યંત મહત્ત્વની વાત છે એ ઉપરના ઉતારાથી સિદ્ધ થાય છે. પણ બોધિસત્ત્વના ધ્યાનનો વિષય શો હતો એ નક્કી કરવું જરા કઠણ છે; તોપણ તેના સૌમ્ય અને પ્રેમાળ સ્વભાવ અને જગતના દુઃખનો બિન-અનુભવનો વિચાર કરતા તેના ધ્યાનનો વિષય મનુષ્યજાતિને માટે વિશ્વવ્યાપી પ્રેમ હશે એમ લાગે છે. આને જ આગળ જઇને બુદ્ધ થયા પછી તેમણે સ્પષ્ટ સ્વરૂપ આપી મૈત્રી, કરુણા, મુદિતા, અને ઉપેક્ષા એવા તેના ચાર વિભાગ કર્યા. 'તે એકાંતમાં આસન માંડી અને શરીર સરળ રાખી સ્મૃતિ જાગૃત કરી બેસે છે. તે મૈત્રીયુક્ત ચિત્તથી એક દિશા ભરી નાંખે છે. એ જ પ્રમાણે બીજી, ત્રીજી અને ચોથી દિશા ભરી નાંખે છે. આ પ્રમાણે ઉપર નીચે અને ચારે બાજુએ સર્વ જગત વિપુલ, શ્રેષ્ટ નિઃસીમ અવૈર અને દ્વેષરહિત મૈત્રીયુક્ત ચિત્તથી ભરી નાંખે છે, કરુણાયુક્ત ચિત્તથી......મુદિતાયુકત ચિત્તથી... ...ઉપેક્ષાયુક્ત ચિત્તથી એક દિશા ભરી નાંખે છે. આ જ પ્રમાણે બીજી ત્રીજી અને ચોથી દિશા ભરી નાંખે છે. આ જ પ્રમાણે ઉપર નીચે અને ચારે બાજુએ સર્વ જગત વિપુલ, શ્રેષ્ટ નિઃસીમ અવૈર અને દ્વેષરહિત ઉપેક્ષાયુકત ચિત્તથી ભરી નાંખે છે." આ ચારનું બૌદ્ધ ગ્રંથમાં બ્રહ્મવિહાર એવું નામ છે અને તેનો ઉલ્લેખ ત્રિપિટક ગ્રંથોમાં વારંવાર આવે છે અને ઉપરના ઉતારા જેવા બીજા અનેક ઉતારા પુષ્કળ ઠેકાણે મળી આવે છે. જૈન વગેરે પ્રાચીન સાહિત્યમાં બ્રહ્મવિહારનો ઉલ્લેખ નથી. પતંજલિના યોગસૂત્રમાં એનો ઉલ્લેખ મળે છે પણ પતંજલિનો સમય ઘણો જ આધુનિક હોવાથી આ ચાર ભાવના તેણે બૌદ્ધસાહિત્યમાંથી લીધી હોવી જોઇએ. ચાર ધ્યાન, પ્રાણાયામનો અભ્યાસ અને એવી બીજી પુષ્કળ બાબતો બુદ્ધે બીજા પંથોમાંથી લીધી હશે. પરંતુ બ્રહ્મવિહારની કલ્પના તેની પોતાની જ છે એમાં શંકા નથી. આ બ્રહ્મવિહારનું ધ્યાન

કરવાથી ચારે ધ્યાનનો લાભ થાય છે પણ બોધિસત્વની અવસ્થામાં બુદ્ધને પહેલા જ ધ્યાનનો લાભ થયો. એટલે કે જે વિશ્વવ્યાપી પ્રેમ બુદ્ધાવસ્થામાં અત્યંત વિકસિત થયો તેનો અંકુર શુદ્દોદન શાક્યના ખેતરમાં જંબુવૃક્ષની શીતળ છાયા નીચે ફૂટ્યો એમ કહેવું જોઇએ.

તે સમયે સર્વ સાધારણ શ્રીમંત, જમીનદાર અને વેપારી વર્ગનાં તરુણો પોતાનો સમય બહુજ અમનચમનમાં પસાર કરતા હશે. ઘરનો માલિક અથવા વહીવટદાર હોય તે તેમની ખેતીવાડીના અથવા તેમની પેઢીના વહીવટની સંભાળ રાખતો હશે અને જુવાનીઆઓને યથેચ્છ મઝા કરવાની સગવડ આપતો હશે. મહાનામ શાક્યનો નાનો ભાઇ અનુરુદ્ધ[1] ત્રણે ઋતુઓમાં ભિન્નભિન્ન વાડીઓમાં રહી મઝા કરતો હતો. કાશીના શ્રેષ્ઠીપુત્ર યશને[2] રહેવાને આ પ્રમાણે ત્રણ મહેલો હતા. આપણા બોધિસત્વને પણ જુવાનીમાં રહેવા માટે ભિન્ન ભિન્ન ત્રણ મહેલો હતા એ નીચેના ઉતારાઓમાંથી જણાઇ આવે છે. " હે ભિક્ષુઓ, હું અત્યંત સુકુમાર હતો; મારા સુખને માટે મારા પિતાએ તળાવ ખોદાવી તેમાં ભિન્ન ભિન્ન જાતની કમલિનીઓ વાવી હતી. મારાં લુગડાં લત્તાં રેશમી હતાં. ટાઢ તડકો લાગે નહિ માટે બહાર જતાંની સાથે જ મારો નોકર મારા ઉપર શ્વેત છત્ર ધરતો હતો. શીયાળા માટે, ઉનાળા માટે અને ચોમાસા માટે મારા ભિન્ન ભિન્ન ત્રણ મહેલો હતા. જ્યારે હું ચોમાસા માટે બાંધેલા મહેલમાં રહેવા જતો હતો ત્યારે ચારે મહીના બહાર ન નીકળતા સ્ત્રીઓનાં ગીત અને વાદ્યો સાંભળવામાં વખત ગાળતો હતો. બીજાઓના ઘરમાં દાસોને અને નોકરોને હલકા પ્રકારનું અન્ન આપતા પણ મારે ઘેર મારાં દાસદાસીઓને મળતું અન્ન તે માંસમિશ્રિત ઉત્તમ ભાતનું હતું.

" આવી સંપત્તિનો ઉપભોગ કરતાં મારા મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે અવિદ્વાન સામાન્યજન પોતે ઘડપણના સપાટામાં આવવાનો હોવા છતાં જરાગ્રસ્ત ઘરડા મનુષ્યોને જોઇને કંટાળે છે અને તેમનો તિરસ્કાર કરે છે! પરંતુ હું પોતે ઘડપણના સપાટામાં સપડાવાનો હોવાથી તે સામાન્ય માણસોની જેમ જરાગ્રસ્ત માણસ સાથે કંટાળું કે તેમનો તિરસ્કાર કરૂં તે મને શોભે નહિ. આ વિચારથી મારો જુવાનીનો મદ સમૂળગો નહિ જેવો થયો.

" અવિદ્વાન સામાન્ય માણસ પોતે વ્યાધિના જાળમાં સપડાવાનો હોવા છતાં પણ વ્યાધિગ્રસ્ત માણસને જોઇને કંટાળે છે અને તેનો તિરસ્કાર કરે છે! પરંતુ હું પોતે વ્યાધિના સપાટામાંથી છુટ્યો ન હોવાથી તે સામાન્ય માણસોની જેમ વ્યાધિગ્રસ્ત માણસથી કંટાળું કે તેનો તિરસ્કાર કરૂં તે મને શોભે નહિ. આ વિચારથી મારો આરોગ્ય મદ સમૂળગો નષ્ટ થયો.

અવિદ્વાન્ સામાન્ય માણસ પોતે મરધર્મી હોવા છતાં મૃતશરીર તરફ જોઇ કંટાળે છે અને તેનો તિરસ્કાર કરે છે! પરંતુ હું પોતે મરણધર્મી હોઇ તે સામાન્ય લોકો પ્રમાણે મૃત શરીરથી કંટાળું કે તેનો તિરસ્કાર કરૂં તો તે મને શોભે નહિ. આ વિચારથી મારો જીવિતમદ સમૂળગો ગળી ગયો. "

( અંગુત્તરનિકાય, તિકનિપાત )

આ ઉતારાઓ પરથી એવું દેખાઈ આવે છે કે અમનચમનમાં રહેવા છતાં પણ તેનાથી બોધિસત્વનો વિશ્વવ્યાપી પ્રેમનો અંકુર તદ્દન નષ્ટ થઇ ગયો ન હતો. જગતના

---

१ चुल्लवग्ग, भाग ७ मो.

२ महावग्ग, भाग १ लो, यसपब्बज्जा.

દુઃખી અને છેતરાયલા દીન લોકોથી તે પોતાને અલગ કરી શકતો નહિ. તેઓનું ઘડપણ તે પોતાનું ઘડપણ, તેઓની વ્યાધિ તે પોતાની વ્યાધિ, તેઓનું મરણ તે પોતાનું મરણ એવું તેને લાગતું. અને તેથી પૂર્વ કર્મોને લીધે મળેલી સંપત્તિમાં તેને સુખ લાગતું નહિ. લલિતવિસ્તરમાં અને ત્યાર પછીના જાતક અટ્ઠકથા વગેરે ગ્રંથોમાં બોધિસત્ત્વે અનુક્રમે એક જરાજર્જરિત, એક વ્યાધિગ્રસ્ત અને એક મૃત મનુષ્ય જોયો અને તેથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને ગૃહત્યાગ કર્યો એવું સરસ કાવ્યાત્મક વર્ણન છે. તે બધું **महापदानसुत्त**માંથી લીધેલું છે.[1] આ સૂત્રમાં અનેક કલ્પો પૂર્વે જન્મ પામેલા વિપસ્સી બોધિસત્ત્વ સંબંધે આ અને આવી બીજી અનેક અદ્‌ભુત કથાઓ વર્ણવેલી છે. કેટલાક સૈકાઓ પછી આ જ કથાઓ ગોતમ બોધિસત્ત્વને લાગુ કરવામાં આવી. તો પણ જાતકઅટ્ઠકથામાં:—

"**बोधिसत्तो सारथिं सम्म को नामेसो पुरिसो केसा पिस्स न यथा अञ्ञेसं ति महापदाने आगतनयेन पुच्छित्वा**" એવું સ્પષ્ટ કહેલું છે એટલે કે બોધિસત્ત્વ ગોતમનો જે સારથિ સાથે સંવાદ થયો તે સર્વ મહાપદાનસૂત્રમાંથી લીધો છે એ સ્પષ્ટ છે.

હવે ગોતમના નિષ્ક્રમણનું ( ગૃહત્યાગનું ) અત્યંત સબળ કારણ કયું હતું એનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે.

**१ अत्तदण्डा भयं जातं, जनं पस्सथ मेधकं ।**
**संवेगं कित्तयिस्सामि यथा संविजितं मया ॥**
**२ फन्दमानं पजं दिस्वा मच्छे अप्पोदके यथा ।**
**अञ्ञमञ्ञेहि व्यारुद्धे दिस्वा मं भयमाविसि ॥**
**३ समन्तमसरो लोको, दिसा सब्बा समेरिता ।**
**इच्छं भवनमत्तनो नाद्दसासिं अनोसितं ।**
**ओसाने त्वेव व्यारुद्धे दिस्वा मे अरती अहु[2] ॥**

૧. "પોતાના અસંતોષથી અને પરસ્પર કજીઆ કરતા લોકોને જોઇને ભય ઉત્પન્ન થયો. મને સંવેગ ( વૈરાગ્ય ) કેવી રીતે ઉત્પન્ન થયો તે કહું છું"

૨ "સુકાઇ જતા ખાબોચીયાંમાં માછલાં જેમ તરફડે તે પ્રમાણે પરસ્પર કલહ કરી તરફડતા લોકોને જોઇને મારા અંતઃકરણમાં ભય પેઠો."

૩ ચારે બાજુએ જગ અસાર દેખાવા લાગ્યું. સર્વ દિશાઓ કાંપતી હોય એમ દેખાવા લાગ્યું. અને તેમાં આશ્રયની જગ્યા શોધતાં મને નિર્ભયસ્થાન સાંપડ્યું નહિ કારણ છેવટ પર્યંત સર્વ જનના પરસ્પર વિરુદ્ધ થયેલી જ દેખાવાથી મને અત્યંત કંટાળો આવ્યો.'

આજ પર્યંત પાશ્ચાત્ય કે પૂર્વના પંડિતોએ આ ગાથાઓ ઉપર ચોક્કસ ધ્યાન આપ્યું હોય તેમ દેખાતું નથી. ગોતમે ગૃહ ત્યાગ કેમ કર્યો આ પ્રશ્નનો ઉત્તર આ ગાથાઓમાં તેમણે પોતે જ આગળ બુદ્ધ થયા પછી ઉત્તમ રીતે આપેલો છે. ઘડપણ પામનારી વ્યાધિગ્રસ્ત અને

१ दीघनिकाय भा. २ सु. १४

२ अत्तदंडसुत्त, सुत्तनिपात.

મરણશીલ મનુષ્યજાતિ કેવળ ઐહિક સુખને માટે એક બીજાનો નાશ કરવા કેવી પ્રવૃત્ત થયેલી છે તે જોઇને તરુણ ગોતમનું મન અત્યંત ઉદ્વિગ્ન થયું એમાં શંકા નથી.

તે સમયે ક્ષત્રિયકુલમાં એકાદ છોકરો જન્મ્યો કે તરત જ તે આગળ જતાં ચક્રવર્તી થશે કે નહિ એની ખાત્રી જોશીઓ પાસે કરાવવાનો રિવાજ હતો એમ છેલ્લા લેખમાં અમે કહ્યું છે. એકાદ ક્ષત્રિય કુળમાં એવો ચક્રવર્તી રાજા ઉત્પન્ન થઇ તે સમયે પ્રસિદ્ધ જગતમાં સર્વત્ર શાંતિ સ્થપાશે અને તે વડે સર્વ લોકોને સુખી કરશે એવું ઘણા લોકોને લાગતું. પરંતુ આ ગાથાઓ ઉપરથી, ગોતમને તે કલ્પના પસંદ ન હતી એમ દેખાઇ આવે છે. રાજા થયો તો પણ તે કલહમાંથી છૂટતો નથી. તેના જ બાઇબંધ, દોસ્તદાર કે પુત્ર તેને મારી રાજ્ય પડાવી લે છે તો પછી આવા માણસને સુખ ક્યાંથી મળવાનું ? ' अवसाने त्वेव ब्यारुद्धे ' એટલે કે મારામારી લડાઇઓ કરતાં કરતાં છેવટની પાયરી જે રાજ્યપદ, તેના ઉપર પહોંચતાં પણ કલહમાંથી મુક્ત થવાતું નથી. પછી આ મારામારીના માર્ગથી મેળવેલા શ્રેષ્ટ પદમાં સુખ ક્યાંથી હોય ! માટે જ તે વેળાએ હયાત અથવા કલ્પેલી ક્ષત્રિય પરંપરામાં કોઇ પણ જગાએ નિર્ભય સ્થાન ગોતમને જણાયું નહિ એમાં આશ્ચર્ય શું ? તો પછી આવી જગા મળવી અત્યંત અશક્ય હતી શું ?-સુકાઇ ગયેલા ખાબોચીઆમાં માછલાં પ્રમાણે તરફડતાં રહેવું એ જ શું માણસ જાતિનો ધર્મ છે ? સર્વ સંગનો પરિત્યાગ કરી વેરાનમાં ફરતા પરિવ્રાજકો પાસે લોકોદ્ધારનો કોઇ ઉપાય શું નહિ હોય વારૂ ? મુક્તિના આનંદમાં મશગુલ થયેલા આ પરિવ્રાજકો આપણને શાંતિનો રસ્તો ન બતાવે ? આ અને આવી તરેહના અનેક વિચારોએ તરુણ ગોતમના મનમાં બહુ જ ગરબડ મચાવી હશે

ગૃહત્યાગ કર્યા પહેલાં બોધિસત્ત્વને રાહુલ નામનો એક પુત્ર થયો હતો એ બાબતને ત્રિપિટકનો આધાર મળે છે; પરંતુ જે દિવસે બોધિસત્ત્વે ગૃહત્યાગ કર્યો તે જ દિવસે તે જન્મ્યો હતો કે તે પહેલા કેટલાક સમય થયા જન્મ્યો હતો એ જાણવાનો કોઇ રસ્તો નથી. કોઇને જણાવ્યા વિના એકલા છન્ન સારથિને સાથે લઈ અને કંથક નામના ઘોડા પર સ્વાર થઇ રાતની વેળાએ બોધિસત્ત્વ કપિલવસ્તુ-નગરમાંથી નીકળી ચાલ્યો એવી તરેહનું વર્ણન લલિતવિસ્તર વગેરે ગ્રંથોમાં મળે છે. પરંતુ મજ્ઝિમાનકાયના અરિયપરિયેસનસુત્તમાં બુદ્ધે પોતે જ પોતાના ગૃહત્યાગની હકીકત આપી છે તે આ પ્રમાણે —

" सो खो अहं भिक्खवे अपरेन समयेन दहरो वसमानो सुसु काळकेसो भद्रेन योब्बनेन समन्नागतो पठमेन वयसा अकामकानं मातापितुन्नं अस्सुमुखानं रुदन्तानं केसमस्सुं ओहारेत्वा कासायानि वत्थानि अच्छादेत्वा अगारस्मा अनगारियं पब्बजिं. "

" હે ભિક્ષુઓ ! એવો વિચાર કરતાં એક સમયે જો કે હું તરુણ હતો, મારો એક પણ વાળ ધોળો થયો ન હતો, ભરજુવાનીમાં હતો, મારા માતપિતા મને પરવાનગી આપતાં નહતા, આંખમાંથી નીકળતાં આંસુથી તેમનાં મુખ ભિંજાઇ ગયાં હતાં, તેઓ સતત રડતાં હતાં તો પણ હું ( તે સઘળાની પરવા ન કરતાં ) શિરોમુંડણ કરી કાષાય વસ્ત્રોથી શરીરને ઢાંકી ઘરમાંથી બહાર નીકળ્યો ( હું સંન્યાસી થયો. )"

આ ઉપરથી બોધિસત્વ કોઈને પણ કહ્યા વિના ચાલી નીકળ્યો એ કહેવું ભૂલ ભરેલું છે એમ દેખાઈ આવે છે. બોધિસત્વની માતા માયાદેવી તેમના જન્મના સાતમા દિવસે પરલોકવાસી થઇ અને તેની સંભાળ તેની માસી અને સાવકી મા મહાપ્રજાપતિ ગોતમીએ અત્યંત મમતાથી લીધી એ બાબતનો પુરાવો સુત્તપિટકમાં મળે છે. તેથી અહીંયાં મહાપ્રજાપતિ ગોતમીને જ બુદ્ધની મા કહેલી છે એ સ્પષ્ટ છે. ગૃહત્યાગ કર્યા પહેલાં પોતે પરિવ્રાજક થવાનો એ તેણે પોતાનાં માતાપિતાને જણાવ્યું હતું અને તેઓની ઇચ્છા વિરુદ્ધ જ તેણે ગૃહત્યાગ કર્યો. આથી તે ઘરમાંથી દિવસે ચાલી નીકળ્યો કે રાત્રે, છન્ન સારથી સાથે ગયો કે એકલો, કંથક ઉપર સવાર થઈને ગયો કે પગે ચાલતો આ બાબતનો ત્રિપિટકમાં પુરાવો નથી. તો પણ આવું કંઈક થયું હશે એવી માન્યતા વિરુદ્ધ ત્રિપિટકનાં વાક્યો છે એમ પણ નથી.

# હિન્દુસ્તાનનો પુરાતની શોધ

## લેખક: મર્હુમ પંડિત ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી

( સંપાદક: પ્રો. હરિલાલ મા. ભટ્ટ )

( સૌરાષ્ટ્રદર્પણ મે. જુન ૧૯૭૨ )

### પત્ર ૩ જો.

ખુદાવંદ નવાબ સાહેબ મોહોબતખાનજીની હજુરમાં

સાહેબ આ વર્ષના પહેલા ૭ માસમાં જે મેં કામ કર્યું હતું તેનો નોંધ ત્રણ ત્રણ મહીને મેહેરબાન ડાકટર સાહેબના હુકમ પ્રમાણે આપ સાહેબની હજુરમાં મોકલાવી ચૂકયો છું. તે જ પ્રમાણે આ ત્રીજા ત્રણ માસમાં એટલે અકટોબર, નવેમ્બર, ને ડસેમ્બરમાં પણ જે કામ મેં કર્યું તેનો ટુંકો નોંધ આપની હજુરમાં મોકલું છું.

આ ત્રણ માસમાંહેના પેહેલા મહીનામાં વર્ષાદ ઘણો હતો તેથી બનારસમાં રહી જે મેં પ્રથમ મુસાફરીમાં લેખો એકઠા કર્યા હતા તેનો રીપોર્ટ મેહેરબાન ડાકટર સાહેબને મોકલવાને તૈયાર કરવામાં રોકાયો હતો. એ કામ તા. ૧૦ મી અકટોબરે સમાપ્ત કરી રહ્યા પછી બનારસ માંહેલી પ્રાચીન કહેવાતી જગાનો તપાસ કરી તેનો નોંધ કરી લીધો.

### બનારસ.

બનારસ શેહેર બ્રાહ્મણોના મહોટા તીર્થની જગા છે. તેમ જ બૌદ્ધલોકોના ધર્મમાં પણ એ પવિત્ર જગા માનેલી છે. બુદ્ધે પોતાનો ધર્મ એ શેહેરમાં પ્રથમ ચલાવ્યો હતો. બનારસનું સંસ્કૃત નામ વારાણસી છે. એક બીજુએ વર્ણા નામની નદી ને બીજી બાજુએ અસી નામની નદી વહીને ગંગામાં મળે છે તેના વચલા ભાગમાં એ શેહેર છે તેથી તેનું નામ વર્ણાસી અથવા વારાણસી પડેલું છે. આ શેહેર હિંદુસ્તાનની વિદ્યાનું અને સમૃદ્ધિનું ઠેકાણું ઘણા કાળથી ગણાય છે. અને તેમાં પ્રાચીન કાળમાં ઘણી ધર્મની જગાઓ અને દેવળો હતાં પરંતુ બાદશાહીના વખતમાં એ શેહેરમાં વારંવાર ફેરફાર થવાથી સઘળાં નાશ થયાં છે. તથાપિ હાલ પણ હજારો હિંદુઓનાં દેવળો બનારસમાં છે. એ સઘળાં બસેં વરસની અંદરનાં બાંધેલાં છે અને હર વર્ષે તેમાં વધારો થતો જાય છે. હિંદુસ્તાનના સઘળા દેશના લોકો અને રાજાઓ તરફથી બંધાવેલા ઘાટો, દેવાલયો, અને ધર્મશાળાઓ અહીં છે. તેમ જ હિંદુસ્તાનની સઘળી ભાષા બોલનારા લોકો પણ આંહીં વસે છે. બનારસ શેહેરમાં પુરાતની વસ્તુઓમાં બચેલી તુટી ફુટી મૂર્ત્તિઓ શિવાય એક બુદ્ધનું મંદીર જે ધર્મકૂપની પાસે છે એ છે. એ બુદ્ધને લોકો આનંદ ભૈરવને નામે પૂજે છે, તે ખરેખર બુદ્ધની મૂર્ત્તિ છે. તે શિવાય એક સિદ્ધેશ્વરી મેહેલમાંથી દારનો પાયો ખોદતાં તૂટેલો શિલાલેખ મળ્યો તેની મેં નકલ કરી લીધી છે. એ આશરે ૧૧૦૦ વર્ષની પેહેલાં એક દેવીના દેવળ બંધાવવા બાબતનો છે.

બીજો તેલીઆનાલા પાસેના મેહેલમાં અઢાઇ કાંગરી નામની મસીદને નામે ઓળખાતી મ-હોટી મસ્જીદ છે ત્યાં એક મહોટો શિલાલેખ ઘસાઇ ગએલો પડેલો હતો તે બે વર્ષ પેહેલાં જ્યારે હું બનારસ ગયો હતો ત્યારે ત્યાંની કોલેજના ઉપરી ગ્રિફીથ સાહેબને કહી બનારસની કોલેજમાં ઉપડાવી મગાવ્યો હતો. તે લેખની નકલ કરવાનું તે વખ્ત ન બનવાથી આ વખત ઘણી સંભાળથી આખો લેખ વાંચી નકલ કરી લીધી છે. જમનીઆ નામના ગામની પાસેથી ઉપડાવી લાવી બનારસમાં કોલેજમાં ઉભો કરેલો એક મોટો સ્તંભ છે. તે ઉપર એક પંક્તિનો લેખ છે. તેની નકલ કરી લીધી ને ફોટોગ્રાફ લીધો. બનારસથી આશરે ૪ માઇલ દૂર બુદ્ધનો મોટો સ્તૂપ છે તે આશરે ૧૧૦ ફુટ ઉંચો છે. અને તેની ફરતી સુંદર નકશી કોરેલી છે. બુદ્ધે પ્રથમ એ ઠેકાણે ધર્મ પ્રવર્તાવ્યો હતો. તેની યાદગીરીને માટે એ કરાવવામાં આવ્યો હશે. તેને, ત્યાંના લોકો ત્યાંથી થોડે દૂર સારનાથ નામના મહાદેવનું નાનું દેવળ છે તેને લીધે સારનાથકી ધમાખ કરી કહે છે. એ સ્તૂપની ફરતી નકશીના ને સ્તૂપના દેખાવનો ફોટોગ્રાફ લીધો. એ સઘળું કામ પૂરૂં કરી રહ્યા પછી તા. ૨૫ મી અક્ટોબરને રોજ બનારસથી પ્રયાગ જવા નીકળ્યો.

## પ્રયાગ.

પ્રયાગ એ ગંગા ને યમુનાના સંગમની ઉપર મોટું શેહેર છે. મુસલમાન લોકો તેને અ-લાહાબાદ કરીને કહે છે. એ નામ અકબર બાદશાહના વખતમાં પડેલું છે. એ બાદશાહના વખતમાં બાંધેલો મજબુત કિલ્લો ગંગા યમુનાના સંગમની પાસે છે. હાલ તે કિલ્લામાં થોડો ફેરફાર કરી અંગ્રેજી ડોળનો કીધેલો છે, અને તેમાં અંગ્રેજી થોડું લશ્કર રહે છે.

પ્રયાગની અંદર પુરાતની જગા એક પણ નથી. પરંતુ ક્રાઇસ્ટની પેહેલાં આસરે ૨૫૦ વર્ષ ઉપર બનાવેલો માહારાજા અશોકનો સ્તંભ અદ્યાપિ બચી રહેલો છે. એ સ્તંભ પ્રથમ અકબરના કિલ્લાની પાસે પડેલો હતો તે એશીયાટિક સોસાઇટીની દરખાસ્ત ઉપરથી ઈંગ્રેજ સરકારે મોટા ખર્ચથી પ્રયાગના કિલ્લાની વચ્ચે ઉભો કરાવેલો છે.

એ સ્તંભ ૩૬ ફુટ ઉંચો છે અને આસરે ૧૧ ફુટ ઘેરાવમાં છે. એ સઘળો એક જ રેતીઆ પથ્થરનો બનાવેલો છે. તેને ઘસીને ઘણોજ સાફ અને ચકચકીત કરેલો છે. નીચેથી આસરે ૨૨ ફુટની ઉપર પુરાતની અક્ષરેથી પ્રાકૃત ભાષામાં લેખ કોરેલો છે. તેમાં મહારાજા અશોકે કેટલાંએક પક્ષિઓ અને જાનવરોને ન મારવા બાબત ને પશુઓ તથા માણસોના સુખને માટે રસ્તે અરધા અરધા કોસ ઉપર કૂવા ખોદાવ્યા હતા, છાયા સારૂ વૃક્ષો રોપાવ્યાં હતાં, ધર્મશાળાઓ કરાવી હતી, ઔષધિની વનસ્પતિઓ જ્યાં જે નહી થતી હતી ત્યાં તે વવરાવી હતી ઇત્યાદિ બાબત લખેલી છે.

મહારાજા અશોક પછી આસરે ૫૫૦ વર્ષે સમુદ્રગુપ્ત નામના ગુપ્તવંશના પરાક્રમી રાજાના પ્રધાને અશોકના લેખની નીચે સંસ્કૃત ભાષામાં મોટો લેખ કોરાવેલો છે. એ સમુદ્ર-ગુપ્ત રાજા જુનાગઢના અશોકના મોટા શિલાલેખની ઉત્તર બાજુ ઉપર જે સ્કંદગુપ્ત રાજા એ લેખ કોરાવેલો છે તેનો પિતામહ થતો હતો.

એ લેખમાં એ રાજાએ હિંદુસ્તાનના જે જે રાજાઓને જીતી જય મેળવ્યો હતો તેઓનાં નામ તથા દેશનાં નામે વિસ્તારથી લખેલાં છે. તે ઉપરથી દેખાય છે કે એ હિંદુસ્તા-નનો મોટો અને પરાક્રમી રાજા હતો. અને તેનો ધર્મ ઘણું કરીને વેદાનુસારી હતો.

તે પછી એ જ સ્તંભ ઉપર જાંગીરશાહ બાદશાહે અશોકના લેખનો થોડો ભાગ ખરાબ કરી સમુદ્રગુપ્તના ને અશોકના લેખની વચ્ચે, પોતાના નામનો અરબ્બી ભાષામાં ટુંકો લેખ કોરાવેલો છે. તે શિવાય પ્રયાગમાં આવતા યાત્રી લોકોએ આખો સ્તંભ ચિત્રી મુકેલો છે.

બે વર્ષ પેહેલાં હું પ્રયાગમાં આવ્યો હતો. ત્યારે એ સ્તંભ ઉપરના સઘળા લેખની સંભાળથી નકલ કીધી હતી ને તેમાંની સમુદ્રગુપ્તના લેખની નકલ ભાષાંતર સહિત મેહેરબાન ડાક્ટર ભાઉ સાહેબે મુંબઈની એશીયાટીક સોસાઇટીમાં પ્રસિદ્ધ કરેલી છે. એથી આ વખતે માત્ર તે સ્તંભનો ફોટોગ્રાફ લીધો છે.

હિંદુસ્તાનના પશ્ચિમોત્તર પ્રાંતમાં ફરવાને મને મદદ મળવાને માટે મુંબઈ સરકાર તરફથી તે પ્રદેશના લેફ્ટેનન્ટ–ગવર્નર સાહેબ જે પ્રયાગમાં રહે છે તે ઉપર ભલામણ પત્ર મળ્યો હતો. પરંતુ મેહેરબાન ગવર્નર સાહેબ ત્યાં નહી હતા; તેઓને આવવાને ઢીલ હતી; માટે તેટલી મુદતમાં પ્રયાગથી આશરે ૩૨ માઇલ ઉપર ગડવા કરીને પુરાતની જગો છે ત્યાં જોવા ગયો.

### ગડવા.

ગડવા એ નાનો કિલ્લો છે. તે બાડાના રાજાના તાબામાં શીવરાજપુર નામના ગામથી આશરે ૪ માઇલ દૂર છે. એ કિલ્લો ત્રિકોણાકાર છે તેની પૂર્વ ને પશ્ચિમ બાજુ તળાવ છે. કિલ્લાની અંદર સંવત ૧૧૯૯ માં બનાવેલ એક વિષ્ણુનું દેવળ છે. તેની બાજુએ બીજાં નાનાં મંદિરોમાં બ્રહ્મા વિષ્ણુ મહેશની ત્રણ મોટી મૂર્તિઓ ધ્યાનાવસ્થામાં બેઠેલી છે. એ મૂર્તિઓની નીચે લેખો છે; તે ઉપરથી માલુમ પડે છે કે એ કોઇ જવાયાદિત્ય જોગીએ આશરે ૫૦૦ વર્ષ ઉપર બેસાડેલી છે. એ મૂર્તિઓથી થોડે દૂર એક નાહાના દેવળમાં નવગ્રહની મૂર્તિઓ છે. એ સઘળુ ૧૦ મીથી તે ૧૨ મી સદી સુધીમાં બનેલું છે. પરંતુ એક તૂટેલો લેખ ને તુટેલા દેવલના પથ્થરો ગડવામાં જોવામાં આવ્યા. એ આજથી ૧૪૦૦ વર્ષ પેહેલાના બનેલા છે.

ગડવામાં હું બે દિવસ રહ્યો. તેટલામાં ત્યાંના દેવળના ફોટોગ્રાફો લીધા, વર્ણન લખ્યું, અને સઘળા મળી નાના નાના ૧૧ લેખની નકલ કરી; એ કામ પૂરૂં કરીને તા. ૫ મી નવેમ્બરને રોજ હું પ્રયાગ આવ્યો. તા. ૬ ઠી નવેમ્બરને રોજ લેફ્ટેનેન્ટ ગવર્નર સાહેબને મળી ભલામણ પત્ર લઈ તા. ૮ મી નવેમ્બરને રોજ દિલ્લી જવા નીકળ્યો.

### દીલ્લી.

દિલ્હી શેહેર એ મહાભારતમાં પ્રસિદ્ધ ઇંદ્રપ્રસ્થની જગાએ વસે છે. એ શેહેર ઉપર આફતો અને લડાઇઓ ઘણી થઇ છે તેથી અને મુસલમાની બાદશાહની વખતમાં પોતપોતનાં નામ રાખવાના લોભથી આગલા બાદશાહના નામથી વસેલી દિલ્હીને એક જગાએથી ઉઠાવી બીજી જગાએ પાછળના બાદશાહે પોતાના નામથી વસાવવાને લીધે એની પ્રાચીન જગા કઇ એ કહેવું પણ મુશ્કેલ છે. એવી રીતે હાલ જે દીલ્હી વસે છે તે શાહજાહાનાબાદ અથવા શાહજહાં બાદશાહે વસાવેલી દીલ્હી છે. તેને ફરતો ગ્રાનીટ પથ્થરોથી બાંધેલો કિલ્લો છે. ગામમાં રસ્તાઓ પણ સીધા પહોળા છે રસ્તાઓની વચ્ચે જમનાની ઘણે દૂરથી લાવેલી નેહેર વહે છે. શાહજહાનાબાદથી દક્ષિણે આશરે ૧૧ મૈલ સુધી ઇમારતો કીલ્લાઓ

મસજીદો મુકરબાઓ અને પુરાણી ઇમારતોનાં ખંડિએરો છે. એ જગાઓમાં આગલા વખતમાં પાદશાહોએ એક જગાથી બીજી જગાએ દિલ્હીને વસાવેલું હતું. જેથી તગલખાબાદ, ફીરોઝાબાદ, ઇત્યાદિ નામો અદ્યાપિ પ્રસિદ્ધ છે. સૌથી દક્ષિણે જ્યાં કુતુબ-મિનાર છે, એ જગાએ દિલ્હીના છેલ્લા ચોહાણ વંશના રાજા પ્રથુરાજના વખતમાં શેહેર વસતું હતું એમ કહેવાય છે. અને ત્યાં આગલા વખતના હિંદુઓના દેવળોના સ્થંભો આદિ દેખવામાં આવે છે. દિલ્હીમાં જોવા જેવી મુસલમાની બાદશાહી વખતમાં બંધાવેલી ઇમારતો નીચે પ્રમાણે છે.

જુમામસજીદ—તે ઘણીજ મોટી ઇમારત છે. તેની પૂર્વ પશ્ચિમ લંબાઇ ૩૮૩ ફુટ અને ઉતર દક્ષિણ પહોળાઇ ૨૭૬ ફુટ છે. હિંદુસ્તાન ભરમાં એવડી કોઈ મોટી મસજીદ નથી. એ સુંદર લાલ પથ્થરથી બાંધેલી છે. તેની ઉપરનો ઘુંમટ સફેત સંગેમરમરનો છે, ને મિનારાઓ જે આશરે ૮૦ ફીટ જેટલા ઉંચા છે તે સફેદ સંગેમરમરના તથા પટા પાડી લાલ રેતીયા પથ્થરના ચણેલા છે. મસજીદની અંદર જ્યાં નવાજ પઢવાને લોકો ઉભે છે ત્યાં જમીનને સફેદ અને કાળા પથરોની કમાનો વાળી ફરસ જડેલી છે. વચલા ચોકમાં સંગેમરમરનો બાંધેલો હોજ છે.

આ મસજીદમાં નીચે લખેલી પાક ચીજો છે.

૧ પેગંબર સાહેબનો કલમો શરીર.

૨ પેગંબર સાહેબને પગમાં પેહેરવા માટે ચંપલ. તે ચામડાના છે અને તેનો ઘાટ હિંદુસ્તાનમાં જેવાં ચંપલ બનાવે છે તેના જેવો જ છે.

૩ હજરત સાહેબના હાથનું લખેલું કુનસુમેહલા.

૪ હજરત ઇમામ હુસેનના હાથના લખેલા કુરાનના શીપારા.

૫ હજરત ઇમામ હુસેન સાહેબના હાથનું લખેલું આખું કુરાને શરીફ. છેલી ત્રણે કીતાબો ચામડાપર લખેલી છે. અને તેના અક્ષરો પણ તે વખતના પુરાતની અરબી શિકાઓ ઉપર જોવામાં આવે છે તેવા ને અક્ષરો ઘણા સુંદર છે.

૬ મુએ શરીફ અથવા પેગંબર સાહેબની દાઢીનો વાળ,
એ સઘળું તૈમુર લંગ બાદશાહના વખતમાં મક્કેથી દીલીમાં આણેલું એમ કહેવાય છે.

લાલકોટ અથવા બાદશાહી મેહેલની આજુ બાજુનો કિલ્લો એ લાલ પથ્થરથી બાંધેલો છે. અને કેડ જમનાના કિનારા પર આવેલો છે. હાલના વખતમાં જમના તે કીલ્લાથી ઘણે દૂર વહે છે. પણ પ્રથમ તે કિલ્લાના પડમાં જ વેહતી હશે. કિલ્લાની અંદરની કેટલીક ઇમારતો લાલ તોડી નાંખવામાં આવી છે. અને તે જગાએ સોલજરને રહેવાને માટે બરાકો બાંધવામાં આવી છે. પરંતુ ઉમદા અને અજાએબ ઇમારતો ઘણી સંભાળીને મરામત કરી લોકોને જોવાને સારૂ રાખેલી છે. એ કિલ્લાની અંદર નીચે લખેલી ઇમારતો જોવાલાયક છે.

દિવાને ખાસ—એ ઘણું જ મોટું સંગેમરમરનું બાંધેલું દિવાનખાનું છે. તેના સ્તંભો ઉપર ને છતમાં સોનેરી ફુલ પાડેલાં છે. એની યોગ્યતાની ઇમારત હિંદુસ્તાનમાં ક્વચિત જ છે.

બીજું હકુસલમામ—એ દિવાને ખાસની બાજુએ જ છે. એ બાદશાહની નહાવાની જગા છે. તે સઘળું સંગેમરમરનું બાંધેલું છે. ને તેની વચમાં કોતરી અકીકના વેલબુટા ઘણી

કારીગરીથી બેસારેલા છે. એ હમામ ખાનામાં બે વિભાગ છે. એક ભાગ બેગમોને વાસ્તે છે; ને બીજો બાદશાહી. બન્ને શોભામાં સરખા છે.

ત્રીજી, મોતી મસ્જીદ. એ સુંદર નાજુક સંગેમરમરની મસીદ છે ને તેમાં ઘણુંજ ઉત્તમ નકસી કામ કીધેલું છે. અને તેને મોતીમસ્જીદ નામ આપેલું છે કારણ કે તેની શોભા ને ચળકાટ મોતીના દરજાને પોચે છે.

ચોથું. દીવાનેઆમ–એ લાલ રેતીયા પથ્થરની ઘણા સ્તંભોવાળી ઇમારત છે. તેની સામેની બાજુએ બાદશાહી તખ્તની જગા છે. તેની આજુ બાજુએ ભીનમાં સંગેમરમરની વચ્ચે અફીકનાં બનાવેલાં પક્ષીઓનાં ચિત્ર જે બેસાડેલાં છે તેની કારીગરી ઘણી ઉત્તમ છે, તેમાં એવા યોગ્ય પથ્થર બેસાડેલા છે કે પક્ષિઓની પાંખ અને પર [ગ ?] ચિત્ર્યાં હોય તેવાં દેખાય છે.

બાદશાહ હુમાયુનનો મુકબરો–એ હાલની દિલ્હિથી દક્ષિણે આશરે ત્રણ માઇલ દૂર છે. એ સફેત સંગેમરમર અને લાલ રેતીયા પથ્થરથી બાંધેલો છે. તેને ફરતો બાગ છે.

કુતુબમીનાર–એ હુમાયુના મુકરબાથી નૈઋત્ય કોણ આસરે ૬ માઇલ દૂર પ્રાચીન દિલ્હીની જગાએ છે. એ ઘણો ઉંચો લાલ રેતીયા પથ્થરથી બાંધેલો મિનારો છે, અને તેમાં ઘણી જગોએ સંગેમરમરનું કામ કીધેલું છે. નીચલા ભાગમાં સુંદર નકસી અને કુરાનનાં વાકયો મોટા અરબ્બી અક્ષરથી કોરેલાં છે. એ મિનારાની અંદર થઇને ઉપર જવાય છે. તેમાં સઘળાં મળી [?] પગથીઆં ચડવાં પડે છે. પ્રથમ તેની ઉપર એક ન્હાની પથ્થરની છત્રી હતી પરંતુ તે કાઢી નાંખી હાલ લોઢાનો ફરતો કઠેરો અંગ્રેજ સરકારે બાંધેલો છે. અને ઉપરથી તે નીચે સુધી તાંબાનો પટ્ટો લાવી જમીનમાં ચલાવી દીધો છે જેથી વીજળીના જોખમથી, એ અજાએબ ને હિંદુસ્તાનમાં જેના જેવડી ઉચી ઇમારત કોઇ નથી તે બચી રહે.

દિલ્હીમાં હિંદુઓના વખતની પ્રાચીન વસ્તુઓમાં ફિરોજશાહના વખતમાં કમાઉન પ્રાંતમાંથી ઉઠાવી મંગાવેલો મહારાજા અશોકના સ્તંભો છે તેના જેવો જ છે. પરંતુ આની ઉપરનો લેખ ઘણો જ સફાઇદાર ને ત્રુટ વગરનો રહેલો છે.

બીજો તેનો એક સ્તંભ ફિરોજશાહે મીરતથી ઉપડાવી મંગાવી હાલની દિલ્હીથી પશ્ચિમ દિશા તરફ ડુંગરની ધાર છે તે ઉપર ઉભો કરાવ્યો હતો. તે ઇસ્વીસન ૧૭૧૩ ની સાલમાં દારૂખાનુ સળગી જવાથી એ સ્તંભ ઉડી તેના તુકડા થઈ ગયા હતા. તે સઘળા જોડી બ્રિટિશ સરકારના ખર્ચે તે જ જગાપર ઉભો કરવામાં આવ્યો છે. આ સ્તંભ ઉપરનો લેખ સઘળો ખરાબ થઇ ગયો છે. પરંતુ ઉપર લખ્યા સ્તંભના લેખને અક્ષરે અક્ષર મળતો છે. પરંતુ ઉપર લખેલા સ્તંભ ઉપર આ સ્તંભ કરતાં કેટલુંક વધારે પણ લખેલું છે જે આ સ્તંભ ઉપર નથી.

લોહ સ્તંભ–એ કાંસાનો આશરે ૨૨ ફુટ ઉચો સ્તંભ છે તે પ્રથમ કોઇ વિષ્ણુના મંદિરમાં ધ્વજસ્તંભ માટે ઉભો કરેલો હશે; પરંતુ બાદશાહી વખતમાં તે મંદિર તોડવા પછી કુતુબ મિનારની પાસે એક મસ્જીદના પાસે ઉભો કરવામાં આવ્યો છે. એ સ્તંભ ઉપર આસરે ૭ લેનનો ૫ મી સદીમાં કોરેલો લેખ છે તે ઉપરથી માલુમ પડે છે કે કોઈ (?)નામના રાજાએ એ સ્તંભ કરાવ્યો હતો.

બે વરસ પેહેલાં જ્યારે હું દિલ્હી આવ્યો હતો ત્યારે એક અશોકના સ્તંભ ઉપરનો લેખ ઘણી ચોકસાઇથી લખી લીધો હતો; તેથી માત્ર બીજા તુટેલા અશોકના સ્તંભ ઉપરના લેખની આ વખતે નકલ કીધી. તે ઉપરના બન્ને સ્તંભના ફોટોગ્રાફ લીધા. તે શિવાય દિલ્હીના સંગ્રહસ્થાન માંહેલી કેટલીએક મૂર્તિઓના પણ ફોટોગ્રાફ લીધા. એ સઘળું કામ કરી તા. ૨૬ મીના રોજ ( નવંબર ) કાલસી પાસે ડેહેરાડુન પ્રાંતમાં મહારાજા અશોકનો મોહોટો લેખ છે તે તપાસવાને કાલસી જવા નીકળ્યો. તા. ૩૦ મી નવેમ્બરને રોજ હું ડેહરે આવી પુગો. ડેહેરાના સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ પાસેથી બંગલાનું લઇ હવે કાલસી તરફ જઇશ.

તારીખ ૨ જી ડિસેમ્બર ૧૮૭૧ | આપનો આજ્ઞાંકીત ને નમ્ર સેવક
મુકામ ડેહેરાડુન. | ભગવાનલાલ ઈંદ્રજીની.
| કુરનશ.

# ॥ ज्यानयन ॥

[ શ્રી. રૂદ્રપ્રસાદ મણિભાઈ દેશાઇ. ]

સમાજજીવનનાં સર્વ અંગો ધાર્મિક વાતાવરણથી વિશુદ્ધ અને સુપોષિત થાય એ હેતુથી વૈદિક ધર્મમાં કર્મકાણ્ડને એક વખતે મહત્ત્વનું સ્થાન હતું. તેથી યજ્ઞયાગાદિ અનેક ધાર્મિક કર્મોના વિધિપૂર્વક અનુષ્ઠાન માટે વેદિ, યંત્ર, કુણ્ડ ઇત્યાદિ કેટલીક સપ્રમાણ રચનાઓની અને મુહૂર્તનિર્ણય માટે કાલગણનાની આવશ્યકતા છેક પ્રાચીન કાળથી ઉભી થઇ. પારણામે અંકવિદ્યા, રેખાગણિત અને જ્યોતિઃશાસ્ત્ર ઉત્પત્તિ અને વિકાસને પામ્યાં. તેમાં જ્યોતિઃશાસ્ત્રનું ભારતવર્ષમાં એટલું ઉચ્ચ સ્થાન હતું કે તેને વેદનાં ષડ્ અંગોમાંનું એક ગણવામાં આવ્યું એટલું જ નહીં પરંતુ અખિલ વેદશાસ્ત્રના નેત્રરૂપ પરમ ગૌરવયુક્ત સ્થાન તેને મળ્યું. સિદ્ધાન્ત-જ્યોતિષ ઉપર સંસ્કૃત ભાષામાં અનેક પ્રાચીન ગ્રંથો ઉપલબ્ધ છે અને તેમાં "સૂર્ય સિદ્ધાન્ત" અગ્રગણ્ય છે. આ ગ્રંથમાં ત્રિકોણમિતિ જેવા આધુનિક કાળમાં વિકાસ પામેલા શાસ્ત્રના જ્યોત્પાત્ત(૧) જેવા વિષયનું કેટલી ઉત્કૃષ્ટતાથી નિરૂપણ કરેલું છે તે નીચેના વિવેચનથી સ્પષ્ટ થશે.

વિષયની શરુઆત કરતાં પ્હેલાં કેટલીક પરિભાષાનું સ્પષ્ટીકરણ આવશ્યક છે. ધારો કે **क** એક વૃત્તનું કેન્દ્ર છે. અને **अ क आ** તથા **इ क ई** બે વ્યાસ પરસ્પર લંબ હોઇ વૃત્તના ચાર સરખા ભાગ કરે છે. વૃત્તના પરિધિના કોઇ પણ ભાગને **चाप** કહે છે, જેમ કે **अ प**. જો **प** બિંદુમાંથી **क अ** ઉપર **प म** લંબ દોરીએ તો **प म** એ **अ प** ચાપનો અથવા **मकेप** કોણનો **ज्यार्ध** કે **जीवार्ध** ક્હેવાય છે. વસ્તુતઃ તે અભીષ્ટ ચાપ **अ प** થી દ્વિગુણિત ચાપ **प अ पा** નો જ્યાર્દ્ધ છે. સરળતાની ખાતર તેને **अ प** ચાપની **ज्या** કે **जीवा**(૨) પણ કહે છે. વૃત્તના અખિલ




પારધિના ૩૬૦ અંશની ૨૧૬૦૦ કલા થઇ એટલે એક કલામિત ચાપને એકમ ગણીએ

(૧) Determination of the Trigonometrical ratios.
ત્રિકોણમિતિમાં જ્યા, કોટિજ્યા વગેરે જે ભાગફલો આવે છે તેમનું સાધન.

(૨) This corresponds to the "Sine" of modern mathematics and is equivalent to (radius)×(sine of the corresponding angle.)
આધુનિક ગણિતમાં 'જ્યા' ને લગતું ભાગફલ સાઇન (sine) છે. જ્યા=સાઇન×ત્રિજ્યા.

તો સંપૂર્ણ પરિધિમાન ૨૧૬૦૦(૩) થયું અને એ જ એકમથી. વ્યાસમાન ૬૮૭૬ લીધું છે(૪) એટલે વ્યાસાર્દ્ધ કે ત્રિજ્યામાન ૩૪૩૮ થયું. હવે પ્રસ્તુત ગ્રંથ ઉપર ગૂઢાર્થપ્રકાશટીકા લખનાર ગણક રંગનાથ જણાવે છે તેમ **वृत्तस्य षण्णवत्यंशो दंडवद्दृश्यते तु सः ॥**(૫) એવી **शाकल्योक्ति** છે, એટલે $\frac{૨૧૬૦૦}{૯૬}$=૨૨૫' એટલે ૩$\frac{૩}{૪}$ અંશ જેટલા ચાપનો એક આદિ ભાગ લઈ ત્રિરાશ્યાત્મક વૃત્તચતુર્થાંશના ૨૪ સરખા ભાગ કરીએ તો ૨૨૫' જેટલા ઉત્તરોત્તર અંતર વાળાં ૨૪ ચાપ થાય અને તેમને અનુવર્તિની ૨૪ જ્યા થાય. આ બધી જ્યા કે જીવાઓને આપણે તેમના અંકની સંજ્ઞાથી ઓળખીશું. જેમ કે ज्या (૧૬)=૧૬×૨૨૫ કલા અર્થાત્ ૬૦ અંશ જેટલા ચાપની ज्या. ज्या (૨૪)=૯૦ ની **ज्या=त्रिज्या**=૩૪૩૮. **ज्या** (૦)=૦

બે અવ્યવહિત ( Concusetive ) **ज्यापिण्ड** ના અંતરને **खण्डक**(૬) કહે છે, અને આપણે તેને **ख** સંજ્ઞા આપીએ તો નીચેનાં સમીકરણો સ્પષ્ટ છે.

ज्या ( १ ) – ज्या ( ० ) = ख ( १ )
ज्या ( २ ) – ज्या ( १ ) = ख ( २ )
ज्या ( ३ ) – ज्या ( २ ) = ख ( ३ )
........... ............... ...........
ज्या ( न ) – ज्या ( न–१ ) = ख ( न )

અથવા ज्या ( न ) = ज्या ( न–१ ) + ख ( न )

---

( ૩ ) When the units employed are abstract or theoretical it is customary to omit their names,

જ્યારે એકમો તાત્વિક હોય ત્યારે તેમનાં નામ ન આપવાનો રિવાજ છે.

( ૪ ) Thus II = $\frac{21600}{6866}$ = 3·14136...... which necarly agrees with its modern value. A closer value obtained by Aryabhatta and Bhaskaracharya is $\frac{3927}{1250}$ *Which is equivalent to 3·1416*, the modern value of II corrct to four places.

આ ઉપરથી II =$\frac{૨૧૬૦૦}{૬૮૭૬}$=૩·૧૪૧૩૬......આ મૂલ્ય તેના આધુનિક મૂલ્ય સાથે લગભગ મળી રહે છે. આના કરતાં વધારે સૂક્ષ્મ મૂલ્ય જે આર્યભટે અને ભાસ્કરાચાર્યે આપ્યું છે તે $\frac{૩૯૨૭}{૧૨૫૦}$ એટલે ૩·૧૪૧૬ છે. આ મૂલ્ય આધુનિક મૂલ્યને ચાર દશાંશ સ્થળ સુધી મળતું આવે છે.

( ૫ ) બીજા શબ્દોમાં કહીએ તો **सूक्ष्मचापे ज्याचापयोस्तुल्यत्वम् ॥**

The corresponding modern statement is " Sine θ = θ when θ is very small and expressed in circular measure. "

આને લગતું આધુનિક વિધાન:–જ્યા क=क. અહિં क અત્યંત અલ્પ છે અને તેનું મૂલ્ય ' ચાપીય માન ' માં દર્શાવેલું છે.

બે અવ્યવહિત खण्डकों ના અંતરને विखण्डक(१) કહીએ અને તેને वि સંજ્ઞા આપીએ

તો

$$ख (१) - ख (२) = वि (१)$$
$$ख (२) - ख (३) = वि (२)$$
$$\ldots\ldots$$
$$ख (न-१) - ख (न) = वि (न-१)$$

હવે આપણા મૂળ વિષય ઉપર આવીએ. "શ્રી સૂર્ય સિદ્ધાન્ત" ના દ્વિતીયાધ્યાયમાં **ज्यानयन** માટે નીચેના બે સૂત્રાત્મક શ્લોક આપેલા છે.

**राशिलिप्ताष्टमो भाग. प्रथमं ज्यार्धमुच्यते ।**
**तत्तद्विभक्तलब्धोनमिश्रितं तद् द्वितीयकम् ॥ १५ ॥**
**आद्येनैवं क्रमात्पिण्डान् भक्त्वा लब्धोनसंयुताः ।**
**खण्डकाः स्युश्चतुर्विंशज्ज्यार्धपिण्डाः क्रमादमी ॥ १६ ॥**

ભાવાર્થ:—એક રાશિની કલાનો અષ્ટમાંશ તે પ્રથમ જ્યાર્ધ કહેવાય છે. તેને એટલે પ્રથમ જ્યાર્ધને તેનાથી જ ભાગતાં જે લબ્ધિ આવે તે તેમાંથી (પ્રથમ જ્યાર્ધમાંથી) ન્યૂન કરી અવશિષ્ટ ભાગ પ્રથમ જ્યાર્ધમાં મિશ્રિત કરવાથી દ્વિતીય જ્યાર્ધ આવે છે. એ પ્રમાણે અનુક્રમે જે જે જ્યાપિણ્ડો આવે તેમને પ્રથમ પિણ્ડવડે ભાગતાં જે લબ્ધિ આવે તેને, તે જ્યાપિણ્ડમાંથી ન્યૂન કરી, અવશિષ્ટ ભાગ ગતખંડક સાથે સંયુક્ત કરવાથી અનુક્રમે નીચેના ૨૪ જ્યાર્ધપિણ્ડો આવશે.

ઉદાહરણથી અર્થ વિશેષતઃ સ્પષ્ટ થશે. એક રાશિની ૩૦×૬૦ કલા થાય; તેનો અષ્ટમાંશ એટલે $\frac{१८००}{८}$=૨૨૫ એ પ્રથમ જ્યાપિણ્ડ થયો. અર્થાત

ज्या (१) = ज्या ( ૨૨૫ કલા ) = ૨૨૫.

सूक्ष्मचापे ज्याचापयोस्तुल्यत्वात् ।

હવે પ્રથમ પિણ્ડ ૨૨૫ ને ૨૨૫ વડે ભાગતાં લબ્ધિ ૧ આવી તે ૨૨૫ માંથી બાદ કરતાં અવશિષ્ટ ભાગ ૨૨૪ આવ્યો તે પ્રથમ પિણ્ડ ૨૨૫ માં ઉમેરતાં ૨૨૫+૨૨૪=૪૪૯ આવ્યા તે દ્વિતીય જ્યાપિણ્ડ આવ્યો. અને દ્વિતીય ખંડક=૪૪૯–૨૨૫=૨૨૪.

દ્વિતીયપિણ્ડ ૪૪૯ ને ૨૨૫ વડે ભાગતાં ૧ પૂર્ણાંક અને અર્ધાધિક અવયવ તુલ્ય લબ્ધિ આવી તેને ૨ ગણી ૪૪૯ માંથી ન્યૂન કરતાં અવશિષ્ટ ભાગ ૪૪૭ આવ્યો તે ગત ખંડક ૨૨૪ માં ઉમેરતાં ૨૨૪+૪૪૭=૬૭૧ આવ્યા તે તૃતીય જ્યાપિણ્ડ થયો અને ख (૩)=૬૭૧–૪૪૯=૨૨૨. તૃતીય પિણ્ડ ૬૭૧ ને ૨૨૫ વડે ભાગતા લબ્ધિ ૨½ થી વધારે અને ૩ થી ઓછી આવી તેને ૩ ગણી ૬૭૧ માંથી ન્યૂન કરતાં ૬૬૮ આવ્યા તે ગત ખણ્ડક ૨૨૨ માં ઉમેરતાં ૬૬૮+૨૨૨=૮૯૦ આવ્યા તે ચતુર્થ જ્યા પિણ્ડ થયો અને ચતુર્થ

---

(૧) These are the differences of the first and second order respectively.

આ અંતરો અનુક્રમે પહેલા અને બીજા દરજ્જાનાં છે.

ખણ્ડક ख (४)=८९०–६७१=२१९. એજ પ્રમાણે આગળના પિણ્ડો પણ સિદ્ધ કરી શકાય. હવે શ્લોકમાં આપેલા શબ્દ સૂત્રને સંજ્ઞા સૂત્રમાં મુકીએ તો

$$\text{ज्या}\,(\text{न}+१) = \left\{ \text{ज्या}\,(\text{न}) - \frac{\text{ज्या}\,(\text{न})}{२२५} \right\} + \text{ख}\,(\text{न})$$

એ સૂત્ર નિષ્પન્ન થયું અને તે નીચે પ્રમાણે ઉપપન્ન કરી શકાય—

સમાસ ભાવનાથી(७)

$$\text{ज्या}\,(\text{न}+१) = \frac{\text{ज्या}\,(\text{न})\ \text{कोज्या}\,(१) + \text{कोज्या}(\text{न})\ \text{ज्या}\,(१)}{\text{त्रिज्या}}$$

$$= \frac{\text{ज्या}\,(\text{न})}{\text{त्रिज्या}} \left\{ \text{त्रिज्या} - \frac{२\ \text{ज्या}^२(\tfrac{१}{२})}{\text{त्रिज्या}} \right\} + \frac{\text{ज्या}\,(\text{न}+१)}{२} - \frac{\text{ज्या}\,(\text{न}-१)}{२}$$

પક્ષાન્તર અને લઘૂકરણથી

$$\frac{\text{ज्या}\,(\text{न}+१)}{२} = \text{ज्या}\,(\text{न}) - \frac{\text{ज्या}\,(\text{न}-१)}{२} - \frac{२\ \text{ज्या}\,(\text{न})\ \text{ज्या}^२\,(\tfrac{१}{२})}{(\text{त्रिज्या})^२}$$

તેથી $\text{ज्या}\,(\text{न}+१) = २\ \text{ज्या}\,(\text{न}) - \text{ज्या}\,(\text{न}-१) - \frac{४\ \text{ज्या}\,(\text{न})\ \text{ज्या}^२\,(\tfrac{१}{२})}{(\text{त्रिज्या})^२}$

$$= \left\{ \text{ज्या}\,(\text{न}) - \frac{४\ \text{ज्या}\,(\text{न})\ \text{ज्या}^२\,(\tfrac{१}{२})}{(\text{त्रिज्या})^२} \right\} + \text{ज्या}\,(\text{न}) - \text{ज्या}\,(\text{न}-१)$$

$$= \left\{ \text{ज्या}\,(\text{न}) - \frac{\text{ज्या}\,(\text{न})}{२२५} \right\} + \text{ख}\,(\text{न})$$

કારણ $\text{ज्या}\,(\text{न}) - \text{ज्या}\,(\text{न}-१) = \text{ख}\,(\text{न})$

---

(७) In this and the subsequent argument formulae corresponding to the following ones have been used:-

(i) $\text{Sin}\,(A+B) = \text{Sin}\,A\,\cos B + \cos A\,\text{Sin}\,B.$

(ii) $\cos A = 1 - 2\,\text{Sin}^2\,\frac{A}{2}$

(iii) $\text{Cos}\,A\,\text{Sin}\,B = \frac{1}{2}\,\text{Sin}\,(A+B) - \frac{1}{2}\,\text{Sin}\,(A-B)$

આ અને આ પછીની યુક્તિમાં નીચે આપેલાં સૂત્રોને લગતાં સૂત્રોનો ઉપયોગ કરવામાં આવ્યો છે:—

(१) જ્યા (म+य)=જ્યા म કોજ્યા य+કોજ્યા म જ્યા य

(२) કોજ્યા म=१–२ જ્યા$^२$ $\frac{\text{म}}{२}$

(३) કોજ્યા म જ્યા य=$\frac{१}{२}$ જ્યા (म+य)–$\frac{१}{२}$ જ્યા (म–य)

(७ અ) ज्या (न) / २३३ એ વધારે શુદ્ધ મૂલ્ય છે પરંતુ લાઘવની ખાતર સિદ્ધાન્તકારે ज्या (न) | २२५ લીધા છે.

(७ બ) उत्क्रमज्या = त्रिज्या–कोटिज्या. જુઓ પાદટીપ (१०)

અને $\frac{४ \text{ ज्या } (न) \quad \text{ज्या}^2 (\frac{1}{3})}{(\text{त्रिज्या})^2} = \frac{४ \text{ ज्या } (न) \text{ ज्या}^2 (\frac{२२५}{२} \text{ કલા})}{(३४३८)^2}$

$= \frac{४ \text{ ज्या } (न) \times (\frac{(२२५)^2}{४})}{(३४३८)^2}$ सूक्ष्मचापे

$= \frac{\text{ज्या } (न) \times (२२५)^2}{(३४३८)^2}$ ज्याचापयोस्तुल्यत्वात् ।

$= \text{ज्या } (न) \times (\frac{२५}{३८२})^2$

$= \text{ज्या } (न) \times (\frac{१}{१५.२८})^2$

$= \frac{\text{ज्या } (न)}{२२५}$ :—લગભગ. (૭અ)

इत्युपपन्नम् सर्वम् ।

પ્રસ્તુત સૂત્રની નીચે પ્રમાણે દાર્ષ્ટિક ( visual, geometrical ) ઉપપત્તિ પણ આપી શકાય.



ઉપરની આકૃતિમાં स ध = ज्या ( न–१ ), र प = ज्या (न) અને गम = ज्या ( न+१ ). તે સીવાયની આકૃતિ સુગમ છે.

હવે ख ( न+१ ) = ज्या ( न+१ ) – ज्या (न) = गम – रप.

ख (न) = ज्या (न) – ज्या (न–१) = रप – स ध.

તેથી वि (न) = ख (न) – ख (न+१) = २ रप – (स ध + ग म ).

પણ स ध + ग म = २ य व.

તેથી वि(न) = ख (न) – ख ( न+१ ) = २ ( र प–य व )

= २ र ल

$= २ \text{ य र } \times \frac{\text{र ल}}{\text{य र}}$

$$= २ \text{ य र} \times \frac{\text{र प}}{\text{क र}}$$

$$= २ \text{ य र} \times \text{ज्या (न)} / \text{त्रिज्या}$$

હવે य र અને त्रिज्या અવિકારી છે તેથી वि(न) અને ज्या (न) પ્રમાણગત છે.

વળી य र = उत्क्रमज्या (१) (७अ) = ७·३७४ (सूक्ष्म प्रकारेण)

$$\text{तेथी ख (न)} - \text{ख (न + १)} = \frac{१४·७४८}{३४३८} \times \text{ज्या (न)} = \frac{\text{ज्या (न)}}{२३३} \text{ લગભગ}$$

$$\text{એટલે ज्या (न + १)} - \text{ज्या (न)} = \text{ख (न)} - \frac{\text{ज्या (न)}}{२३३}$$

$$\text{तेथी ज्या (न+१)} = \text{ज्या (न)} - \frac{\text{ज्या (न)}}{२३३} + \text{ख (न)}$$

$$= \left\{ \text{ज्या (न)} - \frac{\text{ज्या (न)}}{२२५} \right\} + \text{ख (न) લગભગ.}$$

अल्पान्तरत्वात् ।

इति सर्वमुपपन्नम् ॥

ટીકાકાર રંગનાથે ઉપરના શ્લોકની ઉપપત્તિ આપવાનો યત્ન કર્યો છે પરંતુ તેની યુક્તિ કંઇક વિલક્ષણ છે. તે લખે છેઃ—

अथ चतुर्विंशतिजीवानां यथोत्तरमुपचयात्तदन्तररूपखण्डानां यथोत्तरमपचयस्य वृत्ते ज्यांकनेन प्रत्यक्षत्वाज्ज्यान्तररूपखण्डानामन्तरं यथोत्तरमुपचितमिति द्वाविंशतित्रयोविंशतिचतुर्विंशतिज्यानामन्तरयोरन्तरमिदं परमं खण्डान्तरं सूक्ष्मज्योत्पत्ति प्रकारेणावगतम् १५।१६।४८। अथ त्रिज्ययेदंखण्डान्तरन्तदा प्रथमज्ययाकिमित्यनुपातेन फलप्रमाणयोः फलेनापवर्त्य प्रमाणस्थाने तत्त्वाश्विनो ऽ नेन भक्ता प्रथमज्या फलं पूर्व द्वितीयखण्डयोरन्तरम्...( प्रथमविखण्डकः ) ॥

ભાવાર્થઃ—૨૪ જીવાઓની યથોત્તર વૃદ્ધિ થવાથી તેમના અંતર રૂપ ખણ્ડકોનો યથોત્તર ક્ષય થાય છે તે વાત આકૃતિથી સ્પષ્ટ હોવાથી ખણ્ડકોના અન્તર–રૂપ વિખણ્ડકોની યથોત્તર વૃદ્ધિ સિદ્ધ થાય છે. એટલે ૨૨ મી, ૨૩ મી અને ૨૪ મી જ્યાના અન્તર રૂપ ૨૩ મા અને ૨૪ મા ખણ્ડકોનું અંતર (અર્થાત્ ૨૩ મો વિખણ્ડક) સૂક્ષ્મ જ્યોત્પત્તિ પ્રકારથી ૧૫ | ૧૬ | ૪૮ | છે(૮) એમ જણાય છે, તેથી નીચેનો અનુપાત ઉપલબ્ધ થાય છેઃ-

त्रिज्या ÷ वि (२३) = ज्या (१) ÷ वि (१)

(૮) It may be noted here in passing that the ancient Indian Mathematicians used the sexagesimal system of notation to represent fractions whether of abstract or concrete quantities. Thus 15/16/48/ is equivelent to $15 + \frac{16}{60} + \frac{48}{(60)^2}$. It will be observed that the modern decimal system of reducing fractions is merely a

જે ઉપરથી પ્રથમ વિખણ્ડક જાણી શકાય અને તે ઉપરથી આગળના જ્યા પિણ્ડો અને વિખણ્ડકો સિદ્ધ કરી શકાય:—

આ પ્રમાણે ટીકાકારની યુક્તિ છે પરંતુ તે વિચારવા જેવી છે. જીવાઓની વૃદ્ધિથી ખણ્ડકોનો ક્ષય આકૃતિથી પ્રત્યક્ષ થાય છે પરન્તુ તે ઉપરથી વિખણ્ડકોની વૃદ્ધિ સિદ્ધ થતી નથી. કદાચ વિખણ્ડકોનો ઉપચય સ્વીકારીએ તોપણ તે ઉપચય પ્રમાણગત છે એમ સિદ્ધ કર્યા સીવાય ઉપરનો અનુપાત મુકવો એ સયુક્તિક નથી. જરા વિચારથી જણાશે કે એ અનુપાત પણ દોષયુક્ત છે કારણ આપણે પાછળ સિદ્ધ કરી ગયા તે પ્રમાણે **ज्या ( न )** અને **वि ( न )** પ્રમાણગત છે તેથી ખરો અનુપાત નીચે પ્રમાણે છે:—

**ज्या** (૨૩) : **वि** (૨૩)=**ज्या** (૧) : **वि** (૧) અર્થાત્ ટીકાકારની ઉપપત્તિ બરાબર નથી. (૯)

ઉપરના સૂત્ર પ્રમાણે સિદ્ધ કરેલા ૨૪ જ્યાપિણ્ડો સિદ્ધાન્તકારે નીચેના ૬ શ્લોકમાં વર્ણવ્યા છે.

तत्त्वाश्विनोऽङ्काब्धि कृतारूपभूमिधरर्तवः ॥
खाङ्काष्टौ पंचशून्येशा बाणरूपगुणेन्दवः ॥ १७ ॥
शून्यलोचनपञ्चैकाश्छिद्ररूपमुनीन्दवः ॥
वियच्चन्द्रातिधृतयो गुणरन्ध्राम्बराश्विनः ॥ १८ ॥
मुनिषड्यमनेत्राणि चन्द्राग्निकृतदस्रकाः ॥
पञ्चाष्टविषयाक्षीणि कुञ्जराश्विनमाश्विनः ॥ १९ ॥
रन्ध्रपञ्चाष्टकयमा वस्वग्न्यङ्कयमास्तथा ॥
कृताष्टशून्यज्वलना नगाद्रिशशिवह्नयः ॥ २० ॥
षट्पञ्चलोचनगुणाश्चन्द्रनेत्राग्निवह्नयः ॥
यमाद्रिवन्हिज्वलना रन्ध्रशून्यार्णवाग्नयः ॥ २१ ॥

convenient adaptation of the above and that the sexagesimal system of units obtaining in modern mathematics is only a particular case of the above general system.

અહિં પ્રસંગોપાત્ કહી દઇએ કે પ્રાચીન ભારતીય ગણિતીઓ તાત્વિક અથવા ભૌતિક અપૂર્ણાંકો દર્શાવવાને ષષ્ટ્યંશ પદ્ધતિ વાપરતા. આ મુજબ ૧૫ | ૧૬ | ૪૮=૧૫+$\frac{૧૬}{૬૦}$+$\frac{૪૮}{૬૦}$ આ ઉપરથી જણાશે કે આધુનિક દશાંશ અપૂર્ણાંક પદ્ધતિ એ ઉપરની પદ્ધતિનું સગવડવાળું રૂપાંતર માત્ર છે; અને આધુનિક ગણિતમાં ઘટકોની જે ષષ્ટ્યંશ પદ્ધતિ રહી ગઇ છે તે ઉપરની વ્યાપક પદ્ધતિનો વિશિષ્ટ પ્રકાર માત્ર છે.

( ૯ ) The commentator has evidently begged the question by working backwards and adopting his argument to the exigency of the case.

અહિં ટીકાકાર પાછે પગલે ચાલીને અને વિશિષ્ટ પરિસ્થિતિની જરૂરિયાત પ્રમાણે પોતાની યુક્તિને બંધબેસતી કરીને પરિણામને ગૃહીત કરે છે.

रूपाग्निसागरगुणा वस्वग्निकृतवह्नयः ॥
प्रोज्झ्योत्क्रमेण व्यासार्धादुत्क्रमज्यार्धपिण्डकाः ॥ ॥ २२ ॥

છેલ્લા શ્લોકના ઉત્તરાર્ધમાં ઉત્ક્રમજ્યા પિણ્ડો કેવી રીતે સાધવા તે બતાવ્યું છે. " ज्याचापयोर्बाणरूपमन्तरमुत्क्रमज्या । " ( ૧૦ )

અર્થાત ચાપ અને જ્યા વચ્ચેનું બાણરૂપ અન્તર તે ઉત્ક્રમજ્યા. બીજા શબ્દોમાં કહીએ તો ત્રિજ્યા અને કોટિજ્યાનું અન્તર તે ઉત્ક્રમજ્યા. એટલે વ્યાસાર્ધમાંથી વિપરીત ક્રમથી જ્યાપિણ્ડો ન્યૂન કરીએ તો ઉત્ક્રમજ્યાપિણ્ડો આવે એ સ્પષ્ટ છે. આગળના પાંચ શ્લોકમાં આ પ્રમાણે સિદ્ધ કરેલા ઉત્ક્રમજ્યા પિણ્ડો આપેલા છે પરન્તુ લંબાણ ભયથી તે અહીં આવ્યા નથી. ઉપર આપેલા ૭ શ્લોકમાં વર્ણવેલા જ્યા પિણ્ડો અને પાશ્ચાત્ય ગણિતશાસ્ત્રથી અર્વાચીન કાળમાં સિદ્ધ કરેલા જ્યાપિણ્ડોનું તુલનાત્મક કોષ્ટક નીચે આપેલું છે. પાશ્ચાત્ય ગ-

| चाप | ज्यापिण्ड | ज्या / त्रिज्या | પાશ્ચિમાત્ય જ્યા | કોણ |
|---|---|---|---|---|
| ૧ | ૨૨૫ | ·૦૬૫૪૪... | ·૦૬૫૪ | ૩° ૪૫' |
| ૨ | ૪૪૯ | ·૧૩૦૫૯... | ·૧૩૦૫ | ૭ ૩૦ |
| ૩ | ૬૭૧ | ·૧૯૫૧૭... | ·૧૯૫૧ | ૧૧ ૧૫ |
| ૪ | ૮૯૦ | ·૨૫૮૮૭... | ·૨૫૮૮ | ૧૫ ૦ |
| ૫ | ૧૧૦૫ | ·૩૨૧૪૦... | ·૩૨૧૪ | ૧૮ ૪૫ |
| ૬ | ૧૩૧૫ | ·૩૮૨૪૮... | ·૩૮૨૭ | ૨૨ ૩૦ |
| ૭ | ૧૫૨૦ | ·૪૪૨૧૧... | ·૪૪૨૩ | ૨૬ ૧૫ |
| ૮ | ૧૭૧૯ | ·૫૦૦૦૦... | ·૫૦૦૦ | ૩૦ ૦ |
| ૯ | ૧૯૧૦ | ·૫૫૫૫૫... | ·૫૫૫૫ | ૩૩ ૪૫ |
| ૧૦ | ૨૦૯૩ | ·૬૦૮૭૮... | ·૬૦૮૮ | ૩૭ ૩૦ |
| ૧૧ | ૨૨૬૭ | ·૬૫૯૩૯... | ·૬૫૯૪ | ૪૧ ૧૫ |
| ૧૨ | ૨૪૩૧ | ·૭૦૭૦૯... | ·૭૦૭૧ | ૪૫ ૦ |
| ૧૩ | ૨૫૮૫ | ·૭૫૧૮૯... | ·૭૫૧૯ | ૪૮ ૪૫ |
| ૧૪ | ૨૭૨૮ | ·૭૯૩૪૮... | ·૭૯૩૪ | ૫૨ ૩૦ |
| ૧૫ | ૨૮૫૯ | ·૮૩૧૫૮... | ·૮૩૧૫ | ૫૬ ૧૫ |
| ૧૬ | ૨૯૭૮ | ·૮૬૬૨૦... | ·૮૬૬૦ | ૬૦ ૦ |
| ૧૭ | ૩૦૮૪ | ·૮૯૭૦૩... | ·૮૯૬૯ | ૬૩ ૪૫ |
| ૧૮ | ૩૧૭૭ | ·૯૨૪૦૮... | ·૯૨૩૯ | ૬૭ ૩૦ |
| ૧૯ | ૩૨૫૬ | ·૯૪૭૦૬... | ·૯૪૬૯ | ૭૧ ૧૫ |
| ૨૦ | ૩૩૨૧ | ·૯૬૫૯૬... | ·૯૬૫૯ | ૭૫ ૦ |
| ૨૧ | ૩૩૭૨ | ·૯૮૦૮૦... | ·૯૮૦૮ | ૭૮ ૪૫ |
| ૨૨ | ૩૪૦૯ | ·૯૯૧૫૬... | ·૯૯૧૪ | ૮૨ ૩૦ |
| ૨૩ | ૩૪૩૧ | ·૯૯૭૯૬... | ·૯૯૭૯ | ૮૬ ૧૫ |
| ૨૪ | ૩૪૩૮ | ૧·૦૦૦૦૦... | ૧·૦૦૦૦ | ૯૦° ૦' |

( ૧૦ ) " Versed sine " of modern mathematics.

જેને આધુનિક ગણિતમાં ' વરર્ડ સાઇન ' ( Versed sine ) કહે છે તે, પુ. ૭

ણિતમાં જ્યા અને ત્રિજ્યાનું હમેશાં ભાગફળ ( Ratio ) લેવામાં આવે છે એ ધ્યાનમાં રાખવું જરૂરનું છે.

તુલનાની સરળતા ખાતર જ્યા અને ત્રિજ્યાનું ભાગફળ ( Ratio ) પાંચ દશાંશ સ્થળ સુધી ગણી ત્રીજા આસનમાં આપેલું છે. ચોથા આસનમાં પાશ્ચાત્ય પદ્ધતિથી ચાર દશાંશ સ્થળ સુધી શોધિત સાઇન ( Sine ) આપેલી છે, અને છેલ્લા આસનમાં ચાપને અનુવર્તી જે કેન્દ્રસ્થ કોણ થાય તેનાં અંશ તથા કલા આપેલાં છે. કોષ્ટકના આંકડાની તુલનાથી સૂર્યસિદ્ધાન્તના જ્યાપિણ્ડોની શુદ્ધતાનો ખ્યાલ આવશે. અહીં એટલું કહેવું જરૂરનું છે કે આ ગણત્રી કંઇક સ્થૂળ રીતે કરી છે. આથી પણ વધારે સૂક્ષ્મ ગણત્રી આ જ સૂત્રો ઉપરથી કે બીજાં સૂત્રો ઉપરથી પણ થઇ શકે છે અને તે ભારત વર્ષમાં થઇ પણ છે. સૂર્યસિદ્ધાન્તની પ્રાચીનતાનો પણ સાથે સાથે ખ્યાલ રાખવો ઘટે છે.

એક વૃત્તચતુર્થાંશના ૨૪ ( સરખે અન્તરે ) ભાગ કલ્પી ૨૪ જ્યા પિણ્ડો થાય તે ઉપરના કોષ્ટકમાં આવ્યા છે. હવે ગમે તે વ્યવધાયક ( Intermediate ) ચાપના જ્યા સાધન માટે નીચેના બે શ્લોક આપેલા છે.

लिप्तास्तत्वयमैर्भक्ता लब्धं ज्यापिण्डकं गतम् ॥
गतगम्यान्तराभ्यस्तम् विभजेत्तत्त्वलोचनैः ॥ ३१ ॥
तदवाप्तफलं योज्यं ज्यापिण्डे गतसंज्ञके ॥
स्यात्क्रमज्या विधिरयमुत्क्रमज्यास्वपि स्मृतः ॥ ३२ ॥

ભાવાર્થ:—અભીષ્ટ ચાપની કલા કરી ૨૨૫ વડે ભાગતાં જે લબ્ધિ આવે તે ગત જ્યા પિણ્ડનો અંક થયો. ( ત્યાર પછીનો ગમ્ય જ્યા પિણ્ડનો અંક કહેવાય ) ગત અને ગમ્ય જ્યાપિણ્ડોના અન્તર વડે અવશિષ્ટ ભાગને ગુણી ૨૨૫ વડે ભાગતાં જે લબ્ધિ આવે તે ગત જ્યાપિણ્ડ સાથે સંયુક્ત કરવાથી અભીષ્ટ ચાપની જ્યા આવશે. આવોં જ વિધિ ઉત્ક્રમજ્યામાં પણ વિહિત છે.

આ સૂત્રમાં " સૂક્ષ્મ ખણ્ડકો અનુપાતસિદ્ધ ( proportional ) હોય છે "(૧૧) એ જ નિયમનું કથન છે એટલે ઉપપત્તિની આવશ્યકતા નથી. સાધારણ વિચારથી એ નિયમનું સત્ય પ્રતીત થાય તેમ છે.

હવે જ્યા ઉપરની ધનુરાનયન માટે નીચેનું સૂત્ર આપ્યું છે.

ज्यां प्रोज्झ्य शेषं तत्त्वाश्विहतं तद्विवरोद्धृतम् ॥
सङ्ख्यातत्त्वाश्विसंवर्गे संयोज्य धनुरुच्यते ॥ ३२ ॥

અભીષ્ટ જ્યામાંથી સંપૂર્ણ જ્યાપિણ્ડ બાદ કરી શેષને ૨૨૫ વડે ગુણી ગત અને ગમ્ય જ્યા પિણ્ડોના અન્તર વડે ભાગતાં જે આવે તે ગત ચાપની કલામાં ઉમેરતાં અભીષ્ટ જ્યાના ધનુની કલા આવશે. અહીં પણ સૂક્ષ્મ ખણ્ડકોની અનુપાતગમ્યતાનો નિયમ(૧૧) ઉપયુક્ત છે એટલે ઉપપત્તિ સ્પષ્ટ છે.

( ૧૧ ) Principle of proportional parts for small differences. 'અલ્પ અંતરો માટે પ્રમાણગત ભાગો'નો સિદ્ધાંત.

"શ્રી સૂર્ય સિદ્ધાન્ત" ના કર્તા સંબંધી કંઈ પણ ઉલ્લેખ ઉપલબ્ધ નથી. જહાંગીરના સમકાલીન રંગનાથ નામના ગણકે "શ્રી સૂર્યસિદ્ધાન્ત" ઉપર "ગૂઢાર્થ પ્રકાશિકા" નામની ટીકા લખી છે. ટીકાનો ઉપક્રમ કરતાં રંગનાથ લખે છે કેઃ—

**अथ ग्रहादिचरितजिज्ञासून्मुनींस्तत्प्रश्नकारकान् प्रतिस्वविदितं यथार्थतत्वं सूर्यांशपुरुषमयासुरसंवादं वक्तुकामः कश्चिदपिः..........॥**

અર્થાત્ "શ્રી સૂર્ય સિદ્ધાન્ત" કોઈ અજ્ઞાત ઋષિપ્રણીત ગ્રંથ છે એમ અનુમાન થાય છે. આવા પ્રાચીન ગ્રંથમાં ગણિતના ઉત્કૃષ્ટ સિદ્ધાન્તોનો આટલો સુન્દર સમન્વય જોઇ કયું આર્ય હૃદય ગર્વથી ફુલાયા વગર રહેશે? આપણા પ્રાચીન શાસ્ત્રીય ગ્રંથોની વિશિષ્ટતા એ છે કે તેમાં પ્રયોજન, ઔચિત્ય અને કલાનો કદી પણ અભાવ નથી હોતો. પ્રાશ્ચાત્ય ગ્રંથો પ્રમાણમાં વધારે શાસ્ત્રીય અને વિશદ હોય છે એ ખરૂં-અને તેમના આ ગુણો અનુકરણીય છે પરંતુ તેમાં ક્વચિત અતિશયતાનો પણ દોષ હોય છે અને બહુધા કલાવિહીનતા હોય છે. શાસ્ત્રીય વિષયોમાં પણ રસ અને કલાની નિર્ભર સામગ્રી હોય ત્યારે જ તેમનું અધ્યયન સંપૂર્ણ ફલદાયી નીવડે છે. અર્વાચીન ભારત ઉભય પદ્ધતિનો સુભગ સંયોગ કરી બતાવશે ત્યારે જ આર્ય સંસ્કૃતિના કીર્તિ સ્તંભનો યથાર્થ પુનરુદ્ધાર કરશે. अस्तु।

# સંસ્કૃત નાટક સાહિત્ય.

૩

## ભાસ અને સ્વપ્નવાસવદત્તાદિ નાટકચક્ર.

[ રસિકલાલ. છો. પરીખ. ]

सुविभक्तमुखाद्यंगै र्व्यक्तलक्षणवृत्तिभिः ।
परेतोऽपि स्थितो भासः शरीरै रिव नाटकैः ॥

अवंतिसुंदरीकथा.

સ્વપ્નવાસવદત્તા વર્તમાન યુગની પ્રજા માટે ૧૯૧૨ માં પ્રસિદ્ધ થયું, પછી ક્રમે ક્રમે બીજા બાર નાટકો પ્રસિદ્ધ થયાં. તે બધાં નીચે પ્રમાણે—(૧) સ્વપ્નવાસવદત્તા (૨) પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ (૩) પંચરાત્ર (૪) અવિમારક (૫) બાલચરિત (૬,૭,૮,૯,૧૦) મધ્યમવ્યાયોગ, દૂતવાક્ય, દૂતઘટોત્કચ, કર્ણભાર, ઉરુભંગ (૧૧) અભિષેક (૧૨) ચારુદત્ત, (૧૩) પ્રતિમા નાટક. આમાંના કેટલાકની, શ્રીગણપતિ શાસ્ત્રીની રચેલી સંસ્કૃત ટીકા સાથે, બીજી આવૃત્તિ પણ બ્હાર પડી છે.

આ નાટકોની પ્રાપ્તિથી સંસ્કૃત સાહિત્યના મહત્ત્વમાં અને પ્રતિષ્ઠામાં ભારે વધારો થયો છે. અત્યાર સુધી નહિ અનુભવેલી રસસામગ્રી પ્રાપ્ત થઇ છે. તેનો કર્તા પ્રાચીન તેમ જ અર્વાચીન 'નાટકકારોમાં બેશક માર્ગ મૂકાવે' એવો દેખાય છે. પણ આ નાટકકાર કોણ એ બહુ જ વિવાદાસ્પદ છે. આ નાટકો કયા સમયના હશે તે પણ એટલું જ સંદિગ્ધ છે. એક બાજુ આ નાટકોના શોધનાર શ્રી ગણપતિ શાસ્ત્રી અને આ દેશના તેમ જ પશ્ચિમના ઘણા પ્રતિષ્ઠિત વિદ્વાનો આ નાટકો ભાસના છે એમ માને છે; જ્યારે બીજા પક્ષે શ્રી. રામાવતાર પાણ્ડયે; શ્રી. રંગીશાસ્ત્રી, શ્રી. ભટ્ટનાથસ્વામી તથા પશ્ચિમના વિદ્વાનોમાં ડૉ. બેર્નેટ આ નાટકો ભાસના હોય એમ માનતા નથી. શ્રી. આનંદશંકર ધ્રુવના શબ્દોમાં કહીએ તો "સંસ્કૃત વાઙ્મયના ઇતિહાસમાં આ "**પ્રેમાનન્દનાં નાટકો**" ની સ્થિતિ ઉત્પન્ન થઇ છે.[૧]

આ સ્થિતિ ઉત્પન્ન થવાનું કારણ એ છે કે આ નાટકોની સ્થાપનામાં અથવા પ્રતોની અન્તે કર્તાનું નામ આપેલું નથી. એટલે કે આ હકીકત જાણવાના પ્રાથમિક પ્રમાણનો અભાવ છે. અને તેથી બીજા સ્વતઃ અનિર્ણાયક પ્રમાણોથી જે સંભાવના થઇ શકે તેનાથી સંતોષ માનવાનો છે. આ પ્રમાણોમાં બે પ્રકાર જોઇ શકાય છે. પ્હેલો—નાટકો વાંચતાં તેની ભાષા, રચના શૈલી, રસનિષ્પત્તિ અને તેના સ્રષ્ટાની શક્તિનો અમુક પ્રકારનો અનુભવ થાય

૧ વસન્ત વર્ષ ૧૭ પા. ૩૫૨

છે; તે અનુભવને બાકીના સંસ્કૃત સાહિત્યના જ્ઞાન સાથે મેળવતાં અમુક પ્રકારનો અભિપ્રાય બંધાય છે. (આ અભિપ્રાય એક અથવા બીજા પ્રકારના નિર્ણયમાં મૂળભૂત હોય છે. તદનુસાર સામાન્ય રીતે બીજાં પ્રમાણોનું તાત્પર્ય કહડાય છે.) આને 'આન્તર' કહીએ. બીજે– આ નાટકોને લગતા બાહ્ય પ્રમાણો જેમકે તે નાટકોનો કર્તાના નામ સાથે અથવા સિવાય બીજા ગ્રંથોમાં, ઉલ્લેખ્ય નાટકોમાંથી મળતી વિગતો વગેરે. આને 'બાહ્ય' કહીએ. હવે ઘણીવાર એવું બને છે કે વાંચનારનો આન્તર અભિપ્રાય અને કેવળ બાહ્ય પ્રમાણોથી શું નિષ્પન્ન થાય છે એ. બન્નેનો ભેદ સ્પષ્ટ રીતે ધ્યાનમાં નહિ રહેવાથી અયોગ્યરીતે પોતાનો અભિપ્રાય પ્રમાણસિદ્ધ માની લેવામાં આવે છે. દાખલા તરીકે ઘણા વિદ્વાનોને આ નાટકો કાલિદાસ પૂર્વેના કોઇ ઉત્તમ નાટ્યકારની કૃતિ લાગે છે, તેથી તે ભાસના હોય એવો અભિપ્રાય બાંધે છે. પછી તેઓ પ્રમાણોમાંથી આવશ્યકરીતે શું ફલિત થાય છે તેની બહુ દરકાર કર્યા વિના ભાસકૃર્તત્વને નિર્વિવાદ સિદ્ધાન્ત તરીકે ઠોકી બેસાડે છે. પણ આમ કરવું એ પ્રમાણશુદ્ધ તો ન જ ગણાય. જ્યાંસુધી પોતાના અભિપ્રાયને બાહ્ય પ્રમાણો સિદ્ધ ન કરે, ત્યાં સુધી તેને અને પ્રમાણફલિતને જુદા રાખવા એ જ ઠીક છે.

આમ કહેવાથી પરીક્ષકના અનુભવની અને તજ્જન્ય અભિપ્રાયના મહત્ત્વ અને ઉપયોગિતા ઓછાં થતાં નથી. સિદ્ધ અને અસિદ્ધ સર્વ પ્રકારની કલ્પનાનું મૂળ એમાં છે. સ્વભાવથી કે બીજા કારણોથી જેમાં બાહ્ય પ્રમાણોનો અભાવ હોય ત્યાં વિશિષ્ટ વ્યક્તિઓના અનુભવને પ્રમાણ ગણવાની આપણી પ્રથા તિરસ્કાર કરવા જેવી નથી. ઇતિહાસના અને સાહિત્યના પૂર્વ અભ્યાસથી 'અર્થાપત્તિ'ની કલ્પનામાં કુશળ વિદ્વાનોનો અભિપ્રાય માન્ય ગણાય એ અનુચિત નથી. આવા અનુભવ અને અભિપ્રાય બીજાને સમજાવવા એ સદા સરળ નથી, તો પણ તેની એક પ્રમાણ તરીકેની ઉપયોગિતા ભૂલાવવી જોઇએ નહિ. શબ્દ પ્રમાણને આપણે પ્રાચીનો જેટલી સત્તા ન આપીએ તો પણ તેનું સ્વાભાવિક સ્થાન આપણે ખસેડી શકતા નથી.

આ દષ્ટિથી નાટકચક્રના કર્તૃત્વની ચર્ચામાં બન્ને પ્રકારના પ્રમાણોને જુદા રાખીને પણ યોગ્ય સ્થાન આપવું જોઈએ. માટે પ્રથમ ભિન્ન પ્રતિષ્ઠિત વિદ્વાનોના શા અભિપ્રાય છે અને તેનું બીજ કઈ જાતના અનુભવમાં છે તે જોઈએ;[2] અને પછી બાહ્ય પ્રમાણોથી (અન્ય ગ્રંથોમા ઉલ્લેખો તથા નાટકોની અંદરથી મળતા ભાષા વગેરેના પુરાવાથી) શું ફલિત થાય છે તેનો વિચાર કરીશું.

આ ગણનામાં સૌથી પ્રથમ શ્રી ગણપતિ શાસ્ત્રી છે. તેમને આ નાટકો, પ્રતોમાં વાંચતા અસાધારણ કવિની કૃતિ લાગી. નાટકોનાં "શૈલી અને કલ્પનામહત્ત્વ ઋષિઓની મહાન્ કૃતિઓના હોય છે તેવા મને લાગ્યાં; મહાકવિઓની પ્રસિદ્ધ કૃતિઓમાં હોય છે તેનાથી ચઢીઆતાં"[3] આ અભિપ્રાય બંધાયા પછી તેઓ આ નાટકોને અતિ પ્રાચીન–પાણિનિની પણ પ્હેલાંના, અને કાલિદાસની પ્હેલાં પણ યશસ્વી થએલા સુપ્રસિદ્ધ ભાસની કૃતિ માને એ સ્વભાવિક છે.

૨ આમાં મને જે મુખ્ય લાગ્યા તે જ આપ્યા છે, કેટલાક મારી જાણ બ્હાર પણ રહી ગયા હશે.

૩. સ્વ. વા. દ્વિ. આ. ની પ્રસ્તાવના. પા. ૧

નાટકો પ્રસિદ્ધ થયા પછી એ ભાસની કૃતિ છે કે નહિ એ વિષે ખૂબ ચર્ચા થવા લાગી: સ્વપ્નનાટક, પંચરાત્ર અને પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ પ્રસિદ્ધ થયા પછી સાહિત્યાચાર્ય શ્રી રામાવતાર પાણ્ડયેએ શારદા નામના સંસ્કૃત માસિકમાં વિરુદ્ધ પક્ષની ચર્ચા શરૂ કરી. સ્વપ્નવાસવદત્તાનો નાન્દી શ્લોક—**उदयनवेन्दुसवर्णावासवदत्ताबलौ बलस्य त्वाम् । पद्मावतीर्णपूर्णौ वसंतकम्रौ भुजौ पाताम् ॥** અને પ્રતિજ્ઞાનાટકનો નાન્દી શ્લોક—**पातु वासवदत्तायो महासेनोऽतिवीर्यवान् । वत्सराजस्तु नाम्ना स शक्तियौगंधरायण ।** —જેવા કોઇ પણ જાતના સૌન્દર્ય વિનાના શ્લોકો કરતાં 'જેને કાંઈ સારૂં કરતાં ન આવડયું તે કોઇ સાધારણ કવિ જ હોવો જોઇએ.[૪] પ્રસિધ્ધ મહાકવિઓની–કાલિદાસ, શૂદ્રકાદિની–કૃતિઓમાં અને આ નાટકોમાં શબ્દ–અર્થનું કેટલુંક સાદૃશ્ય જોઈ શ્રી પાણ્ડયેને આવા સાધારણ માણસ પાસેથી મહાકવિઓ કાંઈ લે તેના કરતાં આ નાટકકાર કોઇ 'પદ્યચોર' છે એમ માનવું ઠીક લાગે છે. એમાં કેટલીકવાર મહાકવિની પ્રૌઢિઆવતી હોવાથી તેઓ કલ્પના કરે છે કે 'આ કવિ અભ્યાસ માટે ભાસ શૂદ્રક કાલિદાસ વગેરેના ગ્રંથોમાંથી પદ્યો લઇ નાટકો રચતો હશે.' એ નાટકોના ભરતવાક્યમાં રાજસિંહ નામ આવતું હોવાથી આ કવિ ચોરલ દેશના શકે નવમા સૈકાના પાણ્ડય રાજા રાજસિંહનો સમકાલીન હશે એવી કલ્પના કરે છે. શ્રી રામાવતાર પાણ્ડયેના અભિપ્રાયનું બીજ તેમને આ નાટકો ક્ષુલ્લક લાગે છે તેમાં છે.[૫]

તેમના પછી બીજા સમર્થ વિરોધી શ્રી રંગી શાસ્ત્રી છે. તેઓ નિશ્ચય પૂર્વક એમ નથી કહેતા કે આ નાટકો ભાસના નથી. પણ તેમનું વલણ ભાસના નથી એ તરફ વિશેષ છે. એમના અભિપ્રાયનું બીજ પણ શ્રી રામાવતાર પાણ્ડયે પ્રમાણે છે. તેમને 'મહાકવિવર્ગાતિશાયી એવી આ નાટકોની મનોરમ રચના લાગતી નથી' એટલું જ નહિ પણ તેમાં કાવ્યશાસ્ત્રના અને વ્યાકરણશાસ્ત્રના અનેક દોષો છે, અને તેમાંના કેટલાક તો અક્ષમ્ય છે. તેઓને શ્રી પાણ્ડયેનો 'કોઈ અભ્યાસીની કૃતિ છે,' એ અભિપ્રાય યુક્ત લાગે

૪ આ શ્લોકો ક્લિષ્ટ અને શુષ્ક છે તે નિર્વિવાદ છે. પ્હેલામાં બલભદ્રના બાહુની સ્તુતિ કરતા ઉદયન, વાસવદત્તા, પદ્માવતી, વસન્તક પાત્રોનો નામનિર્દેશ કર્યો છે. બીજામાં સ્કન્દની સ્તુતિ કરતા વાસવદત્તા, મહાસેન, વત્સરાજ, યૌગન્ધરાયણ પાત્રોનો નામનિર્દેશ કર્યો છે. આ પદ્ધતિને મુદ્રાલંકાર કહે છે. આ પ્રમાણે પછીના નાટકોમાં મંગળ શ્લોકમાં પાત્રોનું અને વસ્તુનું સૂચન કરવાની પધ્ધતિ ક્રમે ક્રમે ગૂઢતામાં પરિણામ પામે છે; જેથી ટીકાકારોને પ્રારંભના શ્લોક ઉપર લાંબામાં લાંબા ટીકા કરવી પડે છે. પછીના કવિઓના મંગળ શ્લોકો આનાં કરતાં વિશેષ સુંદર હોય છે. પણ નામ સૂચનની દૃષ્ટિએ આ શ્લોકોની સરળતા તેમની પ્રાચીનતાની શાખ પૂરે છે; એ જાતની કળાની એ પ્રાથમિક સ્થિતિ સૂચવે છે !

૫. શારદા માસિક મ્હારી પાસે નહિ હોવાથી શ્રી રંગીશાસ્ત્રી એ ૧૯૧૬ ના એપ્રીલના વિવિધજ્ઞાન વિસ્તારમાં પાણ્ડયેના મતનો જે ઉત્તમ સંક્ષેપ આપ્યો છે તેમાંથી આ હકીકત લીધી છે.

છે. તેઓને શંકા રહે છે તેનું 'કારણ આ નાટકોની ભાષા અર્વાચીન કવિથી થોડીક ભિન્ન છે તે છે. તેથી આ ભાષા પૌરાણિક ભાષા પ્રમાણે અસંત પ્રાચીન હોવાથી ભિન્ન સ્વરૂપની છે કે સામાન્ય કવિએ તે રચેલી હોવાથી તેવી થઇ છે એનો નિશ્ચય થતો નથી.'[૬]

ગણપતિ શાસ્ત્રીની કલ્પનાને ચર્ચાથી તોડી નાખવાનો ત્રિજો પ્રયાસ શ્રી ભટ્ટનાથસ્વામીનો છે. તેઓ કહે છે કે રાજશેખરના શ્લોક ઉપરથી ભાસે સ્વપ્નવાસવદત્તા રચ્યું હશે તેટલું જ જણાય છે; પણ તે નાટક એ ઉપલબ્ધ નાટક છે એમ શી રીતે કહી શકાય ? ઉપલબ્ધ સ્વપ્નનાટક તે ભાસનું સ્વપ્નવાસવદત્તા નથી એમ સાબીત કરવા તેઓ પ્રયત્ન કરે છે. તેમને આ નાટક અનેક અનૌચિત્યોથી દૂષિત લાગે છે. તેઓની સમજ પ્રમાણે આ નાટકમાં 'સ્વપ્ન' એ જરાએ મહત્ત્વની બાબત નથી, અને તેથી તેને સ્વપ્નવાસવદત્તા નામ આપવું એ તદ્દન અજુગતુ છે. અને છેવટે એવા અભિપ્રાય ઉપર આવે છે કે હાલના નાટકનો 'જે કોઈ કર્તા હોય તેણે તે પૂરૂ કર્યા પછી કે આખું કાર્ય ગોઠવ્યા પછી નામ આપવાને બદલે પહેલું નામ નક્કી કરી પછી નામને બંધ બેસે એવું નાટક લખવા પ્રયાસ કર્યો છે. એની કથાની પસંદગી અને કથાની બીજી મુશકેલીઓના કારણથી તે પોતાનું ધાર્યું કરી શકયો નહિ. આ ઉપરથી અમે એવી કલ્પના કરીએ છીએ કે બીજું એવું નાટક હોવું જોઇએ કે જેમાં આવા અનૌચિત્યો હશે નહિ.[૭] શ્રી ભટ્ટનાથસ્વામીના અભિપ્રાયનું બીજ હાલના સ્વપ્નવાસવદત્તા નાટકના દોષોમાં છે.

યૂરોપીઅન વિદ્વાનોમાં આ નાટકો ભાસના નથી એ મતનો આગ્રહ રાખનાર ડૉ. બાર્નેટ છે. તેમના અભિપ્રાયનું બીજ એમના લેખમાથી કળી શકાતું નથી. પણ એ નાટકો ઉપરથી તે પ્રાચીન હોય એવી કલ્પના એમને થઇ નથી. એટલું જ નહિ પણ તેઓ એમ માને છે કે ભાગ્યે જ કોઇ એને ભાસના ગણતું હોય. તેઓ આ તેર નાટકોમાં તથા મત્તવિલાસપ્રહસનમાં અમુક રચનાસાદશ્ય જુવે છે અને તે ઉપરથી અનુમાન કરે છે કે આ નાટકો મત્તવિલાસના કર્તા મહેન્દ્રવિક્રમવર્મા રાજાના સમયના ( આશરે ઈ. સ. ૬૭૫ ) કોઇ કવિની કૃતિ હશે.[૮]

શ્રી ગણપતિ શાસ્ત્રીના આ મુખ્ય પ્રતિપક્ષીઓ છે. પણ કર્તૃત્વના પ્રશ્નમાં તેમના મતનું સમર્થન કરનાર અનેક વિદ્વાનો છે. આપણા વૃદ્ધિસાક્ષર અને સાહિત્યમર્મજ્ઞ શ્રી કેશવલાલ ધ્રુવ આ નાટકો ઉપરથી તેના કર્તા વિષે કહે છે કે તે 'બેશક નાટકકારોના મંડળમાં માર્ગ મૂકાવે એવો હતો.' તે કોણ હશે એના જવાબમાં તેઓ જણાવે છે કે 'જો કે સ્વપ્નવાસવદત્તામાં કોઇ પણ ઠેકાણે કર્તા તરીકે ભાસનું નામ છે નહિ, તથાપિ તે ભાસે જ રચ્યૂં છે એમ શંકા કે વિવાદના અવકાશ વગર સિધ્ધ થાય છે. એ નાટક ઉપરાંત બીજાં બાર નાટકો ભાસના નામથી પ્રસિધ્ધ થયાં છે એમાં કર્તાનું નામ છે નહિ; તેમ છતાં એ જે ઉચ્ચ ભાવ અને આર્દ્રહૃદયનું એમાં દર્શન થાય છે તે ઉપરથી, અને સંક્ષિપ્ત પ્રસ્તાવના, સાદૃ સંવિધાન, પ્રસન્ન શૈલી, પંડિતાઇના ઓપ

૬ વિ. ના. વિ. એપ્રીલ અને મે. ૧૯૧૬ ના અંકો.

૭ ઇ. એ. વૉ. ૪૫ પા. ૧૯૧

૮ જ. રો. એ. સો. પા. ૨૩૩–૩૪ ૧૯૧૯ એપ્રીલ.

વગરની ભાષા, આડંબર વિનાની ટૂંકી ઉક્તિ, સૂચન વગર એકાએક માત્ર પ્રવેશ, રાજભક્તિએ ઉભરાતાં આદિ અને અન્ત્ય મંગળો વગેરે વિશિષ્ટતા ઉપરથી સહેજે જણાઇ આવે છે, કે એ પણ સ્વપ્નવાસવદત્તાના કર્તાએ જ રચેલાં છે.[૯]

સંસ્કૃત નાટક સાહિત્યનો યૂરોપને એક મનોહર ગણાતા ગ્રંથદ્વારા પરિચય કરાવનાર પ્રો. સીલ્વૅં લેવી પણ આ જ મતના છે. તેમના અભિપ્રાયનું બીજ પણ આ ગ્રંથો તેમને પ્રાચીન અને સરસ કૃતિઓ લાગે છે તેમાં દેખાય છે તેઓના મતે 'સ્વપ્નવાસવદત્તા એ સમગ્ર મનુષ્ય જાતિની સમાન સંપત્તિ છે.' તેઓ કહે છે કે 'તેની વાસ્તવિકતા ( તે ભાસના છે તે ) વિવાદનો વિષય નથી.' 'કાલિદાસ કરતાં ઓછા સંમાર્જિત પણ બનાવોથી ભરપૂર-બાણ એના એક પ્રસિધ્ધ શ્લોકમાં કહે છે તે પ્રમાણે **सपताकैः**—ભાસના નાટકો હીંદી એરીસ્ટોટલ ભરતના નાટ્યશાસ્ત્રના નિયમો બરાબર પાળે છે.[૧૦]

બીજો એક દાખલો લઇએ. ડૉ. એફ. ડબલ્યુ. ટોમસ ડૉ. બાર્નેટના મતનો પ્રતિવાદ કરતાં જણાવે છે કે આ નાટકો ભાસના છે તે વિષે તેમને બહુ જ થોડી શંકા છે. તેઓના અભિપ્રાયનું બીજ નીચેના વાક્યોથી સ્પષ્ટ થાય છે. "પ્રસિદ્ધ થએલાં નાટકોની રચનાશૈલી અને વસ્તુ તેમણે પ્રાપ્ત કરેલી કીર્તિ અને ભાસની કૃતિને છાજે એવાં છે. તે શુદ્ધતા અને તેજસ્વિતાની આપણા ઉપર છાપ પાડે છે; અને તેમાં મહાભારત-રામાયણના સીધા ઉદ્‌ગમની પ્રેરણાનું આપણને ભાન થાય છે."[૧૧]

તે વિદ્વાને જ આ નાટકોને ભાસકર્તૃક માનનારા વિદ્વાનોની નામાવલી આપી છે. તે અંહી ઉતારવાથી ભાસની તરફેણમાં યૂરોપના કેટલા મત (!!) છે તે જણાઇ આવશે. "આ વિષય ઉપર લખનારા લગભગ બધા યૂરોપીઅન વિદ્વાનો ભાસકર્તૃત્વ સ્વીકારે છે. (ડૉ. બાર્નેટ સિવાય.) નીચે જણાવ્યા છે એટલા તો ઓછામાં ઓછા. પ્રો. યાકોબી ( trans of the Vāsavadattā ) પ્રો. કૉનૉ ( Göttingen Nachrichten, 1916, p. 353 ), પ્રો. વીન્ટરનીત્સ ( Festschrift Kuhn, pp. 299–304 ) પ્રો. કોનોવ (ibid., pp. 136 seq, and Das indische Drama, pp. 51 seq.)

૯. સ્વપ્ની સુંદરી પ્રસ્તાવના પા. ૮-૯

૧૦ આલ્બર્ટ બાસ્તાંના સ્વપ્નવાસવદત્તાના અનુવાદની પ્રસ્તાવના. 'A play like the Svapnavasava datta is the common property of the whole humanity.' 'Their authorship is incontestdible. Less severly chiselled than the plays of Kalidas, but full of episodes, as Bana called it in one of his famous stanzas, the plays of Bhasa very scrupulously follow the classical rules of the Indian Aristotle, Bharat.' ફ્રેંચમાંથી આ અનુવાદ કરી આપવા માટે હું અધ્યાપક બ. ગા. ઠાકોરનો આભારી છું.

૧૧. જ. રૉ. એ. સો. ૧૯૨૨. જાન્યુઆરી પા. ૮૧ 'The published plays are in style and matter worthy of the fame which they have enjoyed and of Bhasa's authorship. They impress us by their freshness and vigour; and we feel in them the inspiration of direct derivation from the great epics.'

બૅાન્ભારસ્તૅા (trans-of the Vasavadatta) પ્રો. સ્વાલી ( Giornale della Soc. As. Italian, XXV, p. 95 ), પ્રો. પેવોલિનિ ( ibid. ) ડૉ. સેરની ( loc.cit. ) ડૉ. લીન્ડેનાઉ ( Bhasa studien ) ડૉ. મૉર્ગેનસ્ટર્ન ( op. cit. ), મૅા. લાકોટ ( J. A. ser XI, vol. XIII, pp. 493 seq ), ડૉ. પ્રીન્સ ( op. cit ). આ ગ્રંથોમાં આપેલા પુરાવાનો રદીઓ આપવો, હું માનું છું, મુશ્કેલ છે."[૧૨]

ટુંકામાં આ ઉપરથી ઘણાખરા વિદ્વાનો આ નાટકોને પ્રાચીન ગણવાની તરફેણમાં છે એ જણાઇ આવે છે.[૧૩] અંહીઆ આ જાતની નિરૂપણપદ્ધતિનો સ્વીકાર કરવાનું મુખ્ય કારણ પ્રાથમિક બાહ્ય પુરાવાનો અભાવ છે તે ઉપર જણાવ્યું છે; અને મને લાગે છે કે આ પ્રશ્નનો છેવટનો નીકાલ વધારે ચોક્કસ બાહ્ય પ્રમાણો ન મળે ત્યાં સુધી આ જાતના અભિપ્રાયના સામ્ય અને ઐક્યથી થશે. તેથી બાહ્ય પ્રમાણોની ચર્ચા કર્યા પહેલાં આ નાટકો વાંચતા થએલા મારા અનુભવનો નિષ્કર્ષ આપું તો તે અસ્થાને ન ગણાય.

કાલિદાસના અને તેની પછીના નાટકોમાં દેખાતી શ્રૃંગારની સાર્વભૌમતાનો–શ્રૃંગારના જુલમનો–આ કૃતિઓમાં અભાવ દેખાય છે. આ નાટકની વિચારસૃષ્ટિની વિવિધતા નૈસર્ગિકતા અને વીર્યશાલિતા મહાભારત–રામાયણ યુગનું સ્મરણ કરાવે છે. એમની કળામાં કૃત્રિમ કરવાની ચાતુરી ન દેખાતાં–સારાં નાટકને છાજે એ રીતે સ્પષ્ટ કાર્ય દ્વારા રસની નિષ્પત્તિ કરવામાં આવે છે. ગમે તેવી સામાન્ય પરિસ્થિતિમાંથી એ ઘડી શ્વાસ થોભાવી રાખે એવા પ્રસંગો ઉત્પન્ન કરવાનું એમાં રચનાકૌશલ્ય દેખાય છે. માનવ હૃદયના ઉંડામાં ઉંડા ભાવોનું મર્મભેદી ઉદ્ઘાટન કરવામાં આ નાટકકાર સમર્થ દેખાય છે; અને તે ભાવનાના વર્ણન દ્વારા નહિ, શ્લોક ઉપર શ્લોક ખડકીને નહિ. તે જે કાંઇ કરે છે તે પોતાની કલાની મર્યાદામાં રહીને જ કરે છે. અને ભાષા શૈલી–જે આન્તર પ્રમાણોમાં મુખ્ય છે તે અમુક શંકિત સ્થળો બાદ કરતાં સરળ, સચોટ, અને જીવન્ત લાગે છે.

આ સમગ્ર નાટકચક્રના રસાસ્વાદને અનુરૂપ રૂપક શોધવું હોય તો તે જયદેવના શ્લોકમાં મળે છે. એ ભાસને કવિતાકામિનીનો હાસ કહે છે. કામિનીના લાવણ્ય–અનુભવમાં જે સ્મિતનું સ્થાન છે તે કવિતા કામિનીના અનુભવમાં ભાસનું સ્થાન છે. આ રૂપક આ નાટકોને બરાબર બંધ બેસે છે. સાદૃશ્ય વિગતવાર જણાવવું મુશ્કેલ છે. પણ આ નાટકોમાં કોમળતા છે, મીઠાશ છે, મૃદુવીર્યશાલિતા છે. વધારે કહેવું નિષ્પ્રયોજન છે; કારણ એ રીતે મૂળ અનુભવ બરાબર સમજાવી શકાય એમ નથી; અને છતાં એ આ સમગ્ર નાટયસૃષ્ટિને કવિતાકામિનીના લાવણ્યમાં સ્થાન આપવું હોય તો 'હાસ' જેટલું યોગ્ય સ્થાન બીજું એક પણ નથી એ વિચાર ખસી શકતો નથી. અને સ્વપ્નવાસવદત્તા તો જાણેક વિતાસુંદરીના મુખ ઉપરનું ચિરંજીવી સ્મિત હોય એમ જ લાગ્યા કરે છે![૧૪]

૧૨. જ. રૉ. એ. સો. ૧૯૨૨ પા. ૮૨–૮૩

૧૩. હિન્દુસ્થાનના વિદ્વાનોની આવડી મોટી નામાવલી હું કરી શકતો નથી; તોપણ બે નામ ઉમેરૂં–મહામહોપાધ્યાય ડૉ. હરપ્રસાદ શાસ્ત્રી અને પ્રો. જયસ્વાલ.

૧૪ જે લોકો 'भासो हासः' નો અર્થ, ભાસમાં ખૂબ હાસ્ય રસ હશે તે ઉપરથી કવિએ એમ કહ્યું છે, એવો કરે છે તે આ શ્લોકનું સ્વારસ્ય સમજ્યા નથી એમ મને લાગે છે.

આવા આવા સંસ્કારો આ નાટકો વાંચતાં પડી જાય છે. અને આ સંસ્કારપુંજ તે કોઈ પ્રાચીન સમર્થ કવિની કૃતિ છે એવો તર્ક ઉત્પન્ન કરે છે. આ બધા સંસ્કારોને પૃથક્ કરી કહેવા એ લગભગ અશક્ય છે; પણ કોઇ મહાન્ પ્રતિભાશાળી કવિનાં દર્શન થાય છે એ સ્પષ્ટ છે. અને તેનું સ્થાન શોધતાં તે એક બાજુ મહાભારત-રામાયણ અને બીજી બાજુ કાલિદાસની વચમાં ગોઠવાઇ જાય છે.

હવે આ કવિ કોણ તે પ્રશ્નના નિર્ણય માટે જે બીજાં પ્રમાણો છે તેની ટુંકામાં ચર્ચા કરીએ. આ પ્રમાણો ત્રણ જાતનાં છે (૧) જેમાં ભાસના નામ સાથે તેની એકાદ કૃતિના નામનો ઉલ્લેખ હોય અથવા તેના નાટકોનું સામાન્ય વર્ણન હોય (૨) જેમાં આપણા નાટકોનાં નામને મળતા નામોનો અથવા એમાં મળતા શ્લોકાદિનો ઉલ્લેખ હોય, (૩) જેમાં ભાસનો સામાન્ય ઉલ્લેખ હોય.

આ પ્રમાણોની નોંધ લઇએ તે પ્હેલાં આ નાટકો એકજ કર્તાની કૃતિ છે કે નહિ તે પ્રશ્નનો પણ ઉલ્લેખ કરવો જોઇએ. શ્રી. ગણપતિશાસ્ત્રીના આ મત વિષે બહુ મતભેદ નથી.[૧૫] શ્રી રડ્ડી શાસ્ત્રી પણ સ્વીકારે છે કે "આ નાટકો એકકર્તૃક છે એવું જે ગણપતિશાસ્ત્રીનું કહેવું છે તે યુક્ત છે."[૧૬] પણ ડૉ. સુકથંકર અત્યાર સુધી અપાએલા પુરાવા આ મત સિદ્ધ કરવા પુરતા છે એમ માનતા નથી. તેની વધારે વિગતવાર ચર્ચાની તેઓ આવશ્યકતા જુવે છે. તેથી પોતાની ભાસલેખમાલાના ચોથા અંકમાં આ બાબતનું તેઓએ વિસ્તારથી વર્ણન આપ્યું છે. (૧) આખા શ્લોકો, (૨) શ્લોકોનાં આખાં પદો, (૩) લાંબાં ગદ્યનાં વાક્યો, (૪) ટુંકાં વાક્યો, (૫) અમુક શબ્દસમૂહો અને વિરલ શબ્દો, (૬) વિચારના પ્રતિધ્વનિ.-આ છ બાબતોની પુનરાવૃત્તિ અને સાદૃશ્યની નોંધ કરી છે. આ નોંધ વાંચતાં આ નાટકોના એકકર્તૃત્વનો મત અમને વધારે પુષ્ટ થતો લાગે છે.[૧૭]

આ નાટકચક્રના કર્તાની શોધમાં રાજશેખરનો સૂક્તિમુક્તાવલીમાં આપેલો નીચેનો શ્લોક મુખ્ય સાધન છે.

भासनाटचक्रेऽपि च्छेकैः क्षिप्ते परीक्षितुम् ।
स्वप्नवासवदत्तस्य दाहकोऽभून्न पावकः ॥

આ શ્લોકમાંથી ત્રણ હકીકત મળે છે (૧) ભાસે અનેક નાટકો લખ્યાં હશે, (૨) તેમાં સ્વપ્નવાસવદત્તા ઉત્તમ હશે, (૩) અને એવી શ્રુતપરંપરા કે તેમની પરીક્ષા કરવા અગ્નિમાં નાખ્યા છતાં અગ્નિએ સ્વપ્નવાસવદત્તને બાળ્યું નહિ. પહેલી બે હકીકત આપણને મળેલાં નાટકો સાથે સરખાવીએ. એક જ

૧૫. સ્ટેન કોનો 'પ્રતિમાનાટક' ભાસનું માનતા નથી. જુઓ સુકથંકરના Studies in Bhasa. IV. 'અવિમારક' નાટક પણ શંકા ઉત્પન્ન કરે એવું છે. '... ...ત' વિષે તો ચર્ચા ચાલુ જ છે. ...ed pla... ...ich ...re

૧૬. વિ. જ્ઞા. વિ. મે. ૧૯૧૬. પા. ૨૩૦.

૧૭. જુઓ સ્વાધ્યાય. ડૉ. સુકથંકર નાટકોના એકકર્તૃત્વ વિષે પોતાનો અભિપ્રાય પછીના લેખમાં આપશે.

કર્તાની કૃતિનાં આપણને તેર નાટકો મળ્યાં છે. આને નાટકચક્ર કહી શકાય. આમાંના એક નાટકની પ્રતોમાં એકને અન્તે 'સ્વપ્ન નાટક' એવો ઉલ્લેખ છે; બીજીનાં (જે અનન્તાચાર્યની નકલ હતી એમ શ્રી. ગણપતિશાસ્ત્રી જણાવે છે) અન્તે '**स्वप्नवासवदत्ता समाप्ता**' એમ લખેલું છે. આ નાટક તેરે નાટકોમાં ગુણની દૃષ્ટિએ શ્રેષ્ઠ છે. આ ઉપરથી અનુમાન કરવાનું મન થઈ જાય છે કે રાજશેખરના શ્લોકમાં જે નાટકચક્ર અને સ્વપ્નવાસવદત્તાનો ઉલ્લેખ કર્યો છે તે આ જ સ્વપ્નવાસવદત્તા અને આ જ નાટકો છે. જે લોકોના મનમાં આ નાટકો કોઈ પ્રાચીન સમર્થ કવિની કૃતિ તરીકે છાપ પાડે છે તેમને માટે આવું અનુમાન ન કરવું એ મુશ્કેલ છે. ડૉ. ટૉમસ આ ઉલ્લેખ ઉપરથી તર્ક કરે છે કે 'જો ત્રિવેન્દ્રમ્ સ્વપ્નવાસવદત્તા ભાસનું ન હોય તો એમ માનવું પડે કે તેનાકર્તાએ બીજા કોઈ [નાટક]નું નામ ચોરી લીધું છે. પણ આ વાત ઘણી અસંભવિત છે, કારણ કે સંસ્કૃત નાટકોનાં સામાન્ય રીતે (અને આપણને જાણીનાં પ્રાચીન નાટકોના અપવાદ વિના) ભિન્ન ભિન્ન નામો હોય છે. (રામચરિતને લગતાં અનેક નાટકોનાં જેમ ભિન્ન ભિન્ન નામ છે) તેમ એક જ વિષયનાં અનેક નાટકોનાં પણ જુદાં નામ હોય છે એટલું જ નહિ પણ જ્યાં ઘણું ખરૂં બીજામાંથી લીધું હોય એવાં નાટકોનાં પણ ભિન્ન ભિન્ન નામ હોય છે—જેમ કે મહાનાટક, અથવા ચારુદત્ત અને મૃચ્છકટિક. હવે સ્વપ્નવાસવદત્તાનો આભવનગુપ્ત ભરતનાટ્યવેદ વિવૃતિમાં અને ધ્વન્યાલોકલોચનમાં ઉલ્લેખ કરે છે. પણ આ નામનાં બે પ્રસિદ્ધ નાટકો હતાં એમ કદી કહેવામાં આવતું નથી.' એમના તર્કનું તાત્પર્ય એ છે કે સ્વપ્નવાસવદત્તા નામનાં અનેક નાટકો હોય એ અસંભવિત હોવાથી અને એવી પરંપરા પણ ન હોવાથી આ સ્વપ્નવાસવદત્તા એ જ પ્રસિદ્ધ સ્વપ્નવાસવદત્તા છે. કોઈ એમ સામો પ્રશ્ન કરે કે ગમે તે કોઈ માણસે પોતાની કૃતિઓ ભાસને નામે ચઢાવી દેવા માટે આમ કર્યું હોય તો તેને ડૉ. ટોમસ જવાબ આપે છે કે 'જો એમ માનીએ તો આપણે કબુલ કરવું જોઈએ કે તે અત્યન્ત ફાવી ગયો છે. તો પ્રશ્ન એ છે કે આમ થવા માટે તે પોતાના સમયના સાહિત્યકારોને, બીજા લોકોને અને પોતાના આશ્રયદાતા રાજાને શી રીતે છેતરી શક્યો?' એટલે કે એવી કલ્પના કરવી અસંભવિત છે.[૧૮]

આ મતનો વિરોધ-આપણને મળેલું સ્વપ્નવાસવદત્તા એ રાજશેખરે જણાવેલું ભાસનું સ્વપ્નવાસવદત્તા છે—તેનો વિરોધ શ્રી ભટ્ટનાથ સ્વામી કરે છે. તેમની એક દલીલ-આ નાટકનું સ્વપ્નવાસવદત્તા નામ યથાર્થ નથી-પૂર્વે આપી છે. તેમની બીજી દલીલો આ પ્રમાણે છે. ગણપતિ શાસ્ત્રીએ સર્વાનન્દની અમરકોશની ટીકામાંથી જે ઉતારો આપ્યો છે તેમાં કલ્પિત પાઠ છે. મૂળ પાઠ આ પ્રમાણે છે. **त्रिविधः शृंगारो धर्मार्थकामभिन्नः । तत्राद्यो यथा नन्दयन्त्यां ब्राह्मणभोजनम् । द्वितीयः स्वदिशमात्मसात्कर्तुमुदयनस्य पद्मावतीपरिणयोऽर्थशृंगारः । तृतीयः स्वप्नवासवदत्ते तस्यैव वासवदत्तापरिणयः कामशृंगारः ॥** હવે ગણપતિશાસ્ત્રી જે ઉતારો આપે છે તે આ પ્રમાણે છે. "**स्वदिशमात्मसात्कर्तुमुदयनस्य पद्मावतीपरिणयोऽर्थशृंगारः स्वप्नवासवदत्ते । तृतीयस्तस्यैव वासवादत्तापरिणयः कामशृंगारः ॥** મૂળ ગ્રંથનાં

૧૮-જ. રૉ. એ. સો. ૧૯૨૨. પા. ૮૦.

પાદનું', એવું તાત્પર્ય નીકળે કે 'ઉદયનનું પદ્માવતી સાથે લગ્ન - એ અર્થશૃંગારનો દાખલો છે. અને ત્રીજા પ્રકારનો કામશૃંગારનો દાખલો સ્વપ્નવાસવદત્તામાં તેનું વાસવદત્તા સાથે લગ્ન એ છે.' શ્રી. ગણપતિશાસ્ત્રીએ અવતરણમાં જે કલ્પિત પાઠ આપ્યો છે તે પ્રમાણે સ્વપ્નવાસવદત્તામાં પદ્માવતી સાથેનું લગ્ન એ અર્થશૃંગારનું ઉદાહરણ છે. આ વાત હાલના સ્વપ્નવાસવદત્તા સાથે બંધ બેસે છે. પણ જો મૂળ પાઠ સ્વીકારીએ તો એ વાત બેસતી નથી. તેથી શ્રી. ભટ્ટનાથ સ્વામી એવો આક્ષેપ કરે છે કે સ્વપ્નવાસવદત્તાની વાત બંધ બેસે એ માટે શાસ્ત્રીજીએ ઉપરનો ફેરફાર કર્યો છે. અને તેમ કરવું તે અનુચિત છે. તેથી શ્રી. ભટ્ટનાથ સ્વામી મૂળ પાઠ લઇ એવું અનુમાન કરે છે કે સાચી સ્વપ્નવાસવદત્તા બીજી જ હશે; અને તેમાં રાજા વાસવદત્તા સાથે પરણતો હશે. આપણને મળેલું નાટક એ ભાસનું સાચું સ્વપ્નવાસવદત્તા નથી.

આની સામે બીજો વાંધો એ છે કે અભિનવગુપ્તપાદાચાર્ય ધ્વન્યાલોચનના ત્રિજા ઉદ્યોતમાં નીચેની આર્યા સ્વપ્નવાસવદત્તામાંથી લે છે.

**सञ्चितपक्ष्मकपाटं नयनद्वारं स्वरूपतडनेन।**
**उद्घाट्य सा प्रविष्टा हृदयगृहं मे नृपतनूजा ॥**

અને આ આર્યા આપણા સ્વપ્નવાસવદત્તમાં નથી. શ્રી ગણપતિએ આપેલા સમાધાન પ્રમાણે તેને તેમાં સ્થાન પણ નથી. તે ઉપરથી શ્રી. ભટ્ટનાથસ્વામી અનુમાન કરે છે કે આના સિવાય બીજું સ્વપ્નવાસવદત્ત હોવું જોઇએ જેમાં આ આર્યા હશે.

કલ્પિત પાઠના આક્ષેપ વિષે આપણે કબુલ કરવું જોઇએ કે જ્યાં સુધી શ્રી. ગણપતિ શાસ્ત્રી બીજી પ્રતોને આધારે પોતાનો પાઠ સાબીત ન કરી આપે ત્યાં સુધી શ્રી. ભટ્ટનાથ સ્વામીનો આક્ષેપ કાયમ રહેવાનો. આર્યા વિષેના આક્ષેપના જવાબમાં જણાવવાનું કે શ્રી ગણપતિશાસ્ત્રીનું તે બાબતનું સમાધાન તથા શ્રી ભટ્ટનાથ સ્વામીનો આક્ષેપ બન્ને અમને અનુચિત લાગે છે. શાસ્ત્રીજી જે એમ કહે છે કે આ આર્યાને સ્વપ્નવાસવદત્તામાં ઔચિત્યની દૃષ્ટિએ સ્થાન નથી માટે તે સ્વપ્નવાસવદત્તાની ન હોઇ શકે એ અમને બરાબર લાગતું નથી. ઉદાહરણ તરીકે ધારો કે આ આર્યા ચોથા અંકમાં રાજા '**कामेनोज्जयिनीं**' ઇત્યાદિ શ્લોક બોલે છે તે પ્હેલાં બોલે તો તેમાં અનૌચિત્ય નથી. અથવા પાંચમા અંકમાં **श्लाघ्या-मघन्तिनृपतेः** વગેરે શ્લોક પ્હેલાં રાજાના મુખમાં ઉપરની આર્યા અનુચિત ન ગણાય. શ્રી ભટ્ટનાથસ્વામીએ બીજી સ્વપ્નવાસવદત્તની કલ્પના આ અનૌચિત્ય ઉપરથી કરી છે તે અમને નિર્મૂલ લાગે છે. સંભવ છે કે સ્વપ્નવાસવદત્તાની બીજી પ્રતોમાં આ આર્યા હોય અથવા તો અભિનવગુપ્તપાદની ભુલ થતી હોય. ત્રિજો આક્ષેપ–આ નાટકનું સ્વપ્નવાસવદત્તા નામ યથાર્થ નથી, કારણ કે સ્વપ્નને તેમાં ખાસ અગત્યતા નથી–તેના જવાબમાં તો એટલું જ જણાવવાનું કે અમારો અનુભવ જુદા પ્રકારનો છે. આ નાટક ભાસનું હો કે ન હો–તો પણ આખા નાટકની કળા અસાધારણ છે–અને તેમાં સ્વપ્નવાળો ભાગ સૌથી વધારે મર્મસ્પર્શી હોઈ મહત્ત્વનો છે. અને તેથી નામ તદ્દન ઉચિત છે એમ અમને લાગે છે.

ટુંકામાં રાજશેખરના શ્લોક ઉપરથી આપણને પ્રાપ્ત થએલું સ્વપ્નવાસવદત્તા ભાસનું હોય એવી સંભાવનાને પ્રતિપક્ષીઓનો નહિ [illegible] [illegible] નથી. અંહીંઆ જવા-

વનું જોઇએ કે આ શ્લોક સિવાય બીજો એવો એક પણ ઉલ્લેખ નથી જેમાં ભાસનું અને તેના એકાદ નાટકનું નામ સાથે આવતું હોય.

આ નાટકોની કસોટી કરી શકાય એવો બીજો ઉલ્લેખ બાણનો છે. હર્ષચરિતના પ્રાસ્તવિક શ્લોકોમાં પૂર્વ કવિઓનાં વર્ણન કરતી વખતે ભાસનું વર્ણન બાણ ભટ્ટ નીચેના શ્લોકથી કરે છે.

सूत्रधारकृतारंभैर्नाटकैर्बहुभूमिकैः ।
सपताकैर्यशो लेभे भासो देवकुलैरिव ॥

બાણભટ્ટને પ્રિય શ્લેષાત્મક પદ્ધતિથી આમાં દેવકુલ અને ભાસ બન્ને ને લાગુ પડે એવાં વિશેષણોથી વર્ણન કર્યું છે. " જેનો આરંભ સૂત્રધાર વડે કરાએલો છે, જેમાં અનેક ભૂમિકા–પાત્રો છે, જે પતાકા–બનાવોથી યુક્ત છે, એવાં નાટકો વડે, સૂથારથી જેનો આરંભ કરાય છે, જેમાં અનેક મજલા છે અનો ધ્વજા યુક્ત છે એવાં દેવમન્દિરોથી મળે તેમ યશ મેળવ્યો. " આ શ્લોકમાં વર્ણવેલી વિશેષતાઓ વધતી ઓછી સ્પષ્ટતાથી આ નાટકોમાં દેખાય છે.

નાટ્યશાસ્ત્રમાં જણાવેલા વિધિ પ્રમાણે સૂત્રધાર પૂર્વરંગ પૂરો કરી ચાલ્યો જાય પછી 'સૂત્રધાર ગુણાકૃતિ' સ્થાપક પ્રવેશ કરે અને તે 'રંગને વિધિ પ્રમાણે પ્રસન્ન કરી કવિનું નામ કહે અને પ્રસ્તાવના કરે' ઇત્યાદિ. હવે બાણ પ્રમાણે ભાસની એક વિશેષતા એ છે કે તેનાં નાટકો સૂત્રધારથી શરૂ થાય છે; એટલે કે એણે સૂત્રધાર અને સ્થાપક એવી બે વ્યક્તિઓને બદલે એક જ વ્યક્તિથી કામ ચલાવી લીધું. આપણાં નાટકો સાથે આ હકીકત બંધ બેસતી આવે છે. આ નાટકોની શરૂઆત સૂત્રધારથી જ થાય છે. તે આવીને નાટકનું મંગળ કરે છે અને નાટકની સ્થાપના કરે છે. ( પછીનાં નાટકોમાં જેને પ્રસ્તાવના કહે છે તેને આમાં સ્થાપના કહી છે. આ શબ્દ સ્થાપકનું સ્મરણ કરાવે છે. સ્થાપકને કહાડી મુકયાં પછી પણ એની સ્થાપના આ નાટકોમાં રહી, તે સૂચવે છે કે એમાં પ્રાચીન રૂઢિનો એટલો અવશેષ રહી ગયો હતો )[૧૯] બીજું વિશેષણ પંચરાત્ર જેવાં નાટકો જોવાથી સમજાય છે.

૧૯. આ હકીકત ઉપરથી પ્રો. બેનર્જી કેટલીક કલ્પનાઓ કરે છે તે વિચારવા જેવી છે. ભાસની પ્હેલાં એવો રીવાજ હતો કે સૂત્રધાર નાન્દી કરે, પછી સ્થાપક આવી સ્તુતિ કરે અને નાટકની સ્થાપના કરે. 'ભાસના સમકાલીન પ્રેક્ષકોને આટલી બધી ભક્તિ સહન કરવાની ધીરજ ન હોવાથી ભાસે પ્હેલી નાન્દી કમી કરી સ્થાપકની સ્તુતિ કહાડી નાખી; કાલિદાસે એક ડગલું આગળ વધી સ્થાપકની સ્તુતિ કહાડી નાખી એકલી નાન્દી રાખી; અને નાન્દી પછી સૂત્રધારને પ્રવેશ કરાવ્યો. રાજા મહેન્દ્રવર્મા જેવા કેટલાક દક્ષિણના કવિઓ ભાસને પોતાના નાટકોમાં અનુસરે છે.' (જ. રો. એ. સો. પા. ૩૬૯–૭૦ ૧૯૨૧ જુલાઇ) કાલિદાસ આદિનાં નાટકોમાં પ્હેલો શ્લોક આપી પછી '**नान्द्यन्ते ततः प्रविशति सूत्रधारः**' એમ આવે છે તે ઉપરથી પ્રો. બેનર્જીએ ઉપરની કલ્પના કરી દેખાય છે. પણ આ ફેરફાર કવિનો કરેલો છે કે નાટ્યવિધિ ન સમજનાર કોઈ અર્વાચીન લહીઆઓએ કરેલો સુધારો (?) છે તે નક્કી નથી. સાહિત્યદર્પણમાં જણાવ્યા પ્રમાણે વિક્રમોર્વશીયની પ્રાચીન પ્રતોમાં '**नान्द्यन्ते**' વગેરે લખી પછી **वेदान्तेषु यमाहुः**' વગેરે શ્લોક આવે છે,

પ્રમાણમાં તેમાં અનેક પાત્રો છે. ત્રીજું અનેક બનાવો હોવા એનાં પણ ઉદાહરણો આ નાટકોમાં મળી શકે છે.

આ પ્રમાણની સામે એવો વાંધો લેવામાં આવે છે કે બાણે આપેલાં વિશેષણો એટલાં સાધારણ છે કે તે આ સિવાયનાં બીજાં ઘણાં નાટકોને લાગુ પડી શકે છે. એ સાચી વાત છે. કેવળ આ પ્રમાણથી જ આ નાટકો ભાસનાં છે એમ સાબીત કરવું હોય તો એ વાંધો આવે. અહીં આ અમારૂં એટલું જ કહેવું છે કે આ નાટકો ભાસનાં છે એવી પૂર્વ પ્રમાણથી જે સંભાવના કરી છે તેને આ વર્ણન પુષ્ટિ આપે છે. બાણે કરેલા વર્ણન સાથે આ નાટકોનો વિરોધ નથી એટલું સ્વીકારાય તો પણ બસ છે.

આના જેવો જ બીજો ઉલ્લેખ પણ આ કરતાં કાંઇક વધારે સ્પષ્ટ–અવંતીસુંદરી નામની કથામાં છે. આની પ્રત હમણાં જ મદ્રાસ ઇલાકામાંથી મળી આવેલી છે, તે દણ્ડીએ રચેલી હોય એમ દેખાય છે. તેમાં ભાસનું વર્ણન આ પ્રમાણે છે.

सुविभक्तमुखाद्यङ्गैर्व्यक्तलक्षणवृत्तिभिः ।
परेतोऽपि स्थितो भासः शरीरैरिव नाटकैः ॥[२०]

બાણના શ્લોકમાં જેમ દેવકુલ અને નાટકો સાથે બંધ બેસે એવો શ્લેષ હતો તેમ આમાં શરીર અને નાટકો સાથે બંધ બેસે એવો શ્લેષ છે. 'મુખાદિઅંગ' અથવા (મુખાદિનાં અંગ) જેનાં સુવિભક્ત છે, જેની વૃત્તિઓનાં લક્ષણ વ્યક્ત છે (અથવા જેનાં લક્ષણ અને વૃત્તિઓ વ્યક્ત છે) એવાં નાટકોથી, મુખાદિઅંગ જેમાં સુવિભક્ત છે અને જેની લક્ષણવૃત્તિઓ (સામુદ્રિક ચિન્હો) વ્યક્ત છે એનાં શરીરોથી જાણે પરલોકમાં ગએલો ભાસ જીવે છે.'[૨૧]

આ શ્લોક સ્પષ્ટરીતે ભાસનાં નાટકોની અવન્તીસુંદરીકારના સમયમાં પ્રસિદ્ધિ જણાવે છે. તેમાં મુખાદિઅંગથી મુખ, પ્રતિમુખ વગેરે પાંચ સંધિઓનો ઉલ્લેખ કર્યો છે; અથવા મુખાદિ સંધિનાં બાર વગેરે અંગો છે તેનો ઉલ્લેખ કર્યો છે. વ્યક્ત લક્ષણવૃત્તિથી એમ કહેવા માગે છે કે ભારતી, સાત્ત્વિકી વગેરે વૃત્તિઓ સ્પષ્ટ રીતે એમાં દેખાય છે; અથવા એવો અભિપ્રાય પણ હોય કે નાટકનાં લક્ષણો અને વૃત્તિઓ એમાં સ્પષ્ટ રીતે દેખાય છે.

(સા. દ. પરિ. ૫. પા. ૪૨૫ વેંકટેશ્વર પ્રેસની આવૃત્તિ) એટલે કે કાલિદાસના નાટકોનો વિધિ પણ ભાસના નાટકો જેવો હશે. મને લાગે છે કે ઉપરનો ઉલ્લેખ ધ્યાનમાં ન લેવાથી પ્રો. બેનર્જી પોતાની કલ્પનામાં ભૂલ ખાય છે.

૨૦. અવંતીસુંદરી કથાનો અહેવાલ તથા ભારવિ અને દણ્ડીના સમયની ચર્ચા કરતો લેખ ક્વાર્ટર્લી જર્નલ ઑફ ધી મીથીક સોસાયટીના એપ્રીલ ૧૯૨૩ ના અંકમાં છે. તેનો સાર પુરાતત્ત્વ (પુ. ૧. પૃ. ૪૭૩–૭૪)માં આપેલો છે. અવંતીસુંદરીકથામાં આવતા ઉલ્લેખો વગેરે આપી તેની ચર્ચા કરતો બીજો લેખ વિ. જ્ઞા. વિ. ના ઑગસ્ટ ૧૯૨૩ ના અંકમાં છે. ઉપરનો શ્લોક એમાંથી લીધો છે.

૨૧. સંધિ માટે જુઓ. ભ. ના. શા. શ્લો. ૩૫. બાર અંગ માટે શ્લો. ૫૪ થી આગળ અ. ૧૯. વૃત્તિ માટે અ. ૨૦. ૧૯ મા અધ્યાયમાં દાષ્ટ્યંતે માણસની આ પ્રમાણે ઉપમા આપી છે.

આ શ્લોક પૂર્વના ઉલ્લેખ કરતાં પણ આ નાટકો સાથે વધારે સુસંગત રીતે બંધ બેસે છે એ નાટકોને ધ્યાનપૂર્વક વાંચવાથી સમજી શકાશે. પુરાવા તરીકે એની કિંમત બાણના શ્લોકથી વધારે નહિ તોપણ તેના જેટલી તો ખરી જ.

હવે આ નાટકોના જેવાં નામોનો ક્યાં ક્યાં ઉલ્લેખ છે તે તપાસીએ. શ્રી. ગણપતિ શાસ્ત્રીએ નીચેના ઉલ્લેખો એકઠા કર્યા છે. ઇ. સ. ૧૧૫૯ ના અરસાનો વન્ધઘટિય સર્વાનંદ અમરકોશટીકાસર્વસ્વમાં સ્વપ્નવાસવદત્તાનો ઉલ્લેખ કરે છે. આની ચર્ચા (પા. ૧૭૯) ઉપર કરી છે. ઇ. સ. ૧૦ મા સૈકાના અભિનવગુપ્તપાદાચાર્ય ભરતનાટ્યવેદવૃત્તિમાં **'क्वचित् क्रीडा यथा स्वप्नवासवदत्तायां'** એ રીતે સ્વપ્નવાસવદત્તાનો ઉલ્લેખ કરે છે; એમાં વળી બીજા નાટકનો પણ 'દરિદ્રચારુદત્ત' નામથી ઉલ્લેખ કર્યો છે, તે આપણું ચારુદત્ત નાટક છે એમ શ્રી. ગણપતિ શાસ્ત્રી કહે છે. 'અવિમારક'નો ઉલ્લેખ કામસૂત્રમાં છે.

પ્રો. લોયમાન તેમના એક પત્રમાં જણાવે છે કે તરંગલોલા નામની એક સરસ પ્રાકૃત કથામાં (જેનો તેમણે જર્મનમાં અનુવાદ કર્યો છે) 'પંચરાત્ર'નો ઉલ્લેખ છે. આ તરંગલોલા એ તરંગવતી નામની પ્રાકૃત કથાનો સંક્ષેપ છે. તરંગવતીનો સમય ઇ. સ. ના સાતમા સૈકાની પ્હેલાનો છે.[૨૨]

આ ઉલ્લેખોમાં કર્તાનું નામ ન હોવાથી પૂરાવા તરીકે તેમને બહુ મહત્ત્વ આપી શકાતું નથી.

હવે આ નાટકોમાં આવતા શ્લોકાદિ બીજે ક્યાં ક્યાં ઉદ્ધૃત થયા છે તે જોઈએ. શ્રી. ગણપતિ શાસ્ત્રીએ સ્વપ્નવાસવદત્તાની પ્રસ્તાવનામાં આ વિષે માહીતી ભેગી કરી છે. વામન કાવ્યાલંકારસૂત્રવૃત્તિમાં ચોથા અધિકરણના ત્રિજા અધ્યાયમાં નીચેનો શ્લોક આપે છે.

**शरच्छशाङ्कगौरेण वाताविध्येन भामिनि।**
**काशपुष्पलवेनेदं साश्रुपातं मुखं मम ॥**

આ શ્લોક સ્વપ્નવાસવદત્તાના ચોથા અંકમાં છે. પાંચમા અધ્યાયના બીજા અધિકરણમાં **'यो भर्तृपिण्डस्य कृते न युध्येत्'** પંક્તિ ટાંકી છે. તે પ્રતિજ્ઞાયૌગન્ધરાયણના ચોથા અંકના **'नवं शरावं'** ઇત્યાદિ શ્લોકનો ચોથો પાદ છે. આ ઉપરાંત **यासां बलिर्भवति** ઇત્યાદિ શ્લોક ટાંક્યો છે. આ શ્લોક ચારુદત્તમાં છે. **लिम्पतीव** ઇત્યાદિ પંક્તિ દણ્ડીના કાવ્યાદર્શમાં છે. છેલ્લા બે ઉલ્લેખો મૃચ્છકટિકમાંથી પણ લીધાનો સંભવ છે. અહીંઆ

---

*अंगहीनो नरो यद्वन्नैवार्म्भक्षमो भवेत् ॥ ४९.*
*अंगहीनं तथा काव्यं न प्रयोगक्षमं भवेत् । ५०.*

૨૨ આઠમા સૈકાના હરિભદ્રના પૂર્વગામી દેવ જિનભદ્રગણિક્ષમા શ્રમણ (આસરે ઇ. સ. સાતમો સૈકો) આવશ્યકભાષ્યમાં તરંગવતીનો ઉલ્લેખ કરે છે. એમાં વાસવદત્તાનો ઉલ્લેખ છે. પણ તે સુબન્ધુની કથાનો છે એમ લાગે છે. જુઓ. વિ. આ. ભા. પા. ૬૪૯ યશોવિજય જૈન ગ્રંથમાલા. આ ઉલ્લેખ માટે પં. બેચરદાસનો આભારી છું.

જણાવવું જોઇએ કે: આ બધા ઉતારા મૂળનું નામ લીધા વિના આપ્યા છે એટલે પ્રમાણ તરીકે આપણે ઇચ્છીએ તેટલા ઉપયોગી નથી.

ભામહના કાવ્યલંકારમાં, વત્સરાજની હાથીવડે થએલી વંચના ન્યાયવિરોધના ઉદાહરણ તરીકે ટાંકી છે. પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં આ બનાવ આવે છે. એમાં **हतोऽनेन मम भ्राता मम पुत्रः पिता मम। मातुलो भागिनेयश्च** ' શબ્દો આવે છે તે પ્રતિજ્ઞા નાટકના ' **अणेण मम भादा हदो, अणेण मम पिदा, अणेण मम सुदो** ' શબ્દોને લગભગ મળતા છે. આથી શ્રી ગણપતિશાસ્ત્રી ખાત્રીપૂર્વક કહે છે કે ભામહની નજર આગળ ભાસનું પ્રતિજ્ઞા નાટક છે; બૃહત્કથા હોય એવી કોઇએ શંકા કરવી નહિ. પણ શ્રી. કેશવલાલ ધ્રુવ કહે છે કે ' ભામહની ફરયાદ અદ્ભુતકથાકારના વિરુદ્ધ છે. ' અહીંઆ ભાસના નાટકનો ઉલ્લેખ નથી. આ બાબતમાં ખાત્રીથી કાંઇ કહેવું જરા અઘરૂં છે. મૂળમાં ' **वनगजप्रच्छादितशरीरं नीलहस्तिनमुपन्यस्य** ' છે. શ્રી ગણપતિશાસ્ત્રી **उपन्यासो मिथ्यासृष्टिः** એવો અર્થ કરે છે, પણ કાંઇ પ્રમાણ આપ્યું નથી. તેથી उपन्यस्यનો 'મૂકીને' એવો સાધારણ અર્થ લઇએ તો કશી હરકત નથી. અને તે પછી ''નીલહસ્તી' બનાવટી હતો એમ માનવાને કશું કારણ નથી. તેથી શ્રી: કેશવલાલભાઇનું કહેવું, એમણે આપેલી બીજી હકીકત ધ્યાનમાં લેતાં યથાર્થ લાગે છે.[૨૩] અહીંઆ જણાવવું જોઇએ કે પ્રો. સીલ્વીઆ લેવી આ ઉલ્લેખ ભાસનો હોય એમ માને છે.[૨૪]

કૌટિલીય અર્થશાસ્ત્રમાં નીચેનો શ્લોક આવે છે. **नवं शरावं सलिलस्य पूर्णं। सुसंस्कृतं दर्भकृतोत्तरीयम्॥ तत्तस्य मामून्नरकं च गच्छेत्। यो भर्तृपिण्डस्य कृते न युध्येत ॥** આ શ્લોક પ્રતિજ્ઞા નાટકના ચોથા અંકમાં મળે છે. શ્રી. ગણપતિશાસ્ત્રીનો એવો મત છે કે અર્થશાસ્ત્રકારે એ શ્લોક ભાસમાંથી લીધો છે.

અવિમારક નાટકની **यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः।** એ પંક્તિ ભર્તૃહરિશતક વગેરેમાં મળે છે એ પ્રસિદ્ધ છે. ડૉ. સ્ટેન કૅનોએ પ્રતિજ્ઞા નાટકના

**काष्टादग्निर्जायते मथ्यमनाद् भूमिस्तोयं खन्यमाना ददाति ।**
**सोत्साहानां नास्त्यसाध्यं नराणां मार्गारब्धाः सर्वयत्नाः फलन्ति ॥**

(અંક ૧ શ્લોક ૧૮ ).

ને મળતો અશ્વઘોષના બુદ્ધચરિતમાંથી નીચેનો શ્લોક બતાવ્યો છે.

**काष्टं हि मथ्नन् लभते हुताशं भूमिं खनन् विंदति चापि तोयम् ।**
**निर्बंधिनः किंच न नास्य साध्यं न्यायेन युक्तं च कृतं च सर्वम् ॥**

( સ. ૧૩. શ્લોક ૬૦ ).

આ સિવાય કાલિદાસાદિના ગ્રંથોમાં આ નાટકોને મળતાં વર્ણનાદિ મળે છે.

ચાર અંકી દરિદ્રચારુદત્ત અને મૃચ્છકટિકના અત્યન્ત સામ્યથી ઉત્પન્ન થતા પ્રશ્નનો પણ અહીં નિર્દેશ કરવો જોઇએ. આ બન્ને નાટકોની વિગતવાર સરખામણી ડૉ. મૉર્ગેન-

૨૩. પ્રધાનની પ્રતિજ્ઞા. પા. ૨૭-૨૮.

૨૪. મૅા બારતૅાના 'વાસવદત્તા'ના અનુવાદની પ્રસ્તાવના.

સ્ટર્ને અને આપણા દેશમાં ડૉ. બેલ્વેલકરે કરી એવો અભિપ્રાય જણાવ્યો છે કે મૃચ્છકટિક એ ચારુદત્ત ઉપરથી તૈયાર થએલું નાટક છે. શ્રી કેશવલાલભાઇનો એવો મત છે કે 'ચારુદત્ત' ખણ્ડિત નાટક છે અને સરસ્વતીકણ્ઠાભરણમાં નોંધેલો शकार किं प्रार्थनया प्रावरेणामिषेण वा । अकार्यवर्ज मे ब्रूहि किमभीष्टं करोमि ते ॥ શ્લોક ચારુદત્તના આઠમા અંકમાં હશે એમ માને છે.

આ બધા ઉતારાઓમાં નામ નિર્દેશ નથી એ જણાવ્યું છે. અંહીઆ એ પણ જણાવવું જોઇએ કે એકાદ નાટકના નામનિર્દેશયુક્ત કે ભાસના નામનિર્દેશયુક્ત કેટલાક શ્લોકો આ નાટકમાં મળતા નથી. 'स्वञ्चितपक्ष्मकपाटं' ઇત્યાદિ આર્યા સ્વપ્નવાસદત્તામાં નથી એ પૂર્વે જણાવ્યું છે. સાહિત્યદર્પણકાર નીચેનો શ્લોક બાલચરિતમાંથી લીધાનું જણાવે છે.

उत्साहातिशयं धत्स तव बाल्यं च पश्यतः ।
मम हर्षविषादाभ्यामाक्रान्तं युगपन्मनः ॥

આ શ્લોક આપણા બાલચરિતમાં નથી. આ સિવાય સુભાષિતાવલી જેવા કાવ્યસંગ્રહના ગ્રંથોમાં ભાસના નામ નીચે આપેલા લગભગ તેર શ્લોકો[૨૫] છે તે આ નાટકોમાં મળતા નથી.

'स्वञ्चितपक्ष्मकपाट' આર્યાની ચર્ચા ઉપર કરી છે. 'उत्साहातिशय' ઇત્યાદિ શ્લોક ઉપર ટીકા કરતાં ટીકાકાર કહે છે આ શ્લોક પરશુરામ રામને સંબોધી બોલે છે. બાલચરિતના કર્તાનું નામ આપેલું નહિ હોવાથી આ શ્લોક રામબાલચરિતમાંથી લીધો હશે, એવી શ્રી ગણપતિશાસ્ત્રીની કલ્પના યુક્ત લાગે છે. સુભાષિતાવલી વગેરેના શ્લોકો આમાં મળતાં નથી માટે આ નાટકો ભાસના નથી એવું અનુમાન કરવું દુરસ્ત નથી. ભવભૂતિના નામ નીચે આપેલા બે શ્લોકો[૨૬] પ્રસિદ્ધ ત્રણ નાટકોમાં નથી તે ઉપરથી એવું અનુમાન કોઇ કહાડતું નથી. આ સિવાય ભાસના બીજા નાટકો હોય એ અસંભવિત નથી. વળી સંગ્રહકારોના ઉલ્લેખ હંમેશા વિશ્વાસપાત્ર હોતા નથી. ઉદાહરણ તરીકે 'यदपि विबुधैः सिन्धोः' ઇત્યાદિ શ્લોક કવીન્દ્રવચનસમુચ્ચયમાં[૨૭] લક્ષ્મીધરના નામ નીચે આપેલો છે જ્યારે બીજા સંગ્રહોમાં તે ભાસના નામથી આપ્યો છે. આવાં બીજાં અનેક ઉદાહરણો આપી શકાય.

હવે કેવળ ભાસને લગતા ઉલ્લેખોનો વિચાર કરીએ. રાજશેખર, બાણભટ્ટ અને જયદેવે કરેલા ઉપર નોંધ્યા છે. રાજશેખરના ઉલ્લેખમાં, ત્રીજી બાબત એ હતી કે, અગ્નિએ સ્વપ્નવાસવદત્તાને બાળ્યું નહિ. આને મળતો બીજો ઉલ્લેખ બારમા સૈકાના જયાનકે પોતાના પૃથ્વીરાજચરિત કાવ્યમાં કર્યો છે. सत्काव्यसंहारविधौ खलानाम् । वीतानि यद्वरपि मानसानि । भासस्य काव्यं खलु विष्णुधर्मान् सोप्याननात् पारदवन्मुमोच ॥ આમાં અગ્નિએ ભાસનું 'વિષ્ણુધર્માઃ' નામનું કાવ્ય પારાની માફક બાળ્યું નહિ એવો ઉલ્લેખ છે. ( આ શ્લોક ઉપર ટીકા કરતાં જોનરાજ ભાસનો ઉલ્લેખ 'ભાસમુનિ'

૨૫ વિ. ગ્રા. વિ. મે. ૧૯૧૬ પા. ૨૩૨ ઉપર પરિશિષ્ટમાં શ્રી રઙ્ગી શાસ્ત્રીએ બધા શ્લોકો આપ્યા છે.

૨૬ માલતીમાધવ (ભાણ્ડારકરની આવૃત્તિ બૉ. સં. સી.) ની પ્રસ્તાવના પા. ૯.

૨૭ કવીન્દ્રવચનસમુચ્ચય પા. ૫૦.

તરીકે કરે છે. ) આને મળતો ઉલ્લેખ 'ગૌડવહો' માં છે; તેમાં 'भासम्मि जलणमित्ते' ભાસને જ્વલનમિત્ર-અગ્નિનો મિત્ર-કહ્યો છે. આ ત્રણે ઉલ્લેખોમાં ભાસ અને આગના સંબંધની પરંપરા સચવાઇ રહી છે એ સ્પષ્ટ દેખાઇ આવે છે. પણ આ સંબંધનો શો અર્થ કરવો એ પ્રશ્ન છે. સ્વપ્નવાસવદત્તાની કે વિષ્ણુધર્માની પોથી અગ્નિએ બાળી નહિ એ સરળ અર્થ છે; પણ એ અર્થ સ્વીકારીએ એટલા આપણે સરળ નથી ! આનો એક અર્થ એવો કરી શકાય કે વિદ્વાનોની કસોટીમાંથી સ્વપ્નવાસવદત્તા પાર ઉતર્યું. વિદ્વાનોની કસોટીને અગ્નિની સુવર્ણની કસોટી સાથે સરખાવાય છે એ વાત પ્રસિદ્ધ છે. તેથી ભાસના નાટકોની પરીક્ષાના બનાવનું કોઇએ ઉપર પ્રમાણે વર્ણન કર્યું હોય, અને એકવાર એવું આલંકારિક વર્ણન થયા પછી એને વાસ્તવિક માનવા માટે કાલક્રમની જ અપેક્ષા રહે છે. અને વાસ્તવિક મનાયા પછી એક અથવા બીજા રૂપમાં પરંપરામાં પસાર થતાં વાર લાગતી નથી. મને આ ઉલ્લેખનો આટલો જ અર્થ લાગે છે. પણ વિદ્વાનો એના બીજા અર્થો પણ કરે છે. કેટલાક કહે છે કે સ્વપ્નવાસવદત્તામાં અગ્નિએ વાસવદત્તાને બાળી નહિ એ સંબંધે કાંઇક છે. તેનો ઉલ્લેખ ઉપરની પરંપરામાં છે. પ્રો. બેનર્જી આ મતને સ્વીકારતા નથી. તેઓ 'જ્વલન-મિત્ર' વગેરેનો એવો અર્થ કરે છે કે ભાસને સાચા અગ્નિ સાથે સંબંધ છે; એટલે કે ભાસના ગ્રંથોમાં અનેક ઠેકાણે અગ્નિનાં વર્ણન છે. અને આના પુરાવામાં ભાસમાં અગ્નિના જે અનેક ઉલ્લેખો છે તે તેઓએ એકઠા કર્યા છે.[૨૮]

પણ ભાસના તેની પછીના કવિઓએ કરેલા ઉલ્લેખોમાં સૌથી વધારે મહત્ત્વનો અને પ્રસિદ્ધ, મહાકવિ કાલિદાસનો છે. નવો નવો નાટ્યસાહિત્યમાં પ્રવેશ કરતો એ કવિ પ્રાચીનતાના પૂજારી જનસમાજ આગળ નવા નાટકોને પણ ગુણદોષની પરીક્ષા માટે અવકાશ આપવો જોઇએ એ સૂચના કરતાં કહે છે કે 'प्रथितयशसां भाससौमिल्लकविपुत्रादीनां प्रबन्धानतिक्रम्य वर्तमानकवेः कालिदासस्य क्रियायां कथं बहुमानः'. આ નિર્દેશથી સ્પષ્ટ થાય છે કે કાલિદાસ પહેલાં ભાસની કીર્તિ પ્રતિષ્ઠિત થએલી હતી.

આ સિવાય બીજા ઉલ્લેખો નીચે પ્રમાણે છે. ભોજના સરસ્વતીકણ્ઠાભરણમાં 'भासयत्यपि भासादौ कविवर्गे जगत्त्रयीम' ઇત્યાદિ; શાર્ઙ્ગધરપદ્ધતિમાં 'भासो रामिलसौमिलौ' ઇત્યાદિ; કવિહૃદય નામના દણ્ડીના કહેવાતા અપ્રસિદ્ધ ગ્રંથમાં 'कुर्युर्नः कवयः कवित्वकलमप्राचीनबीजांकुरक्षेत्राणि प्रथितप्रथाः शुभमतिश्रीभासबाणादयः ઇત્યાદિ; એજ પ્રમાણે એમાં જ वाल्मीकिव्यासभासप्रभृति मिरुदिता' ઇત્યાદિ. અપભ્રંશ સાહિત્યમાં પણ ભાસનો ઉલ્લેખ છે. પુષ્પદન્ત કવિના 'तिसट्ठिमहापुरिसगुणालंकार' નામના ગ્રંથમાં भावाहिउ भारवि भासु वासु कोहलु कोमलगिरु कालिदासु'—એ પ્રમાણે ઉલ્લેખ છે.

અત્યાર સુધી કરેલી ચર્ચામાંથી નીચેના મુદ્દા નીકળે છે. (૧) આ નાટકચક્રના કર્તૃત્વના પ્રશ્નનો પ્રાંથમિક પ્રમાણોના અભાવે નિર્ણય કરી શકાતો નથી. (૨) નાટકો ઘણાં

૨૮ પા. ૩૦૮. ટિ. ૨. જ. રૉ. એ. સો. જુલાઇ. ૧૯૨૧.

વિદ્વાનો ઉપર પ્રાચીન અને ઉત્તમ કવિની કૃતિ હોવાની છાપ પાડે છે. (૩) બાહ્ય પ્રમાણોથી આ નાટકો ભાસના હોય એવી સંભાવના કરી શકાય છે. (૪) આ સંભાવના સામે ઉઠાવેલા ઘણા ખરા વાંધાઓનો નીકાલ કરી શકાય છે.

૨.

હવે ભાસના અને આ નાટકોના સમયના પ્રશ્ન ઉપર આવીએ. ઉપર જે અનેક ઉલ્લેખો આપ્યા છે તે ઉપરથી આટલું તો સ્પષ્ટ થશે કે ભાસ એ કાલિદાસની પ્હેલાંનો એક પ્રાચીન નાટ્યકાર છે. જૈનરાજ ટીકાકાર એને મુાન કહે છે. બીજા એક ઉલ્લેખમાં તેનો નિર્દેશ વાલ્મીકિ અને વ્યાસ સાથે છે. એટલે કે શ્રુતપરંપરા તેને અતિ પ્રાચીન અને ઋષિમુનિઓ સાથેનો ગણે છે. આ નાટકો વિષે એ જોયું કે તે સામાન્ય રીતે પ્રાચીનતાની છાપ પાડે છે. હવે એ જોવાનું છે કે આ નાટકોમાં રહેલી વિગતો ઉપરથી તેમને અને તેમના સંભવિત કર્તા ભાસને કાલિદાસ પ્હેલાં કયા સમયમાં મુકી શકાય છે. કાલિદાસ મોડામાં મોડો ઇસ્વીસનના પાંચમા સૈકામાં મુકાય છે. એટલે કે ભાસની અર્વાચીન સીમા એ પાંચમા સૈકાનો પ્રારંભ થયો. આ સર્વમાન્ય સિદ્ધાંતની દૃષ્ટિએ વાત થઈ, બાકી કાલિદાસના સમયની પ્રાચીન સીમા એ હજી અનિર્ણીત છે.

કર્તૃત્વના પ્રશ્નમાં ઘણા વિદ્વાનોનો જેટલો એકમત હતો તેટલો સમયના પ્રશ્નમાં મતભેદ છે. આ નાટકોને ભાસની કૃતિ નહિ માનનારાને બાદ કરીએ તોપણ ઘણો મતભેદ રહે છે. પાણિનિ પ્હેલાં ઇ. પૂ. છઠ્ઠા કે આઠમા સૈકાથી તે ઇ. સનના ચોથા સૈકા સુધી તે મુકાય છે. હવે આ ભિન્ન ભિન્ન મતોમાં કેટલી ઉચતતા છે તેનો સંક્ષેપમા વિચાર કરીએ.

શ્રી. ગણપતિશાસ્ત્રી અર્થશાસ્ત્રમાં અવતરણ તરીકે લીધેલા **नवं शरावं** ઇત્યાદિ શ્લોક ઉપરથી ભાસ ને ચાણક્યની પ્હેલાં અને નાટકોમાં આવતાં કેટલાક પાણિનિના નિયમવિરુદ્ધ રૂપો ઉપરથી પાણિનિની પણ પ્હેલાં મુકે છે. આ મતવિષે એટલું જ કહેવાનું કે અપાણિનીય રૂપોથી એટલું જ સિદ્ધ થાય કે કાંતો નાટકકાર વ્યાકરણમાં કાચો હશે અથવા લોકમાં ચાલતા વિવિધ રૂપોને દૂર કરવા જેટલું પાણિનિનું સામર્થ્ય જામ્યું નહિ હોય. આ નાટકોમાં વપરાએલી પ્રાકૃત ભાષાઓ, તથા બૌદ્ધ અને જૈન શ્રમણોનો ઉપહાસસૂચક ઉલ્લેખ તથા તેમાં પ્રતિબિમ્બિત થતી સામાજિક સ્થિતિ–આ બધાનો વિચાર કરતાં એ કલ્પના સ્વીકારી શકાતી નથી. પ્રતિજ્ઞાનાટકમા આવતો શ્લોક અર્થશાસ્ત્રમાં અવતરણ તરીકે લેવાય એ જરા વિચાર કરવા થોભાવે એવી બાબત છે. આ નાટકોના અન્ય શ્લોકો જ્યારે બીજા ગ્રંથોમાં નામનિર્દેશ વિના મળે છે ત્યારે તે આ નાટકોના કર્તાએ રચેલા છે એમ માનવામાં ખાસ વાંધો લેવામાં આવતો નથી. પણ આ સાદૃશ્ય ઉપર ઉપરનું છે. અન્ય ગ્રંથોની બાબતમાં નાટકોનું પૂર્વવર્તિત્વ સ્વીકારી લેવામાં આવે છે. નાટકોના આન્તર પુરાવા વામનાદિથી તેમનું પૂર્વવર્તિત્વ માનવાને આડે આવતાં નથી એટલે એમાં ખાસ સંદેહ ઉઠતો નથી. પણ અહીંઆ સંદેહ ઉઠે છે, અને જ્યારે એવો સંદેહ ઉઠે ત્યારે નાટકોનું પૂર્વવર્તિત્વ અન્ય પ્રમાણોથી સિદ્ધ કરવું આવશ્યક છે. જે કારણો આપણને આ નાટકોને પાણિનિની પૂર્વે મૂકવામાં આડે આવે છે તે અંહી પણ આડે આવે છે. નાટકોની પ્રાકૃત પાલી કરતાં અર્વાચીન છે, અને

સામાજિક સ્થિતિ બૌદ્ધ સંપ્રદાયના નમતા પ્હોરની છે-એટલે કે અશોક પછીની છે. આ ઉપરાંત પુરાવો પોતે નિશ્ચિત સ્વરૂપનો નથી; કારણકે અર્થશાસ્ત્ર તરીકે પ્રસિદ્ધ થએલો આખો ગ્રંથ ઇ. સ. પૃ. ચોથા સૈકાનો છે એ વિષે ભારે મતભેદ છે. તેમાં એ ખાસ કરીને આવા સંગ્રહ શ્લોકો તો પછીના ઉમેરા મનાય છે. એટલે કે એ શ્લોક ભાસનો બનાવેલો માનીએ તોપણ તે અર્થશાસ્ત્રમાં પાછળથી દાખલ થયાનો સંભવ હોવાથી સમયનિર્ણયની બાબતમાં તેનો ઉપયોગ કરી શકાતો નથી. આ સિવાય બીજી પણ એક બાબત ધ્યાનમાં લેવા જેવી છે. સંસ્કૃત સાહિત્યમાં એવા પુષ્કળ સામાન્ય નીતિના શ્લોકો છે જેનું કર્તૃત્વ જાણવું લગભગ અશક્ય છે. આ શ્લોકોનો ઉપયોગ નીતિશતકના સંગ્રહોમાં થાય છે, અને અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર જેવા શાસ્ત્રીય ગ્રંથોમાં સંગ્રહ શ્લોકો તરીકે વપરાય છે એટલું જ નહિ પણ નાટકોમાં એ તેનો ઉપયોગ થતો દેખાય છે. દાખલા તરીકે **भवन्ति नम्रास्तरवः फलोद्गमैः** એ શ્લોક શાકુન્તલના પાંચમા અંકમાં એ છે અને ભર્તૃહરિના નીતિશતકમાં પણ છે.[૨૯] આ શ્લોકો નાટકકારો પોતે લેતા કે ભજવતી વખતે નટો તેવા પ્રસિદ્ધ શ્લોકો દાખલ કરી દેતા તેથી નાટકની પ્રતોમાં આવી જતા એ કહેવું મુશ્કેલ છે. પણ સંસ્કૃત સાહિત્યનો અભ્યાસી એટલું તો જાણે છે કે તેમાં એવા પુષ્કળ શ્લોકો છે જે અનેક ભિન્ન-કર્તૃક ગ્રંથોમાં આવે છે અને જેનો મૂળ નિર્માતા શોધવો અશક્ય છે. '**नवं शरावं**' શ્લોક એ જાતનો છે. તે ભાસે પણ રચેલો નથી અને ચાણક્યે પણ રચેલો નથી. તે શ્લોક તે બન્નેની પહેલાંથી નિર્માણ થએલો હશે. તેથી આવા શ્લોકોનો એક અથવા બીજી રીતે પ્રમાણ તરીકે ઉપયોગ કરતાં સાવધાન રહેવાની જરૂર છે.[૩૦]

અપાણિનીય પ્રયોગોથી અને **नवं शरावं** શ્લોકથી ભાસની પ્રાચીન મર્યાદાને ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં મુકવાનો પ્રયાસ આ રીતે સફળ થતો દેખાતો નથી, અને તેથી પ્રાચીન સીમા તરીકે અશોકનો કે અશોક પછીનો સમય લેવો જોઇએ. બીજી બાજુની-અર્વાચીન મર્યાદા નક્કી કરવાનું ચિન્હ કાલિદાસનો ઉલ્લેખ છે તે જોયું. હવે આપણે આ નાટકોમાંથી મળતી હકીકત આપણને આ બેની વચમાં ક્યાંઈ લઈ જઇ શકે છે કે નહિ તે જોવાનું છે.

સૌથી પ્રથમ નાટકોની ભાષાનો સાધન તરીકે ઉપયોગ કરીએ. તેના સંસ્કૃત ઉપરથી આપણે કાંઇ ખાસ અનુમાન કરી શકતા નથી. ભાસમાં લગભગ પચીસ પ્રયોગો અપાણિનીય દેખાય છે. આ બધાની પ્રો. બેનર્જી પરીક્ષા કરી એમ સાબીત કરી આપે છે કે તેમા ફક્ત ત્રણ જ ખરેખરા અપાણિનીય છે; બીજા એક અથવા બીજી રીતે કાત્યાયનના વાર્તિકોની અને મહાભાષ્યની મદદથી ઘટાવી શકાય છે. આ ઉપરથી એટલું જ અનુમાન થઇ શકે-જે અનુમાન પ્રો. બેનર્જી કરે છે-કે 'ભાસને પાણિનિ, કાત્યાયન અને પતંજલિ ત્રણેની માહીતી હતી.'[૩૧] એ ઉપરથી આપણે એટલું જ કહી શકીએ કે ભાસ પતંજલિનો સમકાલીન કે તેની

---

૨૯ નીતિશતક શ્લોક ૬૩. પા. ૩૭ નિ. સા. આ. ૧૯૧૭.

૩૦ આ શ્લોક ઉપરથી કેટલાક વિદ્વાનો અર્થશાસ્ત્રને ભાસથી અર્વાચીન માને છે તે પણ એટલું જ અયુક્ત છે.

૩૧ જ. બી. ઓ. રી. સો. પા. ૬૮-૭૧ વૉ. ૯ ભા. ૧. ૧૯૨૩ માર્ચ.

પછી થયો હશે. પણ આ નાટકોની પ્રાકૃતભાષા કાંઈ વિશેષ અજવાળું પાડે એ સંભવિત છે. સંસ્કૃતની માફક એનું સ્વરૂપ હંમેશને માટે રૂઢ થઈ ગએલું ન્હોતું. એ બોલાતી અને જીવતી ભાષાઓ હતી; અને તેથી દરેક જીવન્ત વસ્તુની માફક રૂપાન્તર પામતી. આવા ભિન્ન ભિન્ન રૂપાન્તરો ઉપરથી ભિન્ન ભિન્ન સમયની કલ્પના કરવી અશક્ય નથી. પાલી, અશોકના શિલાલેખોનું પ્રાકૃત, જૈન આગમોનું અને ચૂર્ણિઓનું પ્રાકૃત, કનિષ્કના સમયનું અશ્વઘોષના ખણ્ડિત નાટકોનું પ્રાકૃત, કાલિદાસાદિના નાટકોનું પ્રાકૃત ઇત્યાદિ અનેક પ્રાકૃતભાષાના ભિન્ન ભિન્ન સમયના રૂપાન્તરો જોઇ શકાય છે. આની મદદથી આ નાટકોનું સ્થાન ક્યાં છે તે કલ્પી શકાય છે. ભાસના નાટકોનાં પ્રાકૃતની આ જાતની તુલના અને પરીક્ષા ડૉ. સુક્થંકર, પ્રો. લેસ્ની, પ્રો. બેનર્જી વગેરેએ કરી છે. પ્રો. લેસ્ની આ તુલના ઉપરથી એવા અભિપ્રાય ઉપર આવે છે કે 'ભાસનું પ્રાકૃત અને તેથી ભાસ પોતે પણ[૩૨] અશ્વઘોષ કરતાં અર્વાચીન અને કાલિદાસ કરતાં પ્રાચીન છે.' કાલિદાસનો સમય પાંચમો સૈકો માનીને લેસ્ની ભાસને ઇસ્વી સનના ચોથો સૈકામાં મુકવા વીન્ટરનીત્સ સાથે સંમત થાય છે. પ્રો. બેનર્જી લેસ્નીના અભિપ્રાયનો ઊહાપોહ કરી એમ સાબીત કરે છે કે ભાસના પ્રાકૃતમાં અને અશ્વઘોષના પ્રાકૃતમાં પ્રો. લેસ્ની માને છે તેટલું અન્તર નથી; તે બન્નેનું પ્રાકૃત લગભગ સરખું છે, અને તેથી ભાસ કાંતો અશ્વઘોષનો સમકાલીન કે તેના પછી તુરત જ થએલો હશે-એટલે કે ઇસ્વી સનના બીજા-ત્રીજા સૈકાનો.[૩૩]

શ્રી. કેશવલાલ ધ્રુવ આ પ્રાકૃતને 'આચારાંગ સૂત્ર જેટલું જૂનું' માનતા નથી; આ અંગને યાકોબી ઇ. પૂ. ત્રિજા સૈકામાં મુકે છે અને તેથી '**आचाराङ्ग** પછી સ્થિતિ પામનારો ભાસ મહાકવિ કાલિદાસનો પુરોગામી હોઇ આપોઆપ ઇસવીસન પૂર્વે બીજા સૈકામાં ગોઠવાય છે.'[૩૪] તેઓ કાલિદાસને ઇ. સ. પૂર્વે પહેલા સૈકાના મધ્યમાં મુકે છે.[૩૫]

આ પ્રમાણે પ્રાકૃતભાષાના પુરાવામાંથી ત્રણ ભિન્ન મતો બંધાય છે.[૩૬] એ ત્રણેમાંથી આપણે એટલો નિષ્કર્ષ કહાડી શકીએ કે આ નાટકો અશોકની પછી અથવા આચારાંગસૂત્ર પછી રચાયાં

---

૩૨ Z. D. M. G. પા. ૨૦૭. ૧૯૧૮.

૩૩ જ. રૉ. એ. સો. પા. ૩૭૨-૩૭૬ ૧૯૨૧. ભાસના માગધીની વિસ્તૃત તુલના માટે જ. બી. ઓ. રી. સો. પા. ૮૧-૧૧૩. વૉ. ૯ ભા. ૧. ૧૯૨૩.

૩૪ સ્વ. સું.પ્ર પા. ૧૩૪

૩૫ પ. પ્ર. પ્ર. પા. ૧૪. આ. ૫

૩૬ પ્રાકૃતભાષાના પ્રમાણ વિરુદ્ધ એક દલીલ છે તે અંહી નોંધવી જોઇએ. ઘણા વિદ્વાનો એમ માને છે કે નાટકોમાં તેના કર્તાઓનું પ્રાકૃત સચવાઇ રહેલું નથી; કારણ કે ભિન્ન ભિન્ન સમયમાં નાટક ભજવનારાઓ સમયને અનુકૂળ તેમાં ફેરફારો કરતા હશે; અને તદનુસાર પ્રતોમાં પણ થતા હશે. એમાં પ્રાન્તીય ફેરફારને પણ અવકાશ રહે છે. આથી પ્રાકૃત ઉપરથી કાલમર્યાદા નક્કી કરવી એ ઠીક નથી. આ દલીલમાં ઘણું વજૂદ છે. કેવળ પ્રાકૃતભાષાની મદદથી પ્રાચીન સીમા નક્કી કરવી એ યોગ્ય નથી; જો કે બીજા પ્રમાણોથી તે સીમા નક્કી કર્યા પછી તેનો પુષ્ટિમાં ઉપયોગ કરી શકાય. પણ અર્વાચીન સીમા નક્કી કરવામાં તેનો ઉપયોગ કરવામાં વાંધો નથી. અશ્વઘોષનું પ્રાકૃત કુશાન સમયથી અર્વાચીન નથી કારણ કે તેના નાટકોના અવશેષોની લિપિ તે સમયની છે. હવે જો આ નાટકોનું પ્રાકૃત અશ્વઘોષને મળતું હોય તો એટલું કહી શકાય કે તે અશ્વઘોષથી ખહુ અર્વાચીન નહિ હોય.

હશે–એટલે કે ઇસ્વી સન પૂર્વે ત્રિજા સૈકા પછી. હવે બીજા પુરાવાઓની મદદથી કાલમર્યાદા કેટલી ચોક્કસ થાય છે તે જોઇએ. આમાં ત્રણ વિદ્વાનોના પુરાવા નોંધવા લાયક છે. (૧) પ્રો બેનર્જીના,–જે ભાસને ઇસ્વીસનના બીજા–ત્રિજા સૈકામાં મુકે છે. (૨) પ્રો. જયસ્વાલના, જે ભાસને નારાયણ કાણ્વાયનના સમયમાં ઈ. પૃ. ૫૩–૬૧ ના અરસામાં મુકે છે. શ્રી. ચોધરી આ મતનું સમર્થન કરે છે. (૩) પ્રો. કેશવલાલ ધ્રુવના, જે ભાસને પુષ્યમિત્રના સમયમાં–ઇ. પૃ. ૧૮૮–ઇ. પૃ. ૧૫૨ ના અરસામાં મુકે છે.[૩૬]

આ ચર્ચામાં પ્રો. જયસ્વાલના પુરાવા સૌથી પ્હેલા લેવા ઠીક પડશે; કારણ કે પ્રો. બેનર્જીના કેટલાક પુરાવા જયસ્વાલમાંથી લીધેલા છે. જયસ્વાલના કેટલાક પુરાવા ઉપર ચર્ચેલા છે–જેવા કે કાલિદાસનો ઉલ્લેખ અને બાણનો ઉલ્લેખ વગેરે. બીજા નીચે પ્રમાણે છે. ભાસની ભાષા અર્વાચીન કાવ્યોની કૃત્રિમતાથી અલિપ્ત છે; જે કૃત્રિમતા રુદ્રદામાના શિલાલેખ જેટલી જૂની છે (ઇ, સ. નો બીજો સૈકો), તથા તેમાં અર્વાચીન કાવ્યોના અભ્યાસીને દોષરૂપ લાગે એવા પ્રાચીન પ્રયોગો છે; આમાંના કેટલાક કર્તાના સમયની એંધાણી આપે એવા છે. (क) 'મહાબ્રાહ્મણ' શબ્દનો ઉપયોગ (સ્વ. વા. પા. ૪૨. પ્ર. આ.) પ્રાચીન સાહિત્યની જેમ (ગૃ. ઉ. ૨. ૧૦,૨૨.) સારા અર્થમાં કર્યો છે; મહાભારતની જેમ ખરાબ અર્થમાં–'શ્મશાન–ગોર' ના અર્થમાં નહિ. 'આર્યપુત્ર અને' અય્યપુત્તો' નો ઉપયોગ અશોકના સીદપુરના શિલાલેખની જેમ 'કુમાર'–રાજકુમારના અર્થમાં કર્યો છે. (સ્વ. વા. પા. ૬૭–૬૯. પ્ર. આ.) ઉદયનના ઉચ્ચ વંશનો, 'ભરતવંશ' નો ઉલ્લેખ કરતાં ભાસ તેનો વેદના ભરતો સાથે સંબંધ સાંધે છે (**वेदाक्षरसमवायप्रविष्टो भारतो वंशः ।** પ્ર. યૌ. પા. ૩૪. પ્ર. આ.) આ સંબંધ પુરાણો લખાયાં ત્યારે ભુલાઇ ગયો હતો. યુરોપીઅન વિદ્વાનોએ તે પાછો શોધ્યો. યક્ષિણીનો મૈત્રી દેવી તરીકે, બૌદ્ધ સાહિત્યની જેમ, ઉલ્લેખ છે. (સ્વ. પા. ૫૯. પ્ર. આ.) કથાની શરુઆત જાતકોની માફક "બ્રહ્મદત્ત નામે રાજા હતો' એ રીતે કરવામાં આવે છે. (સ્વ. વા. પા. ૫૮–૫૫) (ख) આ નાટકોમાંથી લગભગ નવનું વસ્તુ મહાભારત–રામાયણની કથાઓમાંથી લીધેલું છે–જે કથાઓ મહાભાષ્યકારના સમયમાં જાણીતી કથાઓ જેવી છે. તેમાંના એક નાટકમાં–પંચરાત્રમાં 'દુર્યોધન યજ્ઞ પછી દ્રોણને એવું વચન આપે છે કે જો પાંચ રાતમાં તેઓ પાણ્ડવોને શોધી કહાડે તો તેમને અડધું રાજ આપે.' હાલના મહાભારતમાં એવો કાંઇ ઉલ્લેખ નથી.

આ બધા ઉલ્લેખો ઉપરથી શ્રી. જયસ્વાલ એવા અભિપ્રાય ઉપર આવે છે કે ભાસના નાટકો પ્રાચીન છે અને હાલ મળેલા નાટકોમાં જૂનામાં જૂના છે; અને મહાભારતની હાલની આવૃત્તિ કરતાં પ્રાચીન છે. હાલનું મહાભારત ઇસ્વી સનના ત્રિજા સૈકામાં મુકી શકાય; એટલે કે ભાસની અર્વાચીન સીમા ઇ. સ. ૨૫૦ ના અરસામાં મુકાય.

પ્રાચીન સીમા નક્કી કરવામાં તેઓ નીચેના પ્રમાણો આપે છે.

(૧) નાટકકારને બૌદ્ધ સંપ્રદાયનો એટલો બધો સારો પરિચય છે કે તેનું એક મુખ્ય પાત્ર–પ્રધાન રુમણ્વાન્–શ્રમણનો વેશ લે છે. આ પરિચય અશોકના પછીના સમયનું ચિન્હ છે.

(૨) આ ગ્રંથોમાં એવા સમાજનું પ્રતિબિમ્બ દેખાય છે કે જેણે હમણાં જ વૈદિક

૩૬ સ્વ. સું. પ્ર. પા, ૩૨ અને ૫૪

સંસ્કૃતિમાં બૌદ્ધ સંસ્થાઓ દાખલ કરી હોય એટલે કે તે વૈદિક સંસ્કૃતિના પ્રથમ પુનરુજ્જીવનનો સમય હતો ( ઇ. સ. પૂ. બીજો અને પહેલો સૈકા ). ઉદાહરણ તરીકે મગધની રાજમાતા તાપસીનું જીવન ગાળે છે. ( સ્વ. વા. પા. ૪. પ્ર. આ. )

(૩) આની સાથે બૌદ્ધ સંપ્રદાય વિરુદ્ધની લાગણી પણ એમાં દેખાય છે. બ્રાહ્મણ શ્રમણને ધિક્કારે છે અને તેનો ઉપહાસ કરે છે; અને છતાંએ તેની સાથે સહવાસ કરી લે છે. આ વસ્તુસ્થિતિ શુંગ અને કાણ્વોના સામ્રાજ્યના બૌદ્ધદ્વેષી યુગનો અન્ત સમય સૂચવે છે. ( अयं ब्राह्मणभावं । ईहामत्तएण समणएण अभअं दीअदि । ઇત્યાદિ પા. ૮૦–૮૪ પ્ર. યૌ. દ્વિ. આ. )

(૪) ભાસનું સાધારણ ભરતવાક્ય નીચે પ્રમાણે છે.

इमां सागरपर्यन्तां हिमवद्विन्ध्यकुण्डलाम् ।
महीमेकातपत्राङ्कां राजसिंहः प्रशास्तु नः ॥

હવે કાલિદાસના સમય પહેલાં આવું એકછત્ર રાજ્ય ક્યાંથી ક્યાં સુધીના સમયમાં સંભવે છે ? ચન્દ્રગુપ્ત મૌર્યની પ્હેલાં તો નહિ; એટલે કે આ ઉલ્લેખ તેની પછીના સમયને લાગુ પડે. આવા એકછત્ર રાજ્યનું સ્મરણ આંધ્રભૃત્ય અને કુશનના વંશો પછી રહી શકે નહિ. એટલે કે આ સમય ઇ. સ. પૂર્વે ૩૨૫ થી ઈ. સ. પૂર્વે પહેલા સૈકાના અન્ત સુધીમાં સંભવે. (૨) અને (૩) ના આધારે અને અશોકના સીદ્દપુરના શેલાલેખના વિંધ્યની પેલી બાજુના સ્થાન, તથા 'અખિલ ભારત' ની વાતો કરતી અશોકની ભાષાના આધારે પૂર્વ સીમાને અશોકની પછી મુકવી જોઇએ: " આ રીતે આપણે ઉત્તરમૌર્યોના અને શુંગ–કાણ્વના સમયમાં આવીએ છીએ. "

ભાસે ઉપર મુલકની સીમાનો જે ઉલ્લેખ કર્યો છે તે માનવધર્મશાસ્ત્રના આર્યાવર્ત સાથે બંધ બેસે છે. માનવધર્મશાસ્ત્રને શ્રી જયસ્વાલ પુષ્યમિત્રના રાજ્યમાં ( આશરે ઇ. પૂ. ૧૬૦ ) માં રચાએલું ગણે છે. ભાસ ધર્મશાસ્ત્રનો ઉલ્લેખ કરે છે તેથી આપણે એમ કહી શકીએ કે તેના અને નાટકોના રચનાકાળ વચ્ચે સો વરસ પસાર થયા હશે.

(૫) ભરત વાક્યમાં 'આપણા' ('નઃ') રાજાનો ઉલ્લેખ આવે છે. આ વાક્ય ગમે તે પાત્ર બોલે છે માટે તે ઉપરથી આ 'રાજા' તે બોલનાર પાત્રનો નહિ પણ 'ભાસ' નો સમજવો જોઇએ. કેટલીક જગાએ 'રાજસિંહ'ને બદલે ઉપેન્દ્રનો ઉલ્લેખ આવે છે જેમ કે મધ્યમવ્યાયોગમાં 'तथा प्रभुर्नो भगवानुपेन्द्र.' અવિમારકની 'श्रीमान् नारायणस्ते प्रदिशतु वसुधामुच्छ्रितैकातपत्राम्' પંક્તિમાં વધારે સ્પષ્ટ રીતે કોઇ નારાયણનો શ્લેષથી ઉલ્લેખ છે. આ ઉપેન્દ્ર અને નારાયણ તે કોણ ? તે ચુસ્ત વૈદિક તો દેખાય છે જ. ઉપરની સમયમર્યાદામાં પુષ્યમિત્ર પછી સો વર્ષે–કાણ્વાયન નારાયણ સિવાય બીજો કોને એ ઉલ્લેખ લાગુ પડે ? તે 'પ્રભુ' કહેવાય છે રાજા કહેવાતો નથી. 'રાજસિંહ' થી વાયુપુરાણમાં 'જેનું નામ આપ્યું નથી' તે શુંગવંશનો રાજા સમજવાનો છે, અને ઉપેન્દ્રથી તેના પ્રધાન કાણ્વવંશનો નારાયણ સમજવાનો છે. આ સમયમાં નાટ્ય પ્રયોગો બહુ જ લોકપ્રિય હતા એ મહાભાષ્યના ઉલ્લેખથી, જોગિમારની ગુફા પાસે જડેલી નાટકશાળાના અવશેષોથી અને અગ્નિમિત્રના પુત્ર સુમિત્રની નાટ્યલોલુપતાના ઉલ્લેખથી જણાય છે.[૩૭]

---

૩૭ જ. એ. સો. બે. પા. ૨૩૧–૨૩૬ વા. ૯ જુલાઇ ૧૯૧૩.

ઉપેન્દ્ર અને નારાયણથી આ નારાયણ પ્રધાન જ ઉદ્દિષ્ટ છે એ મતનું સમર્થન શ્રી. ચોધરી બીજા પુરાવા આપી કરે છે. બાલચરિત નાટકને તેઓ રાજકીય રૂપક ગણે છે. બાલચરિતમાં કંસવધને વસ્તુ તરીકે લીધેલી છે. હવે આ કર્મ વિષ્ણુઅવતારમાં કરાએલું હોવા છતાં આ નાટકમાં તેનો નિર્દેશ અનેક વાર 'નારાયણ' નામથી જ કર્યો છે. આનો શ્રી ચોધરી એવો અર્થ કરે છે કે ભાસના મનમાં પ્રધાન નારાયણ છે. આ નારાયણે દેવભૂમિને મારી તેના પિતાને પાછો ગાદીએ બેસાડયો હતો એ હકીકત સાથે નાટકની વસ્તુને બંધ બેસાડવા તેઓ પ્રયત્ન કરે છે. દૂત વાક્યમાંથી તેઓએ એક ઉલ્લેખ કહાડયો છે તે ખાસ નોંધવા જેવો છે. **किं किं कंसभृत्यो दामोदरस्तव पुरुपोत्तमः। बार्हद्रथापहृतविषयकीर्तिभोगस्तव पुरुषोत्तमः।** આમાં પુરુષોત્તમ એટલે કે નારાયણને (બૃહદ્રથ પાસેથી છીનવી લીધેલા દેશ અને કીર્તિનો ભોગવનાર કહ્યો છે. આ બૃહદ્રથ એ છેલ્લો મૌર્ય રાજા હતો અને એની પાસેથી પુષ્યમિત્રે રાજ્ય પડાવી લીધું હતું તેથી તેના નબળા વંશજોની પેશવાઇ (ડૉ. ભાંડારકારનો શબ્દ) કરનાર નારાયણ કાણ્વ શુંગભૃત્યનો આમાં સ્પષ્ટ ઉલ્લેખ છે એમ શ્રી જયસ્વાલ અને ચોધરી માને છે.[૩૮]

પ્રો. બેનર્જી છેલ્લા પુરાવા સિવાય બીજા બધાનો પોતાનો તર્ક સિદ્ધ કરવા ઉપયોગ કરે છે. હાલના મહાભારત સાથેનો બીજો એક ફેરફાર તેમણે નોંધ્યો છે. પંચરાત્રમાં યુદ્ધમાં અભિમન્યુના પકડાવાનો બનાવ પણ હાલના મહાભારતમાં નથી. રામાયણની સાથે નીચેનો ફેરફાર નોંધ્યો છે. રામાયણ પ્રમાણે લક્ષ્મણ ભરતનો નાનો ભાઇ છે; પ્રતિમા નાટકમાં ભરતને નાના ભાઇ તરીકે વર્ણવ્યો છે. પણ તેઓ આ સાથે નાટકોનું મહાભારત—રામાયણ સાથે સાાજપ્ય સૂચવના અનેક સમાન પદો અને વાક્યો ટાંકે છે.

[મારા ધ્યાનમાં હાલના રામાયણની સાથે બીજો એક ફેરફાર આવ્યો છે તે અહી નોંધવો યોગ્ય ગણાશે. પ્રતિમા નાટકના પાંચમા અંકમાં સીતાહરણનો પ્રસંગ છે. રામાયણનું આ બનાવનું વર્ણન પ્રસિદ્ધ છે. મારીચ રાક્ષસ સુવર્ણ મૃગનું રૂપ લઈ રામની ઝુંપડી આગળથી પસાર થાય છે. સીતા તેને જોઇ મુગ્ધ બને છે. રામને તે મૃગ બને તો જીવતો નહિં તો મારીને પણ લાવવાનું કહે છે. રામ ખુશીથી તેની માગણી સ્વીકારે છે; અને લક્ષ્મણને પોતાની ઇચ્છા જણાવે છે. લક્ષ્મણને તે મારીચ હોવાની શંકા થાય છે. રામ કહે છે કે તે દષ્ટિએ પણ તે વધ્ય છે. એમ કહી તેનો શીકાર કરવા જાય છે. મરતા મૃગનો રામના જેવો આર્ત સ્વર સાંભળી સીતા લક્ષ્મણને મદદ માટે મોકલે છે. રાવણ ભિક્ષુનું રૂપ ધારણ કરી ત્યાં આવે છે અને સીતાનું હરણ કરી જાય છે. (આરણ્યકાણ્ડ સર્ગ ૪૩–૪૯)

પ્રતિમાનાટકમાં આ બનાવનું વર્ણન તદ્દન જુદી રીતે છે. રામ અને સીતાનો વાર્તાલાપ ચાલે છે. રામને શોકાતુર જોઇ સીતા રામને સંતાપનું કારણ પૂછે છે. રામ કહે છે કે 'આવતી કાલે પિતાનું શ્રાદ્ધ છે; તે શી રીતે કરવું તેના વિચારમાં છું. સીતા સરળતાથી જવાબ આપે છે કે 'ભરત સમૃદ્ધિથી શ્રાદ્ધ કરશે. આર્યપુત્ર હાલની સ્થિતિને અનુરૂપ ક્લોકથી કરે!

૩૮ મો. રી. ૧૯૧૩ પૅ. ૨ પા. ૩૮૫–૮૭

તાનને એ બહુમન વધારે થશે.' આ પ્રમાણે વાત ચાલતી હતી ત્યાં પરિવ્રાજકનો વેશ ધારણ કરી રાવણ પ્રવેશ કરે છે અને 'હું અતિથિ છું, કોઈ છે કે'? એમ પુછી આશ્રમમાં દાખલ થાય છે. યોગ્ય સત્કાર પછી રાવણ બેસે છે અને પોતાનું ગોત્ર કહી પોતે શું શું ભણ્યો છે તે કહે છે, તેમાં પ્રચેતસનું શ્રાદ્ધકલ્પ પણ પોતે ભણ્યો છે એમ જણાવે છે. રામ તેને પૂછે છે કે 'નિવપન સમયે શેના વડે પિતાનું તર્પણ કરું?' રાવણ સામાન્ય વસ્તુઓ બતાવી રામમાં કુતૂહલ ઉત્પન્ન કરી જણાવે છે કે હિમાલયના સાતમા શૃંગ ઉપર 'કાંચનપાર્શ્વ' મૃગો છે તેનાથી જો શ્રાદ્ધ કરવામાં આવે તો તે ઉત્તમ ગણાય. રામ ત્યાં જવાનો વિચાર કરે છે; અને પોતે ગમે તે રીતે તે મૃગ મેળવશે એવો નિશ્ચય જણાવે છે. એટલામાં વિજળીનો ચમકારો થાય છે; રાવણ કહે છે કે 'હિમાલય 'કાંચનપાર્શ્વ' મોકલી તમારો સત્કાર કરે છે.' રામ તેની પુંઠે પડે છે. રાવણ સીતાનું હરણ કરી ચાલ્યો જાય છે.

બન્ને વચ્ચે કેટલો તફાવત છે તે વાંચક તરત સમજી શકશે. શ્રી. જયસ્વાલ, બેનર્જી વગેરેએ બતાવેલા ફેરફાર કરતાં આ બહુ જ મોટો છે તે પણ વાંચકના ધ્યાનમાં આવશે. નાટકની આવશ્યકતા માટે પણ આવડો મોટો ફેરફાર કવિ કરે એમ માનતા બુદ્ધ અચકાય છે.][39]

પ્રો. બેનર્જી આ પ્રમાણે જયસ્વાલના પુરાવાનો સ્વીકાર કર્યા છતાં તેમની કાલમર્યાદા સ્વીકારતા નથી. નાટકકાર રામાયણ–મહાભારતની પૂર્વેનો ખરો, પણ માનવધર્મશાસ્ત્ર પછીનો. જયસ્વાલ માનવધર્મશાસ્ત્રને પુષ્યમિત્રના સમયમાં–ઇ. પૂ. ૧૬૦ માં મુકે છે. બેનર્જી મનુને ઇસ્વી સનના બીજા સૈકામાં મુકે છે; અને તેથી તે ભાસને ઇસ્વી સનના બીજા સૈકાના પૂર્વે મુકી શકતા નથી.

ભાસને ઇ. સ. ના બીજા–ત્રિજા સૈકામાં મુકવા માટે પ્રો. બેનર્જી બીજા પણ અગત્યના પ્રમાણો આપે છે. તેની અંહી સંક્ષેપમાં નોંધ કરૂં. પ્રાકૃત ભાષાનો પુરાવો ઉપર આપ્યો છે. અપાણિનીય પ્રયોગોની પરીક્ષા ઉપરથી ભાસને મહાભાષ્યકાર પતંજલિની માહીતી હતી તે પણ જણાવ્યું છે. તે સિવાયના બીજા નીચે પ્રમાણે છે.

**ભાસ અને વાત્સ્યાયન.** ભાસને વાત્સ્યાયનના કામસૂત્રની માહીતી નથી; તેના કારણો નીચે પ્રમાણે છે. (૧) રાવણ પોતે જે શાસ્ત્રો ભણ્યાનું જણાવે છે તેમાં વાત્સ્યાયનના કામસૂત્રનો ઉલ્લેખ નથી; (૨) શૃંગારપ્રધાન નાટકોમાં ભાસ વાત્સ્યાયનના નિયમોનું પાલન ન કરતાં તેના પૂર્વચાર્યો બાભ્રવ્યનું અનુકરણ કરે છે. કામસૂત્રકારને ભાસની માહીતી હતી કારણકે તે 'અવિમારક'નો ઉલ્લેખ કરે છે. આથી ભાસ વાત્સ્યાયનની પૂર્વે થયો એમ તેઓ સાબીત કરે છે. વાત્સ્યાયનને ઇસ્વી સનના ત્રિજા સૈકાના અંતમાં બેનર્જી મુકે છે; તેથી ભાસ ઇસ્વી સનના ત્રિજા સૈકા પહેલાનો થયો.

**ભાસ અને ભરત.** ભાસને ભરતનાટ્યશાસ્ત્રની માહીતી હોય એમ દેખાતું નથી. નાટ્યશાસ્ત્રના નિયમોમાં અને આ નાટકોમાં નીચે પ્રમાણે વિસંવાદ જણાય છે. (૧) ના. શા. કવિના નામનો નિર્દેશ કરવાનું કહે છે; ભાસ તે અનુસરતો નથી. (૨) ના. શા. પ્રમાણે પ્રતિજ્ઞાનાટક એ ઇહામૃગ કહેવાય, ગતને અન્તે તેને નાટિકા કહી છે. (૩) ઉરુભંગ એ ઉત્સૃષ્ટાંક હશે, પણ ભરતના નિયમ પ્રમાણે તેમાં સ્ત્રીરુદનનો અતિરેક જોઇએ તે નથી. (૪) ભરત રંગભૂમિ ઉપર ન્દ્રાની મનાઇ કરે છે. સ્વપ્નવાસવદત્તામાં એ

૩૯ બીજા કેટલાક ફેરફારો શ્રી. ગણપતિ શાસ્ત્રીએ પ્રતિમા નાટકની પ્રસ્તાવના. પા. ૧૧. ઉપર નોંધ્યા છે. નાટકકારે પોતે રસનિષ્પત્તિ માટે તે બધા યોજ્યા છે એમ તેઓ માને છે.

મુખ્ય બનાવ છે. (૫) ના. શા. પ્રમાણે 'આર્યપુત્ર' ફક્ત પત્ની જ કહી શકે; આમાં વાસવદત્તાના પિતાનો કંચુકી ઉદયનને, અને બાલચરિતમાં ઉગ્રસેનનો સેવક વસુદેવને આર્યપુત્ર કહી સંબોધે છે. (૬) ભરત રંગભૂમિ ઉપર યુદ્ધ વગેરે કરવાની મનાઇ કરે છે. બાલચરિતમાં અંક ૫ માં રંગભૂમિ ઉપર યુદ્ધ થાય છે. (૭) ભરત રંગભૂમિ ઉપર અત્યંત શોક કરવાની મનાઇ કરે છે. ભરતને આ નિયમ કરવાનું કારણ એ હશે કે તેની પૂર્વના નાટકોમાં આનો અનુચિત વિસ્તાર ખુબ થતો હશે. ભાસમાં આના ઉદાહરણ મળી શકે છે; જો કે મર્યાદામાં રહીને કામ કરવું એ તેનું વિશિષ્ટ લક્ષણ છે. પ્રતિમાનાટકના બીજા અંકમાં મરતા દશરથનો શોક એ જાતનો છે. (૮) રંગભૂમિ ઉપર મૃત્યુ ન બતાવવું જોઇએ એવો. ના. શા. નો નિયમ છે. પ્રતિમામાં દશરથ રંગભૂમિ ઉપર મૃત્યુ પામે છે. તે જ પ્રમાણે અભિષેકમાં વાલી અને ઉરુભંગમાં દુર્યોધન. આ ઉદાહરણોથી ભાસને ભરત નાટ્યશાસ્ત્રનું અજ્ઞાન હતું એ જણાઇ આવે છે. તે આ સિવાયના બીજા કોઇ નાટ્યશાસ્ત્રને અનુસરતો હશે. અર્થદ્યોતનિકા પ્રમાણે ભાસે પોતે પણ નાટ્યશાસ્ત્રનો કોઇ ગ્રંથ લખ્યો હતો એમ જણાય છે. ગમે તેમ હોય પણ તે ભરતની પૂર્વે હશે એમ માનવું જોઇએ. ભરતનો સમય બેનર્જી ત્રિજા સૈકાના મધ્યમાં મુકે છે. તેથી ભાસ ત્રિજા સૈકાના મધ્ય પછીનો ન હોઇ શકે.

**વૃત્તો અને ભાસ.** મહાભારત-રામાયણ, પુરાણો, શાસ્ત્રો વગેરેમાં સામાન્ય રીતે અનુષ્ટુપનો ઉપયોગ થાય છે. કાલિદાસ અને તેની પછીના લેખકો એનો ઉપયોગ પ્રમાણમાં બહુ જ થોડો કરે છે. પણ ભાસના ૧૦૯૨ પદ્યોમાંથી ૪૩૬ એટલે કે લગભગ ચાલીશ ટકા જેટલા અનુષ્ટુપ છે. સુવદના છંદનો ઉપયોગ પછીના કાવ્યોમાં નહિ જેવો જ છે. અશ્વઘોષના ખણ્ડિત નાટકોમાં તે વપરાએલો દેખાય છે; ભાસના નાટકોમાં તેનો ઉપયોગ છે.

**અલંકારશાસ્ત્ર અને ભાસ.** ભામહ કાવ્યાલંકારમાં પ્રતિજ્ઞાનાટકનો ઉલ્લેખ કરે છે એમ બેનર્જી માને છે.

**પ્રાચીન અવશેષો અને ભાસ.** મરી ગયેલા રાજાની મૂર્તિઓ કરવામાં આવતી એ રીવાજ ઉપર પ્રતિમાનાટક રચાએલું છે. દૂતવાક્યમાં ચિત્રપટનો ઉલ્લેખ આવે છે. હવે ચિત્રનો જુનામાં જુનો દાખલો જોગીમારની ગુફામાંનો છે. (ઇસ્વી સન પૂર્વે ત્રિજો સૈકો.) મૂર્તિઓનો જુનામાં જુનો દાખલો કનિષ્કની મૂર્તિનો છે-(ઇ. પ. બીજો સૈકો.) ઇસ્વી સનના પ્હેલા બીજા સૈકામાં દેવ સિવાય બીજાની મૂર્તિઓ કરવાનો રિવાજ પ્રસિદ્ધ હતો એવો જો કુશરનો મત સ્વીકારીએ તો ભાસ પ્રતિમાનાટકમાં એનો પ્રચલિત રીવાજ તરીકે ઉલ્લેખ કરે છે તે બરાબર સમજાય.

આ રીતે આ બધા સાધનોની મદદથી પ્રો. બેનર્જી ભાસને ઇસ્વી સનના બીજા-ત્રિજા સૈકાના ગાળામાં મુકે છે.૪૦

હવે આ બન્ને વિદ્વાનોના પ્રમાણોની ટુંકામાં પરીક્ષા કરીએ. ભાસની અર્વાચીન સીમા માટે મહાભારત સાથે નાટકોની કેટલીક હકીકતના વિસંવાદ ઉપરથી આવશ્યક રીતે કાંઇ ફલિત થતું નથી; કારણકે નાટકકારો કેટલીક વાર જાણી જોઇને ફેરફાર કરે છે અને કેટલીક વાર સ્મૃતિદોષથી એવી ભુલો કરે છે. 'મહાબ્રાહ્મણ' શબ્દનો સારા અર્થમાં ઉપયોગ, 'આર્યપુત્ર'નો અશોકના શિલાલેખોની માફક રાજપુત્રના અર્થમાં ઉપયોગ અને એ જાતના બીજા પુરાવાઓ વધારે પ્રામાણિક લાગે છે. તે ઉપરથી આ નાટકોમાં ઇસ્વી સન પૂર્વેનું બીજા-પ્હેલા સૈકાનું પ્રાચીન વાતાવરણ છે એવી કલ્પના કરી શકાય. બાકી અર્વાચીન સીમા તરીકે તો કાલિદાસને રાખવો એ જ યોગ્ય છે.

૪૦ જ. બી. ઓ. રી. સો. પા. ૪૯-૮૦ વૉ. ૯. ભાગ ૧ માર્ચ ૧૯૨૩.

પ્રાચીન સીમા નક્કી કરવા માટે જે પુરાવાઓ આપ્યા છે તેમાં નાટકકારનો બૌદ્ધ સંપ્રદાયનો પરિચય, તેની અવગણના, વૈદિક સમાજ ઉપર તેની અસર વગેરે ઉપરથી તે અશોકની પછીના અને વૈદિક સંસ્કૃતિના પુનરુજ્જીવનના પ્રારંભ કાળમાં મુકાય છે તેમાં કાંઇ અયુક્ત નથી. પણ ઉપેન્દ્ર=નારાયણ અને તે પ્રધાન કાણ્વાયન નારાયણ છે એ બધી કેવળ કલ્પના છે તે ઉપરથી કોઇ પણ જાતની સંભાવના ન કરી શકાય. માનવધર્મશાસ્ત્રના ઉલ્લેખ વિષે પણ એક સંદેહ રહે છે. આ ઉલ્લેખથી આપણે હાલની મનુસ્મૃતિ સમજવાની છે કે બીજા ધર્મસૂત્રોના જેવા માનવધર્મસૂત્રોનો તેમાં ઉલ્લેખ સમજવાનો છે ? તેની સાથે જે બીજા ઉલ્લેખો છે–બાર્હસ્પત્ય અર્થશાસ્ત્ર, મેધાતિથિનું ન્યાયશાસ્ત્ર વગેરે–તે ઉપરથી બીજી કોટિ વધારે સંભવિત લાગે છે. ટુંકામાં એટલું જ કહી શકાય કે શ્રી. જયસ્વાલે આ નાટકોમાંથી તારવી કાઢેલા પુરાવાઓ, આ નાટકો ઇસ્વીસનના પ્હેલા સૈકામાં કે તેની પૂર્વેના બે સૈકાઓમાં રચાયા હોય એવી સંભાવના ઉત્પન્ન કરી શકે છે; એનાથી વધારે કાંઇ નિષ્પન્ન થતું નથી.

શ્રી. બેનર્જીના પુરાવાઓ હવે તપાસીએ. માનવધર્મશાસ્ત્રના ઉલ્લેખની બાબતમાં ઉપર કહેલું લાગુ પડે છે. તેમણે માનેલો મનુસ્મૃતિનો સમય પણ સર્વસંમત નથી. પ્રાકૃત ભાષા ઉપરથી એટલું જ કહી શકાય કે તે અશોકની પછી રચાયાં હશે. અશ્વઘોષની પછી રચાયાં એમ માનવાને પ્રાકૃત ભાષામાં કાંઇ ખાસ કારણ નથી. ( જુઓ પા. ૧૮૯ ) વાત્સ્યાયન અને ભરતની પૂર્વે ભાસ છે એમ તો તેઓ પોતે જ માને છે.[૪૧] વૃત્તો અને શિલ્પના પુરાવા પણ ઇ. સ. પૂ. ૨૦૦ થી ઇ. સ. ૨૦૦ નો ગાળો કાયમ રાખે છે. ટુંકામાં શ્રી બેનર્જીના પુરાવાથી એવી સંભાવના કરી શકાય છે કે આ નાટકો મહાભાષ્યકાર પતંજલિ અને અશ્વઘોષના સમયની વચમાં રચાયાં હશે.

ત્રીજો મત શ્રી કેશવલાલ ધ્રુવનો છે. તેઓ ભાસને ઇસ્વીસન પૂર્વે બીજા સૈકામાં મુકે છે. નાટકનો આન્તર પુરાવો તેમના મતનો અનવકાશ કરતો નથી એ ઉપરની ચર્ચા ઉપરથી સમજી શકાશે. આ સમયને વધારે ચોક્કસ કરવામાં તેઓ નાટકોના આદિ અને અન્ત મંગલોનો તથા તે સમયમાં શાક્ય શ્રમણની નીતિમા બગાડ થયાની હકીકતનો ઉપયોગ કરે છે. મંગલોને અમુક ઐતિહાસિક સ્થિતિના સૂચક માની તેમાંથી ભાસના સમકાલીન રાજા વિષે તેઓ નીચેના મુદ્દાઓ તારવે છે. (૧) એ રાજા બેથી વધારે વાર શત્રુઓ સાથે ભયંકર વિગ્રહમાં મંડાયો હતો, જેમાં એનો જીવ પણ જોખમમાં આવી પડ્યો હતો, (૨) એક વખત એ રાજલક્ષ્મી પણ ખોઇ બેઠો હતો; ( ૩ ) અભ્યુદયમાં હિમાલયથી વિંધ્યાચળ સુધી અને પૂર્વસમુદ્રથી એનું રાજ્ય પશ્ચિમ સમુદ્ર સુધી પસર્યું હતું; અને (૪) એના સમયમાં શાક્યશ્રમણની નીતિમાં બગાડ થવા માંડ્યો હતો. આ રાજા કોણ એના જવાબમાં તેઓ જણાવે છે કે " ભાસ જે કિરીટધારી યજમાનને માટે શાંતિપાઠ જપે છે, તે શુંગવંશનો આદિ નરેશ પુષ્યમિત્ર છે. "

શ્રી. કેશવલાલના મત અને પુરાવાની પરીક્ષા શ્રી. આનંદશંકર ધ્રુવે સ્વપ્નવાસવદત્તાની સમાલોચનામાં ( વસન્ત વર્ષ ૧૭ ) કરી છે; એટલે તેની અહીં પુનરુક્તિ કરવાની જરૂર નથી.

૪૧ પ્રો. બેનર્જી જે ઉલ્લેખો ઉપરથી આવો મત બાંધે છે તેને વિષે એટલું જ કહી શકાય કે એવી સંભાવના કરવામાં કાંઇ હરકત નડતી નથી. પણ તે ઉપરથી ભાસનું પૂર્વવર્તિત્વ સિદ્ધ થાય છે એમ નથી. જે વિદ્વાનો ભાસને ઇ. સ. ના ચોથા સૈકામાં મુકે છે તેમના મત માટે અનવકાશ સિદ્ધ થતો નથી.

એટલું જ જણાવીશ કે જયસ્વાલનો નારાયણ કાણ્વાયન મત જેમ કલ્પનામૂલક છે તે જ પ્રમાણે શ્રી. કેશવલાલ ધ્રુવનો પુષ્યમિત્ર—મત પણ કલ્પનામૂલક છે. એ ઉપરથી ભાસ અમુક એક રાજાના સમયમાં થયો એવો નિર્ણય કે સંભાવના કરવી પણ શક્ય નથી. આમ કહીને હું એમ જણાવવા નથી માગતો કે આવી કલ્પનાઓને ઐતિહાસિક કે અન્ય સત્યસંશોધનમાં અવકાશ નથી. જ્યારે નિશ્ચિત પ્રમાણોનો અભાવ હોય ત્યારે સંશોધનમાં આગળ વધવાનો માર્ગ આ જાતની કલ્પના ઉપર આધાર રાખેછે. એટલું જ કહેવાનું છે કે તેને પ્રમાણસિદ્ધ નિર્ણય ગણવાની ભુલ ન કરવી, અને તેના ઉપરથી બીજા અનુમાનો કરતાં ખૂબ સાવધાન રહેવું જોઇએ. બાકી શ્રી. કેશવલાલે એમની વ્યવસ્થાકુશલ બુદ્ધિ અને શોધક પ્રતિભાથી જે કલ્પના કરી છે તે વિચારવા લાયક તો છે જ; જોકે શ્રી. જયસ્વાલ અને શ્રી. કેશવલાલ બન્નેની કલ્પનામાંથી કોની વધારે સાચી પડે એ કહેવું મુશ્કેલ છે. પણ બન્ને જે સમય મુકે છે તેમાં કાળનું ખૂબ અંતર નથી. ધ્રુવ પ્રમાણે પુષ્યમિત્રના સમયમાં–ઇ. પૂ. ૧૮૮–ઇ. પૂ. ૧૫૨, જયસ્વાલ પ્રમાણે નારાયણ કાણ્વાયનના સમયમાં–ઇ. પૂ. ૫૩–૪૧.

ઉપર આપેલા ભિન્ન ભિન્ન વિદ્વાનોના પુરાવાઓ ઉપરથી મને લાગે છે કે આપણે આટલો નિષ્કર્ષ કહાડી શકીયે: આ નાટકો મહાભાષ્યકાર પતંજલિ અને પુષ્યમિત્રના સમયથી તે અશ્વઘોષના સમય સુધીના ગાળામાં રચાયા હશે: એટલે કે અત્યારે આપણે તેમના સંભવિત કર્તા ભાસને ઇસ્વી સન પૂર્વે બીજા સૈકાથી તે ઇસ્વી સનના બીજા સૈકા સુધીની કાલમર્યાદામાં મુકવો જોઇએ. આથી કાંઇ વધારે કહેવું શકય નથી.

હવે આપણે કર્તૃત્વની અને કાલ નિર્ણયની શુષ્ક ચર્ચામાંથી નીકળી આ નાટકચક્રની નાટ્યકલાના નિરૂપણ તરફ વળીશું.



શુદ્ધિ. પા. ૧૭૩ પં. ૫ 'ગ્રંથોમાં, ઉલ્લેખ' ને બદલે 'ગ્રંથોમાં ઉલ્લેખ,' વાંચો; પં. ૨૫ 'વૃદ્ધિ' ને બદલે 'વૃદ્ધ' વાંચો. પા. ૧૭૬ પં. ૨ 'દેખાય છે' પછી પૂર્ણ વિરામ; પં. ૧૦ 'નાટ્યને' બદલે 'નાટ્ય' વાંચો; ટિપ્પણ. ૯ 'સ્વપ્ની' ને બદલે 'સ્વપ્ન.' પા. ૧૭૭ પં. ૨૯ 'જાણેક વિના' ને બદલે 'જાણે કવિતા' વાંચો. પા. ૧૭૯ પં. ૧૧ 'નાટકોનાં' ને બદલે 'નાટકો તો' વાંચો; પં. ૧૫ 'ચારુદત્તા' ને બદલે 'ચારુદત્ત' વાંચો. પા. ૧૮૧ પં. ૧૧ 'અનો' ને બદલે 'અને જે.' પા. ૧૯૧ પં. ૧૧ 'પતત્ર. ને બદલે 'તપત્ર' વાંચો. પં. ૨૨ 'ધર્મશાસ્ત્ર' પહેલાં 'માનવ' વાંચો.

## લેખમાં વાપરેલા સંક્ષેપો.

ઇ. એ. ઇન્ડીઅન એન્ટીક્વરી. જ. એ. સો. બે. જર્નલ ઑફ ધી એશીઆટીક સોસાયટી ઑફ બેન્ગાલ. જ. બી. ઓ. રી. સો. જર્નલ ઑફ ધી બીહાર એન્ડ ઓરીસ્સા રીસર્ચ સોસાયટી. ટિ ટિપ્પણ. ૫ પ્ર, પ્ર. પરાક્રમની પ્રસાદીની પ્રસ્તાવના. પ્ર. યૌ. દ્વિ. આ. પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ દ્વિતીય આવૃત્તિ. મૉ. રી. મૉડર્ન રીવ્યુ. ભ. ના. શા. અ. ભરતનાટ્યશાસ્ત્ર. અધ્યાય. બૉ. સં. સી. બૉમ્બે સંસ્કૃત સીરીઝ. વિ. આ. ભા. વિશેષાવશ્યકભાષ્ય. વિ. ના. વિ. વિવિધજ્ઞાનવિસ્તાર. સા. દ. પરિ. સાહિત્યદર્પણ, પરિચ્છેદ. સ્વ. વા. પ્ર. આ. સ્વપ્નવાસવદત્તા, પ્રથમ આવૃત્તિ, સ્વ. વા. દ્વિ. આ. સ્વપ્નવાસવદત્તા, દ્વિતીય આવૃત્તિ.

Z. D. M. G. પૂર્વદેશની વિદ્યાનું જર્મનપત્ર.

# પરદેશી મુસાફરોએ કરેલાં અમદાવાદનાં વર્ણનો.

૧

## થેવેનો[1] (ઇ. સ. ૧૬૩૩ થી ૧૬૬૭)

[ચુનીલાલ પુ. બારોટ]

**અમદાવાદ તે ગુજરાતનું પાટનગર**

અમદાવાદ સુરતથી ૮૬ ગાઉને અંતરે આવેલું છે. ગુજરાતનું આ પાટનગર એરિયને કહેલું અમદાવિસ્ટિસ હોય એ અસંભવિત નથી, જો કે આધુનિક લેખકો એમ કહે છે કે અહમદ બાદશાહે એ શહેર ફરીથી બંધાવ્યું. એ ઉપરથી એનું નામ અમદાવાદ પડયું; બાકી એ શહેર તથા પ્રાંત બન્ને અહમદશાહની પહેલાં ગુજરાતના નામથી ઓળખાતાં હતાં. શાહજહાન બાદશાહે એને ગર્દાબાદ, ધૂળનું ઘર, કહ્યું છે, કારણ, હમેશાં ત્યાં બેશુમાર ધૂળ હોય છે. પ્રાંતના સુબાનો મુકામ આ શહેરમાં હોય છે; સામાન્ય રીતે એ સુબો મોગલ શહેનશાહનો કુંવર હોય છે. હમણાં મહોબતખાન નામનો એક મોટો ઉમરાવ સુબાગીરી પર છે. આ શહેર અકબર બાદશાહના કબજામાં ગયું ત્યાર પહેલાં ગુજરાતના રાજાઓની રાજધાની પણ અહીં જ હતી.

**ગર્દાબાદ**

**અમદાવાદ સાબરમતી નદી પર આવેલું છે**

અમદાવાદ ઉત્તર અક્ષાંશ ૨૩ અને ૮ મીનીટ પર આવેલું છે. આજુબાજુ મનોહર સપાટ પ્રદેશ છે. ત્યાં થઇને સાબરમતી નામની નાની નદી વહે છે. નદી બહુ ઉંડી નથી પણ ચોમાસામાં એના પૂરથી પુષ્કળ પ્રદેશ પર પાણી ફરી વળે છે. અમદાવાદમાં ઘણા મોટા મોટા બાગ છે. એમને ફરતો ઇંટરી કોટ હોય છે અને દરેકના દાખલ થવાના દરવાજા આગળ એક જાતનો છત્રમંડપ હોય છે. આ બધું જોયા પછી હું એક વિશાળ સરોવર જોવા ગયો. એમાં વચ્ચોવચ્ચ એક એંશી ચોરસ ફીટ જેટલો વિશાળ મનોહર બગીચો છે અને બગીચાને છેડે નાનકડાં સોઇવાળાં મકાનો છે.

**મધ્યમાં બાગવાળું સરોવર**

પછી, અહીં તહીં અનેક છાપરાં અને એકસરખા સુંદર હજીરાઓ જોવામાં આવે છે. જાણે એક મોટું ગામ વસ્યું ન હોય! આ શહેર બહારનાં પરાં કહેવાય કારણ કે ત્યાંથી એક પાછલી બારીમાં થઇને બન્ને બાજુ મકાનોના ઓળવાળા એક રસ્તામાં જવાય છે કે જે એ બાજુપરનાં ખરાં પરાંમાં થઇને સીધો શહેરમાં જાય છે.

**અમદાવાદનો કોટ તથા બુરજો**

શહેરને ફરતો ઇંટપત્થરનો કોટ છે અને એ કોટને અમુક અમુક અંતરે ફરતા બધે મોટા મોટા, ગોળ, કાંગરાવાળા બુરજો છે. એને બાર દરવાજા છે. અને પરાંને એમાં ગણીએ તો એની વધારેમાં વધારે લંબાઇ ત્રણ ગાઉ (દોઢ લીગ) થાય. એ ગુજરાતમાંનું એક એવું મથક છે કે જેની કિલ્લેબંધીની તથા લશ્કરના થાણાની બન્ને બાબતમાં અત્યંત સંભાળપૂર્વક વ્યવસ્થા થાય છે; કારણ પરદેશી રાજાના હુમલા અટકાવવા માટે એ સૌથી

---

૧ The Travels of Monsieur be Thevnot into the Levant. In Three Parts.

વધારે અનુકૂળ જગા પર આવેલું છે. બાદુરના (Badur) રાજાના આક્રમણનો ત્યાં ખાસ ભય રહે છે કારણ એ રાજાનાં ગામ અને કિલ્લાઓ પહાડી પ્રદેશમાં

**બાદુરનો રાજા**

આવેલા હોવાથી તેમ જ ત્યાં જવાના માર્ગો સાંકડા હોવાથી તે પોતાનો બચાવ ઘણી સહેલાઈથી કરી શકે છે. અકબર બાદશાહે આ રાજાને પાયમાલ કરવા સાત સાત વર્ષો સુધી પ્રયત્ન કર્યા. પણ એ નિષ્ફળ ગયા. અને એને એ રાજા સાથે સલાહ કરવી પડી. એમ છતાં એ રાજ્યના લોકો જ્યારે ત્યારે આક્રમણ કરે છે અને રાજા એ પોતાની પ્રજા હોવાનો ઈનકાર કરી છૂટી પડે છે. એનો મુકામ સામાન્ય રીતે કાનડિશ (Candich)* ના પ્રાંતમાં છે.

**અમદાવાદમાંના ડચ લોકો**

અમદાવાદ પહોંચતાં વાર હું એક સરાઇમાં ઉતરવા ગયો ત્યાં ગુજરાતના રાજાની રાણીનો હજીરો મારા જોવામાં આવ્યો. ત્યાં થોડો વિસામો ખાધા પછી હું ડચ વેપારીઓને મળવા ગયો. કારણ સુરતના એમના ઉપરીએ મારી સાથે એમના પર કેટલાક પત્રો મોકલ્યા હતા. હું ત્યાં ગયો એટલે એ મને પછી ત્યાંથી બીજે શેના જવા દે? મેં ઘણાંયે બહાનાં કાઢ્યાં પરંતુ એમણે કહ્યું 'એ બે કશું નહિ ચાલે. તમારે અમારી સાથેજ મુકામ કરવો પડશે.' અરે! એ એટલા માયાળુ હતા કે અમદાવાદમાં જ્યાં જ્યાં મને જોવા જવાનું મન થયું ત્યાં ત્યાં વારાફરતી એઓ મારી સાથે આવ્યા. એમનો વાસ શહેરના સુંદરમાં સુંદર અને લાંબામાં લાંબા રસ્તા પર આવેલો છે. અમદાવાદના બધા રસ્તા પહોળા છે. પણ આ ઓછામાં ઓછો ત્રીસ ફીટથી વધારે પહોળો છે અને એના પશ્ચિમ છેડે એની આખી પહોળાઇ રોકી દેતી ત્રણ મોટી કમાનો છે.

**અમદાવાદનું મેદાન**

એમના મુકામ પરથી આ ઊંચી કમાનો વટીને બહાર આવ્યા કે મેદાને-શાહ આવે છે. એનો આકાર લાંબો અને ચોખંડો છે. એની પહોળાઇ ચારસો ફીટની અને લંબાઇ સાતસો ફીટની છે. એની ચારે બાજુએ ઝાડ રોપેલાં છે. કોટનો દરવાજો ઉપર્યુક્ત ત્રણ મહેરાબોની સામે પશ્ચિમ તરફ છે અને સરાઇનો દરવાજો દક્ષિણનો છે. એ જ બાજુ પર ૭ સાત તોપો ગોઠવેલી છે અને બીજી બાજુ પર કેટલાક વધારે દરવાજા છે. તેમાંથી નાનકડા સુંદર રસ્તાઓ પર ઉતરી પડાય છે. આ મેદાનમાં ત્રણ ત્રણ વામની ઉંચાઇની કેટલીય નાની ચોરસ ઇમારતો છે. એ કોટવાલની અદાલતો છે. કોટવાલ ફોજદારી કાજી છે. એ ચોગાનના

**અમદાવાદનો કિલ્લો**

મધ્યભાગમાં એક મોટું જંગી ઝાડ છે. એ તાકતાં શીખનારાઓને તાકવાનો અભ્યાસ કરવા માટે ત્યાં હેતુપૂર્વક રોપાયલું છે. એની ટોચ પર એક ગોળો (દડો) ગોઠવ્યો છે. શિખાઉ

*આ ખાનદેશના બહાદુર નામના રાજાનો ઉલ્લેખ હોય એમ લાગે છે. તે ૧૫૯૭ માં ગાદીએ આવ્યો. તેણે મોગલો સામે વિગ્રહ જાહેર કર્યો. દક્ષિણમાં જતી વખતે અકબર જ્યારે માળવા આવ્યો ત્યારે તે અસીરગઢમાં ભરાઈ બેઠો. અને ઘેરાની સામે થવા તૈયારી કરી. અકબરના સૈન્યે નીચેનો કિલ્લો સર કર્યો. (૧૫૯૯) એટલે બહાદુર અને તેનું સૈન્ય શરણે થયું. ઇમ્પીરીઅલ ગેઝેટીઅર. બા. ૨. પૃ. ૩૯૨. વિસ્તૃત વર્ણન માટે જુઓ વિન્સેન્ટ સ્મિથનું અકબર ધિ ગ્રેટ મોગલ. આવૃત્તિ ૨ જી. પૃ. ૨૭૫-૨૮૬. સં.

તાંકોડીઆઓ તીર વતી એને તાકવાનો પ્રયત્ન કરે છે. મેદાન જોયા પછી એક ઘણા ઉંચા દરવાજામાં થઇને અમે કિલ્લામાં પેઠા. એ દરવાજો આઠ વામ ઉંચા બે મોટા ગોળ બુરજો વચ્ચે આવેલો છે. ગઢની દિવાલો જો કે સારા ચુનેરી પત્થરની બનેલી છે અને કિલ્લો એક નાના ગામ જેટલો વિશાળ છે છતાં એમાંના ખંડેરો લગભગ કાંઇ અર્થ નથી. ચોગાનમાંની સરાઇ એ જગાની શોભામાં ઘણો વધારો કરે છે. સરાઇનો મોખરો થાંભલા પર ટકાવેલા કમરા અને જરૂખાંઓ વડે વિભૂષિત કરેલો છે. આ બધા જરૂખા પત્થરના બનાવેલા હોય છે, અને અંદર પ્રકાશ પડી શકે એટલા માટે એના પર નાજુક કોતરણીથી બાકોરાં પાડેલાં છે. દાખલ થવાને દરવાજે આઠ કમાનોવાળો એક મોટો ચોખંડી રંગમંડપ છે. તેને માથે એ કમાનો ઘુમ્મટના આકારમાં ભેગી કરી લેવામાં આવી છે. એને ચાર દરવાજા છે અને એના પર કેટલાક ગોખ કાઢવામાં આવ્યા છે. આ દરવાજામાં પેઠા કે મુખ્ય ઇમારત આવે છે. એ બે માળ ઉંચી આરસના પટવાળા ચુનેરી પત્થરની ઇમારત છે. એમાં દરેક બાજુ પર મુસાફરોના મુકામ માટે કમરા કાઢ્યા છે.

**મેદાનમાંની સુંદર સરાઇ**

મેદાનની નજીકમાં રાજાનો એક મહેલ છે. એના દરવાજા પર મોટો ઝરૂખો કાઢ્યો છે. ત્યાં શરણાઇઓ, નિશાન અને ચોઘડીયાં લઈ ઉસ્તાદો આવે છે અને સવારે, બપોરે, સાંજે અને મધરાતે ચોઘડીયાં વગાડે છે. એના ખંડમાંના ફુલવેલોના અનેક શણગારમાં સોનું છૂટથી વપરાયું છે. અંગ્રેજી કોઠી શહેરના મધ્ય ભાગમાં છે. એમને રહેવા કરવાની સારી સગવડ છે; તથા વાડાની છૂટ પણ સારી છે. એમની વખારો સામાન્ય રીતે લાહોર અને દિલ્હીના કાપડથી ભરેલી હોય છે. લાહોર અને દિલ્હી સાથે એમનો જબરો વેપાર ચાલે છે.

**અમદાવાદનો રાજમહેલ**

અમદાવાદમાં નાની મોટી ઘણી મસીદો છે. પણ જેમાં આખા શહેરના ભાવિક મુસલમાનોની શુક્રવારને દિવસે નિમાજ પઢવા ઠઠ ભરાય છે અને જે એ જ કારણથી જુમામસીદ કહેવાય છે એનું સૌંદર્ય સર્વને ટપી જાય છે. ડચ વેપારીઓની કોઠી છે એ જ રસ્તાપર એનો દાખલ થવાનો દરવાજો પડે છે. એનાં પગથીઆં અનેક અને લાંબાં છે. એમાં પેસતાં વાર આશરે ૧૪૦ ફીટની લંબાઇનો અને ૧૨૦ ની પહોળાઇનો ચોખંડો પ્રાર્થના મંડપ નજરે પડે છે. એની છત ચોનરીસ ચોરસ થાંભલા પર ટકી રહી છે. એના ઘેરાવાને બાર ઘુમ્મટથી વિભૂષિત કરેલો છે. મસીદના આગલા ભાગની મધ્યમાં ત્રણ મોટી કમાનો છે અને બાજુપર એમાં પેસવાના બે મોટા ચોખંડા દરવાજા છે. દરેક દરવાજો ચોરસ થાંભલાઓથી પરંતુ સ્થાપત્યના કંઈ મેળ વગર શણગારાયલો છે. દરેક દરવાજાની બહારની બાજુપર એક એક ઘણો ઉંચો મિનારો છે. મિનારે મિનારે ચાર ચાર મનોહર ઝરૂખા છે જેમાં રહીને મુઅઝ્ઝીન લોકોને નિમાજ માટે બાંગ પુકારે છે. એનો મુખ્ય ઘુમ્મટ નાજુક અને ખુશનુમાં છે અને એની સાથે સાથે અનેક નાના નાના ઘુમ્મટો તથા બે મિનારાઓ આવેલા હોઇ એ આખી રચના ઘણી જ આનંદજનક દેખાય છે; એ આખી ઇમારત બબ્બે બબ્બે કરીને ૪૮ થાંભલાથી ટેકવવામાં આવી છે અને તેની ફરસબંધી આરસની છે. મસી-

**જુમામસીદ**

ફુટ ઉંચા ૪૨ થાંભલા પર રચાયલો એક મેડો છે. એ મસીદમાં જનારી ઓરતોના ઓઝલ માટે જ માત્ર બંધાયો હોવો જોઇએ કારણ એ મેડો છતને અડીને આવેલો છે અને એને કાણાં કાણાં વાળી પ્લાસ્ટરની એક જાતની તક્તિઓ છે. મેં ત્યાં આશરે બસેં ફકીરોને પોતાના માથા પાછળ આડા હાથ મુકીને જરા પણ હાલ્યા ચાલ્યા વિના બેઠેલા જોયા.

**શાંતિદાસનું મંદિર**

અમદાવાદમાં મૂર્તિપૂજકો પણ મોટી સંખ્યામાં વસતા હોવાથી ત્યાં દેવસ્થાનો પણ છે. શાંતિદાસનું ગણાતું મંદિર, ઔરંગઝેબે એને મસજીદમાં ફેરવી નાંખ્યું તે પહેલાં, એમાંનું મુખ્ય હતું. જ્યારે ઔરંગઝેબે એ ક્રિયા કરી ત્યારે એમાં એણે એક ગાયનો વધ કરાવ્યો, કારણ, એ બરાબર જાણતો હતો કે આવા કર્મ પછી મૂર્તિપૂજકો પોતાના શાસ્ત્રપ્રમાણે ત્યાં કદી દેવપૂજા કરી શકે નહિ. મંદિરની ફરતે બધે એક અડાળી છે. એમાં મનોહર ઓરડીઓ કાઢેલી છે અને એ ઓરડીઓને પૌર્વાત્ય રીતને અનુસરી સ્ત્રીઓની આરસની ઉપસેલી નગ્ન આકૃતિઓવડે સુશોભિત બનાવવામાં આવી છે. એ મસજીદના છાપરાનો અંદરનો ભાગ પણ મનોહર છે અને દિવાલો મનુષ્ય તથા જાનવરોની આકૃતિઓથી ભરપૂર છે. પણ હમેશાં ચુસ્ત મુસલમાનીનો ઢોંગ કરનાર અને એમ કરીને જ છેવટે તખ્તે પહોંચવા સમર્થ થનાર ઔરંગઝેબે આ આકૃતિઓ, જે મસીદની શોભામાં ઘણો વધારો કરતી હતી, તેનાં સર્વનાં નાક ઉડાવી નંખાવ્યાં.

**શાહઆલમનો રોજો**

અમદાવાદમાં શાહઆલમનો રોજો અદ્યાપિ પર્યંત જોવામાં આવે છે. એ એક લખલૂટ પૈસાદાર માણસની કબર છે. હિંદુઓ એને જાદુગર માને છે જ્યારે મુસલમાનો એને એક મોટા સંત માને છે. આથી કરીને ત્યાં દર્શનાર્થે આવનારાઓની હરરોજ ભીડ રહે છે. એ ઇમારતની આકૃતિ ચોખંડી છે. એની દરેક બાજુએ સાત નાના નાના ઘુમ્મટો છે. અને વચ્ચે એક મોટો ઘુમ્મટ છે. ઇમારતમાં કમાનોવાળા સાત દરવાજામાં થઈને પેસી શકાય છે. એ દરવાજાઓથી એનો આગલો આખો ભાગ રોકાઇ જાય છે. આ ઇમારતમાં ને ઇમારતમાં એક બીજી મસીદ છે. એનો આકાર પણ ચોખંડો છે. પહેલી ફરસબંધીવાળી ઇમારતમાં પેઠા પછી અંદરની ઇમારતની ચારે બાજુએ ફરી શકાય છે. અંદરના મકાનને મોતી તથા સ્ફટિકના કડકાઓથી વિભૂષિત કરેલાં બે આરસ પહાણનાં બારણાં છે. એની બારીઓ વિવિધ આકૃતિઓના રૂપમાં કાપેલી તાંબાની જાળીઓ વડે જડી દેવાયલી છે. એ સંતની કબર એ મસજીદની મધ્યમાં આવેલી છે. એના પરનું આચ્છાદન સોનેરી કપડાનું (સાચેસાચા સોનાના કપડાનું) છે. એના થાંભલા પર પણ એ જ મોતીની લહેરોના શણગાર છે. ત્યાં આખો દહાડો લોક આવતા જતા માલમ પડે છે; અને નિમાજ પડવા આવતી વખતે શ્રદ્ધાળુ મુસલમાનોએ આણેલાં ધોળાં ફુલોથી એ નિરંતર ભરેલી રહે છે. શાહમૃગનાં ઇંડાંની તથા હાંડી ઝુમરની મોટી સંખ્યા પણ ત્યાં હરદંમેશ ટાંગેલી જોવામાં આવે છે. આ મસીદના કમ્પાઉન્ડની બીજી બાજુએ એના જેવી એક બીજી ઇમારત છે. એમાં બીજા કેટલાક પીરોને દાટવામાં આવ્યા છે. ત્યાંથી થોડાં જ પગલાં આગળ ચાલ્યા કે થાંભલાઓ પર રચેલી એક મોટી મહેરાબવાળી એક બીજી મસજીદ આવે છે, એમાં અનેક કમરા તથા ગરીબોને રહેવાના બીજા વાસ કાઢવામાં આવેલા છે. આ બધાને સંપૂર્ણતા આપનાર મસજીદ પાછળ એક વિશાળ બગીચો છે.

**એક વિશાળ બગીચો**

અમદાવાદમાં બાગ બગીચા ઘણા છે; અને એ ઝાડોથી એટલા બધા ભરેલા છે કે એકાદી ઊંચી જગાએથી કોઈ અમદાવાદ પર નજર કરે તો એ લીલાં વૃક્ષોનું વન ભાસ્યા વિના ન રહે; કારણ વૃક્ષોનાં ઝુંડોમાં શહેરનાં ઘણાં ખરાં મકાનો સાવ ઢંકાઇ જાય છે. શહેરમાં નદીની બાજુપર શાહીબાગ આવી રહ્યો છે. એમાં હિંદુસ્તાનમાં ઊગતાં હરેક પ્રકારનાં વૃક્ષો છે. એમાં બન્ને બાજુપર ઝાડવાળા સીધા લાંબા રસ્તા કરેલા છે જે પેરીસના કુર્સદલા રેઇના જેવા દેખાય છે. એ ઘણા પહોળા છે; ખરૂં પૂછો તો એ અનેક બગીચાઓ નાટકશાળાની જેમ ચઢતા ઉતરતા ગોઠવાયલા છે. એનો છેક ઉપરનો રસ્તો જાણે અગાશીપરનો રસ્તો છે. એના પરથી ફરતાં અનેક ગાઉ સુધીનાં ગામડા જોઇ શકાય છે. આ બગીચાનું ક્ષેત્રફળ ઘણું વિસ્તારવાળું હોવાથી એના લાંબા રસ્તાઓ પરથી ઘણું સરસ જોવાનું મળે છે. એની મધ્યમાં ફુલઝાડના કયારાના કયારા વાવેલા છે જે બાગને એક છેડેથી બીજે છેડે પહોંચે છે. ચાર રસ્તા મળે છે ત્યાં મધ્યમાં એક લતામંડપ છે. ત્યાં શહેરના બધા જુવાન માણસો તેમાં આવેલા વિવિધ રંગી માછલાંથી ભરપૂર કુંડપર હવા ખાવા જાય છે.

**અમદાવાદમાંની ગુજરાતના પાદશાહની કબર**

ત્યાંથી ચાલ્યો હું ગુજરાતના એક પાદશાહની દરગાહ જોવા. એ ઘોરનો આકાર ચોખંડો છે અને હીંદીઓના મત પ્રમાણે ત્યાં જાદુગરો તથા ભુલાઓ ભુલાવળ રમાડે છે. એની ઉપર એક મોટો ઘુમ્મટ છે અને એની દરેક બાજુએ પાંચ નાના ઘુમ્મટો છે. આ ઘુમ્મટો ટેકો આપવાના હેતુથી ઇમારતની દરેક બાજુએ થાંભલાઓ ગોઠવ્યા છે.

**ગાયની કબર.**

ત્યાંથી કેટલાક રસ્તાઓ વટી આગળ જતાં એક કબર આવે છે. એ કબરમાં પાંચ થાંભલાના એક ઘુમ્મટ તળે એક ગાયને દાટવામાં આવી છે.

**સરખેજ**

ત્યાંથી મારા દ્વય સાથીઓ મને સરખેજ લઇ ગયા. શહેરથી પાંચ સાડા પાંચ માઇલને અંતરે આવેલું એ એક નાનું ગામ છે. ત્યાં પાદશાહો તથા શાહજાદાઓની જે અનેકાનેક દરગાઓ જોવામાં આવે છે તે ઉપરથી હિંદીઓ કહે છે કે પહેલાંના જમાનામાં ગુજરાતની રાજધાની ત્યાં હતી. પરંતુ અનેકગણું વધારે સંભવિત તો એ છે કે એ જગા તો ફક્ત એમના દફન માટે નિર્માયલી હતી, અને પાટનગર તો હરહમેશ અમદાવાદ જ હતું. સરખેજમાં મેં શાહઆલમના રોજાને ઘણી ખરી મળતી આકૃતિની એક ઇમારત જોઇ; એને એના એ એ જ શણગારો છે અને એ પણ ઓલીયાની દરગાહ ગણાય છે. ફરક માત્ર એ છે કે આને દરેક પડખે તેરતેર ઘુમ્મટો છે, અને જેમાં એ ઓલીયાની કબર છે એ મુખ્ય ખંડ અંદરથી ચીતરેલો અને વરકવાળો છે. આ ઇમારતની સામે એના જેવી એક બીજી ઇમારત છે. અને એમાં પણ એક ઓલીયાની દરગાહ છે.

**ગુજરાતના પાદશાહો અને શાહજાદાઓની કબરો**

આ રોજાઓની પાસે મેં અમદાવાદમાં જોઇ હતી એવી એક મસજીદ જોઇ, ફરક માત્ર એ છે કે આ જરા નાની છે. એને અડીને એક મોટું તળાવ છે જેની બાજુપરની દરગાહોમાં ઉતરવા અનેક પગથીઆં છે. એ બધી કબરોનું બાંધકામ સંગીન અને સારૂં છે. એ ઉપરથી જણાય છે કે એ પાદશાહો અને શાહજાદાઓ માટે બંધાવેલી છે. પરંતુ સર્વની રચનાની ધાટી એક જ છે. સામાન્ય રીતે એ ઇમારત મોટા ચોખંડા

આકારની હોય છે. એની દરેક બાજુએ ત્રણ મોટી મહેરાબો હોય છે. અને એના ઉપર બાજુમાં અનેક નાની નાની કમાનો કાઢેલી હોય છે. ખૂણેખૂણે એક મિનારો હોય છે અને દિવાલના કદમાં રચેલા દાદરે થઈને એમના ઉપરની અગાશી પર જવાય છે. આ સ્થાનકો હિંદુ મુસલમાન બન્નેની ભક્તિનાં ચિન્હોથી ભરેલાં છે. અમુક અમુક દિવસે એમનાં ટોળે ટોળાં ત્યાં જાય છે. આવા આવા બાદશાહો ચાલ્યા ગયા એમ કહી એઓ ખિન્ન થાય છે.

**સરખેજની ગળી**

એ ભાગમાં હિંદુઓના મંદિરોની પણ મોટી સંખ્યા છે. અમદાવાદમાં તમામ ગળી સરખેજથી આવે છે.

**એક અસાધારણ વાવ**

અમદાવાદ શહેરની ભાગોળમાં એક રળીઆમણી વાવ છે. એની આકૃતિ લંબચોરસ છે, એના પર સુનેરી પથ્થરની સાત કમાનો છે, એ કમાનોથી વાવની શોભા ઘણી વધે છે. પ્રકાશ આવવા દેવા માટે કમાનોમાં વચ્ચે ૭ બાકોરાં છે જે વાવનાં મુખ કહેવાય છે. વાવ ચાર વામ પહોળી અને ચોવીસ વામ લાંબી છે. એને દરેક છેડે વાવમાં ઉતરવા માટે બે ફુટ પહોળા દાદરા છે. અને એ દાદરા એક પછી એક એમ આઠ ફુટ ઊંચા થાંભલા પર રચેલા ૭ માળ સુધી જાય છે. દરેક માળમાં ચાર વામના વિસ્તારનો ઝરૂખો છે. આ ઝરૂખા અને થાંભલા સુનેરી પથ્થરના છે. દરેક ઝરૂખાને સોળ થાંભલા છે અને વાવનાં મુખ પણ લગભગ ઝરૂખાના જેટલી જ લંબાઇ પહોળાઇનાં છે. ત્રીજા મુખની આકૃતિ બાકીનાં કરતાં જુદી છે, કારણ, એની આકૃતિ આઠ ખુણીઆ છે. ઉપર્યુક્ત દાદરાઓપર થઇને ઠેઠ વાવમાં ઉતરાય છે. વાવનું પાણી એક ફુવારામાંથી આવે છે. હું વાવમાં ઉતર્યો ત્યારે પાણી ચોથા માળની મધ્ય સુધી હતું. અનેક નાના નાના છોકરાઓ એ વખતે થાંભલાની આજુબાજુમાં વાવ સોંસરા તરતા હતા. હિંદુઓ કહે છે કે આ વાવ ગુજરાતના રાજાની એક આયાના કહેવાથી રચવામાં આવી હતી અને એ બાંધતાં ત્રણ કરોડનું ખર્ચ થયું હતું. પણ આટલું મોટું ખર્ચ થાય એવું કંઇ કામ આ વાવમાં મને જણાયું નહિ.

**પાંજરાપોળ**

આ શહેરમાં એક પાંજરાપોળ છે. ત્યાં હિંદુઓ એમને હાથ આવે તે દરેક માંદા પક્ષીને રાખે છે, અને જીવે ત્યાં સુધી એમને ખવરાવે છે. ચોપગાં જાનવરો પણ એમાં રખાય છે. મેં એમાં અનેક બળદ, ઊંટ, ઘોડા તથા બીજાં જખમી પશુઓ જોયાં. એમની સારવાર ઠીક થતી હતી તથા ખોરાક પણ એમને સારી રીતે મળતો હતો. આ પશુઓને મૂર્તિપૂજકો ખ્રિસ્તીઓ તથા મુસલમાનો પાસેથી ખરીદી લે છે કારણ, એઓ એમ માને છે કે એમ કરવાથી એ એમને નાસ્તિકોની ક્રૂરતામાંથી ઉગારી લે છે. જે પશુઓનો રોગ અસાધ્ય હોય છે તે ત્યાં જ પડી રહે છે પરંતુ એમાંનાં જે સાજા થાય છે એમને હિંદુઓ સિવાય બીજા કોઇને વેચવામાં આવતાં નથી.

**શિકાર માટે પાળેલા ચિત્તાઓ**

અમદાવાદની આજુબાજુ ઘણાં જંગલો છે. ત્યાંથી ચિત્તાઓ પકડવામાં આવે છે અને એમને કેળવણી આપી શિકાર માટે તૈયાર કરવામાં આવે છે. પ્રાંતનો હાકેમ એવા કેળવાયલા ચિત્તાઓ પાદશાહને ભેટ તરીકે મોકલે છે. અને પોતાના સિવાય બીજા કોઇને ચિત્તાઓ ખરીદવા દેતો નથી. જે લોકો ચિત્તાઓ પાળતા તેઓ એમને મેદાનમાં

રાખતા અને ત્યાં એમને વારંવાર થાબડીને તથા અનેક રીતે માણસ સાથે હેળવી દેતા જેથી એમને માણસ સાથે લડાઇમાં ઉતારી શકાય.

**એક અપૂર્વ પ્રાણી**

ડચ લોકોએ એ દેશમાં મોંઘા મૂલ્યનું ગણાતું પોતાની પાસેનું એક વિચિત્ર પ્રાણી બતાવ્યું. એનું માથું કોનીના ( Conie ) જેવું હતું, એની આંખો અને દાંત સસલાનાં જેવાં હતાં. મ્હોડું ગોળ અને માંસના રંગનું તથા પૂંછડી ખીસકોલીના જેવી પરંતુ ખીસકોલી કરતાં દોઢ ફુટ લાંબી હતી. આગલા પગમાં એને ચાર આંગળીઓ હતી અને પાંચમી આંગળીની જગાએ એક નોહોર હતો. એના પગનાં તળીઆં વાંદરાના જેવાં ચપટાં અને માંસના રંગનાં હતાં. એના વાળ લાંબા, કકરા અને કાળાશ પડતા લાલ રંગના હતા, સિવાય કે એના પેટ પરના અને આગલા ભાગ પરના વાળ ભૂખરા રંગના હતા. એ માંસ વગર ગમે તે ચીજ ખાતું અને કઠણમાં કઠણ ફળને સહેલાઇથી તોડી શકતું. એ પ્રાણી જંગલી કે નુકસાનકારક પણ નહોતું. બીલાડી સાથે એ રમતું અને ખીસકોલીના જેવા ચાળા કરતું. ખીસકોલી કરે એમ એ પોતાનું મ્હોડું પોતાના પગ અને પુંછડીવડે ઘસતું અને ચીસ પણ એના જેવી પાડતું. ફરક માત્ર એ કે એની ચીસ વધારે લાંબી ચાલતી. ડચ લોકોએ એને કોઈ એબીસીનીઆના રહેવાસી પાસેથી ખરીદ્યું હતું, જે એને મક્કાથી લાવ્યો હતો. કોઇ એ પ્રાણીનું નામ કહી શકતું નહોતું તેમજ એ કઈ જાતનું જાનવર છે એ પણ કોઇ કહી શકતું નહિ. મારા પુરતી મને શંકા નથી કે એ એક જાતની ખીસકોલી હતી; પછી ભલે યૂરોપમાં આપણે જોઇએ છીએ એના કરતાં એ ત્રણ ગણી મોટી હોય.

**અમદાવાદનો માલ**

અમદાવાદમાં સાટીન, મલમલ, ટફેટા અને સોનેરી બુટ્ટાવાળા ભરત ભરેલા પડદા ( tapestries ) નો વેપાર વધારે ચાલે છે. સુતરાઉ કાપડ પણ ત્યાં વેચાય છે પરંતુ એ લાહોર અને દિલ્હીથી આવે છે. ગળી, આદુ, સૂંઠ, ખાંડ, છીંકણી, લાખ, મીરેબોલન્સ, આંબલી, અફીણ, સુરોખાર અને મધ ત્યાંથી પરદેશ જાય છે. ડચ લોકોનો મુખ્ય વેપાર અમદાવાદમાં શાઇટીનો ( schilts ) છે. એ એક જાતનું ચિત્રામણવાળું કાપડ છે. પરંતુ એ મછલીપટ્ટમ તથા સેંટ થોમસના જેવું જરાએ ઝીણું સુંદર કાપડ નથી.

—❖—




**पाइअसद्दमहण्णवो ( प्राकृतशब्दमहार्णवः ) प्रथम खंड-**

**कर्ता पंडित हरगोविंददास त्रिकमचंद शेठ.**

વ્યાકરણ અને કોશ વિના કોઇ ભાષાનો અભ્યાસ સરળ રીતે થઇ શકતો નથી-સંસ્કૃત જેવી કઠણ ભાષા પણ તેનાં અનેક પ્રકારનાં નવી પદ્ધતિનાં વ્યાકરણો અને કોશો થવાથી ભણવામાં સરળ પડે છે ત્યારે પ્રાકૃત ભાષા-જે સરળ અને મૃદુ ઉચ્ચારવાળી છતાં-તેનાં નવીન રીતનાં વ્યાકરણો[1] અને કોશો[2] ન થવાથી સંસ્કૃત કરતાં પણ દુર્ગમ જણાય છે. પ્રાકૃતભાષાની એ દુર્ગમતાને ઓછી કરવા માટે **પંડિત હરગોવિંદદાસે** સાંકળેલા આ **'પ્રાકૃત-શબ્દ મહાર્ણવ'**ની પહોંચ લેતાં અમને અત્યંત હર્ષ થાય છે. પ્રાયઃ હિંદુસ્તાનમાં માત્ર હિંદી ભાષામાં આવો પહેલો જ કોશ અમારી સામે આવે છે. પંડિતજીના કહેવા મુજબ આ કોશમાં લગભગ પોણો લાખ શબ્દો આવનારા છે, તેમાં આ પ્રથમ ભાગ માત્ર સ્વરાદિ શબ્દોનો છે-પ્રાકૃતમાં 'ऋ, ऌ, ऐ કે औ'નો તો પ્રયોગ નથી અર્થાત્ આ કોશમાં આ ચાર સ્વર સિવાય બીજા સ્વરથી શરૂ થનારા શબ્દો આવેલા છે-આના બીજા ભાગો પણ પંડિતજી તરફથી શીઘ્ર પ્રકટ થનારા છે. કોશમાં પંડિતજીએ પ્રાકૃત શબ્દ, સંસ્કૃત પ્રતિરૂપ, હિંદી અર્થ અને એ શબ્દનાં સ્થળ લખેલાં છે-એમનો આ ક્રમ પ્રાકૃતના અભ્યાસ કરનારાઓને માટે વિશેષ ઉપયોગી છે-સાથે સાથે શૌરસેની, માગધી, પૈશાચી, અપભ્રંશ અને દેશ્યશબ્દોને પણ પંડિતજીએ ઓળખાવેલા છે. જો કે એમણે દેશ્યશબ્દોનાં સંસ્કૃત પ્રતિરૂપો મૂક્યા છે ખરાં પરંતુ આ પ્રમાણે તેમણે બની શકે ત્યાં સુધી એ દરેક શબ્દ માટે કર્યું હોત તો વિશેષ ઠીક થાત અને ભાષાશાસ્ત્રને ટેકો મળત. 'अइरजुवइ' 'ओहुर' इड्डुर' 'अंगवड्ढण' 'अब्भपिसाय' 'पक्कसाहिल्ल' 'पक्कघरिल्ल' અને 'ओसा' વગેરે શબ્દોનાં આ—'अचिरयुवति' 'अवधुर' 'इत्वर' 'अङ्गवर्धन' 'अभ्रपिशाच, 'पक्वशाखीय' 'पक्वगृहीय' અને अवश्याय—સંસ્કૃત પ્રતિરૂપો તદ્દન શક્ય છે અને એ સંસ્કૃત પ્રતિરૂપોમાં અર્થદૃષ્ટિ પણ અબાધિત રહે છે. હવે પછીના બીજા ભાગોમાં આ માટે અમે પંડિતજીનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ. પંડિતજીએ **સુપાસનાહચરિય**ની છાયા

૧ દશેક વર્ષ પહેલાં પંડિતજીના સહાધ્યાયી:ભાઇ બેચરદાસે સાધારણ વ્યાકરણની ગરજ સારે તેવી એક 'પ્રાકૃતમાર્ગોપદેશિકા' લખી હતી પણ તે, તે વખતે ઠીક હતી હવે તો એમાં વિશેષ સુધારો કરવાની અમે જરૂર જોઇએ છીએ. હાલમાં અમારૂં મંદિર થોડા મહિના પછી એક 'પ્રાકૃતવ્યાકરણ' પ્રકટ કરનાર છે:સંપા૦

૨ ધનપાળકવિકૃત 'પાઇઅલચ્છી'- નામમાળા નામનો એક પ્રાકૃત કોશ પં. બેચરદાસે પ્રકટ કરેલો છે પણ તે નાનો છે અને હવે મળતો પણ નથી: સં.

કરી છે તેમાં તો ગુંદવડય અને ગુંદલ જેવા દેશ્યશબ્દોનાં[1] પણ સંસ્કૃત પ્રાતરૂપો મૂક્યાં છે તો આ કોશમાં તેમણે એમ કેમ નહિ કર્યું હોય? પ્રાકૃતમાં 'श' નો પ્રયોગ જ નથી તો કોશમાં મૂકેલો-अवश ( अवश ) षडवानल ( से १,१ )- શું 'अवस' ને બદલે 'अवश' મૂકાયો છે કે એ એવો જ શબ્દ છે? આ શબ્દની વ્યુત્પત્તિ બતાવવા માટે, કૌંસમાં 'अवश' પાસે 'अप्+अश' પણ મૂકવું જરૂરનું લાગે છે. પંડિતજીએ કોશમાં 'उंज' ધાતુનું સંસ્કૃત ( सिच ) મૂક્યું છે અને જ્યાં સુપાસનાહચરિય[2] માં આ 'उंज' નો પ્રયોગ છે ત્યાં 'युज्' કલ્પીને કામ ચલાવ્યું છે તો અમને આ શબ્દ માટે કાંઈ નિશ્ચિત સમાધાન જડતું નથી. 'સુરસુંદરી' ચરિયનું પ્રમાણ આપીને પંડિતજી 'अहिणवेमाण' શબ્દને 'अभि+नी' માંથી ઉપજાવતા લાગે છે પણ જો 'अभि+नी' ઉપરથી એ શબ્દને ઉપજાવવો હોય તો 'अहिणयमाण' શબ્દ બરાબર લાગે છે—કારણ કે 'नी' ધાતુનો ગુણ થયા પછી તેના 'य' નો 'व' થતો હોય એ અમારા ખ્યાલમાં નથી. જો કે [3]સુરસુંદરીના મૂળમાં 'अहिणवेमाण' શબ્દ છે અને છાયા પણ પંડિતજીએ 'अभिनयन्' કરેલી છે પણ કદાચ ત્યાં છાપણીની ભુલને લીધે-'णयमाण' ને બદલે '-णवेमाण' કાં ન છપાયું હોય? ખરી વાત તો એ છે કે, પોતાની જ છાયાનો ઉપયોગ પોતાના કોશમાં કરવો એ જોખમ ભરેલું ગણાય. પંડિતજીને અમે સૂચવી દઇએ છીએ કે, તેઓએ ભુલેચૂકે પણ પોતાના કોશમાં શબ્દોનાં સ્થળો માટે તો 'અભિધાનરાજેંદ્ર' નો ઉપયોગ ન જ કરવો. તેમાં ભુલો વિશેષ રહેલી છે અને શબ્દોનાં સ્થળો માટે તો એમાં આપેલા ઉલ્લેખો સર્વથા વિશ્વસનીય નથી એ અમારો અનુભવ છે. પંડિતજીએ આપેલો 'अमोसलि' શબ્દ 'ઓઘનિર્યુક્તિ' (સમિતિવાળી)ની ગાથા ૨૬૫માં છે (પૃ૦ ૧૦૮) ત્યારે પંડિતજીના કોશમાં અને 'અભિધાનરાજેંદ્ર'માં એ શબ્દને '૨૫'મી ગાથામાં આવેલો જણાવેલો છે. કદાચ આ ભુલ છાપણીની હોય, પણ આવા કામમાં આવી એક પણ ભુલ આવે તો આવા કોશને છાજે નહિ. નીચે[4] જણાવેલી છાપણીની ભુલને કદાચ વાંચનાર સુધારી પણ શકે, પણ '૨૬૫' ના '૨૫' જેવી ભુલને તો કોઈ પણ શી રીતે સુધારે? આ તો અમે ઉપર ઉપરથી પંડિતજીને મિત્રભાવે સૂચવીએ છીએ, કોશની ગુણદોષાત્મક સમાલોચના તો એ આખો કોશ અમારી પાસે આવ્યા પછી આપી શકીએ.

---

મૂળ. છાયા.

૧ इडरिय—गुंदवडयाणं—इड्‌रिक-गुन्द्रघटकानाम् ॥८ पृ० ४८६
हरिसगुंदलं काउं—हर्षगुन्दलं कृत्वा ॥२८-पृ० १३७
आणंदगुंदलेणं— आनन्दगुन्दलेन ॥७-पृ० १३६

२ उंजिस्सइ सयं सरेउण—योक्ष्यति स्वयं स्मृत्वा ॥१२-पृ० १३६.
सो उंजिओ तहवि— स योजितस्तथापि ॥ ४४-पृ० १३९

૩ સુરસુંદરી—ત્રીજો પરિચ્છેદ, શ્લોક ૧૫૦. પ્રસ્તુત કોશમાં પણ પંડિતજીએ 'अभिणी' ધાતુનાં 'अभिणअंत' ( मै. ७९ ) અને 'अभिणइज्जंत'—આમ બે વર્તમાન કૃદંતો જણાવ્યાં છે પણ 'नी' ધાતુના 'व' વાળું રૂપ જણાવ્યું નથી.

૪ अट्ट पुंन ( अथ ) અહીં 'अथ' ને બદલે 'अर्थ' જોઇએ.

જે કામ જૈન સમાજે પોતાના પ્રવચનની પ્રગતિને માટે પચીશ પચાસ હજાર રૂપિયા ખર્ચીને કરાવવું જોઇતું હતું અને જે કામમાં ખુદ જૈન આગમના અભ્યાસી સાધુઓએ પડવું જોઇતું હતું તે કામ જ્યારે પંડિતજીએ એકલે હાથે શરૂ કર્યું છે ત્યારે દરેક જૈન સાધુ અને ગૃહસ્થની ફરજ છે કે તેઓ આવી પ્રવૃત્તિને સક્રિય પ્રોત્સાહન આપી પોતાની જ્ઞાનભક્તિને માત્ર ઉપકરણપૂજામાં જ સંકુચિત ન રાખતાં ખરા પ્રદેશતરફ વાળે. આ કોશ માત્ર જૈનોને ઉપયોગી છે એટલું જ નહિ પણ હિંદની દરેક પ્રાંતિક ભાષાનો તુલનાત્મક અભ્યાસ કરનાર માટે પણ અસાધારણ સામગ્રી પૂરી પાડે છે. માટે બીજી બીજી રાષ્ટ્રભાષાને ઉત્તેજન આપનારી દરેક સંસ્થાઓએ પણ પંડિતજીના આ પ્રયત્નની જરૂર કદર કરવી ઘટે છે. સાથે પંડિતજીને પણ ભલામણ કરીએ છીએ કે, આ કામ હાલ તેઓ જેટલી સાવધાનીથી કરે છે તેથી એવડી સાવધાની રાખી આ કોશના હવે પછીના ભાગો પ્રકટ કરશે. કોશના કામકાજમાં બીજી બધી દૃષ્ટિઓ કરતાં અર્થ મૂકવામાં 'તુલનાત્મક[1] પદ્ધતિ'નો ઉપયોગ કરવાની દૃષ્ટિ વિશેષ મહત્ત્વની છે એ ખાસ ખ્યાલમાં રાખવાની જરૂર છે. કોશની છપાઇ તથા કાગળ પણ સારા છે. સર્વ રીતે આ કામ વિશેષ પ્રશંસનીય છે અને ઉત્તેજનને પાત્ર છે. એમાં કોઇના બે મત હોઇ શકે નહિ. કોશના મુખપૃષ્ઠ ઉપર મૂલ્ય જણાવ્યું નથી પણ જાહેરખબરમાં પૂરા કોશની કિંમત રૂપિયા ૨૫ જણાવેલા છે. પ્રાપ્તિસ્થાન–

દલીચંદ માણેકચંદ શેઠ
નં. ૪૬ ઇંઝરા સ્ટ્રીટ.
કલકત્તા.

બે.

---

**शिल्परत्नम् (पूर्वभागः) श्रीकुमारप्रणीतम्.** સં૦ મહામહોપાધ્યાય ત૦ ગણપતિ શાસ્ત્રી. ત્રિવેન્દ્રમ્ સંસ્કૃતસીરીઝ ગ્રંથાંક ૭૫.

આ ગ્રંથ ઇ૦ સ૦ સોળમા સૈકાના ઉત્તર ભાગમાં કેરલ દેશના શિલ્પવિદ્યાવિશારદ કુમાર નામના વિદ્વાને રચેલો છે, આ ગ્રંથના બે ભાગ છે. પહેલા ભાગમાં ૪૬ અને બીજામાં ૩૫ અધ્યાયો છે. તેમાં જે શિલ્પનું વર્ણન છે, તે અનેક પ્રકારનું હોઇ શિલ્પના ખાસ અભ્યાસી અને જિજ્ઞાસુઓને વધારે ઉપયોગી છે. આ સ્થળે તે પહેલા ભાગની બહુજ થોડામાં માહિતી નીચે આપીએ છીએ.

અધ્યાય ૧ લો : આના ચાર ભાગ પાડી શકાય. પહેલામાં મંગળ, બીજામાં સમગ્ર ગ્રંથના વિષયોની યાદી, ત્રીજામાં આચાર્ય અને ચોથામાં શિલ્પીનાં લક્ષણો. મંગળ વિષયને અનુરૂપ હોઇ ધ્યાન ખેંચે છે. તેમાં ખડબચડા સૂર્યને વાંસલાથી છોલી સુંવાળો બનાવનાર આદિ શિલ્પી વિશ્વકર્માને યાદ કરેલ છે. ત્રિપુર દાનવના ત્રણ નગરને આકાશમાં રચનાર 'મય'નું શિલ્પી રૂપે સ્તવન કર્યું છે.

---

[1] 'अहि (य) गरणी' શબ્દનો અર્થ 'लोहारका एक उपकरण' મૂકવા કરતાં 'एरण' મૂક્યો હોય તો કેટલું અને કેવું શબ્દસામ્ય જણાઇ આવે.

મંગળ બાદ જે વિષયાનુક્રમણિકા આપેલી છે, તે સમગ્ર ગ્રંથની હોવાથી તે નીચે છાપીએ છીએ જેથી થોડામાં ગ્રંથની માહિતી મળી શકે.

૧ આચાર્ય લક્ષણ—આમાં શિલ્પીનાં લક્ષણો આવી જાય છે.
૨ માનસાધન.
૩ જમીનનાં લક્ષણો.
૪ જમીનનું ગ્રહણ.
૫ ગામ, પુર, નગર, રાજધાની વગેરેનાં લક્ષણો.
૬ પદવિન્યાસ.
૭ વાસ્તુપૂજા.
૮ ગામ, નગર વગેરેનાં દ્વારોનું વિધાન.
૯ દેવમંદિરના સ્થાનોના નિયમો.
૧૦ ખાતવિધિ.
૧૧ દિશાઓની માપણી.
૧૨ ગર્ભસ્થાન.
૧૩ વાસ્તુના મર્મોનું નિરૂપણ,
૧૪ પત્થર, ઈંટ, ચુનો, માટી, વગેરેનું સ્વરૂપ.
૧૫ આય વગેરેનાં લક્ષણો.
૧૬ પ્રાસાદલક્ષણ અને તેના ભેદો.
૧૭ પાદાધિષ્ઠાન વગેરેની ઉંચાઇના નિયમો.
૧૮ ઉપપીઠનું લક્ષણ.
૧૯ અધિષ્ઠાનનાં લક્ષણો.
૨૦ નાળલક્ષણ,
૨૧ ભીંતનાં લક્ષણો.
૨૨ બારણાનાં લક્ષણો.
૨૩ તોરણનાં લક્ષણો.
૨૪ જાળીઆંનાં લક્ષણો.
૨૫ કૂટ અને કોષ્ઠ વગેરેનું વિધાન.
૨૬ પંજરનું વિધાન.
૨૭ વૃત્તસ્ફુટિતક.
૨૮ કુંભલતાવિધાન.
૨૯ ઉત્તરલક્ષણ,
૩૦ પ્રસ્તરવિધાન.
૩૧ ગલલક્ષણ.
૩૨ શિખરલક્ષણ.
૩૩ લુપાલક્ષણ.
૩૪ મૂર્ધ્નેષ્ટકાવિન્યાસવિચાર.
૩૫ નાસિકાલક્ષણ.
૩૬ સ્તુપિકાલક્ષણ.
૩૭ શાંતિક વગેરે પાંચ પ્રકારનાં સદનોના નિયમો.
૩૮ વર્તુલ અને ષટ્કોણ વગેરે પ્રાસાદનાં લક્ષણો.
૩૯ મંડપવિધાન.
૪૦ પાંચ પ્રાકારોનાં લક્ષણો.
૪૧ ગોપુરોનું વિધાન.
૪૨ પરિવારવિધાન.
૪૩ બલિપીઠલક્ષણ.
૪૪ ધ્વજલક્ષણ.
૫૫ સંધિલક્ષણ.
૪૬ ચિત્રલક્ષણ.

પહેલા ભાગની અધ્યાયવાર આ અનુક્રમણિકા આપ્યા પછી સાથે જ બીજા ભાગના વિષયોની પણ અધ્યાયવાર અનુક્રમણિકા આપેલી છે. તે આ પ્રમાણેઃ-(૧) બિંબલિંગાદિ સાધન સ્વીકૃતિનો ક્રમ. (૨) લિંગનું લક્ષણ (૩) લિંગના લક્ષણનું લક્ષણ (૪) બિંબાયામ વિધિ (૫) ઉત્તમ દશતાલક (૬) મધ્યમ દશતાલક (૭) અધમ દશતાલક (૮) ઉત્તમ નવતાલ (૯) મધ્યમ નવતાલ (૧૦) અધમ નવતાલ (૧૧) અષ્ટતાલ (૧૨) સપ્તતાલ (૧૩) ષટ્તાલ (૧૪) પંચતાલ (૧૫) ચતુસ્તાલ (૧૬) ભૂષાયુધવિધિ (૧૭) શૂલસંસ્થાપન (૧૮) રજ્જુ બંધક્રમ (૧૯) મૃત્સેપન (૨૦) દેવીલક્ષણ (૨૧) વાહલક્ષણ (૨૨) શૈવપ્રકરણ

(૨૩) વૈષ્ણવપ્રકરણ (૨૪) શક્તિમાર્ગ (૨૫) ધ્યાન (૨૬) બિંબદોષ (૨૭) પીઠલક્ષણ (૨૮) પ્રતિષ્ઠાનો ક્રમ (૨૯) જીર્ણોદ્ધાર (૩૦) લિંગપ્રાસાદકરણ (૩૧) માનુષાલયલક્ષણ (૩૨) કૂપપ્રશ્ન (૩૩) આસનાદિ પરિચ્છેદ (૩૪) કારીગરોના પગારની ગોઠવણનો ક્રમ (૩૫) ક્ષુરિકાલક્ષણ.

આ તો માત્ર સંપૂર્ણ ગ્રંથની વિષયાનુક્રમણિકા થઇ. તેમાં પ્રથમ સૂચવેલ ૪૬ વિષયોના ૪૬ અધ્યાયો એ જ આ પ્રથમ ભાગમાં છે. દરેક અધ્યાયના દરેક વિષયને લગતી નાનીમોટી બધી બાબતો ગ્રંથકારે અનેક પ્રાચીન ગ્રંથોનું દોહન કરી થોડામાં વર્ણવી છે. આ ગ્રંથની ખરી વિશેષતા તો શિલ્પશાસ્ત્રનો ખાસ અભ્યાસી જ જાણી શકે છતાં એટલું તો કહી શકાય છે કે લુપ્તપ્રાય શિલ્પસાહિત્યની આ એક ગ્રંથમાં ઝાંખી થઇ શકે છે. ભાષા કાંઇ કઠણ નથી. શિલ્પને લગતા પારિભાષિક શબ્દો આમાં ઘણા છે. આ શબ્દો ચુંટી તેની ગુજરાતીમાં માહિતી આપી ચાલૂ લોકભાષામાં મળતા કેટલાક શબ્દો સાથે સરખાવી તેનું મૂળ બતાવવામાં આવે તો ગુજરાતી ભાષાની સમૃદ્ધિમાં શિલ્પને લગતી ખોટ પૂરી પડે.

વસ્તુસ્વભાવનું વર્ણન ગ્રંથકારે સ્ફુટ અને રોચક કર્યું છે. તેના થોડાક દાખલાઓ નીચે લઇએ.

(क) શિલ્પીનું વર્ણન આપતાં તે કહે છે કે, જેને અંગો ઓછાં કે અદકાં ન હોય, જે ધાર્મિક યાને દયાળુ હોય, મત્સર અને ઇર્ષ્યા વગરનો હોય, વ્યવસ્થાકુશળ અને ખાનદાન કુળનો હોય, ગણિત, પુરાણનો જાણકાર હોય, ખુશમિજાજી અને સંતોષી હોય, ચિત્ર અને સંપૂર્ણ દેશનો જ્ઞાતા હોય, સાચા બોલો, જિતેન્દ્રિય, નિરોગી, અપ્રમાદી તથા સાતે વ્યસનથી મુક્ત હોય, જેનું નામ સુંદર અને બંધુવર્ગ મજબુત હોય, વાસ્તુવિદ્યાનો પારગામી હોય, સ્થપતિની આજ્ઞાને માનનારો અને દરેક કામમાં કુશળ તેમ જ સૂત્ર, દંડનું પ્રમાણ ને માન ઉન્માનનો જાણનાર હોય તે ખરો શિલ્પી.

આ દરેક વિશેષણ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે પ્રાચીન ભારતનો શિલ્પીનો આદર્શ કેટલો ઉંચો હતો. શિલ્પીને માટે ઉચ્ચ ચારિત્રની આવશ્યક્તા માનવામાં કેટલું ઔચિત્ય છે તે આપણે જાણીએ છીએ.

(ख) માનનું સ્વરૂપ જણાવતાં ગ્રંથકારે એટલી ઝીણી છતાં ચોક્કસ દૃષ્ટિ રાખી છે કે તે ઉપરથી પ્રાચીન શિલ્પવિદ્યાની પ્રગતિ અને ચોક્કસાઇનો ખ્યાલ આવે છે. પરમાણુથી શરૂઆત કરે છે પછી ત્રસરેણુ (કીડી વિગેરે ચાલતાં તેના પગથી ઉડતી રજ), વાલાગ્ર (વાળની અણી), લીખ, યૂકા (જૂ), યવ એમ ઉત્તરોત્તર માપ વધારતાં વધારતાં યોજન સુધીનું માપ વર્ણવ્યું છે; જેને લગભગ મળતું વર્ણન જૈન આગમોમાંના અનુયોગદ્વારમાં છે. તે સિવાય ઘર, ગામ, પુર, નગર, દેવાલય, બિંબ વિગેરેના નિર્માણમાં કયા કયા માનનો ઉપયોગ કરવો એ વર્ણવ્યું છે.

(ग) મહેલ બનાવવામાં જોઇતાં શિલા, ઇંટ, ચુનો, માટી, દેશાં, લાકડાં, લોઢું વગેરે દ્રવ્યો કેવી જાતનાં પસંદ કરવાં અને કેવી જાતનાં પસંદ ન કરવાં તેનું ધ્યાન ખરે જ પ્રાચીન શિલ્પજ્ઞની અનુભવશીલતા સૂચવે છે. તેમાં નહીં પસંદ કરવાની અનેક જાતની શિલાઓ બતાવતાં કહ્યું છે કેઃ–જેના ઉપર ખૂણા નીકળ્યા હોય, જેમાં રેખાઓ પડી હોય, જે રંગમાં ફીકી હોય, જે રૂક્ષ હોય, વગેરે શિલાઓ ત્યાજ્ય છે.

ઈંટ બનાવવાની વિધિ અને તેનું પ્રમાણ આપતાં કહે છે કે, ખાડામાં અમુક દિવસ સુધી ભેગ વિનાની સુંવાળી માટી ભરી પાણી નાખી રાખી મૂકવી. બાદ ખૂબ હાથ અને પગથી ગુંદી, મસળી બાર બાર આંગળ લાંબી અને ૭ ૭ આંગળ પહોળી ઈંટો બનાવવી. એવી રીતે લાકડાં વગેરે બધાં દ્રવ્યોના સંબંધમાં જાણવા જેવી માહિતી આપી છે.

(ઘ) ચિત્રોનું વર્ણન કરતાં ગ્રંથકાર કહે છે કે, દરેક જાતની ઇમારતો અને તેના દરવાજાઓને વિવિધ ચિત્રોથી આકર્ષક બનાવવાં જોઈએ. ચિત્ર એટલે જંગમ કે સ્થાવર વસ્તુઓનું વાસ્તવિક સ્વભાવનું નિર્માણ. ચિત્રના, ચિત્ર, ચિત્રાર્ધ ને ચિત્રાભાસ એવા ત્રણ ભાગો કરી તેનાં લક્ષણો આપતાં કહ્યું છે કે, દરેક અંગને દેખવાલાયક બનાવવું તે ચિત્ર; ભીંત વગેરે ઉપર લાગવાને લીધે જેમાં અર્ધ ભાગ દેખાય છે તે ચિત્રાર્ધ અને જે વિલેખનથી કાઢેલું હોય તે ચિત્રાભાસ. આવા ચિત્રભેદો વર્ણવ્યા બાદ તેના દ્રવ્યોનો, ઉપકરણોનો, રંગો વગેરેનો વિચાર કરવામાં આવ્યો છે.

આ સ્થળે પ્રસ્તુત ગ્રંથના એક પણ વિષયનો વિસ્તૃત પરિચય ન આપી શકાય તેથી જિજ્ઞાસુઓને ખાસ કરીને કલાકારોને તે ગ્રંથ જોવા વિનંતી છે.

સુ.

બિહાર અને ઓરિસ્સા રીસર્ચ સોસાયટીના જર્નલમા (વૉ. ૯-ભા. ૧) શિલ્પરત્નના ચિત્રને લગતા પ્રકરણની ચર્ચા કે. પી. જયસ્વાલે કરી છે. તેનો સાર નીચે મુજબ છે.

અત્યાર સુધી ચિત્રની કલા અને શાસ્ત્ર ઉપર કોઇ પણ હિન્દુ ગ્રંથ મળી આવ્યો નહતો. કામસૂત્ર ઉપરની ટીકામાં ચિત્રલક્ષણ ઉપર એક છૂટું અવતરણ છે તે સિવાય કશું મળી આવ્યું નથી. સંસ્કૃતમાં આ વિષય ઉપર બહોળું સાહિત્ય હતું તેની કાંઇક ઝાંખી કરાવવા આ નોંધ લીધી છે.

મહામહોપાધ્યાય ગણપતિશાસ્ત્રી જેઓ ત્રિવેન્દ્રમ્ સંસ્કૃત સીરીઝના સંપાદક છે તેમણે હમણાં ૧૯૨૨ માં શ્રીકુમારના શિલ્પરત્નનો પહેલો ભાગ પ્રસિદ્ધ કર્યો છે. એ પુસ્તકનો મુખ્ય વિષય મકાન બાંધવાનું શાસ્ત્ર ( civil engineering ) છે પણ તેમાં ચિત્ર ઉપર પણ એક સુંદર પ્રકરણ છે. આખો ગ્રંથ અન્ય સંસ્કૃત ગ્રંથોને આધારે લખાયો છે. કર્તા પોતે કહે છે કે—

\+ + + अतिविपुलतरेभ्योऽथ पूर्वागमेभ्यः ।
संक्षिप्तं शिल्परत्नं प्रलिखितुमधुना प्रक्रमे तत्क्रमेण ॥७॥

અતિવિપુલ પૂર્વાગમોમાંથી ( શાસ્ત્રોમાંથી ) સંક્ષિપ્ત કરેલું શિલ્પરત્ન હવે ક્રમથી લખવાનું શરૂ કરૂં છું.

૪૬મા પ્રકરણમાં ચિત્રલક્ષણની ચર્ચા કરી છે. ગ્રંથકર્તા પ્રથમ ચિત્ર શબ્દ મૂર્તિ અને ચિત્ર બન્ને અર્થમાં વાપરે છે. અને પછી માત્ર ચિત્રવિષય ચર્ચા કરે છે. ચિત્રની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે.

जंगमा वा स्थावरा वा ये सन्ति भुवनत्रये ।
तत्तत्स्वभावतस्तेषां करणं चित्रमुच्यते ॥ २ ॥
तच्चित्रं तु त्रिधा ज्ञेयं तस्य भेदोऽधुनोच्यते ।
सर्वांगदृश्यकरणं चित्रमित्यभिधीयते ॥ ३ ॥

भित्त्यादौ लग्नभावेनाप्यर्धं यत्र प्रदृश्यते ।
तदर्धचित्रमित्युक्तं यत्तेषां विलेखनम् ॥ ४ ।
चित्राभासमिति ख्यातं पूर्वैः शिल्पविशारदैः ।

ભુવનત્રયમાં જે જે જંગમ અથવા સ્થાવર હોય તેમને સ્વભાવ પ્રમાણે કરી બનાવવાં તે ચિત્ર; એવું ચિત્ર ત્રણ પ્રકારનું છે. જેના હવે ભેદો કહેવાય છે–સર્વ અંગોને દૃશ્ય કરી બતાવવાં તે ચિત્ર કહેવાય છે. ભીંત વગેરેમાં લગાડીને અર્ધું પ્રદર્શિત કરાય તે અર્ધચિત્ર કહેવાય છે; અને તેમનું જે વિલેખન તેને પૂર્વે થઇ ગયેલા શિલ્પવિશારદોએ ચિત્રાભાસ કહેલું છે.

તે બનાવવાની વસ્તુઓ વિશે કહ્યું છે કે,

चित्रं वाप्यथ चित्रार्धं मृदा वा सुधयाऽपि वा ॥ ५ ॥
दारुणा शिलया वाऽथ लोहरिष्टकयापि वा ।
तत्तद्द्रव्यैः प्रकुर्वीत यथादृष्टं यथाश्रुतम् ॥ ६ ॥
यथायुक्ति यथाशोभं नानावर्णैश्च भूषयेत् ।

ચિત્ર અને અર્ધચિત્ર માટીથી, ચુનાથી, લાકડાથી, પથ્થરથી, લોઢાથી કે ઈંટથી થઇ શકે. જોયા પ્રમાણે અને શ્રુત પ્રમાણે તે તે દ્રવ્યો વાપરવાં અને યુક્તિ પ્રમાણે અને જેમ શોભે તેમ વિવિધ વર્ણોથી તેને શોભિત કરવું

ચિત્રાભાસની સામગ્રી સંબંધી લખ્યું છે કે તે, યુક્તવર્ણ એટલે યોગ્ય રંગો વડે ચુનાથી લીસી કરેલી (सुधाभिः स्निग्धभित्त्यादौ) દિવાલ ઉપર કરવું. અને ૯મા શ્લોકમાં કહ્યું છે કે,

एवं धवलिते भित्तौ दर्पणोदरसंनिभे ।
फलकादौ पटादौ वा चित्रलेखनमारभेत् ॥

એવી રીતે ધોળીને દર્પણ જેવી કરેલી ભીંત ઉપર કે ફલક ઉપર કે પટ ઉપર ચિત્ર લેખન શરૂ કરવું.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે હિંદુ લેખકોમાં ભિત્તિચિત્ર ( Fresco-painting ) બહુ જ મશહુર હતું. તેના દાખલાઓ અજન્ટા, બાઘ, સીગ્રી, વગેરેમાં અને વર્ણનો સંસ્કૃત સાહિત્યમાં પુષ્કળ છે. ફલક ઉપરનાં ચિત્રો મોજૂદ નથી પણ હિંદુ નાટકોમાં તેમનો ઉલ્લેખ જોવામાં આવે છે. પટ ઉપરના ચિત્રના દાખલાઓ તિબેટના વાવટાઓ છે. ભાસ કહે છે તેમ તે ટીપણાની માફક વાળી રખાતા અને પૂર્વનમ દેશોમાં હજી પણ એ રિવાજ છે.

વિગ્રહ, મૃત્યુ, દુઃખ, દેવદાનવની વારતાઓ, નગ્ન આકૃતિઓ અને તપસ્વીઓનાં કૃત્યો ચીતરવાનો નિષેધ કરેલો છે. આવા જ નિયમો હિંદુનાટ્યશાસ્ત્રના છે, અને બન્નેના હેતુ રસ અને વિવેકદૃષ્ટિ છે.

યોગ્ય વિષયો સંબંધી લખ્યું છે કેઃ—

भित्त्यादौ तत्र लेख्यं स्याच्चित्रं चित्रतराकृति ॥ १० ॥
त्यागमाखिलवेदादि-पुराणोक्तकथान्वितम् ।
नानावर्णान्वितं रम्यं न न्यूनं नाधिकं क्वचित् ॥ ११ ॥

तत्र तत्रोचिताकाररसभावक्रियान्वितम ।
चित्रं विचित्रफलदं भर्तुः कर्तुश्च सर्वदा ॥ १२ ॥

ભીંત વગેરેમાં કાઢવાનું ચિત્ર ચમત્કારક આકૃતિવાળું, આગમ, અખિલવેદ, પુરાણોની કથામાંથી લીધેલું જોઇએ. તે વિધવિધ વર્ણો વડે રમ્ય જોઇએ, ન્યૂન કે અધિક ન હોવું જોઇએ. તે તે જગ્યાએ ઉચિત આકાર, રસ, ભાવ અને ક્રિયાવાળું જોઇએ.. એવું ચિત્ર ભર્તા અને કર્તા બન્નેને વિચિત્ર ફલ આપે છે.

આ ઉપરથી ફલિત થાય છે કે હિંદુ ચિત્રકાર સુશિક્ષિત હતો. વાત્સ્યાયન કામસૂત્રમાં લખે છે કે ' નાગરિકે ચિત્રનો અભ્યાસ કરવો જોઇએ અને ચિત્રફલક તેના દિવાનખાનામાં રાખવું જોઇએ. "

૧૪મા શ્લોકથી તે છેલ્લા એટલે ૧૪૭ મા શ્લોક સુધી ચિત્રવિધાનને લગતી સૂચનાઓ છે.

ભિત્તિચિત્ર કરવાને માટે દિવાલ પર લગાડવાનો ચૂનો છીપની રાખ, મગનો લોટ, ગોળનું પાણી અને રેતી ઉકાળીને બનાવાતો. આવી રીતે લાઈ જેવા બનના પદાર્થમાં કેળાના ગરભનું પણ મિશ્રણ થતું. એ ક્રિયાને ત્રણ મહિના લાગતા.

દિવાલ ઉપર પ્રથમ નાળીયેરના કૂચાથી હાથ દેવાતો. ને કાથી કૂટીને બનાવતા. તેના ઉપર ઘણા દિવસ સુધી ગોળનું પાણી (गुडतोय) લગાડી રાખતા. પછી લોઢાની કે લાકડાની લીસી દર્વી એટલે લેલી વડે ધીમે હાથે ચૂનો લગાડાતો. અને કાથીના કૂચા વતી પાણી છંટાતું. લેપ સુકાઇને તૈયાર થાય એટલે રંગવાનું શરૂ થતું. ફલક ઉપર લેપની જરૂર નથી.

મુખ્ય રંગો પાંચ ગણાતા. સિત– સફેદ, પીત–પીળો. રક્ત–રાતો, કજ્જલ–કાળો, શ્યામ ભૂરો (?). લેપ વાળી ભીંત ઉપર પ્રથમ સફેદ રંગ લગાડાતો. તે રંગ શંખ અને સફેદ માટીમાંથી બનાવતા. અને ચિત્રની ભોં બનાવવા માટે લીમડાનો ગૂંદર લગાડતા તે ઘણે ભાગે ઉધેઇ અને કીડા નુકસાન ન કરે માટે હશે.

પીંછી વાટના જેવી એક ઇંચથી ચાર ઇંચ જેવડી બનાવતા અને જૂની માટી અને છાણથી તેને શુદ્ધ કરતા.

દેવ, મનુષ્ય, હાથી, પક્ષી, વેલા, ઝાડ, પર્વત, સમુદ્ર વગેરે જે જે કાનથી, આંખથી, કે મનથી નિશ્ચિત કર્યાં હોય તેવા વિષયો ચીતરી શકાય. ચિત્ર કરવા પહેલાં વિષયનું મનન વારંવાર આવશ્યક છે. લીટી ખોટી જાય તો કોરા લુગડાના કકડાથી તેને લુછી નાખવી.

કિટ્ટલેખા એટલે બાહ્યરેખા પીળા રંગથી પહેલાં પોચે હાથે દોરતા અને છેવટે લાલરંગથી દોરવી એવી સૂચના છે.

૪૧ થી ૫૨ શ્લોકોમાં વનસ્પતિના રંગ કેમ બનાવવા તેની લાંબી ક્રિયા આપેલી છે. રંગ હાથે જ બનાવાતા. ખનિજ રંગોને માટે જૂદું લખેલું છે. પીંછી અથવા કલમો ત્રણ પ્રકારની છે–ઝીણી મધ્યમ અને જાડી. ખીસકોલીના પૂંછડીના વાળની અણીદાર ઝીણી

કળાએ આ દેશની કળા ઉપર જબરી અસર કરી છે એ માન્યતાનો છે. આ માન્યતાના બળથી અમુક પ્રાચીન અવશેષોના આજ સુધી મનાયેલા સમયમાં એમણે કેટલોક ફેરફાર કર્યો છે. આ બે ખામીઓ ધ્યાનમાં રાખીને આ પ્રકરણ વાંચવાથી આ વિષયની સરસ માહિતી મળે છે.

મૌર્યસમય પ્હેલાંના કાળમાં આ દેશમાં કળાની કેવી સ્થિતિ હતી તે જાણવાનું કાંઈ સાધન જળવાઈ રહ્યું નથી. જૂના કાળમાં લાકડાંનાં મકાનો બનાવવાનો જ રિવાજ સામાન્ય હોવાથી કાંઇ ટકી રહ્યું નથી.

જૂનામાં જૂની નિશાનીઓમાં શિલાયુગનાં પાણાનાં હથીઆરો મળ્યાં છે (જુઓ Plate IX). આ યુગ વિષે અથવા એની નિશાનીઓ વિષે આ ઇતિહાસમાં વિશેષ વિવેચન નથી. શિલાયુગ પછી યુરોપમાં કાંસ્યયુગ બેઠો હતો અને આ દેશમાં તામ્રયુગ બેઠો હતો. ત્રાંબાની નાની મોટી અનેક જૂની ચીજો મળી આવે છે, જેમાં વિચિત્ર આકારના હાથાવાળી અને અતિભારે તરવારો તો ખાસ જોવા જેવી છે (જુઓ Plate X). તામ્રયુગ પૂરો થઇને લોહયુગ–એટલે કે વર્તમાન યુગ આ દેશમાં ક્યારે બેઠો એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. પણ વેદનાં વચનો ઉપરથી ઈ. સ. પૂર્વે એક હજાર પ્હેલાં ઉત્તર હિન્દુસ્થાનમાં લોહયુગ બેઠો એમ ગણ્યું છે (આ પુસ્તકમાં ઋગ્વેદનો સમય ઈ. સ. પૂર્વે ૧૨૦૦ થી ૧૦૦૦ સુધી માન્યો છે.) ઈરાકમાં પણ લગભગ આ સમયે લોઢું વપરાવા લાગ્યું છે અને ઈરાક અને હિન્દુસ્થાન વચ્ચે એ કાળમાં ગાઢ સબંધ હતો એવી બીજી નિશાનીઓ પણ મળે છે એ ઉપરથી લોહ અને તામ્ર બન્નેનું જ્ઞાન ઇરાકમાંથી હિન્દુસ્થાનને મળ્યું હોય એમ માર્શલ સાહેબને લાગે છે.

દક્ષિણ હિન્દુસ્થાનમાં તો શિલાયુગ પછી લોહયુગ જ આવે છે. વચ્ચે તામ્રયુગ જ નથી. વળી શિલાયુગ બહુ લંબાયો છે. ઇ. સ. પૂર્વે ૫૦૦ ની આસપાસમાં દક્ષિણને લોઢાની ઓળખાણ થઈ એમ આ પ્રકરણમાં અનુમાન કર્યું છે. એ યથાર્થ હોય તો ઉત્તરના આર્યો પાસેથી જ દાક્ષિણાત્યો લોઢાનો ઉપયોગ શીખ્યા હોવા જોઇએ. દક્ષિણમાં લોઢાની ઓળખાણ ઇજીપ્તમાંથી આવી એ કલ્પનાને તો સર માર્શલ હસી કાઢે છે.

**વૈદિકયુગ**—મંત્રોની અપૂર્વ શબ્દ શક્તિથી એ વખતના આર્યોની સામાજીક, ધાર્મિક, માનસિક, રાજકીય, આર્થિક વગેરે સ્થિતિ ઉપર બળવાન પ્રકાશ નાખતો વૈદિક યુગ અનેક સૈકાઓ સુધી લંબાયો છે અને વિશાળ દેશ ઉપર ફેલાઇ ગયો છે છતાં એ સમયની સ્થૂળ નિશાની બીલકુલ મળતી નથી. સદ્ગત ડૉ. બ્લૉકે લૉરીય નન્દનગઢ આગળ વૈદિક સ્મશાનની જે નિશાનીઓ શોધી કાઢી હતી તે વૈદિક સમયની હોવા વિષે વિદ્વાનોને શંકા છે.

મૌર્ય સમય પ્હેલાંની જ ખરેખર ગણાય એવી બાંધકામની કોઇ નિશાની હિન્દુસ્થાનમાં અત્યારે દેખાતી હોય તો તે જૂનાં રાજગૃહ નગરનાં પથ્થરની દિવાલોનાં તથા પથ્થરનાં ઘરોનાં ખંડેરો છે. પણ આમાં ખાસ કળા જેવું કાંઇ નથી. બાકી તો એ વખતે હિન્દુસ્થાનમાં હાલ ગામડાંમાં ગરીબ માણસોનાં થાય છે તેવાં માટીનાં ઘરો થતાં. માટીની કાચી ઇંટો પણ વપરાતી. છાપરું ક્વચિત્ માટીનું જ હોય તો ક્વચિત્ વાંસનું હોય. માથે તાડપત્રો નાખવાનો દક્ષિણનો રિવાજ કદાચ ઘણો જૂનો હશે. ધીમે ધીમે અશોકના વખત સુધીમાં ઇંટો

પકવવાનો રિવાજ દાખલ થયો અને વાંસને ઠેકાણે લાકડું વપરાવા લાગ્યું. બાંધકામમાં લાકડાના વપરાશની સાથે કોતરકામની પણ શરૂઆત થઇ. અને કાળક્રમે આ દેશની કળા-પ્રતિભાએ આ કોતરકામ ઉપર અસાધારણ પ્રભુત્વ મેળવ્યું; અને વધારે ખૂબી તો એ છે કે બાંધકામમાં વપરાતી આ વસ્તુઓએ કારીગરો ઉપર એવું પ્રભુત્વ જમાવ્યું કે એની અસર પાછળના છેક આજ દિવસ સુધીના સ્થાપત્ય ઉપર થઇ છે. સ્થાપત્યનાં જુદાં જુદાં અંગોની આકૃતિ વગેરે માટે ક્યાંય બ્હાર ન જતાં મૂળ લાકડાંની અને તે પ્હેલાં વાંસની અથવા માટી અને ઇંટની એ નકલ છે એમ જોવાથી ઘણોખરો ખુલાસો થઇ જાય છે. પાછળથી પથ્થર ઘણો વપરાવા માંડ્યા પછી પણ ઉભા તથા આડા પથરાને લાકડાં પેઠે જોડવાના તથા લાકડાંની રીતે પથ્થર ઉપર કોતરકામ કર્યાના દાખલા છે; તેમજ માટી અને ઇંટના અતિશય જાડા થાંભલાઓના અનુકરણમાં પથ્થરના પણ ઉપરનું વજન ઉપાડવા જોઇએ તેથી ઘણાં વધારે જાડા થાંભલા ઉભા કરવામાં આવ્યાના જૂના દાખલા છે.

**મૌર્યોના સમયમાં** આવતાં અંધકારનો પડદો ઉપડી જાય છે. બધું યથાસ્થાન દેખાવા માંડે છે, આપણી પ્રાચીન કળાનો સળંગ ઇતિહાસ એ વખતથી જ શરૂ થાય છે. આ વખત પછીના કળાના પ્રત્યેક રૂપાન્તરના નમૂનાઓ મળે છે. એટલે પ્રત્યેક કળારસિક એ નમૂનાઓ જાતે જોઇને પોતાનો મત બાંધી શકે એમ છે. જ્યાં આપણી કળાનો આત્મા ઓળખાયો ન હોય તો કેવું ગોથું ખાઇ જવાય એનો મોટામાં મોટો દાખલો ફર્ગ્યુસનનો છે. આ દેશના સ્થાપત્યના ઇતિહાસના મહાઅભ્યાસી તથા લેખક અને હજી જેનું પુસ્તક આ દેશની 'આર્ટસ્કુલો'માં પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે તે ફર્ગ્યુસને સ્પષ્ટ કહી દીધેલું કે હિન્દુસ્થાનની કળાનો ઇતિહાસ એ સામાન્ય રીતે એની અનુક્રમે થતી ગયેલી અધોગતિનો ઇતિહાસ છે. કળાના શ્રેષ્ઠ અને સુન્દરતમ નમૂનાઓ અશોકના વખતના છે. પછીના નમૂનાઓમાં કળા કાળાનુક્રમે ઉતરતી ગઇ છે. ફર્ગ્યુસન જેવા તજ્જ્ઞના અભિપ્રાયને વેદવાક્ય માનીને પછીના ઘણાખરા પાશ્ચાત્ય લેખકોએ પણ એ જ અભિપ્રાય આપ્યા કર્યો હતો. પણ છેલ્લાં પન્નરેક વર્ષથી હાવેલ અને કુમાર સ્વામીના પ્રયાસોએ આ ઘોર અજ્ઞાનનો નાશ કર્યો છે. અને પ્રસ્તુત પુસ્તકમાં સર માર્શલ જેવા સ્પષ્ટ કહે છે (જો કે તેઓ સાહેબ હાવેલ કે કુમાર સ્વામીનો ઉલ્લેખ કરતા નથી) કે કળાના પરદેશી સંપ્રદાયોને તારવી નાખ્યા પછી આ દેશની કળા પોતાના સ્વરૂપમાં અનુક્રમે વિકાસ પામતી ગઇ છે. અને સર્વ દેશકાળમાં કળા વિષયક પ્રયત્નોનું જે સ્વાભાવિક પરિણામ આવે તે જ પરિણામ અહીં આવ્યું છે.

ખરેખર મૌર્ય સમયના જ કહેવાય એવા અવશેષો થોડા છે. મહાન્ અશોકે જાતે જુદે જુદે સ્થળે ઉભા કરેલા સ્તમ્ભો, બુદ્ધગયાની અંદરનું સિંહાસન, પટણાનાં ખોદકામમાંથી મળી આવેલા થાંભલાઓવાળા સભાગૃહના અવશેષો, બિહારમાં બારાબારની ગુફાઓ, સાંચી અને સારનાથમાં સ્તૂપની છત્રીઓના કટકાઓ, ત્રણેક મૂર્તિઓ (જેમાંની બે કલકત્તાના મ્યુઝીઅમમાં અને એક મથુરાના મ્યુઝીઅમમાં છે) એટલા લગભગ મૌર્ય સમયના અવશેષો ગણાય. પણ અશોકના સમયના અવશેષોનાં બે મુખ્ય લક્ષણો છે, જે બધા નમૂનાઓમાં અતિશય સ્પષ્ટ દેખાય છે. (૧) એક તો દરેક ચીજને અતિશય સંભાળથી કાપેલ છે અને (૨) દરેક ચીજની ઉપલી સપાટીને ઘણો સરસ ઓપ આપેલ છે.

અશોકના સ્તમ્ભો અથવા લાટો, એક જ પથ્થરના બહુ સફાઈથી કાપેલ તથા ચકચકિત ઓપેલા ૪૦ થી ૫૦ ફીટ ઉંચા મથાળે સિંહ કે બીજું પશુ બેસારેલા ભવ્ય સ્તમ્ભો છે. (જુઓ Plate X I. 24) આ સ્તમ્ભોની ભવ્ય સાદાઈ મૌર્ય સમયના સ્થાપત્યના બધા અવશેષોમાં તરી આવે છે. સારનાથના કઠેરા ઉપર તથા બુદ્ધગયાના સિંહાસન ઉપર. જોકે કાંઇ શણગાર નથી પણ એ વસ્તુઓ એ એક જ પથરામાંથી અત્યંત ચોકસાઇથી કાપી કાઢેલ છે. બિહારમાં આજીવકમાટે ખોદાવેલી ગુફાઓ પણ એવી જ ગંભીર સાદાઇ વાળી છે.

મૌર્ય સમયના ઉપર કહેલા નમૂનાઓની સુન્દરતા સાથે સરખાવતાં એ વખતની મૂર્તિકળા ઘણી ઉતરતી લાગે છે. દાખલા તરીકે મથુરાના મ્યુઝીઅમ વાળી પરખમ મૂર્તિ તદન પ્રાથમિક કળાનો નમૂનો છે. એક જ સમયના બે નમૂનાઓમાંથી એકની (અશોકના સ્તમ્ભો અને તે ઉપરની સિંહ કે બીજી મૂર્તિની) કળા ઉત્તમ અને બીજાની અધમ હોવાનો ખુલાસો શું? સર માર્શલ તો ખુલાસો કરે છે કે અશોકના સ્તમ્ભો ઇરાન (પર્સાપોલીસ) ના સ્તમ્ભોનું અનુકરણ છે અને આ સ્તમ્ભો ઉપરની કળા ઇરાનમાંથી જ નહિં પણ ઇરાન અને ગ્રીસના સંગમસ્થાનરૂપ બેક્ટ્રીઆમાંથી ઉતરી આવી છે. એ વખતે મધ્ય એશીઆ સાથે ભારત વર્ષને એવો સંબંધ હતો કે એ પ્રદેશના ઇરાનની અને ગ્રીસની કળાના અભ્યાસી અનેક કારીગરો આ દેશમાં મહારાજા અશોકના બોલાવ્યા આવ્યા હશે અને અશોકના અપૂર્વ સ્તમ્ભો એ પરદેશીઓએ કોરેલા છે. બીજી તરફથી મથુરાની મૂર્તિ આ દેશના કારીગરે સ્વયંસ્ફૂર્તિથી કોરેલી છે. હિન્દુસ્તાનની જાતકળા અહીંથી શરૂ થઇ અને ધીમે ધીમે વિકાસ પામતી ગઇ અને અશોકના સ્તમ્ભો વાળી પરદેશી પણ ભવ્યકળા ધીમે ધીમે જેમ સ્વદેશી કળા જોરમાં આવતી ગઇ તેમ તેમ ક્ષીણવીર્ય થતી ગઇ અને અન્તે નાશ પામી. આ નિર્ણય અક્ષરશઃ યથાર્થ હો કે ન હો (હજી વધારે શોધખોળથી વધારે નવો પ્રકાશ પડવાનો ઘણો સંભવ છે) પણ અશોકના સ્તમ્ભો જેવી ભવ્યવસ્તુઓ પરદેશી કારીગરોએ અથવા પરદેશી અને દેશી કારીગરોએ મળીને કોરેલી હરે તેથી આપણી પ્રજાકીય અભિમાનને હીનપદ લાગતું નથી. વ્હેતા પાણીમાં અનેક વસ્તુઓ, બીજાં ઝરણાંઓ પણ ભેળવ્યા કરે અને બંધવાર પાણી કોહી જાય. આપણા દેશમાંયે જ્યારે બધી પ્રવૃત્તિઓ જીવન્ત હતી ત્યારે એમાં નવાં નવાં તત્ત્વો બધી દિશાઓમાંથી ભળતાં જતાં હતાં.

સર માર્શલે ઉપર કહેલ સિદ્ધાન્તના દાખલાઓના વર્ણનરૂપે બાકીનું આખું પ્રકરણ લખ્યું છે. એ કહે છે કે બીજી ન્હાની કળાઓને પણ આ વ્યાપ્તિ લાગુ પડે છે. દાખલા તરીકે એ વખતના (ઇ. સ. પૂર્વે ચોથા પાંચમા શતકના) સ્વદેશી પંચચિહ્ન સિક્કાઓની બનાવટ તદ્દન પ્રાથમિક તથા બીલકુલ કળા વગરની છે. અને એથી ઉલટું પંજાબમાં ઇ-સ-પૂર્વે ચોથા શતકમાં રાજ્ય કરનાર સૌભૂતિના સુંદર સીક્કાઓ સેલ્યુકસ નીકેટોરના સીક્કાઓનું અનુકરણ હોય એવા શુદ્ધ ગ્રીક પ્રકારના છે.

સર માર્શલના મતપ્રમાણે મૌર્યસમયમાં એક નકશી કામ કરનાર સોનીઓ તથા જડીઆઓની કળાનો સારો વિકાસ થયો હતો અને આ કળા આ દેશમાં આજ સુધી ઉત્કૃષ્ટ રૂપમાં જીવતી રહી છે. ઇ-સ-પૂર્વે બીજા શતકમાં શુંગરાજ્યકાળમાં આ દેશની કળાએ એકદમ પ્રગતિ કરવા માંડી. મધ્ય એશીઆમાંથી નીકળેલો પરદેશી વિચારોનો પ્રવાહ જોરથી ગંગાને કાંઠે વહેતો ચાલ્યો, અને આ દેશનો એ વખતનો પ્રાણવાન્ કારીગર એ

પ્રવાહમાંથીયે નવી, નવી ભાવનાઓ અને નવું બળ મેળવવા લાગ્યો. આ વખતમાં જ ધીમે ધીમે બાંધકામમાં લાકડાને બદલે પથ્થર વધારે વધારે વપરાવા લાગ્યો. અને પથ્થરમાં કરેલું કામ વધારે ચિરંજીવ થઈ શકે એ ભાનથી કારીગર વર્ગને શક્તિ અને સમયનો વધારે વધારે ભોગ આપીને પોતાનાં કામને સુંદર અને સુંદરતર કરવાનો ઉત્સાહ વધવા લાગ્યો. વળી પથ્થર ઝીણા કોતરકામને વધારે યોગ્ય છે એ હકીકતે પણ કેટલીક અસર કરી હશે.

આ સમયનો શ્રેષ્ઠ અવશેષ મધ્ય હિંદમાં ભરહતનો સ્તૂપ છે. ઈ. સ. ૧૮૭૩ માં સર. કનીંગહામે એને શોધી કાઢયો તે પ્હેલાં એના મોટા ભાગનો પડોશના ગામડીઆઓએ નાશ કર્યો હતો. પણ પૂર્વ દિશાના તોરણના કેટલાક ભાગો તથા કઠેરાના કેટલાક ભાગો દટાઈ ગયેલા પડયા હતા તે હવે કલકત્તાના મ્યુઝીઅમમાં રાખ્યા છે. સ્તૂપ પોતે તો સાંચીને મળતો તથા કેવળ ઈંટાનો બાંધેલો હતો. ફરતો કઠેરો અને ચારે દિશામાં તોરણો હશે. પૂર્વનું તોરણ બાવીશ ફીટ ઉંચું છે. ( જુઓ Plate XV,41 ) તોરણ અને કઠેરા ઉપર જાતકોની વાર્તાઓ અને બુદ્ધના જીવનચરિત્રના પ્રસંગો કોતરેલા છે. ( જુઓ Plate XVI,42, 43,44,45, ) આ સિવાય છૂટી મૂર્તિઓ પણ છે. બધું કોતર કામ એક સરખું નથી. આ સ્તૂપને ઇ. સ. પૂર્વે બીજા શતકનો ગણ્યો છે. અને માર્શલ સાહેબ કહે છે કે ભરહતના કોતર કામના કેટલાક દાખલાઓમાં એ પ્હેલાંના શતકની કળા કરતાં કાંઇ પ્રગતિ દેખાતી નથી. જ્યારે બીજા કેટલાક દાખલાઓમાં કોતર કામ વધારે પરિપક્વ છે. છૂટી વ્યક્તિઓની આકૃતિ વધારે કુદરતી થવા લાગી છે. ટુંકામાં આ દેશના કારીગરોનો હાથ પરદેશીઓની મદદથી તથા એક સૈકાની પથ્થર ઉપર કામ કરવાની ટેવથી ઠીક કુશળ થઇ ગયો છે. માર્શલ સાહેબનો તો એવો મત છે કે આ સ્તૂપની કારીગરીમાં જે સરસ મૂર્તિ વિધાનના નમૂના છે તે વાયવ્ય પ્રાન્તમાંથી આવેલા પરદેશી કારીગરોના હાથના છે અને કળામાં કાંઇક ઉતરતું ઉંડું નહિં પણ છીછરૂં કોતરેલું જે કામ છે તે ત્યાંના મધ્ય હિંદના સ્થાનિક કારીગરોનું કામ છે. વિદિશા ( બેશનગર ) ના ગરુડધ્વજનો એ દાખલો આપે છે. પંજાબમાં વસતા પરદેશીઓ સાથેના આપણા ધાર્મિક વિનિમયનો એ અચૂક પુરાવો છે એમાં ના નહિં. જે વખતે ધાર્મિક વિનિમય થયો એ વખતે કળાનો વિનિમય કેમ ન થયો હોય ?

બુદ્ધગયાના મંદિરની આસપાસનો કઠેરો અને ચંક્રમણ માર્ગના થાંભલાઓ, આ દેશની કળાના વિકાસનું ત્રીજું પગથીયું છે. આના ઉપર પણ પુષ્કળ કોતરણી છે ( જુઓ Plate XIX 49 50) અહીંનું કોતર કામ ઘણે અંશે ભરહતને મળતું છે પણ પરદેશી કળાની અસરથી તથા મ્હાવરાથી એમાં ઘણો સુધારો થયો છે. ભરહતના કોતરકામ સાથે આને સરખાવવાથી સ્પષ્ટ દેખાય છે કે, એ વખતે મધ્ય એશીઆની જે સંકુલ કળામાં ગ્રીસની, સીથીઆની, ઇરાનની તથા ઇરાકની કળાઓનો સંગમ થયો હતો તે કળાનાં ઘણાં તત્ત્વો આ દેશના કારીગરો ગ્રહણ કરતા હતા. કાંઇક આ પરદેશી અસરની તો કાંઇક પોતાની અંતઃપ્રેરણાથી આ દેશના કારીગરોએ ભરહતના કાળ કરતાં બુદ્ધગયાના સમયમાં ઠીક પ્રગતિ કરી હતી. અને સાંચીનાં તોરણો કરતાં બુદ્ધગયાનું કોતર કામ ઘણું ઉતરતું છે માટે માર્શલ સાહેબ સાંચીનાં તોરણોને ઇ. પૂર્વે પ્હેલા શતકના પાછલા અર્ધભાગમાં અને બુદ્ધગયાનાં તોરણને એ જ શતકના પ્હેલા અર્ધ ભાગમાં મૂકે છે. આજ દિવસ સુધી સાંચીનાં તોરણો

પણ ઇ. સ. પૂર્વે બીજા શતકનાં ગણાતાં પણ આ દેશની પ્રાચીન, ઇ. સ. પૂર્વેની, કળાના ઇતિહાસની પોતાની કલ્પના બરાબર બંધ બેસે એ માટે સાંચીના તોરણનો સમય જરા નીચે ઉતાર્યો છે; એ માટે, ઇન્દ્રમિત્ર અને બ્રહ્મમિત્રનાં નામો એક થાંભલા ઉપર લખેલાં હોવાનો પુરાવો આપ્યો છે. પણ એમાં કાંઇ માલ નથી. આ રાજાઓ કોણ અને ક્યારે થયા? એ વિષે કશું જાણવામાં નથી. ખરી વાત એટલી છે કે આ દેશની પ્રાચીન કળા વિષે સર માર્શલે જે આખી કલ્પના કરી છે તે આ રીતે સમય ગોઠવવાથી જ બંધ બેસે છે. આજ કારણથી ભાજા કાર્લી વગેરે ગુફાઓનો આજ દિવસ સુધી જે સમય મનાતો હતો તે ફેરવીને એક શતક જેટલો વધારે આધુનિક ઠરાવ્યો છે.

સાંચીનાં તોરણો વિષે તો શું કહેવું? પ્રાચીનતર કળાના બધા અવશેષોમાં સાંચીનાં પ્રખ્યાત તોરણો સૌથી વધારે સંપૂર્ણ અને સુન્દરતમ છે. આવાં પાંચ તોરણો છે. સાંચી વિષે યુગધર્મમાં લાંબુ વર્ણન હમણાં જ છપાઈ ગયું છે અને અહીં વધારે અવકાશ નથી. પણ પ્રસ્તુત પ્રકરણમાં આપેલા નિર્ણયો જોઇએ. દરેક તોરણ ઉપરનાં કોતરકામની રીત તથા કળા ઉપરથી કાલાનુક્રમમાં પ્હેલાં દક્ષિણ તરફનું, પછી ઉત્તરનું પછી પૂર્વનું અને છેવટ પશ્ચિમનું તોરણ ઉભું થયું હશે. ચારે તોરણો એક પ્રકારનાં છે, અને કહીઆ કરતાં સુતારની કારીગરી જેવાં વધારે લાગે છે. પથ્થર ઉપર કામ કરવાને અયોગ્ય સિદ્ધાન્તો ઉપર રચાયેલાં આ તોરણો બે હજાર વર્ષ સુધી આવી સારી હાલતમાં જીવ્યાં એ જ મોટું આશ્ચર્ય છે. આ તોરણો સુંદર અને જાણે જીવતાં હોય એવાં કોતર કામથી ભરચક ભરેલા છે. સ્તૂપની જાત્રાએ આવતા જાત્રાળુઓને આ તોરણોમાં પેસતાં અને સ્તૂપની આસપાસ પ્રદક્ષિણા ફરતાં બુદ્ધ ધર્મનો આખો ઇતિહાસ—મૂર્તિમાન્ ધમ્મ જ પથ્થર ઉપરથી જીવતો થઇને નજર આગળ તરતો હશે.

બુદ્ધ ગયા કરતાં આ તોરણો ઉપરનાં કોતર કામની કળા ઘણી ચડીઆતી છે. અલબત્ત બધું કામ એક સરખું નથી. ઉત્તમ નમૂનાઓ દક્ષિણના તોરણ ઉપર દેખાય છે. સૌથી ઉતરતા ઉત્તરના તોરણ ઉપર છે. પણ કોતરકામની હસ્તકુશળતાના વિષયમાં તો દક્ષિણના અને પશ્ચિમના તોરણ વચ્ચે સૌથી વધારે વિરોધ દેખાય છે. ભરહતના કોતરકામ સાથે આને સરખાવવાથી લગભગ એક સૈકા કે તેથી વધારે વખતમાં કળાએ કેટલી પ્રગતિ કરી છે એ સ્પષ્ટ દેખાય છે. ભરહુત અને સાંચી એક જ સમયનાં આજ સુધી કેમ મનાયાં એનું જ સર માર્શલને આશ્ચર્ય થાય છે.

આવા સ્તૂપો સાથે ચૈત્યો અને વિહારો બાંધવાનો પણ એ વખતે રિવાજ હતો. ઘણાંનાં ખંડેરો મળ્યાં છે. પણ એ વખતની સ્થાપત્યકળાના ભવ્ય નમૂનાઓ પશ્ચિમ હિન્દુસ્થાનમાં જ્યાં ફાવ્યું ત્યાં ડુંગરાઓમાં ચૈત્યો અને વિહારો તરીકે કોતરી કાઢેલી ગુફાઓ છે. ગુફા કોતરી કાઢવાનો રિવાજ ઇજીપ્તમાં ઘણા જૂના કાળથી હતો. પૂર્વે છઠ્ઠા શતકમાં એ રિવાજ ઇરાનમાં દાખલ થયો અને ત્યાંથી ઇ. સ. પૂર્વે ત્રીજા શતકમાં ભારતવર્ષમાં આવ્યો. મૌર્ય સમયની પ્રાચીનતમ ગુફાઓ ઘણી સાદી છે. ધીમે ધીમે આ દેશના કારીગરોનો લોભ વધવા લાગ્યો અને તેઓએ ગુફાઓને પણ બધી રીતે બાંધેલાં ચૈત્યો અને વિહારોને મળતી કરવા માંડી. તેઓનાં ઉદ્યોગ અને ખંતને ધન્ય છે. પથ્થરના સ્થાપત્યમાં લાકડાના

સ્થાપત્યનું અનુકરણ–વ્યર્થ અનુકરણ કરવામાં જે મહેનત–નકામી મહેનત–પડી હશે તે જોઇને આશ્ચર્ય થાય છે. પ્રાચીન ગુફાઓમાં ભાજા, કોન્ડાને, પીતલખોરા, અજન્તા, - બેડસા નાશિક અને કાર્લી છે. આ બધી ગુફાઓની સામાન્ય યોજના અને રચના સરખી છે. સર્વ ગુફાઓમાં શ્રેષ્ઠ કાર્લાની ગુફા મોટામાં મોટી, સૌથી વધારે જળવાઇ રહેલી, અને એ પ્રકારમાં બીજા સર્વ કરતાં સંપૂર્ણ છે. આ ગુફાનું વર્ણન કરવા જેટલો અહીં અવકાશ નથી, વળી એકાદને જોયા વગર આ ગુફાઓની ભવ્યતાનો ખ્યાલ આવવો અશક્ય છે. આ ગુફાઓનાં સ્થાપત્ય કામની ઝીણી ઝીણી વિગતોમાં થતા ગયેલા ફેરફાર ઉપરથી માર્શલ સાહેબ નીચે પ્રમાણે કાલાનુક્રમ ગોઠવે છે. જૂનામાં જૂની ભાજા, કોન્દાને, પીતલખોરા અને અજન્તાની દશમી ગુફા છે, પછી બેડસાનું સભાગૃહ, પછી અજન્તાની નવમી ગુફા, પછી નાશિકનું ચૈત્યગૃહ અને છેવટ કાર્લી ગુફા. નાશિકની ચૈત્ય ગુફા પાસેના ન્હાની વિહારગુફાની અંદરના આન્ધ્ર રાજા કૃષ્ણના લેખ ઉપરથી આજ દિવસ સુધી એમ મનાતું કે પ્હેલી ચાર ગુફા ઇ. સ. પૂર્વે ત્રીજા શતકના અન્તમાં, બેડસાની ગુફા ઇ. સ. પૂર્વે બીજા શતકના પ્હેલા કે બીજા દશકામાં, નાશિકની ઈ. સ. પૂર્વે ૧૬૦ની આસપાસ અને કાર્લીની ઇ. સ. પૂર્વે ૮૦ની આસપાસ કોરાયેલી હોવી જોઇએ. આપણી કળાના ઇતિહાસ વિષેની પોતાની કલ્પનામાં બરાબર બંધ બેસે માટે આ બધી ગુફાઓના સમયને લગભગ સો વર્ષ જેટલો માર્શલ સાહેબે નીચે ખેંચી લીધો છે. એમણે કારણો આપ્યાં છે પણ એ ખાત્રી કારક નથી.

પૂર્વમાં ઉદયગિરિ અને ખંડગિરિની જૈન ગુફાઓ વિષે પણ આ પ્રકરણમાં નોંધ છે પણ એમાં કાંઇ વિશેષતા નથી; અને સર માર્શલ કહે છે તે ખરૂં જ લાગે છે કે મધ્ય અને પશ્ચિમ હિંદ જેવું પૂર્વહિંદની કળામાં આત્મબળ ન હતું અને ધીમે ધીમે બ્હારનું ઉત્તેજન બંધ થતાં એ કળા ક્ષીણ થઇ ગઇ.

ચિત્રકળા આટલા જૂના સમયમાં યે ઉદય પામી હશે. ચૈત્યો અને વિહારોના અંદરના ભાગો ઇ. સ. પૂર્વે પણ ખૂબ ચિત્રેલા હોવા જોઇએ. પણ રામગઢ ટેકરી ઉપરની જોગીમારા ગુફા સિવાય બીજે ક્યાંય એ સમયની ચિત્ર કામની કોઇ નિશાની જીવતી રહી નથી.

છેવટ ઉપસંહાર કરતાં સર માર્શલ કહે છે કે ભારત વર્ષની સ્વદેશી કળાના ઇતિહાસનાં એક પછી એક પગથીઆં જોઇએ તો સ્પષ્ટ દેખાય છે કે બાહ્ય અસર ઘણી થઇ છે પણ આ કળાને એના પરિપક્વ રૂપમાં દાખલા તરીકે સાંચીનાં તોરણોમાં અવલોકીએ તો દીવા જેવું દેખાય છે કે કોઇ પણ કળાભિજ્ઞને કળાહીન કેવળ અનુકરણ રૂપ દેખાય એવું કશું એમાં નથી. ઘણે સ્થળે ઇરાની આકૃતિઓ પસંદ કરી છે પણ એના કોતરકામમાં ક્યાંય ઇરાની કળાનાં ખાસ લક્ષણો દેખાતાં નથી. ભારતવર્ષની કળા ઉપર એ સીરીઆનું પણ ઋણ છે પણ કોઇ સ્થળે એસીરીઆની વિશિષ્ટતાનું અંધ અનુકરણ નથી. સૌથી વધારે જો કે યવનો (ગ્રીકો) ના એ વખતના હિંદુ કારીગરો ઋણી છે પણ યવન પ્રતિભા પાસેથી આ દેશે જે સેવાનો સ્વીકાર કર્યો તે સેવાએ આ દેશની કળાની જીવન શક્તિને વિકસિત અને ઉત્તેજિત કરી છે; નબળી પાડી કે દાબી દીધી નથી. બધા મોટા કળાના ઉપાસકો પેઠે આ દેશના કારીગરો જે સુંદર તત્ત્વ જ્યાંથી શીખી શકાય ત્યાંથી શીખીને એનો લાભ લેવા ઉત્સુક હતા. જો હાલના સેંટપોલના બાંધ કામને ઇટાલીનું ન કહી શકાય તો આ દેશની એ વખતની કળાસૃષ્ટિને યાવની કે ઇરાની શી રીતે કહી શકાય ? ખરી રીતે એ વખતની આ દેશની કળા ભાર-

તીય પ્રજાકીય કળા જ છે. એનું મૂળ અહીંની પ્રજાનાં હૃદયમાં અને એની શ્રદ્ધામાં હતું, અને એ કારીગરોએ પ્રજાની ધાર્મિક માન્યતાઓને તથા પ્રજાના પ્રકૃતિ સાથેના સહજ સમભાવને પથરાઓમાં તાદૃશ વ્યક્ત કર્યો છે. આ પ્રાચીનતર કારીગરોએ આધ્યાત્મિક ભાવોને મૂર્તરૂપ આપવાનો નહિં પણ પથરાઓ ઉપર લોકના ચિત્તમાં સોંસરી ઉતરી જાય એવી રીતે ધાર્મિક વાતો આબેહુબ ચિત્રીને પોતાના ધર્મનો પ્રચાર કરવાનો પ્રયાસ કર્યો છે.

ભૂત કાળમાં પાશ્ચાત્ય વિવેચકોમાંના ઘણાઓએ અહીંની કળાનો આખો વણાટ પરદેશી જ માન્યો છે; જ્યારે બીજાઓએ પરદેશીની બીલકુલ અસર નથી એમ કહ્યું છે. સર માર્શલે બે મતની મધ્યમાં રહીને નિર્ણય કર્યો છે કે યુક્ત પ્રાન્તમાં તથા મધ્ય હિન્દમાં કારીગરોને પોતાની ક્રિયામાં નડતી મુશ્કેલીઓ દૂર કરવાના રસ્તા બતાવીને તથા નવા વિચારો સુઝાડીને અહીંની કળાના જાતે થતા જતા વિકાસમાં પરદેશીઓએ મદદ કરી છે. જ્યારે વાયવ્ય પ્રાન્તમાં તથા એની સરહદની પેલી પાર ઘણા વખત સુધી પરદેશી કળાનું સામ્રાજ્ય રહ્યું હતું; જેમાંથી છેવટ ગાન્ધાર કળા વિકાસ પામી. સર માર્શલ ખરૂં જ કહે છે કે થોડા વખત સુધી ખૂબ પ્રસર્યા છતાં યવન કળાએ આ દેશમાં સ્થિરતા પ્રાપ્ત કરી નથી. કારણ કે બે પ્રજાના સ્વભાવમાં જબરૂં અન્તર છે. ગ્રીકના મનને માણસ, માણસનું સૌન્દર્ય, તેની બુદ્ધિ એ જ સર્વસ્વ હતું. આ સૌન્દર્યની પૂજા એ જ યાવની કળાનો આત્મા છેવટ સુધી રહેલો છે. આથી ઉલટું ભારતીય મનુષ્યની ભાવના દૃષ્ટિ આગળ મર્ત્ય મનુષ્ય નહિં પણ અનંત અને અમર આત્મા જ હમેશાં રમ્યા કરે છે. એ હૃદય અન્તવાનને નહિં પણ અનંતને શોધે છે. ગ્રીકના વિચારો નૈતિક છે જ્યારે ભારતીય જનના વિચારો આધ્યાત્મિક છે. એક બુદ્ધિવાદને વળગે છે ત્યારે બીજો શ્રદ્ધામય છે.

આ દેશના સાહિત્ય પેઠે કળાએ પણ એ અમર, અનંત તત્ત્વનો કળાદ્વારા સાક્ષાત્કાર કરવાનો પ્રયાસ કર્યો છે. એ સાક્ષાત્કાર કરાવવો અમર અનંત તત્ત્વનું મૂર્તરૂપ દેખાડવું એ જ અહીંની કળાના ઉપાસકોનું લક્ષ રહ્યું છે. પણ આ પ્રકરણ કે કેમ્બ્રીજ હીસ્ટરીના આ ભાગનો એ વિષય નથી. આ દેશની કળા પોતાની ભાવનાના એ અન્તિમ શિખર ઉપર તો ગુપ્ત સમયમાં જ ઈ. સ. ૪૦૦ થી ૭૦૦–૮૦૦ સુધીમાં ચડી શકે છે.

છેવટ કહેવાનું કે સર માર્શલે પોતાના મતનું સમર્થન કરવા આજ સુધી સ્વીકારાયેલી માન્યતાઓને ખાસ વાળી છે; પણ એમણે આપણી કળાનો સળંગ વિકાસ બતાવવા યત્ન કર્યો છે. એમની સમય માટેની આ ખેંચતાણમાં ભૂલ હશે તો એ વધારે શોધખોળથી મળેલાં ચોક્કસ પ્રમાણોથી જ દૂર થઈ શકશે. એટલું ખરૂં કે તેઓ મધ્ય એશીઆની અસરને સંભવિત કરવા મધ્ય એશીઆ સાથેના આ દેશના સબંધના ઇતિહાસ સાથે કળાના કાળાનુક્રમને ખેંચીતાણી ગોઠવે છે. પણ જે તારતમ્ય તેઓ કાળજન્ય માને છે તે ઘણા દાખલામાં દેશજન્ય તથા વ્યક્તિગત શક્તિભેદનું પરિણામ કેમ ન હોય ?

પણ આ દેશની કળાના પ્રાચીન અવશેષોનો આપણે જાતે બારિક અને વિગતવાર અભ્યાસ ન કરીએ ત્યાં સુધી આ વિષયમાં કાંઇક અંધારૂં રહેશે જ.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી.

વિશ્વભારતીના ઑક્ટોબર અંકમાં ડૉ. વિન્ટરનિત્સ 'કૌટિલ્ય અને પ્રાચીન હિન્દની રાજનીતિ' એ મથાળા નીચે માત્ર બે મુદ્દાઓની ચર્ચા કરે છે. એ બે મુદ્દાઓની ચર્ચા મૂળ માત્ર જર્મન અને ફ્રેન્ચમાં થયેલી છે.

'સૌથી મહત્ત્વનો પ્રશ્ન એ છે કે કૌટિલ્યનું અર્થશાસ્ત્ર તે ચન્દ્રગુપ્તના પ્રધાન ચાણક્યે જ લખેલું અર્થાત્ ઇ. પૂ. ના ચોથા સૈકાનું જ છે કે કેમ? ચન્દ્રગુપ્તના દરબારમાં ગ્રીક એલચી મેગાસ્થિનીસ રહેતો હતો અને તેણે તે સમયના હિન્દનું વર્ણન આપેલું છે. આ વર્ણન અને અર્થશાસ્ત્ર વચ્ચેનું સામ્ય કેટલાએક વિદ્વાનોએ બતાવેલું છે. ડૉ. ઑટ્ટો સ્ટીન "મેગાસ્થિનીસ અને કૌટિલ્ય" ના લેખમાં આ મુદ્દાની પરીક્ષા કરે છે. તેઓ કહે છે કે કૌટલ્ય અને મેગાસ્થિનીસ મળતા આવે છે એ બાબતો એવી છે કે સમય જતાં તે બદલાય નહિ, જેમકે નહેરથી પાણી પાવું, કિલ્લા માટેની જગાની પસંદગી, હાથીને પાળવાની રીત, બહુપત્ની કરવાનો રિવાજ, ચારને રાખવાની પદ્ધતિ વગેરે. પણ વધારે મુદ્દાની બાબતોમાં બન્નેમાં ઘણો તફાવત છે. મેગાસ્થિનીસ કાષ્ટના કિલ્લાઓનો ઉલ્લેખ કરે છે અને પાટલીપુત્રની જગામાં ખોદાણ કરતાં મૌર્યકાલનાં લક્કડ કામો હાથ આવ્યાં છે પણ ખરાં. પણ કૌટિલ્ય કહે છે કે કિલ્લાઓ પત્થરના કરવા, કારણ કે લાકડામાં આગ લાગવાનો ભય છે. મેગાસ્થિનીસ કહે છે કે હિન્દમાં ગુલામસંસ્થા નથી ત્યારે કૌટિલ્ય એવી સંસ્થા જણાવે છે. મેગાસ્થિનીસ જણાવે છે કે વસ્તીમાં મોટો ભાગ ખેડુતોનો હતો તેઓ કદી લડાઇમાં જોડાતા નહિ, અને લડાઇમાં પણ તેમનાં ખેતરોને નુકસાન થતું નહિ. પણ કૌટિલ્ય બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્રોનાં લશ્કરોની વાત કરે છે; પરદેશના લશ્કરને ખેડુતોનો મોટો ભય ગણે છે, અને ઘેરો ઘાલતાં આસપાસના પાકનો નાશ કરવાની યુક્તિ બતાવે છે. સૌથી મહત્ત્વનો ફરક રાજકારોબારનાં વર્ણનોમાં છે. ડૉ સ્ટીન જણાવે છે કે નહેર જમાખર્ચના ખાતામાં અને લશ્કરી વ્યવસ્થામાં બન્નેનાં કથનોમાં મોટો ફરક છે. કેટલીએક જગાએ મેગાસ્થિનીસ પોતાનાં વલણોથી દોરાઇ ગયો હોય પણ બીજી બાબતોમાં તો તે જે સામાજિક રાજકીય સ્થિતિનું વર્ણન કરે છે તે નિઃસંશય અર્થશાસ્ત્રમાં નિરૂપિત સ્થિતિથી ભિન્ન છે. ધાતુ ખનિજ વગેરે બાબતોનું મેગાસ્થિનીસનું વર્ણન ઘણી અસલી અવસ્થા બતાવે છે. તે પછી રસાયનવિદ્યામાં ઘણી પ્રગતિ થઇ ગયા પછીનું અર્થશાસ્ત્રનું વર્ણન છે. જૂદા જૂદા પ્રકારનાં સુવર્ણોમાં કૌટિલ્ય પારાનું સોનું બનાવવાની રીત આપે છે. હવે પારાનો ઉપયોગ વૈદ્યવિદ્યામાં અને કીમીયાગિરીમાં હિંદમાં જાણીતો છે પણ તે પછીના સાહિત્યમાં જ. ચરક સંહિતામાં તેનો એક વાર અને સુશ્રુતમાં બે વાર, અને ૪ થા સૈકાની બોવર મતમાં એક વાર તેનો ઉલ્લેખ છે અને તે પહેલાંના સાહિત્યમાં બિલકુલ નથી. આ કીમીયાગિરીના ઉલ્લેખના પ્રમાણથી હું પ્રો. જૉલિ સાથે એકમત થાઉં છું કે અર્થશાસ્ત્ર પાછળનું હશે. વધારે વિગતમાં ઉતરી શકતો નથી પણ આ ચર્ચા પછી કૌટિલ્ય અને મેગાસ્થિનીસ એકકાલીન છે એમ હવે નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ.

બીજો આવો જ લેખ ડૉ. કાલિદાસ નાગનો "પ્રાચીન હિન્દની રાજનીતિના મતો અને અર્થશાસ્ત્ર" એ છે. તેના છેલ્લા પ્રકરણમાં તેઓ વિશેષ કારણો આપીને બતાવે છે કે અર્થશાસ્ત્ર મૌર્ય ચન્દ્રગુપ્તના કાલનું ન હોઇ શકે. અર્થશાસ્ત્રમાં ચન્દ્રગુપ્તના જેવા કોઇ સદા-

રાજ્યની ચર્ચા નથી પણ અંદર અંદર લડતાં નાનાં નાનાં રાજ્યોની ચર્ચા છે. તેઓ ડૉ. જૉલિના મતને મળતા થાય છે કે અર્થશાસ્ત્રમાં કાયદાની જે વિકસિત દશા બતાવે છે તે મૌર્યકાલની ન હોઇ શકે. વળી કહે છે કે ઇ. પૂ. ૪ થા સૈકામાં કાંબોજ, સુવર્ણભૂમિ, ચીન, નેપાલ વગેરે દેશોનાં નામો ન હોઇ શકે.

ડૉ. કાલીદાસ નાગની ચર્ચાનો મુખ્ય વિષય કૌટિલ્ય નથી પણ વેદકાલથી રાજનીતિના મતો કેવા વિકસતા આવ્યા તે બતાવવાનો છે. ઋગ્વેદ સંહિતા અને બ્રાહ્મણોમાંથી તેઓ જે ઉતારા આપે છે તે મહત્ત્વના છે, પ્રાચીન હિંદની સામાજિક રાજકીય સ્થિતિ ઉપર તેથી ઘણો પ્રકાશ પડે છે પણ તેથી રાજનીતિના મતો સાબીત થઇ શકતા નથી. ઋગ્વેદ કાલમાં પણ વિગ્રહો થયા છે, રાજ્યોએ મૈત્રીઓ બાંધી છે, તેમાં અગમચેતી અને હોંશિયારી પણ વાપરી છે પણ તેથી, અર્થશાસ્ત્રમાં રાજનીતિને વિચારના એક સ્વતંત્ર વિષય તરીકે સ્થાન મળ્યું છે તેવું સ્થાન તેને તે વખત મળેલું છે એમ કહી શકાય નહિ.

ડૉ. નાગ બતાવે છે કે ચરકસંહિતા અને કૌટિલ્યના અર્થશાસ્ત્રની વચ્ચે પદ્ધતિ ને શૈલિનું ઘણું જ સામ્ય છે. અને બન્ને પ્રતો એક જ કાલની હોય એ બનવા જોગ છે. આ શાસ્ત્રના સમયમાં જ્ઞાનની અનેક શાખાઓના અભ્યાસ થતા એતો ચોક્કસ જ છે.

ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો મુખ્ય તફાવત એ છે કે ધર્મશાસ્ત્ર ધર્મનો ઉપદેશ છે અને ધર્મનો મૂળ આધાર શ્રુતિ મનાય છે અને તેનું અનુષ્ઠાન ચાતુર્વર્ણ્ય પ્રમાણે કરવાનું હોય છે ત્યારે અર્થશાસ્ત્ર લૌતિક ઉત્કર્ષ (અર્થ) ના સાધનનો ઉપદેશ આપે પછી તે સાધનો ધર્મ પ્રમાણે છે કે નહિ તેનો તે વિચાર કરતું નથી. નીતિનું લક્ષણ માઘે શિશુપાલવધ ૨,૩૦માં ઠીક આપ્યું છે કે "આત્મોદય અને પરહાનિ એટલે નીતિ

આ દૃષ્ટિએ કૌટિલ્યનું અર્થશાસ્ત્ર તે અર્થશાસ્ત્ર જ છે અને અદ્વિતીય છે કારણ પછીનાં અર્થશાસ્ત્રો, કામન્દકી નીતિસાર, સોમદેવસૂરિનું નીતિવાક્યામૃત વગેરે રાજનીતિ સાથે ધર્મને ભેળવી દે છે.

ડૉક્ટર કાલિદાસ નાગ કૌટિલ્યને રાજનીતિનો ધર્મોપદેશક કહે છે તેમાં કૌટિલ્યને અન્યાય કરે છે એમ હું માનું છું. તેઓ કૌટિલ્યની મશિઆવેલિ સાથેની સરખામણીનો નિષેધ કરે છે પણ મને તો કૌટિલ્યનું "હિન્દનો મશિઆવેલી" એ ઉપનામ બહુ જ સાર્થક લાગે છે કારણ કે બન્ને ધર્મથી અલગ રહી રાજનીતિનો ઉપદેશ કરે છે. વળી બન્ને વચ્ચે એ બીજું સામ્ય એ પણ છે કે કૌટિલ્ય બ્રાહ્મણ હોવા છતાં ધાર્મિક ક્રિયાઓ અને લોકોની ધર્મભાવનાનો ખરાબમાં ખરાબ ઉપયોગ કરતાં લેશ પણ આંચકો ખાતો નથી અને એ રીતે મશિયાવેલી પણ ચર્ચસંપ્રદાયનો હોવા છતાં હલકામાં હલકા સાધનોનો ઉપયોગ કરવા કહે છે. માત્ર બન્ને વચ્ચે એક ફરક છે. મશિયાવેલિ પોતાનાં સાધનો ઇતિહાસના બનાવેમાંથી સિદ્ધ કરે છે અને અર્થશાસ્ત્રના લેખકને એ દૃષ્ટિ છે જ નહિ.

વળી કૌટિલ્યે આંતરરાષ્ટ્રીય કાયદાના મૂળતત્ત્વોની ચર્ચા કરી છે એમ પણ ડૉ. નાગ કહે છે. પણ એવું કાંઇ કૌટિલ્યમાં મને દેખાતું નથી. તે સુલેહ અને રાજ્યોની મૈત્રીની વાત કરે છે ખરો પણ એવી જ રીતે તદનામાં બાંગવાની અને બહાનાનાં માણસો છૂટાં કરાવી નાખવાની પણ વાત કરે છે. તે જે સુલેહોની ચર્ચા કરે છે તે વિગ્રહને અંગે જ, કારણ જ્યાં સુધી નિગ્રહ ન કરી શકાય ત્યાં સુધી કાંઇક સલાહ કરવી જ પડે.

ડૉ. નાગ તો તેને શાન્તિવાદી પણ કહે છે કારણ કે એક જગાએ તે કહે છે કે જ્યારે યુદ્ધ અને વિગ્રહના ફાયદા સરખા હોય ત્યારે રાજાએ સુલેહ કરવી કારણ કે વિગ્રહમાં નુકસાન અને જોખમ છે. પણ આ વાક્ય તો પ્રકરણની પ્રસ્તાવનાનું છે અને એ બાબતમાં તો ગયા પ્રકરણમાં તેણે કહેલું કે જે પરથી નબળો હોય તેણે સુલેહ કરવી અને જે સબળો હોય તેણે વિગ્રહ કરવો.

હવે એ ખરૂં છે કે રાજકુમારોના વિનય (કેળવણી) ના અને રાજાના ધર્મના પ્રકરણમાં તે ઇન્દ્રિયવિજયનો ઉલ્લેખ કરે છે, રાજાએ પ્રજાને ધર્મનો દાખલો બેસાડવો જોઇએ એમ કહે છે અને વર્ણાશ્રમ ધર્મનો આગ્રહ બતાવે છે પણ આનો અર્થ એટલો જ છે કે તે ધર્મને પણ એક વસ્તુ તરીકે સ્વીકારે છે. પણ એમ નહિ કે તે રાજનીતિને ધર્માધીન કરવા માગે છે. પરાજય કરેલા દેશમાં શું કરવું તે વિશેના સુંદર પ્રકરણમાં તે શત્રુના દુર્ગુણોને પોતાના સદ્ગુણોથી ઢાંકી દેવાનું અને ધર્માદા સંસ્થાઓ ચાલુ રાખવાનું વગેરે કહે છે ત્યાં પણ, તે ધર્મ છે માટે નહિ, પણ પ્રજાને શાન્ત કરવાનો એ ઉત્તમ ઉપાય છે એટલા માટે. આથી કૌટિલ્ય ધર્મોપદેશક નથી થઇ જતો પણ શાણો રાજનીતિજ્ઞ જ રહે છે.

કૌટિલ્યની રાજનીતિના મતોમાં અને હાલની રાજનીતિમાં ભાગ્યે જ કાંઈ ફરક છે. કૌટિલ્ય હમેશાં સ્વીકારી લે છે કે વિજિગીષુ રાજા જ ધાર્મિક છે અને હાલ પણ વિજય મેળવનારો પક્ષ પોતાને ધાર્મિક જ સમજે છે. અને કૌટિલ્ય જેમ પ્રસંગોપાત્ત ધર્મનું અવલંબન કરે છે એ જ રીતે હાલના રાજકીય નેતાઓના ઢંઢેરામાં પણ હલકામાં હલકું કૃત્ય હમેશાં ન્યાય માનવત્વ અને સંસ્કૃતિને નામે કરાય છે.

એક બીજા મતમાં પણ ડૉ. નાગથી હું જૂદો પડું છું. તેઓ, બ્રાહ્મણ ગ્રન્થોમાં લખ્યું છે તેમ રાજા પુરોહિતને અધીન રહેતો એમ માને છે અને એ અધીનત્વથી પ્રજાના લાભમાં બ્રાહ્મણની અસર થતી એમ માને છે. વળી તેઓ કહે છે કે 'સમાજના નવા સત્તાધારીઓના વ્યવહારશાસ્ત્ર'નો જે અમાનુષ ઉપદેશ મહાભારતમાં કણિકનીતિમાં થયો છે તેનું વાતાવરણ પછીથી સુધર્યું છે. કણિક બ્રાહ્મણ છે છતાં ડૉ. નાગ તેના ઉપદેશને ક્ષત્રિયોની માન્યતા ગણે છે.

ઇતિહાસમાં ક્યાંઈ એવો બ્રાહ્મણ ધર્મ અને ક્ષત્રિય અધમ નજરે પડતો હોય એમ હું નથી માનતો. કોઇ કાલે બ્રાહ્મણ અને ક્ષત્રિયો વચ્ચે સર્વોત્તમ સત્તા માટે સ્પર્ધા થઈ હશે અને તેનો અંત એવો આવ્યો કે બ્રાહ્મણ રાજાનો મંત્રી થયો અને એ રીતે સત્તાનો ભાગીદાર થયો, પણ મધ્યકાલના ક્રિશ્ચન યુરોપમાં જેમ રાજા અને ચર્ચની પરસ્પર સહાય લોકોના ભલાને માટે નહોતી પણ તેમની પોતાની સત્તા સ્થિર કરવાને હતી તેમ, પ્રાચીન હિન્દમાં પણ રાજા રાજ્યનો મુખ્ય થવાથી રાજા અને બ્રાહ્મણને ફાયદો થયો હશે, લોકોને નહિ.

ઉપરના મુદ્દાઓનો મેં નિર્દેશ કર્યો છે તે ડૉ. નાગના લેખની અવગણના કરવા નહિ પણ તેમાં કેવી અમૂલ્ય સૂચનાઓ છે તે બતાવવા. તેમની ચર્ચા અર્થશાસ્ત્રના ઇતિહાસને બહુ અગત્યની છે અને હું આશા રાખું છું કે તેઓ એ શોધ આગળ ચલાવશે.' રા.

**'વિશ્વભારતી'** ના પહેલા વર્ષના ત્રીજા અંકમાં પ્રો. રાધાકુમુદ મુખોપાધ્યાય જાતકો પરથી એ કાળની **ભારતીય શિક્ષણપ્રણાલિકા** તારવી કાઢી એક લેખ લખ્યો છે. એનો અનુવાદ નીચે પ્રમાણે છે.

' જાતક નં. ૨૫૨ માં નીચે પ્રમાણે વાત છે. કાશીમાં બ્રહ્મદત્ત નામનો એક હતો અને એને બ્રહ્મદત્ત નામનો એક કુંવર હતો. હવે પહેલાંના વખતના રાજાઓ, પોતા શહેરમાં કોઇ સુવિખ્યાત ગુરુ હોય તો પણ, શિક્ષણની સમાપ્તિ માટે ઘણી વાર પોતાના કુંવરો દૂર પરદેશોમાં મોકલતા–એવા હેતુથી કે પરદેશોમાં ફરવાથી કુંવરોનો ગર્વ ગળી જાય એ ટાઢ તડકો વેઠતાં શીખે તથા દુનિયાદારીમાં માહેર થાય. આ રાજાએ પણ એમ જ પોતાનો કુંવર સોળ વરસનો થયો ત્યારે એણે એને પોતાની પાસે બોલાવ્યો અને એક જો એકવડા તળીઆની પાવડીની, એક પાદડાંની છત્રી અને ૧૦૦૦ સિક્કા આપી કહ્યું:–" કુંવર બેટા, તું તક્ષશિલા જા અને ત્યાં રહી વિદ્યાભ્યાસ કર."

પુત્રે પિતાની આજ્ઞા માથે ચઢાવી, માબાપને નમસ્કાર કર્યા અને ચાલી નીકળ્યો. યોગ્ય સમય થતાં એ તક્ષશિલા પહોંચ્યો. ત્યાં એણે ગુરુ ક્યાં રહે છે એ તપાસ કરી અને જ્યારે ત્યાં પહોંચ્યો ત્યારે ગુરુ વ્યાખ્યાન પુરૂં કરી ઘરના બારણા આગળ આમતેમ આંટા મારતા હતા. ગુરુને જોતાં જ કુંવરે પોતાની પાવડીઓ છોડી નાંખી, છત્રી બંધ કરી દીધી, અને સવિનય નમસ્કાર કરીને જ્યાંનો ત્યાં ઉભો રહ્યો. ગુરુએ જોયું કે એ થાકી ગયો હતો. ગુરુએ આ નવા અભ્યાગતને આવકાર આપ્યો. કુંવરે ખાઇપીને થોડો વિશ્રામ લીધો. પછી એ પાછો ગુરુ પાસે ગયો અને અદબવાળી એમની પાસે ઉભો રહ્યો.

' ક્યાંથી આવો છો?' ગુરુએ પૂછ્યું.

' કાશીથી.'

' તમે કોના દીકરા થાઓ ?'

' હું કાશીના રાજાનો દીકરો છું.'

' અહીં કેમ આવવું થયું ?'

' વિદ્યાભ્યાસ માટે.' યુવાને જવાબ આપ્યો.

' ઠીક, ગુરુદક્ષિણા લાવ્યા છો કે ગુરુસેવા કરી વિદ્યાધ્યયન કરવા ઇચ્છો છો ?'

' હું દક્ષિણા લેતો આવ્યો છું;' એમ કહીને એણે ગુરુનાં ચરણો સમીપ પોતાની ૧૦૦૦ સિક્કાની કોથળી રજુ કરી દીધી.

સ્થાનકવાસી વિદ્યાર્થીઓ દિવસે ગુરુસેવા કરતા અને રાત્રે ગુરુ પાસે અભ્યાસ કરતા પરંતુ જે વિદ્યાર્થીઓ દક્ષિણા લાવતા એ ગુરુના ઘરમાં એમના જ્યેષ્ઠ પુત્રો તરીકે રહી અધ્યયન કરતા. આ ગુરુ પણ બીજાઓની પેઠે શુભ દિવસે શુભ મૂરતમાં આ કુંવરને ભણાવતા. આમ આપણા કુંવરનું ભણતર શરૂ થયું.

આ વાત પરથી એ કાળની શિક્ષણપદ્ધતિની સર્વ મુખ્ય રૂપરેખાઓ આપણને વહેવાર પૂરતી જણાઈ જાય છે. હવે અમે એની સમજ પાડીશું અને બીજા જાતકોમાંથી જે વિશેષ માહિતી મળે એ ટાંકીશું.

તક્ષશિલા વિદ્યાનું સૌથી વધારે સુપ્રસિદ્ધ મથક હતું. ભારતના જુદાજુદા અને દૂરદૂરના ભાગના વિદ્યાર્થીઓ ત્યાં ભણવા આવતા. દૂર આવેલા કાશીથી (૧) રાજગૃહથી (૨) મિથિ-

(૧) [ ૧. ૨૭૨, ૨૮૫, ૪૦૯; ૨. ૮૫, ૮૭; ૪. ૫૦, ૨૨૪; ૫. ૨૬૩, ૧૨૬ વિગેરે]
(૨) ( ૩. ૨૩૮, ૯. ૧૭૭, ૨૪૭ )

મિથિલાથી (૩) ઉજ્જૈનથી (૪) મધ્ય પ્રાંતમાં આવેલા કોસલથી (૫) અને ઉત્તર પ્રદેશમાં આવેલા શિવિ અને કુરુ રાજ્યોમાંથી (૬) વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં ત્યાં કેવી રીતે આવતાં એ વિષેના જાતકોમાં સંખ્યાબંધ ઉલ્લેખો છે.

તક્ષશિલાની વિદ્યાના મથક તરીકેની ખ્યાતિ, અલબત્ત, ત્યાંના અધ્યાપકોની ખ્યાતિને લીધે હતી. એઓ પોતપોતાના વિષયમાં આધારરૂપ સમર્થ વિદ્વાનો હોવાથી હમેશાં એમને 'જગવિખ્યાત' કહેવામાં આવે છે. ભરતખંડના ભિન્ન ભિન્ન દૂર દૂરના ભાગોમાંથી સારા સારા વિદ્યાર્થીઓ અધ્યયન માટે તક્ષશિલા જતા અને તક્ષશિલા એ જમાનામાં હિંદુસ્તાનનું બૌદ્ધિક પાટનગર બનેલું તે નિશંક વિદ્વત્તા અને બહોળી ખ્યાતિ પામેલા આવા વિદ્વાનોને લીધે જ. આમ દેશના ભિન્ન ભિન્ન ભાગો જાણે તક્ષશિલાના આ કેળવણીના કેન્દ્રસ્થાનની મુખ્ય વિદ્યાપીઠે માન્ય કરેલાં મંદિરો હોઇ તક્ષશિલા હિંદુસ્તાનના વિસ્તૃત સાક્ષરસમાજ પર એક પ્રકારના શહેનશાહત ચલાવતું.

વિદ્યાર્થીઓ હમેશાં પોતાની કેળવણીની પૂર્ણાહુતિ માટે જ તક્ષશિલા જતા વર્ણવાય છે, શરૂ કરવા માટે નહિ. સોળ વર્ષની ઉમરે વા 'વયમાં આવતાં' જ એમને ત્યાં મોકલાવાતા (૮) એ બતાવે છે કે તક્ષશિલા પ્રાથમિક નહિ પણ ઉંચી કેળવણીનું મથક હતું. ત્યાં મહાવિદ્યાલયો હતાં વા વિદ્યાપીઠો હતી. જાણવા જેવું છે કે ઉમ્મરની આ હદ આધુનિક કાળની વિદ્યાપીઠોએ નક્કી કરેલી છે એટલી જ છે. અને એ પણ ખરૂં કે પાકી વયના વિદ્યાર્થીઓને જ વિદ્યાભ્યાસ માટે ઘરથી આટલે દૂર મોકલી શકાય.

સામાન્ય રીતે વિદ્યાર્થીઓને દાખલ થતી વખતે અધ્યાપકને પૂરેપૂરી દક્ષિણા કિંવા ફી આગળથી જ આપવી પડતી. એમ જણાય છે કે અધ્યાપનની ફી તક્ષશિલામાં ૧૦૦૦ સિક્કાની નક્કી થયેલી હતી. (૯) કોઈ રોકડી ફી ન ભરી દેવાની સ્થિતિમાં હોય તો ફીને બદલે એ અધ્યાપકની સેવા કરે તો ચાલતું (૧૦). વિદ્યાર્થીઓનો મોટો ભાગ દહાડે ગુરુસેવા કરીને જ રાતે વિદ્યા મેળવતા. એક ૫૦૦ બ્રાહ્મણ વિદ્યાર્થીની નિશાળ સંબંધી એવું વાંચવામાં આવે છે કે ત્યાં વિદ્યાર્થીઓને ગુરુ માટે એધરાં ભેગાં કરી લાવવાની સેવા ઉઠાવવાની હતી (૧૧). કેટલીક વાર કોઇ વિદ્યાર્થી આવી સેવાઓમાં વા મજુરીઆ કામમાં જરા પણ વખત ન કાઢતાં પોતાનો બધો સમય અધ્યયન પાછળ ગાળવાનું ઇચ્છે અને સાથે સાથે

(૩) [ ૪. ૩૧૬, ૬. ૩૪૭ ]

(૪) [ ૪. ૩૯૨ ]

(૫) [ ૩. ૧૧૫ ]

(૬) [ ૫. ૨૧૦, ૫. ૪૫૭, ૩. ૩૯૯; ૧. ૩૫૬ ]

(૭) આવા એક ગુરુ વિષે આપણે એમ વાંચીએ છીએ કે "બ્રાહ્મણ અને ક્ષત્રીય વર્ણના યુવાનો સમસ્ત ભારતમાંથી એની પાસે વિદ્યા લેવા આવતા [ ૩. ૧૫૮ ]".

(૮) [ ઉદા. ૯-૧૬૨, ૨૧૦ ]

(૯) [ ૧. ૨૭૨, ૨૮૫; ૪. ૫૦, ૨૨૪ વગેરે ]

(૧૦) [ મીલ. પન્હ ૬. ૧૧ ]

(૧૧) [ ૧. ૩૧૭-૩૧૮ ]

આગળથી ફી રોકડી ન આપી શકે એટલો ગરીબ હોય એવું પણ બનતું. આવી વખતે એ વિદ્યાર્થી પાછળથી ફી ભરી દેશે એવો એના પર વિશ્વાસ રખાતો. આવા એક કાશીના બ્રાહ્મણ વિદ્યાર્થી વિષે એવો ઉલ્લેખ છે કે તક્ષશિલામાં પોતાનું ભણતર પુરૂં કર્યા પછી ગંગા પારના દૂર દૂરના પ્રદેશોમાં ભિક્ષાપર્યટન કરીને એણે એના ગુરુની દક્ષિણા પૂરી કરી.

દક્ષિણા 'સાત નીક્ક' વા સોનાના થોડાક ઔંસની વર્ણવાય છે. આ ઉપરથી એમ જણાય છે કે એ કાળમાં ગુરુદક્ષિણા સોનાનાણામાં અપાતી (૧૨). આ સંબંધમાં એક બીજી વાત યાદ આવે છે. બ્રાહ્મણશિક્ષણપ્રણાલિકા પ્રમાણે બ્રહ્મચારી બહુધા સ્નાતક થયા પછી કિંવા અભ્યાસ પૂરો કરી રહ્યા પછી ગુરુદક્ષિણા આપતો.

વિદ્યાર્થી ઘણો ગરીબ હોય અને ઉપર્યુક્ત કોઇ પણ રીતે એ દક્ષિણા ન ભરી શકે ત્યારે ઘણી વાર કેટલાક ઉદાર માણસો એને ધર્માદા કેળવણી આપવાનો પ્રબંધ કરી આપવા નીકળતા. કાશીના એક 'જગવિખ્યાત' ગુરુ વિષે આપણે એવું વાંચીએ છીએ કે એના હાથ તળે ૫૦૦ બ્રાહ્મણ ( કિંવા ગરીબ ) વિદ્યાર્થીઓ અધ્યયન કરતા. આવી નિશાળ ચલાવવાની મુશ્કેલી કાશીના લોકોએ આ વિદ્યાર્થીઓને નિત્ય સદાવ્રત ખર્ચમાંથી જમણ આપીને ટાળી અને વિદ્યાર્થીઓને મફત કેળવણી અપાવી. ઉદાર ગૃહસ્થો ગુરુશિષ્યોને પ્રસંગોપાત જમવાનું આમંત્રણ આપતા. તેથી પણ એમનું ભણતરનું ખર્ચ કેટલેક દરજ્જે કમી થતું. એક ઠેકાણે એવું વાંચવામાં આવે છે કે એક ગામડાના કુટુંબે તક્ષશિલામાં ૫૦૦ વિદ્યાર્થીઓની એક આખી નિશાળને જમણ આપ્યું હતું. એક આખા ગામડાએ પણ એવું જમણ આપ્યું હતું (૧૩). ઘણી વખત આ નોતરાનો ક્રમ એવી રીતે ગોઠવાતો કે આખી નિશાળને રોજ કંઇક ને કંઇક જમણ હોય જ. વિદ્યાર્થીઓનો એક બીજો પ્રકાર એવો હતો કે જેમને પોતાના રાજ્ય તરફથી વિદ્યાવૃત્તિ ( સ્કોલરશિપ ) મળતી હતી. સામાન્ય રીતે આવા વિદ્યાર્થીઓ પોતાના દેશના રાજકુંવરોના સોબતી તરીકે ત્યાં અધ્યયન માટે આવતા. કાશીના અને રાજગૃહના દરબારના પુરોહિતોના દીકરાઓ પોતપોતાના રાજકુંવરો સાથે વિદ્યા માટે તક્ષશિલા આવેલા એવું આપણા વાંચવામાં આવે છે. છતાં કેટલાક વિદ્યાર્થીઓને ઊંચી કેળવણી મેળવવા માટે રાજ્ય પોતાના ખર્ચે મોકલતું એવા દાખલાની કાંઇ ખોટ નથી. કાશીના એક બ્રાહ્મણ વિદ્યાર્થીને ત્યાંના રાજાએ રાજ્યને ખર્ચે ધનુર્વિદ્યાનો ખાસ અભ્યાસ કરવા માટે તક્ષશિલા મોકલ્યો હતો એમ આપણે વાંચીએ છીએ ( ૧૪ ).

ભણતરનું ખરચ અહીં નિયત કરેલી ગુરુદક્ષિણામાંથી ભાગ્યે જ નીકળી શકે એમ હતું એ નોંધવાનું છે. ગુરુ એ સમામાં શાળા નામની એક વેપારી સંસ્થાનો માલિક ન હોવાથી ઘણું કરીને ૧૦૦૦ સિક્કાઓમાંથી કશા પર એનો પોતાના મહેનતાણા તરીકે લાગો નહોતો. જે વિદ્યાર્થી ફી ભરતા અને ગુરુ સાથે એક જ આશ્રમમાં નિવાસ કરતા તેમના ખાવાપીવાનું અને રહેવાકરવા ઇત્યાદિનું ખર્ચ કાઢવા માટે ફી જરૂરી હતી.

(૧૨) [ ૪. ૨૪૪ ]
(૧૩) [ ૧. ૨૩૯; ૧. ૩૧૭; ૩. ૧૭૧ ]
(૧૪) [ ૫. ૨૧૩; ૩. ૨૩૮ અને ૫. ૨૪૭; ૫. ૧૨૭ ]

પરંતુ ગુરુની સાથે જ રહેવાનું ફરજીયાત ન હતું. દિવસે ભણતા વિદ્યાર્થીઓને પણ શિક્ષણ અપાતું. કાશીના રાજકુમાર જુન્હ વિષે આપણે એમ વાંચીએ છીએ કે એ સ્વતંત્ર ઘર રાખીને રહેતો અને ત્યાંથી તક્ષશિલાની પાઠશાળામાં ભણવા જતો (૧૫);

દિવસે ભણનારા વિદ્યાર્થીઓને પાઠશાળામાં દાખલ કરવામાં આવતા એ પરથી સૂચિત થાય છે કે ગૃહસ્થી જીવન ગાળનારા વિદ્યાર્થીઓ પણ ત્યાં આવતા. એક 'ગામડાના બ્રાહ્મણ' વિષે આપણે એમ વાંચીએ છીએ કે એ કાશીના કોઇ પંડિતના હાથ તળે ત્રણે વેદો અને અઢારે શાસ્ત્રોનો અભ્યાસ કરી રહ્યા પછી તે પોતાની જમીનજાયગા સંભાળવા માટે ત્યાં રહ્યો. ત્યાં એ પરણ્યો અને ઘર માંડીને રહ્યો; અને છતાં, એને બહારથી ભણતા વિદ્યાર્થી તરીકે અભ્યાસ ચાલુ રાખવા દેવામાં આવ્યો. એ માત્ર બેત્રણ વખત આવી શકયો. કારણ, એની ખંદી વહુ રોજ જ્યારે એ પાઠશાળામાં જવાનો વિચાર કરતો ત્યારે માંદગીનો ઢોંગ કરતી. એક પરદેશી જુવાન બ્રાહ્મણની પણ એવી જ વાત છે. એ એક સુવિખ્યાત ગુરુના ૫૦૦ વિદ્યાર્થીઓમાંનો એક હતો. " એ એક સ્ત્રી સાથે પ્રેમમાં પડયો અને તેની સાથે પરણ્યો. ત્યાર પછી એણે કાશીમાં રહેવાનું કાયમ રાખ્યું. છતાં બેત્રણ વાર એ ગુરુ પાસે જઇ શકયો નહિ." એની બ્હેકી ગયેલી સ્ત્રી એને કેટલીક વાર એટલો પજવતી કે એણે ગુરુ પાસે જવાનું તદ્દન માંડી વાળ્યું." સાત આઠ દહાડા પછી એ પાછો ગુરુ પાસે જવા લાગ્યો. પછી ગુરુએ એને જરૂરી શિખામણ આપી. અને ત્યાર પછીથી " એ એના વહુના તરંગો પર ધ્યાન આપતો નહિ " અને ત્યારથી એ સ્ત્રી પણ તોફાન કરતી બંધ પડી. સ્ત્રીની બદફેલીથી એક બીજા વિદ્યાર્થીના અભ્યાસમાં પણ આમ વિક્ષેપ પડયો હતો એવી વાત છે (૧૬). અંતમાં અમે કાશીના એક ૫૦૦ વિદ્યાર્થીઓના ગુરુનો દાખલો પણ આપીશું. ગુરુએ અમુક પ્રકારની ખાસ પરીક્ષા કરીને પોતાના એક વિદ્યાર્થીને પોતાની વયમાં આવેલી દીકરી માટે પસંદ કર્યો. કેટલાક ગુરુઓએ તો એવો ચાલ પાડયો હતો જે પોતાને પરણાવવા લાયક દીકરી હોય તો તે પોતાના મોટામાં મોટી ઉમરના શિષ્યને આપવી (૧૭).

એક ગુરુ માટે વિદ્યાર્થીઓની મોટામાં મોટી સંખ્યાનું ધોરણ ૫૦૦નું હતું (૧૮). આટલી સંખ્યાથી શાળામાં ઘણી મોટી વિવિધતા આવી શકે. વિદ્યાર્થીઓ પણ જુદા જુદા પ્રકારના હતા, કોઇ આ ન્યાતનો તો કોઇ વળી બીજીનો. કોઇ ફલાણા દરજ્જાનો તો કોઈ ફલાણાનો. અલબત્ત, બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગના જુવાનીઆઓની એમાં મોટી સંખ્યા હતી. (૩.૪૩૮) દૂર દૂરના રાજ્યના રાજકુમારો (૧૯). તથા અમીરઉમરાવોના કુંવરો (૨૦) પણ ત્યાં હતા. વળી

(૧૫) [ એક રાત્રે પાઠ પૂરો કરી એણે ગુરુજીના ગૃહમાંથી નીકળી અંધારામાં પોતાના ઘર ભણી પ્રયાણ કર્યું. ૪. ૯૬ ]

(૧૬) [ ૧.૪૬૩; ૧.૩૦૦; ૩૦૧, ૩૦૨ ]

(૧૭) [ ૩.૧૮, ૬.૩૪૭ ]

(૧૮) [ ૧.૨૩૯, ૩૧૭, ૪૦૨; ૩.૧૮, ૨૩૫, ૧૪૩, ૬૭૧ વગેરે ]

(૧૯) [ ૧.૨૭૨. ૨.૮૭; ૩,૨૩૮; ૫.૧૬૨; ૫.૧૭૭, ૨૧૦, ૨૪૭, ૨૬૨, ૨૬૧, ૪૫૭; ૪.૯૬, ૩૧૬; ૩.૧૧૫, ૪૧૫]

(૨૦) [ ૨.૯૯; ૫.૨૨૭; ૪.૨૩૭ વગેરે ]

વેપારીના, દરજીના, શું માછીના દીકરાઓ પણ ત્યાં હતા. કારણ, એક ગુરું વિષે આપણે એવું વાંચીએ છીએ કે એનો સિદ્ધાંત એવો હતો કે વિદ્યાર્થીને દાખલ કરવામાં કોઇ પણ પ્રકારનું ન્યાતજાતનું કે ઉચ્ચનીચનું બંધન ન જોઈએ. "એ જે મળે તેને, માછીને ને શુદ્રોને પણ નીતિ-નિયમનો બોધ કરતો પછી સાંભળનારની ઇચ્છા હોય કે ન હોય (૨૧) પરંતુ ચાંડાલોને વિદ્યાર્થી તરીકે દાખલ કરવામાં આવતા નહિ. ઉજ્જેનના બે ચાંડાલ છોકરાઓ વિષે આપણે એવું વાંચીએ છીએ કે એમણે પોતાના જન્મની કમનસીબી જોઇને વિચાર કર્યો કે "આપણે ચાંડાલનાં કર્મો કદિ કરી શકવાના નથી. ચાલો આપણે આપણો જન્મ છુપાવીએ અને યુવાન બ્રાહ્મણોનો વેશ લઇ ત્યાં અધ્યયન કરીએ." આ વેશે દાખલ થઇ એ છોકરાઓએ એક દૂર દૂર સુધી ખ્યાતિ પામેલા ગુરુના હાથ નીચે રહી સ્મૃતિનો અભ્યાસ કર્યો. એમાંના એક વિદ્યાર્થીએ તો અભ્યાસમાં સફળતા પણ મેળવી. પરંતુ એક ગામડીઆએ એક વખત પાઠશાળાને જમવા તેડી હતી ત્યારે કોઇ અસાવધાનીની પળમાં એમણે ચાંડાલની બોલીનોનો પ્રયોગ કરી દીધો એ પરથી એમનો વેશ પકડાઇ ગયો અને એમને એકદમ કાઢી મુકવામાં આવ્યા ( નં. ૪૯૮).

ચાંડાલ સિવાયની દરેક ન્યાતના વિદ્યાર્થીઓને પાઠશાળામાં પ્રવેશ કરવા દેવામાં આવતો. પરંતુ આ વિદ્યાર્થીઓ બધા હમેશાં પોતાના બાપદાદાના વારાના વિષયોનો જ અભ્યાસ કરતા એવું નહોતું. એક તક્ષશિલાના બ્રાહ્મણ વિદ્યાર્થી વિષે આપણા વાંચવામાં આવે છે કે તે પોતાના ગુરુ પાસેથી જ્યોતિષનો અભ્યાસ કરીને પાછળથી કાશીની આસપાસના જંગલોમાં પારધી તરીકે જીવન ગાળવા લાગ્યો. બીજો એક બ્રાહ્મણ વિદ્યાર્થી જેનો બાપ મોટો હોદ્દેદાર હતો તે બીજા બધા વિષયો છોડીને જાદુવિદ્યા શીખ્યો. બીજા એક વિષે એવું કહેવાય છે કે એણે ઉદાર વિદ્યાઓનો ( Liberal arts ) અભ્યાસ કર્યો હતો અને ધનુર્વિદ્યામાં પારંગત થયો હતો. વળી 'ઇંદ્રિયગમ્ય સર્વ વસ્તુઓ પર જે જાદુથી અધિકાર સ્થપાય' એ જાદુનું અધ્યયન કરનાર એક બ્રાહ્મણના છોકરાએ વિજ્ઞાનનો ( science ) અભ્યાસ પસંદ કર્યો હતો. અને એક બીજો ત્રણ વેદ અને અઢાર વિદ્યાઓને પોતાની કરવાનો અભ્યાસ કરતો હતો એવો ઉલ્લેખ છે (૨૨).

આમ આપણે જોઇએ છીએ કે દરેક પ્રકારના અને દરેક સ્થિતિના જુવાનો અહીં ભણતરના પ્રજાસત્તાક રાજ્યની છાયામાં પોતાની ન્યાતજાતના અને ઉંચનીચના ભેદ ભૂલી જતા. રાજકુમારો, ઉમરાવો, વેપારીઓ, દરજીઓ, તેમ જ ધર્માદાથી જેમનો નિભાવ થતો કિંવા જે ફી સરખી આપી શકે નહિ તે બધા ય અહીં એક જ શાળાના અને એક જ ગુરુના વિદ્યાર્થી બની એક બીજા સાથે ભળી જતા. ગરીબ વિદ્યાર્થીઓને શાળા માટે હલકા પ્રકારની મજુરીઓ અને સતત મહેનત કરવી પડતી; પરંતુ, કોઇ પણ પ્રામાણિક મહેનતમાં નાનમ નથી એ ધોરણ અહીં સ્વીકારાયેલું હોવાથી તેઓ સાંના ઉમરાવ વર્ગના વિદ્યાર્થીઓ સાથે સમાનતા ભોગવતા. પાઠશાળામાં સર્વ ભેદભાવ ભૂલાવનાર એક વિશેષ વસ્તુ હતી. ત્યાં રહેતા બધાને સાદાઇ અને નિયમપાલનના અમુક ધોરણને સરખી રીતે અનુસરવું પડતું.

આપણે જોઇ ગયા એમ કાશીના રાજકુમારને એના પિતાએ એકલતળીની પાવડીની જોડ, એક પાંદડાંની છત્રી અને ૧૦૦૦ સિક્કા જેવી સામાન્ય તૈયારી સહિત તક્ષશિલામાં

(૨૧) [ ૪.૩૮; ૩.૧૭૧ ]

અભ્યાસ કરવા મોકલ્યો હતો. ૧૦૦૦ સિક્કા તો એના ગુરુને દક્ષિણા તરીકે આપવામાં ગયા; કિંવા એની પાસે પાઇ સરખી ખાનગી શિલક રહેવા દેવામાં આવી ન હતી. આમ પાઠશાળામાં રાજકુમાર પણ ગરીબ થઇ પ્રવેશ કરે છે. કાશીના જુન્હ કુમારની વાર્તા પણ એ જ અર્થની છે. એ રાજકુમાર રાતના અંધારામાં એક બ્રાહ્મણ સાથે અથડાયો એથી બ્રાહ્મણનું ભીક્ષા માગવાનું કમંડળ ભાગી ગયું. બ્રાહ્મણે એક ટંકના ભોજનની રાજકુમાર પાસે કિંમત માગી. પણ, કુમાર પાસે હોય શું તે આપે ?, એણે કહ્યું કે "મહારાજ અત્યારે હું તમને એક વેળાના ભોજનની કિંમત આપી શકું એવી સ્થિતિમાં નથી. હું કાશીના રાજાનો કુંવર જુન્હ છું. જ્યારે મારા રાજ્યમાં પાછો જાઉં ત્યારે આવજો; હું તમને પૈસા આપીશ (૪-૯૬). આ બતાવે છે કે રાજકુંવરોનાં પણ ખિસ્સાં ખાલી રહેતાં. રાજ કુંવરો ગુન્હા કરે તો સામાન્ય રીતે તે ગુન્હાઓ માટે થતી શિક્ષામાંથી તે બચી શકતા નહિ. એક વખત એક રાજકુમારે કોઇ એક મિઠાઇવાળાની ટોપલીમાંથી કિંમત આપ્યા વિના મિઠાઇ ઉઠાવી હતી. એ વિષેની ગુરુ પાસે ફરિયાદ જતાં ગુરુએ બે છોકરાઓ પાસે એના બન્ને હાથ પકડાવ્યા અને કુંવરના વાંસા પર એક વાંસની લાકડીથી ત્રણ ઝપાટા લગાવ્યા; અને કહ્યું કે "ખબરદાર ! જો આવો ગુન્હો ફરી કર્યો તો!" ( નં. ૨૫૨ ).

વિદ્યાર્થીઓને લેવા દેવામાં આવતો ખોરાક સાદા પ્રકારનો હતો. ગુરુના ઘરની દાસી સવારના નાસ્તા માટે ચોખાની કાંજી બનાવતી એવું વર્ણન છે (૯. ૩૧૮). નોંતરૂં જમવા જાય ત્યારે એમને શેરડી, ગોળ, દહિં અને દુધ આપવામાં આવતું ( ૧. ૪૪૮ ). બીજી રીતે પણ વિદ્યાર્થીજીવન કડકાઇભર્યું હતું. એમને હંમેશાં જંગલમાંથી બળતણ વીણી લાવવાં પડતાં, એમની વર્તણુક પર એટલો બધો અંકુશ હતો કે ગુરુના સંગાથ વગર એમને નદીએ નહાવા પણ જવા દેવાતા નહિ.

પોતાના રાજકુમારો માટે તાલીમના અને કેળવણીના તથા રાજાપ્રજા વચ્ચેના ભેદ ભાગવાના પ્રબળ ઇલાજ તરીકે કિંવા તેમને પોતાનો ગર્વ અને જોહુકમી શાંત કરતાં શીખવવાના ઉપાય તરીકે વિચારપૂર્વક એક રાજનીતિની રૂએ આવો માર્ગ નિયત કરવામાં આ પુરાતની રાજાઓએ ઘણું ડહાપણ વાપર્યું લાગે છે.

આ અનેક પ્રકારના વિદ્યાર્થીઓવાળી યા સર્વ પ્રકારના વિદ્યાર્થીઓની પાઠશાળાઓની સાથે સાથે કેવળ અમુક વર્ણની પાઠશાળાઓના ઉલ્લેખો પણ મળે છે. ૫૦૦ શુદ્ધ બ્રાહ્મણ વિદ્યાર્થીઓના ગુરુઓનો અનેક વાર ઉલ્લેખ આવે છે. કેટલીક વાર એવા ગુરુઓ હોય છે કે જે બ્રાહ્મણ અને ક્ષત્રિય શિષ્યોને જ દાખલ કરે છે. એવું વાંચવામાં આવે છે કે તક્ષશિલામાં એક ગુરુ એવો હતો કે એની શાળામાં માત્ર રાજકુમારો-એ વખતે ભારતવર્ષમાં હતા એટલા બધા રાજકુમારો કુલ ૧૦૧, ભણતા.(૨૩)

૫૦૦ વિદ્યાર્થીઓની શાળાની વ્યવસ્થા કરવી અને એમની કેળવણીનો ભાર માથે લેવો એ એક એકલા પંડિત માટે કંઇ સહેલું કામ ન હોતું. પરંતુ મદદનીશ શિક્ષકોનું કિંવા પિટ્ઠાચાર્યોનું એક મંડળ એને મદદ કરતું. આ પિટ્ઠાચાર્યો એના સૌથી આગળ વધેલા

(૨૩) [ ૧. ૩૧૭, ૪૦૨ વગેરે; ૩. ૧૫૮; ૫. ૪૫૭ ]

વિદ્યાર્થીઓ વા ઉપલા ધોરણના વિદ્યાર્થીઓમાંથી નીમવામાં આવતા. ઉપલા ધોરણના વિદ્યાર્થીઓને શિક્ષણના ક્રમ તરીકે પણ ગુરુને શિક્ષણના કાર્યમાં મદદ કરવી પડતી. એક ગુરુએ પોતાના પટ્ટશિષ્યને પોતાની જગાએ કામ કરવા નીમ્યો હતો એમ કહેવામાં આવ્યું છે. એક બીજા તક્ષશિલાના ગુરુએ પોતાને કંઇ કામસર કાશી જવાનું હોવાથી પોતાની ગેરહાજરી દરમિયાન પોતાના પટ્ટશિષ્યને પાઠશાળા સંભાળી લેવાની આજ્ઞા કરી અને કહ્યું કે "દીકરા, હું પરગામ જઉં છું. મારી ગેરહાજરીમાં તારે મારા (૫૦૦) શિષ્યોને ભણાવવાના છે." આમ વડા વિદ્યાર્થીઓ શિક્ષણકાર્યમાં ભેળવાયલા હોવાથી ટુંક સમયમાં જાતે અધ્યાપક થવાને લાયક બનતા. કુરુદેશના રાજકુમાર સુતસોમ વિષે એવું વાંચવામાં આવે છે કે જાતે વડો વિદ્યાર્થી હોવાથી શિક્ષણમાં એણે સત્વર કુશળતા મેળવી અને પોતાના સહાધ્યાયીઓનો ખાનગી શિક્ષક બનીને એણે પોતાની કેળવણી એકે સપાટે સમાપ્ત કરી; જ્યારે, અન્ય વિદ્યાર્થીઓ ક્રમે ક્રમે જ વિદ્યા પ્રાપ્ત કરી શકયા(૨૪)

પાઠશાળાની બેઠક દરરોજ અનેક વાર થતી. શિક્ષણ, વિદ્યાર્થીને અનુકૂળ પડે તે સમયે આપવામાં આવતું. ગરીબ વિદ્યાર્થીઓ, જેમને શિક્ષણના બદલામાં અનેક ઘરકામ કરવાં પડતાં તેમને રાતે જ વખત મળતો એટલે ગુરુ એમને એ વખતે શિક્ષણ આપતા ( ૨,૨૭૮ ). દિવસના વિદ્યાર્થીઓને રાત્રિવર્ગોમાં હાજર થવાનું કદાચ અનુકૂળ પડતું. રાજકુમાર જુન્હ વિષે એવો ઉલ્લેખ છે કે "એક રાતે પોતાના ગુરુની શિક્ષા પર સંભાળપૂર્વક ધ્યાન આપ્યા બાદ એ અંધારામાં ઘેર જવા નીકળ્યો" ૪. ૯૭. કાશીનો એક બીજો વિદ્યાર્થી જે અમુક કેળવણી મેળવવાના હેતુથી તક્ષશિલા ગયો હતો એણે ગુરુને આમ વિનંતી કરીઃ—"મને માત્ર આજની રાત શીખવો. એક પાઠ આપ્યા પછી હું બધું મારી જાતે શીખી લઇશ." (૧,૪૭ ) જે વિદ્યાર્થીઓ ફી ભરીને ભણતા એમની સાથે પોતાના પાટવી દીકરાઓની જેમ વર્તન રખાતું. એમને "જ્યારે અનુકૂળ પડે ત્યારે શિક્ષણ અપાતું"

એમ જણાય છે કે વિદ્યાર્થીઓ પ્રભાતમાં કુકડો બોલતો ત્યારથી અધ્યયન કરવા માંડતા. ૫૦૦ બ્રાહ્મણ વિદ્યાર્થીઓની કાશીમાં આવેલી એક પાઠશાળા વિષે આપણે વાંચીએ છીએ કે 'એમની પાસે એક કુકડો હતો. તે એમને રોજ પ્રભાતે અધ્યયન કરવા જગાડતો.' સંભવ છે કે દરેક શાળામાં ઘડીઆળની ગરજ સારવા માટે એક મરઘો પાળવામાં આવતો. એક વખતે એક કેળવાયલો કુકડો મરી ગયો ત્યારે એની જગાએ નવો કુકડો લાવવામાં આવ્યો હતો. પરંતુ એ મસાણમાં મોટો થયો હોવાથી એને વખત કે ઋતુનું કંઇ ભાન નહોતું. એટલે મધરાતે તેમ જ પરોઢીએ, ગમે ત્યારે, એ બોલી ઉઠતો.એના કુકરેકૂકથી જાગીને ત્યાંના બ્રાહ્મણ વિદ્યાર્થીઓ એક દિવસે મધરાતે પાઠ ભણવા મંડી પડયા, અને સવાર થતામાં તો એ એવા થાકી ગયા અને એટલા ઉંઘે ભરાયા કે પોતાના પાઠમાં ધ્યાન રાખી શકયા નહિ; (ગહિતતપ્પનમ્પિ) જ્યારે ધોળે દહાડે કુકડો બોલવા માંડતો ત્યારે એમને પોતાના પાઠ ગોખવાની શાન્તિ પણ મળી શક્તી નહિ. આથી ચીડાઇને રાતે ગમે એ વખતે બોલી ઉઠીને એમના અભ્યાસને નામે મીંડું વળાવનાર આ પક્ષીને પકડી એમણે એની ડોક મરડી નાંખી". (૧, ૪૩૬).

(૨૪) [ ૨. ૧૦૦; ૫. ૪૫૭; ૧, ૧૪૧; ૪. ૪૫૭, ૪૫૮.]

આ ઉતારા પરથી માલૂમ પડશે કે વિદ્યાર્થીઓને ખાનગી અભ્યાસ માટે વખત મળતો. એ સમયમાં એ નવા પાઠ ગોખતા અને જુનાનું પુનરવલોકન કરતા.

આ ઉતારામાં વળી 'ઉંઘને લીધે આગળ ભણી લીધેલા પાઠ સમજી ( અક્ષરશઃ 'જોઈ' પસ્સન્તિ )શકતા નહિ,' એ ઉલ્લેખ પરથી એમ ધારી શકાય કે એ કાળમાં અધ્યયન માટે ગ્રંથોનો ઉપયોગ થતો હતો. જાતકોમાં ' સિપ્પમ્ વચેસિ' કિંવા ' શાસ્ત્રો વંચાવીને ' એ શબ્દપ્રયોગ વારંવાર આવે છે. લખાયલા પુસ્તકો વિષેનો નીચેનો ઉલ્લેખ વધારે ચોકસાઈ કરી આપે એવો છે. " બોધિસત્તે એક ન્યાયનિકાલનો ગ્રંથ લખાવડાવ્યો અને કહ્યું:'આ પુસ્તક વાંચીને તમે દાવાઓના ફેંસલા કરજો' " (૩. ૨૯૨). લેખનકળાના શા શા વિવિધ અને વિશાળ ઉપયોગો થતા એ વિષે જાતકોમાં આપણને ઉલ્લેખો મળે છે; પરણીઠીઆં લખવામાં, કાગળને મ્હોર મારવામાં, વિહારો પર શિલાલેખ ટાંકી કાઢવામાં, સોનાના ગળચવા પર અક્ષર પાડવામાં, પોષાક પર અને લશ્કરી સાજ પર લેખ કરવામાં, તીર પર સંદેશો કોતરવામાં, પાંદડા પર લખવા વગેરેમાં એનો ઉપયોગ થતો (૨૫). અંતમાં પ્રાથમિક શાળાઓમાં લેખનકળા પદ્ધતિપૂર્વક શી રીતે શીખવાતી એનો એક ફકરો મળે છે. (૧,૪૫૧) એમાં કહેવામાં આવ્યું છે કે જ્યારે કોઈ પૈસાદારના દીકરાને લખવા શિખવાતું ત્યારે એનો નાનો ગુલામ પોતાના શેઠની પાટી લઈને શેઠની સાથે જતો અને એમ જાતે પણ લખતાં શીખી જતો. સ્પષ્ટ છે કે આ શાળાઓમાં લેખનવાંચન શીખવવામાં આવતાં. આ સબંધમાં કૌટિલ્યમાંના જે ફકરામાં (૧. ૫.) ચૂડાકરણવિધિ પછી છોકરાને 'લિપિ' અને 'સંખ્યાનમ્' કિંવા ગણિત કેવી રીતે શીખવવું જોઈએ એ જણાવ્યું છે એ યાદ આવશે.

હવે આપણે તક્ષશિલાની પાઠશાળામાં અભ્યાસક્રમ શો હતો તે વિચારીશું. જાતકોમાં વારંવાર ઉલ્લેખ આવે છે કે ત્રણ વેદ અને અઢાર સિપ્પીઓ કિંવા વિદ્યાઓનો પોતાનો અભ્યાસ પૂર્ણ કરવા માટે વિદ્યાર્થીઓ તક્ષશિલા જતા. કેટલીક વાર માત્ર વેદોનો અથવા તો કેવળ વિદ્યાઓનો અભ્યાસ પસંદ કરતા વિદ્યાર્થીઓનો ઉલ્લેખ આવે છે (૨૬). આપણે સગવડપૂર્વક એમ ભેદ પાડી શકીએ કે વેદોનું અધ્યયન એ સાહિત્યવિષયક અભ્યાસ અને વિદ્યાવિષયક અભ્યાસ એ વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક કેળવણી. ત્રણ વેદનો ઉલ્લેખ જે એક સરખી રીતે આવે છે એ બતાવે છે કે જાતકકાળમાં સામાન્ય કેળવણીના અભ્યાસક્રમમાં અથર્વવેદના અધ્યયનનો સમાવેશ કરવામાં આવતો નહિ. અલબત્ત વેદો મ્હોડે કરવાના હતા. તક્ષશિલાના એક અધ્યાપક માટે આપણને કહેવામાં આવે છે કે એના જિહ્વાગ્રથી ૫૦૦ બ્રાહ્મણ વિદ્યાર્થીઓ વેદ ભણ્યા ( ૧, ૪૦૨ ). બોધિસત્ત વિષે વારંવાર એવો ઉલ્લેખ આવે છે કે એમને એ ત્રણે વેદો જિહ્વાગ્રે હતા ( ૧, ૨૫૯ ). ત્રણ વેદને

(૨૫) [૨.૯૫, ૧૭૪; ૬.૩૭૦, ૩૮૫, ૪૦૩; ૧, ૪૫૧. ૪. ૧૨૪, ૧. ૩૬,૩૭૨, ૩૭૬; ૪. ૭, ૨૫૭, ૩૩૫, ૪૮૮; ૯. ૫૯, ૬૭, ૧૨૫; ૬. ૨૯ ૬; ૫૨૦, ૪, ૪૮૯; ૬, ૩૯૦; ૬. ૪૦૮; ૨. ૯૦; ૨. ૧૭૪; ૪. ૫૫; ૬. ૩૬૯; ૬.૪૦૦ ]

(૨૬) [ ૧. ૨૫૯, ૩૫૬, ૪૦૨. ૪૬૪; ૨. ૮૭, ૩. ૧૧૫, ૧૨૨ વગેરે, ૧. ૪૦૨, ૩. ૨૩૫, ૪. ૨૯૭ વગેરે; ૩.૧૮,૨૩૮; ૫. ૧૨૭, ૧૬૨, ૧૭૭, ૨૪૭. ૪૨૬; ૪. ૪૫૬; ૩. ૧૪૩; ૨૧૯, વગેરે ]

બદલે કેટલીક વાર આપણે 'ધર્મશાસ્ત્રો' (૩. ૨૩૫), 'પવિત્ર ગ્રંથો' (૪, ૨૯૩) વા 'સ્મૃતિ' (૪, ૩૯૨) નું નામ વાંચીએ છીએ. આમાંનાં કેટલાંક નામો બૌદ્ધ ધર્મસાહિત્ય સૂચવતાં હશે. એક વિનયના વિદ્યાર્થીનો અને એક સૂત્રના વિદ્યાર્થીનો સીધો ઉલ્લેખ પણ આપણને મળે છે (૩. ૪૮૬)

વિજ્ઞાનકલાશિર્ષક કલાઓનો પૃથક્ પૃથક્ ઉલ્લેખ નથી. પરંતુ વારંવાર એની સંખ્યાનો ઉલ્લેખ આવે છે. આ સંબંધમાં આપણે અગાઉ ટાંકેલા મિલિન્દ પન્હોમાંનો 'ઉતારો' જોઈ જવો જોઇએ. એમાં એ સમયની પ્રચલિત ઓગણીસે વિદ્યાઓનાં નામ છૂટાં છૂટાં આપ્યાં છે. તક્ષશિલાની કેટલીક પાઠશાળાઓમાં નીચેની વિદ્યાઓ શીખવાડાતી એવો ઉલ્લેખ આપણને મળે છેઃ (૧) હસ્તિવિજ્ઞાન (હત્થિસુત્ત) (૨) જાદુ (૩) મૃતસંજીવનીવિદ્યા (૪) મૃગયા (૫) પશુપ્રાણીઓની બોલી સમજવાની વિદ્યા (૬) ધનુર્વિદ્યા (ઇસ્સપ્રસિપ્પ) (૭) જ્યોતિષવિદ્યા (૮) વશીકરણવિદ્યા (૯) સામુદ્રિકવિદ્યા (૧૦) વધક [૨૭]. એ નોંધવાનું છે કે વિદ્યાર્થીઓ આમાંનો એક જ વિષય અભ્યાસ માટે પસંદ કરી લેતા અને એમાં પારંગત થતા એમ વર્ણવાયલું છે.

આ કલાવિજ્ઞાનના અભ્યાસક્રમમાં સિદ્ધાંત તથા પ્રયોગ બન્નેનું સ્થાન હતું એમ જણાય છે. અમુક વિષયના વાઙમયનું જ્ઞાન થયા પછી એનો વહેવારમાં કેમ પ્રયોગ થાય એ શીખવાડાતું. દાખલા તરીકે વૈદા જેવા કેટલાક વિષયોના સંબંધમાં ગુરુની દેખરેખ તળે રહીને પ્રાયોગિક શિક્ષણક્રમ એ વિષયના અભ્યાસીને પૂરો કરવો પડતો. જીવકના શિક્ષણના અહેવાલમાં દર્શાવ્યા પ્રમાણે તક્ષશિલાના વૈદાના પ્રાયોગિક અભ્યાસક્રમમાં રોપાઓના પ્રત્યક્ષ અભ્યાસનો સમાવેશ થતો. બીજા વિષયોમાં, પ્રાયોગિક અભ્યાસ, પાઠશાળામાં ભણી રહ્યા બાદ વિદ્યાર્થીને જાતે કરી લેવાનો હતો. આપણે ઉત્તરપ્રદેશના એક બ્રાહ્મણ વિદ્યાર્થી વિષે એમ વાંચીએ છીએ કે તક્ષશિલામાં ધનુર્વિદ્યામાં પારંગતતા પ્રાપ્ત કરીને એનો વહેવારમાં પ્રયોગ કરવા ખાતર એ આંધ્રદેશ સુધી ગયો હતો (૨. ૩૫૬).

મગધના રાજકુંવર વિષે પણ ઉલ્લેખ છે કે તક્ષશિલામાં તમામ વિદ્યાઓ ભણીને વહેવારનું જ્ઞાન મેળવવા માટે તથા ગ્રામ્ય રીતરિવાજો સમજવા માટે એ શહેરે શહેરે અને ગામડે ગામડે દેશમાં સર્વ ઠેકાણે રખડ્યો (૨. ૨૩૮). તક્ષશિલાના સેતકેતુ નામના એક બીજા વિદ્યાર્થી વિષે આપણને એવો ઉલ્લેખ મળે છે કે 'એ પણ સર્વ વ્યાવહારિક વિદ્યાઓ શીખી લેવા ખાતર એમ જ ભટક્યો.' (૩. ૨૩૫). મગધના બીજા રાજકુમાર વિષે એવું કહેલું છે કે તક્ષશિલામાં સર્વ વિદ્યાઓ પાકે કરીને એ 'વહેવારનું જ્ઞાન મેળવવા તથા સ્થાનિક રીતરિવાજો જાણી લેવા' ત્યાંથી ચાલી નીકળ્યો. પાંડુબંધુઓ વિષે પણ આપણને એક એવો જ એવો ઉલ્લેખ મળી આવે છે. તેઓ તક્ષશિલામાં વિદ્યાઓ ભણીને સ્થાનિક ચાલ જાણી લેવા માટે મુસાફરીએ નીકળ્યા (૫. ૪૨૬). વળી એક દરજીનો છોકરો તથા બે વેપારીના છોકરાઓ (તક્ષશિલામાં અભ્યાસ પૂરો કરી) ગામડાના લોકોના રીતરિવાજોનો અભ્યાસ કરવા દેશાટન માટે નીકળ્યા એ પણ

(૨૭) [ ૨. ૪૭ ૨. ૧૦૦; ૧. ૫૧૦; ૨. ૨૦૦; ૩. ૪૧૫; ૩. ૨૧૯; ૧. ૩૫૬; ૫. ૧૨૭; ૨. ૮૭; ૩. ૧૨૨; ૪. ૪૬૫; ૨, ૨૦૦; ૪. ૧૭૧ ]

વાંચવામાં આવે છે ( ૨. ૩૮ ). તક્ષશિલામાં અભ્યાસ પૂરો કરી રહ્યા પછી કાશીનો એક વિદ્યાર્થી પણ મુસાફરીએ નીકળી પડ્યો એવો ઉલ્લેખ છે. કોસલનો એક રાજકુમાર પણ ત્રણ વેદ તથા અઢાર વિદ્યાનો અભ્યાસ તક્ષશિલા ખાતે પૂરો કરીને શીખેલી વિદ્યાનો વ્યાવહારિક પ્રયોગ કરી જોવા ત્યાંથી ચાલી નીકળ્યો ( ૩. ૧૧૫ ).

અંતમાં એક દાખલો એવો છે કે જેમાં એક વિદ્યાર્થીને તક્ષશિલામાં પોતાનો વિદ્યાભ્યાસ પૂરો કરી રહ્યા બાદ કાશીમાં પોતાને ઘેર પોતાના માબાપ આગળ પોતે એ વિદ્યાઓથી શું ભણ્યો એનો પ્રયોગ કરી બતાવવો પડ્યો હતો. આ સંબંધમાં જીવકે તક્ષશિલામાં પોતાનો અભ્યાસ પૂરો કરી રહ્યા પછી તરત જ વૈદક વાઢકાપનું જે કામ સફળતાપૂર્વક કર્યું હતું એ આપણે સંભારવું ઘટે છે. કારણ, એ બતાવે છે કે એને અગાઉ પ્રાયોગિક જ્ઞાન ન મળ્યું હોય તો આવું મુશ્કેલ નશ્તર એ પાર ઉતારી શકે નહિ.

વસ્તુતઃ તમામ શિક્ષણ સપ્રયોગ અને વહેવારમાં ઉપયોગી થાય એમ આપવું એ એક શિક્ષણના સિદ્ધાંત તરીકે સ્વીકારાયું હતું. વૈદના શિક્ષણના ફરજીઆત વિભાગ તરીકે છોડવાના જીવનનું જાતે અવલોકન કરવાનું હતું એ વિષે આપણે ક્યારના ઉલ્લેખ કરી ગયા છીએ. વળી એક જાતક ( નં. ૧૨૩ )માં આપણને બતાવવામાં આવ્યું છે કે કેવી રીતે બૌદ્ધિક કેળવણી માટે અનિવાર્ય મદદરૂપ એવું આરોગ્ય કુતૂહલ, અવલોકનવૃત્તિ તથા અન્વેષણવૃત્તિ જાગૃત કરવાના ઉત્તમ સાધન તરીકે કુદરતનું અવલોકન કરવા પર ભાર મુકાતો હતો. કાશીના એક 'જગવિખ્યાત' પંડિત પાસે ૫૦૦ બ્રાહ્મણ વિદ્યાર્થીઓ ભણતા હતા; એમાંનો એક હમેશાં મૂર્ખ તર્ક કરતો અને ખોટા જ જવાબ આપતો. એ બીજા વિદ્યાર્થીઓની સાથે શાસ્ત્રો ભણવા મંડ્યો હતો પરંતુ એની મૂર્ખાઈને લીધે એ પોતાનું અધ્યયન પાર પાડી શકતો નહિ. આ 'ઢ'ને કઇ રીતે શીખવીએ તો એના ધ્યાનમાં ઉતરે એનો ગુરુને મન મોટો વિચાર થઇ પડ્યો. એક દિવસ ગુરુને વિચાર આવ્યો કે એ જંગલમાંથી લાકડાંપાદડાં વીણી આવે એટલે એને પૂછવું કે તેં આજ શું જોયું અને જે જોયું તે શેના જેવું હતું ? કારણ, આથી એ સરખામણી કરતાં અને કારણો આપતાં શીખશે અને એમ સરખામણી અને કારણો આપવાના અભ્યાસ પછી એને શિક્ષણ આપી શકાશે.

આ સંબંધમાં એ સમયના વિદ્યાર્થીઓ સ્નાતક થયા બાદ પોતે લીધેલા શિક્ષણને વહેવારમાં ઉતારવા માટે અને દેશદેશના ભિન્નભિન્ન રીતરિવાજો જાણીને માનવવ્યવહારની ઉંડી સુંચ મેળવવા તથા દુઃખો વેઠી ખડતલ થવા માટે ખરચાળ પરદેશી સફરો પર શી રીતે જતા એ ધ્યાનમાં લેવા જેવું છે.

તક્ષશિલા ત્યાંની કેટલીક વિશિષ્ટ પાઠશાળાઓ માટે પણ પ્રસિદ્ધ હતું. ત્યાંની વૈદક પાઠશાળા ઘણી પ્રસિદ્ધ હતી અને જીવકની વાત માનીએ તો ભારતમાં એ એક ઉત્તમ પાઠશાળા હતી. ત્યાંની સ્મૃતિની પાઠશાળા પણ પ્રસિદ્ધ હતી. દૂર દૂર ઉજ્જનથી વિદ્યાર્થીઓ ત્યાં જતા. ત્યાંની લશ્કરી પાઠશાળાઓ પણ ઓછી પ્રસિદ્ધ નહોતી. આવી એક શાળા એ વખતના સારા હિંદુસ્તાનમાંના કુલ ૧૦૩ રાજકુમારોને પોતાના વિદ્યાર્થીઓ ગણાવવાનું અભિમાન ધરાવતી હતી. ત્યાંની ધનુર્વિદ્યાપાઠશાળામાં અપાતા શિક્ષણ માટે દેશમાં કેટલી તીવ્ર અને મ્હોટી માગણી હતી એ આપણે ક્યારના જોઇ જ ગયા છીએ.

આમ તક્ષશિલાના પંડિતો શાંતિની તેમ જ યુદ્ધની વિદ્યાઓ માટે સરખા સુપ્રસિદ્ધ હતા. આ સંબંધમાં જોતિપાલ નામના એક કાશીના બ્રાહ્મણ છોકરાની વાતનો અત્રે ઉલ્લેખ કરવો ઘટે છે. પોતાની કેળવણી સમાપ્ત કર્યા પછી તે ઘેર પાછો જતો હતો ત્યારે એને એના ગુરુએ પોતાની તલવાર, એક ધનુષ્યબાણ, એક બખ્તર તથા એક હીરો ભેટ આપીને કહ્યું ! ' તું ૫૦૦ વિદ્યાર્થીઓના ગુરુ તરીકેનું મારૂં સ્થાન લે. હવે, હું ઘરડો થયો છું અને નિવૃત્ત થવા ઇચ્છું છું. ( ૯. ૧૨૭ ) એ સમયમાં જેટલા વિદ્યાર્થીઓ પવિત્ર વેદત્રયીનો અભ્યાસ પસંદ કરતા લગભગ તેટલા જ વિદ્યાર્થીઓ ધનુર્વેદ પણ લેતા. એ પણ સ્પષ્ટ છે કે સિપ્પીઓની વા હુન્નરવિજ્ઞાનની કેળવણી માટે પણ સામાન્ય કેળવણી વા ધાર્મિક કેળવણીના જેટલા જ વિદ્યાર્થીઓ મળતા.

તક્ષશિલાથી બીજે નંબરે વિદ્યાના મથક તરીકે કાશી હતું. પરંતુ મોટે ભાગે એ તક્ષશિલામાંથી બહાર પડેલા વિદ્યાર્થીઓએ ઉભું કરેલું સ્થાનક હતું. જે જે વિષયો તક્ષશિલા સિવાય બીજે ક્યાંય શીખવાતા નહિ એ વિષયો પણ ધીરે ધીરે કાશીની પાઠશાળામાં દાખલ કરવામાં આવ્યા હતા. તક્ષશિલામાં તૈયાર થઈ આવેલાઓએ ત્યાં મંત્રવિદ્યા અને જાદુવિદ્યાની પાઠશાળાઓ કાઢી હતી એમ આપણને માહિતી મળે છે. સાધારણ વિષયો શીખવવા માટે અલબત્ત ત્યાં કયારની ય ઘણી શાળાઓ હતી ( ૨૮ ).

કાશીમાં કાશીના પોતાના પણ સમર્થ વિદ્વાનો હતા. ત્યાંના પાંચસો વિદ્યાર્થીઓના 'જગવિખ્યાત' ગુરુઓ વિષે કેટલાક ઉલ્લેખો મળે છે. એક ૮૦ કરોડના આસામી બ્રાહ્મણનો દીકરો કાશીમાં ભણતો હતો. કેટલાક વિષયોમાં કાશીએ વિશિષ્ટ પદ પ્રાપ્ત કર્યું હતું એમ પણ જણાય છે. દાખલા તરીકે, ત્યાં સમસ્ત ભારતવર્ષમાં જેનો જોટો નહોતો એવા એક સમર્થ સંગીતાચાર્યના હાથ નીચે એક સંગીતપાઠશાળા ચાલતી હતી (૨૯). આ બધું છતાં તક્ષશિલા કરતાં તો કાશી ઉતરતું જ હતું એમ જણાય છે; કારણ, જાતકોમાં મુકાબલે એના ઘણા ઓછા ઉલ્લેખો મળે છે.

હવે ત્યાં કેવા વિદ્યાર્થીઓ પાકતા એ જોઇએ. એ કાળની શિક્ષણપ્રણાલિકા સત્યની શોધમાં સંસારથી વિરક્ત થઈ જનારા, તેમ જ વહેવારકુશળ સંસારી, બન્ને પ્રકારના આદમીઓ તૈયાર કરતી. અલબત્ત તક્ષશિલાના તથા કાશીના, બન્ને સ્થળના વિદ્યાર્થીઓમાંથી ઘણા વિદ્યાર્થીઓ સંન્યાસ પસંદ કરતા. સંસારથી અગમ્ય એવા જંગલનાં એકાંત સ્થળોમાંનાં આશ્રમો ઉચ્ચતર તત્ત્વવિચાર અને આધ્યાત્મિક કેળવણીની પાઠશાળાઓની ગરજ સારતાં. આધ્યાત્મિક કેળવણીની આ ખાસ પાઠશાળાઓના ઉલ્લેખોમાં પણ તપસ્વીની પ્રભાવશાળી વ્યક્તિની આજુબાજુ ધોરણ મુજબ પાંચસે પાંચસે તપસ્વીઓનાં ઝુંડ એકઠાં થયેલાં જણાય છે ( ૧. ૧૪૧ વગેરે ) આ કરતાં મોટા કદની પાઠશાળાઓ વિષે પણ ઉલ્લેખો મળે છે. આવી એક પાઠશાળામાં તો એટલી ભીડ થઇ હતી કે ગુરુને પોતાના સાત વડા વિદ્યાર્થીઓના નેતૃત્વ તળે બીજા સાત આશ્રમો સ્થપાવવાં પડયાં હતાં; અને છતાં ય મુખ્ય આશ્રમ પહેલાં પેઠે જ આધ્યાત્મિક જીવનના અભિલાષીઓથી ઉભરાતું ચાલુ રહ્યું.

(૨૮) [ નં. ૧૩૦, ૧૮૫ વગેરે; ૨. ૯૯; ૧. ૪૬૪ ]

(૨૯) [ ૧. ૨૩૯, ૩. ૧૮ અને ૨૩૩; ૪. ૨૩૭; નં. ૨૪૩ ]

આ આશ્રમો ઘણું ખરું હિમાલયમાં બાંધવામાં આવતાં; પરંતુ, કેટલીક વાર, તપસ્વીઓના જથાઓ વસ્તીનાં કેન્દ્રસ્થાનોની નજીક પણ આશ્રમ બાંધતા; કારણ ત્યાં ચેલાઓની ભરતી કરવાની અનુકૂળતા વિશેષ હતી. મૂળ, કાશીની એક ૫૦૦ વિદ્યાર્થીઓની પાઠશાળાનો એક સેતકેતુ નામનો વિદ્યાર્થી વિદ્યાઓની પરિસમાપ્તિ માટે તક્ષશિલા જઇ આવી દેશાટન માટે નીકળી પડયો હતો. રસ્તામાં એક ગામમાં એને એક ૫૦૦ તપસ્વીઓનો જથો સામો મળ્યો. એ જથાએ એને વિધિપૂર્વક ચેલો મૂંડ્યો અને પોતાની તમામ વિદ્યાઓ, શાસ્ત્રો અને ક્રિયાઓ શીખવાડી (૩૦) *

સુ॰

---

# ચિત્રપરિચય

મુખ ઉપર આપેલું ચિત્ર કપડવંજના કીર્તિસ્તંભનું છે. ત્યાંના પ્રસિદ્ધ કુંડની પૂર્વ બાજુ ઉપર આ કીર્તિસ્તંભ આવેલો છે. એ ઇસ્વીસનના બારમા સૈકાની પ્રારંભમાં બંધાવેલો હશે. બન્ને બાજુના સ્તંભની ઊંચાઈ તેર ફૂટ દશ ઇંચની છે. પાયા ચાર ફીટ પહોળા છે.

---

(૩૦) [ ૬. ૪૦૬, ૪૩૧; ૩. ૧૪૩; ૪. ૭૪; ૩. ૬૧૫; ૪. ૬૯૩; ૩. ૨૩૫ ]

* [મૂળ લખનૌયુનિવર્સિટીજર્નલમાં પ્રસિદ્ધ થયેલો.]

પા. ૧૭૮. ટિપ્પણ ૬૭માં જણાવેલો સ્વાધ્યાય સ્થળસંકોચને લીધે આવતા અંકમાં આપવામાં આવશે. સં॰

# શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનભંડારમાં આવતાં ચોપાનીઆંમાંના પુરાતત્ત્વવિષયક લેખોની યાદી

**જર્નલ ઑફ ધી રોયલ એશિયાટિક સોસાઇટી (ગ્રેટબ્રિટન). ઑક્ટોબર, ૧૯૨૩**

૧. અગ્નિપુરાણ અને ભોજ લે. સુશીલકુમાર દે
૨. ડૉ. હોઅર્નલની હસ્તલિખિત પ્રતો. લે. એફ. ઈ. પાર્જીટર
૩. ગીલ્ગેમીસના મહાકાવ્યનું હિત્તિતે રૂપાંતર. લે. એ. એચ. સેઈસ
૪. ફેરો ખાનની અલહકીમની મસીદનાં મુખ્ય મોટાં મોટાં લક્ષણો.
લે. કે. એ. સી. ક્રેસવેલ
૫. હિંદુ નાટક વિષે બે બોલ. લે. જે. ચાર્પેન્ટીઅર
૬. તામિલ સાહિત્યનો કોશર અને અશોકનાં શાસનોનો સતીયપુત્ર લે. એસ. કૃષ્ણસ્વામી આયંગર
૭. આઠમી સદીની એક અરબી ટેપેસ્ટ્રી ઉપર નોંધ લે. ઈ. બ્લોશે.
૮. એન્થ્રોપસ કકકો. લે. આર. ગ્રાન્ટબ્રાઉન
૯. તામિલ પાવ્વુ, સંસ્કૃત પાપ-લે. જી. એ. ગ્રીઅરસન
૧૦. "માંગુઝ" લે. જી. એ. ગ્રીઅરસન
૧૧. બીટલગીઝ નામનું નક્ષત્ર. લે. એચ. બીવરીજ

**જર્નલ એન્ડ પ્રોસીડીંગ્ઝ, એશિયાટિક સોસાઇટી ઑફ બેંગાલ. વૉ. ૧૮. અં. ૭**

૧. સાલસીટ, ચોરાયો, દિવાર વગેરે વિષેનું ફાધર એ. મોન્સેરેત એસ. જે. નું કથન
૨. ફાધર એ. મોન્સેરેત એસ. જે. અને કેપ્ટન એફ. વિલફોર્ડ
૩. ગીપ્સી-દરવિશોની એક જુની બોલી. લે. ડબલ્યુ ઇવેનોફ
૪. જામીની નફહાનનાં મૂળ. લે. ડબલ્યુ. ઇવેનોફ
૫. એક ઇસલામી વંશાવળી લે. " "
૬. ઇશાની હિંદના ઇતિહાસમાં અને પૂર્વવંશવિદ્યામાં સહાયભૂત ઉમેરા. લે. એચ. ઇ. સ્ટેપલેટન
૭ પ્રાચીન હિંદમાં પૂર્વજત્વ લે. નિર્મળચંદ્ર ચટ્ટોપાધ્યાય
૮ લાળ દેશ-એક નોંધ લે. એચ. સી. રે
૯ નવા જડેલા બોધાના શિલાલેખ વિષે નોંધ. લે. હરિદાસ મિત્ર

**વૉ. ૧૮. અં. ૮**

૧ તિબેટની પુસ્તવિદ્યામાં (Bibliography) સહાયભૂત ઉમેરો લે. ર્ઝેન. વેન. મનેન

**વૉ. ૧૮. અં. ૯**

૧ અવધના મકબીદાર ગ્રમરના સિક્કાઓ લે. આર. બર્ન
૨ ફિરોજશિની-ટંકશાળવાળા શહેર તરીકે. લે. એચ. નેલ્સન રાઇટ

૩ મોગલ ગાદીના હક્કદાર તરીકેના મહમદ અકબરના સિક્કાઓ. લે. આર. બી. વ્હાઇટ અને એસ. એસ. હોડિવાળા
૪ જવાનપુરના શર્કી રાજાઓના સિક્કાઓ. લે. એચ. એમ. વ્હિટ્વેલ
૫ ઔરંગઝેબનો એક નુશરતાબાદી રૂપીઓ. લે. પ્રયાગ દયાલ
૬ કુતુબુદ્દીન મુબારક પહેલાના એક રૂપાના સિક્કા વિષે નોંધ. લે. પ્રયાગ દયાલ
૭ વિજાપુરના ઇબ્રાહીમ આદિલશાહી સિક્કાઓ ઉપર વાપરેલું વિશેષણ. લે. મહમદ ઇસ્માઇલ

ઇન્ડિયન એન્ટીક્વેરી. ઓક્ટોબર, ૧૯૨૩
૧ બુદ્ધ અને દેવદત્ત. લે. એ. એમ. હોકાર્ટ
૨ જીવનની ચાર અવસ્થાઓની પુરાતનતા લે. ડૉ. નરેન્દ્રનાથ લૉ
૩ અન્ધૌનાં લેખપત્રો. લે. એચ. સી. રે
૪ અહમદનગરના નિઝામશાહી પાદશાહોનો ઇતિહાસ. લે; સર વોલ્સેલી હેઇગ

પુર્તિ
૬ પ્રાચીન અને મધ્યકાલીન હિંદનો ભૌગોલિક કોશ. પા. ૧૩૫થી ૧૫૦

નવેમ્બર, ૧૯૨૩
૧ સીપાહીઓના બળવાની અગાઉના સૈકામાં. લે. સર આર. સી. ટેમ્પલ
૨ પર્ગણાતિ શકનો આરંભનિર્ણય લે. એન. કે. ભટ્ટશાલી
૩ અહમનગરના નિઝામશાહી પાદશાહોનો ઇતિહાસ લે. સર વોલ્સેલી હેઇગ
૪ અપોલોબંદર, મુંબઇ. લે. એસ. એમ, એડવર્ડ્ઝ

પૂર્તિ
૫ પૂર્વ દરિયામાંના ચાંચિયાપણા વિષે નોંધો. લે. એસ ચાર્લ્સ હીલ પા. ૪૧–૫૨

ડીસેમ્બર, ૧૯૨૩
૧. માંડલેના દરબારી મહેલમાંનું એક રક્ષણદાયક તાવીજ. લે. સર આર. સી. ટેમ્પલ
૨. મલબાર વિષે પરચુરણ નોંધો. લે. ટી. કે. જોસર
૩ બી. એન. રામસ્વામીના 'હિંદી દુકાળોના અસલી ઇતિહાસ' પર એક નોંધ. લે. ડોનાલ્ડ જ્યુરલ
૪ દારા–શીકોહનો એક પત્ર લે. ખાનસાહેબ મોલવી અબ્દુલ વલી
૫ કનૌજી કનોજનાં ખંડેરો લે. રાવબહાદુર હીરાલાલ
૬ ભવભૂતિ વિષે નવું વિવેચન લે. પંડિત બટુકનાથ શર્મા

જાનેવારી, ૧૯૨૪
૧ રામવર્મા યશોભૂષણમ્ તથા વસુમતિ કલ્યાણમ્ લે. રામનાથ આય્યર
૨ વસુબંધુ વા સુબંધુ લે. રંગાસ્વામી સરસ્વતી
૩ દખ્ખણની સંસ્કૃતિનો ચિનાર. સર આર. સી. ટેમ્પલ
૪ શિવાજીની તલવાર, ભવાની. લે. એસ. એમ. એડવર્ડ્ઝ
૫ ઓર્મ બર્ગો લે. વિલિયમ ફોસ્ટર
૬ જુની ફેક્ટરીના ચોપડામાંથી નોંધો. સર આર. સી. ટેમ્પલ

**પૂર્તિ**

૭ પૂર્વદરિયામાંના ચાંચિયાપણા વિષે નોંધો લે. એસ. ચાર્લ્સ હીલ પા. ૫૩-૬૦

**ફેબ્રુઆરી, ૧૯૨૪**

૧. ડૉ. વિલિયમ ક્રુક લે. સર. આર. સી. ટેમ્પલ
૨. દક્ષ્ખણની સંસ્કૃતિનો ચિતાર. લે. સર. આર. સી. ટેમ્પલ
૩. અસીરગઢ પરનો શહેનશાહ અકબરનો ઘેરો અને જીત લે. રેવ. એચ. હેરસ
૪. પૂર્વ તિબેટમાં મૃત લામાઓની વ્યવસ્થા અને મડદાંને મુંબઈ કરવાની રીત લે. સર. આર. સી. ટેમ્પલ
૫. વાકાટકી રાણી પ્રભાવતીનું એક દાનપત્ર

**એનાલ્સ ઑફ ધી ભાન્ડારકર ઇન્સ્ટીટ્યુટ.** વો. ૪, ભાગ ૨ ની પૂર્તિ

૧. સ્ટડીઝ ઇન ભાસ. લે. વી. એસ. સુકથંકર

**વૉલ્યુમ ૫. ભાગ ૧ લો**

૧. ભારતીય તત્ત્વજ્ઞાનમાં પ્રતિભાવાદ. લે. ગોપીનાથ કવિરાજ
૨. મહાભારતનું વિરાટપર્વ. લે. નારાયણ બાપુજી ઉદ્દગીકર
૩. વાકાટકો અને હિંદુસ્તાનના ઇતિહાસમાં એમનું સ્થાન. લે. ડૉ. એસ. કે. આયેન્ગર
૪. ઉપનિષદોનું નીતિશાસ્ત્ર. લે. એમ. હિરિયન્ન
૫. મૂળ રામાયણ લે. એસ. એન. તાડપત્રીકર
૬. પૃથ્વી પર નાટ્યનો પ્રવેશ પ્રથમ કોણે કરાવ્યો ? લે. એચ. આર. દિવેકર

**ક્વાર્ટર્લી જર્નલ ઑફ ધી મિથિક સોસાયટી,** ઓક્ટોબર, ૧૯૨૩

૧. તલકદના પાશ્ચાત્ય ગંગો. લે. રાવબહાદુર આર. નરસિંહાચાર્ય
૨. પક્ષીગત પૌરાણિક વાતોનો અભ્યાસ લે. શરત્ચંદ્ર મિત્ર
૩. મિત્રદેવ વા મૂલદેવ. લે. રંગાસ્વામી સરસ્વતી
૪. ભાસનું પ્રતિમા-નાટક
૫. પ્રાચીન વર્ણધર્મની ઝાંખી લે. કે. કૃષ્ણમાચાર્ય
૬. ગુણાઢ્ય અને બૃહત કથા વિષે નિબંધ પા. ૧૪૯-૨૨૮

**વિશ્વભારતી.** વૉ. ૧ અંક ૩

૧ ઇન્ડો ઇરાનીઅન લોકો. લે. રવીન્દ્રનાથ ઠાકુર
૨ જાતકો પરથી ભારતીય શિક્ષણપ્રણાલિકા. લે. પ્રો. રાધાકુમુદ મુખોપાધ્યાય
૩ પ્રાચીન ભારતમાં શૂદ્રોના અધિકાર

**મૉડર્ન રિવ્યુ. ઑક્ટોબર, ૧૯૨૩**

૧. ત્રાવણકોરની ખડકમાંથી કોતરી કાઢેલી ગુફા. લે. એ. એસ. રામનાથ આય્યર
૨. મોગલ સામ્રાજ્યનો વિનાશ-જાટ તથા ગૌડ લોકો. લે. પ્રો. જદુનાથ સરકાર

**નવેમ્બર, ૧૯૨૩**

૧. મરાઠા પ્રજાકીય ઇતિહાસનો કટોકટીનો સમય
૨. ભારતીય કલામાંનું ધાર્મિક અને વિલક્ષણ (grotesque) તત્ત્વ. લે. સ્ટેલા ક્રેમરીશ
૩. મદન અને ભવભૂતિ-એ શું એક જ ? લે. બટુકનાથ શર્મા

જાનેવારી, ૧૯૨૪

૧. ઔરંગઝેબનો માનીતો પુત્ર. લે. પ્રો. જદુનાથ સરકાર
૨. મદ્રાસ કર્ણાટકમાં શિવાજી. લે. પ્રો. જદુનાથ સરકાર

ઇન્ડિયન રિવ્યુ. નવેમ્બર, ૧૯૨૩

૧. ઇસ્લામ અને ભારતીય તત્ત્વજ્ઞાન લે. પ્રો એસ. રાધાકૃષ્ણન

ડીસેમ્બર, ૧૯૨૩

૧. હિંદુસ્તાનમાંના મુસલમાન રાજ્યનો વારસો. લે. મી. બી. એન. રાવ
૨. ચીનમાંના તથા ભારતમાંના સંપ્રદાયો લે. પ્રબોધચંદ્ર બક્ષી

રૂપમ્. જુલાઇ—ડીસેમ્બર, ૧૯૨૩.

૧. દૂરની પૌર્વાત્ય કલા પર ભારતીય અસર. લે. એચ. એફ. ઇ. વીશર.
૨. મહારાણી મેરીયા થેરેસાનું ભારતીય ચિત્રકલાવાળું દિવાનખાનું
લે. પ્રો. જોસેફ સ્ટ્રીગોઝ્વસ્કી
૩. રજપુત ચિત્રકલા વિષે ડૉ. ગોત્સનું વક્તવ્ય
૪. „ „ „ આનંદ કુમારસ્વામીની નોંધ
૫. ચિનાઇ શિલ્પ કળા વિષે આલ્ફ્રેડ સેલ્મનીનું વક્તવ્ય
૬. બ્રિટિશ મ્યુઝિયમમાં ચીનાઇ બોધિસત્વ

નાગરીપ્રચારિણી પત્રિકા. ભાગ ૪ અંક ૨

૧. મહાકવિ ભાસ તથા એનું નાટકચક્ર. લે. પં. શિવદત્ત શર્મા
૨. શ્રીમતી અહિલ્યાબાઇ. લે. મુંશી દેવીપ્રસાદ
૩. જગદૂચરિત લે. પં. શિવદત્ત શર્મા
૪. ઉર્દૂનો આદ્યકવિ લે. બા. વ્રજરત્નદાસ

ભાગ ૪, અંક ૩

૧ મહાકવિ ભાસ તથા એનું નાટકચક્ર. લે. પં. શિવદત્ત શર્મા
૨ ગોસ્વામી તુલસીદાસના દાર્શનિક વિચારો. લે. રામકૃષ્ણજી
૩ રામાવત સંપ્રદાય. લે. શ્યામસુંદરદાસ
૪ પ્રભાસપાટણના યાદવભીમના સં. ૧૪૪૨ વાળા શિલાલેખની સમીક્ષા
લે. પં. રામકર્ણ

સરસ્વતી. ઑગસ્ટ, ૧૯૨૩

૧ પ્રાચીન તથા આધુનિક રાષ્ટ્રનિર્માણ

સપ્ટેમ્બર, ૧૯૨૩

૧ ઇખ્નાતન, લે. વનમાળીપ્રસાદ શુક્લ
૨ અરબી સાહિત્યક્ષેત્રમાં હજરત અલીસાહેબ. લે. મહેશપ્રસાદ
૩ કૌટિલ્યનું અર્થશાસ્ત્ર લે. કન્નોમલ

**ઓકટોબર, ૧૯૨૩.**

૧. ઇતિહાસમાં સ્વાતંત્ર્યનો વિકાસ. લે. દીનદયાળુ શ્રીવાસ્તવ

૨. અશ્વઘોષના સંબંધમાં કેટલીક વાતો. લે. મનોહરપ્રસાદ મિશ્ર

૩. તાજમહેલનું નિર્માણ લે. રાજારામ ભાર્ગવ

૪. પ્રાચીન ભારતમાં છુપી પોલીસ. લે. કન્નોમલ

**ડીસેમ્બર, ૧૯૨૩**

૧ મેડેગાસ્કર-દ્વીપના મૂલ નિવાસીઓ

૨ ભાષાઓના શ્રેણીભાગ લે. નલિનીમોહન સાન્યાસ

**ચિત્રમય જગત.** નવેમ્બર, ૧૯૨૩

૧ કપિલ ઋષિ લે. પૃથ્વીગરિ હરિગીર

**વિવિધજ્ઞાનવિસ્તાર,** સપ્ટેમ્બર, ૧૯૨૩

વૈદિક કાળની લેખનકળા. લે. દા. સાતવળેકર

**ભારતવર્ષ.** ફાગણ, ૧૩૧૩ (બંગાળી સંવત)

મહાકવિ કાલિદાસ શું બંગાળી હતો ? લે. સતીશચંદ્રરાય

**ગુજરાત.** પોષ, ૧૯૮૦

૧. કાર્તવીર્યની રાજધાની માહિષ્મતી. લે. કનૈયાલાલ માણેકલાલ મુન્શી

**નવચેતન** જાનેવારી ૧૯૨૪

અજન્તાની ગુફાઓ. લે. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

**ગુજરાતીનો દીવાળીનો અંક. ૧૯૭૯**

૧ ભાગવતધર્મ અને ભગવાન સહજાનંદ સ્વામીનાં વચનામૃતો
લે. લાલશંકર મયુરભાઇ યાજ્ઞિક

૨ નાગરોનો ઇતિહાસ. લે. કવિ નર્મદાશંકર લાલશંકર દવે

૩ પેશવા સાથેનો એક કરાર લે. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

૪ યજ્ઞોપવીત અને તેનું પ્રાચીન તથા અર્વાચીન સ્વરૂપ
લે. રા. નારાયણ વિસનજી ઠક્કુર

૫ પ્રાચીન હિન્દની રાજ્યવ્યવસ્થા લે. જનાર્દન પ્રભાસ્કર

—મુ. પુ. બારોટ ( જ્ઞાનભંડારસંરક્ષક )



# पुरातत्त्वमंदिरनी योजना



૧ ઉદ્દેશ—

(૧) સાધારણ રીતે આખા હિંદુસ્તાનના અને ખાસ કરીને ગુજરાતનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય, કળા, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી. અને તેનાં પરિણામો પ્રકાશિત કરવાં.

(૨) હિન્દુસ્તાનનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમ જ સંસ્કૃત, પાલી આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

(૩) શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકોના ઉપયોગ માટે એક સારૂં પુસ્તકાલય બનાવવું જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રકટ થએલું સમગ્ર સાહિત્ય સંગ્રહિત કરવામાં આવે.

(૪) સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, જુની ગુજરાતી, ફારસી, અને અરબી આદિ ભાષાઓમાં લખાએલા અલભ્ય-દુર્લભ્ય ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત-મુદ્રિત કરી પ્રકટ કરવા-કરાવવા.

(૫) દેશ અને વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાએલા પુરાતત્ત્વવિષયક સાહિત્યને ગુજરાતી ભાષામાં ઉતારવું.

(૬) શોધખોળના વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસકાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી.

(૭) દેશ-વિદેશના વિદ્વાનોને પુરાતત્ત્વના વિષયમાં યથાસાધન સાહિત્ય સંબંધી સલાહ અને સહાયતા આપવા એક મંડળ તરીકે કામ કરવું.

૨ પ્રબન્ધસમિતિ—

(૧) મુનિ જિનવિજયજી —આચાર્ય
(૨) અધ્યાપક રામચંદ્ર બળવંત આઠવલે
(૩) અધ્યાપક ધર્માનંદ કોસમ્બી
(૪) પંડિત સુખલાલજી
(૫) અ. દત્તાત્રેય બા. કાલેલકર
(૬) અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક } મંત્રીઓ
(૭) રસિકલાલ છોટાલાલ પરીખ }

## લેખકોને સૂચના

૧. 'नामूलं लिख्यते किंचित्' એ સૂત્રને અનુસરી લેખો લખી મોકલવા વિનન્તી છે.
૨. કાગળની એક જ બાજુ ઉપર સ્પષ્ટ અક્ષરોમાં લખેલા લેખો તરફ જ ધ્યાન આપવામાં આવશે.
૩. લેખકે પોતાનું નામ અને ઠેકાણું લેખ સાથે મોકલવાં.
૪. લેખની નીચે આપવાનાં પ્રમાણો સ્પષ્ટ રીતે જણાવવાં અને '૧', '૨', '૩', ઇત્યાદિ ક્રમાંકમાં ગોઠવવાં.
૫. પોસ્ટેજ સાથેના લેખને નાપસંદ થતાં પાછો મોકલવા પ્રયત્ન થશે. લેખ ગેરવલ્લે જાય તે માટે સંપાદક જવાબદાર નથી.
૬. પ્રત્યેક લેખને માટે તેનો લેખક જવાબદાર રહેશે.

सत्यं परं धीमहि

# 卐 પુરાતત્ત્વ 卐

શાખ, પૂર્ણિમા. (ત્રૈમાસિક) સંવત ૧૯૮૦.

૧ જું ] [ અંક ૩ જો



સંપાદક અને પ્રકાશકઃ રસિકલાલ છોટાલાલ પરીખ,
ગૂજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂ ૫, પોસ્ટેજ આઠ આના છુટક નકલની કિંમત રૂ. ૧—૮—૦ પોસ્ટેજ જુદું

卐 पुरातत्त्व 卐

પુસ્તક ૨ જું ]　　　　ચૈત્ર　　　　[ અંક ૩ જો

# બુદ્ધચરિત્રલેખમાળા

## લેખાંક ૩ જો

## બોધિસત્ત્વની તપશ્ચર્યા

[ અધ્યાપક ધર્માનંદ કોસંબી ]

બોધિસત્ત્વ ગૃહત્યાગ કરતાં પહેલાં ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયા હતા ત્યારે એક ઘરડા માણસનું, એક રોગીનું, એક મડદાનું અને એક ભિક્ષુનું એમ અનુક્રમે ચાર દશ્યો તેમણે જોયાં અને તેથી તેમને વૈરાગ્ય ઉત્પન્ન થયો એવું રસભર્યું વર્ણન લલિતવિસ્તર વગેરે ગ્રંથોમાં મળી આવે છે. તે ઉપરથી વાંચનારને એવો ભાસ થાય છે કે ઓગણત્રીસમા વર્ષ પહેલાં ગૌતમને પ્રવ્રજિત અથવા ભિક્ષુ કેવા પ્રકારનું પ્રાણી છે એની બિલકુલ માહિતી ન હતી. પણ સુત્તપિટકમાં ભિન્નભિન્ન સ્થાને મળતી માહિતી ઉપરના વર્ણનથી તદ્દન વિરુદ્ધ છે.

બુદ્ધના સમયમાં જુદા જુદા ત્રેસઠ પંથો હયાત હતા. यानि च तीणि यानि च सट्ठि[1]-આ વાક્યમાં સાઠ અને ત્રણ મતો કહ્યા છે તેમાં બૌદ્ધમતનો પણ સમાવેશ થાય છે કે નહિ તે કહી શકાતું નથી. પણ તેનો સમાવેશ થાય છે એમ માની લઇએ તો પણ પાલિસાહિત્યમાં અનેક ઠેકાણે મળી આવતો બાસઠ મતોનો (द्वासट्ठि दिट्ठिगतानि)[2] ઉલ્લેખ બરાબર બંધ બેસે છે. એટલે કે બુદ્ધના પંથની બહાર તે સમયે બીજા બાસઠ શ્રમણ પંથો હતા એમ સિદ્ધ થાય છે. મગધ અને કોશલ દેશમાં આ શ્રમણો જ્યાં ત્યાં ફેરતા અને લોકોને ઉપદેશ કરતા. મોટા મોટા શહેરોમાં એકત્ર ભેગા થઇ વાદવિવાદ કરતા અને પોતાના પંથનું ઉપરીપણું સ્થાપવાનો પ્રયત્ન કરતા. આવા એક પ્રસંગનું વર્ણન ઉદાનમાં આવેલું છે. શ્રાવસ્તીમાં ભિન્નભિન્ન પંથનાં શ્રમણ બ્રાહ્મણો એકઠા થઇ વાદવિવાદમાં પોતપોતાનો મત સ્થાપવાનો પ્રયત્ન કરતા. બુદ્ધે તેઓને જાત્યંધોએ કરેલા હસ્તિવર્ણનની ઉપમા આપી છે.[3] શાક્યોનો મુલક કોશલ દેશમાં જ હતો. અને ત્યાં સુધી શ્રમણપંથોની માહિતી ન પહોંચે એ જરા પણ સંભવિત નથી.

---

1 સુત્તનિપાત, સભિયસુત્ત, ગાથા ૨૯

2 વિભંગ ( પા. ટે. સો. પૃ. ૪૦૦ જુઓ. )

3 બુદ્ધલીલાસારસંગ્રહ ભા. ૩ પૃ. ૩૦

આ બાસઠ પંથોના શ્રમણોના મતો વિગતવાર બતાવવાનો પ્રયત્ન દીઘનિકાયના પહેલા બ્રહ્મજાલ નામના સુત્રમાં કર્યો છે. પણ તે કેવળ કૃત્રિમ છે. જે સમયે એ સુત્ર લખાયું હશે તે સમયે તેના રચનારને બુદ્ધસમયમાં જે શ્રમણપંથો હયાતિમાં હતા તેને વિષે બાસઠ સંખ્યા સિવાય બીજી માહિતી બહુ જ થોડી હશે એમ લાગે છે.[૪] તેણે ગમે તેમ કરી બાસઠ સંખ્યા પૂરી કરી છે. વસ્તુસ્થિતિ એવી દેખાય છે કે આ બાસઠ પંથોમાં નામ ગણાવા જેવા બહુ જ થોડા હતા, અને તેમાં પણ કેટલાક તો એકબીજામાં ભળી જવા લાગ્યા હતા. આજકાલના બાવા, વૈરાગી વગેરે પંથોની સ્પષ્ટ ગણત્રી કરીએ તો તે સેંકડોની થાય, પણ તેમાં નામ લેવા જેવા તો કબીર, દાદુ, ઉદાસી વગેરે હાથની આંગળીઓ ઉપર ગણી શકાય એટલા જ બાકી રહે. બુદ્ધના સમયમાં પણ આ જ સ્થિતિ હતી એ નીચેના વિવેચન ઉપરથી દેખાઇ આવશે.

સૌથી પ્રથમ બ્રાહ્મણ પંથો સંબંધી વિચાર કરીએ. મોટા મોટા યજ્ઞયાગ કરનારા જેવા યાજ્ઞિક બ્રાહ્મણો હતા, તેવા જ અરણ્યમાં જઇ અગ્નિહોત્ર પૂજનારા બ્રાહ્મણો પણ હતા. અસાતમન્તજાતક (નં. ૬૧) અને નંગુટ્ઠજાતક (નં. ૧૪૪) આ બન્ને ઉપરથી એમ જણાય છે કે છોકરો જન્મતાં વેંત કેટલાક બ્રાહ્મણ કુટુંબોમાં જાતાગ્નિ રખાતો હતો. અને ઉમરમાં આવતાં તે છોકરાના પાલક તેને કહેતા કે "જો તારે ગૃહસ્થાશ્રમ માંડવો હોય તો ત્રણ વેદ શીખ અને જો બ્રહ્મલોકમાં જવું હોય તો આ અગ્નિ લઇ અરણ્યમાં જા અને ત્યાં તેની પૂજા કર. એટલે કે વેદાધ્યયન કરી ગૃહસ્થાશ્રમ માંડવો અથવા જંગલમાં જઇ અગ્નિની પૂજા કરવી એ બન્ને પરસ્પર વિરોધી માર્ગો બ્રાહ્મણોને પસંદ હતા. દીઘનિકાયમાં તેવિજ્જસુત્તમાં વાસિષ્ઠ અને ભારદ્વાજ વચ્ચે 'માર્ગ કયો અને અમાર્ગ કયો' એ વિષે વાદ થયો હતો એવો ઉલ્લેખ છે. બ્રહ્મસાયુજ્યતા[૫] એ સર્વ બ્રાહ્મણોનું ધ્યેય હતું. પણ તે પ્રાપ્ત કરવાનો સરલ માર્ગ કયો એ વિષે મતભેદ હતો.

આજકાલ હિંદુસ્થાનમાં સર્વ પક્ષોને સ્વરાજ જોઇએ છે. સ્વરાજ નથી જોઇતું એમ કહેનારો કોઇ પણ પક્ષ નથી. પરંતુ માર્ગામાર્ગમાં મતભેદ છે. મોડરેટોને અંગ્રેજો સાથે સહકારનો જ માર્ગ ખરો લાગે છે અને બીજા માર્ગ ખોટા લાગે છે. અસહકારીઓને અહિંસાનો માર્ગ બરાબર છે એમ લાગે છે. સ્વરાજપક્ષના લોકોને અડચણો નાખવાનો માર્ગ બરાબર લાગે છે. અને ક્રાન્તિવાદીઓને એમ લાગે છે કે 'અધિકારી લોકોનું ખૂન કરી સ્વતંત્રતાદેવીને પ્રસન્ન કર્યા સિવાય કદી પણ સ્વરાજ મળવાનું નથી.' આ પ્રમાણે તે સમયે બ્રાહ્મણ લોકોમાં પણ બ્રહ્મસાયુજ્યતા મેળવવા વિષે અનેક પરસ્પર વિરોધી પંથ ઉપસ્થિત થયા હતા. તો પણ સાધારણ રીતે તેઓનો બ્રાહ્મણવર્ગમાં જ સમાવેશ થતો હશે.

શ્રમણોનું ધ્યેય ઐહિક દુઃખોમાંથી મોક્ષ મેળવવો એ હતું. પણ તે કઇ રીતે મેળવવો એ વિષે વિલક્ષણ મતભેદ થવાથી ઉપર જણાવેલા બાસઠ મતભેદો ઉત્પન્ન થયા હતા. પણ

૪ આ સંબંધે વધારે માહિતી માટે પ્રો. ચિંતામણ વૈજનાથ રાજવાડેના બ્રહ્મજાલસુત્તનું પરિશિષ્ટ જુઓ.

૫ અર્દ્ધામાં બ્રહ્મ શબ્દ પુંલિંગી છે. બ્રહ્મસાયુજ્યતા એટલે કે બ્રહ્મ દેવના સ્વર્ગમાં જન્મ મળવો.

તેમાંના કેટલાક આગળ જતાં એક બીજામાં મળી ગયા હતા. આમાંથી ૭ પંથો બીજા શ્રમણપંથોને પછવાડે પાડી આગળ ધસ્યા હતા. તે ૭ નીચે પ્રમાણેઃ—

૧. **અક્રિયાવાદ**ઃ આનો નાયક **પૂરણકાશ્યપ** હતો.
૨. **સંસારશુદ્ધિવાદ** અથવા **નિયતિવાદ**ઃ આનો નાયક **મખ્ખલી ગોસાલ** હતો.
૩. **ઉચ્છેદવાદ**ઃ આનો નાયક **અજિતકેસકમ્બલી** હતો.
૪. **અન્યોન્યવાદ**ઃ આનો નાયક **પકુધકાત્યાયન** હતો.
૫. **ચાતુર્યામસંવરવાદ**ઃ આનો નાયક **નિગણ્ઠનાતપુત્ત** હતો.
૬. **વિક્ષેપવાદ**ઃ આનો નાયક **સંજય બેલટ્ઠીપુત્ત** હતો.

બુદ્ધના સમયમાં આ ૭ આચાર્યોનું બહુ માન હતું. અને કેટલાક લોકો બુદ્ધનો પંથ નવો છે એમ કહી તેની અવજ્ઞા કરતા હતા. આ ૭ પંથોમાંથી નિગણ્ઠ નાતપુત્તનો જ પંથ હાલમાં હયાત છે, બાકીનાનું ફક્ત નામ જ રહ્યું છે. બૌદ્ધ વાઙ્મયમાં મળતી આ પંથોની માહિતી બહુ અધુરી છે, તો પણ નિગણ્ઠપંથમાં મળતી થોડી ઘણી માહિતી પરથી એમ જણાય છે કે ત્રિપિટક ગ્રંથોમાં કેવળ અવજ્ઞા કરવાના હેતુથી જ ઉપરના પંથોના મતોનો વિપર્યાસ કર્યો નથી. ટુંકામાં તે તે આચાર્યના મત સંક્ષેપમાં કહ્યા છે અને કોઇ કોઇ ઠેકાણે દોષ કાઢવાનો પણ પ્રયત્ન કર્યો છે. પણ ગમે તે બાબતોનો આરોપ કોઇ પણ પોરકા આચાર્યો પર કર્યો નથી. બુદ્ધના પરિનિર્વાણ પછી ૯૫૦ વર્ષે લખાયેલી અટ્ઠકથાઓમાં માત્ર આચાર્યોનો પુષ્કળ ઉપહાસ કર્યો છે. પૂરણ એક શ્રીમંતના ઘરનો સોમો દાસ હોવાથી તેનું નામ પૂરણ પડયું. મખ્ખલિ પણ દાસ હતો તે ઘીનો ઘડો લઇને જતો હતો તે સમયે તેના શેઠે કહ્યું કે પડતો મા (मा खलि) તે ઉપરથી તેનું મખ્ખલિ એવું નામ પડયું. આ જાતની અસંભવિત વાતો અટ્ઠકથામાં પુષ્કળ છે. તે બાજુ પર રાખી આ ૭ આચાર્યોના મતો ટુંકામાં આપવાનો અહીંઆં પ્રયત્ન કરૂં છું.

૧. **અક્રિયાવાદ**ઃ પૂરણકાશ્યપનું એવું કહેવું હતું કે 'કોઇએ કાંઇ કર્યું હોય અથવા કરાવ્યું હોય, કાપ્યું હોય અથવા કપાવ્યું હોય, ત્રાસ આપ્યો હોય અથવા અપાવ્યો હોય, શોક કર્યો હોય, ત્રાસ થયો હોય અથવા આપ્યો હોય, પોતે બીન્યો હોય અથવા બીજાને બ્હીવરાવ્યો હોય, પ્રાણીનો વધ કર્યો હોય, ચોરી કરી હોય, ઘર ફાડયું હોય, ધાડ પાડી હોય, એકાદા ઘરમાંથી કાંઇ ચોર્યું હોય અથવા વાટમાં લૂંટ કરી હોય, વ્યભિચાર કર્યો હોય કે જુઠું બોલ્યો હોય તો પણ તેને પાપ લાગતું નથી. તીક્ષ્ણ ધારવાળા ચક્રથી જો કોઇ પૃથ્વી ઉપર માંસની એક હાર અથવા ઢગલો કરે તો તેમાં મુદ્દલ પાપ નથી. ગંગા નદીના દક્ષિણ તીર ઉપર જઇ કોઇ મારામારી કરે, કાપે અથવા કપાવે, ત્રાસ આપે અથવા અપાવે તો પણ તેમાં મુદ્દલ પાપ લાગતું નથી; ગંગા નદીના ઉત્તર તીર ઉપર જઇ જો કોઇ દાન દે અથવા દેવડાવે, યજ્ઞ કરે અથવા કરાવે તો તેથી જરા પણ પુણ્ય થતું નથી. દાન, ધર્મ, સંયમ, સત્યભાષણ -આ બધાથી પુણ્ય થતું નથી. એમાં જરા પણ પુણ્ય નથી.'

૨. **સંસારશુદ્ધિવાદ**ઃ મખ્ખલિ ગોસાલનું એવું કહેવું હતું કે 'પ્રાણીઓની અપવિત્રતાનું કાંઇ પણ કારણ નથી. કારણ સિવાય પ્રાણી અપવિત્ર થાય છે. હેતુ સિવાય,

કારણ સિવાય જ પ્રાણી અપવિત્ર થાય છે. પ્રાણીઓની શુદ્ધતામાં કાંઇ પણ હેતુ નથી, કાંઈ પણ કારણ નથી. હેતુ સિવાય, કારણ સિવાય જ પ્રાણી શુદ્ધ થાય છે. પોતાના સામર્થ્યથી કાંઇ પણ થતું નથી, બીજાના સામર્થ્યથી કાંઇ થતું નથી. પુરુષના સામર્થ્યથી કાંઇ થતું નથી. બલ નથી, વીર્ય નથી, પુરુષની શક્તિ અથવા પરાક્રમમાં પણ કાંઇ નથી. સર્વ સત્ત્વો, સર્વ પ્રાણી, સર્વ જીવ અવશ, દુર્બલ અને નિર્વીર્ય છે. તે નસીબ, જાતિ વૈશિષ્ટ્ય અને સ્વભાવથી બદલાય છે અને છ માંથી કોઇપણ જાતિમાં[6] રહી સર્વ દુઃખનો ઉપભોગ લે છે...૮૪ લાખ મહાકલ્પના ફેરામાં ગયા પછી ડાહ્યા અને ગાંડા બન્નેના દુઃખનો નાશ થાય છે. 'આ શીલ, વ્રત, તપ અથવા બ્રહ્મચર્યથી અપરિપક્વ કર્મોને પક્વ કરીશ અથવા પરિપક્વ થયેલા કર્મોનાં ફળો ભોગવી તે નહિ જેવાં કરી નાખીશ' એવું જો કોઇ કહે તો તે થવાનું નથી. આ સંસારમાં સુખદુઃખો પરિમિત, પાલીથી માપી શકાય એ રીતે ઠરાવેલાં છે. અને તે કમીજાસ્તી અથવા વત્તાં ઓછાં કરાવી શકાય એમ નથી. જે પ્રમાણે સુતરનો દડો ફેંકતા તે ઉકલી રહે ત્યાં સુધી જ જાય તે પ્રમાણે ડાહ્યા અને મૂર્ખના દુઃખનો (સંસારના) ફેરામાં ગયા પછી જ નાશ થશે.'

૩. ઉચ્છેદવાદઃ અજિતકેસકમ્બલી પાકો નાસ્તિક હતો. તે કહે છે કે 'દાન, યજ્ઞ, હોમ એ કાંઇ પણ નથી. સારા ખોટા કર્મનું ફળ અથવા પરિણામ પણ નથી. આલોક પરલોક, માતપિતા, અથવા ઓપપાતિક પ્રાણી[7] પણ નથી. આ લોક અને પરલોકને જાણી અને બરાબર ઓળખી બીજાને શીખવનારા, બધું જાણનારા, સર્વજ્ઞ અને યોગ્ય માર્ગથી જનારા શ્રમણો કે બ્રાહ્મણો આ જગતમાં છે નહિ. મનુષ્ય ચાર ભૂતોનો બનેલો છે. જ્યારે તે મરે છે ત્યારે તેનામાંથી પૃથ્વીધાતુ પૃથ્વીમાં, આપોધાતુ પાણીમાં, તેજોધાતુ તેજમાં અને વાયુધાતુ વાયુમાં જઇ મળે છે અને ઇન્દ્રિયો આકાશમાં જાય છે. મરેલા માણસને ચાર પુરુષો ઠાઠડીમાં નાખી રસ્તામાં તેના ગુણ ગાના ગાતા સ્મશાનમાં લઇ જાય છે ત્યાં તેનાં હાડકાં ધોળાં થાય છે અને આહુતિ ભસ્મરૂપ થાય છે. દાનની આ બેવકુફી મૂર્ખ માણસોએ શોધી કાઢી છે. જે કોઇ આસ્તિકવાદનું પ્રતિપાદન કરે છે તેનું કહેવું તદ્દન ખોટું અને નકામી બડબડ છે. ડાહ્યા અને મૂર્ખ બન્નેનો શરીર જૂદું પડયા પછી ઉચ્છેદ અને વિનાશ થાય છે. મરણ પછી તેમનું કાંઇ પણ બચતું નથી.

૪. અન્યોન્યવાદઃ આ જગત સાત પદાર્થોનું બનેલું છે અને તે પદાર્થોનો કોઇપણ કારણથી નાશ થતો નથી એવું પકુધકાત્યાયનનું માનવું છે. તે કહે છે કે 'સાત પદાર્થો કોઇએ કરેલા કે કરાવેલા, નિર્માણ કરેલા કે કરાવેલા નથી; અને વંધ્ય, કૂટસ્થ અને સ્તંભ પ્રમાણે અચલ છે. તે હાલતા નથી, બદલાતા નથી એક બીજાને ત્રાસદાયક થતા નથી. એકબીજાનું સુખ, દુઃખ અથવા બન્ને ઉત્પન્ન કરી શકતા નથી.–તે કયા? તે પૃથ્વી, આપ, તેજ, વાયુ, સુખ, દુઃખ અને જીવ છે. આનો મારનાર, મરાવનાર, સાંભળનાર, કહેનાર, જાણનાર અથવા વર્ણન કરનાર કોઇ પણ નથી. જે તીક્ષ્ણ શસ્ત્ર વડે કોઇનું ડોકું કાપે છે તે કોઇનું પણ જીવિત હરણ કરતો નથી; આ સાત પદાર્થોની વચલી જગ્યામાં શસ્ત્રોએ પ્રવેશ કર્યો છે એટલું જ સમજવું જોઇએ.'

---

૬ જુઓ આમળ પા. ૨૪૭

૭ ગર્ભાવાસ ભોગવ્યા વિના ઉત્પન્ન થતા પ્રાણી—જેવા કે દેવતા, નારકિ વગેરે.

વૈશેષિકોના સાત પદાર્થ અને પકુધના સાત પદાર્થ એમાં સંખ્યા સિવાય બીજું કાંઇ સામ્ય નથી, પણ આ ઉપરથી કદાચ એમ કલ્પી શકાય કે તે પરમાણુવાદનો સ્થાપક હોય અને તેના વાદમાંથી અર્વાચીન વૈશેષિકવાદ નીકળ્યો હોય.

૫ ચાતુર્યામ સંવરવાદઃ આ મહાવીરસ્વામીનો વાદ હતો એવું સામઞ્ઞફલસુત્તમાં લખ્યું છે. પરંતુ જૈન ગ્રંથો ઉપરથી એવું જણાય છે કે આ વાદ મહાવીરસ્વામીનો ન હતો, પણ તેમની પૂર્વે ૨૫૦ વર્ષ ઉપર પાર્શ્વતીર્થંકરે સ્થાપન કર્યો હતો. પ્રાણઘાતમાંથી નિવૃત્તિ, જુઠું બોલવામાંથી નિવૃત્તિ, અદત્તાદાનમાંથી (ચોરીમાંથી) નિવૃત્તિ, અને પરિગ્રહમાંથી નિવૃત્તિ આ ચાર યામનો પાર્શ્વ ઉપદેશ કરતા હતા. પરંતુ અપરિગ્રહનો અર્થ કેવળ કોઇપણ વસ્તુનો સંગ્રહ કરવો નહિ એવો થવા લાગ્યો. અને કોઈ કોઇ પ્રસંગે સ્ત્રી સંગ કરવાને હરકત નથી એવું કેટલાક દંભી પરિવ્રાજકો પ્રતિપાદન કરવા લાગ્યા. તેથી મહાવીરસ્વામીએ મૈથુનવિરિતિ એ પાંચમો યામ પાર્શ્વના ચાર યામો સાથે જોડયો. ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે,

चाउज्जामो अजो धम्मो ।
जो इमो पंचसिक्खिओ ॥
देसिओ वद्धमाणेणं ।
पासेण य महामुणी ॥

અર્થ—પાર્શ્વ મહામુનિએ જે ચાતુર્યામ ધર્મ કહ્યો છે તે જ વર્ધમાન સ્વામીએ પંચશીક્ષારૂપે ઉપદેશ્યો છે.

સામઞ્ઞફલ સુત્તકારને પાર્શ્વતીર્થંકરના ચાર યામની જ માહિતી હતી એવું જણાય છે; તો પણ જૈન મતનો તેમણે વિપર્યાસ કર્યો નથી. આ ઉપરથી બીજા આચાર્યોના મતો પણ બને તેટલા બરાબર કહેવાનો આ સૂત્રકારે પ્રયત્ન કર્યો હશે એમ કહેવામાં હરકત નથી.

નિર્ગ્રંથના મતની પુષ્કળ માહિતી સુત્તપિટકમાં મળે છે. તે પુનર્જન્મ માનતા હતા, અને ગયા જન્મમાં કરેલાં પાપ આ જન્મની તપશ્ચર્યાથી ધોઇ શકાય છે એવું સમજતા હતા. મજ્ઝિમનિકાયના ચૂળદુક્ખક્ખન્ધસુત્તમાં બુદ્ધનો અને નિર્ગ્રંથોનો સંવાદ આપ્યો છે. તેનો સારાંશ આ પ્રમાણે છેઃ—

રાજગૃહમાં કેટલાક નિર્ગ્રંથ ઉભા રહી તપશ્ચર્યા કરતા હતા. બુદ્ધ તેમની પાસે જઇ કહેવા લાગ્યાઃ " આ રીતે તમે તમારા શરીરને કષ્ટ શા માટે આપો છો ? "

તેઓ કહેવા લાગ્યાઃ " નિર્ગ્રંથનાતપુત્ર સર્વજ્ઞ છે. ચાલતાં, ઉભા રહેતાં, ઊંઘતાં અથવા જાગતાં પોતાની જ્ઞાનદૃષ્ટિ કાયમ રહે છે એમ એ કહે છે. તે અમને ઉપદેશ કરે છેઃ હે નિર્ગ્રંથો ! તમે પૂર્વ જન્મમાં પાપો કરેલાં છે, તે આ પ્રકારના દેહદંડથી જીર્ણ કરો. (**निज्जरेथ**); અને આ જન્મમાં કાયાવાચા અને મન વડે કોઇ પણ પાપ કરો નહિ. આ પ્રમાણે પૂર્વજન્મના પાપોનો તપ વડે નાશ કરવાથી અને નવાં પાપો ન કરવાથી આવતા જન્મમાં કર્મક્ષય અને તેને લીધે સર્વ દુઃખનો નાશ થશે. ' એવું તેમનું કહેવું અમને પસંદ છે. "

બુદ્ધે પૂછ્યુંઃ " હે નિર્ગ્રંથો ! તમે પૂર્વજન્મમાં હતા કે નહિ એની તમને ખબર છે ? "

જવાબઃ " અમને ખબર નથી. "

સવાલઃ "ઠીક, પૂર્વ જન્મમાં તમે પાપ કર્યાં છે કે નહિ એની તમને ખબર છે?"
જવાબઃ "તેની અમને ખબર નથી."
સવાલ: "અને તે અમુક અમુક તરેહનાં પાપ હતાં એની ખબર પણ તમને છે?"
જવાબ: "એની પણ અમને ખબર નથી."
સવાલ: "આટલાં દુઃખનો નાશ થયો અને આટલાં બાકી છે એની પણ તમને ખબર છે?"
જવાબ: "એની પણ અમને ખબર નથી."

બુદ્ધે કહ્યું: "આ વાતની જો તમને ખબર નથી તો પછી આ જ લોકમાં કરેલાં પાપકર્મો ધોવા માટે તમે તપશ્ચર્યા કરો છો એમ નહિં વારૂ? એટલે કે તમે પારધિ જેવાં ક્રૂર કર્મ કરનારા હતા એવો એનો અર્થ નહિ થવાનો?"

જવાબઃ "આયુષ્માન્ ગૌતમ! સુખથી સુખ પ્રાપ્ત થતું નથી. દુઃખથી જ સુખ પ્રાપ્ત થાય છે. સુખથી સુખ પ્રાપ્ત થતું હોય તો બિંબિસાર રાજાને આયુષ્માન્ ગૌતમ કરતાં અધિક સુખ મળવાનો સંભવ છે."

સવાલ: "હે નિર્ગ્રંથો! આ તમે વિચાર કર્યા વિના બોલો છો. અહીંઆં હું તમને એટલું જ પૂછું છું કે બિંબિસાર રાજા સાત દિવસ પર્યંત સરલ રીતે બેસી મોંઢામાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના એકાંતસુખ અનુભવી શકશે શું? સાત દિવસ રહેવા દો. એક આખો દિવસ પણ આ તરેહનું સુખ અનુભવી શકશે શું?"

'આયુષ્માન્ તેને એ શક્ય નથી'—એવો તે નિર્ગ્રંથોએ ઉત્તર આપ્યો. ત્યારે બુદ્ધે કહ્યું. "હું એક જ દિવસ નહિ પણ સાત દિવસ સુધી એ રીતે એ જાતનું એકાંતસુખ અનુભવી શકું છું. હવે તમને પૂછું છું કે બિંબિસાર રાજા (પોતાના વૈભવથી) અધિક સુખ મેળવી શકે કે હું આધક સુખ મેળવી શકું?"

"જો એમ હોય તો આયુષ્માન્ ગૌતમ જ બિંબિસાર રાજા કરતાં અધિક સુખી છે એમ કહેવું જાઇએ."

બુદ્ધમતની વિશેષતા બતાવવા માટે આ સંવાદ રચાયો હશે. તો પણ નિર્ગ્રંથના મતનો તેમાં વિપર્યાસ કર્યો નથી. તપશ્ચર્યા વડે પૂર્વજન્મના કર્મનો ક્ષય કરી શકાય છે એવું તેમનું કહેવું હતું, અને આ પરંપરા આજે પણ કાયમ છે. નિર્ગ્રંથની તપસ્યાની માહિતી બોધિસત્વની તપસ્યામાં આવવાની હોવાથી અહીંઆં આપતા નથી.

૬. વિક્ષેપવાદઃ સંજયબેલટ્ઠિપુત્તનો વિક્ષેપવાદ હાલના જૈનોના સ્યાદ્વાદ જેવો કંઇક હતો. તે કહેતો કે "'શું પરલોક છે?' એમ જો મને પૂછવામાં આવે તો અને પરલોક છે એમ મને લાગે તો પરલોક છે એમ હું કહીશ. પરંતુ મને એમ લાગતું નથી, અને તેમ પણ લાગતું નથી. આ બન્નેથી ભિન્ન એવું પણ કાંઇ લાગતું નથી. નથી એમ પણ કાંઇ લાગતું નથી, અને નથી એમ નથી એમ પણ મને લાગતું નથી.—પરલોક નથી–પરલોક છે અને નથી–પરલોક છે એમ પણ નથી અને નથી એમ પણ નથી. ઔપપાતિક પ્રાણી છે–ઔપપાતિક પ્રાણી નથી–ઔપપાતિક પ્રાણી છે અને નથી પણ–ઔપપાતિક છે એમ પણ નથી અને નથી એમ પણ નથી–સારાં અને ખોટાં કર્મનું ફળ છે–નથી–છે અને નથી–છે એમ પણ નથી

અને નથી એમ પણ નથી—તથાગત, મરણ પછી રહે છે, રહેતો નથી, રહે છે અને રહેતો નથી—રહે છે એમ પણ નથી અને રહેતો નથી એમ પણ નથી."

આ છએ આચાર્યોના વાદ દીઘનિકાયના સામઞ્ઞફલસુત્તમાં મળે છે અને તેના આધારે તે અહીંઆં આપેલા છે.[૮] હવે આ મતો કેવી કેવી રીતે એક બીજામાં મળી જવા લાગ્યા એનો ટૂંકામાં વિચાર કરીએ.

જૈન-ગ્રંથો ઉપરથી એવું જણાઇ આવે છે કે મહાવીર સ્વામી અને મક્ખલિગોસાલ એ બન્ને ૭ વર્ષ સુધી સાથે રહ્યા હતા.[૯] તે બન્નેએ એકત્ર તપશ્ચર્યા કરી હતી. આ સમયમાં તેઓએ આજીવક અને નિર્ગ્રંથ એ બન્ને પંથોને ભેગા કરવાનો પ્રયત્ન કર્યો હશે. દેહદંડના માર્ગમાં તેઓ એકમત હતા. પણ મહાવીરસ્વામીના ચાતુર્યામસંવરવાદ અને ગોસાલના સંસારશુદ્ધિવાદનો મેળ ન ખાવાથી આ બન્ને આચાર્યો જુદા પડી પોતપોતાના મતનો ફેલાવો કરવા લાગ્યા.[૧૦]

કેટલાક સમય સુધી પૂરણકાશ્યપ અને મક્ખલિગોસાલના પંથો એક આજીવક પંથમાં ભેગા થઇ જવાનો દાખલો અંગુત્તરનિકાયના છક્કનિપાતમાં (સુત્ત ૫૭) મળે છે, એમાં આનંદ-ભગવાનને પૂછે છે 'ભદંત, પૂરણકાશ્યપે કૃષ્ણ, નીલ, લોહિત, હરિદ્ર અને શુક્લ અને પરમ શુક્લ એવી ૭ જાતિઓ કહી છે. ખાટકી, પારધિ વગેરે લોકોનો કૃષ્ણ જાતિમાં સમાવેશ થાય છે. ભિક્ષુ વગેરે કર્મવાદી લોકોનો નીલ જાતિમાં, એક વસ્ત્ર રાખનારા નિર્ગ્રંથોનો લોહિત જાતિમાં, સફેદ વસ્ત્ર પહેરનારા અચેલક શ્રાવકોનો (આજીવક શ્રાવકોનો) હરિદ્ર જાતિમાં, અને નંદવચ્છ, કિસ, સંકિચ્ચ અને મક્ખલિગોસાલનો પરમ શુક્લ જાતિમાં સમાવેશ થાય છે.''

આ ઉપરથી પૂરણકાશ્યપના શિષ્યોએ આજીવક પંથમાં પ્રવેશ કર્યો હતો એ સ્પષ્ટ થાય છે. નન્દવચ્છ વગેરે ત્રણ આજીવક પરંપરાના મુખ્ય આચાર્યો હતા, તેમના નિયતિવાદમાં અને પુરણકાશ્યપના અક્રિય વાદમાં બહુ ફરક ન હોવાથી આ બન્ને પંથોનો યોગ થવો સહેલો થયો હશે. મક્ખલિગોસાલના દેહદંડનો માર્ગ પૂરણને પસંદ હતો એ પણ આ ઉપરથી સિદ્ધ થાય છે.

સંજયબેલટ્ઠિપુત્તના વિક્ષેપવાદનો સમાવેશ જૈનોના સ્યાદ્વાદમાં થયાનું જણાઇ આવે છે. આમ હશે આમ નહિ હોય (स्यादस्ति स्यान्नास्ति) ઇત્યાદિ સ્યાદ્વાદ અને ઉપર વર્ણવેલા વિક્ષેપવાદ એ બન્નેમાં બહુ ફરક નથી. અને તે બન્નેનો યોગ થયો હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી.

---

૮. વિશેષ માહિતી માટે પ્રો. ચિ. વૈ. રાજવાડેના દીઘનિકાયનું મરાઠી ભાષાંતર. ભાગ ૧લો. પૃ. ૫૬–૬૫ અને સામઞ્ઞફલ સુત્તનું પરિશિષ્ટ જુઓ.

૯. ઉપર જણાવેલું પુસ્તક પૃ. ૬૭ જુઓ.

૧૦. જૈન ગ્રંથોમાં મક્ખલિગોસાલ સંબંધી ઘણી જ અસહિષ્ણુતા બતાવવામાં આવી છે. વધારે માહિતી માટે જુઓ સેક્રેડ બુક્સ ઑફ ધી ઇસ્ટ વૉ ૪૫. જૈન સૂત્રો ભા. ૨. પ્રસ્તાવના પા. ૨૯.

પકુધકાત્યાયનનો

> य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
> उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥[११]

આ જાતનો વાદ હતો અને તેનો સમાવેશ પરમાણુવાદી વગેરે બ્રાહ્મણપંથોને અનુસરનારા દાર્શનિક મતમાં થયો હશે.

અજિત કેસકમ્બલી પૂરો નાસ્તિક હતો, એ તેના ઉચ્છેદવાદ પરથી સ્પષ્ટ જણાઇ આવે છે. તો પણ તેના મતનો પૂરેપૂરો હ્રાસ થયો હતો એમ સમજવું બરાબર નથી આ લોક જ સ્વર્ગ છે અને આ લોકમાં ભોગના પદાર્થ મેળવવા માટે ગમે તે માર્ગ સ્વીકારવામાં હરકત નથી એ તેના મતનો વિકાસ કૌટિલ્ય અને તેની પૂર્વેના લોકાયતને અનુસરનારા અર્થશાસ્ત્રકારોએ કર્યો છે.

અહીંઆં એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે કેસકમ્બલી જેવા લોકો શ્રમણપંથમાં દાખલ કેવી રીતે થતા અને તેને બીજા લોકો માન કેવી રીતે દેતા ? એનો ઉત્તર એ છે કે એક તો સામાન્ય શ્રમણપંથોનો આદર પુષ્કળ હતો અને બીજું એ કે કેસકમ્બલી આ લોકમાં જ માણસોને કેવી રીતે સુખ મળે એ કહેતો હતો; અને તેના મતને અનુસરવાવાળા લોકો પણ પુષ્કળ હતા.

શ્રામણ્યનું પ્રત્યક્ષ ફળ શું છે એવો અજાતશત્રુ રાજાએ પ્રશ્ન કર્યો તેના જવાબમાં ભગવાને તેને કહ્યું " મહારાજ ! માનો કે આપને ત્યાં એક દાસ છે તે આપનું કામ કરે છે, આપનાથી વ્હેલો ઉઠે છે અને આપની પછી ઉંઘે છે. આપ બોલાવતાં 'હાં' કહીને જવાબ આપે છે. આપની મરજી પ્રમાણે કામ કરે છે. આપને મનપસંદ બોલે છે અને આપને હમેશાં આનંદ આપે છે. હવે માનો કે તેના મનમાં આવો વિચાર ઉત્પન્ન થાય ' રાજા અજાતશત્રુ મનુષ્ય જ છે અને હું પણ મનુષ્ય જ છું. પરંતુ રાજાને સર્વસુખ છે અને મને તે નથી. હું ફક્ત એક દાસ જ છું. તેથી પ્રવ્રજ્યા લેવી એ ઠીક ' આવો વિચાર કરી તે પ્રવ્રજ્યા લઇ સમાધાનવૃત્તિથી રહેવા લાગ્યો અને એ સમાચાર તમને મળે તે પછી તમે તેને પાછો દાસપણું કરવાને લગાડશો શું ?" રાજાએ કહ્યું: " ભદંત ! નહિ, ઉલટું અમે તેને વંદીએ, તેનું સ્વાગત કરીએ, આસન આપીએ અને તેને અન્ન વસ્ત્રની ખોટ પડવા ન દેતાં તેનું યોગ્ય રીતે રક્ષણ કરીએ. "[૧૨]

અજાતશત્રુ તરફથી પણ શ્રમણપંથમાં દાખલ થયેલા માણસોનું કેવી રીતે રક્ષણ થતું એનું આ એક ઉદાહરણ છે. તો પછી બિંબિસાર રાજાના સમયમાં શ્રમણોનો કેટલો આદર હોવો જોઇએ એ કહેવાની જરૂર નથી. તેથી કેસકમ્બલી જેવો નાસ્તિક મતવાદી કેવળ ઐહિકસુખ મેળવવાના હેતુથી શ્રમણપંથમાં દાખલ થાય તો જરાયે આશ્ચર્ય નથી. પરબારનો બોજો સંભાળી ત્રાસમાં પડવા કરતાં આ સુખનો માર્ગ હતો. કોઈના માથા ઉપર જવાબદારી નહિ અને વિષયભોગ કરવાની વખતે વખતે છૂટ એ સ્થિતિ હોવાથી પુષ્કળ લોકોને આ પંથ પસંદ પડ્યો હશે. આ પંથના પરિવ્રાજક સ્ત્રીનો કે કુમારીકાનો

૧૧. આત્મા એ જ મારનાર છે એમ જે માને છે અથવા તો એ મરાય છે એમ જે માને છે તે બન્નેને ખરૂં જ્ઞાન નથી. કારણ, આ આત્મા મારતો નથી અને મરાતો પણ નથી. ભ. ગી. ૨. ૧૯

૧૨. સારાંશ છે. પૂર્ણ ભાષાંતર માટે જુઓ રાજવાડેકૃત દીઘનિકાય પૃ. ૬૪-૬૫

સ્વીકાર કરતા હતા. પરંતુ વિવાહિત ગૃહસ્થ પ્રમાણે ઘરબાર કરી બેસતા ન હતા. આવા બાવાવૈરાગી હજી પણ ઉત્તર હિંદુસ્તાનમાં મળે છે. સંપત્તિ કેવી રીતે મળે તેનો તે ઉપદેશ કરતા હોવાથી તેમના ઉપાસકો તેમને મદદ કરતા હતા અને તેઓને ખાવાપીવાની અડચણ પડતી નહિ.

ઘર છોડી બોધિસત્ત્વ રાજગૃહ ગયા, ત્યાં તેમનો અને બિંબિસાર રાજાનો મેળાપ થયો, અને તે પછી તે આળારકાલામ પાસે ગયા એ અર્થનું વર્ણન જાતકઅટ્ઠકથા ગ્રંથમાં[13] મળે છે. પણ અહીંઆં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જો તે સૌથી પ્રથમ રાજગૃહ જ ગયા તો પછી ઉપર જણાવેલા પ્રસિદ્ધ છમાંથી કોઇ પણ પંથમાં ન જતાં અપ્રસિદ્ધ આળારકાલામ પાસે કેમ ગયા?–તેની અને બોધિસત્ત્વની પહેલાંની ઓળખાણ ન હતી તો પછી તેની જ પાસે જવાનું શું કારણ હશે? મને હમણા મળેલા પુરાવા ઉપરથી મારો એવો મત થયો છે કે બોધિસત્ત્વ ઘર છોડીને તરત જ પ્રથમ કાલામ પાસે ગયા, પછી ઉદ્દક રામપુત્ર પાસે ગયા અને પછી રાજગૃહમાં ગયા. આ પુરાવો અંગુત્તરનિકાયના તિકનિપાતમાં ( સુત્ત ૧૨૪ ) મળે છે. તે સુત્તનો સારાંશ અહીંઆં આપું છું:–

એક સમયે ભગવાન પ્રવાસ કરતા કરતા કપિલવસ્તુમાં આવ્યા. તેમના આવ્યાની ખબર સાંભળી મહાનામ શાક્ય તેમને મળવા ગયા. ત્યાં મહાનામને તેમણે પોતાને એક રાત રહેવા માટે જગ્યા શોધવાનું કહ્યું. મહાનામે કપિલવસ્તુમાં દરેક જગ્યાએ શોધ કરી પણ એક સ્થાન સિવાય ભગવાનને માટે બીજી જગ્યા તેને કયાં ય પણ મળી નહિ. તેણે પાછા આવી ભગવાનને કહ્યું "ભગવાનને માટે યોગ્ય જગ્યા મને જડતી નથી. આપનો પહેલાંનો **સબ્રહ્મચારી** ભરણ્ડુ કાલામ[14] અહીંઆં છે, તેના આશ્રમમાં આપ એક રાત રહો." ભગવાને મહાનામને ત્યાં આસન તૈયાર કરવાનું કહ્યું અને તે તે રાતે આશ્રમમાં રહ્યા. બીજે દિવસે સવારે મહાનામ તેમને મળવા ગયો ત્યારે તેમણે ( બુદ્ધે ) કહ્યું "હે મહાનામ! આ લોકમાં ત્રણ પ્રકારના ધર્મગુરુ છે. પહેલો કામોપભોગનો સમતિક્રમ ( ત્યાગ ) બતાવે છે, પણ રૂપ અને વેદનાનો સમતિક્રમ બતાવતો નથી. બીજો કામોપભોગનો અને રૂપનો સમતિક્રમ બતાવે છે પણ વેદનાનો સમતિક્રમ બતાવતો નથી. ત્રીજો આ ત્રણેનો સમતિક્રમ બતાવે છે. આ ધર્મગુરુઓનું ધ્યેય એક છે કે ભિન્ન છે?"

ભરણ્ડુ કાલામે કહ્યું "હે મહાનામ! આ સર્વનું ધ્યેય એક જ છે એમ બોલ.

ભગવાને કહ્યું "મહાનામ એમનાં ધ્યેય ભિન્ન ભિન્ન છે એમ બોલ."

બીજી વાર અને તીજી વાર ભરણ્ડુએ એક જ ધ્યેય માનવાનું કહ્યું અને ભગવાને તેમના ધ્યેયો ભિન્ન છે એમ બોલવાનું કહ્યું. મહાનામ જેવા પ્રભાવશાળી શાક્ય સમક્ષ શ્રમણે ગૌતમે પોતાનું અપમાન કર્યું એમ લાગવાથી ભરણ્ડુ કાલામ કપિલવસ્તુથી ચાલ્યો ગયો અને કદી પણ પાછો આવ્યો નહિ.

---

૧૩ અશ્વઘોષે રચેલા બુદ્ધચરિત કાવ્યમાં જાતકઅટ્ઠકથાનો જ ક્રમ સ્વીકારેલો છે. પરંતુ લલિતવિસ્તરમાં 'બોધિસત્વ પ્રથમ વૈશાલિમાં આવ્યા, અને ત્યાં આળારકાલામના શિષ્ય થયા. પછી તે રાજગૃહ ગયા, અને ત્યાં બિંબિસાર રાજાની સાથે મેળાપ થયો, અને તે પછી તે ઉદ્દક રામપુત્ત પાસે ગયા' એ અર્થનું સવિસ્તર વર્ણન છે.

૧૪ ભરણ્ડુ તેનું નામ હતું. તે કાલામનો શિષ્ય હોવાથી કાલામ કહેવાતો.

અહીંઆ ભરણ્ડુને ભગવાનનો પહેલાનો સબ્રહ્મચારી ( पुराणसब्रह्मचारी ) કહ્યો છે એટલે કે તે અને બોધિસત્ત્વ આળારકાલામના શિષ્ય હતા એ નક્કી જ છે. બીજી વાત એ કે આ સમયે કપિલવસ્તુમાં નિગ્રોધારામ[૧૫] ન હતો, અને બીજા કોઇ પણ શ્રમણ બ્રાહ્મણનો આશ્રમ મહાનામને જડયો નહિ. એક ફક્ત ભરણ્ડુનો આશ્રમ ભગવાનને રહેવા યોગ્ય લાગ્યો. એટલે કે આ આશ્રમ છ બાર મહીનામાં હયાતિમાં આવેલો ન હતો. બોધિસત્ત્વના ગૃહત્યાગ પહેલાં તે ત્યાં હતો એ નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે. શાક્ય લોકોમાં આળારકાલામના ઘણા ભક્તો હોવા સિવાય તેનો આશ્રમ કપિલવસ્તુમાં હોવો શક્ય ન હતો. તેથી બોધિસત્ત્વનું આખું કુટુંબ જો કે ત્યાં જતું નહિ હોય તો પણ તે પોતે કાલામના આશ્રમમાં વારંવાર જતા હોવા જોઇએ, અને તેને લઇને તેમનું લક્ષ્ય ધ્યાન સમાધિ તરફ ચોંટયું હશે અને તેથી પ્રથમથી જ કાલામના પંથમાં તેમણે પ્રવેશ કર્યો.

શાક્ય જેવા કોશલ દેશના રહેવાસી હતા તેમ જ કાલામ પણ હતો. કેસપુત્ત નામના તેમના શહેરનો ઉલ્લેખ અંગુત્તરનિકાયના તિકનિપાતમાં ( સુત્ત ૬૫ ) આવ્યો છે.[૧૬] કુસીનારાના મલ્લોમાંથી પુક્કુસ મલ્લપુત્ત આળારકાલામનો શ્રાવક હતો એવું મહાપરિનિબ્બાનસુત્તમાં કહ્યું છે. પણ મગધ દેશમાં આળારકાલામનો કોણ શિષ્ય હતો એ જણાતું નથી. આ ઉપરથી એવું અનુમાન કરી શકાય છે કે આળારકાલામ ઉપર વર્ણવેલા છ આચાર્યો જેવો પ્રસિદ્ધ ન હતો, તો પણ કોશલ દેશમાં–ખાસ કરીને કપિલવસ્તુમાં–અને મલ્લોના દેશમાં તેનું વજન સારી રીતે પડતું. અને ગુરુના નાતાથી પુષ્કળ લોક તેમને માન આપતા. બોધિસત્ત્વ કપિલવસ્તુમાં જ તેમના પંથમાં દાખલ થઇ પરિવ્રાજક થયા અથવા શાક્ય દેશની બહાર જઇ પરિવ્રાજક થયા એ નક્કી કહી શકાતું નથી. તો પણ તે રાજગૃહમાં ગયા પહેલાં કાલામના શિષ્ય થયા એટલું તો ખરું જ.

અરિયપરિયેસનસુત્તમાંથી જે ઉતારો ગયા લેખમાં આપ્યો છે તેની આગળની હકીકત ઉપરથી પણ આ મતનું સમર્થન થાય છે.

'**सो एवं पब्बजितो समानो किंकुसलगवेसी अनुत्तरं सन्तिवरपदं परियेसमानो येन आळारो कालामो तेनुपसङ्कमि.**' ' તે હું આ પ્રમાણે પ્રવજ્યા લઇ કુસલ શું છે એ જાણવાના હેતુથી અલૌકિક શાન્તિનું શ્રેષ્ઠસ્થાન શોધતો શોધતો જ્યાં આળારકાલામ હતા ત્યાં આવ્યો.'

આળારકાલામે બોધિસત્ત્વને પહેલાં ચાર ધ્યાન અને તે પછી **आकाशानन्त्यायतन, विज्ञानानन्त्यायतन**, અને **आकिञ्चन्यायतन** એમ સમાધિની સાત પાયરીઓ શીખવી.[૧૭] પરંતુ તેથી તેમનું સમાધાન થયું નહિ. યોગમાર્ગથી ચિત્તવૃત્તિનો નિરોધ કરવામાં આવે તો થોડાક સમય સુધી એક જ વ્યક્તિનું હિત થાય પણ આ સાર્વત્રિક જ્ઞાનનો માર્ગ થવાનો

---

૧૫ આ વિહાર ભગવાન અને તેમના ભિક્ષુસંઘ માટે તેમની કીર્તિ ફેલાયા પછી શાક્યોએ બાંધ્યો હતો.

૧૬ **एकं समयं भगवा कोसलेसु चारिकं चरमानो महता भिक्खुसङ्घेन सद्धिं येन केसपुत्तं नाम कालामानं निगमो तदवसरि.**

૧૭ બુદ્ધધર્મ અને સંઘ પૃ. ૮ જુઓ. ( ગુજરાતી અનુવાદ. )

નહિ ( **नायं धम्मो संबोधाय** ), એમ લાગવાથી બોધિસત્ત્વ ત્યાંથી નીકળ્યા અને ઉદ્દક રામપુત્ર પાસે ગયા. આ કાલામના જ પંથનો હતો અને તેના કરતાં એક પાયરી આગળ વધેલો હતો તેણે બોધિસત્ત્વને આકિંચન્યાયતનની આગલી પાયરી ( **नेवसंज्ञानासंज्ञायतन** ) શીખવી. પણ આમાં યે બોધિસત્ત્વને કાંઇ વિશેષ લાગ્યું નહિ કારણ આ જો કે આગળની પાયરી હતી તો પણ માર્ગ તેનો તે હતો. તેથી બોધિસત્ત્વે રાજગૃહમાં જઇ પ્રસિદ્ધ શ્રમણ પંથોનું જ્ઞાન મેળવવાનો નિશ્ચય કર્યો હશે. આજકાલ જેમ કોઇ જુવાન વિદ્યાર્થી જીલ્લાની હાઇસ્કુલમાં અભ્યાસ પૂરો કરી મોટા શહેરની એકાદી પ્રસિદ્ધ કોલેજમાં જાય અથવા હિંદુસ્તાનમાં પ્રાપ્ત થનારૂં જ્ઞાન સંપાદન કરી યુરોપ કે અમેરિકાની એકાદ નામાંકિત યુનિવર્સીટીમાં જાય તેમ આપણો બોધિસત્ત્વ શ્રમણોની જાણે વિદ્યાપીઠ બનેલા રાજગૃહ નગરમાં આવ્યો. આનું વર્ણન એક અજ્ઞાત [૧૮]કવિએ સુત્તનિપાતના પબ્બજ્જાસુત્તમાં કર્યું છે તેનું ભાષાંતર અહીંઆં આપું છું.

૧ હું પ્રવ્રજ્યાનું વર્ણન કરૂં છું. ચક્ષુષ્માને ( બુદ્ધે ) કેવી પ્રવ્રજ્યા લીધી અને કયા વિચારથી એમને પ્રવ્રજ્યા ગમી એ કહું છું.

૨ ગૃહસ્થાશ્રમ સંકડામણવાળો અને કચરાની જગ્યા છે અને પ્રવ્રજ્યા એટલે ખુલ્લી હવાની જગ્યા એમ જાણી તેમણે પ્રવ્રજ્યા લીધી.

૩ પ્રવ્રજ્યા લઇને કાયા વડે તેમણે પાપકર્મ છોડી દીધાં. વાણીનું દુર્વર્તન છોડી દીધું, અને પોતાની આજીવિકા શુદ્ધ માર્ગથી ચલાવી.

૪ બુદ્ધ મગધોના ગિરિવ્રજમાં-રાજગૃહમાં-આવ્યા. જેના આખા શરીર ઉપર ઉત્તમ લક્ષણો ફેલાયેલાં છે એવા તેમણે રાજગૃહમાં પિણ્ડ માટે પ્રવેશ કર્યો.

૫ તેમને પ્રાસાદ ઉપરથી બિંબિસારે જોયા. અને તેમની લક્ષણસંપત્તિ જોઇ તે કહેવા લાગ્યોઃ—

૬ "અરે મને સાંભળો, આ સુંદર, ઉચ્ચ, શુદ્ધ આચરણથી યુક્ત, કોઇ કેવળ પગ પાસે દૃષ્ટિ રાખી ચાલે છે. ( **युगमत्तं च पेक्खति** ).

૭ "આ નીચે નજર રાખી ચાલનારો જાગૃત ભિક્ષુ નીચા કુલનો જણાતો નથી. રાજદૂતોને દોડતા જવા દો અને તે કયાં જાય છે તે જોવા દો.

૮ તે મોકલેલા રાજદૂતો આ ભિક્ષુ કયાં જાય છે અને કયાં રહે છે એ જોવા માટે તેની પૂઠે પૂઠે ચાલ્યા.

૯ અનુક્રમે નાના મોટા ઘરોમાં ભિક્ષા માગી ઇન્દ્રિયોનું રક્ષણ કરનારા સંયમશાલી વિવેકી અને જાગૃત બુદ્ધે પોતાનું પાત્ર એકદમ ભરાવ્યું.

૧૦ પિણ્ડચર્યા પૂરી કરી તે મુનિ નગરમાંથી બહાર નીકળ્યા અને 'અહીંઆં વાસ કરીશ' એવા ઉદ્દેશથી પાણ્ડવ પર્વતની પાસે આવ્યા.

૧૧ તેમને રહેઠાણ કરી રહેલા જોઇ તે દૂતો ત્યાં બેઠા અને તેમાંથી એક દૂતે આવી રાજાને ખબર આપીઃ—

---

૧૮ આ સુત્ત આનંદે રચેલું છે એવું અટ્ઠકથાકારનું કહેવું છે. તેણે તે રચ્યું ન હોય તો પણ તે ઘણું જ પ્રાચીન છે એમાં શંકા નથી.

૧૨ " મહારાજ આ ભિક્ષુ પાણ્ડવ પર્વતની પૂર્વે વાઘ સરખો કે વૃષભ સરખો કે ગિરિગુફામાં રહેનારા સિંહ સરખો બેઠો છે."

૧૩ તે દૂતનું વચન સાંભળી ઉત્તમ વાહનમાં બેસી તે ક્ષત્રિય ત્વરાથી પાણ્ડવ પર્વત તરફ જવા નીકળ્યો.

૧૪ જ્યાં સુધી વાહન જઈ શકે એમ હતું ત્યાં સુધી જઇ વાહનમાંથી નીચે ઉતરી તે ક્ષત્રિય પગે ચાલી તેમની (બોધિસત્ત્વની) પાસે આવ્યો અને તેમની પાસે બેઠો.

૧૫ ત્યાં બેસી રાજાએ તેમના ખુશ ખબર પૂછયા; ખુશ ખબર પૂછી તેણે કહ્યું,

૧૬ " તું તદ્દન જુવાન છે, તું માણુસની પ્રથમ વયમાં છે, તારૂં રૂપ સુંદર છે, તું કુલીન ક્ષત્રિય જેવો દેખાય છે.

૧૭ " તું હાથીનો સમુદાય સાથે લઇ મારી સેનાને શોભાવ. હું તને સંપત્તિ આપું છું. તેનો ઉપભોગ લે અને તારી જાતિ કઈ છે એ મને કહે. "

૧૮ હે રાજા અહીંથી સીધા હિમાલયની તળેટીમાં કોશળ દેશમાં ધનથી અને વીર્યથી સંપન્ન દેશ છે.

૧૯ " આદિત્ય તે તેમનું ગોત્ર છે, શાક્ય તેમની જાતિ છે. તે કુળમાંથી નીકળી હું પરિવ્રાજક થયો છું, તે સંપત્તિની ઇચ્છાથી નહિ.

૨૦ " કામોપભોગમાં મને દોષ દેખાઇ આવ્યો; એકાંતવાસ સુખકારક લાગ્યો. એથી હું તપશ્ચર્યા માટે જાઉં છું. તેમાં મારૂં મન રમે છે. "

આ સુત્તની ત્રીજી ગાથામાં બોધિસત્ત્વે કાયા વાણી અને આજીવિકાનું સંશોધન કર્યું હતું એમ કહ્યું છે. આ કાર્ય કપિલવસ્તુમાંથી નીકળ્યા પછી રસ્તામાં તેમના હાથે થયું નહિ હોય. તે કામમાં ઘણો જ સમય પસાર થયો હશે. છેવટની ગાથામાં મારૂં મન તપશ્ચર્યા તરફ લાગેલું છે અને તે કરવા માટે હું હવે જાઉં છું એમ બોધિસત્ત્વ કહે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આળારકાલામ અને ઉદ્દક રામપુત્રના પંથમાં ઘણો વખત ગાળી બોધિસત્ત્વ રાજગૃહમાં આવ્યા હતા. અને ત્યાં ભિન્નભિન્ન પંથોના શ્રમણોની તપશ્ચર્યા જોઇ તે જ માર્ગથી પોતાના ધ્યેય પાસે જવાનો તેમણે નિશ્ચય કર્યો, અને આવે પ્રસંગે તેમનો અને મગધ રાજાનો મેળાપ થયો.

અહીંથી ઉરુવેલા પર્યંત જઇ ત્યાં તપશ્ચર્યા કરવાનો કેવી રીતે નિશ્ચય કર્યો તેનું વર્ણન અરિયપરિયેસનસુત્તમાં મળે છે. ભગવાન કહે છે કે " હે ભિક્ષુઓ ! તે હું કુશલ શું છે એ જાણવાના હેતુથી લોકોત્તર શાન્તિના શ્રેષ્ટ સ્થાનની શોધ કરતો કરતો ક્રમે ક્રમે પ્રવાસ કરતો ઉરુવેલામાં સેના નિગમ પાસે આવ્યો. ત્યાં મેં રમણીય પ્રદેશ જોયો. ત્યાં સુંદર વન હતું અને ત્યાંથી નદી મંદમંદ વહેતી હતી. તેની બન્ને બાજુએ શ્વેત રેતીના પટ હતા અને ઉતાર સહેલો હતો અને તે અત્યંત રમણીય હતી. આ અરણ્યની ચારે બાજુએ ભિક્ષાટન માટે ગામ હતાં. ત્યાં મને એમ લાગવા માંડયું કે આ રમણીય પ્રદેશ છે, કુલીન માણુસને તપશ્ચર્યા કરવા માટે આ સ્થાન યોગ્ય છે. એમ લાગવાથી હું ત્યાં તપશ્ચર્યા કરવા બેઠો. "

અહીંઆં ધ્યાનમાં રાખવા જેવી બાબત એ છે કે અત્યંત ઘોર તપશ્ચર્યા કરવા માટે પણ બોધિસત્ત્વને રમણીય પ્રદેશની જરૂર લાગી. રાજગૃહની પાસે આવેલા ટેકરાઓ ઉપર

નિર્ગ્રંથ વગેરે શ્રમણ લોકો તપશ્ચર્યા કરતા હતા. પરંતુ બોધિસત્ત્વનું મન ત્યાં રમ્યું નહિ. અને તે હાલના બુદ્ધગયાના રમણીય પ્રદેશમાં આવ્યા. આ ઉપરથી તેમની સૃષ્ટિસૌંદર્યપ્રિયતા વ્યક્ત થાય છે.

તે સમયે તપશ્ચર્યાના કમા કયા પ્રકાર અસ્તિત્વમાં હતા એનો ઉલ્લેખ મહાસીહનાદ સુત્તમાં મળે છે. તેની વિગતનો સારાંશ અહીંઆં આપું છું:—

ભગવાન સારિપુત્તને કહે છે " હે સારિપુત્ત! ચાર પ્રકારનું તપ કરેલું મને યાદ છે. હું તપસ્વી થયો, હું રુક્ષ થયો, જુગુપ્સી થયો, અને પ્રવિવિક્ત થયો:

"હે સારિપુત્ત! મારી તપશ્ચર્યા કેવી હતી એ કહું છું. (અ) હું નાગો રહેતો હતો. લૌકિક આચાર પાળતો નહોતો.[૧૯] હાથમાં ભિક્ષા લઇ ખાતો હતો; 'ભદન્ત! અહીંઆં આવો એમ કોઇ કહે તો તે સાંભળતો ન હતો. ઊભો હોઉં ત્યાં આણેલા અન્નનો, મને ઉદ્દેશી કરેલા અન્નનો અને નિમંત્રણનો સ્વીકાર કરતો ન હતો. જેમાં અન્ન રાંધ્યું હોય તે વાસણમાં અન્ન લાવીને આપે તો તે હું લેતો ન હતો. ખલમાંથી લાવેલો ખાવાનો પદાર્થ આપે તો તે લેતો ન હતો. બે જણા જમતા હોય તેમાંથી એક ઉઠી આપેલી ભિક્ષા લેતો ન હતો. ગર્ભિણી, બાળકને ધવરાવતી, અથવા પુરુષની સાથે એકાંતમાં હોય એવી સ્ત્રી પાસેથી ભિક્ષા લેતો ન હતો. મેળામાં અથવા જાત્રામાં તૈયાર કરેલા અન્નની ભિક્ષા લેતો ન હતો; જ્યાં કુતરા ઉભેલા હોય અથવા જ્યાં માખો બહુ હોય અને બણબણતી હોય ત્યાથી ભિક્ષા લેતો ન હતો. મત્સ્ય, માંસ, દારૂ, મેરય વગેરે પદાર્થો લેતો ન હતો. એક જ જણના ઘરમાંથી ભિક્ષા લઇ એક કોળીયા ઉપર જ હું રહેતો હતો, અથવા બે ઘરમાંથી ભિક્ષા લઇ બે કોળીયા ઉપર, ( આ પ્રમાણે વધતાં જતાં ) સાત ઘરમાંથી ભિક્ષા લઇ સાત કોળીઆ ઉપર રહેતો હતો. પળીભર જ અન્ન લેતો હતો, બે પળીભર જ અન્ન લેતો હતો. ( આ પ્રમાણે વધતાં જતાં ) સાત પળી અન્ન લઇ તે ઉપર જ નિર્વાહ કરતો હતો. એક દિવસને આંતરે જમતો હતો, બે દિવસને આંતરે જમતો હતો. ( આ પ્રમાણે વધતાં જતાં ) સાત દિવસને આંતરે જમતો હતો, અથવા પખવાડીયામાં એક જ દિવસ જમતો હતો.

(આ) શાક, શ્યામાક, નિવાર, ચમારે ફેંકી દીધેલા ચામડાના ટુકડા, શેવાળ, ભુસું, શેકેલું અનાજ, પિણ્યાક, ઘાસ, અથવા ગાયનું છાણ ખાતો હતો. અથવા અરણ્યની અંદર સહજ મળેલા ફળમૂળો ઉપર નિર્વાહ કરતો હતો. હું શણના વસ્ત્રો ધારણ કરતો હતો, મિશ્ર વસ્ત્ર ધારણ કરતો હતો, મડદાં ઉપર નાંખેલાં વસ્ત્રો ધારણ કરતો હતો, રસ્તામાં તો ચીંથરાનાં વસ્ત્રો ધારણ કરતો હતો, વલ્કલો ધારણ કરતો હતો, અજિન મૃગચર્મ ધારણ કરતો હતો, કુશનું બનાવેલું ચીવર ધારણ કરતો હતો, રેસાનું ચીવર ધારણ કરતો હતો. લાકડાના ટુકડાનું કરેલું ચીવર ધારણ કરતો હતો, મનુષ્યના કેશના કામળ, ઘોડાના કેશની કામળ અથવા ઘુવડના પીંછાનું બનાવેલું ચીવર ધારણ કરતો હતો. (અ) દાઢી, મૂછો અને કેશ ખેંચી કાઢતો હતો. ઉભો રહી તપસ્યા કરતો હતો, ચપટ બેસીને તપસ્યા કરતો હતો. (આ) કાંટાની પથારીપર હું ઊંઘતો હતો. દિવસમાં ત્રણ વાર હું સ્નાન કરતો હતો. આ રીતે અનેક પ્રકારે હું દેહદંડ કરતો હતો. આવું મારૂં તપ હતું.

૧૯ મોઢું ધોવું, હાથપગ ધોવા વગેરે આચાર પાળતો ન હતો.

હે સારિપુત્ત! મારી રુક્ષતા કેવી હતી તે હું કહું છું. (अ) અનેક વર્ષોની ધૂળ શરીર ઉપર ચોંટી હતી. તેનો મારા અંગ ઉપર થર બાઝ્યો હતો. જેમ એકાદ તિણ્ડુકના ઝાડનું થડ અનેક વર્ષોની ધૂળ ચોંટવાથી થાય છે એવો મારો દેહ થયો હતો. પણ મને એમ થતું ન હતું કે આ ધૂળનો પોપડો હું મારા પોતાના કે બીજાના હાથથી સારો કરૂં. એવી મારી રુક્ષતા થઇ હતી.

હવે મારી જુગુપ્સા કેવી થઇ હતી તે કહું છું. (अ) હું બહુ જ કાળજીપૂર્વક જતો આવતો હતો. પાણીના ટીપા ઉપર પણ મારી તીવ્ર દયા હતી. આવી પરિસ્થિતિમાં પડેલા સૂક્ષ્મ પ્રાણીનો મારે હાથે ઘાત ન થાય તે માટે હું અત્યંત કાળજી રાખતો હતો. એવી મારી જુગુપ્સા થઇ હતી.

હે સારિપુત્ત! હવે મારી પ્રવિવિક્તતા કેવી હતી તે કહું છું. (आ) હું એકાદ અરણ્યમાં પ્રવેશ કરી રહેતો હતો અને જ્યારે એકાદ ગોવાળીઆને, ઘાસ કાપનારને, લાકડાં વીણનારને અથવા જંગલની દેખરેખ રાખનાર મનુષ્યને જોતો ત્યારે ઘાડા જંગલમાંથી, વાંધામાંથી કે સપાટ પ્રદેશમાંથી સીધેસટ દોડી છૂટતો; એટલા માટે કે તે મને જુએ નહિ અને હું તેમને જોઉં નહિ. જેવી રીતે કોઇ અરણ્ય મૃગ મનુષ્યોને જોઇ સીધો દોડી છૂટે તેમ હું દોડી છૂટતો હતો. આવી મારી પ્રવિવિક્તતા હતી.

(आ) જ્યાં ગાય બાંધવાની જગ્યા હોય અથવા જ્યાં ફક્ત ગાય ચરવા જ ગઇ હોય ત્યાં હાથ પગ ઉપર ચાલતો જઇ નાનાં વાછરડાનું છાણ હું ખાતો હતો. જ્યાં સુધી મારૂં મલમૂત્ર કાયમ હતું ત્યાં સુધી હું તેના ઉપર જ નિર્વાહ કરતો હતો એવું મારૂં અતિ વિકટ ભોજન[૨૦] હતું.

---

૨૦ પોતાનું મલમૂત્ર ખાવાનો રિવાજ હજી પણ અઘોરી જેવા પંથોમાં કાયમ હોવાનું જણાઇ આવે છે. કાશીમા તેલંગસ્વામી કરી એક સંન્યાસી હતા. તે નાગા રહેતા હતા. આ રીતે વર્તનારા બીજા પણ પુષ્કળ પરમહંસ કાશીમા હતા. તે સમયે ગોડવીન નામના (આને કાશીના લોકો ગોવિંદ સાહેબ કહેતા હતા!) અત્યંત લોકપ્રિય કલેકટર આવ્યા. હિંદુ લોકોના રીતરિવાજની તેણે સહાનુભૂતિપૂર્વક માહિતી બેથી કરી હતી. આ નાગા ફરનારા બાવા માટે તેણે એવી યુક્તિ કરી કે તેમાના એક એકને પોતાના ઘેર બોલાવી મંગાવી તે પોતાનું અન્ન ખાવાનું કહેતો અને તે ના કહેતાં 'તમે પરમહંસ નથી ફોગટ નાગા ફરો છો' એમ કહી એમને લંગોટી પહેરવાની ફરજ પાડતો.

આવો જ પ્રસંગ એક તેલંગસ્વામી પર આવ્યો. ગોડવીન સાહેબના બંગલામાં સ્વામીને લઇ ગયા છે એવી ખબર મળતાં વેંત તેમના શિષ્ય અને તેમને ચાહનારા મોટા પંડિતો અને બીજા વજનદાર લોકો સાહેબને બંગલે ગયા. સાહેબે બધાંને બેસાડી તેલંગસ્વામીને પૂછ્યું કે તમે પરમહંસ છો શું? હાંના ઉત્તર મળ્યા બરાબર મારે ઘેર પકવેલું અનાજ ખાશો કે? એવો પોતાનો હંમેશનો પ્રશ્ન પૂછ્યો. તે ઉપરથી સ્વામીએ કહ્યું કે તમે મારૂં અનાજ ખાશો કે? ગોડવીન સાહેબે કહ્યું: હું તો કે પરમહંસ નથી તો પણ કોઇનું પણ અન્ન ખાઉં છું. સ્વામીએ ત્યાંને ત્યાં પોતાના હાથમાં શૌચ કર્યો અને તે હાથ આગળ ધરી ગોડવીન સાહેબને કહ્યું આ મારૂં અન્ન; લો, આ તમે ખાઇ બતાવો. સાહેબ ચીડાયા અને ગુસ્સે થઇ બોલ્યા, "આ શું માણસને ખાવા યોગ્ય અન્ન છે?" ત્યારે સ્વામીએ તે ખાઇ હાથ ચાટી સાફ કર્યો. સાહેબે સ્વામીને છોડી દીધા એટલું જ નહિ પણ તેમની ફરી તપાસ પણ કરી નહિ!

આ વાત કાશીના પંડિતો બહુ મોટા આદરથી કહે છે, અને તેવી જ રીતે આદરબુદ્ધિથી તે વાત કાશીયાત્રા નામના મરાઠી પુસ્તકમાં લખેલી મારા વાંચવામાં આવી છે.

"(અ) હું કોઇ એક ભયંકર અરણ્યમાં રહેતો હતો. જો કોઇ અવીતરાગ તે અરણ્યમાં પ્રવેશ કરે તો તેનાં શરીરનાં રૂંવાટાં ઉભાં થઇ જાય એટલું તે ભયંકર હતું. શિયાળામાં હિમ પડતાં હું મેદાનમાં રહેતો હતો અને દિવસે હું જંગલમાં દાખલ થતો...સ્મશાનમાં માણસનાં હાડકાં[૨૧] ઓશીકે મૂકી ઊંઘતો હતો. ગામડીઆ લોકો આવી મારા પર થૂંકતા હતા, મૂતરતા હતા, ધૂળ ફેંકતા હતા, અથવા મારા કાનમાં સળીઓ ઘાલતા હતા. પરંતુ તેમને વિષે મને કદી પણ પાપબુદ્ધિ થઇ ન હતી. એવી મારી ઉપેક્ષા હતી.

"(આ) કેટલાએક શ્રમણ બ્રાહ્મણોની એવી દૃષ્ટિ છે કે આહાર વડે આત્મશુદ્ધિ થાય છે. તે કેવળ બોર ખાઇને રહે છે. બોરનું ચૂર્ણ ખાય છે, બોરનો કકાળો પીએ છે, અથવા બોરનો જ બીજો કોઇ પદાર્થ બનાવી ખાય છે. હું એક જ બોર ખાઇ રહેતો એવું મને યાદ છે. હે સારિપુત્ત! તું એમ સમજીશ નહિ કે તે સમયે બોર બહુ મોટાં હતાં. હાલ જેવાં બોર છે તેવાં જ તે સમયે પણ હતાં. આ પ્રમાણે એક જ બોર ખાઇ રહેવાથી મારૂં શરીર અત્યંત કૃશ થતું ચાલ્યું. જેવા આસીતક વેલના અથવા કાલવેલના ગાંઠા સ્પષ્ટ દેખાય છે તેવા મ્હારા અવયવના સાંધા સ્પષ્ટ દેખાતા હતા. મારી કેડ ઉંટના પગ જેવી દેખાતી હતી. ઘટમાળ જેવી દેખાય છે તેવી મારી કરોડ દેખાતી હતી. ભાગી ગયેલા ઘરના વાંસ જેમ અડાઅવળા થઇ ગયેલા હોય છે તેવો મારો બરડો દેખાતો હતો. મોટા કૂવામાં પડેલા નક્ષત્રના પડછાયાની જેમ મારી આંખો ઉંડી ગયેલી દેખાતી હતી. કડવા તુંબડાને કાચું કાપી તડકામાં નાખતાં જેવી રીતે તે કરમાઇ જાય તેમ મારા માથાની ચામડી ચીમળાઇ ગઇ હતી. હું જ્યારે પેટ ઉપર હાથ ફેરવવા જતો ત્યારે પૂંઠની કરોડ મારે હાથે અડકતી. તેના ઉપર હાથ ફેરવવા જતાં પેટની ચામડી હાથને અડકતી. આ રીતે મારી પૂંઠની કરોડ ને પેટની ચામડી એક થઇ ગઇ હતી. શૌચ માટે કે લઘુશંકા માટે બેસવાનો પ્રયત્ન કરતાં હું ત્યાં જ પડતો. અંગ ઉપર હાથ ફેરવતા દુર્બલ થયેલા વાળ આપોઆપ હેઠા પડતા હતા. આવા ઉપોષણને લીધે મારી આવી સ્થિતિ થઇ હતી.

કેટલાએક શ્રમણબ્રાહ્મણો મગ ખાઇને રહે છે, તલ ખાઇને રહે છે, કિંવા ભાત ખાઇને રહે છે; આ જ પદાર્થથી આત્મશુદ્ધિ થાય છે એવું તેમનું માનવું છે. હે સારિપુત્ર! હું એક જ મગ, એક જ તલ, કે એક જ ચોખાનો દાણો ખાઇને રહેતો હતો. તે સમયે આ પદાર્થ બહુ મોટા પદાર્થ હતા એમ સમજીશ નહિ. આજ કાલના જેવા જ તે સમયે પણ તે પદાર્થો હતા; અને તેવા ઉપોષણથી મારી સ્થિતિ (ઉપર વર્ણવ્યા પ્રમાણે) તેવી જ થઇ હતી."

અટ્ઠકથાકારનું એવું કહેવું છે કે ભગવાને તે તપશ્ચર્યા પૂર્વે અનેક જન્મોમાં કરી અને 'તે સમયે બોર વગેરે પદાર્થ હાલના જેવા હતા' એ વાક્ય ઉપરથી આમ કહેવું બરાબર છે એમ જણાય છે. આ સુત્તના કર્તાએ બુદ્ધના સમયની ભિન્ન ભિન્ન પ્રકારના દેહદંડની નિરર્થકતા સ્થાપિત કરવા માટે ઉપરની હકીકત ભગવાનના મોંઢામાં મૂકી છે એ સ્પષ્ટ દેખાઇ આવે છે.

૨૧ હાડકાનું ઉશીકું કર્યા સિવાયની આ કલમમાં વર્ણવેલી બાકીની સઘળી તપશ્ચર્યા મહાવીર સ્વામીએ કર્યાનો દાખલો આચારાંગસૂત્રમાં મળે છે.

હાડકાંનું ઉશીકું કરી સૂવાના રિવાજ સિવાય બાકી સર્વ ( अ ) કલમમાં આપેલી તપશ્ચર્યા નિર્ગ્રંથ ( જૈન સાધુ ) કરતા હતા અને આજે પણ વાળ તોડવાની, ઉપવાસ વગેરે કરવાની પદ્ધતિ તેમનામાં ચાલુ છે. ( अ ) કલમમાં વર્ણવેલી તપશ્ચર્યા આજીવક અને બીજા પંથના શ્રમણો કરતા હતા અને તેમાંની ઘણી રીતો બાવાવૈરાગી લોકોમાં ચાલુ છે. પોતાની વિષ્ઠા ખાવાનું તેલંગસ્વામીનું ઉદાહરણ ઉપર ટીપમાં આપેલું છે. એ જ તેલંગસ્વામી ભર શિયાળાના દિવસોમાં કેવળ માથું બ્હાર રાખી ગંગામાં બેસતા હતા અને ભર ઉન્હાળાના દિવસોમાં જ્યાં થઇને ચાલતાં પગે ડામ પડે એવા ઠેકાણે ગંગાના રેતપટમાં બેસતા. કાંટાની પથારી પર સૂનારા, પંચાગ્નિ સાધન કરનારા અને બીજાં અનેક પ્રકારના દેહદંડ કરનારા બાવા વૈરાગી વાચકના જોવામાં પુષ્કળ ઠેકાણે આવ્યા હશે. તેથી એમ કહેવું જોઇએ કે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી નહિ પણ તપશ્ચર્યાની દૃષ્ટિથી આજીવક અને તે જાતના બીજા પંથોની ૨૫૦૦ વર્ષ પૂર્વની પરંપરા આજે પણ કાયમ છે.

અરિયપરિયેસન અને મહાસચ્ચકસુત્ત ઉપરથી એવું જણાય છે કે આ સર્વ પ્રકારની તપશ્ચર્યામાં બોધિસત્ત્વે ઉપવાસ ઉપર અધિક ભાર દીધો હતો. અને તે મગનો કે કુલિત્થનો ઉકાળો પીને જ રહેતા હતા.[૨૨] અને તેથી તેમની સ્થિતિ ઉપર વર્ણવ્યા પ્રમાણે થઇ હતી. આ દેહદંડના માર્ગથી બોધિસત્ત્વને મુક્તિનો માર્ગ મળ્યો નહિ એમાં આશ્ચર્ય શું? કારણ તે માર્ગમાં આર્યપ્રજ્ઞા[૨૩] ન હતી. આ સ્થિતિમાં પિતાના ખેતરમાં જતાં જાંબુડાના ઝાડ નીચે બેસી જે ધ્યાન સુખનો પોતે અનુભવ લીધો હતો તેનું તેમને સ્મરણ થયું.

ભગવાન અગ્ગિવેસ્સનને કહે છે કે, " **अभिजानामि खो पनाहं पितु सक्कस्स कम्मन्ते सीताय जम्बुच्छायाय निसिन्नो...पठमं झानं उपसम्पज्ज विहरिता, सिया नु खो एसो मग्गो बोधायाति । तस्स मय्हं अग्गिवेस्सन सतानुसारि विञ्ञाणं अहोसि । एसो व मग्गो बोधायाति ।** "

અર્થ—મારા પિતા શાક્યના ખેતરમાં કામ ચાલતું હતું તે સમયે જાંબુડાના ઝાડ નીચે શીતલ છાયામાં બેસી પ્રથમ ધ્યાન પ્રાપ્ત કરી લીધાની મને સ્મૃતિ છે. હે અગ્ગિવેસ્સન ! તે સ્મૃતિને અનુસરી મને વિચાર થયો કે આજ બોધનો માર્ગ હોવો જોઇએ.

દેહદંડથી અટકવાની બોધિસત્ત્વની આ ક્ષણને પરિવર્તનક્ષણ ( turning point ) કહેવી જોઇએ.

આળારકાલામે બોધિસત્ત્વને ચાર ધ્યાન અને તેની ઉપરની ત્રણ પાયરીઓ શીખવી; તેથી પિતાના ખેતરમાં તેને પ્રાપ્ત થયેલું ધ્યાન આળારકાલામે શીખવેલા ધ્યાન કરતાં ભિન્ન પ્રકારનું હોવું જોઇએ. એમ જો ન હોય તો તેને આ નાનપણના ધ્યાનની સ્મૃતિ શી રીતે થઇ? તાત્પર્ય કે ગયા લેખમાં વર્ણવ્યા પ્રમાણે જંબુવૃક્ષ નીચે બોધિસત્ત્વને પ્રાપ્ત થયેલું ધ્યાન મૈત્રીમય હોવું જોઇએ અને આળારકાલામે શીખવેલું કેવળ એકાગ્રતા પ્રાપ્ત કરી આપનારું હોવું જોઇએ. એકાગ્રતાની દૃષ્ટિથી જોતાં બન્ને ધ્યાનો સરખાં જ હતાં. પણ લોકકલ્યાણની દૃષ્ટિએ જોતાં પહેલું મહત્ત્વનું હતું. અને તેના સ્મરણથી બોધિસત્ત્વના મન ઉપર

૨૨ બુદ્ધ ધર્મ અને સંઘ પૃ. ૧૦.

૨૩ **तं किस्स हेतु । इमिस्सा येव अरियाय पञ्ञाय अनधिगमा । (मज्झिमनिकाय—महासीहनादसुत्त )**

સ્પષ્ટ પ્રકાશ પડ્યો. આ જ બોધનો માર્ગ એવી તેમની ખાત્રી થઇ. પરંતુ દેહદંડનો રૂઢ માર્ગ છોડી આ નવા માર્ગની શોધ કરવાનો પ્રયત્ન કરતાં લોકો શું કહેશે એવી પણ શંકા તેમને થઇ હશે. તેનું સમાધાન તેમણે ઉપરના ઉતારાના આગળના વાક્યમાં જ કરેલું જણાઇ આવે છે.

ભગવાન કહે છે. "અગ્નિવેસ્સન! મને એમ લાગ્યું કે મોજમઝાના પદાર્થોના ભોગ વિના, અને અકુસલ વિચારો વિના જે સુખ મળે છે તે સુખથી હું શામાટે બ્હીઉં? ફરીથી મેં એવો વિચાર કર્યો છે કે તે સુખથી હું બ્હીનાર નથી. પરંતુ તે સુખ અત્યંત દુર્બલ થયેલા દેહને મળવાનું નથી માટે થોડા થોડો આહાર ખાવાનો મેં વિચાર કર્યો અને તે પ્રમાણે વર્તવા લાગ્યો. તે સમયે પાંચ ભિક્ષુઓ મારી સેવા કરતાં હતા. 'ગોતમને જે ધર્મનો બોધ થશે તે અમને પણ કહેશે,' એમ તેઓને લાગતું હતું. પરંતુ જ્યારે મેં અન્ન ખાવાનું શરૂ કર્યું ત્યારે 'આ ગોતમ તપશ્ચર્યાથી ભ્રષ્ટ થઇ ખાવાપીવા તરફ વળ્યો છે' એમ લાગવાથી તે પાંચ ભિક્ષુઓ મારાથી કંટાળી ચાલ્યા ગયા.[૨૪]

'લોકો હું તપશ્ચર્યામાંથી ચ્યુત થયો છું' એમ કહેશે એવી જે બોધિસત્ત્વને શંકા આવી તે બરાબર હતી. આહાર લેવો શરૂ કર્યો કે તરત જ તેના સાથીઓ તેને છોડી ગયા. પરંતુ નિષ્કામ સુખના માર્ગથી જ તત્ત્વબોધ કરી લેવો જોઇએ એ બોધિસત્ત્વનો નિશ્ચય ડગ્યો નહિ. સ્ત્રીપુત્ર ઉપર મમત્વથી પ્રેમ કરવો અને તેમને માટે પૈસા કમાવવા અને ખીજી ભાંજગડમાં પડવું એ કામસુખ કહેવાય. પરંતુ આખી મનુષ્યજાત ઉપર નિર્લોભપણે પ્રેમ કરવો અને પ્રાણીમાત્રની ઉન્નતિ માટે કાયા, વાચા, અને મનથી પ્રયત્ન કરવો એ નિષ્કામ સુખ છે. ખરો તત્ત્વબોધ આ જ માર્ગે થવો જોઇએ. તેની બોધિસત્ત્વને ખાત્રી થઈ અને પાંચ સાથીઓ પોતાને છોડી ગયા તો પણ ન ડગતાં તેમણે ધર્મમાર્ગની શોધ આગળ ચલાવી.



# કુટ્ટકનું મૂળ.*

[ શ્રી. હરિહર પ્રા. ભટ્ટ ]

## ૧. મૂળ.

કુટ્ટક વિષે પુષ્કળ લખાયું છે, પણ કુટ્ટકની ઉત્પત્તિ શેમાંથી થઇ એ વિષે માત્ર એકજ જણે લખેલું મારા જાણવામાં છે ( જી. આર. કાયે, જર્નલ ઑફ ધિ એશિયાટિક સોસાયટી ઑફ બેન્ગૉલ, માર્ચ, ૧૯૦૮ ). આ લેખકે કુટ્ટકની ઉત્પત્તિ ખ્રિસ્તી વ્રતોના કાલ નિર્ણયના ઝઘડામાંથી કેવી રીતે થઇ, કુટ્ટકનું ગણિત યુકિલિડમાંથી કેવી રીતે નીકળ્યું, તથા આ જ્ઞાન યુરોપીયો પાસેથી ભારતીયોએ કેવી રીતે લીધું તે બતાવવાનો પ્રયત્ન કર્યો છે. આનો રદિયો પ્રો. મુઝુમદારે ' ધિ મૅથેમૅટિકલ સોસાયટી, કલકત્તા, બુલેટિન, ૧૯૧૫ ' માં આપ્યો છે, જે વિષે પ્રો. મિત્રે ' મૉડર્ન રિવ્યુ, નવેમ્બર, ૧૯૧૫ 'માં ઉલ્લેખ કર્યો છે. તે ઉપરથી કુટ્ટકનું મૂળ યુકિલિડમાં નથી એ તો સાબીત થાય છે જ, પણ કુટ્ટકની ઉત્પત્તિ શી રીતે થઇ એ વિષે તેમણે અથવા બીજા કોઇ લેખકે બતાવ્યું નથી. આ વિષય પર મારૂં અનુમાન અને તેનાં પ્રમાણો હું નીચે આપું છું.

કુટ્ટકનો પ્રથમ ઉલ્લેખ પ્રથમ આર્યભટમાં જ મળે છે, તે પહેલાં આ વિષયનો કોઇ ઉલ્લેખ ઉપલબ્ધ નથી. આર્યભટ પણ આખો વિષય બે જ શ્લોકમાં પતાવી દે છે. તેની ભાષા એટલી અસ્પષ્ટ છે કે તેના જૂદા જૂદા અર્થ જૂદા જૂદા લોકોએ કર્યા છે. આર્યભટીય પર એક જ ટીકા ઉપલબ્ધ છે—પરમાદીશ્વરભટ્ટની. આ ટીકાકાર આર્યભટ કરતાં ઓછામાં ઓછા ૭ સૈકા મોડો થયો હોવો જોઇએ, કારણ કે કુટ્ટકના શ્લોકો પર તેની જે ટીકા છે, તેમાં એવો ઉલ્લેખ છે કે ' **तत्सर्वं महाभास्करीयभाष्यस्य व्याख्यायां सिद्धान्तदीपीकाख्यायां विस्तरेण प्रदर्शितम् । तस्मादिह अस्माभिरनादृतम् ।** ' આ ઉપરથી તેણે ભાસ્કરાચાર્યની લીલાવતી અથવા બીજગણિત ઉપર ટીકા લખી હશે

---

* આ લેખ સમજવા માટે નીચેના વાચનની આવશ્યકતા છેઃ—

(૧) आर्यभटीय, गणितपाद, શ્લો. ૩૨, ૩૩.

(૨) ब्राह्मस्फुटसिद्धान्त ( બ્રહ્મગુપ્તનો ) कुट्टकाध्याय.

(૩) महासिद्धान्त ( બીજા આર્યભટનો), कुट्टकाध्याय.

(૪) बीजगणित ( ભાસ્કરાચાર્યનું ) અથવા लीलावतीમાંથી कुट्टकाध्याय.

(૫) કોઈ પણ સિદ્ધાન્ત ગ્રન્થ ( જેવો કે ભાસ્કરાચાર્યનો गणिताध्याय )માંથી मध्यमाधिकारનો અધ્યાય.

(૬) કોઇ પણ આધુનિક ઉચ્ચ બીજગણિતના પુસ્તકમાંથી પરમ્પરિત અપૂર્ણાંક (Continued fractions [ આવૃત્ત ( Recurring ) પ. અ. નહિ વાંચ્યું હોય તો ચાલશે ], તથા એકઘાત અનિશ્ચિત સમીકરણ ( Indeterminate equations of the first degree ).

એમ અનુમાન થાય છે. તેથી તે જરૂર આર્યભટથી ઓછામાં ઓછા ૭ સૈકા પછી થયો હશે. આ ટીકાકાર આટલો મોડો થયો હોવાથી તેના પર બે દોષ આવવાનો સંભવ છે. એક તો એ કે તે આર્યભટ પછી આટલે લાંબે કાળે થયો હોવાથી આર્યભટના અર્થની પરંપરામાં તેને હાથે ભૂલ થવા સંભવ છે, બીજો એ કે તેની અગાઉ આર્યભટ ઉપરાંત બીજા મહાન્ ગણિતીઓ, બ્રહ્મગુપ્ત, ભાસ્કરાચાર્ય વગેરે, થઇ ગયા હોવાથી તેણે કરેલા અર્થમાં આ ગણિતીઓની કૃતિઓની છાયા પડી હોય. આથી જ જેઓ કુટ્ટકનું મૂળ યુક્લિડ છે એમ માને છે તેઓ આ ટીકાકારને આર્યભટના અર્થ વિષે પ્રમાણ તરીકે સ્વીકારતા નથી. જો કે આપણે બીજાં સ્વતંત્ર પ્રમાણોથી સિદ્ધ કરીશું કે ટીકાકારનો અર્થ એ જ મૂળ અર્થ છે, તો પણ જ્યાં સુધી આપણે એ સિદ્ધ કર્યું નથી, ત્યાં સુધી આપણે ટીકાની મદદ અર્થ ઉકેલવામાં નહિ લઇએ. ટીકાનો ઉપયોગ આપણે એટલું જ બતાવવામાં કરીશું કે બીજાં સ્વતંત્ર પ્રમાણોથી દોરેલાં અનુમાનોને ટીકાથી પણ પુષ્ટિ મળે છે.

કુટ્ટકની ઉત્પત્તિ શેમાંથી થઇ એ શોધવું સહેલું નથી. આર્યભટ એ વિષે કંઈ કહેતો નથી, તેમ જ આ વિષયના પૂર્વવિકાસના કોઈ શેષો ઉપલબ્ધ નથી. આર્યભટ તો આ પ્રકરણનાં કોઈ ઉદાહરણ પણ આપતો નથી. આર્યભટ પછીના ઘણાખરા ગણિતીઓ, જેવા કે બ્રહ્મગુપ્ત, બીજો આર્યભટ, ભાસ્કરાચાર્ય વગેરે કુટ્ટકનાં ઉદાહરણો આપે છે, પણ તે 'નિરગ્ર' કુટ્ટકનાં. આર્યભટ તો 'નિરગ્ર' તેમ જ 'સાગ્ર' બંને જાતનાં કુટ્ટક આપે છે. આ બધાં નિરગ્ર કુટ્ટકનાં ઉદાહરણો ગ્રહગણિતનાં છે. ભગણશેષમાંથી ગતભગણ અને અહર્ગણ શોધી કાઢવા એ ઉદાહરણોનો હેતુ છે. સાગ્ર કુટ્ટકને લગતાં આવાં ઉદાહરણો મળી શકતાં નથી તો પણ એટલું તો સ્પષ્ટ છે કે તે ઉદાહરણો પણ ગ્રહગણિતનાં હોવાં જોઇએ. એટલે કુટ્ટકની ઉત્પત્તિ ગ્રહગણિતમાંથી થઈ હોવી જોઇએ. આ તદ્દન વાસ્તવિક લાગે છે, કેમ કે સર્વ ભારતીય ગણિતની શોધ જ્યોતિષ શાસ્ત્ર માટે જ થઇ છે. એવો ગણિતનો એક પણ વિષય નથી કે જેનો જ્યોતિષ શાસ્ત્રમાં ઉપયોગ ન હોય. એટલું જ નહિ; જ્યોતિષ શાસ્ત્રને માટે આવશ્યક એવું જેટલું ગણિત છે તે, ગમે તેટલું વિકટ હોય તો પણ, ખોળી કાઢવાને ભારતીય ગણિતીઓએ જ્યાં સુધી તેઓનાથી બની ત્યાં સુધી મહેનત કરી છે. આ બધું જોતાં ગ્રહ ગણિતને આવશ્યક એવો કુટ્ટક એમણે ગ્રહગણિત માટે જ ખોળી કાઢ્યો હોય એમાં કંઈ નવાઇ પામવા જેવું નથી. હવે આ શોધ કેવી રીતે થઇ હશે તે જોઇએ.

ગ્રહગણિત જરા અટપટું છે, અને તેથી તેમાં કોઈ કોઈ વખત ભૂલ રહી જવાનો સંભવ છે. આ ભૂલ પકડવાનો સૌથી સરસ માર્ગ એ છે કે એક વખત જે રીતે આપણે ગણિત કર્યું હોય તે ગણિતનો બિલકુલ આશ્રય લીધા વિના તે રીતથી સ્વતંત્ર કોઇ બીજી જ રીતે ગણિત કરવું અને જો આ બીજી રીતે પણ પહેલી રીત પ્રમાણે જ જવાબ આવે તો આપણું ગણિત ખરું સમજવું. આવી તાળો મેળવવાની રીત ઉપરથી જ કુટ્ટકની ઉત્પત્તિ થઇ છે.

ધારો કે આજનું મધ્યમ ગ્રહગણિત ખરું છે કે નહિ તેની આપણે ખાતરી કરવી છે. કોઇ પણ બે મધ્યમ ગ્રહ લો. ધારો કે એ 'બે ગ્રહોનો કોઈ પણ મધ્યમ યોગ ય

દિવસ ( સાવન ) પહેલાં થયો હતો* અને ધારો કે એક ભગણ માટે અનુક્રમે $\frac{क}{ख}$ અને $\frac{का}{खा}$ દિવસ ( સાવન ) લાગે છે. તેથી य દિવસ દર્મ્યાન પહેલા ગ્રહના ભગણ $= य \div \frac{क}{ख} = \frac{खय}{क} = र + \frac{ग}{क}$ ( ધારો ). તેમજ य દિવસ દર્મ્યાન બીજા ગ્રહના ભગણ $य \div \frac{का}{खा} = \frac{खाय}{का} = रा + \frac{गा}{का}$ (ધારો).

આ ઉપરથી નીચલાં બે સમીકરણો ઉત્પન્ન થાય છેઃ—

$खय = कर + ग$ ......(૧)

અને $खाय = कारा + गा$ ...(૨)

આ બંને સમીકરણોમાં क, ख, का, खा જ્ઞાત છે કેમ કે $\frac{क}{ख}$ અને $\frac{का}{खा}$ એ અનુક્રમે ગ્રહોના એક ભગણના દિવસો છે. તેમ જ ग અને गा પણ જ્ઞાત છે, કેમ કે $\frac{ग}{क}$ અને $\frac{गा}{का}$ એ આજની ગ્રહસ્થિતિ ભગણ ભાગમાં દર્શાવે છે. य, છેલ્લા મધ્યમ યોગથી આજ સુધીના દિવસો અને र, रा આ વખત દર્મ્યાન પૂર્ણ ભગણો અજ્ઞાત છે.

ધારોકે અનુમાનથી અથવા કુટ્ટકવિધિથી પહેલા સમીકરણમાં य નું એક મૂલ્ય च મળે છે, તેથી

$य = कट + च$ ......(૩)

એ य નું વ્યાપક મૂલ્ય છે અને તે ट ને કોઇ પણ પૂર્ણાંક મૂલ્ય આપવાથી મળે છે. તેમ જ બીજા સમીકરણમાંથી

$य = काटा + चा$ ......(૪)

છેલ્લાં બે સમીકરણોની બાદબાકીથી

$कट - काटा = चा - च$ ......(૫)

અહિં क, का, च, चा જ્ઞાત છે અને જો ट, टा ને અજ્ઞાત ગણી કુટ્ટકવિધિ કરીએ તો ट, टा નાં વિવિધ મૂલ્યો માલમ પડશે. તે (૩) અથવા (૪) માં મૂકવાથી य નાં વિવિધ મૂલ્યો આવશે.

છેલ્લા મધ્યમ યોગની તિથિ માલુમ હોય તો પણ અધિક તિથિ, ક્ષય તિથિ, અધિક માસ, ક્ષય માસને લીધે મધ્યમયોગથી આજસુધીના બરાબર દિવસો કાઢવા એ જરા અટપટું છે. તો પણ આ દિવસોનો અડસટ્ટો તો કાઢી શકાય. અને આ અડસટ્ટો य નાં આવેલાં મૂલ્યો સાથે સરખાવતાં य નું કયું મૂલ્ય અહિં લાગુ પડશે તે જણાઇ આવશે. બીજો રસ્તો એ છે કે બીજા કોઇ બે ગ્રહ ઉપરથી ઉપર પ્રમાણે જ य નાં મૂલ્યો કાઢવાં. આ બે મૂલ્યમાલાઓમાં જે મૂલ્ય બંનેમાં એક જ હોય તે य નું ખરૂં મૂલ્ય જાણવું. બીજા

---

* અગાઉ જેટલા વાગ્યે મધ્યમ યોગ થયો હતો તેટલા જ વાગ્યાનું આજનું મધ્યમ ગણિત કરવું, જેથી य પૂર્ણાંક રહે.

કોઇ બે ગ્રહપરથી પણ च નું મૂલ્ય તેજ આવી શકતું હોય અથવા च ના તે મૂલ્યથી ગણિત કરતાં જો બીજાં મધ્યમ ગ્રહગણિતો મળી રહેતાં હોય, તો આપણો તાળો મળી રહ્યો એમ સમજવું.

અહિં એક બે ઠેકાણે કુટ્ટકવિધિ કરવાનો કહ્યો છે તે કેવી રીતે કરવો એ હવે જોઇએ. આપણે છેલ્લું સમીકરણ લઇએ.

$$कट - काटा = चा - च$$

$$\therefore ट = \frac{काटा + (चा - च)}{क}$$

ધારો કે $का = कप + फ$

$$\therefore ट = पटा + \frac{फटा + (चा - च)}{क}$$

ट પૂર્ણાંક હોવાથી $\frac{फटा + (चा - च)}{क}$ પણ પૂર્ણાંક હોવું જોઇએ.

ધારો કે તે ल ની બરાબર છે.

$$\therefore टा = \frac{कल - (चा - च)}{फ}$$

ધારો કે $क = बफ + भ$

$$\therefore टा = बल + \frac{भल - (चा - च)}{फ}$$

$$\text{ધારો કે } \frac{भल - (चा - च)}{फ} = व$$

$$\therefore ल = \frac{फव + (चा - च)}{भ}$$

ધારો કે $फ = मभ + मा$

$$\therefore ल = मव + \frac{माव \div (चा - च)}{भ}$$

હવે ધારો કે આપણે व ની એવી કિંમત શોધી શકીએ કે જેથી

$\frac{माव + (चा - च)}{भ}$ = કોઇ પૂર્ણાંક = श ( ધારો ) થાય.

$$\therefore ल = मव + श$$

$$टा = बल + व$$

$$ट = पटा + ल$$

ઉપરની ગણના પ્રમાણે क અને का નો દૃઢભાજકની રીતે ભાગાકાર કરીએ તો નીચે પ્રમાણે થાયઃ—

क ) का ( प
-कप
फ) क ( ब
-बफ
भ) फ ( म
-भम
मा
भ) माय + ( चा-च ) (श
माय + ( चा-च )
- -

હવે આપણે આર્યભટ શું કહે છે તે જોઇએઃ—

अधिकाग्रभागहारं छिन्द्यादूनाग्रभागहारेण ।
शेषपरस्परभक्तं मतिगुणमग्रान्तरे क्षिप्तम् ॥
अधउपरिगुणितमन्त्ययुगूनाग्रच्छेदभाजिते शेषम् ।
अधिकाग्रच्छेदगुणं द्विच्छेदाग्रमधिकाग्रयुतम् ॥

आर्यभटीय, गणितपाद, श्लो. ३२-३३.

અહિં खय= कर + ग અને खाय = कारा + गा એવાં બે સમીકરણો છે. પહેલાનું અગ્ર च છે અને બીજાનું चा છે. આ બેને અગ્રો કહેવાનું કારણ એ કે આગળ જે બે સમીકરણો ( य=कट + च અને य = काटा + चा ) ઉત્પન્ન થાય છે, તેને આ પ્રમાણે લખી શકાય.

क ) य ( ट  અને  का ) य ( टा
-कट  -काटा
च  चा

એટલે य ને અનુક્રમે क, का એ ભાગીએ તો ट, टा ભાગમાં આવે છે અને च, चा અગ્ર એટલે શેષ વધે છે તેવી જ રીતે ઉપરનાં બે સમીકરણોને વિષે આમ બોલી શકાયઃ-य ને ख એ ગુણી क એ ભાગીએ તો र ભાગમાં આવે અને ग શેષ વધે, તથા य ને खा એ ગુણી का એ ભાગીએ તો रा ભાગમાં આવે અને गा શેષ વધે ( આ ઉપરથી જેને સામ કુટ્ટક કહે છે તે આવું હોય છેઃ-અમુક રકમને કોઇ આપેલી સંખ્યાએ ગુણી કોઈ આપેલી સંખ્યાએ ભાગતાં કોઇ આપેલો શેષ વધે છે, અને તે જ સંખ્યાને કોઇ બીજી આપેલી સંખ્યાએ ગુણી કોઇ બીજી આપેલી સંખ્યાએ ભાગતાં કોઇ બીજો આપેલો શેષ વધે છે. તો તે સંખ્યા કઈ? હવે જો चा એ च કરતાં મોટો હોય તો का એ અધિકાગ્ર કુટ્ટકનો ભાગહાર ( ભાજક ) છે. તેમ જ क એ ઊનાગ્ર કુટ્ટકનો ભાગહાર છે. હવે શ્લોક કહે છે કે, अधिकाग्रभागहारं छिन्द्यादूनाग्रभागहारेण, એટલે અધિકાગ્ર ભાગહાર का ને ઊનાગ્ર ભાગહાર क થી ભાગો. પછી शेषपरस्परभक्तम् એટલે શેષને પરસ્પર ભાગો. આવી રીતે ભાગતાં આપણે જોયું કે અમુક વખત પછી मा શેષ આવે છે. આને मतिगुणम् એટલે કોઇ ઇષ્ટ સંખ્યા य થી ગુણીને अग्रान्तरे એટલે અગ્રોના અંતર चा-च

માં क्षिप्तम् એટલે ઉમેરીને તે જ ભાજક म એ ભાગતાં श થી નિઃશેષ ભાગ જાય છે. પછી લબ્ધિઓ, મતિ અને નિઃશેષ લબ્ધિની વલ્લી આ પ્રમાણે થઇ:—

| | | | |
|---|---|---|---|
| प | प | प | ट |
| व | ब | टा | |
| म | ल | ल | |
| घ | च | | |
| श | | | |

પછી अधउपरिगुणितम् એટલે मव તે अन्त्ययुक् એટલે मव + श આવ્યું, પણ मव + श = ल એ આગળ આવ્યું છે, માટે ल ને मना સ્થાનમાં લખી श ને કાઢી નાખતાં બીજી વલ્લી આવી. તેમાં પણ ઉપર પ્રમાણે જ કરતાં वल + घ આવ્યું, પણ તે टा ની બરોબર છે એમ આવી ગયું છે માટે બીજીની પેઠે જ ત્રીજી વલ્લી થઇ અને એ જ પ્રમાણે ચોથી વલ્લી થઇ આ પ્રમાણે ट અને टा નું એક એક મૂલ્ય મળ્યું.

ધારો કે આ બે મૂલ્યો અનુક્રમે त અને ता છે, વળી ધારો કે त = काद + न અને ता = कद + ना, તો

क ( काद + न ) – का ( कद + ना ) = चा – च

∴ कन – काना = चा – च........(૬)

આ ઉપરથી न અને ना પણ ट અને टा નાં મૂલ્યો થયાં. ता ने ऊनाग्रच्छेद· भाजिते એટલે क થી ભાગતાં शेषम् ना વધે છે, તેને अधिकाग्रच्छेदगुणम् એટલે का થી ગુણતાં काना આવ્યું, તે अधिकाग्रयुतम् એટલે चा માં ઉમેરતાં काना + चा આવે છે તે य નું મૂલ્ય છે એમ (૪) જોતાં માલુમ પડશે.

આ य ને શ્લોકમાં द्विच्छेदाग्रम् કહ્યું છે, કારણ કે તેને બે છેદ અને બે અગ્ર છેઃ–क છેદથી ભાગતાં च અગ્ર, का છેદથી ભાગતાં चा અગ્ર.

આ રીતે આપણા મન્તવ્યથી શ્લોકોનો અર્થ અક્ષરે અક્ષર બેસી જાય છે. ટીકામાં જોશો તો પણ એ જ અર્થ જણાશે.*

---

* આ ટીકાની જે પ્રતો મેં જોઇ છે તે બધીમાં એક ભુલ રહી ગઇ છે, તે ઉપર અહિં જ ધ્યાન ખેંચી લઉં. ડૉ. કર્નની પ્રમાણભૂત આવૃત્તિ પણ આ ભુલથી મુક્ત નથી. ટીકામાં આપેલા પહેલા ઉદાહરણમાં વલ્લી ૩ આમ આપી છે, તે ૩ આમ જોઇએ એટલે

| | |
|---|---|
| ૩ | ૩ |
| ૧ | ૧ |
| ૧ | ૧ |
| ૬ | ૧ |
| ૧ | ૬ |
| | ૧ |

વચમાં બે એકડાને બદલે ત્રણ એકડા જોઇએ, તેમ જ ફલવલ્લી ૩ આમ આપી છે,
૧
૧

તે પણ ૩ આમ જોઇએ. ટીકામાં સમજાવ્યા પ્રમાણે આંકડા આમ જ જોઇએ, નહિ તો
૧ ટીકામાં બતાવેલાં ૭૩ અને ૨૦ મૂલ્યો આવે નહિ. આમ છતાં આ ભુલ
૧ ઉપર હજુ કોઇનું ધ્યાન નથી ગયું એ નવાઇ છે.
૧

અહિં આપણે 'સાગ્ર' અને 'નિરગ્ર' કુટ્ટક વિષે જરા વધારે ખુલાસો કરી લઇએ. અમુક રકમને ख એ ગુણી क એ ભાગતાં ग શેષ વધે છે અને તે જ રકમને खा એ ગુણી का એ ભાગતાં गा શેષ વધે છે, તો તે રકમ કઇ? આવો દાખલો સાગ્ર કુટ્ટકનો છે, કેમકે જો તે રકમને य ધારીએ અને લબ્ધિઓ અનુક્રમે र અને रा ધારીએ તો

खय = कर + ग

અને खाय = कारा + गा

આવાં સમીકરણો ઉત્પન્ન થાય. આ સમીકરણોનો વિચાર આપણે કર્યો છે, અને તેમાં च અને चा એવાં બે અગ્રોની મદદ લીધી છે. માટે આવા કુટ્ટકને 'સાગ્ર' કહે છે.

કોઈ સંખ્યાને कએ ગુણી काએ ભાગતાં ह શેષ વધે છે તો તે સંખ્યા કઇ? આવો દાખલો 'નિરગ્ર' કુટ્ટકનો છે. ધારો કે તે સંખ્યા ट છે અને લબ્ધિ टा છે, તો कट=का· टा+ह. આવું જ સમીકરણ कट=काटा+(चा−च) આગળ આવી ગયું છે. આમાં આપણે ઉપરના દાખલા પ્રમાણે અગ્ર લેતા નથી, પણ સીધો જ કુટ્ટક* કરીએ છીએ માટે આને 'નિરગ્ર' કુટ્ટક કહે છે.

## ૨. સામો પક્ષ અને સમાધાન

હવે શ્રી. કાયે વાળો પક્ષ શું કહે છે તે જોઇએ. કુટ્ટકની ઉત્પત્તિ વિષે તે જે કહે છે, તેનો સાર આ પ્રમાણે છેઃ—

" જૂના વખતમાં ખ્રિસ્તી ધર્મના ઝઘડાઓમાંથી હિંદુ ગણિતનો વિકાસ થયો. અલેક્ઝાંડ્રિયાના ખ્રિસ્તીઓ ધાર્મિક પંચાંગ વિષે ખૂબ લડતા. ઇસ્વી બીજા સૈકામાં ઇસ્ટરના કાલ નિર્ણય માટે મોટા ઝઘડાઓ થયા હતા. નાઇસની સભા ( ઈ. સ. ૩૨૫ )માં આનો નિર્ણય થયો હતો, પણ વરસો વરસ તારીખ નક્કી કરવાનું કામ અલેક્ઝાંડ્રિયાના વિદ્વાનોને સોંપવામાં આવ્યું હતું. ડાયોફેન્ટસ લગભગ ઇ. સ. ૩૯૦–૩૫૦માં હતો અને તેના ટીકાકાર હાઇપેશ્યસને આ ઝઘડાખોર અલેક્ઝાંડ્રિયન ખ્રિસ્તઓએ ઇ. સ. ૪૧૫માં મારી નાખ્યો હતો. આર્યભટનો જન્મ ઇ. સ. ૪૭૬ માં થયો હતો.

પંચાંગની બાબતમાં જ કુટ્ટકનો સૌથી વિશેષ ઉપયોગ છે. આર્યભટનો કુટ્ટક વિધિ પહેલાં તો ન સમજાય તેવો લાગે છે, પણ તે નીચેના દાખલાથી સ્પષ્ટ થશેઃ—

ખ્રિસ્તીઓનું ૧લું વર્ષ તે 'સૌર' ચક્રનું ૧૦ મું અને 'મેટાનિક' ચક્રનું ૨ જું વર્ષ છે. તો તે 'ડાયોનિસ્યન' ચક્રનું કેટલામું વર્ષ હશે?

---

*સાગ્ર અને નિરગ્ર શબ્દોનો પ્રયોગ આ સિવાય એક બીજા અર્થમાં પણ આ લેખમાં આગળ કરવામાં આવશે. અપવર્ત્યમાંથી જ 'મતિ' લઇને કુટ્ટક કરવાની આર્યભટ અને બ્રહ્મગુપ્તની પદ્ધતિને 'સાગ્ર' અને ૧ શેષ સુધી ભાગાકાર લઇ જવાની બીજા આર્યભટ અને ભાસ્કરાચાર્યની પદ્ધતિને 'નિરગ્ર' કહીશું. આ બે અર્થો વચ્ચે ભેદ તો છે જ પણ તે સંદર્ભ પરથી સહેલાઇથી સમજી શકાય તેવો છે. સંજ્ઞાનું વાળી ભાષા વારે વારે વાપરવાની અગવડને લઇને ઉપલો અર્થસંકેત કરવો પડ્યો છે.

'સૌર' ચક્ર ૨૮ વર્ષનું', 'મેટોનિક' ચક્ર ૧૯ વર્ષનું અને 'ડાયેનિશ્યન' ચક્ર ૨૮×૧૯ વર્ષનું છે."

આ પ્રમાણે શ્રી કાયેનું મન્તવ્ય છે. આ માત્ર કલ્પના જ છે, કેમ કે અલેકઝાંડ્રિયાનું આ ગણિત હિંદુસ્તાનમાં આવ્યાની કોઇ સાબિતી તેમણે આપી નથી, એટલું જ નહિ, પણ ખુદ ડાયેફૅન્ટસમાંથી કે કોઇ બીજા અલેકઝાંડ્રિયન ગણિતીઓના ગ્રંથમાંથી આવી પદ્ધતિ તેમણે બતાવી નથી. ત્રણ ચક્રો ચાલતાં હતાં એ ખરૂં છે, પણ ખ્રિસ્તીઓનું ૧લું વર્ષ તે 'સૌર' ચક્રનું ૧૦ મું, 'મેટોનિક'ચક્રનું ૨જું, અને 'ડાયેનિશ્યન' ચક્રનું ૪૫૮મું વર્ષ છે એમ જાણ્યા પછી કુટ્ટકવિધિની જરૂર રહેતી નથી, અને આટલું તો સામાન્ય ગણતરીથી પણ જણાય છે. આર્યભટ પહેલાંના કોઇ દેશી કે પરદેશી ગણિતમાં આર્યભટના જેવી પદ્ધતિ આપવામાં આવી નથી. આર્યભટના કાળમાં ભારતીયોનું ગણિત-જ્ઞાન, તાર્કિક ભૂમિતિ બાદ કરતાં, અન્યદેશીયોના કરતાં વધારે ઉંચું હતું, તથા તેમનું મધ્યમ ગ્રહગણિત તેમજ સ્પષ્ટ ગ્રહગણિત પણ એકંદરે બીજાઓના કરતાં વધારે સૂક્ષ્મ હતું એ તો હવે જગતના જ્યોતિષશાસ્ત્રના ઇતિહાસની એક સિદ્ધ વાત છે. નિરગ્ર કુટ્ટક એ સાગ્ર કુટ્ટકમાંથી જ નીકળ્યું છે એમ આપણે આગળ બતાવીશું, તથા નિરગ્ર કુટ્ટકમાં વિશિષ્ટ ભારતીય ગ્રહગણિતનાં જ ઉદાહરણો આપ્યાં છે. આટલાં પ્રમાણો છતાં, અને વિરુદ્ધ પક્ષમાં એક પણ પ્રમાણ ન હોવા છતાં, માત્ર આર્યભટ આ ખ્રિસ્તી ઝઘડાઓની પછી જન્મ્યો એ એના એક જ દોષની ખાતર, કુટ્ટક પદ્ધતિ અલેકઝાંડ્રિયામાંથી આવી એમ કહેવું એ યોગ્ય નથી.

કુટ્ટક પદ્ધતિ તૈયાર બહારથી ન આવી હોય તો પણ તે યુક્લિડમાં આપી જ છે, યુક્લિડના એક બે સિદ્ધાન્તોના ઉપસિદ્ધાન્ત જેવીજ તે છે તેથી ભારતીયોએ કંઇ નવું ખોળી કાઢ્યું નથી એમ 'કાયે' પક્ષનું કહેવું છે. કુટ્ટક પદ્ધતિ વિષે યુરોપે ૧૯ મા સૈકામાં જાણ્યું. પરમ્પરિત અપૂર્ણાંકથી અનિશ્ચેય સમીકરણ છોડવાની રીત, જે બીજા શબ્દોમાં કહીએ તો કુટ્ટક જ છે, તે જ્યારે ૧૭ મા સૈકામાં ઑઇલરે (Euler) ખોળી કાઢી ત્યારે તે નવી શોધ મનાઈ. અને જ્યારે યુરોપે કુટ્ટક વિષે જાણ્યું, ત્યારે ત્યાંના ગણિતી-ઓને લાગ્યું કે આ વાત અગાઉ જણાઇ હત, તો ઑઇલર વગેરેની કેટલીએ મહેનત બચી જાત. જો કુટ્ટક પદ્ધત્તિ એ યુક્લિડના જ ઉપસિદ્ધાંત જેવી છે, તો ઑઇલરની શોધ તે નવી શોધ કેમ મનાઇ? અને કુટ્ટક યુરોપીયોના જાણવામાં આવ્યું ત્યારે ઑઇલર વગેરેએ નકામી મહેનત લીધેલી તેનો શોક શા માટે થયો?

હવે યુક્લિડની પદ્ધતિ શી છે તે જોઇએ. શ્રી. કાયેના જ શબ્દોમાં:—

"क અને ख નો દઢભાજક કાઢતાં ધારો કે નીચે મુજબ ભાગાકાર આવે છે:—

$\text{ख}) \ \text{क} \ (\text{अ}_1$

$-\text{अ}_1\text{ख}$

$\text{र}_1) \ \text{ख} \ (\text{अ}_2$

$-\text{अ}_2\text{र}_1$

$\text{र}_2) \ \text{र}_1 \ (\text{अ}_3$

$-\text{अ}_3\text{र}_2$

$\text{र}_3) \ \text{र}_2 \ (\text{अ}_4$

વગેરે $-\text{अ}_4\text{र}_3$

$\text{र}_4$

હવે યુક્લિડ, સ્કંધ ૭, સિદ્ધાન્ત ૧ અને ૨, તથા સ્કંધ ૧૦, સિદ્ધાન્ત ૨ અને ૩ પ્રમાણે:—

$र_1 = क - अ_1 ख$

$र_2 = क (-अ_2) + ख (१-अ_1 अ_2)$

$र_3 = क (१+अ_2 अ_3) + ख (-अ_2-अ_3-अ_1 अ_2 अ_3)$

$र_4 = क (-अ_2-अ_4-अ_2 अ_3 अ_4) + ख (१ + अ_1 अ_2 + अ_1 अ_4 + अ_3 अ_4 + अ_1 अ_2 अ_3 अ_4)$

$र_न = (-१)^{न+१}(कल-खम)$ જ્યાં ल અને म એ $अ_1$, $अ_2$ વગેરેથી બનેલી સંખ્યા છે.

હવે જો $र_न=१$ હોય તો क અને ख પરસ્પર અવિભાજ્ય હોવા જોઈએ, કારણ કે જો તેમ ન હોય તો ધારો કે તેમનો કોઈ સાધારણ અવયવ फ છે. અને ધારો કે क=काफ અને ख=खाफ તો काफल-खाफम=१ ∴ फ( काल-खाम)=१ અહિં બે પૂર્ણાંક સંખ્યાનો ગુણાકાર ૧ ની બરાબર થાય છે તે અશક્ય છે.

જો कट-खटा=ग અને જો कल-खम=१, તો कलग-खमग=ग

$\therefore क (ट-लग)-ख (टा-मग)=०$

$\therefore \frac{ट-लग}{टा-मग} = \frac{ख}{क}$

વળી क અને ख પરસ્પર અવિભાજ્ય હોવાથી ट-लग=खत અને टा-मग=कत (યુક્લિડ, સ્કંધ ૭, સિદ્ધાન્ત ૩૩), જ્યાં त કોઈ પણ પૂર્ણાંક છે.

कट-खटा=ग માં જો $र_3=१$ હોય તો

$क = अ_2 + अ_4 + अ_2 अ_3 अ_4$

$ख = १ + अ_1 अ_2 + अ_1 अ_4 + अ_3 अ_4 + अ_1 अ_2 अ_3 अ_4$

$\therefore ट = खत + लग$

$= त (१ + अ_1 अ_2 + अ_1 अ_4 + अ_3 अ_4 + अ_1 अ_2 अ_3 अ_4)$
$- ग (अ_1 + अ_3 + अ_1 अ_2 अ_3)$

અને $टा = कत + मग$

$= त (अ_2 + अ_4 + अ_2 अ_3 अ_4) + ग (१ + अ_2 अ_3)$.

હવે આર્યભટના નિયમ પ્રમાણે વલ્લી રચતાં $अ_1$ આ પ્રમાણે આવે છે તેના ઉપર
$अ_2$ તેણે કહેલી ક્રિયા કરતાં છેવટનું
$अ_3$ પરિણામ નીચે પ્રમાણે આવે છે:-
$त अ_4-ग$

$त (१ + अ_1 अ_2 + अ_1 अ_4 + अ_3 अ_4 + अ_1 अ_2 अ_3 अ_4)$
$-ग (अ_1 + अ_3 + अ_1 अ_2 अ_3)$

પણ આ खत + लग ની બરાબર છે અને તે ट ની બરાબર છે."

આ પ્રમાણે શ્રી. કાયે કુટ્ટકનું મૂળ યુક્લિડમાં કાઢે છે. પણ આ ઉપપત્તિ જો સાચી હોય તો નિરગ્ર કુટ્ટકને જ લાગે, સાગ્ર કુટ્ટકને તો ન જ લાગે. પણ આપણે જોયું કે

આર્યભટ તો સાગ્ર કુટ્ટકની વાત કરે છે. આ દલીલમાંથી બચવા શ્રી. કાયે अग्रનો અર્થ આપણે કરીએ છીએ તેવો ન કરતાં મૂળનો, આરંભનો ( original ) એવો કરે છે અને તેમ કરીને ઉક્ત બે શ્લોકનો અર્થ નીચે પ્રમાણે કરે છે.

" મોટા મૂળ ભાગહારને નાના મૂળ ભાગહારથી ભાગો, અને શેષને પરસ્પર ભાગો. મૂળ અંતર સહિત કોઇ ઇષ્ટ સંખ્યા ઉમેરો. નીચેનાને ઉપરનાથી ગુણો અને છેલ્લું ઉમેરો. નાના મૂળ ભાજકથી ભાગો અને શેષને મોટા મૂળ ભાજકથી ગુણો અને મૂળ મોટા શેષ ઉમેરો, જેથી છેવટનું પરિણામ આવે. "

મૂળ શ્લોકો **द्विच्छेदाग्रम्** અને **अधिकाग्रयुतम्** એ શબ્દો જ બતાવે છે કે અહિં अग्र શબ્દ વિશેષણ નહિ પણ નામ છે. વળી ' મૂળ મોટા શેષ ' એમ કહેવાનું કારણ શું ? નિરગ્ર કુટ્ટકમાં તો એક જ શેષ હોય છે. વળી **द्विच्छेदाग्रम्** એનો અર્થ ' જેથી છેવટનું પરિણામ આવે' એવો કર્યો છે. જરૂર એ છેવટનું પરિણામ તો છે જ, પણ નિરગ્ર મન્તવ્યથી તેનો અક્ષરાર્થ બેસતો નથી. વળી નિરગ્ર કુટ્ટકમાં ' શેષને મોટા મૂળ ' થી તે છેવટ સુધી બતાવેલી ક્રિયા કરવાની કંઇ જરૂર જ નથી, કરવાથી કંઈ ઉપયોગી પરિણામ આવતું નથી. શ્રી. કાયે કહે છે કે આ ક્રિયા તો ' ડાયોનિસ્યન ' ચક્ર માટે છે. પણ આમ માનવાથી તો કુટ્ટક સાગ્ર સિદ્ધ થાય છે અને સાગ્ર કુટ્ટક તો યુકિલડમાંથી નીકળતું નથી

अग्र શબ્દ અહિં નામ છે અને વિશેષણ નથી તેનો પુરાવો બ્રહ્મગુપ્તમાંથી પણ મળે છે. જેને આર્યભટ **अग्रान्तरे क्षिप्तम्** કહે છે તેને જ બ્રહ્મગુપ્ત **अग्रयोरन्तरेण संयुक्तम्** કહે છે અને છેવટે **भवत्यग्रम्** એમ પણ કહે છે ( જુઓ **ब्राह्मस्फुट सिद्धान्त, कुट्टकाध्याय,** શ્લો૦ ૩, ૪, ૫ આગળ આપ્યા છે તે ).

આ ઉપરથી अग्र શબ્દ નામ છે એ સિદ્ધ થાય છે, અને તે શ્રી. કાયેના અર્થમાં વપરાયેલ નથી. શ્રી. કાયે **मतिगुणम्** નો અર્થ ' કોઇ ઇષ્ટ સંખ્યા ' એવો કરે છે. આ ઉપરથી કરેલું ગણિત તો ખોટું આવે છે. આવો અર્થ કરવામાં શ્રી. કાયેને કોઇ લાભ નથી, ઉલટી હાનિ છે, કેમકે આ રીતે કરેલું ગણિત તો મળતું નથી, છતાં તેમણે આવો અર્થ કર્યો છે, તે ઉપરથી માત્ર એક જ વાત સ્પષ્ટ થાય છે અને તે એ કે તેમને આ શબ્દોનો અર્થ સમજાયો નથી.

પણ કુટ્ટક યુકિલડપરથી નીકળ્યો નથી એનો મોટો પુરાવો તો એ છે કે આ બે પદ્ધતિઓ તદ્દન જૂદી છે. યુકિલડની રીતે તો $r_n = 1$ ન થાય ત્યારપછી જ અજ્ઞાતોનાં મૂલ્યો કાઢી શકાય છે. પણ આપણે તો જોયું કે કુટ્ટકમાં આવી કાંઈ જરૂર નથી. પહેલાં પણ જો કોઇ પણ શેષને કોઇ સગવડ પડતી સંખ્યાએ ગુણી અયાંતર કરી ચાલુ ભાજકે નિઃશેષ ભગાય—આવી કોઇ સગવડ પડતી સંખ્યા જો ગમે ત્યારે પણ અનુમાની શકાય—તો તે જ વખતે ભાગાકાર પડતો મૂકવામાં હરકત નથી. એટલું જ નહિ; પ્રો. મુઝુમદારે બતાવ્યા પ્રમાણે કુટ્ટકને $r_n = 1$ થી આગળ $r_{n+1} = 0$ સુધી પણ લઇ શકાય છે. એટલે યુકિલડપદ્ધતિ કુટ્ટકનો જ એક વિશિષ્ટ પ્રકાર છે. યુકિલડપદ્ધતિનો સમાવેશ કુટ્ટકમાં થાય છે, કુટ્ટકનો સમાવેશ યુકિલડપદ્ધતિમાં થતો નથી. વળી બન્ને પદ્ધતિઓનાં પદો સરખાવવાથી માલુમ પડશે કે પદો પરસ્પર મળતાં જ નથી. એક પદ્ધતિ એક છેડેથી તો બીજી બીજે

છેડેથી ચાલે છે. માત્ર છેવટનાં પરિણામો સરખાં આવે છે. યુક્લિડપદ્ધતિનાં $र_1$, $र_2$ વગેરેનાં મૂલ્યો તથા કુટ્ટક પદ્ધતિનાં ल, टा, ट વગેરેનાં મૂલ્યો જોવાથી આની ખાત્રી થશે.

વળી યુક્લિડની રીતે તો પહેલાં ૧ શેષનું જ ગણિત કરવું પડે છે, ત્યાર પછી જ આપેલા શેષનું ગણિત થઈ શકે છે. જેમકે ઉપર બતાવ્યું તે મુજબ कल-खम = १ ઉપરથી कलग-खमग=ग નીકળે છે. વળી 'मति' પણ પાછળથી જ લઈ શકાય છે. જેમ કે ઉપર ट = लग + खत અને टा = मग + कत પાછળથી જ આવે છે. પણ કુટ્ટકપદ્ધતિમાં તો 'मति' અને શેષ વગર વલ્લી પુરી જ થતી નથી, અને છેવટનું ગણિત પણ ત્યાં સુધી થઇ શકતું નથી.

આ પ્રમાણે અનેક રીતે વિચાર કરતાં યુક્લિડમાંથી કુટ્ટકનો જન્મ અસંભવિત સિદ્ધ થાય છે.

## ૩ વિકાસ.

હવે આર્યભટથી ભાસ્કરાચાર્ય સુધીમાં કુટ્ટકનો વિકાસ કેવી રીતે થયો તે તપાસીએ અને આ વિકાસનાં પગથિયાં કુટ્ટકના મૂળ વિશે શો પ્રકાશ પાડે છે તે જોઇએઃ

આપણે જોયું કે આર્યભટમાં સાગ્ર કુટ્ટક જ મુખ્ય છે. જો કે સાગ્ર કુટ્ટકના એક ગૌણ અંગ તરીકે નિરગ્ર કુટ્ટક આવી જાય છે, પણ મુખ્ય વિષય તો સાગ્ર કુટ્ટક જ છે.

બ્રહ્મગુપ્તમાં પણ આમ જ છેઃ—

> अधिकाग्रभागहारादूनाग्रच्छेदभाजिताच्छेषम् ।
> यत्तत्परस्परहृतं लब्धमधोधः पृथक्स्थाप्यम् ॥
> शेषं तथेष्टगुणितं यथाग्रयोरन्तरेण संयुक्तम् ।
> शुध्यति गुणकः स्थाप्यो लब्धं चान्त्यादुपान्त्यगुणः ॥
> स्वोर्ध्वोऽन्त्ययुतोऽग्रान्तो हीनाग्रच्छेदभाजिते शेषम् ।
> अधिकाग्रच्छेदहतमधिकाग्रयुतं भवत्यग्रम् ॥
>
> ब्राह्मस्फुटसिद्धान्त, कुट्टकाध्याय, श्लो० ३, ४, ५.

શબ્દરચના બરાબર આર્યભટના જેવી જ છે અને તેથી તેનો અર્થ હવે સહેલાઇથી સમજી શકાશે. અહિં પણ આર્યભટની પેઠે સમગ્ર કુટ્ટક મુખ્ય અને નિરગ્ર કુટ્ટ ગૌણ રૂપે આવે છે. વિશેષમાં એટલું જ કે બ્રહ્મગુપ્તે અહર્ગણ અને ભગણશેષ વગેરેના દાખલા આપ્યા છે, પણ તે બધા નિરગ્ર કુટ્ટકથી થઇ શકે છે

પણ બ્રહ્મગુપ્ત પછી સાગ્ર કુટ્ટકે પોતાનું સ્થાન ગુમાવ્યું અને તે સ્થાન નિરગ્ર કુટ્ટકે લીધું. આનું કારણ એમ સમજી શકાય કે મધ્યમ ગ્રહગણિતમાં હવે ભગણભાગ પરથી તાળો મેળવવા, કરતાં ભગણશેષ પરથી તાળો મેળવવાનું વધારે સ્વીકારાયું હોવું જોઇએ. અને આમ થાય એ સ્વાભાવિક છે. જેમ જેમ મધ્યમ ગ્રહગતિજ્ઞાન વધારે સૂક્ષ્મ થતું ગયું, તેમ તેમ એક ભગણના સમય પરથી મેળવેલા તાળાની સ્થૂળતા જણાતી ગઇ, અને તેથી કલ્પકુદિનના લાખોના હિસાબ કરવાની જરૂર પડી. વળી સાગ્ર ગણિત નિરગ્ર પરથી પણ થઇ શકે છે.

બીજો આર્યભટ નીચે પ્રમાણે લખે છેઃ—

> भाज्यक्षेपाच्छेदा यथोदिताः क-विधिरेषः ।
> तेच करणवा भक्ता दृढाभिधाना स्वयं ग-विधिः ॥

भाज्यक्षेपौ ग-विधिः क्षेपच्छेदौ यदा तदा घ-विधिः ।
भाज्यक्षेपौ क्षेपच्छेदौ ङ-विधि र्विमीन्नकरणीभ्याम् ॥
महासिद्धान्त, कुट्टकाध्याय, श्लो. १-२.

ભાજ્ય, ભાજક અને શેપના વિવિધ અપવર્તનથી જેવા ભાસ્કરાચાર્ય ચાર વિધિઓ આપે છે તેવા જ આ પાંચ વિધિઓ છે. અહર્ગણ અને ભગણશેપના દાખલાઓ પણ આપ્યા છે.

હવે આપણે ભાસ્કરાચાર્ય પર આવીએ. તેની પદ્ધતિ પ્રસિદ્ધ હોવાથી તે ઉપર વિવેચનની જરૂર નથી. વિકાસની દૃષ્ટિએ જોતાં ભાસ્કરમાં એક વિકાસ જરૂર માલુમ પડે છે. તે 'સ્થિર' કુટ્ટક છે. એટલે આપેલા દાખલામાં ગમે તે શેપ હોય તો પણ તેમાં ૧ શેપ ધારીને કુટ્ટક કરવો અને તે ઉપરથી આવેલા જવાબોને આપેલા શેપથી ગુણવા. નિરગ્ર કુટ્ટકને પ્રધાન પદ મળતાં જ 'મતિ' છેવટે લઇ જવાની સગવડ થઈ અને 'સ્થિર' કુટ્ટક હાથ લાગતાં કુટ્ટક વિધિ ગણિત દૃષ્ટિએ પૂર્ણતાએ પહોંચ્યો. આજે પણ પરમ્પરિત અપૂર્ણાંકની મદદથી છોડાતું અનિશ્ચિત સમીકરણ અને સ્થિર કુટ્ટકથી છોડાતું તે જ સમીકરણ એક જ પદોમાં થઇને પસાર થાય છે. બીજી રીતે કહીએ તો ભાસ્કરાચાર્યનો કુટ્ટક અત્યારની પદ્ધતિથી જરા પણ ઓછો વત્તો નથી. આમ છતાં પણ આધુનિક પદ્ધતિ એ એક નવો શોધ મનાય અને તે પૂર્વે ૫૦૦ વરસની પદ્ધતિ એ માત્ર યુક્લિડનો ઉપસિદ્ધાન્ત મનાય તેના કરતાં મોટી વિચિત્રતા કઇ હોઇ શકે ?

ભાસ્કરાચાર્ય નિરગ્ર કુટ્ટક માટે અહર્ગણ અને ભગણશેપના દાખલા આપે છે એ પ્રસિદ્ધ જ છે.

કુટ્ટકનો વિકાસ કેવી રીતે થયો તે આપણે ટુંકામાં જોયું. હવે આ વિકાસ કુટ્ટકના મૂળ ઉપર શો પ્રકાશ પાડે છે તે જોઇએ. આપણે જોયું કે સાગ્ર કુટ્ટકમાંથી જ નિરગ્ર કુટ્ટકની ઉત્પત્તિ થઇ. આ એક મહત્ત્વનો મુદ્દો છે. કેમ કે આપણે બતાવ્યું તેવા ગ્રહગણિતમાંથી કુટ્ટકની ઉત્પત્તિ ન થઇ હોત અને ગણિતશાસ્ત્રના સ્વાભાવિક વિકાસના પરિણામે કુટ્ટક જન્મ્યો હોત તો સ્થિતિ તદ્દન ઉલટી હોત, કેમ કે સ્વાભાવિક ગાણિતિક વિકાસમાં તો પહેલો નિરગ્ર અને પછી સાગ્ર આવે. અમુક રકમને આપેલી સંખ્યાએ ગુણી; આપેલી સંખ્યાએ ભાગતાં આપેલો શેપ વધે છે, તો તે રકમ કઇ ? આ નિરગ્ર કુટ્ટક. અને અમુક રકમને આપેલી બે સંખ્યાએ અનુક્રમે ગુણીને આપેલી બે સંખ્યાએ અનુક્રમે ભાગતાં આપેલા બે શેપ અનુક્રમે વધે છે, તો તે રકમ કઇ ? આ સાગ્ર કુટ્ટક. આ ઉપરથી ગણિતશાસ્ત્રના સ્વાભાવિક વિકાસની દૃષ્ટિએ તો નિરગ્ર પછી જ સાગ્રની શોધ થાય. યુરોપમા પણ નિરગ્રની જ શોધ પહેલી થઈ. આધુનિક અથવા યુક્લિડની, ગમે તે, પદ્ધતિએ નિરગ્ર પરથી સાગ્ર કુટ્ટક સામાન્ય ગણિતથી થઇ શકે છે. આ ઉપરથી કુટ્ટકનું મૂળ ગ્રહગણિતમાં છે એ વિશેષ દૃઢતાથી સાબીત થાય છે.

આર્યભટની પદ્ધતિમાંથી ભાસ્કરની પદ્ધતિનો વિકાસ સમજી શકાય તેવો છે. આર્યભટના ભાગાકારને ૧ ભાજક સુધી લઇ જઇએ તો 'મતિ' કલ્પવાની જરૂર નથી રહેતી કેમ કે ૧ થી બધા પૂર્ણાંકોને નિઃશેપ ભાગી શકાય છે. અથવા બીજી રીતે કહીએ તો ગમે

તે મતિ કલ્પવાથી કામ ચાલે છે. કારણ કે પાછળ મુશ્કિલડંવાળો ભાગાકાર લેતાં જો ર$_3$=૧ હોય તો ર$_4$=૦ અને ગમે તે મતિથી ગુણતાં ૦ આવશે, તેમાં શેષ ઉમેરી ૧ એ ભાગતાં પરિણામ શેષ જ આવશે. તેથી આર્યભટ પ્રમાણે વલ્લી આ પ્રમાણે થઇ.

| | | |
|---|---|---|
| अ$_1$ | | |
| अ$_2$ | | |
| अ$_3$ | अ$_1$ | |
| अ$_4$ | अ$_2$ | अ$_1$ |
| म | अ$_3$ | अ$_2$ |
| ग | अ$_4$ | अ$_3$ |
| | ० | ग |
| | ग | ० |

અહિં म ગમે તે પૂર્ણાંક છે અને ग શેષ છે. म = ૦ મૂકતાં વલ્લી આમ થશેઃ– પછી નિર્દિષ્ટ ક્રિયા કરતાં વલ્લી આમ આવશે, અને આ વલ્લી ભાસ્કરની છે.

હવે વ્યાપક કુટ્ટક પરથી સ્થિર કુટ્ટક કેમ નીકળ્યો તે સમજવું રહેલું છે. કેમ કે જો अक–आका=૧ હોય તો अपक–आपका=प થાય. તેથી જો क અને का પહેલા સમીકરણનાં બીજ હોય તો पक અને पका બીજા સમીકરણનાં બીજ હોય. આ બીજા સમીકરણનાં બીજો પહેલાના કરતાં प ગણાં છે. વળી બે સમીકરણોમાં ફેર માત્ર એટલો જ છે કે પહેલામાં શેષ ૧ અને બીજામાં प છે. આ ઉપરથી સ્થિર કુટ્ટકનાં બીજો ને વ્યાપક કુટ્ટકના શેષ વડે ગુણવાથી વ્યાપક કુટ્ટકનાં બીજો મળે છે એ સમજાયું હશે, તથા ઉપરની વલ્લીમાં ग ને બદલે ૧ મુકવાથી ગણિત વધારે સરળ થાય છે. તે ઉપરથી સ્થિર કુટ્ટકને સ્થાનમળ્યું હશે. આમ છતાં ભાસ્કરાચાર્યના કુટ્ટકાધ્યાય તરફ જોતાં વ્યાપક કુટ્ટકને પ્રધાન સ્થાન અને સ્થિર કુટ્ટકને બહુ જ ગૌણ સ્થાન અપાયેલું જોવામાં આવશે. આ ઉપરથી જણાય છે કે સ્થિર કુટ્ટક થોડા જ વખતથી જાણવામાં આવેલ હશે અને જેમ સાગ્ર કુટ્ટકનું સ્થાન નિરગ્રે લીધું તેમ વ્યાપકનું સ્થાન સ્થિરે હજુ લીધું નહોતું. પણ થોડો વખત ગયા પછી આમ પણ બન્યું હોય. ભાસ્કરાચાર્ય પછી કોઇ ગણિતીએ કુટ્ટક ઉપર લખેલું મળતું નથી. જો કોઇએ લખ્યું હોત તો તેમાં સ્થિર કુટ્ટક મુખ્ય સ્થાને હોત એમ માનવામાં સબળ કારણો છે. સાગ્ર નિરગ્ર કુટ્ટકનો ઇતિહાસ આ બાબતમાં પ્રમાણ છે.

## ૪. ઉપપત્તિ

આ વિષય પર કોઇ પણ આચાર્ય કે ટીકાકારની ઉપપત્તિ ઉપલબ્ધ હોત તો જરૂર તે ઉપરથી કુટ્ટકના મૂળ ઉપર પ્રકાશ પડત, પણ દુર્ભાગ્યે આવી કોઈ ઉપપત્તિ ઉપલબ્ધ નથી. જેમ ગણિતના બીજા વિષયોમાં તેમ આમાં પણ આનું એ જ કારણ છે કે ગ્રંથો સૂત્ર રૂપે નિયમો આપતા અને ઉપપત્તિ ગુરુપરમ્પરાએ મૌખિક ચાલી આવતી. અહિં તો આપણે ઉલટી જ બાબત છે. એટલે ઉપપત્તિથી વિષયનાં મૂળ પર પ્રકાશ ન પડવાથી વિષયનું મૂળ, જે સ્વતંત્ર રીતે જ ગળી શક્યું છે, તે પરથી ઉપપત્તિ નક્કી કરવાની રહી.

કુટ્ટકની ઉપપત્તિ ઘણી રીતે અપાય છે, પણ એ બધી નીચેની ત્રણ મુખ્ય રીતોમાં સમાઈ જાય છેઃ–

(૧) પાશ્ચિમાત્ય પદ્ધતિએ પરમ્પરિત અપૂર્ણાંક દ્વારા ઉપાન્ત્ય પરિછિન્ન ( Penultimate convergent ) ની મદદથી. આ પક્ષમાં શ્રી. કેરોપંત છત્રે વગેરે હતા અને કેટલાક હજુ છે. આ પદ્ધતિમાં ભાગાકાર ૧ શેષ સુધી લઇ જઇ તે પરથી સ્થિર કુટ્ટક

અને તે પરથી, ઉપર બતાવ્યા પ્રમાણે શેષથી ગુણીને, વ્યાપક કુટ્ટક કરવામાં આવે છે. આ રીતે આવેલાં બીજોમાંથી, 'મતિ'ની સાહાય્ય દ્વારા, કુટ્ટકનું વ્યાપક બીજ કાઢવામાં આવે છે. આ પદ્ધતિને તપાસતાં માલુમ પડશે કે આ ઉપપત્તિ માત્ર સ્થિર કુટ્ટકને જ લાગુ પડે એવી છે. કારણ કે સ્થિર કુટ્ટક સિવાય બીજાં બધાં કુટ્ટકોમાં શેષ માંડ્યા સિવાય વલ્લી જ પૂરી થતી નથી અને આર્યભટમાં તો 'મતિ' અને શેષ વગર વલ્લી અધુરી જ રહે છે. આપણે તો એવી ઉપપત્તિ જોઇએ છે કે જે આર્યભટથી માંડીને ભાસ્કર સુધી થયેલા કુટ્ટકના વિકાસનાં બધાં પગથિયાંને લાગુ પડી શકે. તો જ તે પરંપરામાન્ય હોઇ શકે અને તો જ તે મૂળ ઉપપત્તિ હોવાનો દાવો કરી શકે.

(૨) બીજા પ્રકારની ઉપપત્તિના પક્ષમાં શ્રી. સુધાકર દ્વિવેદી વગેરે હતા અને કેટલાક હજુ છે. એ ઉપપત્તિ આ પ્રમાણે છે:—

ધારો કે खट-कटा=ग એ સમીકરણ છે અને ધારો કે કુટ્ટિલવાળા ભાગાકારમાં $र_4=1$ છે.

$\therefore र_2-अ_4 र_3=र_4=1$

$\therefore गर_2-ग\ अ_4\ र_3=ग$

અહિં $गअ_4=थ$ મૂકો, તો

$गर_2-थर_3=ग$

પણ $र_3=र_1-अ_3\ र_2$

$\therefore गर_2-थ\ (र_1-अ_3\ र_2)=ग$

$\therefore ग+अ_3\ थ)\ र_2-थर_1=ग$

અહિં $ग+अ_3थ=त$ મૂકો, તો

$तर_2-थर_1=ग$

પણ $र_2=ख-अ_2र_1$

$\therefore त\ (ख-अ_2र_1)-थर_1=ग$

$\therefore तख-(तअ_2+थ)र_1=ग$

અહિં $तअ_2+थ=द$ મૂકો, તો

$तख-दर_1=ग$

પણ $र_1=क-अ_1ख$

$\therefore तख-द\ (क-अ_1ख)=ग$

$\therefore (त+अ_1द)ख-दक=ग$

અહિં $त+अ_1द=ध$ મૂકો, તો

$धख-दक=ग$

$\therefore$ ध અને द એ खट-कटा=ग ના બીજો છે.

હવે ભાસ્કરની વલ્લી લઇએ તો

$अ_1$ અને $अ_1$ આ બે પહેલી અને બીજી વલ્લીઓ છે. પણ $अ_4\ ग = थ$ છે,

| | | | |
|---|---|---|---|
| $अ_2$ | $अ_2$ | માટે બીજી વલ્લી આ પ્રમાણે લખી શકાશે:— | $अ_1$ |
| $अ_3$ | $अ_3$ | તે જ પ્રમાણે ત્રીજી વલ્લીમાં $अ_3थ+ग$ ને | $अ_2$ |
| $अ_4$ | $अ_4ग$ | બદલે त મૂકવાથી તે આમ લખાશે:— | $अ_3$ |
| ग | ग | | थ |
| ० | | | ग |

अ$_2$ | त | थ

અ$_1$ તેજ પ્રમાણે ચોથી વલ્લીમાં અ$_2$ त + थ ને બદલે द મૂકવાથી તે આમ લખાશેઃ—अ$_1$ | द | त

તેજ પ્રમાણે પહેલી વલ્લીમાં अ$_1$ द + त = ध મૂકવાથી તે આમ લખાશેઃ- ध | द

તેથી ध અને द એ ભાસ્કરાચાર્યના નિયમ પ્રમાણે खट–फदा=ग નાં બીજો થશે.

આ બીજોની ઉપર ભાસ્કરાચાર્યે બતાવ્યા પ્રમાણે 'મતિ'ની ક્રિયા કરવાથી કુટ્ટકનું વ્યાપક-બીજ આવશે.

આ ઉપપત્તિમાં શેષને વલ્લી ઉકેલતાં પહેલાં મૂકવાની સગવડ હોવાથી તે સ્થિર તેમજ વ્યાપક બંને કુટ્ટકને લાગુ પડી શકશે. એટલે ભાસ્કરાચાર્ય માટે આ ઉપપત્તિ પુરતી છે. પણ આર્યભટ માટે તે પુરતી નથી, કેમકે આ ઉપપત્તિમાં ' મતિ ' છેવટેજ લઇ શકાય છે, જ્યારે આર્યભટમાં તે ગમે ત્યારે લઇ શકાય છે.

(૩) ત્રીજી ઉપપત્તિ આર્યભટના કુટ્ટક માટે આપણે આપી હતી તેજ છે. આ ઉપપત્તિ આર્યભટ ઉપરાંત ભાસ્કરને પણ લાગુ પડે છે. કારણ કે આર્યભટવાળા ભાગાકારમાં જો भ = १ હોય તો म = फ અને मा = ० થશે.

તેથી ल = फव + ( चा–च )

टा = चल + घ

અને ट = पटा + ल થશે.

પણ ल, टा, टનાં આ મૂલ્યો ભાસ્કરની વલ્લી સાથે મળી રહે છે. આ ઉપપત્તિ શ્રી. સ્વામીનારાયણે 'આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા'માં તેમના લેખમાં વિસ્તારથી સમજાવી છે, તેથી તે વિષે અહિં વિશેષ લખીશુ નહિ.

આ ઉપરથી સમજાયું હશે કે આ ૩ જા પ્રકારની ઉપપત્તિ એ જ પરંપરાગત મૂળ ઉપપત્તિ હોવી જોઇએ.

## ૫. સાર.

આખા લેખનો સાર થોડા શબ્દોમાં આ પ્રમાણે છેઃ– ભારતીય મધ્યમ ગ્રહગણિતનો તાળો મેળવવામાંથી કુટ્ટકની ઉત્પત્તિ થઇ.* યુક્લિડમાંથી કુટ્ટકની ઉત્પત્તિ અસંભવિત છે, કેમ કે યુક્લિડનો ભાગાકાર ૧ શેષ સુધી કરવો પડે છે, પણ કુટ્ટક માટે તેવો કોઇ પ્રતિબંધ નથી. સાગ્રમાંથી નિરગ્ર વ્યાપક અને તેમાંથી સ્થિર કુટ્ટક, આ વિકાસનાં પગથિયાં છે. યુક્લિડમાં તો સ્થિરમાંથી વ્યાપક નિરગ્ર કુટ્ટક થાય છે, અને સાગ્ર કુટ્ટક વ્યાપક નિરગ્રમાંથી

* એ કહેવાની જરૂર નથી કે આ વિધાન માત્ર 'વાદ' ( Hypothesis ) રૂપે કરવામાં આવ્યું છે. આ વાદ સ્વીકાર્યાથી કુટ્ટકની ઉત્પત્તિ, વિકાસ અને ઉપપત્તિની સંતોષકારક સમજુતી આપી શકાય છે, અને તેટલી સંતોષકારક સમજુતી બીજા કોઇ વાદથી આપી શકાતી નથી એ જ આ વાદના માન્યત્વ માટે પ્રમાણ છે; બધા માન્ય વાદોની બાબતમાં આમ જ હોય છે.

નીકળી શકે છે.નઆ દલીલ પણ યુક્લિડમાં કુટ્ટકનું મૂળ હોવાની વિરુદ્ધ જાય છે. ત્રણ પ્રકારની ઉપપત્તિઓમાં થી. ઝ્‌વેરવાળી માત્ર સ્થિર કુટ્ટકને લાગુ પડે છે. શ્રી. સુધાકર દ્વિવેદીવાળી માત્ર સ્થિર અને વ્યાપક નિરગ્ર કુટ્ટકને લાગુ પડે છે અને શ્રી. સ્વામીનારાયણ વાળી સ્થિર વ્યાપક નિરગ્ર અને સાગ્ર ત્રણે કુટ્ટકને લાગુ પડતી હોવાથી, આ ત્રીજી જ પરંપરાપત અને મૂળ ઉપપત્તિ હોવાનો સંભવ છે.

## ૬. નવા મુદ્દાઓ.

આ લેખમાંથી નવા મુદ્દાઓ બે નીકળે છેઃ–

(૧) એક તો એ કે અત્યાર સુધી કુટ્ટક એ સ્વાભાવિક ગાણિતિક વિકાસને પરિણામે ઉત્પન્ન થયેલું શુદ્ધ ગાણિતિક પ્રકરણ મનાતું. હવે આપણે જોયું કે મધ્યમ ગ્રહગણિતનો તાળો મેળવવાની જરૂરિયાત ઉપરથી તે ઉત્પન્ન થયું છે, તથા આ તાળો કયા પ્રકારનો છે તે પણ આપણે જાણ્યું.

(૨) બીજો મુદ્દો એ કે જો કે પાશ્ચિમાત્ય સંશોધકોનો ઘણો મોટો ભાગ* કુટ્ટકનું માન ભારતીયોને જ આપે છે, તો પણ તે માટેની એક જ દલીલ અત્યાર સુધી હતી અને તે એ કે કુટ્ટકનો પ્રથમ ઉલ્લેખ ભારતીયોમાં જ મળે છે. પણ હવે તો નિરુત્તર દલીલ એ પણ મળી કે ભારતીય ગ્રહગણિતમાંથી જ તેની ઉત્પત્તિ હોવાથી તે બીજે કોઇ ઠેકાણેથી આહં આવ્યો હોવાનો બિલકુલ સંભવ નથી.

કેજોરીઃ—ગણિતશાસ્ત્રના આ અત્યંત અટપટા વિષયની વ્યાપક પદ્ધતિઓ શોધી કાઢવાની કીર્તિ ભારતીયોને જ ઘટે છે (ગણિતશાસ્ત્રનો ઇતિહાસ.)

વિરુદ્ધ પક્ષમાં માત્ર બે જ લેખકો જાણવામાં આવ્યા છે એક શ્રી. જી. આર. કાયે જેનો વિસ્તૃત રદિયો ઉપર આપ્યો છે, અને બીજો લેખક સર ટૉમસ હીથ. આ બીજો લેખક પહેલાના કરતાં વધારે વિદ્વાન અને પ્રતિષ્ઠિત છે, તેથી તેની અસર પહેલાના કરતાં વધારે થવાનો સંભવ છે. પણ પહેલા લેખકની અસરથી જ બીજાનો મત આ પ્રમાણે બંધાયો છે. બીજાની દલીલ પહેલામાં સમાઇ જાય છે, તેથી તેનો જુદો વિચાર કરવાની જરૂર જણાઇ નથી.



* જેવાકે કોલ્બ્રૂક, હવેપેક, ચેઝલ્સ, રૉડેટ, કેજોરી, બૉલ, વગેરે. દાખલા તરીકે કોલ્બ્રૂકઃ—સાદાં અને વર્ગ અનિશ્ચેય સમીકરણો છોડવાની વ્યાપક પદ્ધતિ આપવામાં ભારતીયો ડાયોફૅન્ટસ કરતાં પણ આગળ ગયા હતા અને આધુનિક બીજ ગણિતીઓની શોધ તેમણે અગાઉથી કરી રાખી હતી. સાદાં અનિશ્ચેય સમીકરણ છોડવાની વ્યાપક પદ્ધતિ આધુનિકોમાં પહેલ વહેલી બાકે દિ મઝિનીએ ઇ. સ. ૧૬૨૪ માં આપી હતી. (બ્રહ્મગુપ્ત અને ભાસ્કરનું ગણિત, નિબંધ, પુસ્તક બીજું, લંડન, ૧૮૭૩).

# નાવનીતક

[ દુર્ગાશંકર કે. શાસ્ત્રી ]

ઇ. સ. ૧૮૯૦ ના નવેમ્બરની ૫ મી તારીખે મળેલી બંગાળાની એશીઆટિક સોસાઇટીની સામાન્ય સભામાં કર્નલ વૉટરહાઉસે કાશગરમાં લેફ્ટેનન્ટ બોવરને મળેલા થોડા સિક્કાઓ તથા એક ભૂર્જત્વક્ ઉપર લખેલું હસ્તલિખિત પુસ્તક રજુ કર્યાં હતાં. આ હસ્તલિખિત પુસ્તક કેવી રીતે અને કયાંથી મળ્યું એ દર્શાવનાર લેફ્ટેનન્ટ બોવરની નીચેની પત્રિકા પણ સાથે રાખી હતીઃ-

"હું જ્યારે કુચરમાં હતો ત્યારે એક માણસે મારી પાસે આવીને મને જમીન નીચે રહેલું એક શહેર દેખાડવાની પોતાની ઇચ્છા દર્શાવી. પણ મારે મધરાતે એ શહેર જોવા તેની સાથે જવું એવી તેણે શરત કરી હતી. કારણ કે જો યુરોપીઅનને તેડી જવાની ખબર પડે તો ચીના લોકો એને હેરાન કરે એવી એને બીક લાગતી હતી. હું તરત જ કબુલ થયો અને અમે મધરાતે નીકળ્યા. આ જ માણસ ભોજવૃક્ષની છાલ ઉપર લખેલાં જૂનાં હસ્તલિખિત પુસ્તકોની પોથી મારે માટે લઇ આવ્યો હતો. કુચર જીલ્લામાં ઘણાં વિચિત્ર જૂનાં ખંડીઅરો છે. એવા એક ખંડીઅરના પાયામાંથી ઉપલી પોથી મળી આવી હતી. કાશગર આગળની નદીના ઉત્તરકાંઠા ઉપર આવું એક ખંડીઅર છે. જે ખંડીઅરમાંથી આ પોથી મળી હતી. તે જમીન નીચેના શહેરની બ્હાર એની બાજુમાં જ છે.

આ ખંડીઅરો ૫૦ થી ૬૦ ફીટ ઉચાં અને એના પ્રમાણમાં વિશાળ છે. આ વિચિત્ર મકાનો શા માટે ઉભાં કર્યાં હશે તે સમજવું મુશ્કેલ છે. ( આ સ્તૂપો વિષે કહેવાય છે કે ) સુરજના તડકામાં સૂકવેલી ઇંટોથી આ મકાનો બાંધેલાં છે. તુર્કસ્તાનમાં વરસાદ અને બરફ થોડાં પડે છે છતાં આ મકાનો ખવાઈ ગયાં છે એ જોતાં તે ઘણાં જૂનાં હશે એમ લાગે છે. અહીંના દેશીઓ એને રાજા અફ્રાસીઆબના વખતનાં માને છે. આ રાજા રૂસ્તમના વખતમાં હાલના ચીનાઇ તુર્કસ્તાન ઉપર રાજ્ય કરતો હતો.

મારો ભોમીઓ મને જમીન નીચેના જે શહેરમાં લઇ જવાનો હતો તે મીંગાઇનાં ખંડીઅરો કુચરથી ૧૬ મૈલ દૂર શહાર નદીના કાંઠા ઉપર છે. અને તે અફ્રાસીઆબની રાજધાની મનાય છે. મૂળ શહેર ઘણું મોટું હશે પણ નદીના વેગથી ઘણું ધોવાઇ ગયું છે.

આવાં જમીન નીચેનાં બીજાં કેટલાંક શહેરો એ જીલ્લામાં છે એમ મને કહેવામાં આવ્યું હતું. યાકુબ બેગના વખતમાં આ શહેરોમાંથી ઘણું સોનું ખોદી જવામાં આવ્યું છે. મને ખંડીઅરો અને પુસ્તકો બૌદ્ધ લાગે છે."

સભામાં હાજર રહેલા ગૃહસ્થોમાંથી બાબુ શરતચન્દ્ર દાસે કહ્યું કે હસ્તલિખિત પુસ્તક ઘણું જૂનું અને આકર્ષક છે. પોતે એને ઉકેલી જોવાનો પ્રયાસ કરવાનું માથે લીધું.

પાછળથી બાબુ શરતચન્દ્ર દાસે સોસાઇટીને લખી મોકલ્યું કે પોતે તથા લામા ફુન્ટસહોગ એ હસ્તલિખિત પુસ્તક ઉકેલી શક્યા નથી.

આ પછી એ જ વર્ષમાં ડા. હર્નલે બોઅર મેન્યુસ્ક્રિપ્ટ[૧] નામથી ઓળખાતી ઉપલી પોથી જોઇ. ડા. હર્નલ જૂના ગુપ્ત અક્ષરોથી પરિચિત હોવાથી આ પોથી ઉકેલી શક્યા અને એમણે ઇ. સ. ૧૮૯૧ ના એપ્રિલ મહીનામાં બંગાળાની એશીઆટિક સોસાઇટી આગળ એ પોથીની પ્હેલી તપાસનો હેવાલ રજુ કર્યો.

ડા. હર્નલના હાથમાં આ પોથી આવી ત્યારે એમાં ૫૬ પાનાં હતાં પણ બધાં આડાંઅવળાં થઇ ગયાં હતાં. પણ ઘણાં પાનાં ઉપર પાનાંનો અંક લખેલો હોવાથી ડા. હર્નલે પાનાંની વચ્ચે બાંધેલી દોરી કાપી નાખી પાનાં સાચા અનુક્રમમાં ગોઠવ્યાં.

ડા. હર્નલે આ ભૂર્જત્વક્ ઉપર બન્ને બાજુ લખેલા ૫૬ પાનાની પોથી ઉપર ઘણી મહેનત લીધી અને આ પોથી આ દેશમાં હાલ મળી આવતાં હસ્તલિખિત પુસ્તકોમાં જૂનામાં જૂની છે એમ સમજાવીને બંગાળની અને વડી સરકારની સહાનુભૂતિ મેળવીને ડા. હર્નલે બોઅર મેન્યુસ્ક્રિપ્ટ નામથી આ પોથીનું પ્રત્યેક પાનું, એનાં નાગરી અક્ષરાન્તર, ઇંગ્રેજી ભાષાંતર, નોટ્સ અને અનુક્રમણિકાઓ સાથે સરકારી આર્કીઓલૉજીકલ સર્વેમાં ઇ. સ. ૧૮૯૩ માં છપાવી છે. ભોજવૃક્ષની છાલનાં પાનાં હવે ખવાતાં જાય છે માટે પ્રત્યેક પાનાંનો ફોટો બ્લૉક છાપી લીધો છે.

ડા. હર્નલે આ જૂનાં ૫૬ પાનાં ઉપર કેટલી મહેનત લીધી છે એ જોવા જેવું છે. આ પોથીમાંનો મુખ્ય ગ્રન્થ વૈદકનો છે એ જોઇને એણે એને છપાવતી વખતે તથા પછી આપણા સમગ્ર આયુર્વેદિક સાહિત્યનો અભ્યાસ કર્યો. આયુર્વેદના ઇતિહાસ ઉપર અજવાળું નાખે એવા અનેક લેખો જુદાં જુદાં પુરાતત્ત્વવિષયક અંગ્રેજી માસિક ત્રૈમાસિકોમાં લખ્યા, અનેક આયુર્વેદિક ગ્રન્થકારો તથા ટીકાકારોના સમય ઉપર પ્રકાશ નાખ્યો અને સૌથી સરસ કામ તો એ કર્યું કે આયુર્વેદોક્ત અસ્થિગણના ઉપર એક ઉત્તમ ગ્રન્થ લખ્યો. ( Studies in the Medicine of Ancient India ).

ઇ. સ. ૧૮૯૦ ની આખરમાં ડા. હર્નલે બોઅર મેન્યુસ્ક્રિપ્ટ જોયું અને ૧૯૧૪ ના ઇન્ડિયન એન્ટીક્વેરિમાં એનો છેવટનો ઉપોદ્ઘાત છપાવ્યો. બોઅર મેન્યુસ્ક્રિપ્ટ ઉપર આ સમર્થ પુરાતત્ત્વજ્ઞે કેટલો શ્રમ લીધો છે એ બતાવવા માટે આ તારીખો જ બસ છે. ૧૯૧૪ માં લખેલા ઉપોદ્ઘાતમાં ડા. હર્નલે પોતાના પ્હેલાંના કેટલાક વિચારોમાં સુધારો કર્યો છે. ૧૮૯૧ માં ઇ. સ. પાંચમા શતકના મધ્યમાં બોઅર મેન્યુસ્ક્રિપ્ટ લખાયું હોવું જોઇએ એમ લખ્યું હતું. પણ ૧૯૧૪ માં પાછળથી મળેલાં વધારે ચોક્કસ પ્રમાણોને અનુસરી ઇ. સ. ૩૫૦ થી ૩૭૫ વચ્ચે બોઅર મેન્યુસ્ક્રીપ્ટ લખાયું છે એમ નિર્ણય કર્યો છે. ( Introduction p- 56 ).

બોઅર મેન્યુસ્ક્રિપ્ટને ડા. હર્નલે સાત ભાગ પાડીને છપાવ્યું છે. પ્હેલા ત્રણ ભાગ વૈદ્યના છે. પ્હેલો ભાગ કોઈ વૈદ્યના ગ્રન્થનો કટકો છે. પણ વૈદ્યના ગ્રન્થનું નામ શું છે કે એનો વિષય શું છે તે સમજાતું નથી. કાશીરાજ સુશ્રુતને કહે છે એ રીતે શરૂઆત છે. વચ્ચે પણ સુશ્રુતને સંબોધન મળે છે. આરંભમાં લશુન કલ્પનું વર્ણન છે. પછી અજીર્ણ

---

૧ કેપ્ટન બોઅરે આ પોથી શોધી હોવાથી એ બોઅર પોથી ( Bower Manuscript ) નામથી ઓળખાય છે.

અને તેના ઉપચારનું થોડું વર્ણન, પછી થોડા રસાયન વાજીકરણ પ્રયોગો, પછી મુખલેપો, અંજનો અને કેશરંજન પ્રયોગો વગેરે. પ્હેલા ભાગમાં પાંચ પાનાં છે. બીજા ભાગમાં નાવનીતક નામના વૈદ્યના ગ્રન્થનાં ૩૩ પાનાં છે. ત્રીજા ભાગમાં કોઇ મોટા વૈદ્યના ગ્રન્થનાં ૩૬ પાનાં છે. અને નાવનીતકના પ્હેલા ત્રણ અધ્યાયને મળતા પ્રયોગોનો સંગ્રહ છે. ભાગ ૪ અને ૫ નાં મળીને ૧૧ પાનામાં પાસકકેવલી અથવા રમળના બે ન્હાના ગ્રન્થો છે. છઠ્ઠા અને સાતમા ભાગનાં ૭ પાનામાં મહામાયૂરી વિદ્યારાજ્ઞી નામના સર્પવિષહર બૌદ્ધ સૂત્ર ગ્રન્થના બે જુદા જુદા ટુકડા છે.

**બોઅર મેન્યુસ્ક્રિપ્ટનો સમય**—બોઅર મેન્યુસ્ક્રિપ્ટના સમયનો હર્નલે એના અક્ષરો ઉપરથી નિર્ણય કર્યો છે. ગુપ્ત સમયમાં આખા હિન્દુસ્તાનમાં નાગરી અક્ષરોના, ખરી રીતે ( ૧ ) ઉત્તર હિંદમાં અને ( ૨ ) દક્ષિણ હિંદમાં એ પ્રમાણે બે જ પ્રકારો પ્રચલિત હતા એમ લિપિજ્ઞ ફ્લીટે સિદ્ધ રીતે દર્શાવ્યું છે ( જુઓ Corpus Inscriptionum Indicarum Vol. 111 PP. . 3. 4 ). म અક્ષરના વળાંક ઉપરથી જ અમુક લખાણ ઉત્તર હિંદનું છે કે દક્ષિણ હિંદનું એ નક્કી થઇ શકે છે. આ પરીક્ષાથી તપાસતાં બોઅર મેન્યુસ્ક્રિપ્ટ ઉત્તર હિંદમાં લખાયલું છે એમ સાબીત થાય છે. ઉત્તર હિંદુસ્તાનના બે ભાગ પડે છે ( ૧ ) પૂર્વીય અને ( ૨ ) પશ્ચિમીય. श અક્ષરના વળાંક ઉપરથી અમુક લખાણ પૂર્વીય છે કે પશ્ચિમીય એ નક્કી થઇ શકે છે. પણ એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે ધીમે ધીમે પૂર્વીય અક્ષરોનો વપરાશ નીકળી જઇને ઉત્તર હિંદમાં કેવળ પશ્ચિમીય અક્ષરોનો વપરાશ ઘણા જૂના કાળમાં વ્યાપક થઇ જાય છે. ડા. હર્નલ કહે છે કે ઇ. સ. ૫૦૦ પછી લખાયેલા કોઇ પણ જૂના લેખમાં કેવળ પૂર્વીય પ્રકારના અક્ષરોનો ઉપયોગ થયો જાણવામાં નથી. માત્ર નેપાળમાં પૂર્વીય અક્ષરોનો ઉપયોગ ત્રણસો વર્ષ વધારે ચાલુ રહ્યો હતો. બોઅર મેન્યુસ્ક્રિપ્ટનાં બધાં પાનાં પશ્ચિમીય પ્રકારના ઉત્તર હિંદના અક્ષરોમાં લખાયલાં છે. અહીં એ વાત ખાસ કહી દેવાની જરૂર છે કે આર્યાવર્તના પશ્ચિમીય પ્રકારના મૂળાક્ષરોના જે જુદા જુદા પ્રકારો હાલમાં પ્રચલિત છે તેમાં એક પ્રકાર એવો છે કે જેણે પોતાનું પ્રાચીન રૂપ જાળવી રાખ્યું છે. આ પ્રકાર તે શારદાલિપિ. કાશ્મીરમાં તથા હિમાલયની ચમ્બા તથા કાંગરાની ખીણોમાં વપરાતી આ શારદા લિપિ ૧૪૦૦ વર્ષ પ્હેલાંના ગુપ્ત અક્ષરોને ઘણી મળતી આવે છે. પણ य અક્ષરના વળાંકમાં શારદાલિપિ એના મૂળ રૂપ ગુપ્તલિપિથી ખાસ જુદી છે. શારદા લિપિમાં य અક્ષર હાલમાં દેવનાગરીલિપિમાં જેવો લખાય છે તેવો જ લખાય છે; જ્યારે આર્યાવર્તની પશ્ચિમીય ગુપ્ત લિપિમાં य અક્ષર જુદી જ રીતે લખાતો હતો. શારદાલિપિમાં લખાયેલાં આજ સુધીમાં મળેલા જૂનામાં જૂના ઇ. સ. છઠ્ઠા શતકના મધ્યમાં લખાયેલા હસ્તલિખિત પુસ્તકમાં य ની આકૃતિ દેવનાગરીને મળતી છે. બોઅર મેન્યુસ્ક્રિપ્ટમાં य લગભગ બધી જગ્યાએ જૂની ગુપ્ત આકૃતિમાં લખાયેલો મળે છે. અર્થાત્ બોઅર મેન્યુસ્ક્રિપ્ટ શારદાલિપિમાં નહિં પણ ગુપ્તલિપિમાં લખાયલું છે. બોઅર મેન્યુસ્ક્રિપ્ટના અક્ષરો સાધારણ રીતે શારદાલિપિને મળતા આવે છે એ ઉપરથી એ ગ્રન્થ હિંદુસ્તાનના વાયવ્ય કોણ ઉપર લખાયો છે એમ લાગે છે પણ આખા ગ્રન્થમાં કોઇ પણ સ્થાને य નો વળાંક શારદાલિપિનો નથી એ જોતાં આ પોથી શારદાલિપિ ઉત્પન્ન થઇ

તે પ્હેલાં તે લખાઈ છે. ઇ. સ.'૬૦૦ પછીના કોઈ જૂના લેખમાં જૂની ગુપ્ત રીતે લખાયેલો ય મળતો નથી. ડા. હર્નલે ગુપ્ત સમયના જૂના લેખોની તથા આજ સુધીમાં મળેલાં જૂનામાં જૂનાં હસ્તલિખિત પુસ્તકોની ય ની આકૃતિને બોઅર મેન્યુસ્ક્રિપ્ટની ય અક્ષરની આકૃતિ સાથે સરખાવીને નિશ્ચય કર્યો છે કે શારદાલિપિમાં લખાયલાં કોઇ પણ પુસ્તક કે લેખ ઇ. સ. ૫૦૦ પછીનાં હોવાં જોઇએ અને બોઅર મેન્યુસ્ક્રિપ્ટ જૂના ગુપ્ત અક્ષરોમાં લખાયેલું હોઇને ઈ. સ. ૩૫૦થી૫૦૦ વચ્ચે લખાયેલું છે.

ડા. હર્નલે ઇ. સ. ૧૯૧૪ માં બોઅર મેન્યુસ્ક્રિપ્ટના દીર્ઘ અભ્યાસને પરિણામે એના સમય વિષે વધારે ચોક્કસ અનુમાન કર્યું છે. પ્હેલું તો જો કે બોઅર મેન્યુસ્ક્રિપ્ટ પૂર્વ તુર્કસ્તાનમાંથી મળ્યું છે પણ એ વાયવ્ય હિન્દુસ્થાનમાં લખાયેલો ગ્રન્થ છે. બોઅર મેન્યુસ્ક્રિપ્ટ ભૂર્જત્વક્ ઉપર લખાયેલું છે. ભૂર્જત્વક્ ઉપર ગ્રન્થો લખવાનો રિવાજ હિન્દુસ્તાનના વાયવ્ય ભાગમાં જ પ્રચલિત હોવાનો પુરાવો મળે છે. પૂર્વ તુર્કસ્તાનમાં તો લખવા યોગ્ય છાલ મળે એવાં ભોજવૃક્ષો ઉગતાં જ નથી. ઘણા થોડા અપવાદ સિવાય પૂર્વ તુર્કસ્તાનમાં જૂનાં ખંડેરોમાંથી મળેલા ગ્રન્થો જુદી જુદી જાતના કાગળ ઉપર લખેલા છે. જે ચાર પાંચ ભૂર્જત્વક્ ઉપર લખેલા ગ્રન્થો પૂર્વ તુર્કસ્તાનમાંથી મળ્યા છે તે બધા વાયવ્ય હિન્દુસ્તાનમાંથી એ તરફ ગયેલા બૌદ્ધ યાત્રાળુઓએ લખેલા હોવા જોઇએ. ઘણાખરા ગ્રન્થો આ બૌદ્ધોએ પોતાના મૂળસ્થાન કાશ્મીર કે ઉદ્યાનમાં લખેલા અને ત્યાંથી પૂર્વ તુર્કસ્તાનમાં પોતાની સાથે લઇ ગયેલા. બોઅર મેન્યુસ્ક્રિપ્ટ વિષે તો ડા. હર્નલનો એવો તર્ક છે કે પોતાના મૂળ સ્થાનમાંથી સાથે આણેલી ભૂર્જત્વક્ ઉપર આ ગ્રન્થ પૂર્વ તુર્કસ્તાનમાં સ્થિર થયા પછી બૌદ્ધોએ લખેલો છે. અને આ લહીઆઓ વાયવ્ય હિન્દના મૂળ વતની હતા એમ ય અક્ષરની આકૃતિ ઉપરથી સિદ્ધ થાય છે.

ય અક્ષરની આકૃતિમાં છેક અશોકના લેખોથી આરંભી છેવટના નાગરી અક્ષરોની આકૃતિ પ્રચારમાં આવી ત્યાં સુધીમાં થયેલા ફેરફારોનો સૂક્ષ્મ અભ્યાસ કરીને ડા. હર્નલે છેવટ ઠરાવ્યું છે કે બોઅર મેન્યુસ્ક્રિપ્ટ ઇ. સ. ૩૫૦ થી ૩૭૫ની વચ્ચે લખાયું છે. આ પ્રમાણે બોઅર મેન્યુસ્ક્રિપ્ટ લખવાનો સમય ચોક્કસ સ્થાપિત કરતાં ડા. હર્નલે જે વિગતો આપી છે તે વિસ્તારભયથી અહીં દર્શાવી નથી.[૨] વળી જૂના ગુપ્ત લેખોનો બ્હોળો પરિચય જેને ન હોય તેને એ દલીલો સમજાવી પણ મુશ્કેલ છે. પરંતુ બોઅર મેન્યુસ્ક્રિપ્ટના સમય માટે ડા. હર્નલે કરેલા નિર્ણયમાં સંદેહ રાખવા જેવું નથી.

બોઅર મેન્યુસ્ક્રિપ્ટમાં મુખ્ય ત્રણ વિષયો છે. (૧) વૈદું (૨) રમળ અને (૩) મંત્રવિદ્યા. વૈદાના ત્રણ ગ્રન્થો છેઃ બે મોટા અને ત્રીજો નાનો. રમળનો ભાગ વૈદાના ગ્રન્થ પછી લખાયેલો છે. પાસકકેવલીમાં પાસાથી ભવિષ્ય જોવાની રીત લખી છે એટલે રમળનો ગ્રન્થ લાગે છે. પાસા માટે पासक શબ્દ વાપર્યો છે. રમળના ઇતિહાસના અભ્યાસીએ આ ગ્રન્થ જોવા જેવો છે કારણ કે રમળનો આ ઘણો જૂનો ગ્રન્થ છે. પણ ખરેખરો ઉપયોગી ગ્રન્થ તો વૈદાનો ગ્રન્થ જ છે.

બોઅર મેન્યુસ્ક્રિપ્ટ લખાયાનો સમય ચોક્કસ જણાતો હોવાથી એમાંનો વૈદાનો ગ્રન્થ આયુર્વેદનો ઇતિહાસ ઉકેલવામાં ઘણો ઉપયોગી છે. આ વૈદાના ગ્રન્થનું નામ **નાવનીતક**

૨. વધારે વિગત માટે જુઓ ધી બોઅર મેન્યુસ્ક્રિપ્ટ ( આ. સ. ઈ. )ની પ્રસ્તાવના.

(વૈદ્યનું નવનીત, માખણ) છે. નાવનીતકના કર્તાનું નામ, કે એ કોણ હતો વગેરે કશું જણાતું નથી. છેવટની પુષ્પિકામાં કદાચ નામ હશે પણ નાવનીતકનો છેલ્લો અધ્યાય જ બોઅર મેન્યુસ્ક્રિપ્ટમાં મળ્યો નથી. ગ્રન્થકર્તા બૌદ્ધ છે એટલું '**नमस्तथागतेभ्यः**' એ નમસ્કારવચન ઉપરથી સમજાય છે. બીજું નાવનીતકના કર્તાએ જ લખેલી પ્રત બોઅર મેન્યુસ્ક્રિપ્ટમાં નથી મળી. વળી લહીઆની ભૂલો, લહીઆએ પોતાની પાસેની મૂળ પ્રતમાં શબ્દો તૂટતા હોવાથી વચ્ચે વચ્ચે મુકેલાં ટપકાં, કોઇ અલ્પ પરિચિત નામની વ્યાખ્યા, હાંશીઆમાંથી મૂળમાં લઇ લેવાની લહીઆની ભૂલ વગેરે નિશાનીઓ ઉપરથી ચોક્કસ લાગે છે કે બોઅર મેન્યુસ્ક્રિપ્ટવાળી નાવનીતકની પ્રત લખાયા પ્હેલાં એ ગ્રન્થની અનેક પ્રતો લખાઇ ગઈ હતી. આ રીતે હસ્તલિખિત પ્રતોનો પ્રચાર થવા માટે કાંઇક સમય જોઇએ એ જોતાં બોઅર મેન્યુસ્ક્રિપ્ટ લખાયા પ્હેલાં ઓછામાં ઓછાં ૫૦-૭૫ વર્ષે ગ્રન્થકર્તા થયા હોય એમ માનીએ તો ઇ. સ. ૩૯૦ ની આસપાસમાં નાવનીતક ગ્રન્થ રચાયો હોવો જોઇએ. એથી વ્હેલો રચાયો હોય તો ભલે પણ મોડો તો ન જ રચાયો હોય.

**નાવનીતક**-એ ખરી રીતે જૂનામાં જૂનો યોગસંગ્રહ (દવાઓના મિશ્રણોનો સંગ્રહ) ગ્રન્થ છે. નાવનીતકમાં ચરક, સુશ્રુત અને ભેડ જેવી આજે ઉપલબ્ધ પ્રાચીન આયુર્વેદિક સંહિતાઓમાંથી તથા આજે ન મળતા પણ જૂના વખતમાં વિદ્યમાન બીજા આયુર્વેદિક ગ્રન્થોમાંથી યોગોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. ગ્રન્થકર્તાએ આરંભમાં જ કહ્યું છે કેઃ--

प्राक्प्रणीतैर्महर्षीणां योगमुख्यैः समन्वितम् ।
वक्ष्येदं सिद्धसंकल्पं नाम्ना वै नावनीतकम् ॥
नानाव्याधिपरीतानां नृणां स्त्रीणां च यद्धितम् ।
कुमाराणां हितं यच्च तत्सर्वमिह वक्ष्यते ॥
समासरतबुद्धीनां भिषजां प्रीतिवर्धनम् ।
योगबाहुल्यतश्चापि विस्तरेष्टं मनोनुगम् ॥

નાવનીતક મૂળ સોળ અધ્યાયનો ગ્રંથ છે અને ગદનિગ્રહ તથા શાર્ઙ્ગધર પેઠે પ્રત્યેક અધ્યાયમાં એક એક જાતની બનાવટનો સંગ્રહ કર્યો છે. નાવનીતકના ૧૬ અધ્યાયોની વિગત એના પોતાના જ શબ્દોમાં નીચે કહી છેઃ—

अध्यायं चूर्णयोगानां प्रथमं चात्र वक्ष्यते ।
द्वितीयं घृतपानानां तृतीयं तैलसंज्ञितम् ॥
चतुर्थं मिश्रकं नाम नानाव्याधिचिकित्सितम् ।
पञ्चमं वस्तियोगानां रसायनविधानतः ॥
सप्तमं च यवागूनां वृष्यमष्टममुच्यते ।
नेत्रांजनानां नवमं दशमं केशरञ्जनम् ॥
अभयाकल्पनामाख्यमध्यायमेकादशमुच्यते ॥
द्वादशं स्याच्छिलजतोश्चित्रकस्य त्रयोदशम् ।
कुमारभृत्यमध्यत्र स्याच्चतु( र्दश )मिष्यते ॥
वन्ध्याचिकित्सिताख्यं स्यं पञ्चदशं मुनेः ।

सुभगाचिकित्सिताख्यं च तथा पोडशकं मतम् ॥
इत्येते पोडशाध्याया विज्ञेया नावनीतकम् ॥

પ્હેલો ચૂર્ણયોગનો અધ્યાય; બીજો ઘૃતપાનનો અધ્યાય, ત્રીજો તૈલાધ્યાય, ચોથો મિશ્રક અધ્યાય, પાંચમો બસ્તિયોગનો[3] અધ્યાય, છઠ્ઠો રસાયન અધ્યાય, સાતમો યવાગૂ અધ્યાય, આઠમો વૃષ્યયોગોનો અધ્યાય, નવમો નેત્રાંજનોનો અધ્યાય, દશમો કેશરંજનનો અધ્યાય, અગીયારમો અભયાકલ્પ (હરડેનો કલ્પ) અધ્યાય, બારમો શિલાજીતનો અધ્યાય, તેરમો ચિત્રકનો અધ્યાય, ચૌદમો કુમારભૃત્યં, ૧૫ મો વંધ્યાચિકિત્સિત અને ૧૬ મો સુભગાચિકિત્સિત એ રીતે ૧૬ અધ્યાયો નાવનીતકમાં છે. પણ જે પ્રત બોઅર મેન્યુસ્ક્રિપ્ટમાં મળી છે તેનાં ૩૩ પાનામાં કુમારભૃત્યના ૧૪મા અધ્યાયથી આગળ નથી. એટલે છેલ્લા બે અધ્યાયોનાં કેટલાં પાનાં હશે એ કહેવું મુશ્કેલ છે. કુમારભૃત્યના અધ્યાયમાં इति होवाच जीवकः એ રીતે જીવકનો ઉલ્લેખ કર્યો છે.[4] એ ધ્યાનમાં રાખવા જેવું છે (જુઓ પાનું ૩૩). વળી ૩૦ મું પાનું નથી મળતું એમાં ૧૩મા અધ્યાયના બાકીના અને ૧૪ મા અધ્યાયની શરૂઆતના લગભગ ૩૫ શ્લોકો હોવા જોઇએ. પાનાં ૨૦–૨૧ નથી જ, પાનાં ૧૬ અને ૧૭ તદ્દન ત્રુટિત, માત્ર કટકાઓ જ મળ્યાં છે. ૩૩ મું પણ ત્રુટિત છે.

નાવનીતક ગ્રન્થ લખાયો ત્યારે કેટલું આયુર્વેદિક સાહિત્ય વિદ્યમાન હશે એ જો જાણી શકાય તો આયુર્વેદનો ઇતિહાસ ઉકેલવામાં ઘણી સરળતા થઇ જાય. બોઅર મેન્યુસ્ક્રિપ્ટના પ્હેલા ભાગની શરૂઆતમાં નીચેના પ્રાચીન આયુર્વેદાચાર્યોનો ઉલ્લેખ કર્યો છે:–

तस्मिन्गिरावयनिमण्डलमण्डभूते
सर्वातिथाविव जगद्भिभवप्रदानैः ।
सर्वर्तुपुष्पफलवद्द्रुमरम्यसाना–
घेले विधूततमसो मुनयो वसन्ति ॥
आत्रेयहारितपराशरभेलगर्ग–
शांबव्यसुश्रुतवसिष्ठकरालकाप्याः ॥
सर्वौपधीरसगणाकृतिवीर्यनाम ।
जिज्ञासवः समुदिताः शतशः प्रचेरुः ॥
दृष्ट्वा पत्रैर्हरितहरितैरिन्द्रनीलप्रकाशैः
कन्दैः कुन्दस्फटिककुमुदेन्द्वंशुशंखाभ्रशुभ्रैः।
उत्पन्नास्थो मुनिमुपगतं सुश्रुतः काशिराजं
किन्न्वेतत् स्यादथ स भगवानाह तस्मै यथावत्

અહીં કહેલાં ઔપધીનાં રસ, આકૃતિ, વીર્ય, નામ, વગેરેના જિજ્ઞાસુ ઋષિઓનાં નામ પૈકી આત્રેય, હારિત, પરાશર, ભેલ, ગર્ગ, સુશ્રુત, વસિષ્ઠ અને કરાલ તો પ્રાચીન આયુ-

૩ બસ્તિ એટલે ઝાડો સાફ લાવવા માટે પીચકારીનો ઉપયોગ કરવા માટેનું પ્રકરણ
૪ જીવક વિષે વધારે માહિતી માટે જુઓ પુરાતત્ત્વ પુ. ૨. પા. ૬.

વૈદિક સાહિત્યને પરિચિત છે પણ શાંખવ્ય અને કાપ્ય એ નવાં નામ છે, એ બે યે પણ આયુર્વેદનાં કોઇ અંગની રચના કરી હોય અને બોઅર મેન્યુસ્ક્રિપ્ટનો આ ભાગ લખાયા પછી લુપ્ત થઈ ગઇ હોય તો સંભવિત છે. વાગ્ભટ્ વગેરે કોઈ પાછળના આયુર્વેદાચાર્યના નામનો ઉલ્લેખ નથી એ ધ્યાનમાં રાખવાનું છે.

હવે નાવનીતકમાં કયા કયા ગ્રન્થોમાંથી નામ વગર કે નામ સાથે ઉતારા કર્યા છે તે જોઇએ. નાવનીતકના કર્તાએ ચરક, ભેલ અને સુશ્રુતમાંથી ઉતારા કરતાં તે તે ગ્રન્થનો ઉલ્લેખ કર્યો નથી. અર્થાત્ એ વખતમાં યે આ બે સંહિતાંઓ એટલી પ્રસિદ્ધ હતી કે એમાંથી કરેલા ઉતારાને કોઇ મોટા ઋષિના નામના ટેકાની જરૂર ન હતી. પણ બીજા અનેક યોગોના આરંભમાં કે અન્તમાં નાવનીતકના કર્તાએ આત્રેય, અશ્વિદેવ, સ્વયંભૂ વગેરે નામના ઉલ્લેખવાળા યોગો મોટે ભાગે એ વખતના વૈદ્યોમાં વપરાતા અને ક્વચિત્ કોઇ અપ્રસિદ્ધ કે બહુમાન્ય નહિં એવાં તંત્રોમાં સંગ્રહાયેલા યોગો હોવાનો સંભવ છે. યોગના આદિ અંતની થોડી રચના નાવનીતકના કર્તાની પોતાની પણ હોવાનો સંભવ છે. હવે ડા. હર્નલે ચરક સુશ્રુતાદિ ગ્રન્થો સાથે નાવનીતકને સરખાવીને જે તારણ કાઢયું છે તે જોઇએ.

ભેલ સંહિતામાંથી નાવનીતકમાં નીચેના પ્રયોગો લીધેલા છે.

(૧) અયોરજીય રસાયન. नावनीतकश्लोक ૪૪ થી ૫૫ અને भेल. सं. પા. ૧૮૬–૧૮૭

(૨) રસાયનિક ઘૃત. ना. श्लो. ૧૬૫ થી ૧૬૯ भेल. सं. પા. ૧૨૯

(૩) દશાંગઘૃત ना. श्लो. ૨૦૧ થી ૨૦૪ भेल. सं. પા. ૧૩૬

(૪) સહચરતૈલ ना. श्लो. ૩૨૯ થી ૩૩૬ भेल. सं. પા. ૨૦૭ (ત્રુટિત)

(૫) મધુયષ્ટિકતૈલ ना. श्लो. ૩૩૭ થી ૩૪૩ भेल. सं. चि. अ. ૪ માં ત્રુટિત હોવાનું ડા. હર્નલ કહે છે. પણ કલકત્તાની છાપેલ પ્રતમાં એ પાઠ નથી.

(૬ થી ૮) ત્રણ આમાતિસારના યોગો ना. श्लो. ૪૦૭ થી ૪૧૨ भेल. सं. પા. ૧૫૪–૧૫૫

(૯) કાસયોગ ना. श्लो. ૪૭૪ થી ૪૭૯ भेल. सं. પા. ૧૯૪–૧૯૫.

(૧૦) કર્ણશૂલયોગ ना. श्लो. ૫૩૪ થી ૫૩૭ भेल. सं. પા. ૨૦૦

(૧૧) તૈલાગ અસ્તિ ना. श्लो. ૬૪૨ થી ૬૪૫ भेल. सं. सिद्धिस्थानના નવમા અધ્યાયમાં છે એમ ડા. હર્નલ કહે છે પણ છાપેલી પ્રતમાં એ ભાગ જ નથી મળતો.

(૧૨) બેલી યવાગૂ ना. श्लो. ૮૦૨ થી ૮૦૪ भेल. सं. સૂત્રસ્થાનના ૭ મા અધ્યાયમાં છે. એમ ડા. હર્નલ કહે છે. પણ છાપેલી પ્રતમાં પત્તો લાગતો નથી.

આ ઉપરાંત બલાઘૃત ना. श्लो. ૨૮૦ થી ૨૮૬. ગંડમાલાયોગ ना. श्लो. ૩૯૦ થી ૪૦૧ અને લાક્ષાદિસર્પિ ना. श्लो. ૧૦૫૯ થી ૧૦૬૦. આ ત્રણ યોગો મળેલી ભેલ સંહિતાની પ્રતમાં જો કે દેખાતા નથી પણ ચન્દ્રટના યોગરત્નસમુચ્ચયમાં એ યોગોને ભેલોક્ત કહ્યા છે.

---

૫ જો કે ડા. હર્નલે ભુલથી સહચરઘૃત લખ્યું છે.

ચરકસંહિતામાંથી નાવનીતકમાં નીચેના પાઠો લેવામાં આવ્યા છેઃ-

( ૧ ) તાલીસક ચૂર્ણ-ના. શ્લો. ૧૧ થી ૧૩; च. सं. चि. अ. ८, श्लो. १४१ થી ૧૪૩

( ૨ ) ષાડવચૂર્ણ-ના. શ્લો. ૧૪ થી ૧૭; च. सं. चि. अ. ८, श्लो. १३७थी१४०
( ચરકમાં યમાનીખાડવ નામ છે. પાઠ શબ્દશઃ એક જ છે )

( ૩ ) અર્ધો શ્લોક-ના. શ્લો. ૨૪નો પૂર્વાર્ધ; च. सं. चि. अ. ५, श्लो. ८८ उत्तरार्ध

( ૪ ) વર્ધમાનક ચૂર્ણ ના. શ્લો. ૨૫; ૨૬; च. सं. चि. अ. ८, श्लो.. १०१,१०२

( ૫ ) માતુલુંગ ગુટિકા ના. શ્લો. ૨૭થી૩૪ च. सं. चि. अ. ५, श्लो. ७५ थी ८०
( च. सं. માં હિંગ્વાદિચૂર્ણ અને ગુટિકા નામ છે. )

(૬) તિક્તકઘૃત ના. શ્લો. ૧૩૨થી૧૩૬; च. सं. चि. अ. ७, श्लो. १३७ थी १४०
(च. सं. માં તિક્ત ષટ્પલ નામ છે. )

(૭) મહાતિક્તઘૃત ના. શ્લો. ૧૩૭ થી ૧૪૩; च. सं. चि. अ. ७, श्लो. १४१ थी १४७

(૮) ષટ્પલઘૃત ના. શ્લો. ૧૫૦, ૧૫૧; च. सं. चि. अ. ५, श्लो. १४३, १४४:
( च. सं. માં પંચકોલઘૃત નામ છપાયું છે.)

(૯) ત્ર્યૂષણઘૃત ના. શ્લો. ૧૫૩; च. सं. चि. अ, ५ श्लो. ६२.

(૧૦) વાસાઘૃત ના. શ્લો. ૧૫૩, ૧૬૪; च. सं. चि. अ. ५, श्लो. २२, १२४

(૧૧) ચાંગેરીઘૃત ના. શ્લો.-૧૫૫ થી ૧૫૭; च. सं. चि. अ. ९, श्लो. ११० थी ११२

(૧૨) શરમૂલીયઘૃત ના. શ્લો. ૧૬૯ उ. થી ૧૭૬; च. सं. चि. अ. २, श्लो. २३ थी ३१
(च. सं. માં બૃંહણીગુટિકા નામ છપાયું છે.)

(૧૩) ચ્યવન પ્રાશઘૃત ના. શ્લો.-૧૮૮ થી ૨૦૦; च. सं. चि. अ. १, श्लो. ५९ थी ७१
( પ્રસિદ્ધ ચ્યવનપ્રાશ અવલેહ છીવનને ના. માં ઘૃત કહેલું છે. )

(૧૪) જ્વરહર અનુવાસન તૈલ ના. શ્લો. ૩૮૩, ૩૮૪; च. सं. चि. अ. ३, श्लो. २४५,२४६

(૧૫) અનુવાસન તૈલ ના. શ્લો. ૩૮૬ થી ૩૮૯; च. सं. चि. अ. ९, श्लो. १३१ थी १३४

(૧૬) દ્રાક્ષાદ્યઘૃત ના. શ્લો. ૪૬૦ થી ૪૬૨; च. सं. चि. अ. ५, श्लो. ११९ थी १२१
( ના. માં કાંઈ નામ નથી च. सं. માં ઉપલું નામ છે. )

(૧૭) પ્રસ્થવિરેક ના. શ્લો. ૪૮૪ થી ૪૯૦; च. सं. चि. अ. ५, श्लो.-१५० थी १५६
( પ્હેલા બે શ્લોકોમાં પાઠાંતર છે. વળી च. सं. માં दन्ती हरीतकी નામ છાપ્યું છે પણ મૂળમાં

सुखं विरिच्यते स्निग्धो दोषप्रस्थमनामयः

એ શબ્દો ઉપરથી નાવનીતકનું પ્રસ્થવિરેક નામ યથાર્થ લાગે છે. )

(૧૮) મધ્વાસવયોગ ના. શ્લો. ૪૯૧ થી ૪૯૩; च. सं. चि. अ. ६, श्लो. ३९ थी ४२

(૧૯) જ્વર ઉપર નામ વગરનો કષાય ના. શ્લો. ૪૯૪, ૪૯૫ પૂ. च. सं. चि. अ. ३, श्लो. २०-२१ उ.

(૨૧) પ્રમેહપ્રશમનયોગ ના. શ્લો. ૬૦૩; च. स. चि. अ. ६, श्लो. २४

પૂ. ૬

(૨૨) પિચ્છાબસ્તિ ना. श्लो. ६४५ थी ६४८; च. चि. अ. १०, श्लो. ७० थी ७३ पू.
(૨૩) મેધ્યરસાયનો ना. श्लो. ७४२, ७४३; च. सं. चि. अ. १, श्लो. १२८, १२९
(૨૪) પિપ્પલીપ્રયોગ ना. श्लो. ७४५ थी ७४८; च. सं. चि. अ. १, श्लो. १३० थी १३३
(૨૫) પિપ્પલીપ્રયોગ દ્વિતીય ना. श्लो. ७४९ थी ७५२; च. सं. चि. अ. १, श्लो. १३४ थी १३८

( च. सं. પિપ્પલી વર્ધમાન રસાયન એ રીતે નામ છે.)

(૨૬) વૃષ્યઘૃત ना. श्लो. ८१९; च. सं. चि. अ. २, श्लो. ७७

( च. सं. માં કે નાવનીતકમાં નામ નથી )

(૨૭, ૨૮) વૃષ્ય યોગો બે ना. श्लो. ८४४ उ. ८४६ पू; च. सं. चि. अ. २, श्लो.. ४४,४५
૭ યોગો સુશ્રુત સંહિતામાંથી નાવનીતકમાં લીધા છે.

(૨૯) શિલાજતુકલ્પ ना. श्लो. ९५० थी ९६७; च. सं. चि. अ. १, श्लो. १४६ थी १६२.

(૧ થી ૩) આમાતિસારના ત્રણ યોગો ना. श्लो. ४०७, ४०८, ४०९, ४१० અને ४११-१२; सु-उ-अ-४० श्लो. ३७ उ, ३८ पू; ३६ उ, तथा ४७ (પાઠાંતર છે.)

(૪ થી ૬) ત્રણ વાજીકરણ યોગો ना-८२९-३० पू, ८३३ उ, ८३४ पू, અને ८३४ उ અને ३५ पू; सु. सं. चि. अ २६, श्लो. २९ उ, २३ पू, २४ पू. ( પાઠાંતર છે. )

સુશ્રુત સંહિતાના ઉત્તર સ્થાનમાંથી પણ ઉતારો છે એ ધ્યાનમાં રાખવા જેવું છે પણ ખરી રીતે સુશ્રુતમાંથી ભેલે ઉતારો કર્યો છે અને નાવનીતક ભેલના પાઠને અનુસરે છે. ખરી રીતે જોઈએ તો નાવનીતક આત્રિયસંપ્રદાયના બે ગ્રન્થો ચરકસંહિતાના અને ભેલ સંહિતામાંથી વધારે ઉતારા કરે છે એ ઉપરથી આ ગ્રન્થ આત્રેયસંપ્રદાયનો હશે એમ જણાય છે અને ચરકને નાવનીતક જે રીતે અનુસરે છે તે જોતાં બાકીના જે યોગોનું મૂળ ચરકભેલમાં નથી મળતું તે કદાચ આત્રેયના બીજા શિષ્યો, જતુકર્ણ, ક્ષારપાણિ, વગેરેનાં તંત્રોમાંથી લીધા હશે. પણ નીચેના ઋષિઓના નામથી નીચેના યોગો નાવનીતકમાં મળે છે:-

(૧) પૈત્તિકોનો વિરેચન યોગ ना-श्लो. ९३५ કાંકાયનનો કહેલો કહ્યો છે.
(૨) નેત્રરોગ ઉપર એક ચૂર્ણનિમિનું કહેલું કહ્યું છે. ना. श्लो.. ८८३-८४
(૩) રાજર્ષિ સુપ્રભનો લશુનબસ્તિયોગ ना. श्लो.. ६३३ थी ६३७.
(૪) એક વૃષ્યયોગ ना. श्लो. ८४६-४७ માં ઉશનાનો કહેલો ( औशनस इन्द्रप्रिय ) કહ્યો છે.
(૫) વાતરોગ ઉપર મૂલકતૈલ ना. श्लो. ३१७ थी ३२४ વાહ્ળલિનું કહેલું કહ્યું છે.
(૬) અર્બુદહરણ ना. ७८४ (ગદ્ય) ને બાર્હસ્પત્ય કહ્યું છે.
(૭-૮) ना. श्लो. ५८८,८९ तथा श्लो. ७०५-०७ માં કહેલા બે યોગો અગસ્ત્યના કહેલા છે.
(૯-૧૦) ना. श्लो. २३२-४० અને ९६८-७१ ના બે યોગો ધન્વન્તરિના કહેલા છે.
(૧૧-૧૨) ना. श्लो. १०८१, तथा १०७७ थी १०७९ ના બે યોગો જીવકના કહેલા છે.
(૧૩) ना. श्लो. १०११ थी १०४० ના પાઠો માટે કાશ્યપનો હવાલો (काश्यपस्य वचो यथा ) આપ્યો છે.

ઉપરનામાંથી એક સિવાય બીજા કોઇ પણ યોગો ડા. હર્નલને આયુર્વેદિક સાહિત્યમાં અન્યત્ર મળ્યા નથી. જીવક અને કાશ્યપ સિવાય બાકીના ઋષિઓનાં નામો ઐતિહાસિક નથી. સુપ્રભનું નામ આયુર્વેદિક સાહિત્યમાં ક્યાંય દેખાતું નથી. વાડ્બલિનું નામ કેવળ કલ્યાણકારિકા નામના આ તરફ અપ્રસિદ્ધ પણ દક્ષિણમાં પ્રસિદ્ધ ચાલુક્ય રાજા વિષ્ણુવર્ધનના દરબારના કોઇ વૈદ્યના રચેલા ગ્રન્થમાં જ મળે છે. ધન્વન્તરિ અને જીવક તો આયુર્વેદિક સાહિત્યમાં પ્રખ્યાત છે. જીવકનો કહેલો એક યોગ ના. શ્લો. ૧૦૮૧ વાળો થોડા પાઠાંતર સાથે જીવકના નામ વગર બંગસેનમાં મળે છે. કાશ્યપ પણ જીવક પેઠે બૌદ્ધ સાહિત્યમાં પ્રખ્યાત છે અને એની પેઠે જ બાલરોગચિકિત્સક ( કૌમારભૃત્ય ) મનાય છે. ઉશનસ્ અને બૃહસ્પતિ અર્થશાસ્ત્રના સંપ્રદાયમાં જાણીતા છે. આયુર્વેદમાં उशनस् અગદતંત્રકાર તરીકે પણ જાણીતા છે. ( જુઓ સુશ્રુતની ટીકા પા. ૪૬૦ )

આત્રેયના તથા અશ્વિદેવોના નામથી પણ નાવનીતકમાં કેટલાક પ્રયોગો ઉતાર્યા છે.

આત્રેયના પ્રયોગો:—

(૧) લશુનચૂર્ણ ના. શ્લો. ૩૫ થી ૩૭
(૨) શાર્દૂલચૂર્ણ ના. શ્લો. ૭૧ થી ૭૫
(૩) અમૃતપ્રાશઘૃત ના. શ્લો. ૧૦૮ થી ૧૧૯
(૪) મહાકલ્યાણકઘૃત ના. શ્લો. ૧૨૬ થી ૧૩૨
(૫) બલાતૈલ ના. શ્લો. ૨૬૧ થી ૨૭૬
(૬) એક ત્રુટિતયોગ (ગદ્ય) ના. ૭૧૫

ચરકમાંથી ઉપર દર્શાવ્યું છે તેમ પુષ્કળ યોગો નામ વગર ઉતાર્યા હોવા છતાં અહીં ચરકના મૂળ વક્તા આત્રેયના નામથી ઉપરના ૭ યોગો ઉતાર્યા છે તે જોતાં એ યોગો નાવનીતક રચાયું તે વખતની ચરકસંહિતામાં ન હોવા જોઇએ. એ જ કારણથી આત્રેયના જતુકર્ણ, પરાશર વગેરે જે બીજા શિષ્યોનાં તંત્રો તે વખતે વિદ્યમાન હશે તેમાં પણ આ યોગો ન હોવા જોઇએ. પણ એ વખતના વૈદ્યોમાં આત્રેયોક્ત તરીકે જાણીતા હોય અને નાવનીતકમાં આવી વૈદ્યપરંપરામાંથી સંગ્રહ્યા હોય એવું ડા. હર્નલનું સંભાવિત અનુમાન છે.

ઉપરના ૭માંથી પ્હેલો યોગ બીજા કોઇ વૈદક ગ્રન્થમાં મળતો નથી, બીજો યોગ ( શાર્દૂલચૂર્ણ, ) અગ્નિમુખચૂર્ણ નામથી વૃન્દના સિદ્ધયોગમાં મળે છે. એમાંથી ચક્રસંગ્રહમાં તથા બંગસેનમાં પણ આવ્યો છે. આત્રેયનું નામ કોઇએ આપ્યું નથી. નાવનીતકનો તથા વૃન્દનો પાઠ પ્હેલા શ્લોકમાં એક જ છે. પછી શ્લોક રચના જુદી છે. ત્રીજો, ચોથો, અને પાંચમો યોગ ક્ષતક્ષીણ, ઉન્માદ, અને વાતવ્યાધિ નામના ચરક સંહિતાના અધ્યાયોમાં મળે છે. અમૃતપ્રાશઘૃતના ચરકોક્ત ( च. सं. चि. क्षतक्षीण चि. શ્લો. ૩૨ થી ૪૦ ) પાઠની શ્લોકરચના તથા શબ્દરચના નાવનીતકથી તદ્દન જુદી છે. તેમ ચરકના પાઠમાં આત્રેયનું નામ નથી. નાવનીતક તો अमृतप्राशघृत ને आत्रेय निर्मित કહે છે. એ જ રીતે મહાકલ્યાણકઘૃતના પાઠની ચરકની (च. सं. चि. उन्माद चि. શ્લો. ૫૩ થી ૫૫ ) રચના તદ્દન જુદી છે. નાવનીતકમાં પાઠને અન્તે;-

सिद्धमात्रेयनिर्दिष्टं अगस्त्याय महात्मने

એ રીતે આત્રેયનો ઉલ્લેખ છે તે ચરક સંહિતામાં નથી. પાંચમા બલાતૈલના પાઠની રચના બીજા ગ્રન્થોમાં તદ્દન જુદી છે. નાવનીતકમાં આરંભમાં જઃ—

> बलातैलं वक्ष्यामि वातरोगनिबर्हणम्
> आत्रेयानुमतं सिद्धं वन्ध्यानां गर्भदं शुभम्
>
> ना. श्लो. २६१

એ રીતે આત્રેયનો નિર્દેશ કર્યો છે. અને ચરકમાં જો કે ડા. હર્નલ ના પાડે છે પણ નીચેના શબ્દોમાં કૃષ્ણાત્રેયનો નિર્દેશ મળે છે ખરોઃ—

> बलातैलमिदं श्रेष्ठं वातव्याधिविनाशनम् ।
> अग्निवेशाय गुरुणा कृष्णात्रेयेण भाषितम् ॥
>
> च. सं. चि. अ. २८, श्लो. १५२

છેલ્લા ત્રુટિતયોગમાં इत्याह भगवानात्रेयः એ રીતે શબ્દો છે. પણ પાઠ ત્રુટિત હોવાથી બીજે શોધવાનું શક્ય નથી.

આ યોગોના સંબંધમાં નાવનીતકનો પાઠ સ્પષ્ટ રીતે ચરક (દૃઢબલ) ના પાઠથી પ્રાચીનતર જણાય છે. અને બીજા અનેક યોગો ચરકના ચોથા શિવાયના પહેલાથી દશમા સુધીના બધા અધ્યાયોમાથી નાવનીતકમાં શબ્દશઃ ઉતારેલા મળે છે એ જોતાં ચરકના ક્ષતક્ષીણ ઉન્માદ તથા વાતવ્યાધિ નામના અધ્યાયો દૃઢબલના ઠરે છે. અને દૃઢબલે યોગો જાણી લીધા પછી પોતાના શબ્દોમાં શ્લોકરચના કરી છે એમ અનુમાન કરવું યોગ્ય લાગે છે.

નાવનીતકમાં અશ્વિદેવોના નામથી નીચેના ૧૭ યોગો મળે છેઃ—

(૧) આશ્વિનીમાતુલુંગગુટિકા ना. श्लो. ૭૫-૭૭
(૨) બીજી " " ना. श्लो. ૮૦-૮૪
(૩) આશ્વિન્ ગુલ્મચૂર્ણ ना. श्लो. ૮૫-૮૯
(૪) આશ્વિન્ હરિદ્રાચૂર્ણ ना. श्लो. ૯૬-૧૦૧
(૫) આશ્વિન્ લશુનઘૃત ना. श्लो ૨૧૬-૨૨
(૬) આશ્વિન્ જ્વરહરઘૃત ना. श्लो. ૨૨૩-૨૫
(૭) આશ્વિન્ વિષઘૃત ना. श्लो. ૨૪૧-૨૪૪
(૮) આશ્વિન્ બિન્દુઘૃત ना. श्लो. ૨૫૧-૨૫૫
(૯) અમૃતતૈલ ना. श्लो. ૨૮૭-૩૧૨
(૧૦) આશ્વિન્ રક્તપિત્તયોગ ना. श्लो. ૪૧૮-૨૫
(૧૧) ક્ષીરયોગ ना. श्लो. ૫૭૫
(૧૨) અપરિહાર્યયોગ ना. श्लो. ૫૭૬
(૧૩) આશ્વિનોઽશ્વગન્ધાઘસ્તિ ना. श्लो. ૬૧૮-૨૫
(૧૪) પિપ્પલી વર્ધમાન રસાયન ना. श्लो. ૭૧૬-૫૭
(૧૫) આશ્વિન્ રસાયન ना. श्लो. ૭૭૩-૮૧
(૧૬) આશ્વિનીય ગોમય ना. श्लो. ૮૧૦-૧૩
(૧૭) આશ્વિન દારુણીકલ્પ ना. श्लो. ૯૧૭-૪૯

આમાંથી ૧૫મો આશ્વિનરસાયનપ્રયોગ અશ્વિનોએ તપ તપતાં વિશ્વામિત્રને કહ્યો અને વિશ્વામિત્રે ઋષિઓને કહ્યો છે.

**विश्वामित्रेण चाभाष्टं ऋषिभिश्चाभिपूजितम् ॥ ना. श्लो. ७८१**

નં. ૧૦ વાળો અશ્વિન્ રક્તપિત્તયોગ અશ્વિનોએ ઇન્દ્રને કહ્યો છે અને અશ્વિનોને બ્રહ્માએ કહેલો ( જુઓ ના. શ્લો. ૪૧૮ ). બંગસેનમાં આ પ્રયોગ ચન્દનાદ્યઘૃત નામથી આપ્યો છે, જેમાં નાવનીતકનો ૪૧૮ મો શ્લોક નથી પણ **चन्दनं न लटं** વગેરેથી શરૂઆત છે. **ना.** નો ૪૨૫ મો શ્લોક જેમાં આ પ્રયોગને:—

**अश्विभिरनुमतो योगो रक्तपित्तनिबर्हणः ।**

એ રીતે અશ્વિનપ્રોક્ત કહ્યો છે તે તો બંગસેનમાં પણ છે.

નં. ૧૧ થી ક્ષીરયોગ અને નં. ૧૨ અયોરજીય યોગ સિદ્ધયોગમાં તથા બંગસેનમાં છે પણ અશ્વિનોનો ઉલ્લેખ નથી. નં. ૮ નો બિન્દુઘૃતના પ્રયોગનો પાઠ બંગસેનમાં બે શ્લોકમાં છે; જ્યારે નાવનીતકમાં ૫ શ્લોકમાં છે. બંગસેનમાં અશ્વિનનો ઉલ્લેખ નથી. પણ ચન્દ્રટના યોગરત્નસમુચ્ચયમાં બિન્દુઘૃતનો પાઠ છે; જ્યાં એને કૃષ્ણાત્રેયનો પ્રયોગ કહ્યો છે.

૧૪ મા પિપ્પલી વર્ધમાન પ્રયોગની કથા જરા જોવા જેવી છે. નાવનીતકમાં ૨૨ શ્લોકોમાં ( ૭૧૬ થી ૭૩૭ પૃ. ) આ પ્રયોગ કહ્યો છે. જેમાં ધીમે ધીમે પીપર પહેલાં વધારતા જવાની અને પછી ઘટાડતાં જવાની છે. કુલ ૨૨૦ દિવસનો આ પ્રયોગ છે. અને કુલ દશ હજાર પીપર ખાવી પડે છે. આ લાંબો અને અઘરો પ્રયોગ ઘણાથી ન બને માટે નાવનીતકમાં એક બીજો પ્રયોગ આપ્યો છે, જે ફક્ત વીશ દિવસનો જ પ્રયોગ છે અને જેમા કુલ ૩૦૦, ૫૦૦, ૬૦૦ કે ૧૦૦૦ પીપર ખાવી પડે છે. વધારેમાં વધારે એક હજાર પીપર ખાવાની હોવાથી આ બીજા પ્રયોગનું નામ **पिप्पलीसहस्र** રાખ્યું છે. ( જુઓ ના. શ્લો. ૭૫૦ ). નાવનીતકમાં પિપ્પલી વર્ધમાન પ્રયોગને અશ્વિપ્રોક્ત કહ્યો છે પણ પિપ્પલીસહસ્રપ્રયોગના યોજકનું નામ આપ્યું નથી. પરંતુ ચરકમાં ( चि. अ. १, श्लो. ૧૩૪ થી ૧૩૮ ) આ પ્રયોગ છે. એટલે આત્રેયને જ એનો યોજક માનવો જોઇએ. જો કે ચરકસંહિતાના સંશોધકે એનું નામ પિપ્પલી વર્ધમાન આપ્યું છે પણ મૂળમાં નામ **પિપ્પલીસહસ્ર** છે:—

**पिप्पलीनां सहस्रस्य प्रयोगोयं रसायनम् ।**

**च. चि. अ. १, श्लो. १३५**

આ પ્રયોગ વીશ દિવસનો જ છે અને દશ દશ, છ છ, અને ત્રણ પીપર દશ દિવસ સુધી વધારવી અને પછી દશ દિવસ સુધી ઘટાડવી એ રીતે ત્રણ વિકલ્પો ચરકમાં આપ્યા છે. ચરકમાં દશ હજાર પીપરવાળો પ્રયોગ જ નથી અને હજાર પીપરવાળા પ્રયોગને પણ શ્રેષ્ઠ તથા બળવાન મનુષ્યને યોગ માન્યો છે. એ જોતાં દશહજારવાળો મોટો પ્રયોગ આત્રેયથી પણ જૂનો ( માટે જ નાવનીતક કહે છે તેમ અશ્વિપ્રોક્ત ) હોવા છતાં પણ અવ્યવહાર્ય હોવાથી પિપ્પલીસહસ્રવાળો પ્રયોગ જ વ્યવહારમાં રહ્યો અને તે જ પિપ્પલી વર્ધમાન નામથી પ્રખ્યાત થયો. સુશ્રુતે પણ માત્ર પિપ્પલી વર્ધમાન નામ આપ્યું છે ( જુઓ સુ. ચિ.

અ. ૯.). ખરી રીતે નાવનીતકનો પિપ્પલી વર્ધમાન પ્રયોગ એટલે દશ હજાર પીપરનો પ્રયોગ નાવનીતક સિવાય વૈદ્યના કોઇ ગ્રન્થમાં નથી એમ ડા. હર્નલ કહે છે. માત્ર વાગ્ભટ્ટના અષ્ટાંગહૃદયનો નીચેનો શ્લોક વિચારવા જેવો છેઃ—

सहस्रं पिप्पलीनां वा स्नुक्क्षीरेण सुभावितम् ।
पिप्पलीं वर्धमानां वा क्षीराशी वा शिलाजतु ॥
वा. चि. अ. १५, श्लो. ४०-४१

વૃદ્ધ વાગ્ભટમાં આ જ મતલબના ગદ્ય કટકાઓ છે—

पिप्पलीसहस्रं वा स्नुहीक्षीरभावितं सेवेत
... ... ... ...
पिप्पलीवर्धमानं वा सेवेत शिलाजतु वा क्षीराशी ।

આ વચનોમાંથી ડા. હર્નલ ધારે છે તેમ વાગ્ભટને નાવનીતકના મોટા પિપ્પલી વર્ધમાન પ્રયોગની ખબર હતી એમ કહેવું મુશ્કેલ છે. કારણ કે સંગ્રહ કે હૃદયમાં કાંઇ વિગત આવી નથી એટલે એના ધોરણ પ્રમાણે ચરકમાંથી પિપ્પલી-સહસ્ર અને સુશ્રુતમાંથી પિપ્પલી વર્ધમાન નામો લીધાં છે એમ માનવું એ જ યોગ્ય છે. એક જ પ્રયોગનાં બે જુદાં જુદાં નામ હોવા છતાં આ રીતે બે પ્રયોગો હોય તેમ વાગ્ભટ્ટે કેમ લખ્યું એ પ્રશ્ન વિકટ છે. વાગ્ભટ્ટમાંથી આવી ભૂલો ઘણી નીકળે છે.

નાવનીતકમાં હરીતકીકલ્પ, યવાગૂકલ્પ, ચિત્રકકલ્પ અને શિલાજતુકલ્પ એ રીતે ચાર કલ્પો કહ્યા છે. હરીતકીકલ્પ અશ્વિનોનો કહેલો છે, ભેલીયવાગૂ નામથી યવાગૂકલ્પ ભેલનો કહેલો હોય એમ લાગે છે. એ જો કે મળેલી ભેલ સંહિતામાંએ નથી. શિલાજતુકલ્પ ચરક સંહિતામાંથી લીધો છે અને ચિત્રકકલ્પને 'ધન્વન્તરિપ્રોક્ત' કહ્યો જણાય છે જો કે છેલ્લા શ્લોકો તૂટે છે.

આ ઉપરાંત બોઅર મેન્યુસ્ક્રિપ્ટનાં પહેલા ભાગમાં એક લશુનકલ્પ છે. લશુનકલ્પ ચરક સુશ્રુતમાં નથી. પણ વાગ્ભટ્ટે રસાયન તરીકે લશુનનાં ઘણાં વખાણ કર્યાં છે. (જુઓ वृ. वा. उ. अ. ४९ )

બોઅર મેન્યુસ્ક્રિપ્ટના લશુનકલ્પ અને વાગ્ભટ્ટના લશુનપ્રયોગની વાતો ઘણી મળતી છે. અલબત્ત બે ય પાઠ એક નથી પણ બોઅર મેન્યુસ્ક્રિપ્ટનો પાઠ પ્રાચીનતર જેવો લાગે છે. લશુનના રસાયન તરીકેના ઉપયોગનો ઇતિહાસ જરા ઝીણવટથી જોવા જેવો છે. લશુન અને પલાંડુનો રસાયન તરીકે બહોળો ઉપયોગ ચરક સુશ્રુતે નથી કર્યો અને વાગ્ભટ્ટે કર્યો છે. બોઅર મેન્યુસ્ક્રિપ્ટમાં લશુનકલ્પની સ્થિતિ જોતાં એમ લાગે છે કે ચરક સુશ્રુત પછી અને વાગ્ભટ્ટ પહેલાં લશુનનો રસાયન તરીકે ઉપયોગ થવા લાગ્યો હશે. બોઅર મેન્યુસ્ક્રિપ્ટના પ્રથમ ભાગના કર્તાએ આવા એક પ્રચલિત લશુનકલ્પની નોંધ રાખી છે. વૃદ્ધ વાગ્ભટ્ટે પોતાના વખત સુધીમાં લશુન અને પલાંડુનો જે ઉપયોગ થતો તે નોંધ્યો છે. લશુનપલાંડુનો આવો ઉપયોગ આ દેશમાં ક્યારે થવા લાગ્યો ? મનુ પણ લશુન તથા પલાંડુને અભક્ષ્ય ગણે છે. મનુનો વર્તમાન ગ્રન્થ પણ ઇ. સ. ૨૦૦થી અર્વાચીન નથી એમ પુરાતત્ત્વજ્ઞોના બહુ મતે મનાય છે.

આ વિષયમાં વૃદ્ધ વાગ્ભટ સારું અજવાળું પાડે છે. લશુનપ્રયોગ પછી પલાંડુનું વર્ણન શરૂ કરતાં વૃદ્ધ વાગ્ભટમાં લખ્યું છે કેઃ-

लशुनानंतरं वायोः पलांडुः परमौषधम् ।
साक्षादिव स्थित यत्र शकाधिपतिजीवितम् ॥
यस्योपयोगेन शकांगनानाम्
लावण्यसारादिव निर्मितानाम् ।
कपोलकांत्या विजितः शशांको
रसातलं गच्छति निर्विदेव ॥

પલાંડુ—ડુંગળી—ઉપર શકોના રાજાનું જીવિત ટકી રહ્યું છે અને શકસ્ત્રીઓના સૌન્દર્યનું કારણ ડુંગળી છે એ શબ્દો ઓછા સૂચક નથી. લસણુ માટે આટલાં સ્પષ્ટ વચનો નથી પણ તેની ઉત્પત્તિ બતાવતા બોઅર મેન્યુસ્ક્રિપ્ટ તથા વૃદ્ધ વાગ્ભટ બે ય એક જ દંતકથા આપે છે કે "અમૃત મંથન કરતી વખત રાહુએ અમૃત પી લીધું અને વિષ્ણુએ ચક્રથી એનું માથું કાપી નાખ્યું, આ માથું કપાતાં રાહુના ગળામાંથી જે અમૃતબિન્દુઓ પડયાં તેમાંથી લસણુ થયું, આ રીતે દૈત્યોના દેહમાંથી લસણુની ઉત્પત્તિ હોવાને લીધે બ્રાહ્મણો લસણુ નથી ખાતા. લસણુની ઉગ્ર ગંધ પણ એ જ કારણથી છે. પણ સાક્ષાત્ અમૃતમાંથી ઉત્પન્ન થયેલ છે માટે લસણુ રસાયન છે."

આ દંતકથા જોતાં અને પલાંડુ વિષે ઉપરનું વચન તે સાથે મેળવતાં એમ લાગે છે કે લસણુ અને ડુંગળી એ ય ચીજો શકો સાથે આ દેશમાં આવી હોવી જોઇએ, શકોને અતિ પ્રિય હશે અને આ દેશના વૈદ્યો શક લોકો પાસેથી જ આ ચીજોનો ઉપયોગ શીખ્યા હશે. હાલમાં જે જે પરદેશી ચીજો આ દેશમાં આવે છે તે તે નીચલી વર્ણોમાં તરત વપરાવા લાગે છે પણ બ્રાહ્મણોમાં તે ચીજોનો પ્રવેશ થતાં વખત લાગે છે. તેમ બ્રાહ્મણો પરદેશી ચીજોથી શરૂઆતમાં વટલાય છે જો કે ધીમે ધીમે ઘણી પ્હેલાં ભ્રષ્ટ ગણેલી ચીજોને તેઓ પાછળથી વાપરવા માંડે છે. તેમ જ આજથી બે હજાર વર્ષ ઉપર શક લોકો સાથે આવેલી આ બે ચીજો સરહદ ઉપરના તથા બીજા ભાગની હલકા વર્ણોએ પણ તરત વાપરવા માંડી હશે પણ બ્રાહ્મણોએ તે પરદેશી ચીજોને અભક્ષ્ય ગણી હશે. અને સ્મૃતિકારોએ પણ એ ચીજો પરદેશી હોવાના કારણથી જ અભક્ષ્ય ગણી હશે. મધુપર્કમાં માંસ ખાવાની છુટ આપનાર મન્વાદિ સ્મૃતિઓ લસણુ ડુંગળીને અભક્ષ્ય ગણે છે એનું ઉપર કહ્યું તે શિવાય બીજું કારણ શું હોઇ શકે? શક લોક ઇ. સ. પૂર્વે ૧૦૦ ની આસપાસમાં આ દેશની સરહદ ઉપર આવ્યા છે. એટલે લસણુનો ઉપયોગ એ અરસામાં શરૂ થયો હોય. ચરકસંહિતાને પણ લસણુ અજાણ્યું નથી. એ જોતાં દૃઢબલની અનુપૂર્તિ વગરની ચરકસંહિતા ઇ. સ. પૂર્વે પ્હેલા શતકમાં કે બહુ તો બીજા શતકમાં રચાઇ હોય, નાવનીતક તે પછી. ડા. હર્નલના સપ્રમાણ મતાનુસાર ઇ. સ. ૨૦૦ ની આસપાસ અને વાગ્ભટ તે પછી એવો કાલાનુક્રમ દેખાય છે. વાગ્ભટે તથા નાવનીતકે જેમાંથી લશુનકલ્પ લીધો છે તે ગ્રન્થો ચરકસંહિતા પછી અને નાવનીતક પ્હેલાં રચાયા હશે. કદાચ આવાં કલ્પોના ન્હાના સંગ્રહરૂપ જ આ ગ્રન્થો હોય.

નાવનીતકની ભાષા, છન્દ રચના વગેરે પણ એનો સમય આટલો જૂનો હોવાના મતને પુષ્ટિ આપે છે. ડા. હર્નલે ઇ. સ. ૧૯૧૪ના ઇન્ડિયન એન્ટિક્વેરીના પરિશિષ્ટ રૂપે છપાવેલા નાવનીતકના ઉપોદ્‌ઘાતમાં આ બાબતોનું પણ ઉંડું પૃથક્કરણ કર્યું છે; પણ નાવનીતકના સંબંધમાં મુખ્ય વાત એક જ લક્ષમાં રાખવાની છે કે અબાધ્ય પ્રમાણોથી ડા. હર્નલે સાબીત કર્યું છે કે વૈદોના આ ન્હાના ગ્રન્થની બોઅર મેન્યુસ્ક્રિપ્ટવાળી પ્રત ઇ. સ. ૩૫૦–૩૭૫ વચ્ચે લખાઇ છે. અને મૂળ ગ્રન્થ તે પ્હેલાં રચાયો છે. ક્યારે ? તે કહેવું મુશ્કેલ છે; પણ ઇ. સ. ૩૦૦થી અર્વાચીન કાળમાં તો નથી જ રચાયો; ઘણું કરી ઇ. સ. બીજા શતકમાં રચાયો હોવો જોઇએ. નાવનીતકના કર્તા પાસે આયુર્વેદના જે ગ્રન્થો હશે તેમાંથી અત્યારે ચરકસંહિતા, સુશ્રુતસંહિતા, અને ત્રુટિત ભેલસંહિતા મળે છે. અને નાવનીતક સાથે સરખાવતાં ભેલસંહિતા કરતાં સુશ્રુત પ્રાચીન અને ચરક એથી યે પ્રાચીનતર એવો ક્રમ દેખાય છે. મૂળ સૌશ્રુતતંત્ર, અગ્નિવેશતંત્ર તથા બીજાં તંત્રો તો આ સંહિતાઓ પ્હેલાં ઘણે વખતે રચાયાં હોવાં જોઇએ, ચરકસંહિતામાં પણ દૃઢબલની અનુપૂર્તિ નાવનીતકના કર્તાના જાણવામાં નહોતી; કારણ કે ચરકમાંથી આટલા બધા ઉતારા કર્યાં હોવા છતાં દૃઢબલની અનુપૂર્તિમાંથી નાવનીતકમાં એક પણ ઉતારો મળતો નથી. નાવનીતકમાં બસ્તિનો અધ્યાય હોવા છતાં ચરકના સિદ્ધિસ્થાનમાંથી ઉતારો કર્યો નથી એ ઓછું સૂચક નથી.

અર્થાત્ દૃઢબલ પણ નાવનીતક પછી થઇ ગયા છે એ નિઃસંદેહ. ટુંકામાં આયુર્વેદના ઇતિહાસમાં નાવનીતક અતિ ઉપયોગી મર્યાદા બાંધી આપે છે.



# હિંદુસ્તાનનો પુરાતની શોધ

[ મહુંમ પંડિત ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી ]
( સંપાદકઃ—પ્રો. હરિલાલ મા. ભટ્ટ )

( સૌરાષ્ટ્રદર્પણ. સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૮૭૩ )[૧]

ખુદાવંદ નવાબ સાહેબ બહાદુર મહોબતખાનજીની હજુરમાં.

સાહેબ,

આ વર્ષના છેલ્લા ત્રણ માસ એટલે ડિસેમ્બર, જાનેવારી ને ફેબ્રુવારી એ મહીનાઓમાં પ્રાચીન વસ્તુઓના તપાસ માટે જે જે જગાઓમાં હું ગયો હતો તેનો ટુંકો નોંધ આપની હજુરમાં મોકલું છું.

## કાલસી.

કાલસી નામનો નાહાનો કસબો હિમાલયની તરાઇ તલેટીમાં ડેહેરાડુન નામના પ્રાંતમાં ઉત્તર તરફ પાહાડી ખીણમાં ટોંસ અને જમના નદીના સંગમથી આશરે બે માઇલ દૂર છે. એ કાલસીની પાસે અમલાયા નામની સુંદર નદી વહે છે. એ નદી કાલસીથી આશરે ૧॥ માઇલ નીચે મળે છે. પડોશમાં મોટા ગ્રાનીટ પથ્થર ઉપર માહારાજા અશોકની ધર્માજ્ઞાનો મોહોટો લેખ કોતરેલો છે. એ લેખ જુનાગઢ પાસેના ખડક ઉપર જે બાજુએ મોટો લેખ છે તેને જુજ શબ્દો સિવાય અક્ષરે અક્ષર મળતો છે. પરંતુ વધારે ખુશીની વાત એ છે કે જુનાગઢના લેખમાંનો અગત્યનો ભાગ આગલા વખતમાં કોઇ દ્રવ્યલોભીએ એ લેખ નીચેથી ખજાનો કાઢવાના લોભથી સુરંગ મારીને ઉડાડી દીધેલો છે. તે ભાગ આ લેખમાં ઘણો સાફ અને અક્ષરે અક્ષર ઘણી સારી રીતે વાંચી શકાય તેવો છે. એવી રીતે આશરે ૨૧૦૦ વર્ષ કરતાં વધારે વખતથી કાળની સાથે ટક્કર લઇને બચેલા આ લેખથી અશોકના લેખનું ખરૂં અને પૂર્ણ ભાષાન્તર કરવાને મોહોટી મદદ મળી છે, એટલું જ નહીં પણ તેથી માહારાજા અશોકના ઇતિહાસમાં પણ થોડો નવો વધારો થયો છે,

આ અગત્યના લેખની ઘણી જ સંભાળથી વસ્ત્ર ઉપર હાથથી નકલ કરી લીધી, અને મૂળ લેખ ઉપરથી વાંચીને જ તેનું અક્ષરાન્તર પણ કરી લીધું. તે સિવાય મારી હાથથી કીધેલી નકલના સઘળી રીતે ખરાપણાના પુરાવા માટે કાગળ ઉપર દાબીને આખા લેખની નકલ ઉતારી લીધી. એ કામ પુરૂં થયા પછી એ લેખના પથ્થરની દક્ષિણ અને પશ્ચિમ બન્ને બાજુનો ફોટોગ્રાફ ઉતારી લીધો. તેમાં આ લેખનો અગત્યનો ભાગ જેમાં ચાર યુનાની રાજાઓનાં નામ છે એ ભાગ ઘણો જ સાફ અને વાંચી શકાય તેવો આવેલો છે.

હું આ લેખની નકલ કરતો હતો તેટલામાં એક પહાડી માણસથી ખબર મળ્યા કે કાલસીથી આશરે ૪૨ માંઇલ દુર પહાડમાં લાખા મંદીર નામના દેવળમાં એક પ્રાચીન લેખ છે. પરંતુ આ દિવસ રસ્તામાં એટલો બધો બરફ પડેલો છે કે જવાને મુશ્કેલ છે. એથી મેં તે માણસને કાલસીના અશોકના લેખ ઉપર છાપતાં શીખવીને તેજ રીતની એ

૧ પુરાતત્ત્વ ગ્રંથ બીજા અંકમાં પા. ૧૫૬ ઉપર ૧૯૭૨ ને બદલે '૧૮૭૨'માં વાંચો., સં.

લેખની નકલ કરી આપવાને મોકલ્યો. ત્યાંહાંનો લેખ ઘણો સાફ અને લીસા પથ્થર ઉપર હતો, તેથી તે પાહાડી માણસે છાપીને આણેલી એ લેખની ત્રણ નકલ ઉપરથી આખો લેખ સંદેહ વગર વાંચી શકાય છે.

આ લેખ સંસ્કૃત ભાષામાં આર્યાવૃત્તમાં લખેલો છે. તેમાં યાદવ વંશના ૩૧ રાજાઓનાં નામ ને તેનો વંશાનુક્રમ લખેલો છે. એ સઘળાં નામોને અંતે વર્મ શબ્દ લગાડેલો છે. આખા લેખમાં કોઇ જગે સંવત્ લખેલો નથી. તથાપિ તેના અક્ષરોના ઘાટકથી અને કારીગરીથી માલુમ પડે છે કે તે આજથી આશરે ૧૧૦૦) વર્ષ કરતાં થોડો વધારે જુનો હશે.

કાલસીના લેખો બાબત લખી ત્યાંના પાહાડી લોકો બાબત પણ થોડું જાણવા જેવું જાણી, ટુંકું વૃત્તાંત લખું છું.

કાલસીની પાસેના પહાડમાં ટોંસ અને જમના નદી વચ્ચેના પ્રદેશમાં પાહાડી લોકોની ત્રણ જાત છે. ૧. બ્રાહ્મણ ૨. રજપુત ૩. કોળી. તેમાં બ્રાહ્મણો ઉંચા ગણાય છે. એ બ્રાહ્મણોને સંસ્કાર અથવા ઉપવીત કંઇજ હોતું નથી. તેઓનું આચરણ પણ ત્યાંહાંની બે જાતના આચરણ કરતાં થોડીજ વાતમાં જુદું છે. તેઓ પોતાની જાત સારસ્વત બતાવે છે. તેઓ અંગે મજબુત, દેખાવમાં ગોરા અને સુંદર છે. બીજી જાત રજપુત; એ પણ દેખાવમાં સુંદર, અને બ્રાહ્મણ જેવાજ છે. તેઓમાં ચોહાણ, સોલંકી ઇત્યાદિ રજપુતની જાત માંહેની જાતો પણ છે. ત્રીજી જાત કોળી. એ રૂપમાં ઉપર લખેલી બન્ને જાતોથી થોડી જૂદી પડે છે. બ્રાહ્મણો અને રજપુતોનાં નાક અણીશુદ્ધ ને સુંદર છે. પણ કોળી લોકોનાં પહોળાં ને ચહેરો અને ગાલ ફુલેલાં જેવાં દેખાય છે. આંખ પણ નાહાની હોય છે. એથી એ લોકો આગલી બે જાતથી તરતજ નોખા ઓળખાઇ આવે છે.

એ ત્રણે જાતના લોકોની ભાષા ઘણું કરીને એકજ છે. તેમાં ઘણા આર્ય અને આશરે ¼ અનાર્ય શબ્દો મળેલા છે. એ ત્રણે જાતના લોકો માંસ ખાય છે, અને મદ્ય પીએ છે. પરંતુ ઉપલી બે જાતના લોકો મોટાં પશુનું માંસ ખાતા નથી, કોળી લોકોની સાથે ખાતા નથી એટલું જ નહીં પણ તેઓને રસોઇને અડકવા પણ દેતા નથી.

એ ત્રણે જાતના પહાડી લોકોમાં એક અજાયબ જેવી ચાલ છે. તે એ કે ત્રણ ચાર કે પાંચ જેટલા ભાઇઓ હોય તે વચ્ચે તેઓ એકજ સ્ત્રી પરણે છે. તે પસંદ કરવી એ મોટા ભાઇના અખતિયારમાં છે. અને તેનો મુખ્ય ધણી પણ મોહોટો ભાઇ કહેવાય. નાહાના ભાઇઓ મોટા ભાઇની રૂબરૂમાં એ સ્ત્રીની ધણીજ અદબ રાખે છે. પરંતુ તે બહારગામ અથવા કોઇ તરેહની ગેરહાજરીમાં હોય તો તેટલી મુદતમાં એ સ્ત્રી તેથી નાના ભાઇની કહેવાય. નાહાના ભાઇથી બીજી કોઇ સ્ત્રી સાથે લગન થાય નહીં. અને લોકો તેને દે પણ નહીં; કદાચ કોઇએ બીજી સ્ત્રી સાથે લગ્ન કીધાં તો મોહોટો ભાઈ તેને ઘરમાંથી કાઢી મૂકે, અગર તે સ્ત્રી તેણે મોટા ભાઇને હવાલે કરવી જોઇએ. દીકરીનાં માબાપો પણ તેની શાદી કરતી વખતે મુખ્ય કરીને તપાસે છે કે તેઓ કેટલા ભાઇઓ છે. જો એકલો હોય તો તેને દીકરી દેવાને કોઇ પસંદ કરતું નથી. તેનું મુખ્ય કારણ એ બતાવે છે કે તેને રાંડવું પડશે.

સ્ત્રીઓ અને પુરૂષો સારા સ્વભાવનાં હોય છે. તેઓમાં વ્યભિચાર હોતો નથી. સ્ત્રીઓને ઘણું કરી પુરૂષ સંતતિ વધારે થાય છે અને પુત્રીઓ થોડી થાય છે. મ્હારી સાથેના પાહાડી લોકોને મેં પૂછ્યું; તો તેઓ ચારથી ઓછા ભાઇ કોઈ પણ નથી હતા અને એકને બે બહેનો હતી; બાકીના એકને બહેન જ ન હતી; ને ત્રણ જણને એક એક બહેન હતી; ચાર કે પાંચ ભાઈ હોય તેમાંથી જે ઓલાદ થાય તે સઘળી મોટા ભાઈની કહેવાય; તેઓમાંના કોઇને પુછીએ કે તારા બાપનું નામ શું? તો તેના બાપો માંહેલા મોટા ભાઈનું નામ લે. પણ બોલાવવામાં સઘળાને બાપ કહે છે. અને બધાને બાપની પ્રમાણે માન આપે છે.

## કાલસીથી પાછા દીલ્હી.

તા. ૨૫ મી ડિસેમ્બરને રોજ કાલસીથી પાછો દીલ્હી જવા નીકળ્યો. તા. ૨૯ મીના રોજ ડેહરા થઈને સાહારાનપુર આવ્યો. સાહારાનપુરની બજારમાંથી અને ધુડધોયા પાસેથી ૨૬ પુરાતની શિક્કાઓ મળ્યા; તેમાંનાં ૨૧ મુસલમાની બાદશાહોના છે, ને બાકીના હિંદુ રાજાઓના છે. આ સઘળા શિક્કાઓ ઘણા જુના છે પરંતુ તેમાં આજસુધી જે શોધ થઇ છે તેથી નવો એકે નથી.

શિક્કાઓની તપાસ કરવા માટે શાહારાનપુરમાં બે દિવસ સુધી રહ્યો. તા. ૩૧ મી ડિસેમ્બરના રોજ રાત્રે રેલવેમાં બેસી તા. ૧ લી જાનેવારીના રોજ દીલ્હી આવ્યો.

દિલ્હીથી પ્રાચીન વિરાટ નગર જોવા જવાની મારી મરજી હતી. એ વિરાટ દિલ્હીથી આશરે ૭૦ કોશ દક્ષિણ પૂર્વ દિશા તરફ જેપુરના રાજ્યમાં છે. માટે મારે દીલ્હીમાં રજપુતાણાના એજન્ટ સાહેબ પાસેથી પરવાનો મેળવવાનો હતો. તે આવી પહોંચવા સારૂ ૪ દિવસ દિલ્હીમાં રોકાણો. તે પરવાનો આવી પહોંચે વિરાટ જવાને નીકળ્યો. વિરાટ જવાનો રસ્તો દીલ્હીથી રેવારી સાહજહાનપુર થઇને છે. આખો રસ્તો રેતાળ અને પાણી ખારૂં છે. એ રસ્તે થઈ તા. ૧૩ મી જાનેવારીને રોજ સાંઝે વિરાટ પહોંચ્યો.

## વિરાટ.

વિરાટ એ નાનો કસ્બો છે. તે જેપોરથી ૪૦ માઇલ ઇશાન કોણ તરફ અને અલવરથી આશરે ૩૦ માઇલ નૈઋત્ય કોણ તરફ એક થોડી ઉંચાઇવાળા ટીંબા ઉપર વસે છે. તેને ફરતા દુરદુર કિલ્લાની પેઠે ડુંગરોની હારો છે. તેની વચ્ચેના મેદાનની પૂર્વપશ્ચિમ લંબાઇ આશરે ૪ માઇલ અને ઉત્તર દક્ષિણ પહોળાઇ આશરે ૬ માઇલની છે બહારથી એ મેદાનમાં આવવાને માત્ર ગાડી ચાલે તેવા ૩ રસ્તા છે અને ૭૩ પગદંડી છે. આ મોટા મેદાનની જમીન ખેતીવાડીને લાયકની છે. માટે ફરતા ડુંગરો થડમાં નાહાનાં નાહાનાં ૧૩ ગામડાઓ વસે છે, લોકો તેમાં ખેતી કરે છે.

હાલ વિરાટમાં આશરે ૩૫૦૦ માણસની વસ્તી છે. તેમાં ઘણો ભાગ અગરવાલ વાણીયા અને ગૌર બ્રાહ્મણોનો છે. ગામમાં ઘણાં ઘરો ઉજડ થતાં જાય છે. આશરે ૫૦ વર્ષ પહેલાં સારા ધનિક લોકોનાં ઘણાં ઘરો હતાં, તે હાલ ઉજડ પડેલાં છે.

વિરાટના લોકોમાં એવી કહેવત ચાલે છે કે હાલનું વિરાટ એ મંદોદરના ઠાકોર વેણીરાવના કુંવર લુણકર્ણ જે આમેરના કછવા રજપુત રાજાના ભાયાત હતા તેણે આસ્તે—

વિક્રમ સંવતની ૧૪ મી સદીમાં વસાવ્યું છે અને પ્રાચીન વિરાટ હાલના વિરાટથી પૂર્વ બાજુએ ડુંગરની થડમાં વસતું હતું.

હાલ એ જગાએ અણઘડ પથ્થરના પાયા એક મોટું ગામડું વસે એટલી જગામાં ફેલાએલા છે. લોકો તે જગાને બેરાડા કરી કહે છે. ત્યાંહાં એક કુવા પાસે પ્રાચીન દેવળનો નકશીદાર પથ્થર પડેલો હતો તે કોઇ મોટા દેવળના દરવાજાની શાખનો હશે; તેની નકશી ગુપ્તના વખતની નકશીને મળતી હતી.

બીજી એક નકશીદાર ચોરસ શિલા હતી તેની પણ નકશી એજ વખતના જેવી હતી, એ સિવાય ત્યાં કાંઇ પણ પ્રાચીન નીશાની જેવું જોવામાં આવ્યું નથી.

વિરાટની અંદર પ્રાચીન વસ્તુઓમાં હાલના વિરાટથી દક્ષિણ બાજુએ એક નહાની ટેકરીની ઉપર પ્રાચીન બૌદ્ધ ઇમારતનાં ખંડેરની પાસે મહારાજા અશોકની વખતના લેખનો કોરેલો પથ્થર ઉભો કરેલો હતો. તે હાલ કલકત્તામાં રા. એ. સોસાઇટીના સંગ્રહસ્થાનમાં રાખેલો છે. બીજો એક લેખ હાલ ગુને નવો મળ્યો. એ હાલના વિરાટથી ઉત્તર બાજુએ ભીમગીપહાડી નામની ટેકરીના થડમાં ગ્રાનીટ પથ્થરની એક મોહોટી શિલા ઉપર કોતરેલો છે. એ લેખ તૂટી ગયો છે. તો પણ તેનો ઘણો ભાગ વાંચી શકાય તેવી હાલતમાં છે.

એ લેખની મેં બે રીતે નકલ લીધી છે. એક તેવડી અને તેરીજ હાથવડે વસ્ત્ર ઉપર અને બીજી છાપીને કાગળ ઉપર; તે શિવાય એ પથ્થરના દેખાવનો ને પહાડીનો ફોટોગ્રાફ લીધો છે.

એ કામ પુરૂં કરી તા ૨૧ મી જાનેવારીના રોજ સવારમાં મથુરા જવા નીકળ્યો, તે તા. ૨૫ મી જાનેવારીને રોજ શ્રીગોવર્ધન પાસે આવ્યો.

## શ્રીગોવર્ધન અથવા ગિરિરાજ.

આ પવિત્ર ડુંગર શ્રીમથુરાંથી ૭ કોસ પશ્ચિમ બાજુએ છે, તેની થડમાં મોટું ગામ વસે છે. તેને એ પવિત્ર ડુંગરના નામથી ગોવર્ધન ગામ કહે છે.

આશરે ગામમાં ગોવર્ધનના થડમાંજ એક સુંદર બાંધેલું તલાવ તર્સ ખાય છે, અને મદ્ય પીએ છે. પરંતુ ઉપલા એઓના વડાઓ માંહેના માનસિંહ રાજગાતા નથી, કોઝી લોકોની સાથે ખાતા નથી એટલું જ નહીં પણ તેઓને રસોઇને અડકવા પણ દેતા નથી.

એ ત્રણે જાતના પહાડી લોકોમાં એક અજાયબ જેવી ચાલ છે. તે એ કે ત્રણ ચાર કે પાંચ જેટલા ભાઇઓ હોય તે વચ્ચે તેઓ એક જ સ્ત્રી પરણે છે. તે પસંદ કરવી એ મોટા ભાઇના અખતિયારમાં છે. અને તેનો મુખ્ય ધણી પણ મોહોટો ભાઇ કહેવાય. નાહાના ભાઇઓ મોટા ભાઇની રૂબરૂમાં એ સ્રીની ઘણી જ અદબ રાખે છે. પરંતુ તે અહારગામ અથવા કોઇ તરેહની ગેરહાજરીમાં હોય તો તેટલી મુદતમાં એ સ્ત્રી તેથી નાના ભાઇની કહેવાય. નાહાના ભાઇથી બીજી કોઇ સ્ત્રી સાથે લગન થાય નહીં. અને લોકો તેને દેવ પણ નહીં; કદાચ કોઇએ બીજી સ્રી સાથે લગ્ન કીધાં તો મોહોટો ભાઈ તેને ઘરમાંથી કાઢી મૂકે, અગર તે સ્રી તેણે મોટા ભાઇને હવાલે કરવી જોઇએ. દીકરીનાં માબાપ પણ તેની શાદી કરતી વખતે મુખ્ય કરીને તપાસે છે કે તેઓ કેટલા ભાઇઓ છે. જો એકલો હોય તો તેને દીકરી દેવાને કોઇ પસંદ કરતું નથી. તેનું મુખ્ય કારણ એ બતાવે છે કે તેને રાંડવું પડશે.

ઉંચાઇ સઘળે ઠેકાણે સરખી નથી. ગોવર્ધન ગામની પાસે ત્યાંહાંની સપાટીથી આશરે ૨૦ ફુટ કરતાં કમ ઉંચાઇ છે પરંતુ વધારેમાં વધારે તેની ઉંચાઈ જાતીપુરા અને આનોડ નામના ગામની પાસે છે. ત્યાંહાં તેની ઉંચાઇ આશરે ૭૦ થી ૮૯ ફુટ સુધી હશે. એ જગાએ ગોવર્ધન ઉપર એક નાહાનું દેવળ છે. એ દેવળમાં પ્રથમ શ્રીનાથજી હતા.

ગોવર્ધનમાં પ્રાચીન વસ્તુની ઘણી તપાસ કરતાં આનોડ પાસે એક બુદ્ધ વિહારની જગા મળી; લોકો તેની ઈંટો ખોદી ગયા છે તો પણ તેના પાયાની થોડી નિશાની દેખાય છે. તેની અંદરની મૂર્ત્તિ લોકોએ તેની પડોસમાંજ એક ચોતરા ઉપર બેસાડેલી છે. તેને " લોહાકોસાહુ " એવું મશ્કરીનું નામ આપેલું છે.

એ મૂર્તિની નીચેની બેઠકમાં બે પંક્તિથી લખેલો પ્રાચીન લેખ છે. તેથી માલુમ પડે છે કે હરૂપક વિહાર નામનો વિહાર એ જગાએ હતો. તેમાં એ બેસાડવામાં આવેલી હતી. એ લેખમાં સંવત કે તારીખ નથી તો પણ તેના અક્ષરો ઉપરથી માલુમ પડે છે કે આજથી આશરે ૧૭૦૦ વર્ષ ઉપર બનાવેલી એ મૂર્ત્તિ હશે.

એ મૂર્તિનો મેં ફોટોગ્રાફ લીધેલો છે. અને તેની નીચેના લેખની બે રીતે નકલ કરી લીધી છે.

ગોવર્ધન ગામમાં ૨ દીવસ રહ્યો. તા. ૨૭ મી જાનેવારીના રોજ ત્યાંહાંથી ચાલ્યો, તે સાંઝના ૪ વાગે મથુરાં આવ્યો.

( સૌરાષ્ટ્ર દર્પણ જાનેવારી ૧૮૭૪ )

## મથુરા.

આખા હિંદુસ્તાનમાં સારી પેઠે જાણીતું પવિત્ર મથુરાં શહેર યમુનાને જમણે કિનારે વસે છે. યમુના તેના થડમાં થઇને વહે છે. તેને કાંઠે ઘાટો બાંધેલા છે. તે ઉપર અર્વાચીન કાળમાં બાંધેલાં ઘણાં દેવળો છે. મથુરાં શહેર મુસલમાની બાદશાહતના વખતમાં વારંવાર લુટવામાં આવ્યું હતું, અને ત્યાંનાં દેવળો અને મૂર્ત્તિઓ તોડી નાંખવામાં આવી હતી. તેથી હાલ જેટલાં દેવળો અને ઇમારતો મથુરામાં છે તે ઘણું કરી દોઢ અથવા બે સેંકડા વર્ષોની અંદરનાં બંધાએલાં છે. તેમાં પણ ઘણાં તો આશરે ૫૦ વર્ષની આ તરફનાં બાંધેલાં છે.

પ્રાચીનકાળની મથુરાંની વસ્તી હાલની મથુરાં કરતાં ઘણા બોહોળા ભાગમાં પસરેલી હતી; તેની નિશાની હાલના મથુરાને ચોતરફ ફેલાએલી દેખાય છે. મથુરાની જમીન પોચી ને મરાટીની છે. તેથી ચોમાસામાં ચાલતાં નાળાંને વહેળાઓથી પ્રાચીન ખંડીએરો ખોદાઇને જમીન નીચી થઈ જાય છે. તો પણ તેથી બચી રહેલા ભાગો, ઉંચા ટીંબા જેવાં મથુરાની આસપાસ ઘણા છે. તેઓને ત્યાંહાંના લોકો ટીંબા કહે છે. તે ઉપર ચોબાઓના કુસ્તી કરવાના અખાડા અને અર્વાચીનકાળમાં બાંધેલાં દહેરાં છે. આ સર્વ ટીંબાઓ ઘણું કરી પ્રાચીન વિદ્યાના શોધકોને તપાસવાલાયક છે, કારણ કે તેમાંના કેટલાએક ટીંબાઓ પ્રાચીન ઇમારતોનાં ખંડીએરે છે. તેમાં જાણવાલાયક ઐતિહાસિક વસ્તુઓ દટાઈ રહેલી છે. કેટલાએક ઉપર વારંવાર ફેરફાર થયો છે તેથી કેટલાએકનો ડોળ બદલાઈ ગયો છે, અને કેટલાએક સાવ મરાટીના છે, અને તેમાં કોઇ પણ પ્રાચીન વસ્તુ રહેલી નથી. તો પણ તે ઉપર બાંધેલાં દેવળો અને ચોબાઓના અખાડામાં આજુબાજુથી ઉપાડી લાવી રાખેલી પ્રાચીન મૂર્ત્તિઓ અને નકશીદાર પથરોને માટે જોવાલાયક છે.

આવી રીતના મથુરાની આસપાસના કેટલાએક ટીલાનો મેં નોંધ લીધી છે. અને તે ઉપરની કેટલીક અગત્યની મૂર્તિઓ અને નકશીદાર પથ્થરોના ફોટોગ્રાફ લીધા છે. મથુરામાંથી જે મૂર્તિઓને નકશી કામ મળેલું છે, તેની બરાબરી કરે તેવું નકશીકામ પેશાવર તરફથી મળેલા ગ્રીક કારીગરીના નમુના શિવાય હિંદુસ્તાનના બીજા ભાગોમાં મારા જોવામાં આવ્યું નથી. મથુરાંનું નકશી કામ જોવાથી સહજ વિચાર આવે છે કે ત્યાંહાં ગ્રીક કારીગરો હતા. અથવા તેઓના હાથતળે શીખેલા કારીગરો હતા. બે વર્ષ પહેલાં હું જ્યારે મથુરાં ગયો હતો તે વખતે મને એક સ્ત્રીની મૂર્તિ સ્ત્રીના સ્વાભાવિક કદ જેવડી મળી હતી. એ મૂર્તિ દિલ્હી મંગાવી લેવાને દીલ્લીના ડેપ્યુટીકમીશનર મેકમાનસાહેબને મેં ભલામણ કરી હતી તેથી હાલ તે દિલ્હીના મ્યુઝીઅમમાં છે. તેની કારીગરી જોતાં તુરતજ માલુમ થશે કે તે હિંદુ કારીગરોના હાથની બનેલી નથી.

મથુરામાં ઘણા અને ઉત્તમ શિલ્પકામના જે નમુના જોવામાં આવ્યા તે સઘળા બૌદ્ધોની ઇમારતોના અને મૂર્તિઓના ટુકડા છે અને તેની એટલી મોટી સંખ્યા છે કે ઈસ્વીસનની ૬ ઠી સદીમાં મથુરામાં આવેલ એક ચીના બૌદ્ધ સાધુ હ્યાનસંગે લખ્યું છે કે મથુરામાં બૌદ્ધ ઇમારતોની મોટી સંખ્યા છે અને બ્રાહ્મણોના ધર્મનાં માત્ર ૫ દેવાલયો છે, તે ખરેખરૂં દેખાય છે.

મથુરામાં હું ૧૫ દિવસ રહ્યો; તેટલી મુદતમાં, નોખી નોખી જગેથી ૩૬ પ્લેટો ફોટોગ્રાફની લીધી, ૯ પ્રાચીન લેખોની નકલ કીધી. તેમાંના બે અગત્યના લેખ મુંબઈ લઇ આવ્યો છું, જેમાંનો ૧ પ્રાચીન નાગરી અક્ષરોમાં લાંબી ચાર પંક્તિથી લખેલો છે ને બીજો બાક્ટ્રોપાલી અક્ષરોથી કોરેલો છે. એ સિવાય મથુરાંના ખંડેરોમાંથી પ્રાચીન શિક્કાઓ ચોમાસાના દિવસમાં મળે છે. તે ગામમાં સરાફો પાસે વેચાઇ જાય છે. તેવા શિક્કાઓ ૩૩ રૂપીઆના ખરીદ્યા.

એ સઘળું કામ પુરૂં કરી તા ૧૩ થી ફેબ્રુવારીને રોજ ત્યાંથી ચાલ્યો તે તા. ૧૪ મી ફેબ્રુઆરીએ આગ્રે આવ્યો. આગ્રા એ અકબરશાહના વખતમાં વસાવેલું મોટું શહેર છે, તેથી તેમાં પ્રાચીન શોધને લાયક વસ્તુ કાંઇ નથી પરંતુ અકબરશાહના પૌત્ર શાહજહાંન ને તેની બેગમનો સુંદર મુકરબો, જે તાજમહાલના નામથી ઓળખાય છે અને જેની બરાબરી કરે તેવી આખી દુનિયામાં થોડીજ ઇમારતો હશે, તે જોવા લાયક છે. અને તે શિવાય આગ્રાનો કિલ્લો અને તેની અંદરના મેહેલો તથા મોટી જુમામસજીદ એ પણ જોવાલાયક છે.

આગ્રામાં સંગ્રહસ્થાન છે તેમાં મથુરાંની પ્રાચીન મૂર્તિઓને અને ઇમારતોના નકશીદાર પથ્થરો લાવીને રાખેલા છે. એ ઉપર લેખો છે. તે ઘણા નહાના છે. તોપણ અગત્યના હોવાને લીધે, ઘણી સંભાળથી નકલ કરી લીધા. ત્યાર બાદ તા. ૨૭ ફેબ્રુઆરીને રોજ ગ્વાલીઅર પહોંચ્યો.

## ગ્વાલીઅર

ગ્વાલીઅરનું પ્રાચીન નામ ગોપગિરિ હતું એમ ત્યાંના ઇ. સ. ૯ મી સદીના લેખો ઉપરથી જણાય છે. વખતે એ નામ ગોવલીઅર શબ્દમાં ગોવાળ શબ્દનો ગો સંસ્કૃત પર્યાય

કરી જોડી કાઢેલું હોય. તે મધ્યકાળમાં (એટલે આશરે ઇ.સનની ૯ મી સદીની લગભગમાં) કચ્છના રજપુતોની રાજધાની હતું. હાલ મરાઠા સિંધીયા સરકારની રાજધાની છે.

હાલના વખતમાં ગ્વાલીઅરના ત્રણ વિભાગો છે, તે નીચે પ્રમાણેઃ ૧ લું ગોવાલીઅર અથવા પુરાણી વસ્તી. એ ગ્વાલીઅરનાં પ્રાચીન કિલ્લાના ડુંગરની થડમાં પૂર્વ અને ઉત્તર ભાગમાં વસે છે;

બીજું, લશ્કર—એ મરાઠાઓએ ફતેહ મળ્યા પછી ત્યાંહાં લશ્કર રાખેલું હતું; આસ્તે આસ્તે ત્યાં મોટી વસ્તી થઇ ને હાલ પણ તેજ નામથી ઓળખાય છે. રાજા અને રાજકીય અમલદારો સઘળા ત્યાંહાં રહે છે. એ ગ્વાલીઅરના કિલ્લાવાળા ડુંગરથી સરાસરી દક્ષિણ પશ્ચિમ દીશા તરફ ૧॥ માઇલ દુર છે.

ત્રીજું, છાવણી—એ ગ્વાલીઅરના કિલ્લાવાળા ડુંગરથી પૂર્વ દિશા તરફ આશરે ૧॥ માઇલ દુર છે. અંગ્રેજ સરકાર તરફથી પોલિટીકલ એજન્ટ અને બીજા અમલદારો ત્યાં રહે છે.

ગોવાલીઅરમાં પ્રાચીન વસ્તુઓની તપાસ કરવાની જગા ત્યાંહાંનો પ્રાચીન કિલ્લો છે. એ આશરે ૩૦૦ ફુટ કરતાં વધારે ઉચાઇવાળા ડુંગરની ઉપર બાંધેલો છે. એ ડુંગર સરાસરી ઉત્તર દક્ષિણ એક માઇલથી કાંઇક કમ લાંબો છે, અને પહોળાઇમાં સઘળી જગોમાં સરખો નથી તો પણ લંબાઇથી આશરે ⅙ કરતાં વધારે પહોળો કોઇ જગોએ નથી. ઉપર સપાટ છે ને તેની કોરે કોરે કિલ્લો બાંધેલો છે. તેમાં જવાને પૂર્વ અને પશ્ચિમ બન્ને તરફથી રસ્તો હતો. હાલ પશ્ચિમ તરફનો રસ્તો બંધ કરી, માત્ર પૂર્વ તરફનો રસ્તો ખુલ્લો છે. આ રસ્તેથી કિલ્લામાં જવાને સૌથી નીચે પ્રથમ એક દરવાજામાં પેસવું પડે છે. તે પછી દક્ષિણ તરફ ચડવા માંડવું પડે છે, ચડતાં જમણી બાજુ તરફ ડુંગર અને ડાબીબાજુ તરફ કોટ બાંધી લીધેલો છે. એવી રીતે થોડે ઉપર ચડ્યા પછી બીજે દરવાજે આવે છે, તેમાં દાખલ થઈ થોડું આગળ વધીએ છીએ ત્યાંહાં ડુંગરના ખડક માંહેથી ખોદી કાઢેલો એક ઓરડો છે. ત્યાંથી થોડે ઉપર ચડ્યા પછી ત્રીજા દરવાજાની અંદર જવાને ઉત્તર તરફ ચડવું પડે છે. એ ખુણાની પાસે ડુંગરમાંથી અખંડ ખોદી કાઢેલું એક વિષ્ણુનું દેવળ છે. એ દેવળની અંદર સુંદર અક્ષરોથી કોતરેલો મોહોટો લેખ છે. તે ઉપરથી માલુમ પડે છે કે—સંવત ૯૩૩ માં ગોપગિરિ (ગોવાલીયર)ના રાજા ભોજદેવના કોટવાલ અલ્ল નામના કોઇ પુરૂષે એ દેવળ કરાવેલું છે. તેણે એ દેવળને અને તેણેજ કરાવેલાં બીજાં રુદ્ર રુદ્રાણીના દેવળને કેટલીએક જમીન અને ગામમાં લાગો કરી આપ્યો હતો. તે સવિસ્તર આ લેખમાં લખેલું છે. એ દેવળની થોડે આગળ ખડકમાં ખોદી કાઢેલ મોટી તાંડવ નૃત્ય કરતી શિવની મૂર્ત્તિ છે. આ દરવાજામાં પેઠા પછી પાછું દક્ષિણ તરફ ચડવા મંડાય છે. ત્યાંહાં જમણા હાથ તરફ ડુંગરના ખડકમાં શૈવ વૈષ્ણવો અને જૈનધર્મની નાહાની અને મોટી મૂર્ત્તિઓ કોતરેલી છે; એ જોતાં ઠેઠ ઉપર જવાય છે; ત્યાંહાં ચોથા દરવાજામાં દાખલ થઇ કિલ્લામાં જવાય છે. હાલ કિલ્લામાં સોલજરોનું લશ્કર રહે છે. તેઓને રહેવા માટે મોટી બરાકો બાંધેલી છે. બાકીની પ્રથમની ઇમારતો સઘળી પાડી નાંખેલી છે. પરંતુ જોવા લાયક નકશીદાર હિન્દુઓનાં દેવળ ઘણી સારી સંભાળથી મરામત કરી બચાવી રાખેલાં છે. આ કિલ્લામાં જે દેવળો છે, તેમાંથી એક સૌથી મોટું ને સરસ છે. તે બહાર અને અંદર

આખું નકશીદાર છે તેમાં વિષ્ણુના ચારવ્યૂહ માંહેલા અનિરુદ્ધની મૂર્તિ સ્થાપેલી હતી. એ બાબત મોટો લેખ એ દેવાલયના આગલા મંડપમાં લગાડેલો છે; તેથી માલુમ પડે છે કે એ દેવળ સંવત ૧૧૫૦ માં બાંધેલું છે. આ લેખોમાં કચ્છવા વંશની લાંબી વંશાવળી આપેલી છે. આ કિલ્લાની અંદર આવવાના પશ્ચિમ દરવાજાના રસ્તામાં ઘણી મોટી મોટી દિગંબર જૈન મતના તીર્થંકરોની મૂર્તિ છે. એ સઘળી મૂર્તિઓ પાસે તેના બનાવનારના નામના લેખો છે. એ સઘળી મૂર્તિઓ આશરે ૫૦૦ વર્ષની આ તરફની બાંધેલી છે. આમાંની કેટલીક મૂર્તિઓ ઉંચાઇમાં ઘણીજ લાંબી છે.

ગોવાલીઅરમાં ચાર લેખોની નકલ કરી. ૨૦૦ તાંબાના પ્રાચીન સિક્કાઓ લીધા અને ગુવાલિઅરની પ્રાચીન વસ્તુઓની ટુંકી નોંધ ઉતારી લીધી. એ કામ પુરૂં કરી તા. ૨૭ મી ફેબ્રુઆરીને રોજ મુંબઇ આવવાને નીકળ્યો તે તા. ૪ થી માર્ચ ૧૮૭૨ ના રોજ મુંબઇ આવ્યો છું.

તા. ૮ મી માર્ચ ૧૮૭૨
મુંબઇ

આપનો આજ્ઞાંકિત નમ્ર સેવક-
ભગવાનલાલ ઇંદ્રજી



# પરદેશી મુસાફરોએ કરેલાં અમદાવાદનાં વર્ણનો

(૨)

## ટેવર્નીઅર ( ઇ. સ. ૧૬૭૦ ની આજુબાજુમાં )

[ ચુનીલાલ પુ. બારોટ ]

**અમદાવાદનો વેપાર**

**સરખેજની ગળી**

અમદાવાદ હિંદુસ્તાનનું એક મોટામાં મોટું શહેર છે. ત્યાં રેશમી માલનો, સોનેરી, રૂપેરી તેમ જ કસબવાળા રેશમી પડદાઓનો, સુરોખાર, ખાંડ, આદુ, સુંઠ, આમલી, હરડાં, બરડાં, આમળાં તથા ગળીનો જબરો વેપાર ચાલે છે. ગળીની ચક્તીઓ (cakes) ત્યાંથી નવ માઇલને છેટે આવેલા સરખેજ નામના મોટા ગામમાં બનાવવામાં આવે છે.

**મંદીરની મસીદ**

અમદાવાદમાં એક મંદિરની મુસલમાનોએ મસીદ બનાવી દીધી છે. એમાં પેસતાં આરસપહાણથી જડેલા અને ઝરૂખાવાળા ત્રણ સભામંડપો આવે છે. એ ઓળંગીને અંદર જતાં મસીદમાં જવાય છે. મસીદનો બહારનો ભાગ રંગબેરંગી ચોરસાં ( Mosaics ) થી સુશોભિત કરેલો છે. આ ચોરસાં મોટે ભાગે ત્યાંથી બે દિવસના રસ્તા પર આવેલા ખંભાતના ડુંગરાઓમાંથી [?][1] નીકળતા વિવિધરંગી અકીકનાં બનાવેલાં છે. અમદાવાદમાં અસલી મૂર્તિપૂજક

**છતરીઓ**

રાજાઓની ઘણી કબરો જોવામાં આવે છે—જાણે આરસના થાંભલાઓ પર રચેલા ઘુમ્મટઘેર ચોરસાંવાળાં નાનાં નાનાં દેવળો જ દેવળો ![2]

**સાબરમતી ને તેને ઓળંગવાના સાધનો**

વાયવ્ય દિશામાં અમદાવાદ આગળ થઈને એક નદી વહે છે. ચોમાસુ જે હિંદમાં ત્રણથી ચાર મહીના સુધી પહોંચે છે તેમાં એનું વહેણ ઘણું વેગવાન થાય છે અને પટ વિશાળ બને છે. દર વરસે એથી ઘણું નુકસાન થાય છે. હિંદુસ્તાનમાં બધી નદીઓનું આમ જ હોય છે. અમદાવાદ આગળ પૂલ નહિ હોવાથી ચોમાસુ ઉતરી રહ્યા પછી દોઢ, બે મહીને નદી ઉતરી શકાય એવી બને છે. નદી પર બે ત્રણ હોડીઓ રહે છે પણ તે પાણીની ગતિ મંદ થયા પછી જ કામમાં આવે છે. અને તેમાં ય હોડીને સામે પાર જતાં ઘણો જ વખત લાગે છે. ગામડીઆઓને નદી ઓળંગવી હોય છે ત્યારે તેઓ પવનથી ભરેલી મસક છાતીએ બાંધી લાગલા નદીમાં ઝંપલાવે છે અને તરતા તરતા સામે પાર જાય છે. ગરીબ લોકોનાં, ભાયડા બૈરાં બધાં ય આ રીતે તરીને સામે પાર જાય છે. છોકરાં છૈયાં પેલે પાર લઇ જવાનાં હોય ત્યારે તેઓ

---

૧ ખંભાતમાં કે ખંભાતની આજુબાજુમાં ડુંગરા નથી. ખંભાત અકીકના માલ માટે પ્રખ્યાત છે. પરંતુ ટેવર્નીઅરે અકીકના પત્થર ક્યાંથી નીકળે છે એ વિષે કરેલી કલ્પના ખોટી છે. રાજપીપલા રાજ્યમાં રતનપુરની પાસે અકીકની ખાણો છે અને ત્યાંથી અકીક ખંભાત જાય છે. જુઓ ઇમ્પીઅરલ ગેઝેટીઅર વો. ૯. પા. ૨૯૭.—ચુ. પુ. બા.

૨ આ વર્ણન સમાધિસ્થાન પર ઉભી કરેલી છતરીઓનું લાગે છે.—ચુ. પુ. બા.

તેમને ચાર આંગળના ગાળાની[૨] ગોળીમાં મુકે છે અને પછી ગોળીને પોતાની આગળ ધકેલતા ધકેલતા અને તરતાં તરતા સામે તીર પહોંચે છે. આ ઉપરથી ઇ. સ. ૧૬૪૨ માં જ્યારે હું અમદાવાદમાં હતો ત્યારે બનેલો એક જાણવાજોગ પ્રસંગ મને યાદ આવે છે.

એક ગામડીઓ હું હમણાં વર્ણવી ગયો એવી રીતે એના બૈરા સાથે નદી ઓળંગતો હતો. એમને એક બે વરસનું બાળક હતું. તેને આવી એક ગોળીમાં ઉભું રાખ્યું હતું. માત્ર તેનું માથું બહાર દેખાતું હતું. નદીની મધ્યમાં પ્હોંચતાં રેતીનો એક નાનો બેટ આવ્યો. ત્યાં એક મોટું ઝાડ પાણીમાં ઘસડાતું ઘસડાતું આવી પાણીમાં અટક્યું હતું. જરા થાક ખાવાના ઇરાદાથી બાપે પેલી બાળકવાળી ગોળી આ જગા પર ધકેલી. જેવો એ ઝાડ પાસે પહોંચ્યો કે તરત એના મૂળીઆંમાંથી એક સાપ કુદીને બાળકવાળી ગોળીમાં પડ્યો. માબાપ ગભરાઇ ગયાં અને એમના હોશકોશ ઉડી જવાથી ગોળી છોડી દીધી. માબાપ કેટલોક વખત ત્યાં અધમુઆં જેવાં પડી રહ્યાં. ત્યાંથી છએક માઇલને અંતરે એક વાણીઓ અને બૈરી એક નાના છોકરા સાથે જમવા બેસતાં પહેલાં નદીએ ન્હાવા આવ્યાં હતાં. એમણે દૂરથી પાણીમાં તણાતી પેલી ગોળી અને એના મ્હોડા બહાર દેખાતું છોકરાનું અડધું માથું જોયું. એ જોતાં વાર તરત જ એ છોકરાને બચાવવા વાણીઆએ નદીમાં પડતું નાખ્યું અને ગોળીને કિનારે ધકેલી લાવ્યો. વાણીઅણ પુઠે છોકરૂં લઇને પેલા ગોળીમાંના બાળકને બહાર કાઢવા આવી અને એ જ પળે પેલો સાપ જેણે ગોળીમાંના બાળકને કશી ઇજા નહોતી કરી એ ગોળીમાંથી કુદી પડ્યો, વાણીઆના છોકરાને વીંટાઇ વળ્યો અને કરડ્યો. સાપ કરડતાં વાંત તરત જ છોકરો મરણ પામ્યો. આ અસાધારણ બનાવથી આ બિચારાં લોક ઘણું દુઃખ ન પામ્યાં. કારણ, એમણે માન્યું કે એક છોકરૂં લઇ બીજું આપવાની ઇશ્વરની કોઇ ગુપ્ત આજ્ઞાને અનુસરીને એમ થવા પામ્યું હશે. ગોળીવાળું છોકરૂં લઇ એમણે આશ્વાસન માન્યું. કેટલાક સમય પછી આ સાહસભર્યા બનાવની વાત પેલા ગામડીઆને કાને પહોંચી; એટલે એ વાણીઆ પાસે આવ્યો અને કહ્યું કે 'ભાઇ, આમની વાત આમ બની છે ને તમે રાખ્યું છે એ છોકરૂં ખરી રીતે મારૂં છે માટે મને સોંપી દો. આથી એમની વચ્ચે મોટો ટંટો થયો. પેલો ગામડીઓ કહે કે એ 'છોકરૂં મારૂં છે' અને વાણીઓ કહે કે નહિ, 'એ મારૂં છે.' મારૂં છોકરૂં જે મરી ગયું એના બદલામાં ઇશ્વરે આ છોકરૂં મને આપ્યું છે.' ટુંકમાં વાત વધી અને ઝઘડો રાજા પાસે ગયો રાજાએ હુકમ કર્યો કે એ બાળક એના બાપને પાછું સોંપવું. ( અને એ વાત પુરી થઇ.)

*એક અસાધારણ અકસ્માત*

લગભગ એ જ સમયે એના એ અમદાવાદ શહેરમાં જ એક ગમ્મતભરેલો બનાવ બન્યો. શાંતિદાસ નામનો એક પૈસાદાર વેપારી જે વાણીઓ હતો એની સ્ત્રીને કંઇ સંતાન નહોતું માટે એ પણાં હાંફાં મારતી અને સૌ કોઇ એની ઇચ્છા જાણતું. એ ઉપરથી

૨ ચાર આંગળના ગાળાની ગોળીમાં છોકરૂં જાઇ શકે નહિ. કદાચ મુસાફરે તરવાની ગોળી જોઇ હશે અને છોકરાં ગોળીમાં બેસારી લેવાય છે એ પણ વેગળે રહે રહે જોયું હશે; પરંતુ જે ગોળીઓમાં છોકરાં બેસાડતાં હશે એ ગોળીઓ નહિ જોઇ હોય અને એથી કરીને એણે આમ લખી દીધું હશે.—મુ. પુ. આ.

ઘરનો એક નોકર એક દિવસ શેઠાણીને ખાનગીમાં મળ્યો અને કહ્યું કે જે હું આપું તે જો તમે ખાવા રાજી હો તો હું તમને ખાત્રી આપું છું કે તમને સંતાન થાય.' શેઠાણીએ પૂછ્યું કે 'શુ ખાવાનું કહે છે ?' નોકરે કહ્યું: 'કંઇ નહિ, થોડી મચ્છી. ...માત્ર ત્રણ કે ચાર ખાવી પડશે.' આગળ કોઇ જગાએ હું કહી ગયો છું એમ વાણીઆના ધર્મમાં પ્રાણીમાત્રની હિંસા કરવાની મના હોવાથી હવે શેઠાણી જરા ગુંચવાયાં અને કહ્યું કે 'એવું તે થાય ?' પરંતુ નોકરે જ્યારે એમ કહ્યું કે 'મને માછલી એવી સારી રીતે છુપાવતાં આવડે છે કે તમને ખબર પણ નહિ પડે કે તમે જે ખાઓ છો તે માછલી છે' ત્યારે છેવટ એણે નિશ્ચય કર્યો કે ઇલાજ અજમાવી જોવો. ત્યાર પછીની રાત નોકરે આપેલી સૂચના પ્રમાણે એણે પોતાના ધણી સાથે ગાળી. કેટલાક વખત પછી એ સ્ત્રીને જ્યારે લાગ્યું કે પોતાને દહાડા છે ત્યારે એનો વર મરણ પામ્યો અને મરનારનાં સગાંસાગવાં એની મિલ્કતનો કબજો લેવા ઉભાં થયાં. વિધવા બાઇએ વાંધો ઉઠાવ્યો અને એમને કહ્યું કે 'રાખો, હું સગર્ભા છું. છુટાછેડા થતાં સુધી રાહ જુઓ, પછી તમારે કરવું હોય તે કરજો.' સગાંવહાલાંના માનવામાં આ વાત આવી નહિ, કારણ કે તે બાઇએ એના ધણી સાથે આજકાલ કરતાં પંદર વરસ ગાળ્યાં હતાં છતાં કશું સાંપડયું નહોતું. એમણે એને ઘણી સતાવી તેથી આખરે તે સુબા પાસે ગઇ. સુબાએ સગાંવહાલાંને કહ્યું:-'જરા થોભી જાઓ. જુઓ, બાઇને શું આવે છે ?' વખત જતાં બાઇને પુત્રનો પ્રસવ થયો ત્યારે સગાંવ્હાલાંની ધીરજ ખુટી પડી અને એમણે આ છોકરો એના મૂળ ધણીનો હોવાનો ઇન્કાર કર્યો. સુબાએ તપાસ માટે વૈદહકીમો ભેગા કર્યા. એમણે નક્કી કર્યું કે બાળકને ન્હાવાના વાસણમાં બેસાડવું અને ન્હવડાવવું. જો મા કહે છે એ ઉપાયથી એને ગર્ભ રહ્યો હશે તો બાળક માછલી જેવું સોડશે. એમણે એ પ્રમાણે કર્યું અને પરિણામે બાળક માછલી જેવું સોડયું. આ પ્રયોગ પછી સુબાએ ફરમાવ્યું કે સદર મરનારની મિલ્કતનો વારસ આ બાળક ઠરે છે. કારણ, આ પ્રયોગથી સિદ્ધ થાય છે કે મરનાર જ આ બાળકનો બાપ થાય. પરંતુ આવડો મોટો કોળીઓ મ્હોંમાંથી જતો રહેવા દેવો સગાંવ્હાલાંને કેમ ગમે ? એટલે એમણે આગ્રા ખાતે ખુદ હજુર આગળ જઇ સુબાના ફરમાન વિરુદ્ધ ફરિયાદ કરી. એમના કહેવા પરથી પાદશાહે સુબા પર ફરમાન મોકલાવ્યું કે એનો એ પ્રયોગ ખુદ હજુરના દેખતાં કરી જોવા માટે એ બાળકને તથા એની માને પાયતખ્તમાં હાજર કરવાં. હજુરમાં પણ એનું એ-જ પરિણામ આવવાથી સગાંવ્હાલાંના હાથ હેઠા પડયા અને એથી કરીને મિલ્કત એ બાળક માટે તથા એની મા માટે કાયમ રાખવામાં આવી.

અમદાવાદનું ગપ ગેઝેટ. શાંતિદાસ શેઠ પુત્રવાન શી રીતે થયા ?

વળી એક બીજો રમુજી બનાવ મને અહીં યાદ આવે છે. એની વાત મને અમદાવાદમાં જ્યાં દિલ્હીથી પાછા ફરતાં મારી મુસાફરી દરમિયાન હું દશ બાર વખત જઇ આવ્યો છું ત્યાં કહેવામાં આવી હતી. એક વેપારી જેની સાથે મેં ઘણી વાર કામ પાડી જોયું છે અને જેના પર એ પ્રાંતના સુબા અને પાદશાહના કાકા શાહિસ્તખાનની ઘણી પ્રીતિ હતી એ અદ્યાપિ પર્યંત કદિ જુઠું બોલ્યો નથી એવી કીર્તિવાળો હતો. મહાન મોગલ શહેનશાહના રિવાજ પ્રમાણે શાહિસ્તખાનનાં સુબાગીરીનાં ત્રણ વરસો

'કદિ જુઠું નહિ બોલનાર' શેઠીઆની વાર્તા

પુરાં થવાથી અને એની જગાએ 'શાહજહાનનો પુત્ર, ઔરંગઝેબ હોદ્દા પર' આવવાથી એ એ વખતના પાયતખ્ત આગ્રામાં પાછો ગયો. એક દિવસ પાદશાહ સાથે વાતચીત કરતાં એણે કહ્યું કે 'જહાંપનાહ, આપની કૃપાથી મળેલી દેશદેશની હકુમત ભોગવતાં મેં ઘણી અસાધારણ ચીજો જોઇ છે. પરંતુ, મને આશ્ચર્ય તો એક ચીજથી જ થયું. મને એક પૈસાદાર સીત્તેર વર્ષનો ઘરડો શેઠીઓ એવો જડી આવ્યો કે એની આખી ઉમરમાં એ કદિ જુઠું બોલ્યો નથી. આવી અસાધારણ હકીકત સાંભળી પાદશાહ પણ ચકિત થઈ ગયા હોવાથી તેમણે શાહિસ્તખાનને કહ્યુંઃ "તમે કહ્યું એ માણસને જોવાનું મને મન થાય છે. એને અહીં આગ્રે બોલાવવા ફરમાવો." એ પ્રમાણે ફરમાન થયું. આથી એ ઘરડો માણસ ઘણો હેરાન થયો. કારણ, મુસાફરી લાંબી પચીસત્રીસ દિવસની. અને વળી આવા પાદશાહની હજુરમાં જવાનું હોય ત્યારે કાંઇ ખાલી હાથે જવાય? નજરાણા માટે એક ચાળીસ હજાર રૂપીઆની કિંમતની હીરામાણેકથી જડેલી સોનાની પાનદાની સાથે લઇને ટગુમગુ ટગુમગુ એ આગ્રા પહોંચ્યો અને ભેટ નજર કરી પાદશાહને મુજરો કરી રહ્યો કે તરત પાદશાહે એને માત્ર એટલું પૂછ્યુંઃ 'તમારૂં નામ શું?' શેઠે જવાબ આપ્યોઃ 'મેં મારૂં નામ કદિ જુઠું નહિ બોલનારો પાડયું છે. પાદશાહે વિશેષમાં પૂછ્યુંઃ 'તમારા બાપનું નામ શું?' શેઠે કહ્યુંઃ 'જહાંપનાહ, તેની મને ખબર નથી.' આ જવાબથી જહાંપનાહને સંતોષ થવાથી અને વધારે જાણવાની ઇચ્છા નહિ હોવાથી વધુ સવાલ ન પૂછતાં હુકમ કર્યો કે જાઓ, શેઠને એક હાથી આપો અને મુસાફરીના દશહજાર રૂપીઆ આપો! પાદશાહ કોઇને હાથી આપે એ મોટું માન છે.

**પાંજરાપોળ**

વાણીઆઓને વાંદરાંઓ વિષે ઘણી પૂજ્યબુદ્ધિ હોય છે. કેટલાંક મંદિરોમાં જ્યાં એ લોકો દેવદર્શન માટે જાય છે ત્યાં એઓ એમને ખવરાવે છે સુદ્ધાં. અમદાવાદમાં બે ત્રણ એવાં ઘર છે કે જે ગાય, બળદ, વાંદરાં અને બીજાં માંદાં અને અશક્ત થયેલાં પ્રાણીઓને માટે ખાસ કરાવેલાં રખાયલાં છે. એમાં જેટલાં જડી શકે એટલાં આવા પ્રાણીઓને એઓ પાળેપોષે છે. દરેક મંગળવારે અને શુક્રવારે અમદાવાદની આડોશપાડોશનાં બધાં વાંદરાં પોતાની મેળે શહેરમાં ભેગાં થાય છે અને ઘર પર ચડી જાય છે. દરેક ઘરને એક

**અમદાવાદની અગાશીઓ અને વાંદરાંનો ત્રાસ**

એક નાની અગાશી હોય છે જેમાં ઉનાળાની ઋતુમા ઘરનાં માણસો સુવા જાય છે. ઉપર કહેલા દરેક વારે પોતપોતાની અગાશીઓ પર ચોખા, બાજરી, એની ઋતુ હોય તો શેરડી, અને એવી બીજી વસ્તુઓ મુકવા લોકો ચુકતા નથી. કારણ, અકસ્માત વાંદરાંનાં જોવામાં આ વસ્તુઓ ન આવી તો ઘરના બાકીના ભાગ પર છાયેલાં નળીઆં ભાંગીને એ મોટું નુકસાન કરે છે. એટલું કહી દેવું જોઇએ કે બરાબર સુંઘ્યા વિના વાંદરૂં કશી ચીજ ખાતું નથી અને કોળીઓ ગળે ઉતારતા પહેલાં ભવિષ્યમાં ભુખ લાગે તો ખપ લાગે એટલા માટે એ પોતાના બંન્ને ગલફોરાંમાં ખોરાક ભરી લે છે.

મેં કહ્યું છે કે વાંદરાંઓ વિષે વાણીઆઓને ઘણી પૂજ્યબુદ્ધિ રહે છે. એ વિષે ઘણાં દાખલા હું આપી શકું. એમાંનો એક આ છેઃ—વણઝારાની પેઢીમાં

**વાંદરાંઓ વિષેની વાણીઆઓની પૂજ્યબુદ્ધિ**

અમદાવાદમાં એક દિવસ મેં પડાવ નાંખ્યો હતો ત્યારે એક જુવાનીઓ વલંદો જે માત્ર થોડા દિવસ થયાં જ ઓફીસમાં કામ કરવા આવ્યો હતો અને જેને એ દેશના રીતરિવાજોનું કંઇ ભાન નહોતું તેણે વાડામાં ઝાડ પર એક મોટો વાંદરો બેઠેલો જોયો. એને થયું કે લાવ, મારી કાબેલીયતની બક્કે મારી જુવાનીની સાક્ષી તરીકે બંદુકના એક બારથી વાંદરાને હેઠો પાડું. હું એ વખતે વલંદાઓના સેનાપતિ ( કમાંડર ) સાથે જમવા બેઠો હતો. અમે બંદુકનો બાર તો સાંભળ્યો ય નહિ ને એટલામાં તો એ કંપનીમાં નોકરી કરતા વાણીઆઓએ શોરબકોર કરી મુક્યો અને વાંદરાને મારનાર વિષે કડવી ફરિયાદ કરવા આવ્યા. એમણે બધાએ કહ્યું: 'અમારૂં રાજીનામું લઇ લો. જ્યાં વાંદરાં મરાય ત્યાં અમારે નોકરી નથી કરવી.' કંપનીએ કેટલા કાલાવાલા કર્યા, કેટલો ખેદ દર્શાવ્યો અને કેટલી માથાકુટ કરી ત્યારે એ નોકરી છોડી જતા અટક્યા.

**વાંદરાંની છત અને કાગડાની અછત.**

અમદાવાદની પાડોશમાં વાંદરાંની ઘણી મોટી સંખ્યા છે. એમ કહેવાય કે જ્યાં આ પ્રાણીઓ વધારે હોય છે ત્યાં કાગડા થોડા હોય છે. કારણ, જ્યારે કાગડા માળો બાંધી પોતાનાં ઇંડાં મુકે છે ત્યારે વાંદરાં ઝાડ પર ચડીને એમનાં ઇંડાં નીચે જમીન પર નાંખી દે છે. એક દિવસ આગ્રાથી પાછા ફરતાં કોઇ કામ પ્રસંગે આવેલો અંગ્રેજોનો મુખ્યાધિકારી જે પાછો સુરત જતો હતો તેની સાથે મેં અમદાવાદ છોડયું ત્યારે અમદાવાદથી બાર પંદર માઇલ પર આવેલા આંબાની ઘટાવાળા રસ્તે થઇને અમે પસાર થતા હતા. એટલામાં ઉંચે ઝાડ પર કેટલાં ય વાંદરાં અમારા જોવામાં આવ્યાં. કેટલીક વાંદરીઓની છાતીએ તો બચ્ચાં વળગેલાં હતાં. અમારે બન્નેને જુદી જુદી ગાડી હતી. અંગ્રેજ મુખ્યાધિકારીએ પોતાની ગાડી ઉભી રાખી અને મને કહ્યું: 'દમ્મણના ગવર્નરે ભેટ કરેલી એક સરસ વિલક્ષણ બંદુક મારી પાસે છે. તમે બહુ સારા તાકોડીઆ છો ત્યારે આમાંના એક વાંદરા પર, લ્યો, આ મારી બંદુક અજમાવી દેખાડો જોય.' મારો એક હજુરીઓ જે એ દેશનો વતની હતો એણે મને સંજ્ઞાથી જણાવ્યું કે 'જો ! જો ! એવું સાહસ કરતા!' એ ઉપરથી મેં એ અધિકારી પાસે એનો વિચાર પડતો મુકાવા પ્રયત્ન કર્યો પરંતુ એ અશક્ય હતું. એણે પોતાની બંધુક ઉડાવી અને એક વાંદરી મારી પાડી. વાંદરી બે ડાળીઓ વચ્ચે લાંબી થઇને ભરાઈ રહી ને એનું બચ્ચું ધબ દઇને જમીન પર પડયું. મને સંજ્ઞા કરનાર મારા હજુરીઆએ જે ધાર્યું હતું તે તરત જ થયું. એ ઝાડ પર સાઠ કરતાં વધારે વાંદરાં હતાં. એ બધાં ય તરત જ વિફર્યાં અને હુપાહુપ કરતાં ઉતરીને મુખ્યાધિકારીની ગાડી પર કુદી પડયાં. અને જોતજોતામાં વાંદરાંએ અધિકારી સાહેબને પૂરા કરી દીધા હોત પણ કોઇ હજુરીઆએ સમયસૂચકતા વાપરી ગાડીની બારીઓ બંધ કરી દીધી અને હજુરીઆનો જે સંઘ હાજર હતો એમણે વાંદરાં હાંકી કાઢયાં.

**અંગ્રેજ મુખ્યાધિકારીના વાંદરાએ લીધેલો કેડો.**

જો કે, એઓ મારી ગાડી જે અધિકારી સાહેબની ગાડીથી થોડાં પગલાંને અંતરે ચાલતી હતી તેના પર ન આવ્યાં; પરંતુ, આ વાંદરાઓના વિફરાટથી મારું દિલ ફફડતું હતું. કારણ, એ મોટા ખુદે ખુદ હતા; અને એ એટલા બધા વિફર્યા હતા કે લગભગ ત્રણ માઇલ સુધી એમણે અધિકારી સાહેબની ગાડીનો કેડો ન મુકયો.

# ચુડાસમા રાજાઓના શિલાલેખો અને તેઓની વંશાવળિ

( દત્તાત્રેય બાળકૃષ્ણ ડિસકળકર એમ. એ. ક્યૂરેટર, વૉટસન મ્યૂઝિઅમ, રાજકોટ )

જુનાગઢમાં ઘણા લાંબા કાળ સુધી વિ. સં. ૯૦૦ થી ૧૫૧૮ સુધી ઓછામાં ઓછા છસો વરસ સુધી ચૂડાસમા નામનો એક રાજવંશ રાજ્ય કરતો હતો. જુનાગઢ ઉપર રાજ્ય કરનારો તે જ છેલ્લો હિન્દુ રાજવંશ હતો. તે વંશનો ઇતિહાસ લખવાના હેતુથી હું જ્યારે તેનો અભ્યાસ કરવા લાગ્યો ત્યારે મને માલુમ પડ્યું કે તે કામ માટે ઐતિહાસિક સાધનો બહુ જ ઓછાં અને અલ્પમહત્ત્વનાં છે. તે વંશમાં કયા રાજાએ ક્યારે 'રાજ્ય કર્યું' એ તો શું પણ તેમાં કેટલાક રાજાઓ કયા અનુક્રમથી ગાદી ઉપર બેઠા હતા એ પણ જાણવું અત્યંત મુશ્કેલ છે. આ વંશના રાજાઓ વિષે બારોટ, ચારણ વગેરેના ચોપડાઓમાંથી જે હકીકત મળે છે તે વિસંગત અને અલ્પવિશ્વસનીય છે. આ વંશની કાંઇક માહિતી આપનારો 'મંડલીકકાવ્ય' નામનો એક મુદ્રિત કાવ્યગ્રંથ છે.+ પરંતુ તે પણ ઇતહાસને માટે બહુ ઉપયોગી નથી. જે કોઇ શિલાલેખોમાં તેઓની વંશાવળિ આપી છે તેમાં ઘણી વખત એકવાક્યતા નથી. આવા એકાધિક કારણોથી આ રાજવંશની સમાધાનકારક માહિતી તારવી કાઢવાનું કામ અત્યંત મુશ્કીલ થયું છે. ફૉર્બ્સ, બર્જેસ, પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝા વગેરે વિદ્વાનોએ તેઓની વંશાવળિ બેસાડવા માટે ઘણી મહેનત લીધી પરંતુ તેઓ ઠીક સફળ ન થયા. મેં મનમાં ધાર્યું કે જ્યાં સુધી આ વંશના તત્કાલીન સંવતવાળા શિલાલેખો મળતા નથી ત્યાં સુધી આ બધો ગોટાળો દૂર થવાની આશા બહુ ઓછી છે. તે દિશામાં કાર્ય કરવાથી સુભાગ્યે આ રાજવંશના નીચે બતાવેલા કુલ એકત્રીશ શિલાલેખો* મળ્યા. એમાંના ઘણા ખરા અત્યાર સુધી અપ્રકટ છે. આ લેખોની સહાયથી ચૂડાસમા રાજાઓની વંશાવળિનો ઉત્તરાર્ધ આજ સારી રીતે તૈયાર થઇ શકે છે. તથાપિ મળેલા શિલાલેખો જે મંડલીક નામના રાજાથી વંશાવળિ આપવાનું શરૂ કરે છે તે પહેલાંના કેટલાક રાજાઓ સંબંધી અત્યારે પણ કાંઇ વિશ્વસનીય માહિતી મળતી નથી. આવી રીતે સંશોધન કર્યા કરવાથી ભવિષ્યમાં તે કામમાં કાંઇક સફળતા મળે!

**મહીપાળ-૧ માંગરોળનો લેખ; સં. ૧૩૭૫ પોષ સુદિ ૧૫**

આમાં મહીપાળદેવના રાજ્યકાળમાં સોઢલે એક વાવ બનાવ્યાનો ઉલ્લેખ છે.

**૨ હાથસણીનો લેખ સં. ૧૩૮૬**

---

+ આ કાવ્યની માહિતી આપનારો તેમ જ ચૂડાસમા રાજાઓના ઇતિહાસ સંબંધી ચર્ચા કરનારો એક સારો લેખ, લાહોરના પંડિત જયચંદ્ર વિદ્યાલંકારજીએ હિન્દી ત્રૈમાસિક 'નાગરીપ્રચારિણી પત્રિકા' ભાગ ૩, અંક ૩ માં પ્રસિદ્ધ કર્યો છે.

* મેં બનાવેલા 'કાઠિયાવાડના સંકીર્ણ લેખો' નામના ગ્રંથમાં તે બધા યોગ્ય કાળમાં છપાવવામાં આવશે.

( આ લેખ ઇંડિયન એન્ટીકવેરી સન ૧૮૮૬ પા. ૩૬માં પ્રસિદ્ધ થયો છે. )
આમાં ડેપકને-જેના નામથી સં. ૧૩૮૬માં એક વાવ બનાવવામાં આવી હતી તેને 'મહીશ' રાજાએ તાલધ્વજ ( તળાજા ) નો અધિકારી નિમ્યાનો ઉલ્લેખ છે. આ મહીશ રાજા મહીપાળ જ હોવો જોઇએ તેનું બીજું કારણ એ છે કે ડેપકનો પિતામહ નાગાર્જુન મહીપાળના પિતામહ મંડલીકનો સહાયક હતો એમ લેખમાં લખ્યું છે.

ખેંગાર—૧ માંગરોળનો લેખ; સં. ૧૪૦૨
આમાં લખ્યું છે કે ખેંગારના રાજ્યકાળમાં અને તેના અધિકારી ઝાઝાના વખતમાં સાહ૦ પદ્માએ ચતુર્વિંશતિપટ્ટની સ્થાપના કરી.
[ આ રાજાનો હિ. સં. ૭૫૦ (વિ. સં. ૧૪૦૬ ) ફારસી તવારિખો ઉપરથી માલુમ પડે છે ]

મહીપાળ-૧ ઓસાંનો લેખ; સં. ૧૪૩૫, પૌષ સુદિ ૨ ગુરુવાર
આ લેખ ઉપરથી એમ માલુમ પડે છે કે સં. ૧૪૩૫માં મહારાજશ્રી જયસિંહ સુત રાઉલ મહીપાળદેવના વખતમા ઉસાગામમાં કાઠી લોકો સાથે ગાયોનું સંરક્ષણ કરવા માટે લડતાં ટાહાનો દીકરો વણાલ કામ આવ્યો.

૨ સૂત્રાવાવનો લેખ; સં. ૧૪૩૭
આ લેખ ઉપરથી એમ જણાય છે કે મહીપાળના વખતમાં સૂદા નામના મંત્રીની સ્ત્રીએ એક વાવ બનાવી.

મોકલસિંહ-૧ મેસવાણનો લેખ; સં. ૧૪૪૪, માગશર કૃષ્ણ અમાવાસ્યા.
મોકલસિંહના રાજ્યકાળમા મેસૂઆણ ગામમાં ચાવડા ધાંગના મરણની નોંધ આ લેખમાં કરી છે.

૨ ધંધુસરનો લેખ; સં. ૧૪૪૫
( આ લેખ 'એન્ટીકવેરીયન રિમેન્સ ઇન ધી બૉમ્બે પ્રેસિડેન્સી' નામના પુસ્તકમાં પા. ૨૪૫ ઉપર છપાવ્યો છે. )
આમાં પ્રથમ ખેંગારનું નામ આપ્યું છે. પછી તેના પુત્ર જયસિંહનું, અને ત્યાર પછી તેના પુત્રનું નામ આપ્યું છે. ત્યાર પછી મહીપતના બાઇ મોકલસિંહનું નામ આપ્યું છે અને કહ્યું છે કે તેણે ધુમલી ઉપર શત્રુનો પરાભવ કર્યો.

૩ બગસરાનો લેખ; સં. ૧૪૪૮, ફાગણ સુદિ ૧ શુક્ર દિને
મોકલસિંહના રાજ્યકાળમાં નાયકિ નામની એક સ્ત્રીના સહગમનની નોંધ પ્રસ્તુત લેખમાં કરી છે.

૪ ગોરેજનો લેખ; સં. ૧૪૫૦, ( શક ૧૩૧૬ ) ભાદ્રપદ કૃષ્ણ દ્વિતીયા સોમે
મોકલસિંહના રાજ્યકાળમાં ગોરિજ ગામમાં ભીમાક ગાયોનું સંરક્ષણ કરતાં કામ આવ્યો એમ આ લેખ ઉપરથી જણાય છે.

મેલિગદેવ-૧ થી ૫ વંથળીના લેખો; સં. ૧૪૬૯, જ્યેષ્ટ સુદિ ૭ રવૌ
એક જ વખતના આ પાંચ લેખોમાં વામનપુરમાં ( વંથળીમાં ) મહારાણા શ્રીમોકલસિંહસુત મેલિગદેવના વખતમાં તુરુષ્ક લોકો સાથે લડાઇમાં ખપી ગએલા

કેટલાક યોદ્ધાઓના મૃત્યુની નોંધ કરેલી છે.

૬ મેસવાણુનો લેખ; સં. ૧૪૭૦, આષાઢ વદિ ૭ સોમે
મહારાજા મેલિગના વખતમાં મેસુઆણા ગામમાં ધણીઆ આહીર વીતા લડાઈમાં ખપી ગયો એમ આ લેખ ઉપરથી જણાય છે.

૭ અને ૮ વાઘેલાણાના લેખો; સં. ૧૪૭૧, ભાદ્રપદ કૃષ્ણ ૭ શનિદિને
વાઘેલાણા ગામમાં મહારાણા મેલિગના રાજ્યકાળમાં ધામલિઆ સાંડાનો દીકરો મરણ પામ્યો અને તેની સ્ત્રીએ સહગમન કર્યું તે વિષેના આ બે લેખો છે.

૯ વંથળીનો લેખ; સં. ૧૪૭૨
આ લેખ ઘણો ખરો ખંડિત છે પરંતુ તેમાં રાજાનું નામ અને સંવત્ સુરક્ષિત છે.

જયસિંહ-૧ જુનાગઢ (રેવતીકુંડ)નો લેખો; સં. ૧૪૭૩, જ્યેષ્ઠ સુદિ ૫ ગુરૂવાર
(આ લેખ એન્ટીક્વેરિયન રિમેન્સ ઇન ધિ બોમ્બે પ્રેસિડેન્સી નામના ગ્રંથમાંથી પા. ૨૪૩ ઉપર છપાએલો છે.)
આમાં એમ કહ્યું છે કે યદુવંશમાં મંડલીક રાજા થયો. તેણે મુસલમાનોનો પરાભવ કર્યો હતો. તેનો પુત્ર નવઘણ અને નવઘણનો પુત્ર ખેંગાર થયો. ખેંગારનો પુત્ર જયસિંહ અને તેનો પુત્ર મુક્તસિંહ થયો. મુક્તસિંહને મંડલીક નામનો પુત્ર થયો. આ જયસિંહના સેનાપતિ દામોદરે ઝિંઝરકોટ (ઝાંઝમેર) ની લડાઈમાં મુસલમાનોનો પરાભવ કર્યો હતો. તેણે સં. ૧૪૭૩ માં લોકો-પયોગાર્થે એક મઠ બનાવ્યો.

મહીપાળ-૧ મેસવાણનો લેખ; સં. ૧૪૮૮, માગશર સુદિ ૫ બુધે
આ લેખમાં ધણાણીઆ આહીર પેથાનું મહારાજા મહીપાળદેવના વખતમાં ગાયોનું સંરક્ષણ કરતાં થયેલા મરણની નોંધ છે.

૨ મેસવાણનો લેખ; સં. ૧૪૯૫, માઘ શુક્લ ૩ રવૌ
આમાં ગાયોનું સંરક્ષણ કરવામાં ધણાણીઆ પૂંજાનું મૃત્યુ થયું તેની નોંધ કરી છે.

મંડલીક-૧ જુનાગઢ (ઉપરકોટ) નો લેખ; સં. ૧૫૦૭
આ લેખ ઉપરથી એમ જણાય છે કે મંડલીક રાજાએ પોતાના રાજ્યાભિષેક સમયે અમુક દિવસે પ્રાણીઓની હિંસા બંધ કરી હતી.

૨ જુનાગઢ (ગિરનારમાં નેમિનાથ મંદિર) નો લેખ; સંવત નષ્ટ થયો છે.
(આ લેખ એન્ટીક્વિટીઝ ઑફ કાઠિયાવાડ નામના પુસ્તકમાં પા. ૧૫૯ છપાયો છે.)
આ લેખમાં ચૂડાસમા રાજાઓની વંશાવળી પ્રત્યેક રાજાના વર્ણન સાથે નીચે પ્રમાણે આપેલી છે. યદુવંશમાં મંડલીક નામનો રાજા થયો. તેણે નેમિનાથનું મંદિર બંધાવ્યું તેનો પુત્ર નવઘણ થયો. ત્યાર પછી તેનો પુત્ર (?) મહીપાળ થયો. તેણે પ્રભાસમાં સોમનાથનું મંદિર બંધાવ્યું તેના પછી તેનો પુત્ર ખેંગાર

ઉપર બતાવેલા જે જે શિલાલેખોમાં આ વંશની જ્યાં જ્યાં થોડી ઘણી વંશાવળિ આપવામાં આવી છે ત્યાં તેની પ્રસ્તુત વંશાવળિ સાથે તુલના કરવાથી એમ દેખાય છે કે જુનાગઢનો રેવતીકુંડનો લેખ, ગિરનારનો નેમિનાથના મંદિરનો લેખ, તથા ઉપર એક ઠેકાણે નિર્દિષ્ટ કરેલું મંડલિકકાવ્ય-આ ત્રણેમાં ચૂડાસમા રાજાઓની વંશાવળિ ફક્ત પુત્રપૌત્રાદિ અનુક્રમથી આપેલી છે. પ્રાચીન કાળમાં ઘણા લેખોમાં આવી રીતે જ વંશાવળિ આપેલી જોવામાં આવે છે. રેવતીકુંડના લેખના પૂર્વાર્ધમાં પુત્રપૌત્રાદિની વંશાવળિ જ આપી છે પરંતુ ઉત્તરાર્ધમાં ફક્ત મોગલસિંહ પછી જ્યેષ્ઠપુત્ર મંડલીકનું નામ આપી ત્યાર પછી મંડલીકના નાનાભાઈ મેલિગનું નામ આપ્યું છે, અને આવી રીતે ઉત્તરાધિકારીનો અનુક્રમ રાખ્યો છે. નેમિનાથના મંદિરના લેખમાં પ્રથમ મંડલીક પછી જ્યેષ્ઠ પુત્ર અને ઉત્તરાધિકારી નવઘણનું નામ આપ્યું છે. ખરી રીતે જોતાં તે લેખમાં જે પુત્રપૌત્રાદિઅનુક્રમથી વંશાવળિ આપી છે તેની સાથે આ વાત વિસંગત થાય છે. ખરી રીતે મંડલીક પછી તરત જ મહીપાળનું નામ આવવું જોઈએ. પરંતુ અહિંયાં આપણે એમ સમજી શકીએ કે આ લેખના લેખકને એટલું માલમ હતું કે મંડલીક પછી નવઘણ રાજા થયો અને નવઘણ પછી મહીપાળ થયો. પરંતુ મહીપાળ નવઘણનો નાનો ભાઈ હતો; પુત્ર ન હતો. એ ઘણા જુના વખતની વાતની તેને ખબર ન હતી. ધંધુસરના હાનીવાવના લેખમાં વંશાવળિ ઉત્તરાધિકારીઓના અનુક્રમથી આપવામાં આવી છે. બાકીના લેખોમાં મોટી વંશાવળિ આપેલી જ નથી.

નેમિનાથ મંદિરનો લેખ, જેમાંનો સંવત નષ્ટ થયો છે તે છેલ્લા મંડલીકનો છે. તેના વખતનો સં. ૧૫૦૭ નો જુનાગઢનો લેખ અને મંડલીકકાવ્ય છે એ કહેવાની જરૂર નથી. છેલ્લા મંડલીકને મેલિગ નામનો એક પુત્ર હતો એ મંડલીકકાવ્ય ઉપરથી માલુમ પડે છે.

ઉપર આપેલી વંશાવળિના પ્રથમ મંડલીકથી છેલ્લા મંડલીક સુધી ચૂડાસમા રાજાઓ કયા અનુક્રમથી ગાદી ઉપર બેઠા તથા તેઓએ ક્યાંથી કયાં સુધી રાજ્ય કર્યું તે સાથે જોડેલા પત્રકમાં બતાવ્યું છે. બારોટ અને ચારણ લોકોના ચોપડાઓ વગેરેના આધારથી રાસમાળા અને કાઠિયાવાડ ગૅઝેટીઅરમાં પ્રત્યેક રાજાનો જે રાજ્યકાળ આપ્યો છે તેમાં આપણા શિલાલેખોની સહાયથી યોગ્ય સુધારા કરી પ્રત્યેક રાજાના સંવતો મેં તેમાં આપેલા છે. દિવાણ અમરજીએ તવારિખે સોરઠમાં આપેલા આ વંશના બધા સંવતો ભુલભરેલા છે એ અહિંયાં કહેવું જોઈએ. લાહોરના પંડિત જયચંદ્ર વિદ્યાલંકારજીએ નાગરીપ્રચારિણી પત્રિકામા પૂર્વના પંડિતોએ બનાવેલી જે વંશાવળિઓ આપી છે તે પણ હું તુલના માટે પત્રકમાં દાખલ કરું છું હું માનું છું કે હવે કેટલાક વાદગ્રસ્ત પ્રશ્નો સંબંધીનો વાદ સમાપ્ત થશે.

# પ્લેટોનો આદર્શ સમાજ[1]

[ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક. ]

પ્રાચીન ગ્રીસની સંસ્કૃતિ કલા અને તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં આગળ વધી હતી. એ દેશની અસ્મિતા બહુ ખીલી નહોતી ત્યાં સુધી ઉત્તરોત્તર કલા વધારે ને વધારે ખીલતી ગઈ. પણ જ્યારે જરા પડતીનો સમય આવ્યો, એટલે કલાનું સ્થાન ફિલસુફીએ લીધું. ગ્રીક ફિલસુફોમાં સોક્રેટિસનું નામ સૌને જાણીતું છે. એ પછી એનો શિષ્ય પ્લેટો અને એનો શિષ્ય એરિસ્ટોટલ એમ ત્રણ મોટા ફિલસુફો થઇ ગયા. પ્લેટો ( ઇ. સ. પૂ. ૪૨૭-૩૪૭ ) પહેલાં એશિયામાઇનરમાં કેટલાક તત્ત્વચિંતકો થઇ ગયા હતા, પણ તેમની ફિલસુફી સૃષ્ટિના બાહ્યનિરીક્ષણમાં જ અટકી હતી. એ બાહ્યદૃષ્ટિમાંથી આંતરદૃષ્ટિ કેળવનાર સોક્રેટિસે પોતાનાં જીવનમાં એટલું સાબિત કર્યું કે આત્મજ્ઞાન-પોતાના વિષેનું ભાન તથા જ્ઞાન-એ સૌથી ઉત્તમ ચીજ છે.[2] પ્લેટોએ સોક્રેટિસના સિદ્ધાન્તોને પહેલાં તો સંગત સ્વરૂપ આપવાનો પ્રયત્ન કર્યો, પણ એમ કરવા જતાં એણે પોતાની ફિલસુફી રચી. એણે સંવાદો જ લખ્યા છે. એ સંવાદોમાં રિપબ્લીક-પ્લેટોનો આદર્શ સમાજ-એ મુખ્ય ગણાય છે.

વ્યક્તિનો ધર્મ શું છે, અને ન્યાયનું[3] સ્વરૂપ શું છે એ પ્રશ્નો આ ગ્રંથમાં ચર્ચ્યા છે. વ્યક્તિ અને સમષ્ટિનું બંધારણ સમાન છે એ માન્યતા બહુ જુની છે. સામાન્ય માણસ એક વ્યક્તિ છે, અને સમાજ એ સમષ્ટિ છે, અને એ બંનેના બંધારણ સમાન છે એ સિદ્ધાન્ત ઉપર પુસ્તકની આખી દલીલ રચવામાં આવી છે.[4] જે વ્યક્તિમાં હોય તે સમાજમાં હોય જ, અને જે સમાજમાં મળી આવે તે વ્યક્તિમાં સૂક્ષ્મ રીતે પણ રહેલું હોય જ.[5] આ પ્રમાણે જોતાં પ્લેટોના મત પ્રમાણે વ્યક્તિ અને સમાજનો સંબંધ અંગ અને અંગીના જેવો નથી. પરંતુ વ્યક્તિ-સમષ્ટિના જેવો છે. આધુનિક સમયમાં વ્યક્તિ એ સમાજનું

---

૧. Republic લેટિન Republica માંથી આવેલો શબ્દ છે. અસલ શબ્દ 'Politeia' છે, અને એનો અર્થ શહેર એવો થાય છે. અને ગ્રીસમાં એક શહેર એક રાજ્ય ગણાતું, અને સામાજિક રીતે બધી રીતે પૂર્ણ રહેતું, એ ઉપરથી પ્લેટોએ જે આદર્શ સમાજ રચ્યો એનું નામ એણે Politeia આપ્યું.

૨. સોક્રેટિસ જેવું જ કંઇક ફ્રેંચ ફિલસુફ દેકાર્ટનું અર્વાચીન ફિલસુફીમાં સ્થાન છે.

૩. મૂળ શબ્દ 'Dekiosune' એનો અર્થ સત્ય, સાચું, ન્યાયી, સમાન, સમ, વગેરે થાય છે. અંગ્રેજીમાં Justice થી એનો તરજુમો કર્યો છે. પણ પ્લેટોની વ્યાખ્યા પરથી આપણે એનો અર્થ ધર્મ શબ્દથી જ ઘટાવી શકીએ તેમ છીએ. ધર્મમાં proper function નો અર્થ આવી જાય છે, તોપણ અહિં કોઇ જગ્યાએ ન્યાય શબ્દ પણ વાપર્યો છે.

૪. પુ. ૧. ૩૬૮. પુ. ૮ તથા ૯.

૫. વ્યક્તિ-સમષ્ટિના સિદ્ધાન્ત ઉપર જર્મન ફિલસુફ લાયબ્નીસે પોતાની આખી ફિલસુફી રચી છે.

અંગ નથી, પરંતુ સમાજ એ મુખ્યત્વે વ્યક્તિનો ધર્મ છે[૬] એ સિદ્ધાન્ત અને પ્લેટોના સિદ્ધાન્તમાં થોડું સામ્ય છે. પરંતુ આખા સમાજનું બંધારણ વ્યક્તિચિત્તના સ્વભાવનાં તત્ત્વો ઉપર રચવાથી સામાજિક રચના કૃત્રિમ થઇ જવાનો ભય છે, અને એ દોષમાંથી પ્લેટોનો આદર્શ સમાજ મુક્ત નથી.[૭]

એ આદર્શ સમાજ કેવો છે, એનું નિરૂપણ કરવા જતાં પહેલાં આપણે પ્લેટોની ફિલસુફીના કેટલાક સિદ્ધાન્તો જાણવાની જરૂર છે.

## પ્લેટોની ફિલસુફી

પ્લેટો આમ શરૂ કરે છે. કોઇ પણ બે વસ્તુઓ એક જ જાતની હોય, તો પણ તદ્દન એકસરખી હોતી નથી.[૮] બે વસ્તુઓ ભિન્ન હોય છે, છતાં જે એક જ જાતની મનાય છે, એનું કારણ એ છે, કે એમાં એક જ તત્ત્વ રહેલું હોય છે. એક ખાટલો તે બીજાથી નાનો કે રંગે જુદો હોય છે, કાંતો લાકડું જુદું વાપર્યું હોય, અથવા તો એમાં પહાણ કે પાટી ભરી હોય, પણ એ બન્નેમાં ખાટલા હોવાનું તત્ત્વ એક જ છે.[૯] આમ દરેક જાતનાં તત્ત્વો જુદાં જુદાં હોય છે. વાતવાતમાં પ્લેટો એમ કહે છે, કે આ તત્ત્વો ઇશ્વરે સર્જ્યાં છે,[૧૦] અને દરેક જાત માટે એણે એક જ તત્ત્વ સર્જ્યું. કારણ ઇશ્વર પણ જો બે તત્ત્વો બનાવે તો એની પાછળ પાછું એક ત્રીજું તત્ત્વ હોવું જોઇએ,[૧૧] આ રીતે અનવસ્થા દોષથી બચવા માટે ઇશ્વરને પણ એક જ તત્ત્વ સર્જવું પડ્યું.[૧૨]

આ તત્ત્વો સત્ય છે. એ સિવાય બીજું અસત્ય છે, અસત્ છે. આપણી આખી ઇન્દ્રિયગોચર સૃષ્ટિ અર્ધસત્ય છે, કારણ એમાંની બધી વસ્તુઓમાં પોતપોતાની જાતનું તત્ત્વ થોડે અંશે જ રહેલું છે. એક બાજુ પૂર્ણ અભાવરૂપ અસત્ બીજી બાજુ સંપૂર્ણ સત્યરૂપ સત્ અને આ બે વચ્ચે સત-અસત્ રૂપ આપણી ઇન્દ્રિયગોચર સૃષ્ટિ આવેલી છે.[૧૩]

---

૬. Individual not a part of Society, but Society as a function of the Individual.

૭. વ્યક્તિના ચિત્તના જેટલા ભાગલા એટલા જ ભાગલા સમાજના પણ પાડવામાં આવે છે. જૂઓ-Laws.

૮. વસ્તુઓ તદ્દન સરખી હોય, તો પણ પિથાગોરાસની માફક પ્લેટો એમ કહે કે એક એક છે, અને બીજી બીજી છે, માટે ભિન્ન છે. સંખ્યાનો સિદ્ધાન્ત (!) લગાડીને.

૯. પ્લેટો પથારીનો દાખલો લે છે. પુ: ૧૦. મૂળમાં તત્ત્વ માટે 'Idia' શબ્દ વાપર્યો છે. એ શબ્દ પહેલવહેલો પ્લેટોના ગુચિંકાન નામના સંવાદમાં આવે છે. તત્ત્વ શબ્દ એ માટે સારો લાગ્યો છે.

૧૦. પુ. ૧૦. અને સંવાદ ટીમીઅસ નામનો જૂઓ,

૧૧. જે કેર્ડનું 'તૃતીય તત્ત્વ'–Tertium quid of J. Caird.

૧૨. Of Necessity–પ્રમાણગત આવશ્યકતાને લઇને એમ શબ્દો છે. પુ. ૧૦.

૧૩. Degrees of Truth. પુ. ૬. ૫-૬ ફી.

હવે આપણે આથી જરા આગળ જઇએ. જ્ઞાન સત્યરૂપ સતનું જ હોઇ શકે. અસતરૂપ અસત્યનું તો અજ્ઞાન જ હોય, અને એ બે વચ્ચે ઝોલાં ખાતી આપણી સૃષ્ટિનું આપણને જે જ્ઞાન થાય છે, તે ખરૂં જ્ઞાન નહિ પણ માત્ર અર્ધ જ્ઞાન એટલે કે અભિપ્રાય[૧૪] કે મત હોઇ શકે.

## પ્લેટોનું ચિત્તશાસ્ત્ર

ઉપર આપણે જોયું કે અજ્ઞાન, અભિપ્રાય, અને જ્ઞાન એ ત્રણેના જેમ વિષયો જુદા છે, તેમ તેમાં વપરાતી આત્માની શક્તિઓ પણ જુદી જુદી છે. [૧૫] ઇન્દ્રિય અર્થની ઉપલબ્ધિ પછી શ્રદ્ધા અને પછી બુદ્ધિ[૧૬] એમ ઉત્તરોત્તર સત્ય તરફ વળતી શક્તિઓ છે. આ શક્તિઓ જ્ઞાનની દૃષ્ટિએ શોધી કાઢવામાં આવી છે, પણ બીજી દૃષ્ટિએ (કાર્યની) પ્લેટો આત્માના ત્રણ ભાગ કરે છે, અને એ પણ લગભગ પહેલાંના જેવા જ છે. કારણ આ વિભાગો પ્રમાણે પણ બુદ્ધિ સર્વથી શ્રેષ્ઠ છે. પછી વીર્ય કે અહંભાવ આવે છે, અને પછી કામના કે વાસના આવે છે. ( Reason, Spirit અને Desire ) બુદ્ધિ છે તે સારાનરસાનો ભેદ કરે છે, અને પરિણામની તુલના કરી શકે છે અહંભાવ કે વીર્યનું તત્ત્વ અંધ છે. જો એને કેળવણી મળી હોય, તો એ તત્ત્વ બુદ્ધિનું મિત્ર બની રહે છે, અને ચિત્તની બંડખોર વૃત્તિઓ અને કામનાઓને વશ રાખી શકે છે. પણ જો તેને સારી કેળવણી ન મળી હોય, તો તે બુદ્ધિને ઉખેડી નાંખી, કામનાને વશ થઇ આખા આત્માના શાસનને ઉંધુ વાળી અનવસ્થા કરી મૂકે છે.[૧૭] આ અહંભાવ કે વીર્યનું તત્ત્વ છે એનું સ્વરૂપ ધોડાનું કલ્પ્યું છે. [૧૮] જો બુદ્ધિ એનાપર પોતાનો દોર ચલાવી શકે, તો આત્માનો

---

પ્લેટો કોઇ વાર આ તત્ત્વ પોતાની જાતની વસ્તુઓમાં વહેંચાએલું માને છે. કોઈ વાર એમ માને છે, કે આ તત્ત્વો સાથે વસ્તુઓને કંઇ અગોચર--ગેબી સંબંધ છે. અને કોઈ એમ કહે છે, કે દરેક વસ્તુ પોતાના તત્ત્વની નકલ માત્ર છે. 'methexis'-view તથા 'Paradeigma'-view જૂઓ. Stewart-Plato's Doctrine of Ideas. જૂઓ પુ. ૫. તથા ૬ તથા ૧૦.

૧૪. Opinion. 'doxa' પ્લેટો Perception અને Opinion-ઇન્દ્રિયગમ્ય અર્થની ઉપલબ્ધિ અને અભિપ્રાય એ બેની વચ્ચે ગોટાળો કરે છે, એમ જોવેટ સાહેબ માને છે. પણ પ્લેટો એમ જવાબ આપત કે ઇન્દ્રિયગમ્ય અર્થની ઉપલબ્ધિમાં આપણે માત્ર અભિપ્રાય બાંધી શકીએ-કે "Aistheta" give themselves up to "doxa"

૧૫. અજ્ઞાન, અભિપ્રાય, અને જ્ઞાન જે માત્ર આપણી બુદ્ધિની સ્થિતિ છે, એને બાહ્યસૃષ્ટિમાં આરોપીને ( project ) કરીને, પ્લેટો એના જુદા જુદા પ્રદેશો કલ્પે છે, એ એની ભૂલ છે.

૧૬. પુ. ૬. ૫૧૧. પુ. ૭. ૫૩૩ ડી-થી ૫૩૪. આ ચર્ચામાં 'Nous' અને 'Dianoia' Reason અને Uuderstanding ને સમાન ગણ્યાં છે.

૧૭. પુ. ૩. તથા પુ. ૪. ૪૩૫ થી ૪૪૨.

૧૮. જુઓ ફીડ્રસ. એમાં મનુષ્યના સમસ્ત બંધારણને રથની ઉપમા આપી છે, અને બુદ્ધિને ઘોડાઓની લગામ આપી છે. સરખાવો काठकोपनिषद्.

રથ સીધો જાય, પણ જો એ કામનાઓને વશ થઈ જાય તો ગમે તે અનર્થ કરી બેસે. કામનામાં તો નિયમનનું કાંઇ તત્ત્વ હોતું જ નથી. એ સ્વભાવથી જ બુદ્ધિથી વિરુદ્ધ આચરણ કરે છે, પણ જો અહંભાવ ( Spirit ) વાસનાઓને દાબી રાખી બુદ્ધિ દોરે તેમ દોરાય, તો આત્માનું શાસન બરોબર ચાલે.

## ધર્મની વ્યાખ્યાઓ

પ્લેટોની ફિલસુફીના તથા ચિત્તશાસ્ત્રના આટલા સિદ્ધાન્તો જાણ્યા બાદ એના આદર્શ સમાજનું બંધારણ કેવું છે એ જાણવું આપણે માટે સહેલું થઇ પડશે. પુસ્તકની શરૂઆત એક સામાન્ય ચર્ચાપરથી થાય છે. ધર્મ–કે ન્યાયનું સ્વરૂપ શું છે એ એ ચર્ચાનો વિષય છે. ન્યાયની જુદી જુદી વ્યાખ્યાઓ પહેલાં તો આપવામાં આવે છે, અને અંતે માત્ર એટલુંજ સાબિત થાય છે, કે, સામાન્ય સદ્‌ગુણો—ન્યાય, ધર્મ વગેરે વિષે લોકો જે બહુ બોલે છે, એના ખરા સ્વરૂપ વિષે જ આપણે અજ્ઞાન હોઇએ છીએ. અંગ્રેજ તત્ત્વવિચારક લૉકે કહ્યું છે કે ' એક સાધારણ વાત કરતાં કરતાં અમે બહુ ઉંડા પાણીમાં ઉતરી ગયા,ને અમને સમજાયું કે અમે તદ્દન અજ્ઞાન છીએ.' પછી એણે મનુષ્યની બુદ્ધિનું બંધારણ અને સ્વરૂપ કેવાં છે એ વિષે નિરૂપણ કરતો તત્ત્વજ્ઞાનનો એક મોટો ગ્રંથ લખ્યો;[૧૯] એવી જ રીતે ધર્મ અને ન્યાયની ચર્ચા કરતાં પ્લેટોને પોતાનો આદર્શ સમાજ રચવો પડે છે.

ન્યાયની વ્યાખ્યા આપતાં પહેલી વ્યાખ્યા[૨૦] એ આવે છે, કે ન્યાય એટલે સાચું બોલવું અને દેવું કે અનામત રકમ પાછી આપવી તે. પણ ધારો કે કોઇ મિત્રે આપણને એક તરવાર આપી હોય અને કેફના મદમાં એ ( પોતાની હત્યા કરવા )-પાછી માગે તો શું આપણે આપવી ? ના, આ એક જ દાખલા પરથી, ન્યાયની વ્યાખ્યા તૂટી ગઇ એમ માનવામાં આવે છે. આ પછી બીજી વ્યાખ્યા એ આપવામાં આવે છે, કે ન્યાય એટલે જે જેને યોગ્ય હોય એ આપવું તે. આનો અર્થ એ લેવામાં આવે છે, કે મિત્રને એને યોગ્ય એટલે કે ફાયદો કરી આપવો, અને દુશ્મનને હાનિ પહોંચાડવી,[૨૧] અને આ મિત્ર સાથે સંધિ કરીને (?) અને દુશ્મન સાથે વિગ્રહ ખેડીને થઇ શકે. ખરો મિત્ર કોણ, અને ખરો શત્રુ કોણ, જે દેખાય એ જ માત્ર, કે જે ખરેખરો હોય એ વિષે ચર્ચા કર્યા બાદ, એવું સાબિત કરવામાં આવે છે કે ન્યાય કોઇને હાનિ કરી શકે જ નહિં. કારણ હાનિ કરવી એનો અર્થ ખરાબ કરવું, અને ન્યાય કોઇ દિવસ કોઇને ખરાબ કરે નહિ.

આટલા વિવેચન પછી વળી પહેલી વ્યાખ્યાને પાછી તપાસવામાં આવે છે. શાંતિના સમયમાં આપણી પાસે કોઇએ રૂપિયા મૂક્યા હોય એ પાછા આપીએ-તેનું નામ ધર્મ કે ન્યાય. હવે રૂપિયા અનામત ક્યારે મૂકવામાં આવે ? જ્યારે એનું કંઈ કામ ન હોય ત્યારે. એટલે વળી એમ સાબિત થયેલું માની લેવામાં આવે છે, કે રૂપિયાનો ઉપયોગ થતો હોય ત્યારે ન્યાય કે ધર્મની જરૂર નથી. અને રૂપીયા બિનઉપયોગી હોય ત્યારેજ માત્ર ન્યાય કે ધર્મ ઉપયોગી થઇ પડે છે. [૨૨]

---

૧૯. An Enquiry into Human Understanding.

૨૦. પુ. ૧. ૩૩૧. બી.

૨૧. ૩૩૨ બી.

૨૨. ૩૩૩. આખી-કલમ.

દલીલ આટલે જાય છે, ત્યાં થ્રેસીમેકસ નામનો એક ખાનગી શિક્ષક (Sophist) [૨૩] આવે છે. એ ન્યાયની નવી જ વ્યાખ્યા આગળ ધરે છે. એનું માનવું એવું છે, કે જેનું જોર એનો દોર. બળવાન લોકો પોતાનું હિત સાધવા માટે નબળા લોકો માટે જે નિયમો ઘડી કાઢે છે, એ ન્યાય અને ધર્મ. [૨૪] ન્યાયથી બળવાનનું હિત સધાય છે. બળવાન અન્યાયથી પોતાનું હિત સાધે છે, અને ન્યાયથી બીજા પાસે સધાવે છે. [૨૫]

આનો જવાબ આપતાં પહેલાં સોક્રેટિસ બળવાનનો અર્થ શું એ નક્કી કરે છે. શું શરીરે જોરાવર તે બળવાન કહેવાય ? ના, બળવાન એટલે જેના હાથમાં સત્તા હોય તે, એટલે કે રાજ્યકર્તાઓ. આ રાજ્યકર્તાઓ પોતાના હિતને અનુલક્ષીને પ્રજાજન માટે ધર્મ અને ન્યાયના ધોરણો ઘડે છે. પણ આ ધોરણ ઘડવામાં જો તેઓ ભુલ કરે, અને પ્રજાજનો જો એમનો જ આદેશ પાળે, તો એમનું હિત થવાને બદલે અહિત થાય. આવે વખતે રાજ્યકર્તાનું હિત સાધનારી કર્તવ્યદિશા એમના આદેશથી વિરુદ્ધ જાય; અને પ્રજાજનોને ધર્મનું રક્ષણ કરવા માટે ઘડેલો નિયમ રાજ્યકર્તાનું હિત સાધવા રૂપ ધર્મ સાચવવા માટે ફરજ તરીકે તોડવો પડે. પણ આ તો અસંભવિત કહેવાય.

પણ રાજ્યકર્તા—સાચો રાજ્યકર્તા ભૂલ કરે જ નહિ. એ પોતાનું હિત સાધવામાં બહુ કુશળ હોય છે; અને એવો રાજ્યકર્તા જે ધારાધોરણ ઘડે એ પ્રમાણે ન્યાય અન્યાય થાય છે. પરંતુ રાજ્યવ્યવસ્થા એક કળા છે. આપણે બીજી કોઈ કળાનો દાખલો લઈએ. કોઈ પણ કળાનું હિત [૨૬] પોતાનો વિષયમાં પૂર્ણત્વ પામવાનું છે; કોઈ પણ કળાનું હિત એના વિષયના હિતથી બહાર નથી કે જુદું પણ નથી. કારણ જો કોઈ કળાનું હિત પોતાના જ વિષયમાં ન હોય તો તેનું હિત કોઈ બીજી કળામાં હોય, અને બીજીનું ત્રીજીમાં એમ અનવસ્થા દોષ પ્રાપ્ત થાય. એ રીતે દરેક કલાનું હિત એના પોતાના વિષયમાં જ છે: આયુર્વેદની કળા મનુષ્ય શરીર જે એનો વિષય છે, તેમાં હંમેશ પૂર્ણ થવાનો પ્રયત્ન કરે છે. ખલાસીની કલા નૌકાનું હિત સાધે છે. આવી જ રીતે રાજ્યવ્યવસ્થા, જે એક કળા છે એ પણ પોતાના વિષયનું—પ્રજાનું—હિત સાધે છે: પોતાના વિષયથી—પ્રજાથી બાહ્ય કે પર એવું એ કળાનું હિત હોઇ શકે જ નહિ. એટલે કે રાજ્યકર્તાઓ—સાચા રાજ્યકર્તાઓ ( સાચા વૈદની માફક ) પોતાના પ્રજાજનનું જ હિત સાધે છે, અને પોતાના સ્વાર્થી હિતને લક્ષ્યમાં રાખીને ન્યાય કે ધર્મનાં ધોરણ ઘડતા નથી.

આટલું સાંભળે છે, ત્યાં થ્રેસીમેકસના શરીર પરથી પરસેવાનાં ટીપાં પડે છે. એના મનનું

---

૨૩. સોક્રેટિસના વખતમાં અને એની પહેલાં સોફિસ્ટો એથેન્સમાં ઘણા હતા. એમાંના કેટલાક ખરેખરા ગંભીર તત્ત્વચિંતકો હતા, પણ ઘણાખરા તો માત્ર વિતંડાવાદજ પોતાના યુવાન શિષ્યોને શીખવતા. પ્રોટેગોરસ તથા ગોર્જીઅસ નામના મોટા સોફીસ્ટો થઇ ગયા પહેલો સાપેક્ષવાદી—Relativist, અને બીજો શૂન્યવાદી—Nihilist હતો. સમાન્ય રીતે તેઓ સાધારણ નીતિનાં ધોરણોને ઉંધાં વાળતા, અને આથી જ સોક્રેટિસ પણ એને ગણાયો.

૨૪. ૩૩૮ સી.

૨૫. ૩૪૪. સી.

૨૬. હિત-Interest.

સમાધાન થતું નથી એથી દલીલ કરવી પડતી મૂકી એ બાબત કરવા માટે છે. કહે છે કે-રાજ્યકર્તા રાજ્ય કરે છે એનું કારણ એ છે, કે એમને રાજ્ય કરવું ગમે છે. અને એમને રાજ્ય કરવું ગમે છે કારણ એમને એથી પૈસા અને ધનની પ્રાપ્તિ થાય છે. આનો ઉત્તર આપતાં સોક્રેટિસ વળી કળાનું દૃષ્ટાંત લે છે. દરેક કળાનું હિત એના વિષયના હિતમાં જ છે એ ઉપર સાબિત થયું; પછી જો કોઇ કલાકારને પોતાનું કામ કરવા પૈસા મળે, તો એ એક માત્ર અકસ્માત રૂપ માનવું જોઇએ; એના પોતાના કળાવિધાનના પરિણામરૂપ ન માનવું જોઇએ. કારણ પૈસા આપવાની કે લેવાની એક જુદી જ કળા છે.[૨૭] દાખલા તરીકે જો કોઈ વૈદ્યને દવા કર્યા બદલ પૈસા મળે તો એથી એણે એમ નથી માનવાનું, કે આયુર્વેદની કળા એ પૈસા કમાવાની કળા છે; કારણ જો ખલાસીની તબીયત દરિયાની મુસાફરી કર્યાથી સુધરતી હોય, તો આપણે એમ નહિં કહીએ કે નૌકા ચલાવવાની કળા એ આયુર્વેદની કળા છે.

આટલેથી થ્રેસીમેકસના મનનું સમાધાન થતું નથી, અને આવેશમાં આવી જઇ એ એવું પ્રતિપાદન કરે છે, કે અન્યાય એ જ લાભકારક છે, અને એ જ સદ્ગુણ છે. ન્યાય અને ધર્મને એ દુર્ગુણ તો ન કહે પણ ભોળપણ કહે. (sublime simplicity). આના જવાબમાં પણ સોક્રેટિસ કળાનું દૃષ્ટાંત લે છે.-આપણે એક સંગીતશાસ્ત્રી લ્યો. એ કોઇ પણ વાજીંત્રના તાર બીજો કોઇ સંગીતશાસ્ત્રી ખેંચશે એટલા જ ખેંચશે જ્યારે, જેને સંગીતનું ભાન નથી એ સંગીતશાસ્ત્રી કરતાં, તેમજ જેને સંગીત નથી આવડતું એ બન્નેના કરતાં, તારને ઓછા કે વત્તા ખેંચશે. સંગીતશાસ્ત્રીને જ્ઞાન છે, પોતાના વિષયનું ભાન છે. માત્રાની ખબર છે; પણ જેને સંગીત આવડતું નથી એને જ્ઞાન નથી, અને માત્રા શું એની ખબર નથી. જ્ઞાન તથા પોતાના વિષયનું ભાન હોવું તે સારૂં છે, એ ગુણ છે, જ્યારે અજ્ઞાન એ ખરાબ છે. હવે ન્યાયી અને ધર્મી ને, અન્યાયી અને અધર્મી બન્નેને સંગીતશાસ્ત્રી તથા સંગીત નહિં જાણનાર સાથે સરખાવો. ન્યાયી બીજો ન્યાયી જેમ કરશે, એટલું જ કરશે, અને એના ઉપર ખોટો લાભ લેવા ઇચ્છશે નહિં. પણ અન્યાયી કરતાં જ એ ઓછું કે વત્તું કરશે. પરંતુ અન્યાયી તો ન્યાયી કે બીજા અન્યાયી બન્નેના કરતાં ઓછું કે વત્તું કરશે, ઇચ્છશે, અને ખોટો લાભ લેવાનો પણ પ્રયત્ન કરશે. પરંતુ પોતાના જેવા જેટલું કરે એટલું જ જે કરે તેને જ્ઞાન છે, પોતાના વિષયનું ભાન છે, અને માત્રાની ખબર છે. ન્યાયી તે આવો છે, એટલે કે એને જ્ઞાન છે, અને માત્રાની ખબર છે. અને જ્ઞાન સારૂં છે માટે ન્યાયી સારો છે. અને અન્યાયી અજ્ઞાની અને ખોટો છે.[૨૮]

---

૨૭. પ્લેટો અહિં પૈસા આપવાની કળાને એક જુદીજ કળા માને છે. Art of Payment.

૨૮. પ્લેટો નીતિ, ન્યાય, અને ચારિત્રને કલાની સાથે સરખાવે છે એ વિચાર આપણે માટે જરા નવાઈ જેવો લાગે છે. પ્રાચીન ગ્રીસમાં હજી સુંદર અને સારૂં એ બેનું પૃથક્કરણ થયું નહોતું. સુંદર અને સારા માટે ગ્રીક ભાષામાં એક જ શબ્દ વપરાતો 'To Kalon' અને આ રીતે નીતિ તથા કલાની સરખામણી થતી. વળી એક બીજી પણ બાબત છે. આપણે કલાને અનંત માનીએ છીએ, પરંતુ પિથાગોરાસે જ્યારથી સંખ્યાનો સિદ્ધાન્ત સ્થાપ્યો, અને આખા વિશ્વનું તત્ત્વ સંખ્યા છે એમ કહ્યું ત્યારથી, સંખ્યા પરિમિત

આ રીતે થ્રેસીમેકસની દલીલમાંના એક મુદ્દાનો જવાબ આપ્યા બાદ, સોક્રેટિસ એમાંનો બીજો મુદ્દો લે છે. એ મુદ્દો એ છે કે અધર્મ એ ખરું બલ છે, અને ધર્માચરણ નબળાઇની નીશાની છે.[૨૯] હવે એક રાજ્યનો આપણે દાખલો લઇએ. એક રાજ્ય પર રાજ્યને જીતવા કે ગુલામ બનાવવા ઇચ્છા રાખતું હોય, તો ધર્મ અને ન્યાયદ્વારા જ પોતાની શક્તિ વાપરી શકશે, નહિં કે અંદર અંદર અન્યાય કરીને. ચાંચીઆઓની એક ટોળી હોય તે પણ અંદર અંદર ન્યાયથી વર્તે છે. આથી એટલું સિદ્ધ થાય છે, કે ન્યાય અને ધર્મથી સંઘબળ વધે છે, અને અન્યાયથી ઘટે છે. ન્યાય ને ધર્મ ઐક્યનાં તત્ત્વો છે, એ ઐક્ય સાધે છે, જ્યારે અન્યાય અને અધર્મ આંતરિક વિરોધ રોપે છે. અને ઐક્ય બળ છે, અને આંતરિક વિરોધમાં નબળાઇ છે.[૩૦] હવે જેવી રીતે અન્યાયી સમાજમાં આંતરિક વિરોધ અને નબળાઇ છે, તેવી જ રીતે અધર્મી માણસમાં વિરોધ અને નબળાઇ છે, કારણ અધર્મના સ્વભાવથી જ એના આત્માનું બંધારણ તુટક થઇ જાય છે, જ્યારે ન્યાયીમાં જ ખરું બળ રહેલું છે.

ન્યાય અને ધર્મની જે જે વ્યાખ્યાઓ આપણે જોઇ એમાંની કેટલીક હાલ પણ સર્વ સાધારણ છે. આ વ્યાખ્યાઓમાંનું સત્યાસત્ય બતાવતા સોક્રેટિસ પુસ્તક પ્હેલાને અંતે અંતિમ લક્ષ્યોની દષ્ટિથી નીતિનું જે નિરૂપણ કરે છે તે જરા જોઇને આપણે આગળ ચાલીશું.

દરેક વસ્તુને કંઇકને કંઇક ધર્મ હોય છે.[૩૧] પોતાના ધર્મથી જ વસ્તુ અર્થવાળી બને છે.[૩૨] જે કોઇ વસ્તુનો ધર્મ સમજે છે, એ એનો અર્થ પણ સમજે છે. હાથનો ધર્મ

---

હોવાને લઇને, જે પરિમિત છે, એ સારૂં અને અનંત, અંત વગરનું તે ખરાબ. આથી અનવસ્થા દોષને એ ખરાબ માનતા, કલાને સાન્ત અને સારી માનતા. આપણે પણ એક દષ્ટિએ કહી શકીએ કે સૌંદર્ય પોતામાં જ પરિશુમે છે, એથી સાન્ત અને સારૂં છે. આ જ રીતે સદ્‌ગુણોને પણ એ લોકો સાન્ત માનતા, જ્યારે અનીતિ તથા દુર્ગુણના આવિર્ભાવ અનંત છે, એ આપણે પણ કબુલીએ છીએ. કલામાં સપ્રામણતા હોય છે એથી નીતિને પણ પ્રમાણ–માત્રાનું રૂપ આપ્યું. એરિસ્ટોટલમાં આ વિચારે સિદ્ધાન્તનું સ્વરૂપ પકડ્યું. સદ્‌ગુણ તથા નીતિ એક મધ્યમ માર્ગ ('Mesotes' Mean) થયો. પ્લેટોની આવી દલીલ પછી એરિસ્ટોટલે કંઇ નવું શોધ્યું હોય એમ લાગતું નથી. નીતિને એક મધ્યમમાર્ગે ગણવાથી, પ્લેટો પણ એક મૂલ સદ્‌ગુણ ગણતો હોય તો તે મિતાહારીપણું કે મિતત્વનો છે. અને એના ધર્મ કે ન્યાયથી એને બાજુએ જ જુદું પાડી શકાય છે. મધ્યમમાર્ગી બૌદ્ધધર્મમાં પણ મિતત્વના ગુણને પ્રાધાન્ય આપ્યું છે. જૂઓ નેટલશિપ પૃ. ૩૮–૩૯. પ્લેટો–પોલિટિકસનો સંવાદ–' Metron '=Measure=માત્રા.–ફાઇલીબસનો સંવાદ ' Tŏ Peras '–Limit–as first Philosophical virtue.

૨૯. ૩૫૦.

૩૦ Evil as the principle of disintegration in states and men.

૩૧ ધર્મ=function પુ. ૧. ૩૫૨–૫૩–૫૪.

૩૨ પુ. ૯. ૬૦૧.

પકડવાનો છે; લગામનો ઘોડાને કબજે રાખી શકવાનો. જે વસ્તુ જેટલે અંશે પોતાનો ધર્મ બજાવે છે કે નથી બજાવતી એટલે અંશે એનામાં ઉત્કૃષ્ટતા[૩૩] કે અધમતા છે. મનુષ્ય આત્માના ધર્મ જુદા જુદા સદ્ગુણોમાં વ્યાપક છે, અને જેટલે અંશે આત્મા પોતાનો ધર્મ બજાવે, ગુણવાન થાય, તેટલે અંશે તે ઉત્કૃષ્ટ થાય છે. અને એનામાં ' અર્થ ' આવીને વસે છે. પણ અધર્મી આત્મા ' અર્થ વિહીન ' છે. આ રીતે પણ ફરીથી એ સિદ્ધ થાય છે કે ધર્મ—ન્યાય—સદ્ગુણ એ ખીલવવામાં જ મનુષ્યની ખરી ઉન્નતિ છે.

ઉપરની આખી ચર્ચામાં આપણે એટલું જોઇ શકીએ છીએ, કે સોક્રેટિસનો પ્રતિપક્ષ બાહ્ય વ્યવહાર કે ખરેખરી વસ્તુસ્થિતિ ઉપર પોતાનું સ્થાન લઇ બધી દલીલ કરે છે, જ્યારે સોક્રેટિસ પોતે પોતાના પ્રતિપક્ષીઓને હડસેલા મારી મારીને ચારિત્ર્યમીમાંસા[૩૪] અને ચિત્તશાસ્ત્રની આંતરિક ભૂમિકા ઉપર લઇ જઇને એમને જુદા પાડે છે, અને એમના મનનું સમાધાન કર્યા વગર, પોતાનો મુદ્દો સિદ્ધ કરે છે.[૩૫] મુખ્યચર્ચા કરનારાઓ—ગ્લાઉકન તથા એડેઇમેન્ટસનું પણ આ જ કહેવું છે, કે—આટલું સિદ્ધ કર્યા છતાં અન્યાયી માણસ સુખી હોય છે, ન્યાયી થવામાં માલ નથી પણ ન્યાયી દેખાવામાં જ માલ છે, કારણ ન્યાયનો દેખાવ માત્ર રાખી અન્યાયી માણસ ગમે તે અર્થ સાધી શકે છે.

## ન્યાયની ઉત્પત્તિ વિષેના મતો

ન્યાયની ઉત્પત્તિ આ પ્રમાણે છે.[૩૬]

દરેક માણસ સ્વભાવથી સમજે છે, કે અન્યાય કરવો એ લાભદાયક છે અને અન્યાય સહન કરવો એ હાનિકારક છે. પછી જ્યારે લોકોએ અંદર અંદર બહુ અન્યાય કર્યા, અને બહુ અન્યાય સહ્યા, ત્યારે એમણે ભેગા મળી વિચાર કર્યો કે હવેથી એમ ન કરવું. આથી ન્યાયનાં ધોરણો ઘડાયાં. પણ અન્યાય કરવો અને અન્યાય સહેવો એ જાતના લાભ અને હાનિ વચ્ચેનું ન્યાય એક સમાધાન માત્ર છે.[૩૭] મનુષ્ય પોતાની 'નૈસર્ગિક' સ્થિતિ છોડી દઇને ' સ્વાભાવિક ' રીતે અનુભવથી ન્યાય અન્યાયનાં ધોરણો ઘડે છે.[૩૮] તો પણ મનમાં તો

---

૩૩ Argument from Excellence and Ends.

૩૪ Ethics માટે એ શબ્દ સારો લાગ્યો છે. ગ્રીક શબ્દ " ethos " એટલે નીતિ નહિ, પણ બહોળા અર્થમાં ચારિત્ર્ય થાય.

૩૫ His arguments admit of no reply and produce no conviction '—એના જેવું સોક્રેટિસના પ્રતિપક્ષીઓને પણ થતું હશે.

૩૬ ૩૫૮—૩૫૯.

૩૭ સરખાવો હોબ્સ અને રુસો. અંગ્રેજ હોબ્સે આ સિદ્ધાન્તની મદદથી એમ સિદ્ધ કર્યું કે રાજા ગમે તેમ કરી શકે, કારણ એ સામાજિક ન્યાયનાં ધોરણોથી પર છે; ન્યાય અન્યાયનાં ધોરણ એને લાગુ પડી શકે નહિ. ફ્રેન્ચ રુસોએ આથી ઉલટું એમ સિદ્ધ કર્યું કે રાજા હરપ્રકી લોકોને જ વશ છે, અને લોકો ગમે ત્યારે પોતાનો કરાર Social Contract રદ કરી એને ઉઠાડી મૂકી શકે.

૩૮. આપણી ભાષામાં નૈસર્ગિક અને સ્વાભાવિક એવા બે જુદા જુદા શબ્દો છે. નૈસર્ગિક એટલે કુદરતી સ્થિતિ વિષેનું, અને સ્વાભાવિક એટલે મનુષ્ય સ્વભાવ વિષેનું—

એ એટલું સમજે છે, કે અન્યાયથી પોતાનું હિત, અને ન્યાયાચરણથી પારકાનું હિત સધાય છે. ૩૯

## આદર્શ સમાજનું ચણતર

આટલી ચર્ચા આપણને પુસ્તકના મુખ્ય મુદ્દાઓ આગળ લાવે છે, એ મુદ્દાઓ બે છે. (૧) ધર્મ અધર્મનું સ્વરૂપ (૨) એમનાથી થતા લાભાલાભ. ધર્મના સ્વરૂપ વિષેની સાધારણ વ્યાખ્યા તો ઉડી ગઇ. હવે સોક્રેટિસને પોતાને જવાબ આપવાનો વારો આવે છે. અને વ્યક્તિગત ધર્મનું સ્વરૂપ શું છે તથા એના લાભાલાભ શા છે તે નિશ્ચિત કરવા સોક્રેટિસ પહેલવહેલાં સમાજમાંથી ધર્મનું તત્ત્વ શોધી કાઢવા કહે છે. કારણ સમાજમાં ધર્મ મોટા રૂપે હોય, અને જલદી નજરે ચડે. પણ કોઇ રૂઢિબદ્ધ સમાજને ન લેતાં જો આપણે કોઇ નવા ઉગતા સમાજને લઇએ, તો તેમાં ધર્મ પણ એવી જ સ્થિતિમાં (એટલે કે ઘડાવાની) હશે. ૪૦ આ ઉપરથી પ્લેટો પોતાનો આદર્શ સમાજ તત્ત્વની દૃષ્ટિએ'૪૧ રચે છે.

મનુષ્યને જરૂરીઆતો છે, માટે સમાજનું બંધારણ અસ્તિત્વમાં આવે છે. એ જરૂરીઆતો મુખ્ય ત્રણ છે. ૧. ખોરાક. ૨. લુગડાં. ૩. રહેવાને માટે ઘર. આ જરૂરીઆતો પૂરી પાડવા માટે પહેલાં તો સમાજમાં ત્રણ કે ચાર માણસો જ હશે. પણ આની પાછળ સુતાર અને લુહાર આવે, ભરવાડ અને ગોવાળ. આ ઉપરાંત બીજાં રાજ્યો સાથે વ્યવહાર કરવા, ચલણી નાણું તથા પરચુરણ વેપારીઓ પણ આ સમાજમાં જોઇએ. નબળા લોકો કે સ્ત્રીઓ પરચૂરણ વેપાર કરે,૪૨ જે લોકોમાં બુદ્ધિ ઓછી પણ શારીરિક બળ વધારે હોય તે લોકો મજુરી કરશે. આવી રીતે રહેતા લોકોનું જીવન-સુખમાં જશે. તેઓ મીજબાનીઓ કરશે, પણ ભવિષ્ય પર ('ગરીબાઇ આવે કે લડાઇ જાગે એ ઉપર') નજર રાખીને તેઓ કરકસર પણ કરશે.

• મનુષ્યની સ્વાભાવિક જરૂરીઆતો ઉપર રચાએલો સમાજ આવડો હોય. પણ માણસો ઘણી વાર કુદરતી જરૂરીઆતો પૂરી પાડવામાં જ સંતોષ માનતા નથી, અને કૃત્રિમ, અસ્વાભાવિક જરૂરીઆતો ઉભી કરે છે. આ જરૂરીઆતો પૂરી પાડવા જતાં સમાજને પણ સ્વાભાવિક હદ ઓળંગીને કૃત્રિમ રીતે વધવું પડે છે. ૪૩ એથી નવી નવી જાતનાં

---

એમ વાપરી શકીએ. અંગ્રેજીમાં આ ભેદ દર્શાવવા બે શબ્દો નથી, પણ એક જ શબ્દ છે, natural, Nature=કુદરત, nature=સ્વભાવ. આથી હૉબ્સમાં ઘણી વાર વિરોધ આવે છે. ગ્રીકમાં પણ આ જ અસ્પષ્ટતા છે.

૩૯. ૩૬૦.

૪૦. Added Determinants and Concomitant variation. See Infra. 437–438.

૪૧. In Idea શબ્દ છે. એ શબ્દ પ્રસ્તુત પુસ્તકમા પહેલવહેલો અહિં આવે છે.

૪૨. લૉઝ. ૯૧૮–૧૯. ત્યાં પરચૂરણ વેપારમાંથી થતાં અનિષ્ટોનું વર્ણન આપ્યું છે. તથા સ્ત્રીઓને એ ધંધો સોંપ્યો છે. (!)

૪૩. જરૂરીઆતો બે જાતની (૧) સ્વાભાવિક અને (૨) કૃત્રિમ. એ જ રીતે સુખ પણ બે પ્રકારનાં છે (૧) સ્વાભાવિક અને (૨) કૃત્રિમ. જુઓ પૃ. ૮. જ્યાં

માણસો સમાજમાં પેદા થાય છે. અને એમના સ્વભાવો પણ વિચિત્ર અને નવીન હોય છે. આવા લોકોમાં પ્લેટો કવિઓ, ખાનગી શિક્ષકો,[૪૪] આવાઓ, કંદોઇઓ, નટો, કોન્ટ્રાક્ટરો, હજામો (?) ચિત્રકારો વગેરેની ગણના કરે છે. આવા સમાજમાં લોકોની તંદુરસ્તી ખરાબ હોય એથી વૈદ્યોની પણ વધારે જરૂર પડશે.

## વિગ્રહ કે લડાઇની ઉત્પત્તિ

આ રીતે જ્યારે સ્વાભાવિક યોગ્યાયોગ્યતાના ધોરણને વટીને આપણો સમાજ મોટો થાય, ત્યારે અસ્વાભાવિક લોભવૃત્તિને વશ થઇ આપણો સમાજ બીજા સમાજ પાસેથી એની જમીન કે ધન છીનવી લેવાનો પ્રયત્ન કરશે. કૃત્રિમ જરૂરીઆતોના સેવનથી જ વિગ્રહની વૃત્તિનું બીજ રોપાય છે. [૪૫] જે વૃત્તિ વિગ્રહ રોપે છે, એ જ અંગત કે સામાજિક આંતરિક અનિષ્ટો પણ ઉત્પન્ન કરે છે.

પરંતુ ધનલોભને લીધે બીજાના પર આક્રમણના રૂપે લડાઇ ન કરતાં પ્લેટોનો આદર્શ સમાજ પોતાના રક્ષણાર્થે જ લડાઇ કરવા જશે. આદર્શ સમાજમાંના ક્ષત્રિયો[૪૬] બળવાન હશે પણ ધનવાન નહિં હોય. આથી બીજું કોઇ રાજ્ય એમની સાથે લડવા નહિ આવે-'બીજું કોઇ રાજ્ય' એમ કહેવું એ જ ભૂલભરેલું છે. કારણ બીજાં કોઇ રાજ્યમાં આપણા જેટલું ઐક્ય નહિં હોય, અને એથી બીજાં રાજ્યોને આપણે રાજ્ય નહિં પણ રાજ્યો કહેવાં જોઇએ.[૪૭] આપણા આદર્શ સમાજમાં ૧૦૦૦ થી વધારે ક્ષત્રિયો નહિં હોય, અને આપણા સમાજની સમસ્ત વસ્તી આ સંખ્યા સાથે ઐક્ય જળવાઇ રહે એટલી હશે.

પ્લેટો પોતાનો આદર્શ સમાજ રચે છે, પરંતુ એ પોતે ગ્રીક છે એ બાબત કોઇ વખત ભૂલતો નથી, એ બંધન ઓળંગી શકતો નથી. ગ્રીક અને ગ્રીક, હેલેનીઝ અને હેલેનીઝની વચ્ચે જે લડાઇ થાય તેને માત્ર આંતરિક અણબનાવ કે અંતઃપ્રકોપ કહે છે. આવા અંતઃપ્રકોપ વખતે જાળવવાના નિયમો પ્લેટોએ નક્કી કર્યા છે,[૪૮] અને એ નીચે પ્રમાણે છે.

(૧) ગ્રીક બીજા ગ્રીકને ગુલામ બનાવી શકે નહિ, અથવા ગુલામ કરવામાં મદદ કરે નહિં.

---

લુસમી રાજ્યનું તથા માણસનું વર્ણન કરતાં સુખના ( Pleasures ) પ્લેટો ઉપર પ્રમાણે ભાગ પાડે છે.

૪૪. ખાનગી શિક્ષકો યાનુ-Sophists. સોક્રેટિસને સોફીસ્ટ ગણી એથેન્સે ઝેર દઇ મારી નાંખ્યો, એથી એમના તરફ પ્લેટોની આવી લાગણી હતી.

૪૫. સરખાવો ફીડો-૬૬. જ્યાં લોભને વિગ્રહનું મૂળ માન્યું છે.

૪૬. મૂળ અર્થમાં क्षतात् त्रायते इति-Guardians.

૪૭. ૪૨૨-૪૨૩.

૪૮. અંતઃપ્રકોપ Discord, (Civil war) નિયમો માટે જુઓ પુ. ૫. ૪૬૯-૪૭૧,

(૨) લડાઇના મેદાનમાં મૃત્યુ પામેલાઓનાં શબનું અપમાન ન કરવું. એટલે કે શબને લુંટવું નહિં, અને એનાં અંગોને ખરાબ કરવાં નહિં.૪૯.

(૩) લડાઇમાં જે શસ્ત્રો હાથમાં આવે એ દેવો પાસે મંદિરોમાં ધરાવવાં નહિં.

(૪) ગ્રીક પ્રદેશ લુંટવો નહિં, ઘર બાળવાં નહિં.

(૫) ગ્રીક લોકો એક જ લોહીના છે, અને સગાઓ છે, એથી અંતઃપ્રકોપને વખતે પણ એમની સાથે કુટુમ્બીઓના જેવું વર્તન રાખવું-કારણ સ્વભાવથી કે જન્મથી દુશ્મન હોય એવા તો જંગલી લોકો જ છે.૫૦

(૬) વિજેતા પક્ષ પરાજિતનો પાક લઈ શકે, પણ એમના મનમાં અંતે તો સુલેહ કરવાનું જ હશે.

(૭) લડાઇ દરમીઆન જનસામાન્યને ત્રાસ આપવો નહિ. કારણ લડાઈ કરનામાં થોડાં લોકોનો જ હાથ હોય છે, અને બીજાં સ્ત્રી, પુરુષો, અને બાળકો તો એમનાં મિત્રો છે.૫૧

આ નિયમો રાખવાનું કારણ એ છે, કે ગ્રીક લોકો સુધરેલા છે, અને આપણો આદર્શ સમાજ જંગલી નથી-એટલે કે ગ્રીક છે.

## આદર્શ સમાજમાં કેળવણી

લડાઇની આ જરૂરીઆત પૂરી પાડવા માટે આપણા સમાજમાં ક્ષત્રિય વર્ગની ખાસ જરૂર પડશે. ક્ષત્રિયમાં વીર્ય, શૌર્ય, અને શારીરિક બળ હશે, પણ તે સાથે વિવેકની પણ શક્તિ હશે.

આદર્શ સમાજના શાસનકર્તામાં નમ્રતા અને શૌર્ય, વિવેક અને વીર્ય એવા દેખીતા વિરોધી ગુણોનો વિકાસ હોવો જોઇશે, અને એટલા માટે એમને ખાસ કેળવણી આપવી જોઇશે.

પ્લેટો કેળવણીના બે મુખ્ય ભાગ પાડે છે. એક તે કલાની ઉપાસના અને બીજી તે શારીરિક કેળવણી-વ્યાયામ.૫૨

આ વિષયને પ્લેટો ઠેઠ સુધી છોડતો નથી. એક વાર કેળવણી વિષેની સાદી ચર્ચા કર્યા પછી આ પુસ્તકમાં બે ત્રણ વાર ફરી ફરીને એના એ વિષય ઉપર પ્લેટો પાછો આવે છે. શરૂઆતમાં કલાની ઉપાસનામાં એ માત્ર સાહિત્યનો સમાવેશ કરે છે, અને એના-ખરૂં અને

---

૪૯. કારણ 'સાચો દુશ્મન તો એમાંથી જતો રહ્યો છે.'-To spoil the dead એમ લખેલું છે.

૫૦. Barbarians એરિસ્ટોટલ પણ ગ્રીક હોવાનું બંધન ઓળંગી શક્યો નહોતો. એલેક્ઝાન્ડર જ્યારે દુનિયા જીતવા નીકળ્યો ત્યારે એણે એમ શીખામણ આપેલી કે-ગ્રીક અને જંગલી લોકોને જુદા જ રાખજે. Draw hard and fast the line between the Greeks and the barbarians વગેરે.

૫૧. Distinction between Civil and Military Population.

૫૨. Music-'Mousike' ગ્રીક લોકો કલાની સાત દેવીઓ છે એમ માનતા. વ્યાયામ-' Gymnastike.'

ખોટું-એવા બે ભાગ પાડે છે. આમાંનું ખોટું સાહિત્ય પણ બે જાતનું છે-ખરાબ ખોટું અને સારૂં ખોટું. ૫૩ દાખલા તરીકે, પ્લેટો પોતે જો કે દેવોમાં માનતો નથી, પણ એ એટલું જણાવે છે કે જો કે દેવો વિષેની વાતો ખોટી છે, પણ એ વાતોમાંની કેટલીક સારી છે અને કેટલીક ખરાબ છે. દેવો જુઠું બોલે વગેરે ખરાબ ખોટી વાતોને આદર્શ સમાજમાં સ્થાન આપવામાં આવતું નથી. લોકોમાં કેવી વાર્તાઓ પ્રચલિત થવા દેવી એ વિષય ચર્ચતાં ઇશ્વરનું સ્વરૂપ કેવું છે એ પણ પ્લેટો નક્કી કરી લે છે.

ઇશ્વરના સ્વરૂપ વિષેના સિદ્ધાન્તો નીચે પ્રમાણે છે:—

(૧) ઇશ્વર સારો છે, માટે ખોટા અને ખરાબનો એ પિતા હોઇ શકે નહિ. એટલે કે દુનિયામાં જે કંઇ ખરાબ છે, એને માટે ઇશ્વરને જવાબદાર ન ગણતાં આપણે એના અસ્તિત્વ માટે ગમે તે કારણ શોધી લેવું. ૫૪ જે સારૂં છે એટલુંજ ઇશ્વરે સર્જ્યું છે.

(૨) ઇશ્વર જાદુગર નથી, અને જુદાં જુદાં રૂપ ધારણ કરતો નથી. કારણ તે પૂર્ણ છે, અને જે પૂર્ણ છે એ બદલાઇ શકે નહિં-કારણ જે કંઇ બદલાય છે, તે કાંતો પોતાની અંદરથી જ બદલાય, નહિ તો બહારથી બદલાય. પણ ઇશ્વર પૂર્ણ છે તેથી એને પોતાની મેળે બદલાવાની જરૂર નથી, અને એને બહારથી કોઇ બદલી શકે નહિ.

(૩) ઇશ્વર જુઠું બોલતો નથી, કે જાદુ રમતો નથી. ૫૫ આપણે કાંતો દુશ્મન સામે જુઠું બોલીએ, અગર તો કોઇ ગાંડા મિત્ર આગળ. પણ કોઈ ગાંડો ઇશ્વરનો મિત્ર નથી. અને ઇશ્વરને કોઇ શત્રુ નથી. આથી ઇશ્વરને જુઠું બોલવાનો પ્રસંગજ ઉભો થતો નથી.

આ સિદ્ધાન્તો વિરુદ્ધ કલાકારોએ અને કવિઓએ જે જે ખોટી ખરાબ વાતો ઉપજાવી કાઢી છે એ સમાજમાં પ્રચલિત થવા ન દેવી. કવિઓ સામેનો આ એક મુદ્દો છે.

સમાજના ક્ષત્રિય રક્ષકોમાંથી મૃત્યુનો ભય કાઢી નાખવાનો છે. શૌર્યની સાથે ધૈર્યનો ગુણ પણ એમણે કેળવવાનો છે. કોઇના મૃત્યુ પાછળ તેઓ રડશે નહિ, અને મોટેથી બહુ હસશે પણ નહિ. કારણ રડવા અને હસવાથી માણસનો નિશ્ચય શિથિલ બને છે.૫૬

ત્રીજો ગુણ તે મિતત્વનો છે. મિતત્વ એટલે બાહ્ય આજ્ઞાનું અનુપાલન અને આંતરિક મિતાહારીપણું. કવિઓ ઘણી વાર દારૂથી ચકચૂર થયેલા યોદ્ધાઓનું વર્ણન કરે છે, એ બાબત પણ કવિઓની વિરુદ્ધ જાય છે.

---

૫૩. Good lies અને Bad lies જૂઓ ૩૭૭. ડી. સરખાવો જર્મન ફિલસુફ નિત્શે. પ્લેટો એમ માને છે કે કેટલીક વાતો ખોટી હોય તોપણ જીવનને કલામય અને સુંદર બનાવે છે. એ કહે છે. that which is useful is Good જર્મન ફિલસુફ નિત્શે એમ કહેતો કે That which is life-giving is Good જે કંઇ જીવન બક્ષે છે એજ સારૂં છે, બુદ્ધિના આવા ઉપયોગ વિષે મતભેદ થવાનો સંભવ છે. જે કંઇ જીવન બક્ષે એ સારૂં છે જ, પણ એ જીવનની વ્યાખ્યામાં જ બહુ મતભેદ આવી જાય છે.

૫૪. સરખાવો Pragmatists ની theory of Finito God.

૫૫. પ્લેટો, જંતરમંતરની વિરુદ્ધ-લૉઝ. પુ. ૧૧.

૫૬. પ્લેટો, હાસ્યની વિરુદ્ધ-લૉઝ પુ. ૫. ૭૩૨.

## આદર્શ સમાજમાં કવિઓનું સ્થાન

ઉપર જણાવ્યા તેવા ઘણા નાના નાના મુદ્દાઓ કવિઓ વિરુદ્ધ જાય છે. પ્લેટો પોતે કવિ હતો છતાં પોતાના આદર્શ સમાજમાંથી એવા કવિઓને હાંકી કાઢયા છે. કવિઓ ખોટું શીખવે છે, એટલું જ નહિં પણ ખરાબ શીખવે છે. આ મુદ્દા ઉપરાંત પ્લેટો પોતાની ફિલસુફીની દૃષ્ટિએ, કવિઓ સામે એક બીજી પણ દલીલ લાવે છે.

આપણે શરૂઆતમાં જોયુ કે કોઈ સ્થૂળ પલંગ પલંગ-તત્ત્વનું અનુકરણ માત્ર કરે છે. આપણો પલંગ તત્ત્વની દૃષ્ટિએ સત્ નથી, પણ અસતથી ભેળાએલો છે હવે ચિત્રકાર કે કલાધર એવા પલંગના અસંખ્ય દેખાવોમાંના એકનું જ અનુકરણ કરે છે. આથી ચિત્રપટ પર ચિતરેલો પલંગ મૂળ તત્ત્વના અનુકરણનું પણ અનુકરણ છે, પ્રતિબિંબનો પણ પડઘો માત્ર છે. એટલે કે ચિત્રકાર બેવડો ખોટો છે. આ રીતે કવિ પણ માત્ર વર્ણન જ કરે છે. એને તત્ત્વની ખરી ઓળખ નથી, એનું જ્ઞાન ક્ષીણ છે. મોચી કે યોદ્ધો ખરેખર કેવો હોય એનું એને જ્ઞાન હોતું નથી. એનો અભ્યાસ જુદા જુદા દેખાવોમાં શરૂ થાય છે, અને એમાં જ પરિણમે છે. જેને કંઇ થતાં ન આવડે ( મોચી કે કુંભાર કે લુહાર ) એ કવિતા લખવા બેસે છે. આ કારણથી પ્લેટો કવિઓને દેશનિકાલ કરે છે, અને જેને રહેવું હોય તેમણે સમાજના રક્ષકોની આજ્ઞાનુસાર પોતાની કૃતિઓ રચવી. ૫૭

### કેળવણી ( ચાલુ )

આટલું વિષયાન્તર થયા બાદ વળી આપણે આદર્શ સમાજના રક્ષકોની કેળવણીના પ્રશ્ન પાસે આવીએ છીએ. કોઇ પણ સદ્ગુણને પૂરેપૂરી રીતે જાણવા માટે આપણા સમાજના રક્ષકોએ તેનું તાત્ત્વિક રૂપ જાણવું પડશે. ૫૮ મિતત્વ, શૌર્ય, વીર્ય, ધૈર્ય ૫૯ વગેરે ગુણોનું તત્ત્વ જાણવું આવશ્યક છે, અને આ બધા જ્ઞાનને લઇને સૌંદર્ય તરફ એમની અભિરુચિ વધશે, અને સુંદર આત્મા શરીરને પણ સુંદર કરશે. ૬૦ કલાની ઉપાસનાનું અંતિમ લક્ષ્ય પણ આ જ છે.

---

૫૭. પ્લેટો કરુણ રસથી ભરપૂર નાટકની વિરુદ્ધ છે. કારણ નાટક એક માણસને બીજાનો પાઠ ભજવવાનું કહે છે એ અક્ષમ્ય છે. આદર્શ સમાજમાં એક માણસ તે એક જ રહેશે, બીજો નહિ થાય. કવિ પોતે સાદું વર્ણન કરતો હોય એવી કવિતા પ્લેટો ચાલવા દે. આવી જ રીતે સંગીતમાંથી પણ બહુ અટપટા રાગોને પ્લેટો તિલાંજલી આપે છે, અને એવાં વાદ્યોને પણ શૌર્યરસથી ભરપૂર એવા રાગ, તથા વાદ્યમાં માત્ર લાયર અને હાર્પ અને ભરવાડો માટે પાવો આટલું આદર્શ સમાજ માટે બસ છે. આ માટે જૂઓ પુ. ૩ તથા ૧૦.

૫૮. 'eidos'=form=તાત્ત્વિક સ્વરૂપ.

૫૯. શૌર્ય=Active Courage. ધૈર્ય=Passive Courage. ( એરિસ્ટોટલ )

૬૦. ૪૦૩. સી. ડી.

કલાની માફક વ્યાયામના અભ્યાસમાં પણ આપણે સાદાઈ રાખવાની છે. માત્ર શરીરને જ કસરતી કરવું એમ નહિ, પણ વ્યાયામે મનુષ્ય સ્વભાવના શૌર્યના ભાગને વિકસાવવો જોઇએ. ઘણા શરીરે જોરાવર લોકો અહિને વધને ભાંગી પડે છે. આમ ન થાય માટે મિતાહારીપણું જરૂરનું છે. કલાની ઉપાસના તથા વ્યાયામ બંનેનું અંતિમ લક્ષ્ય, તો આત્મા તથા શરીરને સંગીતમય બનાવવાનું છે. વ્યાયામથી શરીર તંદુરસ્ત ( સંગીતમય ) બને છે; અને કલાથી આત્મામાં પ્રમિતતા કે સંગીત વસે છે; છેવટે તો બંને આત્માને જ સુંદર બનાવે છે.

## વૈદ્યો અને વકીલો

કલાની ઉપાસના તથા વ્યાયામ એ બંને જાતની કેળવણીના સમતોલપણામાં જ સૌંદર્ય છે. જો કોઇ કલાની ઉપાસના છોડી દે, તો એથી એનો આત્મા રોગિષ્ટ બને છે. અને એવો માણસ કોર્ટે બહુ ચડે છે. કોર્ટમાં ન્યાય માગવા ખાતર જવું નહિ, પણ કોર્ટે જવાની ખાતર જ જવું એ દુર્ગુણ છે. આવી જ રીતે શારીરિક વ્યાયામ વગર શરીર એક રોગનું ઘર બને છે. સારી કેળવણીના અભાવે સમાજમાં વકીલો તથા વૈદ્યો વધે છે, અને એ બંને રોગનાં ચિહ્નો છે. પ્લેટો કહે છે " આપણી આધુનિક આયુર્વેદ પદ્ધતિ માત્ર રોગોને જ કેળવે છે, પણ જૂના કાળમાં એસ્કેલેપીઅસ સારું ઔષધ આપતો." આદર્શ સમાજના લોકોને માંદા પડવાની નવરાશ નહિ મળે. જે માણસની આખી જીંદગી પોતાના શરીરની સંભાળમાં જાય છે, તે કદી સદ્‌ગુણી થઇ શકતો નથી.

આદર્શ સમાજના રક્ષકોની કેળવણીનો આ પહેલો ખરડો છે.[૬૧] એમાં શું શું ન શીખવાડવું એના તરફ પ્લેટોનું લક્ષ વધારે જાય છે. આ બેવડી કેળવણીથી તેઓ ન્યાયી થશે. અને પોતાનો નિશ્ચય કે અભિપ્રાય બીકથી કે અતિશય આનંદને લઇને બદલશે નહિ.

---

૬૧. પુ. ૭ માં પ્લેટો બીજો ખરડો તૈયાર કરે છે. ફીલસુફીના અભ્યાસ માટે પરિપક્વ વય અને કેળવાયેલ બુદ્ધિ જોઇએ, એમ પ્લેટોનું પહેલાં માનવું હતું, તે બદલીને પુ. ૭. ૫૩૬ એ. માં એ એમ કહે છે, કે કોઈ પણ સખત અભ્યાસ યુવાવસ્થામાં જ થઇ શકે છે. કલાની ઓળખાણ તો છોકરાંને નાનપણથી કરાવવામાં આવે છે, અને એમાં જે દક્ષ નિવડે તેને એમને પસંદ કરવા. ૧૭ થી ૨૦ વર્ષ સુધી વ્યાયામ ચાલે છે. પછી ૨૦ થી ૩૦ વર્ષ સુધીના વખતમાં જે જે વિજ્ઞાનોના સિદ્ધાન્તો સાથે એમણે માત્ર ઓળખાણ કરી હોય, તે વિજ્ઞાનોનો પદ્ધતિસર અભ્યાસ કરવાનું આવે છે. આમાં પહેલું ગણિત, બીજું ભૂમિતિ, ત્રીજું ઘનભૂમિતિ, ચોથું ખગોળવિદ્યા, પાંચમું સંગીત ( Accoustics–Harmonics સ્વરજ્ઞાન,) અને છેવટે આટલા અભ્યાસ પછી આ બધા શાસ્ત્રોના મૂળભૂત સિદ્ધાન્તોને બરોબર મનમાં ઉતારી એનો સમન્વય ૩૦ થી ૩૫ વર્ષ સુધી કરવાનો છે. આ અભ્યાસનું નામ જ તત્ત્વચિંતન 'dialectike' ૩૫ કે ૩૬ વર્ષ ફિલસુફીનો અભ્યાસ થઇ ગયા બાદ જે આ પરીક્ષામાંથી પાર ઉતરે એને ૧૫ વર્ષ સુધી દુનિયાના વ્યવહારમાં કામ લેવાનો છે. એ ૧૫ વર્ષ સુધી કંઇક લશ્કરી સેવા એણે કરી, અને ૫૦ વર્ષની ઉમ્મર પછી એ સમાજનો ખરો શાસનકર્તા થઇ શકે. જુઓ પુ. ૭. ૫૩૭ થી ૫૪૧.

મોટાઓ નાનાઓને કેળવણી આપશે, અને જે સારામાં સારા હશે, તે સમાજ ઉપર રાજ્ય કરશે. (૪૧૨. સી.) રાજ્યકર્તાઓમાં લોભ તો હશે જ નહિ, કારણ ખરું સત્ત્વ કે સોનું એમના પોતામાં જ છે એમ તેઓ સમજશે. વસ્તુઓનો અપરિગ્રહ કરશે. એમને ખાનગી ઘર હશે નહિ. તેઓ સામાન્ય રસોડે જમશે, અને યોદ્ધાઓની માફક રહેશે. એમને પ્રજાજનો તરફથી આખા વર્ષના નિભાવ માટે માત્ર અમુક જ રકમ મળશે. આની રીતે આપણો સમસ્ત સમાજ સુખી થશે.

કોઈ એમ કહે કે આમાં રાજ્યકર્તાઓ તો સુખી નથી, તો તેના જવાબમાં આપણે એમ જણાવીશું કે રાજ્યના કોઇ એક જ વર્ગનું બાહ્ય સુખ કે એશઆરામનાં સાધનો વધે તેથી આખું રાજ્ય સુખી થતું નથી. જે રાજ્યકર્તાઓ એશઆરામ માગે છે, તેઓ પોતાનું સુખ લક્ષ્યમાં રાખી, આખા સમાજને રોગિષ્ટ બનાવે છે. આદર્શ-સમાજમાં કોઇ પણ અતિશય ધનવાન કે અતિશય ગરીબ નહિ હોય. ધનથી માણસ આળસુ બને છે; અને દારિદ્યથી સદ્ગુણ કેળવાતો નથી, અને માણસ ઉલટો દુષ્ટ થાય છે. એ બન્ને અસંતોષનાં મૂળ છે; અને આદર્શ સમાજમાં અસંતોષ, આળસ કે દુષ્ટતા નહિ હોય.

આદર્શ સમાજના શાસનકર્તાઓને સારી કેળવણી મળી હશે એટલે સમાજવ્યવસ્થા વિષેના નાના નિયમો તેઓ પોતાની મેળે ઘડી લેશે, જેવા કે–છોકરાંઓએ માબાપોને કેટલું માન આપવું, કેવા જોડા પહેરવા, કેમ વાળ ઓળવા વગેરે વગેરે. આપણે આવી વિગતમાં ઉતરવાની જરૂર નથી, કારણ આપણે માત્ર નિયમો જ ઘડીએ, એથી કંઇ લોકો સુધરી જવાના નથી. સમાજ જ પોતે ખરાબ હોય, તો એવાં ધારાધોરણોથી કંઇ ફાયદો નથી.[૬૨] અને સમાજ સારો હોય, તો એ પોતાની મેળે એવા નિયમો ઘડી લેશે.

## ધર્મની શોધ

આવી રીતે સમાજ રચીને, પ્લેટો હાથમાં 'દીવો આપીને' સોક્રેટિસને ધર્મ અને ન્યાયની શોધમાં મોકલે છે. પ્લેટોની ચારિત્ર્યમીમાંસા મુજબ મુખ્ય સદ્ગુણો ચાર છે, વિવેકબુદ્ધિ, શૌર્ય, પ્રમિતત્વ અને ધર્મ. આપણે જો પહેલા ત્રણને શોધી શકીએ, તો પાછળથી ધર્મ એની મેળે જડી આવશે, અને આ પદ્ધતિ અનુસાર પ્લેટો આગળ ચાલે છે.[૬૩]

આપણા સમાજમાં વિવેકબુદ્ધિ હશે જ. વિવેકબુદ્ધિ એટલે જેની મદદથી માણસ સલાહ આપે છે તે. એ સલાહ તે કંઇ સુતારી કે લુહારી કામની નથી. કોઇ પણ અમુક ધંધાને લગતી સલાહને આપણે ડહાપણ નહિ કહીએ. કોઇ અમુક વિભાગ માટે નહિ, પણ સમસ્ત સમાજ વિષે સલાહ આપી શકે, એવા રાજ્યકર્તાઓને લઇને આપણા સમા-

૬૨. ૪૨૫. સી.

૬૩. Method of Residues–" સબ સબ કી લે લેઓ, હમ હમેરી ફોડ-તાહૂં " ત્યાં પણ આ જ પદ્ધતિનો ઉપયોગ થયો છે. જૂઓ. પુ. ૪. ૪૨૮.

જમાં વિવેક છે, એમ આપણે કહીશું. રાજ્યકર્તાઓ સમાજમાં પ્રમાણમાં થોડા હશે તેથી ડહાપણનું તત્ત્વ નાનામાં નાનું હશે.

બીજો ગુણ શૌર્યનો છે. એ આપણા યોદ્ધાઓમાં હશે. બીજાઓ શુરવીર હોય કે ન હોય, તેથી કંઇ આપણો સમાજ શુરવીર કે નમાલો નહિ કહેવાય. શાથી ન બીવું એ વિષે યોદ્ધાઓમાં ખરો મત[૬૪] હશે.

ત્રીજો ગુણ તે પ્રમિતત્વનો છે. બાળકો, સ્ત્રીઓ, અને નોકરમાં [૬૫] વાસના તથા ઇચ્છાનું પ્રાબલ્ય વધારે હોય છે. આથી વાસનાનું તત્ત્વ આપણા સમાજમાં સૌથી મોટું હશે. રાજ્યકર્તાઓ અને યોદ્ધાઓ સંખ્યામાં થોડા હશે. આ ત્રણે વર્ગની વચ્ચે સહકાર રહે એટલા માટે યોદ્ધાઓએ તથા બીજા પ્રજાજનોએ રાજ્યકર્તાનું એટલે કે બુદ્ધિતત્ત્વનું શાસન કબૂલ રાખવું જોઇએ. આમ થાય તો જ આપણા સમાજમાં સપ્રમાણતા આવી શકે. એ સપ્રમાણતા એટલે જ પ્રમિતત્વ. આથી સમજાશે કે પ્રમિતત્વ એ કોઇ પણ એક જ વર્ગનો ખાસ ગુણ નથી, પણ એ બધા વર્ગોના આંતરિક સંબંધની સપ્રમાણતામાં રહેલો છે.

આવી આંતરિક સપ્રમાણતા કેવી રીતે જળવાય એ પ્રશ્ન ઉભો થાય છે. એનું નિરાકરણ કરવા જતાં પ્લેટોને મિતત્વનો એટલો વિશાળ અર્થ લેવો પડે છે, કે તેને ધર્મથી ભાગ્યે જ જુદો પાડી શકાય.

અને ધર્મ [૬૬] એટલે બીજુ કંઇ જ નહિં, પણ સૌ પોતપોતાની ફરજ બજાવે તે. ધર્મની શોધમાં, આખો સમાજ રચ્યા બાદ, આ વ્યાખ્યા જોઇને આપણને કદાચ નિરાશા ઉપજે. પણ જે રીતે હાથનો ધર્મ પકડવાનો છે, તે જ રીતે સમાજમાં વ્યક્તિનો ધર્મ પોતાનું કામ કરવામાં રહેલો છે. જો સૌ પોતપોતાનું કામ કરે તો વર્ગ વર્ગ વચ્ચેનો સંબંધ સારી રીતે જળવાય, અને સમાજમાં સપ્રમાણતા આવે, પ્રમિતત્વ પરિણમે અને ઐક્ય સધાય. આ રીતે જોતાં ધર્મના કરતાં પ્રમિતત્વના ગુણને મોટું સ્થાન મળે છે, એમ કહેવું હોય તો કહેવાય. કારણ ધર્મ એ સાધન થાય છે, અને પ્રમિતત્વ, સપ્રમાણતા એ એનું ધ્યેય થાય છે. [૬૭]

### વ્યક્તિના બંધારણમાં ધર્મનો અર્થ

સમાજમાં ધર્મનું સ્વરૂપ નિશ્ચિત કરીને વ્યક્તિના બંધારણમાં ધર્મનો શો અર્થ છે એ વિષય પ્લેટો લે છે. ઉપર આપણે પ્લેટોનું ચિત્તશાસ્ત્ર જોઇ ગયા, એથી સમજી શકીશું કે વ્યક્તિના બંધારણમાં વિવેકની શક્તિ બુદ્ધિમાં રહેલી છે, શૌર્ય અહંભાવમાં રહેલું છે,

૬૪. મત જ કારણ બુદ્ધિને જ ખરૂં જ્ઞાન થાય છે. વીર્યનું તત્ત્વ ખરો ખોટો મત જ જાણી શકે.

૬૫. જુઓ ૪૩૦. સી.

૬૬. ધર્મ=function જેમાંથી નૈતિક ફરજ moral duty ઉતરી આવે છે.

૬૭. ઊંડી તાત્ત્વિક દૃષ્ટિએ એનાં તમામ સદ્ગુણો એક જ છે. આપણે કહી શકીએ કે virtue is an attitude, અને સદ્ગુણ એક છે એ પ્લેટો પોતે કહે છે. જુઓ ૪૩૩. ડી. અને ૪૪૫. સી.

અને જુદી જુદી વાસનાઓ બુદ્ધિનું શાસન સ્વીકારે એમાં પ્રમિતત્વ રહેલું છે. મનુષ્ય-બંધારણમાં બુદ્ધિતત્ત્વ સૌથી ઝીણું છે, અને વાસનાનું તત્ત્વ બહુ મોટું છે; તો પણ વ્યક્તિનાં આ તત્ત્વો પોતપોતાનો ધર્મ બજાવે, અને વ્યક્તિમાં ઐક્ય સધાય, અને સપ્રમાણતા વસે એમાં સુખ છે.

## પ્લેટોની વર્ણવ્યવસ્થા

ઉપરની ચર્ચા પરથી આપણે જોઇ શકીશું કે પ્લેટો વ્યક્તિગત ચિત્તશાસ્ત્રને[૬૮] સમાજશાસ્ત્રનો પાયો માને છે. સમાજમાં વ્યક્તિનું સ્વરૂપ ઘણે અંશે જુદું થઇ જાય છે, અને સામાજિક બંધારણને લક્ષમાં રાખીને લખાએલ ચિત્તશાસ્ત્ર[૬૯] વ્યક્તિગત ચિત્તશાસ્ત્રથી જુદું છે, એ સત્ય હજી એ કાળમાં સ્ફુટ થયું નહોતું. આથી વ્યક્તિના ચિત્તના જે જુદા જુદા ભાગલા પાડવામાં આવે છે,[૭૦] એ ભાગલાને સમાજના ચિત્રપટ ઉપર આરોપવામાં આવે છે, કે મોટા કરી દેખાડવામાં આવે છે;[૭૧] આદર્શ સમાજ રચવાની પ્લેટો પાસે આથી વધારે સારી પદ્ધતિ નથી. જ્ઞાતિબંધારણ આથી જ અસ્તિત્વમાં આવે છે. વ્યક્તિના ચિત્તના ત્રણ મુખ્ય ભાગો છે. તેથી સમાજમાં પણ ત્રણ મુખ્ય નાતો હોવી જોઇએ. વ્યક્તિગત ચિત્તના ભાગલાઓની સાથે શ્રમવિભાગ ( Division of Labour ) ને સિદ્ધાન્તનું સ્વરૂપ આપીને જોડવામાં આવે છે. એટલે કે સમાજમાં બુદ્ધિપ્રધાન નાતનો ધંધો રાજ્ય ચલાવવાનો, વીર્યપ્રધાન નાતનો લડવાનો, અને ત્રીજી તે વાસનાપ્રધાન નાત. દરેકમાં વ્યક્તિચિત્તનો એક ભાગ પ્રધાનપણે હોય, અને તે સાથે દરેક માણસે પોતાનો ધંધો જ માત્ર કરવો, બીજામાં માથું મારવું નહિ, એ શ્રમવિભાગનો સિદ્ધાન્ત સાથે જોડીએ એટલે જ્ઞાતિબંધારણ અસ્તિત્વમાં આવે છે. આ શ્રમવિભાગનો સિદ્ધાન્ત એ જ ધર્મ. આવી રીતે જોતાં જ્ઞાતિબંધારણ પણ એક "ધાર્મિક" સંસ્થા થઇ જાય એ શક્ય છે. કોઇમાં અસાધારણ શક્તિ હોય, તો નીચલી નાતમાંથી ઉપરની નાતમાં જઈ શકે એ પ્લેટો જો કે કહે છે, પણ કોઇ માણસમાં શક્તિ છે કે નહિ, એ કોણ નક્કી કરે, અને કયા ધોરણથી નક્કી કરે એ વિષે જુજ જ ચર્ચા થઇ છે. આથી અંતે પ્લેટોએ રચેલ જ્ઞાતિબંધારણ જડ થઇ જાય એ સંભવિત છે.[૭૨]

વળી મનુષ્યસ્વભાવના ત્રણ મુખ્ય ભાગોમાંથી પ્લેટો ચાર મુખ્ય જ્ઞાતિઓ કેવી રીતે ઉત્પન્ન કરે છે, એ બરાબર સમજાતું નથી. આ બાબત ચર્ચતાં પ્લેટો પોતે કથાનો

૬૮. Individual (normal) Psychology.

૬૯. Social Psychology.

૭૦. Faculty અથવા Compartmental Psychologyના જેવા આ ભાગલા છે.

૭૧. Individual faculties are projected on the Social canvas એમ અંગ્રેજીમાં કહેવાય.

૭૨. ૪૨૩. ડી. માં નાત બદલી શકાય એમ પ્લેટોએ કહ્યું છે. પણ કલમ ૪૧૫ બી. માં લોહીની શુદ્ધતા જાળવી રાખવી એમ કહેવામાં આવ્યું છે. તો પછી એ કેમ બને ?

આશ્રય લે છે; અને કહે છે-એક નાત "સોનાની,' બીજી 'રૂપાની,' ત્રીજી 'પિત્તળની,' અને છેલ્લી 'લોઢાની,'[73] દરેક નાતવાળાને એમ સમજાવવું કે દેવોએ જ એમને એવા ઘડ્યા છે. આથી કોઈ બે નાતના માણસો વચ્ચે ઈર્ષ્યા ઉત્પન્ન નહિ થાય એમ પ્લેટો માને છે. આવી વાતો જુઠી છે એ પ્લેટો કબુલ કરે છે, પણ રાજ્યકર્તાઓને સમાજના હિતની ખાતર જુઠું બોલવાની છુટ એટલું જ નહિ પણ હક છે.[74] વળી આપણે હિતકર ખોટું, અને હાનિકારક ખોટું એ ભાગલાઓ પાસે આવીએ છીએ. પણ ખોટું કોઇ વખત હિત કરે કે નહિ, અને જો હિત કરે તો ખરૂં હિત કરે કે ખોટું હિત કરે એ એક ગંભીર પ્રશ્ન છે. અને વળી આપણે આપણો જ મનુષ્યસ્વભાવ કે સામાજિક બંધારણ એટલે અંશે જાણતા નથી કે આપણે આવા પ્રશ્નનો ઉકેલ કરી શકીએ.

## આદર્શ સમાજમાં સ્ત્રીઓનું સ્થાન

આપણને એ નવાઇ લાગશે, કે કુતરાં અને સાધારણ પ્રાણીઓનો દાખલો લઈને[75] પ્લેટો એમ સાબિત કરે છે, કે પુરૂષ અને સ્ત્રી વચ્ચે કાંઇ તફાવત છે જ નહિ. કારણ શિકારને વખતે વાઘ અને વાઘણ પોતાનો બચાવ શું સરખી રીતે નથી કરતાં! આવી રીતે પુરૂષો અને સ્ત્રીઓ વચ્ચે કાંઇ તફાવત નથી. એ બન્નેને કલાની ઉપાસના તથા વ્યાયામની એક જ જાતની કેળવણી આપવી જોઇએ.[76] જે સ્ત્રીઓમાં શૌર્યનું તત્ત્વ હશે તે સૈન્યમાં જોડાશે. અને જેઓની બુદ્ધિ વધારે પક્વ હશે, તેઓ રાજ્ય કારભારમાં જોડાશે.

પરંતુ આ ઉપરાંત લગ્નનો પ્રશ્ન રહે છે. માલમિલ્કતના વિષય સંબંધી જેમ બધાની સામાન્ય માલીકી હોવી જોઇએ, તેમ સ્ત્રીઓ અને છોકરાંઓ ઉપર પણ સમાજની સામાન્ય માલીકી હોવી જોઇએ એમ પ્લેટો કહે છે. કુટુમ્બની સંસ્થાથી મનુષ્ય અત્યંત સ્વાર્થી તથા લોભી થાય છે, એવા પરિણામથી બચવા માટે, બધા વિષયમાંથી 'મારૂં' 'તારૂં' કાઢી નાંખીને પ્લેટો આ નિર્ણય ઉપર આવે છે. જ્ઞાતિબંધારણ અને સ્ત્રીઓની સામાન્ય માલીકી એ બે સંસ્થાઓ વચ્ચે શો સંબંધ છે, અને એ કેવી રીતે મેળ ખાય, એ બરાબર સ્ફુટ થતું નથી. બુદ્ધિશાળી સ્ત્રીઓ બુદ્ધિશાળી પુરૂષો સાથે અને હલકી વર્ણ હલકી વર્ણ જોડે પરણે એમ પ્લેટોનું માનવું હશે. (જુઓ. ૪૫૯-ડી-ઇ.) વળી આ સામાન્ય માલીકી તે

---

૭૩. ૪૧૪-૪૧૫.

૭૪. ૩૮૯-બી. Right to lie.

૭૫. Argument from Analogy. માત્ર દૃષ્ટાંત લઇ પ્લેટો દલીલ કરે છે. પ્રમાણ-શાસ્ત્રની રીતે આવશ્યક તથા અનાવશ્યક ધર્મની ચર્ચા કરે છે, પણ સ્ત્રીના શારીરિક ધર્મો જુદા છે એ એક અગત્યનો તફાવત નથી એમ એ કહે છે; ત્યાં જ મતભેદ થવાનો સંભવ છે. કોઇ વાર વળી પ્લેટો એમ કહે છે, કે જે કામ સ્ત્રીઓનું ગણાય છે (જેમ કે રાંધવાનું) તેવાં કામ પુરૂષો એમનાથી સારાં કરે છે. એટલે કે સાધારણ રીતે સ્ત્રી પુરૂષ કરતાં ઉતરતું પ્રાણી છે. જુઓ. ૪૫૫.

૭૬. જુઓ ૪૫૨.

રાજ્યકર્તાઓમાં જ હોય, કે આખા સમાજમાં તે પણ બરાબર સમજાતું નથી.[૭૭] સ્ત્રી પુરુષને લગ્નની ગાંઠમાં થોડા વખત માટે કેવી રીતે જોડવાં તે વિષે પણ પ્લેટોએ કંઈ નિશ્ચિત નિયમો ઘડ્યા નથી. શૂરવીર લોકોને એકથી વધારે કન્યા મળી શકે એમ કરવું, અને સામાન્ય રીતે લગ્નની ઋતુમાં પરણવા લાયક ઉમરનાં સ્ત્રી પુરુષો માટે રાજ્યકર્તાઓ ચીઠ્ઠીઓ કાઢે એટલે એણે કહ્યું છે.[૭૮] સ્ત્રીઓ માટે લગ્ન કરવાની યોગ્ય ઉમર ૨૦ થી ૪૦ છે, અને પુરુષો માટે ૨૫ થી ૫૫.

જો આ નિયમ વિરુદ્ધ થઇ, કોઇ નક્કી કરેલ ઉમરથી નાનાં કે મોટાં લગ્નગાંઠમાં જોડાય, તો તેમનાં છોકરાંને સમાજમાં કંઈ સ્થાન ન મળે, અને લાયક ઉમરવાળા પણ રાજ્યની પરવાનગી વગર પરણે, તો તેમનાં છોકરાંને પણ એ જ કાયદો લાગુ પડે.[૭૯] લગ્નો થઇ ગયા બાદ નવમે કે દસમે માસે જેટલાં છોકરાંઓનો જન્મ થાય, તે બધાં તેમની માતાઓ પાસેથી લઇને એક સામાન્ય વાડામાં રાખવામાં આવે, અને વખતસર બધી સ્ત્રીઓ એ વાડામાં જઇ છોકરાંને ધવરાવે—પણ આવે વખતે કોણુ કોનું છોકરૂં છે એ કોઇને ખબર ન પડે એવી ગોઠવણ રાજ્ય-કર્તાઓ કરશે![૮૦] જેમ માને તેમ બાપને પણ ખબર પડવા દેવાની નથી. આથી દરેક માણસ દરેક છોકરાંને પોતાનું છોકરૂં ગણશે, અને મારૂં તારૂં મટી જઈ, આખો સમાજ એક કુટુંબ જેવો થઇ રહેશે.[૮૧]

પણ આ બને કેમ એ સવાલના જવાબમાં પ્લેટો ગંભીર થઈ ઉત્તર આપે છે, કે જ્યાં સુધી રાજ્યકર્તાઓ ફિલસૂફો ન થાય, કે ફિલસૂફો રાજ્યકર્તાઓ ન થાય ત્યાં સુધી આ આદર્શ સ્વપ્નવત્ રહેવાનો. ફિલસુફી એટલે શું? એ ક્યારે શીખવાડવી? કોણ શીખવી શકે? વગેરે પ્રશ્નોનો ઉકેલ આવે છે, અને તેમાં કેળવણીનો પ્રશ્ન ફરીથી ઉપસ્થિત થાય છે. પ્લેટો લંબાણથી એનો જવાબ આપે છે, અને કેળવણીનો બીજો ખરડો તૈયાર કરે છે.[૮૨] આવી રીતે પ્લેટોના પુસ્તકમાંની દલીલનું ચક્ર પૂરૂં થાય છે.*

૭૭. જૂઓ ૪૫૭-ડી અને ૪૬૪. પહેલામાં માત્ર રક્ષકોમાં સામાન્ય માલીકી એમ કહ્યું છે, અને બીજામાં—આદર્શ સમાજના વતનીઓમાં એમ કહ્યું છે.

૭૮. જૂઓ ૪૬૦. બી.

૭૯. જૂઓ ૪૬૧.

૮૦. જૂઓ ૪૬૦.

૮૧. પ્લેટોના મત મુજબ લગ્નનો હેતુ માત્ર સામાજિક જ છે; એમાં વ્યક્તિગત લાગણીને કશો અવકાશ નથી.

૮૨. જૂઓ ફુટનોટ નંબર ૬૧.

* પ્લેટોનો આદર્શ સમાજ એ ગ્રંથના ૧૦ પુસ્તકમાં ભાગ કરવામાં આવ્યા છે: અસલ ગ્રંથમાં આવા કંઇ ભાગલા ન હતા; પણ માત્ર કલમો જ હતી. દરેક કલમના એ. બી. સી. ડી. ઇ. એવા પાંચ ભાગ પાડેલા છે. આથી ફુટનોટમાં કોઇ કોઈ જગ્યાએ પુસ્તક અને કલમ એમ બન્ને, અને કોઇ જગ્યાએ માત્ર કલમ જ આપી છે. પ્લેટોએ કુલ મુખ્યે ૨૬ સંવાદો લખ્યા એમ મનાય છે, તેમાંના કેટલાક જ અહીં નોંધ્યા છે.




# બોધિચર્યાવતાર



## પ્રસ્તાવના

બોધિ એટલે જગત્ ઉદ્ધારક તત્ત્વજ્ઞાન. તે માટે જે પ્રાણી પ્રયત્ન કરે છે તે બોધિસત્ત્વ. તેની ચર્યા એટલે આચરણને બોધિચર્યા કહે છે. તેની ચર્યામાં અવતાર એટલે પ્રવેશ તે બોધિચર્યાવતાર. અહીંઆ તેનો અર્થ બોધિસત્ત્વના આચરણમાં પ્રવેશ કરી આપનારો ગ્રંથ એવો થાય છે.

પાલી ગ્રંથોમાં બોધિસત્ત્વે પ્રાપ્ત કરવાની દશ પારમિતાઓ કહેલી છે. તે આ પ્રમાણે- શીલ, નૈષ્કર્મ્ય, પ્રજ્ઞા, વીર્ય, ક્ષાન્તિ, સત્ય, અધિષ્ઠાન, મૈત્રી, અને ઉપેક્ષા. પણ મહાયાન ગ્રંથમાં ૭ પારમિતાઓ મળી આવે છે:-દાન, શીલ, ક્ષાન્તિ, વીર્ય, ધ્યાન, અને પ્રજ્ઞા. સત્યનો શીલમાં, નૈષ્કર્મ્ય મૈત્રી અને ઉપેક્ષાનો ધ્યાનમાં, અને અધિષ્ઠાનનો વીર્ય પારમિતામાં સમાવેશ થતો હોવાથી ઉપરની દશ પારમિતાઓનો આ ૭માં સમાવેશ થઇ શકે છે.

બોધિચર્યા એટલે આ ૭ પારમિતાઓનું જ વર્ણન હોવું જોઇએ. પરંતુ શાન્તિદેવાચાર્યે ભિક્ષુઓ માટે આ ગ્રંથ લખેલો હોવાથી એમાં દાન પારમિતાને વિશેષ મહત્ત્વ આપ્યું નથી. શીલ એટલે ભિક્ષુઓએ પાળવાના નિયમ. તે સર્વ ભિક્ષુઓ જાણતા જ હોય એટલે કે તેનો વિસ્તાર ન કરતાં શીલપાલનને માટે અતિ આવશ્યક સ્મૃતિ ઉપર જ આચાર્યે વિશેષ ભાર દીધો છે. પાંચમો પરિચ્છેદ આ સ્મૃતિ ઉપર જ છે. અને અહીંથી જ બોધિસત્ત્વની ચર્યાનો ખરો આરંભ થાય છે એમ સમજવું જોઇએ. બાકી રહેલી ચાર પારમિતાઓનું

( प्रथमः परिच्छेदः )

१ सुगतान्ससुतान्सधर्मकायान्प्रणिपत्यादरतोऽखिलांश्च वन्द्यान् ।
सुगतात्मजसंवरावतारं कथयिष्यामि यथागमं समासात् ॥ १ ॥

२ न हि किंचिदपूर्वमत्र वाच्यं न च संग्रथनकौशलं ममास्ति ।
अत एव न मे परार्थचिन्ता स्वमनो भावयितुं कृतं मयेदम् ॥ २ ॥

३ मम तावदनेन याति वृद्धिं कुशलं भावयितुं प्रसादवेगः ।
अथ मत्समधातुरेव पश्येदपरोऽप्येनमतोऽपि सार्थकोऽयम् ॥ ३ ॥

४ रात्रौ यथा मेघघनान्धकारे विद्युत्क्षणं दर्शयति प्रकाशम् ।
बुद्धानुभावेन तथा कदाचिल्लोकस्य पुण्येषु मतिः क्षणं स्यात् ॥ ४ ॥

५ तद्बोधिचित्तं द्विविधं विज्ञातव्यं समासतः ।
बोधिप्रणिधिचित्तं च बोधिप्रस्थानमेव च ॥ १५ ॥

६ गन्तुकामस्य गन्तुश्च यथा भेदः प्रतीयते ।
तथाभेदोऽनयोर्ज्ञेयो याथासंख्येऽत्र पण्डितैः ॥ १६ ॥

---

## બોધિચર્યાવતાર

### ( પ્રથમ પરિચ્છેદ )

૧ બુદ્ધોને, તેમના પુત્રોને (બોધિસત્ત્વોને), અને તેમના ધર્મકાયને આદરથી નમસ્કાર કરી અને સર્વ પૂજ્યોને આદરથી નમી હું શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ટૂંકામાં સુગતના પુત્રના સંવરનો ( ચર્યાનો ) અવતાર કહીશ. ૧

૨ આમાં મારે કાંઇ નવીન કહેવાનું નથી, મારામાં કાંઇ રચનાકૌશલ્ય નથી; આથી જ મને ( આમાં ) પરોપકારનો વિચાર નથી. મારાં પોતાના મનને જ સુસંસ્કારી કરવા માટે હું આ રચું છું. ૨

૩ આનાથી મારો તો પ્રસાદવેગ કુશલની ભાવના કરવા માટે વૃદ્ધિ પામે છે. જો કોઇ મારો સમાન ધર્મી આને જુએ તો તેટલાથી પણ આ (પ્રયત્ન) સાર્થક થશે ૩

૪ જેવી રીતે વાદળાંથી અંધારાઇ ગયેલી રાતે વીજળી ક્ષણભર પ્રકાશ દર્શાવે છે તેમ બુદ્ધના પ્રતાપથી કદાચ લોકમાં પુણ્ય વિષે ક્ષણભર મતિ થાય. ૪

૫ સંક્ષેપમાં તે બોધિચિત્ત બે પ્રકારનું જાણવું: બોધિપ્રણિધિચિત્ત અને બોધિપ્રસ્થાનચિત્ત. ૧૫

૬ જવાની ઇચ્છાવાળાનો અને જનારનો જેવો તફાવત જણાય છે તેવો ક્રમે આ બન્નેનો ભેદ પંડિતોએ માન્યો છે. ૧૬

७ बोधिप्रणिधिचित्तस्य संसारेऽपि फलं महत् ।
नत्वविच्छिन्नपुण्यत्वं यथा प्रस्थानचेतसः ॥ १७ ॥

( बोधिचित्तानुशंसः प्रथमः परिच्छेदः )

( द्वितीयः परिच्छेदः )

८ बुद्धं गच्छामि शरणं यावदाबोधिमण्डतः ।
धर्मं गच्छामि शरणं बोधिसत्त्वगणं तथा ॥ २६ ॥

९ विज्ञापयामि संबुद्धान् सर्वदिक्षु व्यवस्थितान् ।
महाकारुणिकांश्चापि बोधिसत्त्वान्कृतांजलिः ॥ २७ ॥

१० अनादिमति संसारे जन्मन्यत्रैव वा पुनः ।
यन्मया पशुना पापं कृतं कारितमेव वा ॥ २८ ॥

११ यच्चानुमोदितं किंचिदात्मघाताय मोहतः ।
तदत्ययं देशयामि पश्चात्तापेन तापितः ॥ २९ ॥

१२ रत्नत्रयेष्वपकारो यो मातापितृषु वा मया ।
गुरुष्वन्येषु वा क्षेपात्कायवाग्बुद्धिभिः कृतः ॥ ३० ॥

१३ अनेकदोषदुष्टेन मया पापेन नायकाः ।
यत्कृतं दारुणं पापं तत्सर्वं देशयाम्यहम् ॥ ३१ ॥

---

૭ બોધિપ્રણિધિ ચિત્તનું સંસારમાં તો મોટું ફળ છે; પણ પ્રસ્થાનચિત્તની જેવી અવ્યવચ્છિન્ન પુણ્યધારા નથી. ૧૭

( બોધિચિત્તની પ્રશંસા નામનો પ્રથમ પરિચ્છેદ )

( બીજો પરિચ્છેદ )

૮ જ્યાં સુધી હું સમ્યક્ સંબોધિને પામું ત્યાં સુધી હું બુદ્ધને શરણ જાઉં, ધર્મને શરણ જાઉં તેમ જ બોધિસત્ત્વના સંઘને શરણ જાઉં. ૨૬

૯ સર્વ દિશાઓમાં રહેલા સંબુદ્ધોને મહાકારુણિકોને અને બોધિસત્ત્વોને હું હાથ જોડી વિજ્ઞાપના કરું છું. ૨૭

૧૦-૧૧ અનાદિ સંસારમાં અથવા આ જન્મમાં મોહને લીધે આત્મઘાત માટે મેં પશુએ જે કંઈ પાપ કર્યું હોય અથવા કરાવ્યું હોય અને આત્મઘાતને માટે જે કાંઈ અનુમોદ્યું હોય તે અપરાધને પશ્ચાત્તાપથી તપેલો હું પ્રકટ કરું છું. ૨૮-૨૯

૧૨-૧૩ સંઘનાયકોને સર્વને શરીર, વાણી અને બુદ્ધિ વડે ત્રણ રત્નો વિષે અથવા માતપિતા વિષે જે અપકૃત કર્યું હોય, બીજા ગુરુઓ વિષે અથવા બીજાઓ વિષે જે

१४ प्रियाप्रियनिमित्तेन पापं कृतमनेकधा ।
सर्वमुत्सृज्य गन्तव्यमिति न ज्ञातमीदृशम् ॥ ३५ ॥

१५ इहैव तिष्ठतस्तावद्गता नैके प्रियाप्रियाः ।
तन्निमित्तं तु यत्पापं तत्स्थितं घोरमग्रतः ॥ ३८ ॥

१६ इह शय्यागतेनापि बंधुमध्येऽपि तिष्ठता ।
मयैवैकेन सोढव्या मर्मच्छेदादिवेदना ॥ ४१ ॥

१७ मया बालेन मूढेन यत्किंचित्पापमाचितम् ।
प्रकृत्या यच्च सावद्यं प्रज्ञप्त्यावद्यमेव च ॥ ६४ ॥

१८ तत्सर्वं देशयाम्येष नाथानामग्रतः स्थितः ।
कृतांजलिर्दुःखभीतः प्रणिपत्य पुनः पुनः ॥ ६५ ॥

( पापदेशना द्वितीयः परिच्छेदः )

( तृतीयः परिच्छेदः )

१९ अपायदुःखविश्राम सर्वसत्त्वैः कृतं शुभम् ॥
अनुमोदे प्रमोदेन सुखं तिष्ठन्तु दुःखिताः ॥ १ ॥

---

અપકૃત્ય કર્યું હોય, હે નાયકો! અનેક દોષથી દુષ્ટ એવા મેં પાપીએ જે કાંઇ દારુણ પાપ કર્યું હોય, તે બધું હું પ્રકટ કરું છું. ૩૦–૩૧

૧૪ પ્રિય અને અપ્રિયના કારણથી અનેક રીતે પાપ કરાયું છે. (પણ) એ બધું છોડીને જવાનું છે એમ મેં જાણ્યું નહિ. ૩૫

૧૫ હું અહીંઆં ઉભો છું તેટલામાં જ અનેક પ્રિય અને અપ્રિય ચાલ્યાં જાય છે; પણ તેને માટે કરેલું ઘોર પાપ આગળ ઉભું રહે છે. ૩૮

૧૬ અહીંઆં પથારીમાં પડેલો અને સગાંવ્હાલાંની વચમાં હોવા છતાં પણ મર્મ-છેદાદિ દુઃખ મારે એકલાને જ સહન કરવાનું છે. ૪૧

૧૭–૧૮ મેં બાળકે મૂઢે જે કાંઇ પાપ એકઠું કર્યું હોય–પ્રકૃતિનું જે કાંઇ પાપ કર્યું હોય અને વિજ્ઞપ્તિનું જે કાંઇ પાપ કર્યું હોય–તે બધું નાથની આગળ ઉભો રહી હું દુઃખથી બ્હીનેલો હાથ જોડી ફરી ફરી નમસ્કાર કરી પ્રકટ કરૂં છું. [ટીપ. પ્રકૃતિનું પાપ એટલે પ્રાણહિંસા વગેરે દશ અકુશલ; વિજ્ઞપ્તિનું પાપ એટલે બુદ્ધે શ્રમણોને જણાવેલા ભોજન વગેરેના નિયમોનો ભંગ.] ૬૪–૬૫

(પાપદેશના નામનો બીજો પરિચ્છેદ.)

(ત્રીજો પરિચ્છેદ)

૧૯ નરક વગેરે ગતિઓમાં અનુભવેલા દુઃખના વિશ્રામરૂપ, સર્વસત્ત્વોએ કરેલા પુણ્યને હું આનંદથી અનુમોદું છું; દુઃખી માણસો સુખી રહો. ૧

२० सर्वासु दिक्षु संबुद्धान्प्रार्थयामि कृतांजलिः ।
धर्मप्रदीपं कुर्वन्तु मोहाद्दुःखप्रपातिनाम् ॥ ४ ॥

२१ निर्वातुकामांस्तु जिनान्याचयामि कृतांजलिः ।
कल्पाननन्तांस्तिष्ठन्तु मा भूदन्धमिदं जगत् ॥ ५ ॥

२२ एवं सर्वमिदं कृत्वा यन्मया साधितं शुभम् ।
तेन स्यां सर्वसत्त्वानां सर्वदुःखप्रशान्तिकृत ॥ ६ ॥

२३ पृथिव्यादीनि भूतानि निःशेषाकाशवासिनाम् ।
सत्त्वानामप्रमेयाणां यथा भोग्यान्यनेकधा ॥ २० ॥

२४ एवमाकाशनिष्ठस्य सत्त्वधातोरनेकधा ।
भवेयमुपजीव्योऽहं यावत्सर्वे न निर्वृताः ॥ २१ ॥

( बोधिचित्तपरिग्रहस्तृतीयः परिच्छेदः )

( चतुर्थः परिच्छेदः )

२५ कदा तथागतोत्पादं श्रद्धां मानुष्यमेव च ।
कुशलाभ्यासयोग्यत्वमेवं लप्स्येऽतिदुर्लभम् ॥ १५ ॥

---

૨૦ દરેક દિશામાં રહેલા સંબુદ્ધોને હાથ જોડી હું પ્રાર્થના કરૂં છું:- મોહને લીધે દુઃખમાં પડનારાઓને માટે ધર્મપ્રદીપ કરો. ૪

૨૧ નિર્વાણ પામવાની ઇચ્છાવાળા જિનોને હું હાથ જોડી યાચું છું. તેઓ અનંત કલ્પો-અનંત યુગો સુધી-રહો. આ જગત અંધ ન થાય! ૫

૨૨ આમ આ બધું કરીને જે કંઇ કલ્યાણ મેં પ્રાપ્ત કર્યું હોય તે વડે હું સર્વ સત્ત્વોના સર્વ દુઃખનો શમન કરનારો થાઉં. ૬

૨૩-૨૪ સમગ્ર આકાશમાં રહેલા અસંખ્ય સત્ત્વોના જેમ પૃથિવીવગેરે મહાભૂતો અનેક રીતે ઉપભોગનાં સાધન બને છે, તેમ સમગ્ર આકાશમાં રહેલા સત્ત્વધાતુનો (સર્વસત્ત્વોનો), બધા નિર્વાણ ન પામી જાય, એટલામાં હું અનેક રીતે ઉપભોગ્ય થાઉં. ૨૦-૨૧

( બોધિચિત્તપરિગ્રહ નામનો ત્રીજો પરિચ્છેદ. )

( ચોથો પરિચ્છેદ )

૨૫ આ પ્રમાણે તથાગતનો જન્મ, શ્રદ્ધા, માનુષનો અવતાર અને કુશલના અભ્યાસની યોગ્યતા-આ અતિ દુર્લભ હું ક્યારે મેળવીશ! ૧૫

२६ नातः परो वंचनास्ति न च मोहोऽस्त्यतः परः
यदीदृशं क्षणं प्राप्य नाभ्यस्तं कुशलं मया ॥ २३ ॥

२७ हस्तपादादिरहितास्तृष्णाद्वेषादिशत्रवः
न शूरा न च ते प्राज्ञाः कथं दासीकृतोऽसि तैः ॥ २८ ॥

२८ सर्वे हिताय कल्प्यन्ते आनुकुल्येन सेविताः ।
सेव्यमानास्त्वमी क्लेशाः सुतरां दुःखकारकाः ॥ ३३ ॥

२९ इति संततदीर्घवैरिषु व्यसनौघप्रसवैकहेतुषु ।
हृदये निवसत्सु निर्भयं मम संसाररतिः कथं भवेत् ॥ ३४ ॥

३० अकारणेनैव रिपुक्षतानि गात्रेष्वलंकारवदुद्वहन्ति ।
महार्थसिद्ध्यै तु समुद्यतस्य दुःखानि कस्मान्मम बाधकानि ॥ ३९ ॥

३१ स्वजीविकामात्रनिबद्धचित्ताः कैवर्तचाण्डालकृषीवलाद्याः ।
शीतातपादिव्यसनं सहन्ते जगद्धितार्थं न कथं सहेऽहम् ॥ ४० ॥

३२ न क्लेशा विषयेषु नेन्द्रियगणे नाप्यन्तराले स्थिताः
नातोऽन्यत्र कुहं (तः) स्थिताः पुनरिमे मथ्नन्ति कृत्स्नं जगत् ।
मायैवेयमतो विमुञ्च हृदयत्रासं भजस्वोद्यमं ।
प्रज्ञार्थं किमकाण्ड एव नरकेष्वात्मानमाबाधसे ॥ ४७ ॥

---

૨૬ આ જાતની ક્ષણ પ્રાપ્ત કરીને મેં જે કુશલનો અભ્યાસ ન કર્યો તેના જેવી મોટી છેતરામણ નથી અને એના જેવો મોટો મોહ નથી. ૨૩

૨૭ તૃષ્ણા, દ્વેષ વગેરે શત્રુઓ હાથપગ વગેરેથી રહિત છે, તે શૂરાઓ પણ નથી અને ડાહ્યા પણ નથી. તેઓએ મને શી રીતે દાસ કર્યો ? ૨૮

૨૮ અનુકૂલતાથી સેવા કરતાં સર્વે હિતકર થાય છે. આ કલેશો તો સેવાતાં અત્યંત દુઃખદાયક થાય છે. ૩૩

૨૯ આ પ્રમાણે દુઃખના સમૂહની ઉત્પત્તિમાં અદ્વિતીય કારણભૂત સતત અને લાંબા કાળના વૈરીઓ હૃદયમાં રહેતા હોય ત્યાં સુધી મને નિર્ભયતાથી સંસારમાં પ્રેમ કેવી રીતે થાય ? ૩૪

૩૦ (લોકો) કારણ વિના પણ રિપુઓના ઘા અંગ ઉપર અલંકારની માફક ધારણ કરે છે. તો મહાર્થની સિદ્ધિ માટે તૈયાર થએલા દુઃખો મને શા માટે પીડે ? ૩૯

૩૧ મચ્છીમારો, ચાંડાળો, ખેડુતો વગેરે પોતાના ગુજરાનની અંદર જ રમી રહેલા ટાઢ, તડકો વગેરે દુઃખ સહન કરે છે. (તો) જગતના હિતને માટે હું શા માટે સહન ન કરૂં ? ૪૦

૩૨ કલેશો વિષયોમાં નથી, ઇન્દ્રિયોના સમૂહમાં નથી, વચમાં ક્યાંય નથી, બીજે

३३ एवं विनिश्चित्य करोमि यत्नं यथोक्तशिक्षाप्रतिपत्तिहेतोः।
वैद्योपदेशाचलितःकुतोस्ति भैषज्यसाध्यस्य निरामयत्वम् ॥ ४८ ॥

(बोधिचित्ताप्रमादश्चतुर्थः परिच्छेदः)

(पंचमः परिच्छेदः)

३४ शिक्षां रक्षितुकामेन चित्तं रक्ष्यं प्रयत्नतः।
न शिक्षा रक्षितुं शक्या चलं चित्तमरक्षता ॥ १ ॥
३५ अदान्ता मत्तमातङ्गा न कुर्वन्तीह तां व्यथाम्।
करोति यामवीच्यादौ मुक्तश्चित्तमतंगजः ॥ २ ॥
३६ बद्धश्चेच्चित्तमातंगः स्मृतिरज्वा समन्ततः।
भयमस्तंगतं सर्वं कृत्स्नं कल्याणमागतम् ॥ ३ ॥
३७ व्याघ्राः सिंहा गजा ऋक्षाः सर्पाःसर्वे च शत्रवः।
सर्वे नरकपालाश्च डाकिन्यो राक्षसास्तथा ॥ ४ ॥
३८ सर्वे बद्धा भवन्त्येते चित्तस्यैकस्य बंधनात्।
चित्तस्यैकस्य दमनात्सर्वे दान्ता भवन्ति च ॥ ५ ॥

---

કોઇ સ્થાને નથી તો પછી આ ક્યાં ક્યાં રહ્યા રહ્યા આખા જગતને વશેવી નાખે છે? આ માયા જ છે માટે હૃદયના ભયને છોડી દે અને પ્રજ્ઞાને માટે ઉદ્યમ કર. નિરર્થક તું શા માટે તારી જાતને નરકમાં નાખે છે? ૪૭

૩૩ આ પ્રમાણે નિશ્ચય કરીને બુદ્ધના ઉપદેશ પ્રમાણે ચાલવાના હેતુથી હું પ્રયત્ન કરૂં છું. દવાથી સુધરનાર રોગી વૈદ્યના ઉપદેશથી ચલિત થાય તો (તે પ્રમાણે ન વર્તે તો) તે શી રીતે નિરોગી થવાનો? ૪૮

(બોધિચિત્ત વિષે અપ્રમાદ નામનો ચોથો પરિચ્છેદ)

(પાંચમો પરિચ્છેદ)

૩૪ શિક્ષાને રક્ષવાની ઇચ્છાવાળાએ ચિત્તનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું જોઇએ. ચંચલ-ચિત્તનું રક્ષણ ન કરનારથી શિક્ષાનું રક્ષણ થઇ શકવાનું નથી. ૧

૩૫ મનરૂપી મત્ત છુટો હાથી (પરલોકમાં)-અવીચિ વગેરે નામના નરકમાં જે પીડા કરે છે તે કબજામાં ન રહેતા મત્ત હાથીઓ આ લોકમાં કરતા નથી. ૨

૩૬ સ્મૃતિરૂપી દોરડાથી જો ચિત્તરૂપી હાથી બરાબર બંધાય તો સર્વ ભયનો નાશ થાય અને સકલ કલ્યાણની પ્રાપ્તિ થાય. ૩

૩૭-૩૮ વાઘ, સિંહ, ગજ, રીંછ, સર્પ અને બધા શત્રુઓ, સર્વ નરકપાલો, ડાકિણીઓ, તથા રાક્ષસો-બધાં એક ચિત્તને બાંધવાથી બંધાય છે, એક ચિત્તને કબજે રાખવાથી બધા કબજે થાય છે. ૪-૫

३९ कियतो मारयिष्यामि दुर्जनान् गगनोपमान् ।
मारिते क्रोधचित्ते तु मारिताः सर्वशत्रवः ॥ १२ ॥

४० जपास्तपांसि सर्वाणि दीर्घकालकृतान्यपि ।
अन्यचित्तेन मन्देन वृथैवेत्याह सर्ववित् ॥ १६ ॥

४१ तस्मात्स्वधिष्ठितं चित्तं मया कार्यं सुरक्षितं ।
चित्तरक्षा व्रतं मुक्त्वा बहुभिः किं मम व्रतैः ॥ १८ ॥

४२ यथा चपलमध्यस्थो रक्षति व्रणमादरात् ।
एवं दुर्जनमध्यस्थो रक्षेच्चित्तव्रणं सदा ॥ १९ ॥

४३ व्रणदुःखलवाद्भीतो रक्षामि व्रणमादरात् ।
संघातपर्वताघाताद्भीतश्चित्तव्रणं न किम् ॥ २० ॥

४४ अनेन हि विहारेण विहरन्दुर्जनेष्वपि ।
प्रमदाजनमध्येऽपि यतिर्धीरो न खण्ड्यते ॥ २१ ॥

४५ लाभा नश्यन्तु मे कामं सत्कारः कायजीवितम् ।
नश्यत्वन्यच्च कुशलं मा तच्चित्तं कदाचन ॥ २२ ॥

---

૩૯ ગગન સરખાં કેટલા દુર્જનોને હું મારીશ ? ક્રોધચિત્તને મારતાં સર્વ શત્રુઓ મરાયા. ૧૨

૪૦ સર્વજ્ઞ કહે છે કે મન્દ-અન્યચિત્તથી કરેલા દીર્ઘકાલનાં બધાં જપ, તપ, નકામાં છે. ૧૬

૪૧ તેથી મારે સારી રીતે અધિષ્ઠિત થએલા ચિત્તનું બરાબર રક્ષણ કરવું જોઇએ; ચિત્તરક્ષાનું વ્રત છોડીને મારે બીજા બહુ વ્રતોનું શું કામ છે? ૧૮

૪૨ જેમ અટકચાળા સાથે બેઠેલો પોતાના ઘાનું સંભાળપૂર્વક રક્ષણ કરે છે તેમ દુર્જન મધ્યે રહેલાએ હમેશાં ચિત્તના ઘાને રક્ષવો જોઇએ. ૧૯

૪૩ ઘાના થોડાક પણ દુઃખથી બ્હીનેલો સંભાળપૂર્વક ઘાને રક્ષું છું. સંઘાત પર્વતના (સંઘાત નામના નરકમાંથી ઉત્પન્ન થએલા દુઃખરૂપી પર્વતના) આઘાતથી બ્હીનેલો હું ચિત્તના ઘાને કેમ ન રક્ષું ? ૨૦

૪૪ દુર્જનોમાં પણ આ વિહારથી વિહરતો ધીર યતિ પ્રમદાઓમાં પણ ખંડિત થતો નથી. ૨૧

૪૫ મારા લાભો, સત્કાર, કાયાનું જીવન, અને બીજું કુશળ બલે નાશ પામો; પણ તે ચિત્ત કદી પણ નાશ ન પામો. ૨૨

७६ निरात्मासं क्षणवरं स्मृत्वा स्मृत्वा मुहुर्मुहुः ।
धारयामीदृशं नित्तमप्रकम्प्यं सुमेरुवत् ॥ ५८ ॥

७७ इमं चर्मपुटं तावत्स्वबुद्धैव पृथक्कुरु ।
अस्थिपंजरतो मांसं प्रज्ञाशस्त्रेण मोचय ॥ ६२ ॥

७८ अस्थीन्यपि पृथक्कृत्वा पश्य मज्जानमन्ततः ।
किमत्र सारमस्तीति स्वयमेव विचारय ॥ ६३ ॥

७९ एवमन्विष्य यत्नेन न दृष्टं सारमत्र ते ।
अधुना वद कस्मात्त्वं कायमद्यापि रक्षसि ॥ ६४ ॥

८० न खादितव्यमशुचि त्वया पेयं न शोणितम् ।
नान्त्राणि चूषितव्यानि किं कायेन करिष्यसि ॥ ६५ ॥

८१ युक्तं गृध्रशृगालादेराहारार्थं तु रक्षितम् ।
कर्मोपकरणं त्वेतन्मनुष्याणां शरीरकम् ॥ ६६ ॥

८२ एवं ते रक्षतश्चापि मृत्युराच्छिद्य निर्दयः ।
कायं दास्यति गृध्रेभ्यस्तदा त्वं किं करिष्यसि ॥ ६७ ॥

८३ दत्त्वास्मै वेतनं तस्मात्स्वार्थं कुरु मनोधुना ।
न हि वैतनिकोपात्तं सर्वं तस्मै प्रदीयते ॥ ६९ ॥

---

૭૬ લાંબા વખત પછી પ્રાપ્ત થયેલા ઉત્તમ ઉત્સવને ફરી ફરીને યાદ કરીને–આવા ચિત્તને સુમેરુની પેઠે સ્થિર ધારણ કરું છું. ૫૮

૭૭ પ્રથમ તો બુદ્ધિ વડે આ ચર્મપુટને જૂદો સમજો. હાડકાના પાંજરામાંથી પ્રજ્ઞાશસ્ત્ર વડે માંસને છૂટું કરો. ૬૨

૭૮ હાડકાંને પણ છૂટાં કરી અંદરની મજ્જાને જો. આમાં શું સાર છે તે તું તારી મેળે જ વિચાર. ૬૩

૭૯ આ પ્રમાણે યત્નથી શોધીને એમાં તેં સાર જોયો નહિ, તો હવે કહે કે હજુ પણ શાથી તું કાયાનું રક્ષણ કરે છે ?— ૬૪

૮૦ અશુચિ ખવાવાનું નથી, લોહી પીવાવાનું નથી, આંતરડાઓ ચુસાવાનાં નથી; કાયાનું તું શું કરીશ ? ૬૫

૮૧ ગીધ અને શિયાળ વગેરેના આહાર માટે તેં રક્ષ્યું છે એ યુક્ત છે ! મનુષ્યોનું આ શરીર કર્મનું સાધન છે. ૬૬

૮૨ આ પ્રમાણે તું રક્ષણ કરતાં છતાં નિર્દય મૃત્યુ છીનવી લઈને ગીધડાંઓને કાયા આપશે ત્યારે તું શું કરીશ ? ૬૭

૮૩ તેથી આને ભાડું આપીને મનને તું સ્વાર્થ તરફ લગાડ. ભાડુતીએ કરેલું બધું તેને અપાતું નથી. ૬૯

૮૪ एवं वशीकृतः स्वात्मा नित्यं सितमुखो भवेत् ।
त्यजेद्भ्रूकुटिसंकोचं पूर्वाभाषी जगत्सुहृद् ॥ ७१ ॥

૮૫ सशद्बपातं सहसा न पीठादीन्विनिक्षिपेत् ।
नास्फालयेत्कपाटं च स्यान्निःशद्बरुचिः सदा ॥ ७२ ॥

૮૬ बको विडालश्चौरश्च निःशद्बो निभृतश्चरन् ।
प्राप्नोत्यभिमतं कार्यमेवं नित्यं यतिश्चरेत् ॥ ७३ ॥

૮૭ परचोदनदक्षाणां अनर्थ्याष्टोपकारिणाम् ।
प्रतीच्छेच्छिरसा वाक्यं सर्वशिष्यः सदा भवेत् ॥ ७४ ॥

૮૮ सुभाषितेषु सर्वेषु साधुकारमुदीरयेत् ।
पुण्यकारिणमालोक्य स्तुतिभिः संप्रहर्षयेत् ॥ ७५ ॥

૮૯ परोक्षं च गुणं ब्रूयादनुब्रूयाच्च तोषतः ।
स्ववर्णे भाष्यमाणे च भावयेत्तद्गुणज्ञताम् ॥ ७६ ॥

૯૦ सर्वारंभा हि तुष्ट्यर्थाः सा वित्तैरपि दुर्लभा ।
भोक्ष्ये तुष्टिसुखं तस्मात्परश्रमकृतैर्गुणैः ॥ ७७ ॥

૯૧ विश्वस्तविन्यस्तपदं विस्पष्टार्थं मनोरमम् ।
श्रुतिसौख्यं कृपामूलं मृदुमंदस्वरं वदेत् ॥ ७८ ॥

---

૮૪ આ પ્રમાણે વશ કરેલો સ્વાત્મા હંમેશાં હસતે મોઢે થાય. પહેલો આવકાર આપનાર જગતનો મિત્ર ભવાં ન ચડાવે. ૭૧

૮૫ પાટલા વગેરે ધડાક દઈને નાંખવા નહિ; કમાડ ભડાભડ અથડાવવાં નહિ; હંમેશાં શાન્તિપ્રિય થવું. ૭૨

૮૬ બગલો, બિલાડો, ચોર, અવાજ વિના છાનોમાના ફરીને પોતાનું ધાર્યું કરે છે એ પ્રમાણે યતિએ આચરવું જોઈએ. ૭૩

૮૭ બીજાઓને પ્રેરવામાં કુશળ, વિનંતી કર્યા વિના હિત કરનારાનું વાક્ય માથે ચડાવવું. હંમેશાં બધાના શિષ્ય થવું. ૭૪

૮૮ બધાં સારાં વચનોમાં સારૂં! સારૂં! એમ કહેવું. પુણ્ય કરનારને જોઈ સ્તુતિ વડે ખુશ કરવો. ૭૫

૮૯ (પર) ગુણોનું કથન પરોક્ષ કરવું; સંતોષથી (ગુણ કથનનું) અનુમોદન ('પ્રત્યક્ષ પણ') કરવું, પોતાના ગુણોની સ્તુતિ થાય ત્યારે (સ્તુતિ કરનારની) ગુણજ્ઞતાની ભાવના ભાવવી. ૭૬

૯૦ બધા પ્રયત્નો સંતોષને માટે છે, તે ધનથી દુર્લભ છે તેથી પરશ્રમ કૃત ગુણોથી હું સંતોષનું સુખ ભોગવીશ. ૭૭

૯૧ વિશ્વાસવાળું, બરાબર શબ્દો ગોઠવેલા હોય એવું, સ્પષ્ટ અર્થવાળું, સુંદર, કાનને સુખકર, કૃપાયુક્ત, મૃદુ અને મંદ સ્વરે બોલવું. ૭૮

१०६ अहमेवापकार्येषां ममैते चोपकारिणः ।
कस्माद्विपर्ययं कृत्वा खलचेतः प्रकुप्यसि ॥ ४९ ॥

१०७ न्यक्कारः परुषं वाक्यमयशश्चेत्ययं गणः ।
कायं न बाधते तेन चेतः कस्मात्प्रकुप्यसि ॥ ५३ ॥

१०८ वरमद्यैव मे मृत्युर्न मिथ्या जीवितं चिरम् ।
यस्माच्चिरमपि स्थित्वा मृत्युदुःखं तदेव मे ॥ ५६ ॥

१०९ प्रतिमास्तूपसद्धर्मनाशकाक्रोशकेषु च ।
न युज्यते मम द्वेषो बुद्धादीनां न हि व्यथा ॥ ६४ ॥

११० मोहादेकेऽपराध्यंति कुप्यन्त्यन्येऽपि मोहिताः ।
ब्रूमः कमेषु निर्दोषं कं वा ब्रूमोऽपराधिनम् ॥ ६७ ॥

१११ न केवलं त्वमात्मानं कृतपापं न शोचसि ।
कृतपुण्यैः सह स्पर्धामपरैः कर्तुमिच्छसि ॥ ८६ ॥

११२ स्तुतिर्यशोऽथ सत्कारो न पुण्याय न चायुषे ।
न बलार्थं न चारोग्ये न च कायसुखाय मे ॥ ९० ॥

---

૧૦૬ હું જ તેમનો અપકારી છું, મારા એ ઉપકારીઓ છે. હે લુચ્ચા ચિત્ત, શા માટે વિપર્યય કરીને તું ગુસ્સે થાય છે? ૪૯

૧૦૭ હલકાં પાડે તે, કઠોર વચન, અપયશ, આ સમૂહ શરીરને પીડી શકતો નથી; તેથી હે ચિત્ત! તું શા માટે ગુસ્સે થાય છે? ૫૩

૧૦૮ આજે જ મારૂં મૃત્યુ થાય તો સારૂં, લાંબા વખત સુધીનું મિથ્યા જીવિત સારૂં નથી, કારણ કે લાંબા વખત સુધી રહીને પણ તે જ મૃત્યુનું દુઃખ મને થવાનું છે. ૫૬

૧૦૯ પ્રતિમા, સ્તૂપ અને સદ્ધર્મના વિનાશ કરનાર અને ઊંધું બોલનાર વિષે મારો દ્વેષ યુક્ત નથી, કારણ કે બુદ્ધ વગેરેને વ્યથા થતી નથી. ૬૪

૧૧૦ કેટલાએક મોહને લઇને અપરાધ કરે છે, બીજા પણ મોહને લઇને ગુસ્સે થાય છે; તેમાં કોનો દોષ કહીએ અને કોને અપરાધી કહીએ? ૬૭

૧૧૧ તું કેવળ તારી પાપી જાતને શોચતો નથી એટલું જ નહિ પણ બીજા પુણ્યશાળીઓ સાથે સ્પર્ધા કરવાને ઇચ્છે છે. ૮૬

૧૧૨ સ્તુતિ, યશ અને સત્કાર મારા પુણ્યને માટે પણ નથી અને આયુષ્યને માટે પણ નથી; બળને માટે પણ નથી આરોગ્યને માટે પણ નથી અને કાયસુખને માટે પણ નથી. ૯૦

११३ यशोर्थं हारयन्त्यर्थमात्मानं मारयन्त्यपि ।
किमक्षराणि भक्ष्याणि मृते कस्य च तत्सुखम् ॥ ९२ ॥

११४ यथा पांशुगृहे भिन्ने रोदित्यार्तरवं शिशुः ।
तथा स्तुतियशोहानौ स्वचित्तं प्रतिभाति मे ॥ ९३ ॥

११५ स्तुत्यादयश्च मे क्षेमं संवेगं नाशयन्त्यमी ।
गुणवत्सु च मात्सर्यं संपत्कोपं च कुर्वते ॥ ९८ ॥

११६ तस्मात्स्तुत्यादिघाताय मम ये प्रत्युपस्थिताः ।
अपायपातरक्षार्थं प्रवृत्ता ननु ते मम ॥ ९९ ॥

११७ पुण्यविघ्नकृतोऽनेनेत्यत्र कोपो न युज्यते ।
क्षान्त्या समं तपो नास्ति नन्वेतदुपस्थितम् ॥ १०२ ॥

११८ अथाहमात्मदोषेण न करोमि क्षमामिह ।
मयैवात्र कृतो विघ्नः पुण्यहेतावुपस्थिते ॥ १०३ ॥

११९ अश्रमोपार्जितस्तस्माद्गृहे निधिरिवोत्थितः ।
बोधिचर्यासहायत्वात्स्पृहणीयो मया रिपुः ॥ १०७ ॥

१२० अपकाराशयोऽस्येति शत्रुर्यदि न पूज्यते ।
अन्यथा मे कथं क्षान्तिर्भिषजीव हितोद्यते ॥ ११० ॥

---

૧૧૩ યશને માટે પૈસા છોડી દે છે, જાતને પણ મારે છે; શું અક્ષરો ખવાવાના છે? મર્યા પછી કોને તેનું સુખ છે? ૯૨

૧૧૪ જેમ ધૂળનું ઘર ભાગી જતાં બાળક આર્ત્ત સ્વરે રૂવે છે તેમ સ્તુતિ અને યશની હાનિમાં મારું ચિત્ત ભાસે છે. ૯૩

૧૧૫ આ સ્તુતિ વગેરે મારાં ક્ષેમ અને વૈરાગ્યનો નાશ કરે છે, અને ગુણવાનોમાં માત્સર્ય અને તેમની સંપત્તિ વિષે ગુસ્સો કરે છે. ૯૮

૧૧૬ તેથી મારી સ્તુતિ વગેરેનો ઘાત કરવાને માટે જે લોકો ઊભા થાય છે તે ખરેખર મને નરકમાં પડતો બચાવવાને માટે જ પ્રવૃત્ત થાય છે. ૯૯

૧૧૭ આણે મારા પુણ્યમાં વિઘ્ન કર્યું છે એ પ્રમાણે એમાં કોપ કરવો યોગ્ય નથી; ક્ષાન્તિ સમું તપ નથી. ખરે એ જ અહીંઆં ઊભું છે. ૧૦૨

૧૧૮ હવે જો હું મારા પોતાના જ દોષથી ક્ષમા ન કરૂં તો પુણ્યનો હેતુ આવ્યા છતાં પણ મેં જ એમાં વિઘ્ન કર્યું. ૧૦૩

૧૧૯ તેથી શ્રમ વિના કમાએલો આ ખજાનો મારા ઘરની અંદર આવી ઉભો છે, બોધિચર્યાની મદદથી શત્રુની પણ મારે સ્પૃહા કરવી જોઇએ. ૧૦૭

૧૨૦ વૈદ્યની જેમ હિત કરવા તૈયાર થયેલો શત્રુ આનો આશય અપકારનો છે એથી જો તે ન પૂજાય તો હું બીજી કઇ રીતે ક્ષમા કરીશ? ૧૧૦

१२१ तद्दुष्टाशयमेवातः प्रतीत्योत्पद्यते क्षमा।
स एवातः क्षमाहेतुः पूज्यः सद्धर्मवन्मया ॥ १११ ॥

१२२ सत्त्वक्षेत्रं जिनक्षेत्रमित्यतो मुनिनोदितम्।
एतानाराध्य बहवः संपत्पारं यतो गताः ॥ ११२ ॥

१२३ मैत्र्याशयश्चयत्पूज्यः सत्त्वमाहात्म्यमेव तत्।
बुद्धप्रसादाद्यत्पुण्यं बुद्धमाहात्म्यमेव तत् ॥ ११५ ॥

१२४ येषां सुखे यांति मुदं मुनीन्द्रा येषां व्यथायां प्रविशन्ति मन्युम्।
तत्तोषणात्सर्वमुनींद्रतुष्टिस्तत्रापकारेऽपकृतं मुनीनाम् ॥ १२२ ॥

१२५ आदीप्तकायस्य यथासमन्तात्सर्वकामैरपि सौमनस्यम्।
सत्त्वव्यथायामपि तद्वदेव न प्रीत्युपायोऽस्ति दयामयानाम् ॥ १२३ ॥

१२६ आत्मीकृतं सर्वमिदं जगत्तैःकृपात्मभिर्नैव हि संशयोऽस्ति।
दृश्यन्त एते ननु सत्वरूपास्त एव नाथाःकिमनादरोत्र ॥ १२६ ॥

१२७ तथागताराधनमेतदेव स्वार्थस्य संसाधनमेतदेव।
लोकस्य दुःखापहमेतदेव तस्मान्ममास्तुव्रतमेतदेव ॥ १२७ ॥

---

૧૨૧ આથી તેના દુષ્ટાશયને લઇને જ ક્ષમા ઉત્પન્ન થાય છે માટે તે જ ક્ષમાનો હેતુ છે; માટે તે સદ્ધર્મની જેમ પૂજવો જોઇએ. ૧૧૧

૧૨૨ સત્ત્વનું ક્ષેત્ર, એ જિનોનું ક્ષેત્ર છે, એમ મુનિએ કહ્યું છે. કારણ કે તેઓને આરાધીને ઘણાઓ સંપત્તિની પાર પામ્યા છે. ૧૧૨

૧૨૩ મૈત્રી આશયવાળો જે લોકોમાં પુજ્ય છે તે સત્ત્વનું જ માહાત્મ્ય છે. બુદ્ધના પ્રસાદથી જે પુણ્ય થાય છે તે બુદ્ધનું જ માહાત્મ્ય છે. ૧૧૫

૧૨૪ જેમના સુખમાં મુનીન્દ્રો સુખી થાય છે જેમની પીડામાં મુનીન્દ્રો ગુસ્સે થાય છે તેમને સંતોષવામાં સર્વ મુનિઓનો સંતોષ છે. તેમનો અપકાર કરતાં મુનિઓનો અપકાર થાય છે. ૧૨૨

૧૨૫ જેમ બધેથી સળગતા શરીરવાળાને સર્વ કામનાઓ (પૂરી થવા) થી પણ પ્રસન્નતા થતી નથી તેમ સત્ત્વોને વ્યથા હોય તો દયાવાળાઓને પણ પ્રસન્નતાનો ઉપાય નથી. ૧૨૩

૧૨૬ તે કૃપાળુઓએ આ સર્વ જગતને પોતાનું કર્યું છે તેમાં સંશય નથી. તે પ્રભુઓ જ ખરેખર આ સત્ત્વો રૂપે દેખાય છે એમાં અનાદર શા માટે? ૧૨૬

૧૨૭ તથાગતનું આરાધન પણ આ જ છે, સ્વાર્થની સાધના પણ આ જ છે, લોકનાં દુઃખને દૂર કરનાર પણ આ જ છે. તેથી મારું આ જ વ્રત હો. ૧૨૭

१२८ कुपितः किं नृपः कुर्याद्येनस्यान्नरकव्यथा ।
यत्सत्त्वदौर्मनस्येन कृतेन ह्यनुभूयते ॥ १३१ ॥

१२९ तुष्टः किं नृपतिर्दद्याद्यद्बुद्धत्वसमंभवेत् ॥
यत्सत्त्वसौमनस्येन कृतेन ह्यनुभूयते ॥ १३२ ॥

१३० आस्तां भविष्यद्बुद्धत्वं सत्त्वाराधनसंभवम् ।
इहैव सौभाग्ययशःसौस्थित्यं किं न पश्यसि ॥ १३३ ॥

१३१ प्रासादिकत्वमारोग्यं प्रामोद्यं चिरजीवितम् ।
चक्रवर्तिसुखं स्फीतं क्षमी प्राप्नोति संसरन् ॥ १३४ ॥

( क्षान्तिपारमिता षष्ठः परिच्छेदः )

( सप्तम परिच्छेदः )

१३२ एवं क्षमी भजेद्वीर्यं वीर्येबोधिर्यतःस्थिता ।
न हि वीर्यं विनापुण्यं यथावायुं विना गतिः ॥ १ ॥

१३३ किं वीर्यं कुशलोत्साहस्तद्विपक्षःक उच्यते ।
आलस्यं कुत्सितासक्तिर्विषादात्मावमन्यना ॥ २ ॥

---

१२८ સત્ત્વોને દુઃખી કરીને જે નરકવ્યથા અનુભવાય છે તે શું ગુસ્સે થયેલો રાજા કરી શકે છે? ૧૩૧

૧૨૯ સત્ત્વોને સુખી કરવાથી અનુભવાય એવું, બુદ્ધત્વની બરાબર થાય એવું કશું શું સંતુષ્ટ થયેલો રાજા આપી શકે? ૧૩૨

૧૩૦ સત્ત્વોને આરાધવામાંથી ઉત્પન્ન થતું ભવિષ્યનું બુદ્ધત્વ બાજુએ રહો. અહીંઆં સૌભાગ્ય યશ અને સ્વસ્થતા શું નથી દેખતો? ૧૩૩

૧૩૧ વિહરતો ક્ષમાવાળો પ્રસન્નતા, આરોગ્ય, પ્રમોદ, દીર્ઘાયુષ, વિસ્તારવાળું ચક્રવર્તી-સુખ, સંસારમાં પ્રાપ્ત કરે છે. ૧૩૪

( ક્ષાન્તિ પારમિતા નામનો છઠ્ઠો પરિચ્છેદ )

( પરિચ્છેદ સાતમો )

૧૩૨ આ પ્રમાણે ક્ષમાવાળા માણસે વીર્યનો આશ્રય લેવો જોઈએ કારણ કે વીર્યમાં બોધિ રહેલી છે. વીર્ય વિના પુણ્ય નથી જેમ વાયુ વિના ગતિ નથી. ૧

૧૩૩ વીર્ય શું? તો કે કુશલકર્મોમાં ઉત્સાહ; તેથી ઉલટું શું? તો આળસ, અપલક્ષણોમાં આસક્તિ; વિષાદ, અને પોતાની જાત વિશે અવજ્ઞા. ૨

१३४ अव्यापारसुखास्वादनिद्रापाश्रयतृष्णया ।
संसारदुःखानुद्वेगादालस्यमुपजायते ॥ ३ ॥

१३५ निरुद्यमफलाकांक्षिन्सुकुमार बहुव्यथ ।
मृत्युग्रस्तोऽमराकार हा दुःखित विहन्यसे ॥ १३ ॥

१३६ मानुष्यं नावमासाद्य तर दुःखमहानदीम् ।
मूढ कालो न निद्राया इयं नौ दुर्लभा पुनः ॥ १४ ॥

१३७ मुक्त्वा धर्मरतिं श्रेष्ठामनन्तरतिसंततिम् ।
रतिरौद्धत्यहास्यादौ दुःखहेतौ कथं तव ॥ १५ ॥

१३८ नैवावसादः कर्तव्यः कुतो मे बोधिरित्यतः ।
यस्मात्तथागतः सत्यं सत्यवादीदमुक्तवान् ॥ १७ ॥

१३९ तेऽप्यासन्दंशमशका मक्षिकाः कृमयस्तथा ।
यैरुत्साहवशात्प्राप्ता दुरापाबोधिरुत्तमा ॥ १८ ॥

१४० किमुताहं नरो जात्या शक्तोज्ञातुंहिताहितम् ।
सर्वज्ञनीत्यनुत्सर्गाद्बोधिं किं नाप्नुयामहम् ॥ १९ ॥

१४१ अथापि हस्तपादादि दातव्यमिति मे भयम् ।
गुरुलाघवमूढत्वं तन्मे स्यादविचारतः ॥ २० ॥

---

૧૩૪ સંસારના દુઃખથી ઉદ્વેગ ન થવાથી, એદીપણાથી, એશઆરામથી, ઊંઘથી, અઢેલવાની ઇચ્છાથી આળસ ઉત્પન્ન થાય છે. ૩

૧૩૫ ઉદ્યોગ કર્મ વિના ફળની ઇચ્છા રાખનારા, સુકુમાર છતાં બહુ પીડાવાળા, મૃત્યુથી ગ્રસ્ત છતાં અમરની આકૃતિવાળા હે દુઃખિત ! હાય, તું માર્યો જાય છે. ૧૩

૧૩૬ માનવદેહરૂપી નાવ મેળવીને દુઃખની મહાનદીને તરી જા, હે મૂઢ ! નિદ્રાનો વખત નથી. આ નાવ ફરી દુર્લભ છે. ૧૪

૧૩૭ અનંતકાળ સુધી આનંદપરંપરાવાળી આ ધર્મરતિને છોડીને દુઃખના હેતુ ઔદ્ધત્ય, હાસ્ય વગેરેમાં તને કેમ મજા આવે છે ? ૧૫

૧૩૮ મને ક્યાંથી બોધિ થાય એમ કરી ખિન્ન થવું નહિ; શાથી જે તથાગતે આ સત્ય કહ્યું છે. ૧૭

૧૩૯ તે ડાંસ, મચ્છર, માખીઓ તથા કીડાઓ પણ હતા કે જેમના વડે ઉત્સાહને લઈને દુર્લભ એવી ઉત્તમ બોધિ પ્રાપ્ત કરાઈ. ૧૮

૧૪૦ તો પછી જન્મથી માણસ, હિત અને અહિત જાણવાને શક્તિવાન એવો હું સર્વજ્ઞના માર્ગનો ત્યાગ નહિ કરવાથી હું બોધિને કેમ નહિ મેળવું ? ૧૯

૧૪૧ અને વળી હાથપગ આપી દેવા પડશે એવો મને ભય છે; હલકા ભારે વિષે મારો મોહ અવિચારને લઈને થાય. ૨૦

१४२ इदं तु मे परिमितं दुःखं संबोधिसाधनम्।
नष्टशल्यव्यथापोहे तदुत्पाटनदुःखवत् ॥ २२ ॥

१४३ सर्वेऽपि वैद्याः कुर्वन्ति क्रियादुःखैररोगताम्।
तस्माद्बहूनि दुःखानि हन्तुं सोढव्यमल्पकम् ॥ २३ ॥

१४४ क्रियामिमामप्युचितां वरवैद्यो न दत्तवान्।
मधुरेणोपचारेण चिकित्सति महातुरान् ॥ २४ ॥

१४५ पुण्येन कायः सुखितः पाण्डित्येन मनः सुखि।
तिष्ठन्परार्थं संसारे कृपालुः केन खिद्यते ॥ २८ ॥

१४६ गुणलेशेऽपिनाभ्यासो मम जातःकदाचन।
वृथा नीतं मया जन्म कथंचिल्लब्धमद्भुतम् ॥ ३६ ॥

१४७ न प्राप्तं भगवत्पूजामहोत्सवसुखं मया।
न कृता शासने कारा दरिद्राशा न पूरिता ॥ ३७ ॥

१४८ भीतेभ्यो नाभयंदत्तमार्ता न सुखिनःकृताः।
दुःखाय केवलं मातुर्गतोऽस्मि गर्भशल्यताम् ॥ ३८ ॥

१४९ कुशलानांच सर्वेषां छन्दं मूलं मुनिर्जगौ।
तस्मात्कार्यः शुभच्छन्दो भावयित्वैवमादरात् ॥ ४०, ४६ ॥

---

૧૪૨ સંબોધિના સાધનનું આ જે મારૂં દુઃખ છે તે પરિમિત છે. ભાગી ગયેલા કાંટાની વ્યથા દૂર કરતાં તેને ખેંચી કાઢવાના દુઃખના જેવું છે. ૨૨

૧૪૩ બધા વૈદ્યો ક્રિયાના દુઃખથી જ નિરોગિતા કરે છે. તેથી બહુ દુઃખો હણવાને માટે થોડું સહન કરી લેવું. ૨૩

૧૪૪ ઉત્તમ વૈદ્યે આ ઉચિત ક્રિયા પણ કરી નહિ. મધુર ઉપચાર વડે મોટા રોગીઓની ચિકિત્સા કરે છે. ૨૪

૧૪૫ પુણ્યવડે કાયા સુખી થાય છે. પાંડિત્યવડે મન સુખી થાય છે; પરોપકારને માટે સંસારમાં રહેતો કૃપાળુ શેનાથી ખેદ પામે? ૨૮

૧૪૬ લેશ ગુણ વિશે પણ મને કદી અભ્યાસ થયો નથી. મહા મુશીબતે મેળવેલો આ અદ્ભુત જન્મ ફોગટ ગાળ્યો. ૩૬

૧૪૭ ભગવાનની પૂજાના મહોત્સવનું સુખ મેં મેળવ્યું નહિ, બુદ્ધશાસનની પૂજા કરી નહિ, ગરીબોની આશા પૂરી નહિ. ૩૭

૧૪૮ ભયવાળાઓને અભય આપીને દુઃખીઓને સુખી કર્યા નહિ, માને દુઃખ કરવા માટે જ હું ગર્ભશલ્ય થયો. ૩૮

૧૪૯ સર્વ કુશળનું મૂળ મુનિએ છન્દ કહેલો છે. તેથી આ પ્રમાણે આદરથી ભાવના કરી શુભ છન્દ કરવો. ૪૦-૪૬

१५० मृतं डुंडुभमासाद्य काकोऽपिगरुडायते ।
आपद्गात्राधतेऽल्पापि मनो मे यदि दुर्बलम् ॥ ५२ ॥

१५१ ये सत्त्वा मानविजिता वराकास्ते न मानिनः ।
मानिशत्रुवशं नैति मानशत्रुवशाश्च ते ॥ ५६ ॥

१५२ मानेन दुर्गतिं नीता मानुष्येऽपि हतोत्सवाः ।
परपिण्डाशिनो दासा मूर्खा दुर्दर्शनाः कृशाः ॥ ५७ ॥

१५३ ते मानिनो विजयिन श्च त एव शूरा ये मानशत्रुविजयाय वहंति मानं ।
ये तं स्फुरन्तमपि मानरिपुं निहत्य कामं जने जयफलं प्रतिपादयन्ति ॥ ५९ ॥

१५४ क्लेशप्रहारान्संरक्षन् क्लेशांस्तु प्रहरेद्दृढम् ।
खड्गयुद्धमिवापन्नः शिक्षितेनारिणा सह ॥ ६७ ॥

१५५ तत्र खड्गं यथाभ्रष्टं गृण्हीयात्सभयस्त्वरम् ।
स्मृतिखड्गंतथाभ्रष्टं गृण्हीयान्नरकान्स्मरन् ॥ ६८ ॥

१५६ विषं रुधिरमासाद्य प्रसर्पति यथा तनौ ।
तथैवच्छिद्रमासाद्य दोषश्चित्ते प्रसर्पति ॥ ६९ ॥

---

૧૫૦ મરેલા ડેંડા પાસે આવીને કાગડો પણ ગરુડ થાય છે. મારું મન જો દુર્બળ હોય તો નાની આપદા પણ મને પીડે. ૫૨

૧૫૧ જે સત્ત્વો બિચારાં માનથી જીતાએલાં છે તે માની નથી. માની શત્રુને વશ થતો નથી. માનશત્રુ તેઓને વશ થાય છે. ૫૬

૧૫૨ માનથી દુર્ગતિ પામેલાઓ માનવત્વને વિશે પણ ઉત્સાહ વિનાના થઇ જાય છે; પારકું ખાનારા દાસ મૂર્ખ ખરાબ દેદારના અને દુબળા થાય છે. ૫૭

૧૫૩ તે જ માની પુરુષો છે અને વિજયી છે તેજ શૂરા છે જે માનશત્રુના વિજયને માટે માન ધારણ કરે છે. જે સહેજ હાલતા પણ તે માનશત્રુને મારીને યથેચ્છ લોકમાં જયપ્રાપ્તિ કરે છે. ૫૯

૧૫૪ ક્લેશના પ્રહારોમાંથી રક્ષણ કરતાં ક્લેશોને દૃઢ પ્રહાર કરવો જોઇએ. કુશળ શત્રુની સાથે જાણે ખડ્ગયુદ્ધ કરતો હોય તેમ. ૬૭

૧૫૫ તેમાં જેમ પડી ગયેલું ખડ્ગ ભયથી અને ત્વરાથી ઉપાડી લે તેમ પડી ગયેલું સ્મૃતિખડ્ગ નરકને યાદ કરી ઉપાડી લે. ૬૮

૧૫૬ જેમ ઝેર લોહીમાં પહોંચીને આખા શરીરમાં પ્રસરે છે, તેમ દોષ છિદ્રમાં પેસી ચિત્તમાં પ્રસરે છે. ૬૯

१५७ यथैव तूलकंवायोर्गमनागमने वशम् ।
तथोत्साहवशं यायादृद्धिश्चैवं समृध्यति ॥ ७५ ॥

(वीर्यपारमिता सप्तमः परिच्छेदः)

(अष्टमः परिच्छेदः)

१५८ वर्धयित्वैवमुत्साहं समाधौ स्थापयेन्मनः।
विक्षिप्तचित्तस्तु नरः क्लेशदंष्ट्रान्तरे स्थितः ॥ १ ॥

१५९ कायचित्तविवेकेन विक्षेपस्य न संभवः।
तस्माल्लोकं परित्यज्य वितर्कान्परिवर्जयेत् ॥ २ ॥

१६० स्नेहान्न त्यज्यते लोको लाभादिषु च तृष्णया।
तस्मादेतत्परित्यागे विद्वानेवं विचारयेत् ॥ ३ ॥

१६१ शमथेन विपश्यना सुयुक्तः कुरुते क्लेशविनाशमित्यवेत्य।
शमथः प्रथमं गवेषणीयः स च लोके निरपेक्षयाभिरत्या ॥ ४ ॥

१६२ न पश्यति यथाभूतं संवेगादवहीयते।
दह्यते तेन शोकेन प्रियसंगमकांक्षया ॥ ७ ॥

---

૧૫૭ જેવી રીતે રૂ જવા આવવામાં પવનને વશ હોય છે તેમ ઉત્સાહને વશ થઇ આલવું જોઇએ. એ પ્રમાણે વૃદ્ધિ સમૃદ્ધ થાય છે. ૭૫

(વીર્યપારમિતા નામનો સાતમો પરિચ્છેદ.)

(આઠમો પરિચ્છેદ)

૧૫૮ આ પ્રમાણે ઉત્સાહ વધારી સમાધિમાં મન સ્થાપવું જોઈએ. વિક્ષિપ્ત ચિત્તવાળો માણસ કલેશની દાઢમાં ઉભો છે. ૧

૧૫૯ કાયવિવેકથી અને ચિત્તવિવેકથી વિક્ષેપનો સંભવ નથી. તેથી લોકને તજી દઇને વિતર્કો છોડી દેવા જોઇએ. ૨

૧૬૦ સ્નેહથી લોક તજાતો નથી, અને લાભ વગેરેમાં તૃષ્ણા હોવાથી તજાતો નથી. તેથી તેના પરિત્યાગમાં વિદ્વાને આ પ્રમાણે વિચાર કરવો. ૩

૧૬૧ સમાધિવડે વિપશ્યનાથી (તત્ત્વનું યથાર્થ જ્ઞાન કરનારી પ્રજ્ઞાથી) યુક્ત પુરુષ કલેશનો વિનાશ કરે છે એમ સમજી સૌથી પ્રથમ સમાધિ શોધવી જોઇએ અને તે લોકમાં અભિરતિની અપેક્ષા ન રાખવાથી થાય છે. ૪

૧૬૨ યથાર્થ જોતો નથી, વૈરાગ્યથી ખસી જાય છે, પ્રિયસંગમની ઇચ્છાથી તે શોક વડે બળે છે. ૭

१६३ तच्चिंतया मुधा याति ह्रस्वमायुर्मुहुर्मुहुः ।
अशाश्वतेन मित्रेण धर्मो भ्रश्यति शाश्वतः ॥ ८ ॥

१६४ बहवो लाभिनोऽभूवन्बहवश्च यशस्विनः ।
सहलाभयशोभिस्ते न ज्ञाता क्व गता इति ॥ २० ॥

१६५ मामेवान्येजुगुप्सन्ति किं प्रहृष्याम्यहं स्तुतः ।
मामेवान्ये प्रशंसन्ति किं विषीदामि निन्दितः ॥ २१ ॥

१६६ नानाधिमुक्तिकाः सत्त्वा जिनैरपि न तोषिताः ।
किं पुनर्मादृशैरज्ञै स्तस्मात्किं लोकचिन्तया ॥ २२ ॥

१६७ शून्यदेवकुले स्थित्वा वृक्षमूले गुहासु वा ।
कदानपेक्षो यास्यामि पृष्ठतोऽनवलोकयन् ॥ २७ ॥

१६८ अहमेषु प्रदेशेषु विस्तीर्णेषु स्वभावतः ।
स्वच्छन्दचार्यनिलयो विहरिष्याम्यहं कदा ॥ २८ ॥

१६९ मृत्पात्रमात्रविभवश्चौरासंभोगचीवरः ।
निर्भयो विहरिष्यामि कदा कायमगोपयन् ॥ २९ ॥

१७० कायभूमिं निजां गत्वा कंकालैरपरैः सह ।
स्वकायं तुलयिष्यामि कदा शातनधर्मिणम् ॥ ३० ॥

---

૧૬૩ તેની ચિન્તાથી આયુષ્ય ઘડી ઘડી વૃથા ક્ષીણ થાય છે, ક્ષણિક મિત્ર વડે શાશ્વત ધર્મ નષ્ટ થાય છે. ૮

૧૬૪ ઘણા લાભવાળાઓ થઈ ગયા, ઘણા આબરૂવાળા થઈ ગયા. તેઓ લાભ અને યશ સાથે ક્યાં ચાલ્યા ગયા એની ખબર નથી. ૨૦

૧૬૫ કેટલાક માણસો મારી નિન્દા કરે છે, શું સ્તુતિ પામીને હું ખુશી થઈશ? બીજા મને વખાણે છે, નિન્દા પામી શું હું દીલગીર થઈશ? ૨૧

૧૬૬ વિવિધ ઇચ્છાઓવાળાં સત્ત્વો જિન વડે પણ સંતોષાતાં નથી. તો પછી મારા જેવા અજ્ઞાનીઓ વડે શું થવાનું છે. તેથી લોકનો વિચાર કર્યે શું વળવાનું છે? ૨૨

૧૬૭ સૂના દેવળમાં અથવા ઝાડ નીચે અથવા ગુફાઓમાં રહી પુંઠે જોયાં વિના અપેક્ષા રહિત ક્યારે હું વિચરીશ? ૨૭

૧૬૮ વિષમ અને સ્વભાવથી વિસ્તીર્ણ પ્રદેશોમાં ઘર વિનાનો સ્વચ્છન્દથી ફરતો હું ક્યારે વિચરીશ? ૨૮

૧૬૯ ફક્ત એક વાસણ જેટલો જ વૈભવ ચોરોને પણ કામમાં ન આવે એવા ચીવર સાથે કાયાનું રક્ષણ કર્યા વિના નિર્ભય થઇ હું ક્યારે વિચરીશ? ૨૯

૧૭૦ હું પોતાની સ્મશાનભૂમિમાં જઇ બીજાં હાડકાંઓ સાથે નાશ પામે એવી મારી કાયાને હું ક્યારે સરખાવીશ. ૩૦

१७१ अयमेव हि कायो मे एवं पूतिर्भविष्यति ।
शृगाला अपि यद्गन्धान्नोपसर्पेयुरन्तिकम् ॥ ३१ ॥

१७२ अस्यैकस्यापि कायस्य सहजां अस्थिखण्डकाः ।
पृथक् पृथग्गमिष्यन्ति किमुतान्यः प्रियो जनः ॥ ३२ ॥

१७३ रणं जीवितसंदेहं विशन्ति किल जीवितुम् ।
मानार्थं दासतां यान्ति मूढाःकामविडम्बिताः ॥ ७७ ॥

१७४ एवमुद्विज्य कामेभ्यो विवेके जनयेद्रतिम् ।
कलहायासशून्यासु शान्तासु वनभूमिषु ॥ ८५ ॥

१७५ धन्यैः शशांककरचन्दनशीतलेषु रम्येषु हर्म्यविपुलेषु शिलातलेषु ।
निःशब्द सौम्यवनमारुतवीज्यमानैश्चक्रम्यते परहिताय विचिंत्यते च ॥ ८६ ॥

१७६ स्वच्छन्दचार्यनिलयः प्रतिबद्धो न कस्यचित् ।
यत्संतोषसुखं भुंक्ते तदिंद्रस्यापि दुर्लभम् ॥ ८८ ॥

१७७ एवमादिभिराकारैर्विवेकगुणभावनात् ।
उपशान्तवितर्कःसन्बोधिचित्तं तु भावयेत् ॥ ८९ ॥

१७८ परात्मसमतामादौ भावयेदेवमादरात् ।
समदुःखसुखाः सर्वे पालनीया मयात्मवत् ॥ ९० ॥

---

૧૭૧ આ જ મારૂં શરીર એવું ગંધાતું થઇ જશે કે જે ગંધથી શીયાળ પણ પાસે આવશે નહિ. ૩૧

૧૭૨ આ એક કાયાની સાથે ઉત્પન્ન થયેલાં હાડકાં છુટાં છુટાં થઈ જશે તો પછી બીજા પ્રિયજનનું તો શું કહેવું ! ૩૨

૧૭૩ જેમાં જીંદગી સંદેહમાં આવે એવા રણમાં જીવવાને માટે લોકો પ્રવેશ કરે છે. વાસનાઓથી ઘેરાઇ મૂઢ માણસો માનને ખાતર દાસ થાય છે. ૭૭

૧૭૪ આ પ્રમાણે વાસનાઓમાંથી ઉદ્વેગ પામી કલહ આયાસથી રહિત શૂન્ય અને શાંત વનભૂમિમાં વિવેક વિષે પ્રેમ ઉત્પન્ન કરવો. ૮૫

૧૭૫ ચંદ્રનાં કિરણ અને ચંદન જેવી શીતલ હવેલીઓ જેવાં મોટાં રમ્ય શિલાતલોમાં શાંત અને સુંદર વનવાયુ ભોગવતા ધન્ય પુરુષો વડે વિચરાય છે અને પરહિતને માટે ચિન્તન કરાય છે. ૮૬

૧૭૬ સ્વેચ્છાએ વિહાર કરતો ઘર વિનાનો તથા કોઇથી પણ નહિ બંધાએલો પુરુષ જે સંતોષ સુખને અનુભવે છે તે ઇંદ્રને પણ દુર્લભ છે. ૮૮

૧૭૭ આ રીતે વિવેકગુણની ભાવનાથી વિતર્ક શાંત થતાં બોધિચિત્તની ભાવના કરવી. ૮૯

૧૭૮ પહેલાં પારકાની ને પોતાની વચ્ચે સમતાની ભાવના આદરથી કરવી. મારે સર્વેને મારી પોતાની જાતની માફક સરખાં સુખદુઃખવાળાં માની પાળવાં જોઈએ. ૯૦

१९३ दन्तकेशनखा नाहं नास्थि नाप्यास्मि शोणितम् ।
नः सिंघाणं न च श्लेष्मा न पूयं लसिकाऽपि वा ॥ ५८ ॥

१९४ नाहं मांसं न च स्नायुर्नोष्मा वायुरहं न च ।
न च छिद्राण्यहं नापि षड्विज्ञानानि सर्वथा ॥ ६० ॥

१९५ अतीतानागतं चित्तं नाहं तद्धि न विद्यते ।
अथोत्पन्नमहं चित्तं नष्टेऽस्मिन्नास्त्यहं पुनः ॥ ७४ ॥

१९६ एवं शून्येषु धर्मेषु किं लब्धं किं हृतं भवेत् ।
सत्कृतः परिभूतो वा केन कः संभविष्यति ॥ १५२ ॥

१९७ सर्वमाकाशसंकाशं परिगृह्णन्तुमद्विधाः ।
प्रकुप्यन्ति प्रहृष्यन्ति कलहोत्सवहेतुभिः ॥ १५५ ॥

१९८ शोकायासैर्विषादैश्च मिथश्छेदनभेदनैः ।
यापयन्ति सुकृच्छ्रेण पापैरात्मसुखेच्छवः ॥ १५६ ॥

१९९ अहो बतातिशोच्यत्वमेषां दुःखौघवर्तिनाम् ।
ये नेक्षन्ते स्वदौःस्थित्यमेवमप्यतिदुःस्थिताः ॥ १६४ ॥

२०० एवं दुःखाग्नितप्तानां शान्तिं कुर्यामहं कदा ।
पुण्यमेघसमुद्भूतैः सुखोपकरणैः स्वकैः ॥ १६७ ॥

---

૧૯૩ હું દન્ત, કેશ કે નખ નથી, હાડકું નથી, લોહી નથી, લીંટ નથી, કફ નથી, પાચ નથી, થુંક પણ નથી. ૫૮

૧૯૪ હું માંસ નથી, સ્નાયુ નથી, ગરમી નથી, વાયુ નથી, છિદ્ર નથી અને સર્વથા છ વિજ્ઞાન નથી. ૬૦

૧૯૫ હું ભૂત કે ભવિષ્ય ચિત્ત નથી. તે વિદ્યમાન જ નથી. જો હું વર્તમાન ચિત્ત હોઉં તો નાશ થતાં વળી હું નથી. ૭૪

૧૯૬ આ પ્રમાણે પદાર્થો શૂન્ય હોય ત્યાં શું મળ્યું ને શું ગયું? સત્કાર પામેલો અથવા અપમાન પામેલો કોના વડે કોણ સંભવી શકે? ૧૫૨

૧૯૭ આ બધાને આકાશ જેવું (શૂન્ય) ગણો. મારા જેવાઓ કજીઆના અને ઉત્સવના કારણોથી ગુસ્સે થાય છે અને ખુશ થાય છે. ૧૫૫

૧૯૮ શોક આયાસ અને વિષાદથી અને એક બીજાના પરસ્પર છેદનભેદનથી, પાપ વડે પોતાના સુખની ઇચ્છાવાળાઓ બહુ જ મુશીબતથી સમય ગાળે છે. ૧૫૬

૧૯૯ દુઃખના પ્રવાહમાં પડેલા બિચારા અતિશય શોચ્ય છે. જે આ પ્રમાણે અતિ દુઃખી હોવા છતાં પણ પોતાની ખરાબ સ્થિતિને જોઇ શકતા નથી. ૧૬૪

૨૦૦ આ પ્રમાણે દુઃખના અગ્નિથી દાઝેલાની પોતાના પુણ્યમેઘમાંથી ઉત્પન્ન થયેલા સુખના સાધનો વડે ક્યારે શાન્તિ કરીશ? ૧૬૭

२०१ कदोपलम्भदृष्टिभ्यो देशयिष्यामि शून्यताम्।
संवृत्यानुपलम्भेन पुण्यसंभारमादरात् ॥ १६८॥

(प्रज्ञापारमिता नवमः परिच्छेदः)

(दशमः परिच्छेदः)

२०२ अनेन मम पुण्येन सर्वसत्त्वा अशेषतः।
विरम्य सर्वपापेभ्यः कुर्वन्तु कुशलं सदा ॥ ३१ ॥

२०३ बोधिचित्ताविरहिता बोधिचर्यापरायणाः।
बुद्धैःपरिगृहीताश्च मारकर्मविवर्जिताः ॥ ३२ ॥

२०४ विवेकलाभिनःसन्तु शिक्षाकामाश्चभिक्षवः।
कर्मण्यचित्ता ध्यायन्तु सर्वविक्षेपवर्जिताः ॥ ४३ ॥

२०५ पण्डिताः सत्कृताःसन्तु लाभिनःपैण्डपातिकाः।
भवन्तु शुद्धसंतानाः सर्वदिक्ख्यातकीर्तयः ॥ ४६ ॥

२०६ यत्किंचिज्जगतोदुःखं तत्सर्वं मयिपच्यताम्।
बोधिसत्वशुभैः सर्वैर्जगत्सुखितमस्तु च ॥ ५६ ॥

---

૨૦૧ ઉપલમ્ભ દૃષ્ટિવાળાઓને હું ક્યારે સંવૃતિથી શૂન્યતાનો ઉપદેશ આપીશ ? અનુપલંભથી આદરપૂર્વક પુણ્ય સામગ્રીનો (ક્યારે ઉપદેશ કરીશ ?) ૧૬૮

(પ્રજ્ઞાપારમિતા નામનો નવમો પરિચ્છેદ)

(દશમો પરિચ્છેદ)

૨૦૨ મારા આ પુણ્ય વડે સર્વ સત્ત્વો સંપૂર્ણ રીતે સર્વ પાપમાંથી અટકી હંમેશાં કુશલ કરો. ૩૧

૨૦૩ બોધિચિત્તથી અવિરહિત, બોધિચર્યાપરાયણ, બુદ્ધોથી પરિગૃહીત, મારના કર્મોથી રહિત ૩૨

૨૦૪ વિવેકલાભવાળા, શિક્ષાની ઇચ્છાવાળા ભિક્ષુઓ થાઓ. સર્વ વિક્ષેપથી રહિત કર્મશીળ ચિત્તવાળા ધ્યાન કરો. ૪૩

૨૦૫ પણ્ડિતો સત્કાર પામો, પિણ્ડપાતિકો લાભવાળા, શુદ્ધ વિચારવાળા અને સર્વ દિશાઓમાં ફેલાએલી કીર્તિવાળા થાઓ. ૪૬

૨૦૬ જગતનું જે કાંઈ દુઃખ છે તે બધું મારામાં પચો. સર્વ શુભ બોધિસત્ત્વો વડે જગત સુખી થાઓ. ૫૬

२०७ जगद्दुःखैकभैषज्यं सर्वसंपत्सुखाकरम् ।
लाभसत्कारसहितं चिरंतिष्ठतु शासनम् ॥ १७ ॥

(परिणाम परिच्छेदः)

૨૦૭ જગતના દુઃખનું અદ્વિતીય ઔષધ સર્વ સંપત્તિ અને સુખની ખાણ લાભ અને સત્કાર સાથે શાસન લાંબા વખત સુધી રહો. ૧૭

(પરિણામપરિચ્છેદ નામનો દશમો પરિચ્છેદ)

## ચિત્રપરિચય

પુંઠા ઉપર આપેલો સ્તંભ પાટણની રાણીવાવમાં હતો; હાલ તો વાવને બદલે મોટો ખાડો છે. આ ખંડિત સ્તંભ ઉપરથી રાણીવાવની કાંઈક કલ્પના કરી શકાશે. તે વાવ કર્ણદેવની માતા, ભીમદેવ પહેલાની (ઇ. સ. ૧૦૨૨-૬૩) રાણી ઉદયમતીએ બંધાવી હતી એમ કહેવાય છે.—સં.

# શ્રીમદ્ રાજચંદ્રજ્ઞાનભંડારમાં આવતાં ચોપાનીઆંમાંના પુરાતત્ત્વવિષયક લેખોની યાદી

**જર્નલ ઑફ ઇન્ડિયન હિસ્ટ્રી વૉ. ૨, ભા. ૧**

૧. શાહજહાનનું ગાદીએ આવવું. લે. બેનિપ્રસાદ
૨. કાંચીના પલ્લવોની ઉત્પત્તિ અને એમનો અસલી ઇતિહાસ. લે. એસ. કે. આયંગર
૩. મોગલ દરબારમાં યુરોપી કલા, એક જવાબ. લે. ઇ. બી. હાવેલ
૪. સનઅના ઇમામોનો ઉદય. લે. ડૉ. એ. એસ. ટ્રીટન

**વૉ. ૨, ભા. ૨**

૧. વેદની શોધ. લે. પ્રો. ઝવેરીઆહ
૨. હિંદ આવવાના માર્ગ વિષેની અંગ્રેજોની મતલબની અભિવૃદ્ધિ. લે. પ્રો. એચ. એચ. ડૉસ્કીન્સ
૩. મહારાજા રણજીતસીંગનું લશ્કર. લે. સીતારામ કોહલી
૪. મરાઠાઓ અને અંગ્રેજો વચ્ચેની કોલકરારોની બાંજવડ લે. એચ. જી. રાઉલીસન
૫. ગવર્નર ખુત (મુંબઇના પહેલા ગવર્નર) લે. વિલીઅમ ફૉસ્ટર
૬. ભારતીય ઇતિહાસ માટે વલંદાઈ (ડચ) આધારસ્થાનો, ૧૫૯૦ થી ૧૬૫૦. લે. ડબલ્યુ. એચ. મોરલેન્ડ
૭. અરબી તત્ત્વજ્ઞાન પર ગાલેનની અસર. લે. રેવ. કેનન ડી લેસીઓ લીઅરી

**વૉ. ૨, ભા. ૩**

૧. પ્રાચીન ભારતીય શિક્ષણવિદ્યા વિષેનું એક પ્રકરણ. લે. રાધાકુમદ મુખોપાધ્યાય
૨. ઔરંગઝેબ આગળની સર વિલીઅમ નોરીસની એલચીગીરી. લે. હરિહરદાસ
૩. બહાદુરશાહ પહેલાનું પૂર્વજીવન લે. જદુનાથ સરકાર
૪. પ્રેસિડેન્ટ ફ્રેમલેનની (સુરતના મુખ્યાધિકારી) રોજનીશી, ૧૬૩૮-૩૯. લે. વિલીઅમ ફૉસ્ટર

૫. ગંગૈકોન્ડા ચોલ; રાજેંદ્ર. લે. કૃષ્ણસ્વામી આયંગર
૬. એન્ટોનીઓ ડી. આન્ડ્રેડ અને તિબેટની શોધ. લે. ડૉ. એલ. ડી. બારનેટ્
૭. દિવાને ગુહતરી પર ઐતિહાસિક વિવેચન. લે. પ્રો. ડી. એસ. માર્ગોલ્યાઉથ

વૉ. ૩, ભા. ૧

૧. વિશ્વરૂપ. લે. જુલીઅસ જોલ્લી
૨. અબુસૈયદના સમયના કેટલાક આરબ કવિઓ લે. ડૉ. આર. એ. નિકોલ્સન
૩. એફ્રેન્ઝો ડી આસ્ઝુકર્ક. લે. એડમન્ડસન
૪. મદ્રાસ કિનારાનો ઇતિહાસ, ૧૬૮૦–૯૦. લે જદુનાથ સરકાર
૫. પૂર્વમાંની ઇંગ્લેન્ડ અને રશિયા વચ્ચેની હરિફાઇ
૬. વૉરન હેસ્ટિંગ્સ અને એના પર આરોપ મુકનારાઓ. લે. પી. ઇ. રોબર્ટ્સ

**ઇન્ડિયન એન્ટિક્વેરી. માર્ચ, ૧૯૨૪**

૧. સીઝર ડી. ફ્રેડ્રિક અને ગાસપેરો બલ્બી ( ૧૬ મા સૈકામાં હિંદમાં આવેલો રૂમી મુસાફર ) લે. પ્રો. નીર્લ શાર્પેન્ટીઅર
૨. મોતી તથા રૂના વેપારીઓની ગુપ્ત બોલી. લે. સર રિચાર્ડ ટેમ્પલ
૩. ઉત્પત્તિવિષયક મંત્રો. લે. એ. એમ. હોકાર્ટ

**પૂર્તિ**

પ્રાચીન અને મધ્યકાલીન ભારતનો ભૌગોલિક શબ્દકોશ. લે. નન્દલાલ દે. પા. ૧૫૧ થી ૧૫૮

**ક્વાર્ટર્લીજર્નલ ઑફધી મીથિક સોસાઇટી, જાનેવારી, ૧૯૨૪**

૧. હુત્રિદુર્ગ અને હુલીયુર્દુર્ગ. લે. રેવ. એફ. ગુડવિલ્લ
૨. ઇ. સ. ૮૧૦ નું નવું રાષ્ટ્રકુટ તામ્રપત્ર પરેનું દાનપત્ર. લે. રાવબહાદુર આર. નરસિંહાચાર્ય
૩. ભગવદ્ગીતામાં આવતું ભાવશાસ્ત્રનિરૂપણ લે. પી. કે. ગોડે
૪. પક્ષીગત પૌરાણિક વાતોનો અભ્યાસ લે. શરચ્ચંદ્ર મિત્ર
૫. કાર્તિક સુદ પડવે પાસાબાજી. લે. ડૉ. આર. શામશાસ્ત્રી
૬. ભારતીય ઇતિહાસના કેટલાક કોયડા
૭. નન્દીવર્મન્ પલ્લવનાં કોત્રન્કુડીવાળાં લેખપત્રો. લે. ટી. એન. સુબ્રમણીઅમ્
૮. વિજયનગરના દરબારમાં જેસ્યુઇટોની અસર. લે. રેવ. એચ. હેરસ

**વિશ્વભારતી. વૉ. ૧, અં. ૪**

૧. મહાભારત. લે. ડૉ. એમ. વિન્તરનિત્ઝ.
૨. બંગાળી પ્રજાની ઉત્પત્તિ વિષે આડિકેટો પ્રકાશ. લે. પંચૌરી બેનરજી

**મોડર્ન રિવ્યુ. ફેબ્રુવારી, ૧૯૨૪**

૧. મદ્રાસ કર્ણાટકમાં શિવાજી. લે. પ્રો. જદુનાથ સરકાર

**માર્ચ, ૧૯૨૪**

૧. લગભગ ઇ. સ. ૧૭૦૦ નો હિંદુસ્તાનના રૂનો વેપાર. લે. પી. જે. થોમ

એપ્રિલ, ૧૯૨૪

૧. જમલગર્હીમાંથી ગાંધારશિલ્પવિદ્યાના નમુના

૨. ઇ. સ. ચોથા સૈકાનું ભારત, ચીનાઇ દૃષ્ટિએ. એન. સી. મહેતા

૩. બંગાળાની શિલ્પવિદ્યાનો અભ્યાસ. લે. એ. કે. મૈત્ર.

મે, ૧૯૨૪

૧. ઈ. સ. ૧૬૮૮ માં છપાયલું શિવાજીનું પ્રથમ જીવનચરિત્ર. લે. પ્રો. જદુનાથ સરકાર

૨. બુદ્ધકાલીન સામાજિક જીવન. લે. એક્સ

ઈન્ડિયન રિવ્યુ. માર્ચ, ૧૯૨૪

કાલીદાસની ભારતીય રાજ્યવ્યવસ્થાની કલ્પના

રૂપમ્. જાનેવારી, ૧૯૨૪

૧. બ્રિટિશ મ્યુઝિયમમાંની સરસ્વતીની એક મૂર્તિ

૨. નગર( ભારતીયઆર્ય )મંદિરોના શિખરની શરૂઆત. લે. રામપ્રસાદ ચંદ

૩. ભારતીય જાવાઈ ( ઇન્ડો જાવાનિઝ ) કલાની ઉત્પત્તિ વિષે અનુમાનાશ્રય. લે. એફ. ડી. કે. બોશ્ચ

૪. હુમાયુનું ચિત્ર

૫. બે જૈન મૂર્તિઓ વિષે નોંધો. લે. ડબલ્યુ. એસ. હડવે

નોંધો

૧ ભારતીય જાવાઇ કલા. શ્વેત તારા. ગાંધાર બોધિસત્વ. મીરચંદ, એક મર્હુમ મોગલ ચિત્રકાર. બહાદુરશાહનું એક ચિત્ર

નાગરીપ્રચારિણી પત્રિકા. ભા. ૪, અં. ૪

૧ પ્રભાસ પાટણના યાદવભીમના સં. ૧૪૪૨વાળા શિલાલેખની સમીક્ષા

૨. ભૂષણ અને મતિરામ લે. પં ભગીરથપ્રસાદ દીક્ષિત

ચિત્રમય જગત્ (મરાઠી). જાનેવારી, ૧૯૨૪

ગોત્ર પ્રવરનો ઐતિહાસિક વિચાર. લે. કૃષ્ણશાસ્ત્રી ધુલે

ફેબ્રુવારી, ૧૯૨૪

ગોત્ર પ્રવરનો ઐતિહાસિક વિચાર. લે. કૃષ્ણશાસ્ત્રી ધુલે

વિવિધજ્ઞાનવિસ્તાર. ઑકટોબર, ૧૯૨૩

શાહપત્ની સાવત્રીબાઈ. લે. વાસુદેવ વિષ્ણુ જોશી

ડીસેમ્બર, ૧૯૨૩

નાના શિવાજીનું મંચકારોહણ. લે યશવંત રાજારામ ગુપ્તે

જાનેવારી, ૧૯૨૪

શાહનામની ચિકિત્સા લે. વાસુદેવ વિષ્ણુ જોશી

**ફેબ્રુવારી, ૧૯૨૪**

મરાઠાશાહીમાં તોડજોડનું રાજકરણ. લે. ગોવિંદ સદાશીવ સરદેસાઇ

**માર્ચ, ૧૯૨૪**

યુધિષ્ઠિરશક અને તેનો આરંભ. લે. કેશવ લક્ષ્મણ દફતરી

**એપ્રીલ, ૧૯૨૪**

૧. ભારતીય તત્વજ્ઞાનમાં સાંખ્યશાસ્ત્રનો ફાળો લે. દાજી નાગેશ આપ્ટે
૨. પેશવાઇમાં શિક્ષણ
૩. શિવાજી મહારાજની સાક્ષરતા લે. આબા ચાંદોરકર

**ભારતવર્ષ. ચૈત્ર ૧૩૩૦ ( બંગાળી સંવત )**

મહાકવિ કાલિદાસ શું બંગાળી હતો? લે. સતીશચંદ્ર રાય

**ગુજરાત. ચૈત્ર, ૧૯૮૦**

પ્રાચીન જુનાગઢ ઉર્ફે ગિરિનગર. લે. હરિલાલ માધવજી ભટ્ટ

**બુદ્ધિપ્રકાશ. એપ્રિલ, ૧૯૨૪**

ગિર્વાણ કવિ જયદેવના સત્કર્તા. લે. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

**યુગધર્મ. ચૈત્ર, ૧૯૮૦**

૧. 'નાસિકપંચવટી ' ક્યાં આવી ? લે. હનુમન્તરાવ બીડે
૨. ગુજરાતના ધાર્મિક ઇતિહાસની રૂપરેખા લે. દત્તાત્રેય બાલકૃષ્ણ ડીસ્કળકર

— મુ. પુ. બારોટ
( જ્ઞાનભંડારસંરક્ષક )

# સાભાર સ્વીકાર

| | | |
|---|---|---|
| જીવનકા સદ્વ્યય | નવજીવન પ્રકાશન મંદિર | ૮-૧૨-૦ |
| શ્રી. હરિભાઉ ઉપાધ્યાય | | |
| શરત્બાબુની ત્રણ વાર્તાઓ | ,, | ૧—૪-૦ |
| શ્રી. મહાદેવ હરિભાઈ દેસાઇ | | |
| આશ્રમભજનાવલિ | ,, | ૦—૬-૦ |
| મોટી બ્હેન | | ૦—૮-૦ |
| શ્રી. ગિજુભાઇ તથા જુગતરામ | | |
| અચલાયતન ( રવિન્દ્રનાથ કૃત ) | ,, | ૦-૧૦-૦ |
| શ્રી. ગિરધારી કૃપલાની | | |
| હિંદસ્વરાજ્ય | ,, | ૨—૮-૦ |
| લે. મોહનદાસ કરમચંદ ગાંધી | | |
| કાલેલકરના લેખો | ,, | ૩—૦-૦ |
| સહજાનંદ સ્વામી | ,, | ૦-૧૧-૦ |
| શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા | | |
| વિરાજવહુ | ,, | ૦-૧૦-૦ |
| શરત્ બાબુ | | |
| પાઠસંચય | ગૂજરાત-વિદ્યાપીઠ | ૦-૧૩-૦ |
| નરહરિ દ્વારકાંદાસ પરીખ | | |
| બાલગુ ગાડી (નાની) | ,, | |
| જુગતરામ તથા ગિજુભાઇ | | |
| રીડિંગ્સ ફ્રોમ ઇન્ગ્લિશ પ્રોઝ | ,, | ૧—૮-૦ |
| બી. છ. ઠાકોર તથા કે. વી. શીપાહીમલાની | | |
| હિંદી રાષ્ટ્રીય ખર્ચ | ,, | ૦ – ૮-૦ |
| ખુશાલ તલકસી શાહ | | |
| હિંદી તવારીખ-તુર્ક અને પઠાણ | ,, | ૦-૧૦-૦ |
| નાજુકલાલ નંદલાલ ચોકશી | | |
| ગુજરાતી પહેલી ચોપડી | ,, | ૦—૪-૦ |
| છોટાલાલ બા. પુરાણી | | |
| બ્રિટિશ રાજતંત્ર અને આપણી મહાસભા | ,, | ૦-૧૦-૦ |
| ચરોતર એજ્યુકેશન સોસાઇટી | | |
| વ્યાપારી ભૂગોળ ભા. ૧ | ,, | ૨—૮-૦ |
| અ. ચંદુલાલ બ. દલાલ | | |
| વિચારામૃતસારસંગ્રહ | ગુ. વિદ્યાપીઠદ્વારા | ૧—૦-૦ |
| જયચંદ્રસૂરિ | | |

| | | |
|---|---|---|
| તંદુલ વૈચારિક | ,, | ૧—૮—૦ |
| પ્રતાપધુરંધર | | |
| કૌટિલ્ય અર્થશાસ્ત્ર | ,, | ૧—૪—૦ |
| પ્રો. પ્રાણનાથ વિદ્યાલંકાર | | |
| જૈનદર્શન | ,, | |
| આત્મારામજી | | |
| વ્યાખ્યાનસાહિત્યસંગ્રહ ભાગ ૨, ૩ | ,, | ૫—૦—૦ |
| મુનિશ્રી વિનયવિજયજી | | |
| જૈન શ્વેતાંબરીય જૈનગ્રંથ ગાઇડ | ,, | ૧—૦—૦ |
| જૈનદર્શન | | |
| મુનિશ્રી ન્યાયવિજયજી | ,, | |
| સંસ્કૃત બુદ્ધિઝમ | | |
| નરીમાન | ,, | |
| ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત | | |
| પુસ્તકોની નામાવલિ | ,, | |
| કેળવણીના અખતરા | દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન | |
| સુંદર ભેટ | | |
| બાલવાર્તા ભાગ ૩ | ,, | ૦—૧૦—૦ |
| ગિજુભાઈ | ,, | |
| વાર્તા કહેનારને | | |
| ગિજુભાઈ | | |
| કેટલાએક સ્તોત્રો | ,, | |
| નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ | | |
| કૈલાસમાનસરોવરદર્શન | ,, | ૦—૧૦—૦ |
| ગિરજાશંકર બધેકા | | |
| તથાગત | ,, | ૦—૪—૬ |
| દ. દ. દ્વિવેદી | | |
| છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદનો હેવાલ | ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી | |
| ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો | ,, | ૩—૦—૦ |
| કૃષ્ણલાલ મો. ઝવેરી | | |
| ગૃહજીવનની સુંદરતા | ,, | ૧—૮—૦ |
| કેશવપ્રસાદ દેસાઈ | | |
| નરસિંહ મહેતાનું આખ્યાન | ,, | ૦—૪—૦ |
| હીરાલાલ ત્રિ. પારેખ | | |
| જૈનદર્શન | મનસુખલાલ રવજી મહેતા | ૦—૮—૦ |
| પં. બેચરદાસ | | ૨—૦—૦ |

| | | |
|---|---|---|
| સિંદૂર પ્રકર | માનજી દામજી શાહ | ૦—૫—૦ |
| સુપાસનાહ ચરિતમ્ ભા. ૧,૨,૩ | જિનવિજયજી | |
| પાઇઅ-સદ્-મહાણ્ણવો ખંડ ૧, ૨.<br>પં. હરગોવિંદદાસ ત્રિ. શેઠ | હીરાલાલ અમૃતલાલ શાહ | ૬—૦—૦ |
| કોનો વાંક ?<br>કનૈયાલાલ મા. મુનશી | સાહિત્ય પ્રકાશક કંપની | ૩—૦—૦ |
| પુરંદર પરાજય<br>કનૈયાલાલ મા. મુનશી | ,, | ૦—૧૨—૦ |
| સત્યાગ્રહ (ગાંધી શિક્ષણ ભાગ ૧) | નગીનદાસ અમુલખરાય | ૦—૫—૦ |
| શમામૃતમ્<br>મુનિધર્મવિજય | આગમોદય સમિતિ | |
| ,, | અ. રામચંદ્ર બ. આથવલે | |
| કલકત્તા એક્ઝિબિશન લિસ્ટ ઓફ<br>હિસ્ટોરિકલ એક્ઝીબિટસ | પુરણચંદ નહાર | ૦—૪—૦ |
| એક પુરાણી મૂર્તિની છબી | પુંજાલાલ ગોરધનદાસ | |
| દલપતસાર<br>નરહરિ દ્વારકાંદાસ પરીખ | ગુજરાત સાહિત્યસભા | ૦—૮—૦ |
| કલ્પવ્યવહારનિશીથ સૂત્રાણિ<br>વાલ્ટર શુબ્રિંગ | જૈન સાહિત્ય સંશોધક સમિતિ | |
| ધર્મગીતાંજલિ<br>ન્યાયવિજયજી | જૈન શ્વેતાંબર આનંદવર્ધક મંડળ | |
| વીસમી સદીની ગુલામી<br>લીઓ ટોલ્સ્ટોય | નવયુગ પ્રકાશન મંદિર | ૦—૮—૦ |
| શેઠ કે શયતાન<br>ગોપાળજી ઓધવજી | મોહમહોદય | ૦—૮—૦ |
| જૈનેતર દૃષ્ટિએ જૈન<br>અમરવિજયજી મહારાજ | અમરવિજયજી | ૧—૦—૦ |
| લાલા લજપતરાય ઔર જૈનધર્મ<br>હંસરાજ | આત્માનંદ જૈન ટ્રેક્ટ<br>સોસાઇટી | ૦—૨—૦ |
| જૈન ધર્મકા અહિંસા તત્વ<br>મુનિ જિનવિજય | ,, | ૦—૭—૦ |
| રતનચંદજી મહારાજે કરેલાં અવધાનો<br>મગનલાલ મોતીચંદ શાહ | નગીનદાસ તથા માણેકલાલ | |
| તરંગવતી<br>અનુ. નરસિંહભાઇ ધ. પટેલ | કેશવલાલ પ્રેમચંદ મોદી | ૦—૧૨—૦ |

# વિષયાનુક્રમ

# પુરાતત્ત્વમંદિરની યોજના

૧ ઉદ્દેશ—

(૧) સાધારણ રીતે આખા હિંદુસ્તાનના અને ખાસ કરીને ગૂજરાતનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય, કળા, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી અને તેનાં પરિણામો પ્રકાશિત કરવાં.

(૨) હિન્દુસ્તાનનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમ જ સંસ્કૃત, પાલી આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

(૩) શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકના ઉપયોગ માટે એક સારું પુસ્તકાલય બનાવવું, જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રકટ થએલું સમગ્ર સાહિત્ય સંગ્રહિત કરવામાં આવે.

(૪) સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, જુની ગૂજરાતી, ફારસી, અને અરબી આદિ ભાષાઓમાં લખાયલા અલભ્ય-દુર્લભ્ય ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત-મુદ્રિત કરી પ્રકટ કરવા-કરાવવા.

(૫) દેશ અને વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાએલા પુરાતત્ત્વવિષયક સાહિત્યને ગૂજરાતી ભાષામાં ઉતારવું.

(૬) શોધખોળના વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસકાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી.

(૭) દેશ-વિદેશના વિદ્વાનોને પુરાતત્ત્વના વિષયમાં યથાસાધન સાહિત્ય સંબંધી સલાહ અને સહાયતા આપવા એક મંડળ તરીકે કામ કરવું.

પ્રબન્ધસમિતિ—

(૧) મુનિ જિનવિજયજી —આચાર્ય
(૨) અધ્યાપક રામચંદ્ર બળવંત આઠવલે
(૩) અધ્યાપક ધર્માનંદ કોસમ્બી
(૪) પંડિત સુખલાલજી
(૫) અ. દત્તાત્રેય બા. કાલેલકર
(૬) અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક } મંત્રીઓ
(૭) રસિકલાલ છોટાલાલ પરીખ

---

## લેખકોને સૂચના

૧. 'नामूलं लिख्यते किंचित्' એ સૂત્રને અનુસરી લેખો લખી મોકલવા વિનન્તી છે.
૨. કાગળની એક જ બાજુ ઉપર સ્પષ્ટ અક્ષરોમાં લખેલા લેખો તરફ જ ધ્યાન આપવામાં આવશે.
૩. લેખકે પોતાનું નામ અને ઠેકાણું લેખ સાથે મોકલવાં.
૪. લેખની નીચે આપવાનાં પ્રમાણો સ્પષ્ટ રીતે જણાવવાં અને '૧', '૨', '૩', ઇત્યાદિ ક્રમાંકમાં ગોઠવવાં.
૫. પોસ્ટેજ સાથેના લેખને નાપસંદ થતાં પાછો મોકલવા પ્રયત્ન થશે. લેખ ગેરવલ્લે જાય તે માટે સંપાદક જવાબદાર નથી.
૬. પ્રત્યેક લેખને માટે તેનો લેખક જવાબદાર રહેશે.

सत्यं परं धीमहि

# 卐 પુરાતત્ત્વ 卐

(ત્રૈમાસિક)



ર્ષ ૨ જું. ] આષાઢ, સંવત ૧૯૮૦ [ અંક ૪ થો.

## વિષયાનુક્રમ



સંપાદક અને પ્રકાશકઃ રસિકલાલ છોટાલાલ પરીખ.
ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ.
ક લવાજમ રૂ. ૫, પોસ્ટેજ આઠ આના. છુટક નકલની કિંમત રૂ. ૧—૮—૦ પોસ્ટેજ જુદું.

सत्यं परं धीमहि

# 卐 પુરાતત્ત્વ 卐

(ત્રૈમાસિક)



વર્ષ ૨ જું.] આષાઢ, સંવત ૧૯૮૦ [અંક ૪ થો.

## વિષયાનુક્રમ



સંપાદક અને પ્રકાશકઃ રસિકલાલ છોટાલાલ પરીખ.
ગૂજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૫ પોસ્ટેજ છુટક નકલની કિંમત રૂ. ૧—૮—૦ પોસ્ટેજ જુદું.

# પુરાતત્ત્વમંદિરની યોજના

૧ ઉદ્દેશ—

(૧) સાધારણ રીતે આખા હિંદુસ્તાનના અને ખાસ કરીને ગૂજરાતનાં પ્રાચીન ઇતિ[illegible] સાહિત્ય, કળા, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી અને પરિણામો પ્રકાશિત કરવાં.

(૨) હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમ જ સંસ્કૃત, પ્રાકૃત [illegible] આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

(૩) શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકના ઉપયોગ માટે એક સારૂં પુસ્તક[illegible] બનાવવું, જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રકટ થએલું સ[illegible] સાહિત્ય સંગ્રહીત કરવામાં આવે.

(૪) સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, જુની ગૂજરાતી, ફારસી, અને અરબી આદિ ભા[illegible] ઓમા લખાયલા અલભ્ય-દુર્લભ્ય ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત-મુદ્રિત પ્રકટ કરવા-કરાવવા.

(૫) દેશ અને વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાએલા પુરાતત્ત્વવિષયક સા[illegible] ગૂજરાતી ભાષામા ઉતારવું.

(૬) શોધખોળના વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસકાર્યમાં દરેક પ્રકારની સ[illegible] સંબંધી સહાયતા આપવી.

(૭) દેશ-વિદેશના વિદ્વાનોને પુરાતત્ત્વના વિષયમાં યથાસાધન સાહિત્ય સંબંધી સલ[illegible] અને સહાયતા આપવા એક મંડળ તરીકે કામ કરવું.

પ્રબન્ધસમિતિ—

(૧) મુનિ જિનવિજયજી —આચાર્ય

(૨) અ. રામચંદ્ર બળવંત આઠવલે

(૩) પંડિત સુખલાલજી

(૪) અ. દત્તાત્રેય બા. કાલેલકર

(૫) અ. રામનારાયણ વિશ્વનાથ પાઠક } મંત્રીઓ

(૬) અ. રસિકલાલ છોટાલાલ પરીખ

---

## લેખકોને સૂચના

૧. 'नामूलं लिख्यते किंचित्' એ સૂત્રને અનુસરી લેખો લખી મોકલવા વિનન્તી છે.

૨. કાગળની એક જ બાજુ ઉપર સ્પષ્ટ અક્ષરોમાં લખેલા લેખો તરફ જ ધ્યાન આપવામાં આવશે.

૩. લેખકે પોતાનું નામ અને ઠેકાણું લેખ સાથે મોકલવાં.

૪. લેખની નીચે આપવાનાં પ્રમાણો સ્પષ્ટ રીતે જણાવવાં અને '૧', '૨', '૩', ઇત્યાદિ ક્રમાંકમાં ગોઠવવાં.

૫. પોસ્ટેજ સાથેના લેખને નાપસંદ થતાં પાછો મોકલવા પ્રયત્ન થશે. લેખ ગેરવલ્લે જાય તે માટે સંપાદક જવાબદાર નથી.

૬. પ્રત્યેક લેખને માટે તેનો લેખક જવાબદાર રહેશે.

# 卐 पुरातत्त्व 卐

પુસ્તક ૨ જું ] આષાઢ [ અંક ૪ થો

## પાંચાલીપ્રસન્નાખ્યાનાદિ ત્રણ નાટકોનો કર્તા

[ લે. શ્રી. ડોલરરાય રંગીલદાસ માંકડ ]

૧

ઇ. સ. ૧૮૯૧-૯૨માં જ્યારે આ નાટકો પહેલાં પ્રસિદ્ધ થયાં ત્યારે તેના કર્તા તરીકે પ્રેમાનંદ કવિનું નામ પણ સાથે જ બહાર આવ્યું હતું. છતાં નાટકોની ભાષા, શૈલી વગેરે સાક્ષરોને પ્રેમાનંદ કરતાં જૂદાનાં જ લાગતાં અને સહુ પોતપોતાની રીતે તેના જવાબ આપતા. પણ આ બધી વાતો તો જાણે કે ભૂગર્ભમાં થતી.

આ સંબંધી પહેલું વિવેચન બહાર પાડનાર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ હતા. તેમણે ઇ. સ. ૧૯૦૯માં ત્રીજી સાહિત્ય પરિષદ્‌માં, બધાને પહેલાં તો ચમકાવે એવો 'પ્રેમાનન્દનાં નાટક.' વિષેનો પોતાનો નિબંધ રજુ કર્યો. તેમણે કહ્યું હતું કે નાટકો પ્રેમાનન્દનાં હોવાનો સંભવ નથી, અને એની પુષ્ટિ માટે ઘણી મક્કમ અને સરસ દલીલો કરી હતી. છતાં તેને જવાબ દેવાને પ્રયત્નો ન થયા એમ તો નહિ. પહેલાં તો તેમને ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં રા. રા. અંબાલાલ કાળીદાસ પટેલે જવાબ આપ્યો. પણ બધા જોઇ શકે તેમ છે કે જવાબ ખાસ સંતોષકારક તો ન્હોતો જ. પછી છૂટક 'વસન્ત'માં રા. 'ઇ' એ પણ રા. નરસિંહરાવને જવાબ આપવા પ્રયત્ન કર્યો હતો. તેમની દલીલો પણ રા. નરસિંહરાવની દલીલોને જડમૂળથી ઉખેડી નાખવાને બસ તો ન્હોતી જ. અને પાછું, આ બન્નેને રા. નરસિંહરાવે 'વસન્ત'માં જ 'પ્રેમાનન્દનાં નાટકના પક્ષકારો' નામનો લેખ લખી, જવાબ આપી દીધો હતો. આથી નાટકના કર્તા વિષે જેની સ્થિતિ ત્રીજી સાહિત્ય પરિષદ્ પછી હતી તેવી જ લગભગ રહી અને બધાનો એકમત પણ ન થયો. અને હમણાં તો આ ચર્ચા સાવ ભૂલાઇ ગઇ હોય એમ લાગે છે.

આ લેખમાં હું આ વિષયને, તેના ઉપર ચડેલી ધૂળ ખંખેરીને, હાથમાં લેવા ધારૂં છું. અને આ વિષયમાં કાંઇક નવું જ કહેવા માગું છું. પણ મારે જે કહેવું છે તેમાં પણ મારે રા. નરસિંહરાવની દલીલોનો જવાબ તો આપવો પડે તેમ છે એટલે પહેલાં હું તે કરીશ અને પછી મારી વાત મૂકીશ.

રંગભૂમિના અસ્તિત્વ સિવાય નાટકોનું અસ્તિત્વ ન સંભવે, એમ રા. નરસિંહરાવે તે વખતે કહેલું અને તે માટે પ્રેમાનન્દના વખતમાં અત્યારના જેવી રંગભૂમિ હતી

કે નહિ તે વિષે પણ ચર્ચા કરેલી. પરંતુ રંગભૂમિના અસ્તિત્વ વગર પણ પ્રેમાનન્દના જમાનામાં નાટકો લખી શકાય. આ ત્રણે નાટકો સંસ્કૃત નાટકોની જ શૈલીનાં છે અને તેની સાથે ઘણી રીતે સરખાવી શકાય તેમ છે. કોઇએ આખું સંસ્કૃત નાટ્યસાહિત્ય સંભાળથી વાંચ્યું હોય તો તે નાટકો ભજવાતાં જોયા વગર પણ આવાં નાટક લખી શકે. જન્મથી જ કોઇ માણસને એવી જગ્યાએ રાખવામાં આવે કે તે બહારની દુનિયામાં શું થાય છે તે જરા પણ જાણી ન શકે, પરંતુ તેને જોઇએ તેવી ચોપડીઓ વાંચવા મળતી હોય અને તેણે સંસ્કૃત નાટકો વાંચ્યાં હોય, વળી કંઈક કુશાગ્ર બુદ્ધિનો હોય એટલે પોતે વિચાર પણ કરી શકતો હોય—એવો માણસ જો એ નાટકોનું અનુકરણ કરી તેવું નાટક પોતાની ભાષામાં લખવા ઇચ્છે તો ન જ લખી શકે એમ કાંઇ નથી. વિક્રમ સંવતના અઢારમા સૈકામાં નાટકો ભજવાતાં નહિ એમ આપણે કબુલ કરીએ તોપણ આ નાટકોના કર્તાએ કાલિદાસ, ભવભૂતિ વગેરેનાં નાટકો વાંચ્યાં હોય એમ જણાય છે.[1] ત્યારે એ માણસે સંસ્કૃત નાટકો વાંચી, વિચારી, પોતાના ગુજરાતી ભાષાના પ્રેમને લીધે,[2] તેમ જ બીજી ભાષાઓને નીચું જોવરાવવા, ગુજરાતીમાં નાટકો લખવાં ધારી લખ્યાં હોય તો ન બને એવું તો નથી જ. નાટકની શૈલીથી તેમ જ જુસ્સાથી તો પ્રેમાનન્દના સમયના પંડિતો જાણીતા હતા જ એમ માનવાને કારણ મળે છે.[3] વળી ખાસ ખાત્રીલાયક સાબીતી નથી છતાં પ્રેમાનન્દ, વલ્લભ, અને દયારામે નાટકો લખ્યાં છે એવું કહેવાય તો છે જ અને જે લોકો એમ કહેતા હોય તેમના ઉપર અવિશ્વાસ રાખવાને આપણી પાસે પૂરતાં કારણો નથી. પણ ખાસ તો સંસ્કૃત નાટ્યસાહિત્યને વાંચીને, નાટકો ભજવાતાં જોયા સિવાય પણ કોઇ પ્રતિભાશાળી પુરુષ, એનું અનુકરણ કરીને ધારે તો અઢારમા સૈકામાં પણ નાટકો લખી શકે એમ મને લાગે છે; અને એટલા માટે જ આ ત્રણે નાટકો સંસ્કૃત નાટકોની સાથે કેવાં મળતાં આવે છે તે બતાવવાનો હું યત્ન કરૂં છું. વળી જૈન સાહિત્યકારો તો સંસ્કૃતમાં નાટકો ઘણે મોડે સુધી લખતા.

"તપત્યાખ્યાન" માં વાઘની જે વાત છે એ આગળ બતાવી મારે બીજું અનુમાન કરવું છે એટલે એ પ્રસંગ હમણાં મૂકી દઉં છું. બાકીનું આખું નાટક ભાસનાં **स्वप्नवासवदत्तम्**, * કાલિદાસનાં **मालविकाग्निमित्रम्**, તથા શ્રી હર્ષની **रत्नावलीनाटिका** ઉપરથી જ લખાણું હોય એમ લાગે છે. પ્રધાન [4]સુષેણની રાજ્ય ચલાવવાની પદ્ધતિનું વર્ણન, કાલિદાસના **शाकुन्तलम्**માંના તેવા પ્રસંગનું જ અનુકરણ હોય એમ સ્પષ્ટ લાગે છે. તેમ જ છેલ્લે સુલોચનાના દીકરાની વાત છે તે વાંચીને તો બધાને સર્વદમન યાદ આવે જ. એટલું ખરૂં કે દેશ, કાળ અને કર્તાની બુદ્ધિ પ્રમાણે છોકરા ઉપર જૂદા જ

---

૧. જુઓ સંસં૦ પૃ. ૧૨.

૨. 'આતે લલિત'વાળું સંગીત અને ભરતવાક્યો વાંચવાથી જ આની ખાત્રી થશે.

૩. નાટકોના કર્તાનાં નામ મળે છે એટલા ઉપરથી.

* ભાસનાં નાટકોની પ્રતો અઢારમા સૈકામાં ગૂજરાતમાં હયાત હોય એમ જણાતું નથી. સં.

૪. જુઓ આગળ.

સંસ્કારો પડેલા દેખાય છે, અને સર્વદમનની આગળ આ કુમાર કોઇ હલકા વર્ણના છોકરા જેવો લાગે છે.[૫]

અને આમ જ્યારે એક માણસ એક નાટક લખી શક્યો એટલે બીજું નાટક પણ લખી શકે, અને તેમાં પોતાના ઘરનું પણ કાંઇક ઉમેરી શકે. "સત્યભામારોષદર્શિકાખ્યાન"-ની અંદરનું આંતરનાટક તો આબેહુબ उत्तररामचरितમાંના આંતર નાટકનું જ અનુકરણ છે. "પાંચાલીપ્રસન્નાખ્યાન" માં ભીમ અને હનુમાનના મેળાપના વર્ણનમાં તો શબ્દો પણ મહાભારતમાંથી લીધા છે. અને "સત્યભામારોષદર્શિકાખ્યાન" માં ચિત્રપટની વાત છે તે તો સંસ્કૃત નાટકના અભ્યાસીઓને નવી નહિ જ લાગે.

આમ છતાં, કદાચ, સંસ્કૃત નાટકના પ્રારંભકાળ માટે એમ કહી શકાય કે રંગભૂમિની કે અભિનયકળાની આવશ્યકતા તેને માટે છે; પણ ગુજરાતી માટે આવી જરૂર લાગતી જ નથી. એક પ્રજામાં નાટ્યસાહિત્ય પહેલીજ વખત ઊભું થવામાં અભિનય વગેરેની જરૂર ખરી; પરંતુ જેમ ગ્રીક અને સંસ્કૃત ભાષાઓ નોખી હતી તેમ ગુજરાતી અને સંસ્કૃત ભાષા માટે નથી. રંગભૂમિ અને અભિનયકળા, એક દેશમાં, એક વખત દાખલ થઇ ગયાં અને તેને અનુસરી નાટકો લખાઇ ગયાં અને એમ નાટ્યસાહિત્ય ચાલુ થઇ ગયું પછી કદાચ તે લલિત કળાઓ દેશમાંથી તદ્દન અદૃશ્ય થઈ જાય તોપણ નાટકો લખાવાનું તો ચાલુ રહે જ. એટલું ખરૂં કે આમ નાટકો લખાતાં જ હોય તો રંગભૂમિ પણ હોય; પણ અઢારમા સૈકામાં કદાચ કોઇ સ્વતંત્ર પુરુષે ગુજરાતીમાં નાટક લખવાનું યોગ્ય ધારી લખ્યાં હોય અને પછી તેને કોઇ અનુસર્યું ન હોય તો તે ન ભજવાય એમ પણ બને.

[૬]નાટકોમાં રંગભૂમિ કલ્પી છે અને રંગભૂમિ હોય એવી રીતે નાટકો લખાયાં છે એમ પ્રકાશકોને લાગતું હોય તો ભલે; બાકી મને તો "શ્રીદામો કનકપ્રાસાદ નિરખતો પ્રવેશ કરે છે" વગેરે ભજવનાર પાત્રો માટેની સૂચનાઓ પણ, નાટક ભજવાતું જોયા વગર પણ, સંસ્કૃત નાટકોમાંની તેવી સૂચનાઓ ઉપરથી મૂકી શકાય એમ લાગે છે. જો ઉપરનાં વાક્ય ઉપરથી હાલનાં જેવાં ચિત્રપટની જરૂર જણાતી હોય તો નીચેના ફકરામાં પણ તેવી જ જરૂર જણાશે.

रामः—किं नाम दण्डकेयम् ( सर्वतोऽवलोक्य ) हा कथम्
स्निग्धश्यामा क्वचिदपरतो भीषणाभोगरूक्षाः
स्थाने स्थाने मुखरककुभो झांकृतैर्निर्झराणाम्।
एते तीर्थाश्रमगिरिसरिद्गर्तकान्तारमिश्राः
संदृश्यन्ते परिचितभुवो दण्डकारण्यभागाः ॥ १४ ॥

उत्तररामचरितम्। द्वितीयांकः।

આમાં ( सर्वतोऽवलोक्य ) એ ભજવનાર પાત્ર માટેની સૂચના (stage direction)છે, અને શ્લોકમાંના संदृश्यन्ते શબ્દ ઉપરથી તો એમ સ્પષ્ટ છે કે રામે રંગભૂમિ ઉપર જ આ દેખાવો જોયા હતા. ભવભૂતિના વખતમાં રંગભૂમિની આ સ્થિતિ હતી—

૫. થોડા વખત પહેલાં 'સાહિત્ય' માં આવેલી આ પ્રશ્નની ચર્ચામાં હું ઉતરવા માગતો નથી.

૬. જુઓ રા. નરસિંહરાવનો 'કવિ પ્રેમાનન્દનાં નાટકો' નો નિબંધ પૃ. ૧૨.

પણ તેનાં અન્વેષણની વાત હું નથી કરતો. એટલે ભવભૂતિનું આવું નાટક વાંચી, વાંચનાર અઢારમા સૈકામાં તો શું પણ ગમે તે સૈકામાં તેવું લખી શકે.

'સત્યભામારોપદર્શિકાખ્યાન' માંના "નાટકી લોકો નાટક કરતા હતા તેને દેવીની સખીએ પકડી આણ્યા." એ વાક્યથી પણ રંગભૂમિ હતી એવું સિદ્ધ થતું જ નથી. એટલું ખરું કે કર્તા એમ ધારે છે કે આ નાટક ક્યાંક ભજવાય એવું છે. પણ પોતે લખેલું નાટક ભજવાય એવું છે એમ ધારવામાં કાંઇ રંગભૂમિની જરૂર નથી જ. આમ આ નાટકમાં ક્યાં ય એવું નથી લાગતું કે જેથી કર્તાએ ભજવાતાં નાટક જોયાં હોવાં જોઇએ એવું માનવાની આપણને ફરજ પડે.

[7]નાટકમાંની આહીરી અને રાક્ષસી બોલીઓ પ્રાકૃતના દરેક નિયમ પળાઇને તો તે નથી ઘડાઇ પણ અમુક શબ્દો એવા છે કે લખનારને પ્રાકૃતનું જ્ઞાન હોય એમ તેણે હેમાચાર્યના **પ્રાકૃતપ્રકાશ**ની વાત કરી છે તેના ઉપરથી જણાય છે. આ નામનો ગ્રંથ આપણને અત્યારે જડયો નથી એ ખરૂં પણ બસોક વર્ષપર તે ગ્રંથ પ્રસિદ્ધ હોય પણ ખરો.* આમ ન હોય તોપણ જૈન સાહિત્ય પ્રસિદ્ધ થયા પછી એક વાત તો પ્રકાશમાં આવી છે કે જૈન મુનિઓ ઘણે મોડે સુધી–એટલે કે વિક્રમના ઓગણીસમા સૈકા સુધી અને કોક તો હજી પણ–પ્રાકૃતના નિયમ પ્રમાણે અમુક રૂપો કરતા અને વાપરતા[9]. નાટકનો કર્તા અઢારમા સૈકાનો હોય અને જૈનની સાથે તેને થોડો ઘણો સહવાસ હોય તોપણ તે આમ લખી શકે.[8]

નાટકોમાં[10] શુદ્ધ છંદો છે તે ક્યાંથી–તેના વિષે વલ્લભનું 'કુન્તીપ્રસન્નાખ્યાન'માંનું વાક્ય આધાર તરીકે મૂકી શકાય તેમ છે.

છંદ પ્રેમ કેરા ઘણા, પદમાં તો શેની મણા,
દુહા ને ચોપાઇ ઘણી, સાખબંધ જોઇએ;

આમાં એક વાત છે કે પ્રેમાનંદે છંદ વાપર્યા હોય એવાં કાવ્યો આપણને મળ્યાં નથી એટલે આ વાત કેમ સંભવે? પણ આપણા કરતાં વલ્લભને વધારે ખબર હોય એ એક દલીલ છે.[11]

[12]વ્રજવાસી અને બંગવાસી ઉપહાસ કરે છે તેમ જ ગુર્જરદેશ આખ્યાન ભજવવાને યોગ્ય નથી–એ વાક્યોમાં પણ વિચારવા જેવું છે. આ વાક્ય ઉપરથી બંગાળી વગેરે ભાષામાં નાટક હતાં જ એવું અનુમાન નથી નીકળતું. તેઓના ઉપહાસનું કારણ આ પણ હોય શકે કે ગુજરાતી એવી ખરાબ છે કે તેમાં નાટકો ન ભજવાય. આથી એમ અનુમાન ન થાય કે બીજી ભાષામાં સારાં નાટકો છે એમ તેઓ કહેતા હોય; પરંતુ એટલું જ અનુમાન થઇ શકે કે

૭. આ વિષેની ચર્ચા માટે જુઓ રા. નરસિંહરાવનો નિબંધ. પૃ. ૨૦.

* હેમાચાર્યે 'પ્રાકૃતપ્રકાશ' નામનો ગ્રંથ લખ્યો હોય એમ જાણવામાં નથી. વરરુચિના પ્રાકૃત સૂત્રો ઉપર ભામહે લખેલી વૃત્તિ 'પ્રાકૃત પ્રકાશ' કહેવાય છે. સં.

૮. જૈન રાસાઓ જોવાથી આ વાત તરત સમજાશે.

૯. શામળ ઉપર તો જૈન અસર દેખાય છે.

૧૦. જુઓ રા. નરસિંહરાવનો નિબંધ. પૃ. ૨૧.

૧૧. વધારે વિવેચન માટે આગળ જુઓ.

૧૨ જુઓ રા. નરસિંહરાવનો નિબંધ પૃ. ૩૯.

નાટકો હોય તોપણ તેમનો દેશ નાટકો ભજવવાને લાયક છે જ્યારે ગુજરાત નથી. પ્રશ્ન નાટક છે કે નહિ તેનો નથી પણ દેશ નાટક ભજવવા યોગ્ય છે કે નહિ તે છે. દેશ રસિક નથી અથવા તો ભાષા જ ભાવ પ્રદર્શિત કરવા લાયક નથી અથવા તેમાં એટલો જુસ્સો નથી એવો પણ અર્થ હોઇ શકે.

'તપત્યાખ્યાન'ની[૧૩] અશ્લીલ શૃંગારચેષ્ટાઓ માટે તો એક જવાબ એ છે કે ભવાઇ વગેરેમાં અશ્લીલ દોષો કેવા હોય છે એ પ્રસિદ્ધ છે અને આની છાપ આમ આડકતરી રીતે નાટકો ઉપર પડી હોય. બાકી પ્રેમાનન્દમાં આવી ચેષ્ટાઓ બીજે નથી મળતી એમ તો મને પણ લાગે છે.[૧૪]

હવે રા. નરસિંહરાવે અમુક કહેવતો અંગ્રેજી ઉપરથી જ આવી છે એમ જે કહ્યું છે,[૧૫] તેને માટે થોડુંક લખું.

વાટ જોનારને વેળા લાંબી થાય.

આની સાથે-( ટાઇમ સીમ્સ લૉંગ ટુ ધોઝ ધેટ વેઇટ) Time seems long to those that wait-એ વાક્ય સરખાવવા જેવું છે ખરું પણ તેનાથી પણ વધારે તો નીચેનું આંજથી બસો વર્ષ પર લખાયેલું વલ્લભના 'યક્ષપ્રશ્નોત્તર'માંનું વાક્ય સરખાવવા જેવું છે,

"વાટ જોઇ બેશી રહે તેને લાગે કાળ મોટો."

યક્ષપ્રશ્નોત્તર-પાનું ૧૨૦

આમાં જોવામાં આવશે કે અંગ્રેજી વાક્ય સાથે પહેલા વાક્યનું જેટલું સામ્ય છે તેથી પણ વધારે બીજાનું છે. એટલે જો નાટકનો કર્તા પ્રેમાનંદના સમયનો ન હોય તો યક્ષપ્રશ્નોત્તરનો પણ ન હોય. પણ આ તો મનાય તેમ નથી જ. આમ આ બે વાક્યો અંગ્રેજીમાં તેમ જ ગુજરાતીમાં સ્વતંત્ર રીતે ઉદ્ભવ્યાં એમ માન્યું કે પછી 'એક કાંકરે અનેક પક્ષી પડે' એ વાક્ય ( ટુ કીલ ટુ બર્ડ્ઝ વીથ વન સ્ટોન ) 'To kill two birds with one stone' એ વાક્યના જ્ઞાન પછી જ ગુજરાતીમાં આવે એવો આગ્રહ નહિ રહે. વળી શિકાર ઉપરથી આપણે ત્યાં પણ કહેવતો ન ઉપજતી એમ તો નથી જ.

કોકિલા ઉપર બાજ.—યક્ષ. પૃ. ૫૮

આ કહેવત શિકાર ઉપરથી જ આવી હશે એમ દરેક સમજશે.

હવે અમુક શબ્દો કે જે પ્રાચીન કવિમાં અસ્થાને ગણાય તેમ જ અર્વાચીન સમયમાં જ ઉપયોગમાં આવતા થયા છે એમ રા. નરસિંહરાવ કહે છે[૧૫] તે માટે પ્રાચીન કવિમાંથી જે દૃષ્ટાન્ત મળે છે તે નીચે લખું છું.

(૧) શપથ.

તૃષ્ણા જાય તૂટી મારી **શપથ** છે દેવના—યક્ષ. પૃ. ૨૫૦

**શપથ** ખાઈ હું આજ ભાખું છું—યક્ષ. પૃ. ૨૧૨.

(૨) તૈયાર.

વાર વધુ કરો નહિ સર્વ ત્યાં **તૈયાર** છે—મિત્રં ધર્માખ્યાન. પૃ. ૭૦

---

૧૩. જુઓ રા. નરસિંહરાવનો નિબંધ. પૃ. ૪૬.

૧૪. વધુ માટે જુઓ આગળ

૧૫. જુઓ રા. નરસિંહરાવનો નિબંધ પૃ. ૪૭-૫૨.

(૩) મસ્ત.

એને દોડી આવ્યા દાસ **મસ્ત** હાથી થયો **મસ્ત**—કુન્તી. પૃ. ૯૧.
માતંગને વધુ **મસ્ત**, કરતા મૂકી હઠી. ,, પૃ. ૯૨.
હસ્તી એમ **મસ્તી**વાળો, પકડી શકે ન વસ્તી. ,, પૃ. ૯૪.

(૪) મરદ.

મિંઢુ **મર્દ** બની બોલ્યો નીલાંબર કાળો ક્યાંથી ?—મિત્ર. પૃ. ૩૨.
વાદ ને વિવાદ કરે મિંઢુ **મર્દ** બની ઘણો. ,, પૃ. ૧૯

(૫) શરમ.

આ શબ્દ ' પાંચાલી પ્રસન્નાખ્યાન'માં પાને ૧૭ મે તો નહિ પણ મારી પાસેની પ્રતમાં પાને ૧૪ મે મળે છે. તે આમ છે.

કરમ નામ છે, કર્મો તાહરૂં,
**શરમ** શેં હર્યું, ધર્મો માહરૂં;

પણ અહિં 'શરમ'નો અર્થ સુખ થાય છે એ વાત રા. નરસિંહરાવના લક્ષની બહાર ગયેલી જણાય છે, અને 'શર્મ'નો આવો ઉપયોગ વલ્લભમાં મળે પણ છે.

**શર્મ** ગ્રહો અર્પો સહુને—યુધિષ્ઠિરવૃકોદર સંવાદાખ્યાન પૃ. ૯૨.

આટલું છતાં 'શરમ' લજ્જાના અર્થમાં વપરાયેલો પણ નાટકમાં દેખાય છે. અને વલ્લભનાં કાવ્યમાં પણ તે અર્થમાં તેનો ઉપયોગ મળે છે.

**શરમાઇ** ગયો તેહ પડયો નવ દાવ કંઇ—મિત્ર. પૃ. ૨૧.
તોપણ બે આંખ તણી **શરમ** ધરે છે સહુ-યક્ષ. પૃ. ૧૬૫.
એવું છે તો પછે કેમ **શર્મ** વૈદ્ય ધર્મ કેરી
રાખી રહે સાંખી રહે— યક્ષ. પૃ. ૪૨.

(૬) કયાસ.

કાંઇ કર્યં **કયાસ** રે. યક્ષ. પૃ. ૧૫૦.

(૭) મશ્કરી.

તે સહુ **મશ્કરી**માંય મિંઢુ નમે મારણે. મિત્ર. પૃ. ૯૩.

(૮) જરૂર.

જુએ છે **જરૂર** પણ રૂડી એની રીત છે. યુધિ. પૃ. ૩૦.

(૯) પરવા

બેપર્વાઇ એવી ધરે ગાઢી તેની ગત્ય છે. યુધિ. પૃ. ૬૮.

(૧૦) પિતાશ્રી.

મંદિરમાં જઇ પેલાં **પિતાશ્રી**ને નમ્યો પોતે. મિત્ર. પૃ. ૧૦૦,
શાંત કર્યા **પિતાશ્રી**ને બોલતા સહુ રહ્યા. ,, પૃ. ૧૦૨.
પ્રતાપી **પિતાશ્રી** નમુ ભલે મંત્ર શાપિયો. યુધિ. પૃ. ૧.
પેખી **પિતાશ્રી**ને પાસ નમન નેહેથી કર્યું. કુન્તી. પૃ. ૧૧૧.

(૧૧) સિધારવું.

સમરે **સીધારી** કરી. યુધિ. પૃ. ૮૪.

(૧૨) રવાને થવું.

સ્વપક્ષ વધારવાને થાય નવ રવાને. યુધિ. પૃ. ૮૧.

(૧૩) દગો

અતિ દુઃખી સુખી સમો દબાય ન દગાથી. યક્ષ. પૃ. ૨૨૧.

'દગો' શબ્દ મળ્યો એટલે દગાબાજી માટે ખાસ કહેવાનું નહિ. રહે એમ ધારૂં છું.

(૧૪) લાગુ પડવું.

દોડખાનું ઉપનામ લાગુ પડયું હતું જાણુ. મિત્ર. પૃ. ૫૨.

(૧૫) ખુશી.

આનો વિશેષણ તરીકેનો ખોટો ઉપયોગ પણ મળે છે.

જોઇ થતાં ખુશી ખુશી ચાર કંથ કામિની. યક્ષ. પૃ. ૨૩.

અતિ ખુશી થાય છે. મિત્ર. પૃ. ૯૭.

(૧૬) કહી શકાય.

પણ કોઇ પૂછે ત્યારે કહી તો શકાય જાણુ યક્ષ. પૃ. ૯૯.

(૧૭) "ઉભવું."

કર જોડી ઇંદ્ર ઊભો. યક્ષ. પૃ. ૩૭.

પણ ઉભા ધર્મરાજ " પૃ. ૪૫.

(૧૮) ધન્યવાદ આપવો.

પાવકને અષ્ટવસુ વળી બીજા સર્વ દેવ

ધન્યવાદ આપી કહે સત્યનું સ્વરૂપ છે. યક્ષ. પૃ. ૨૬૨.

(૧૯) અક્કલ.

દેવરૂપ દરિયાવ અક્કલ ઘણી અનૂપ. વૈતાળ પચ્ચીશી.

શામળ. બૃ. કા. દો. પૃ. ૬૬૧.

(૨૦) ગરક.

અજીત કામજીતે ક્વણુ માયામાં સહુ ગરક. વૈતાળ . પૃ. ૬૦૭.

આટલામાં રા. નરસિંહરાવના અમુક વાંધાઓનો જવાબ આપવા પ્રયત્ન કર્યો છે. બાકી રહ્યા તેના જવાબો આ નિબંધના બીજા ભાગમાં આપીશ.

૨

દરેક પુસ્તકમાં–પછી તે ગમે તેવું હોય–તેના કર્તાનું વ્યક્તિત્વ ઓછા વધતા પ્રમાણમાં આવી જ જાય છે. તેમ જ તેના પોતાના વિચારો, રહેવાની શૈલી તથા માનસિક સ્વભાવ અને વર્તનની પણ ઊંડી છાપ તેની કૃતિ ઉપર પડે જ છે. આ એક માનસશાસ્ત્રનું સત્ય (Psychological fact) છે. એટલે જ્યારે આપણે ગમે તે એક વ્યક્તિનું એક પુસ્તક વાંચીએ ત્યારે તે કર્તાની શૈલી, વિચાર, વ્યક્તિત્વ વગેરે આપણને દેખાય જ; અને જો આમ વાંચવાનો અભ્યાસ હોય તો તે જ કર્તાનાં બીજાં પુસ્તકો જ્યારે આપણે વાંચીએ ત્યારે જો

તેમાં નામ ન હોય તો પણ કર્તાનાં વ્યક્તિત્વ, વિચાર વગેરેને આપણે પકડી પાડી શકીએ જ. પણ આમ કરવામાં પુસ્તકની આખી વિચારશ્રેણી, રચના, ભાષા, શૈલી અને બીજાં આંતરિક તેમ જ બાહ્ય લક્ષણો ખાસ ધ્યાનમાં રાખવાં જોઇએ.

પ્રકાશકો અને બીજા થોડાક જ સિવાય, બીજું કોઇ એમ નહિ જ માનતું હોય કે પ્રેમાનન્દનાં બીજાં કાવ્યોમાં જે વ્યક્તિત્વ, જે વિચાર અને જે શૈલી દેખાય છે, તે જ આ નાટકોમાં પણ દેખાય છે. રા. રા. કેશવલાલભાઈ પણ નાટકો પ્રેમાનંદનાં માને છે છતાં ભાષા તો કૃત્રિમ જ કહે છે. આ સ્થિતિ વિચાર ઉત્પન્ન કરે એવી તો છે જ.

પણ હજી આથી પણ વધારે એક બાબતનો વિચાર કરીને પછી જ આપણે આપણા મુખ્ય વિષય ઉપર આવશું. પ્રાચીન ગુજરાતી સાહિત્ય પ્રસિદ્ધ કરવાની શૈલી શી છે તે આપણે જરાક જોઇએ. કોઇપણ પ્રાચીન કાવ્ય પોતાના હાથમાં આવ્યું એટલે પોતાની બુદ્ધિ પ્રમાણે સુધારા વધારા કરવાનું તો પ્રકાશકોને મન થાય જ. અને બધા કાંઇ રા. કેશવલાલ જેવા હોય પણ નહિ. પણ આમ સુધારા વધારાઓ કરવાથી એક જબરી હાનિ સાહિત્યને થાય છે તે પ્રકાશકો ભૂલી જતા હોય એમ લાગે છે.

પ્રાચીન કવિઓનાં કાવ્યોને પ્રકાશમાં લાવવાનું માન ખાસ કરીને સ્વ. ઇચ્છારામભાઇને તથા રા. બા. હરગોવિંદદાસભાઇને છે. હવે આ બન્નેએ કાવ્યો પ્રસિદ્ધ કરતી વખતે થોડા ઘણા પણ સુધારા તો કર્યા જ છે, તે આપણે જાણીએ છીએ; અને સ્વ. દલપતરામભાઇ જેવાએ 'જે ચક્રવાક' વાળો શ્લોક ભાષાંતર કરીને ઘુસાડયો તે પણ જાણીએ છીએ. એ ખરૂં કે આમ સુધારીને પ્રસિદ્ધ કરવાથી પ્રજાને ઠીક પડે. ગમે તેમ હોય પણ એટલું તો નક્કી કે આમ થાય છે ખરૂં. વળી સ્વ. ઇચ્છારામભાઇએ જે સુધારા કર્યા હશે તે કરતાં રા. બા. હરગોવિંદદાસભાઇએ પ્રસિદ્ધ કરેલાં કાવ્યોમાં વધારે થયા હશે. કારણ સ્વ. ઇચ્છારામભાઇ જે પ્રસિદ્ધ કરતા તે મૂળ પ્રત ઉપરથી, જ્યારે પ્રાચીન કાવ્યમાળામાં જે કાવ્ય પ્રસિદ્ધ થતાં તેમાં પહેલાં તો સ્વ. નાથાશંકર શાસ્ત્રી કાવ્યની પ્રત કયાંકથી ઉતારી આવતા, તે વખતે પણ તેઓ સુધારા કરતા હશે. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટે ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદમાં કહ્યું હતું. "તેમાં નાથાશંકરે પોતે કાંઈ પોતાનું પાંડિત્ય કર્યું હોય તેથી જો અર્વાચીનતા રૂપ વિસંગતતા દેખાતી હોય તો નાટકના પદાર્થમાત્રનું સ્ફોટ કરવા તરફ મુખ્ય દૃષ્ટિ હોવાથી તે કાંઇ મારી નજરે આવ્યું નથી." એટલે સ્વ. નાથાશંકરને 'પોતાનું પાંડિત્ય' ડહોળવાની ટેવ હતી એમ તો લાગે છે. અને દરેક વખતે પદ્ય મળતું હોય અને આ વખતે ગદ્ય મળ્યું હોય એટલે તો તેઓએ એમાં ઘરનું ઉમેરવામાં કાંઇ જ બાકી નહિ રાખ્યું હોય. આમ એક વખત તેઓ પુસ્તક સુધારી રા. બા. હરગોવિંદદાસ વગેરે પાસે લાવતા એટલે તેઓ પણ થોડુ ઘણું તેમાં સુધારતા જ હશે. આમ એક કાવ્ય બે વાર સુધરાય એટલે તેની મૂળની ભાષા ઘણી જ ફેરવાઇ જાય એમાં તો કોઇ ના નહિ પાડે. એટલા માટે અત્યારે જે સ્વરૂપમાં નાટકોની ભાષા આપણી પાસે છે તે ઉપરથી નિર્ણય કરવો એ બરોબર નહિ ગણાય. પણ સાથે એટલું પણ ધ્યાન રાખવાની જરૂર છે કે આમ ભાષા ફરે ત્યારે પણ મૂળ લખનારનાં ભાવ, જુસ્સો, શૈલી વગેરે સચવાઇ રહે. એટલે ભાષામાં આધુનિક સ્વરૂપો વખતે ઘુસ્યાં હોય પણ વિચાર તો નહિ જ

બદલાયા હોય. છતાં આવી શંકા આવે એવા શબ્દોમાંના અમુક ક્ષેપક છે એમ કહેવા જેટલી સ્થિતિ પણ અત્યારે રહી નથી. પણ અત્યાર સુધીમાં સંસ્કૃત ભાષામાં તેમ જ ગુજરાતી ભાષામાં ઘણાં ય પ્રાચીન પુસ્તકો બહાર આવ્યાં છે અને તે દરેકમાં એક અક્ષર પણ ક્ષેપક નથી એમ કોઇ કહી શકશે નહિ. ત્યારે જો આ નાટકો કોઇ પ્રાચીન કવિનાં લખેલાં હોય અને તેની નકલ સ્વ. નાથાશંકરે ઉતારી હોય તો તેમાં એક પણ અક્ષર ક્ષેપક ન હોય એમ શું અત્યારે કોઈ પણ અભ્યાસકની બુદ્ધિ કબુલ કરશે કે?

આટલું કહ્યા પછી હું મારૂં કામ શરૂ કરીશ. નાટકો વાંચ્યા પછી–તેના ઉપર વિચાર કર્યા પછી, થોડે સમયે મને શંકા આવી કે નાટકોનો અને પ્રેમાનંદપુત્ર વલ્લભનાં કાવ્યોનો કર્તા વખતે એક જ હોય. એટલે એ પ્રમાણે વાંચ્યું અને વિચાર્યું. તેમાં મને જે મળ્યું તે આ લેખમાં રજુ કરૂં છું.

પહેલાં 'પાંચાલીપ્રસન્નાખ્યાન' લઇએ. આ નાટકમાં પાંડવની વાત છે. પણ ભીમ, પાંચાલી, યુધિષ્ઠિર તથા ધૌમ્યનાં પાત્રો મારી દૃષ્ટિ વધારે ખેંચે છે. આમની આવી રેખા બીજા કોઇએ આપી હોય એમ જાણમાં નથી. ખાસ કરીને ભીમ–પાંચાલીનો સંયોગ અને ધૌમ્યનું પાત્ર—આ બેનું આવું વર્ણન અથવા ચારિત્ર્ય કોઇએ ઘડયું નથી. ભીમ–દ્રૌપદી વચ્ચે આને કાંઇક જ મળતા આવતા કે આથી ઉતરતા પ્રસંગોનું વર્ણન મહાભારતમાં કોક જગ્યાએ મળે છે. તેમ જ ભીમનું આને મળતું ચારિત્ર્યાલેખન ભાસના **મધ્યમવ્યાયોગ** માં કાંઇક અંશે દેખાય છે;[૧૬] પણ આ તો બહુ દૂરના સમયની વાત થઇ. બાકી ધૌમ્યનું આવું ચિત્ર તો હજી સુધી એક જગ્યા સિવાય મને ક્યાં ય નથી મળ્યું. મહાભારતમાં દરેક પ્રસંગે અગત્યતા લોમશને જ અપાય છે. ભીમ કમળ લેવા જાય છે ત્યારે કે જટાસુર પાંડવોને લઇ જાય છે ત્યારે, મહાભારતમાં તો ધૌમ્યનું નામ પણ નથી મળતું. પણ ધૌમ્યનું આના જેવું જ ચિત્ર વલ્લભના યક્ષપ્રશ્નોત્તરમાં મને મળી આવ્યું. હરણ કાઇ લઈ જાય છે અને શિષ્ય યુધિષ્ઠિર પાસે આવે છે તે વખતનું અને દ્રૌપદી પોતાના પતિઓને શોધવા જાય છે તે વખતનું ધૌમ્યનું ચિત્ર ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. મહાભારતમાં આ જગ્યાએ પણ ધૌમ્યનું નામ નિશાન નથી મળતું. આ દરેક પ્રસંગોએ જે જુસ્સાથી તેનું વર્ણન 'યક્ષપ્રશ્નોત્તર' માં કરાયું છે તે જ જુસ્સાથી 'પાંચાલીપ્રસન્નાખ્યાન' માં કરાયું છે. હવે જ્યારે મહાભારતમાં આ બન્ને પ્રસંગોમાં ધૌમ્યનું નામ પણ મળતું નથી તેમ જ બીજે પ્રસંગે પણ પાંડવો પ્રતિ ધૌમ્યની આવી વૃત્તિ કયાં ય દેખાતી નથી અને આખા સાહિત્યક્ષેત્રમાં આ બે જ પુસ્તકમાં તેનું આવું ચારિત્ર્ય નજરે પડે છે અને તેમાં પણ એકનો કર્તા વલ્લભ છે એમ આપણે જાણીએ છીએ ત્યારે બીજાનો કર્તા કોણ હોય તે સહજ સમજાય તેવી વાત છે. એક જ માણસનું એક જ જાતનું ચિત્ર આવા પ્રસંગોએ તો એક જ માણસના મગજમાંથી નીકળે એમ મનાય અને બીજાં પ્રમાણો એ કલ્પનાને પુષ્ટિ આપવાને મળતાં હોય તો તો જરૂર એમ મનાય.

૧૬ વલ્લભ ઉપર ભાસની અસર હોય એમ બીજી રીતે પણ લાગે છે. વલ્લભ જેમ દરેક કાવ્યને અંતે જૂદા જૂદા અવતારની સ્તુતિ કરે છે તેમ ભાસે પણ કેટલાંક નાટકમાં કર્યું છે. છતાં આ અસર વલ્લભ ઉપર ભાસની ન પણ હોય. વખતે આ અસર જયદેવની પણ હોય. ગીતગોવિંદમાં તેવું દશાવતારનું વર્ણન જાણીતું છે.

બીજી એક વાત તરફ મારે લક્ષ ખેંચવાનું છે. તે એ છે કે ભીમ અને દ્રૌપદીના સહવાસના જે પ્રસંગો મહાભારતમાં વર્ણવવામાં આવ્યા છે તેમાં જોકે સ્વાભાવિક રીતે જ દ્રૌપદીનો ભીમ તરફ પક્ષપાત દેખાય છે; છતાં 'પાંચાલી–પ્રસન્નાખ્યાન'માં તો એથી પણ વિશેષ સાધારણ નાયકનાયિકા પ્રમાણે તેઓ ચિતરાયાં છે. ભીમ અને દ્રૌપદીના સહવાસનું આવું ચિત્ર વલ્લભના 'દુઃશાસનરુધિરપાનાખ્યાન'માં મળે છે. તેમાં જ્યારે ભીમને ઉશ્કેરવા દ્રૌપદી જાય છે ત્યારે જે રીતે તે ભીમને રીઝવે છે તે જ રીત "પાંચાલી–પ્રસન્નાખ્યાન'માં પણ લેવાઈ છે. આ પ્રમાણે આ બનાવોનું સામ્ય પણ ધ્યાનમાં રાખવા જેવું છે.

બીજી એક વાત 'પાંચાલીપ્રસન્નાખ્યાન' વિષે રા. નરસિંહરાવે કહી છે.[૧૭] તેઓએ તેના નામનું 'કુન્તીપ્રસન્નાખ્યાન' નામ સાથેનું સામ્ય સૂચવ્યું હતું; પણ તેઓને તો 'કુન્તીપ્રસન્નાખ્યાન' ઉપરથી જ અનુકરણ કરીને આ નામ અપાયું હોય એમ લાગે છે. પણ 'યક્ષપ્રશ્નોત્તર' એ પ્રાચીન કાવ્યમાળાનું એકવીસમું પુસ્તક છે. 'કુન્તી-પ્રસન્નાખ્યાન' સત્તાવીસમું છે અને 'પાંચાલી પ્રસન્નાખ્યાન' તીસમું પુસ્તક છે. આ બધાં પુસ્તકો ઇ. સ. ૧૮૯૧–૯૨ માં જ–એટલે એક જ વર્ષમાં પ્રસિદ્ધ થયાં હતાં અને જ્યારે 'કુન્તીપ્રસન્નાખ્યાન' પ્રસિદ્ધ થયું હશે ત્યારે 'પાંચાલીપ્રસન્નાખ્યાન' કાં તો છપાતું હશે કે છપાઈ રહ્યું હશે અને કાં તો બન્ને સાથે જ પ્રસિદ્ધ થયાં હશે. આવા સંયોગોમાં આધુનિક લેખક 'કુન્તીપ્રસન્નાખ્યાન' નામ જાણ્યા વગર જ તેનું અનુકરણ કેમ કરે એ ખરેખર ન સમજાય એવી વાત છે. એ ખરૂં કે પ્રકાશકો ઉપર આપણે બહુ જ અવિશ્વાસ રાખી શંકા કરીએ તો આનું સમાધાન થાય–પણ આ અનુમાન બહુ જ નિર્બળ અને શિથિલ હોવા ઉપરાંત પ્રકાશકોની પ્રમાણિકતા ઉપર જબરી તરાપ મારે છે. પ્રકાશકોની પ્રમાણિકતાની ખાત્રી તો તેઓની સત્યભામાની પ્રસ્તાવના ઉપરથી જ થાય છે. એટલો ઉત્સાહ એક સાવ જુદા માણસમાં હોય જ નહિ. ત્યારે જો બીજા કોઇને ખબર ન હોય તો એ નામ ક્યાંથી આવ્યું? હા, એક જ મગજમાંથી તે જ જાતનાં બે નામ નીકળે ખરાં.[૧૮]

એક 'તપત્યાખ્યાન' બાદ કરતાં બાકીનાં બે નાટકોના બનાવો મહાભારતના સાવ ખૂણામાંથી ગોતી કાઢેલા છે એ વાત પણ ધ્યાન ખેંચે એવી છે. પ્રસંગ અને વસ્તુ પસંદ કરવામાં પણ કર્તાનાં મનનાં વળણ ઉપર વધારે આધાર રહે છે. જેમ નાટકોમાં તેમજ વલ્લભનાં કાવ્યોમાં વસ્તુ મહાભારતના ખૂણામાંથી જ લીધું છે. વલ્લભને આ ટેવ હતી એમ પ્રકાશકોને પણ લાગ્યું હતું. 'દુઃશાસનરુધિરપાનાખ્યાન'ના ગ્રંથવિવેચનમાં લખ્યું છે "બીજા જૂના કવિઓ કરતાં તેનામાં વિશેષ લક્ષણ એક જોવામાં આવતું હતું કે તે જૂના સંસ્કૃતાદિ ગ્રંથોમાંથી કથાભાગ પસંદ કરવાને ઠામે કાંઇક નવીન યોજના જ પસંદ કરીને કાવ્ય કરતો હતો." આમ વલ્લભ ખૂણામાંથી પ્રસંગો શોધતો અને એવા પ્રસંગોને શણગારી તેમાં જીવન રેડતો અને એ જ જાતનું સામ્ય નાટકના કર્તાના મનનાં વળણમાં દેખાય છે.

---

૧૭. જુઓ રા. નરસિંહરાવનો નિબંધ પૃ. ૭

૧૮. વલ્લભે 'કુન્તીપ્રસન્નાખ્યાન' નામ પ્રેમાનંદનાં બનાવેલા 'પાંચાલીપ્રસન્નાખ્યાન' ઉપરથી રાખ્યું હોય એમ કરી એ નાટક પ્રેમાનંદનું હોય એમ દલીલ થાય. ખરી પણ મારાં બધાં પ્રમાણોના પરસ્પર સંબંધ અને ટેકાને ખાતર મેં કરેલી કલ્પના જ મને સાચી લાગે છે.

આના કરતાં પણ વધારે સબળ પ્રમાણ તો "પાંચાલીપ્રસન્નાખ્યાન' માં કર્તાએ એક બે ફેર કર્યા છે તે છે. એક તો અર્જુન, ભીમ વગેરેને તેઓ કુબેરની તળાવડીમાં હોય છે ત્યાં જ મળે છે તે-પણ મહાભારતમાં જેમ જટાસુરના વધ પછી પણ ઘણે વખતે મળે છે તેમ નહિ; અને બીજું, ભીમ જ્યારે હનુમાનને મળે છે ત્યારે તેની પાસે વર માગે છે તે. આ બન્ને વાતમાં નાટકના કર્તાએ મહાભારતથી જૂદા પડીને ફેર કર્યો છે, અને આવો જ ફેર આ જ બે વાતમાં વલ્લભના 'યક્ષપ્રશ્નોત્તર'માંથી મળે છે. વાત બહુ જ અગત્યની છે એટલે આખો ભાગ જ ઉતારૂં છું,

કમળનયનીને કમળ જોઇ રાડ લાગી
ભીમ લેવા ગયો તેહ સેં'વાયું ન રાયથી
અર્જુનને કાજ તેણે વાનર રીઝાવ્યો વીર.
કમળ લેવા તે ગયો કષ્ટ સહી કાયથી,
અપાર ત્યાં યુદ્ધ થયું યુધિષ્ઠિર દોડી આવ્યા
યક્ષ અનુચર નાઠા ધીટ ઘણા ઘાવથી.
અજાતશત્રુનું ત્યાંહી હરણ વનમાં થયું
ભીમ વ્યાઘ્ર ગયો દોડી નાહરને મારિયો.
'હ' કાઢીને કરવું છે વ્યાઘ્રે રાખ્યું માટે જાણ
નીકર હરણ કેરો ભીમ છે વિડારિયો.
એમ થાય અને જાય અકૃત્ય કૃત્ય થાય
કવીશ્વર અર્થ કહો હજુએ ન સારિયો ?
પંચ કેરી આશ પૂરે હકારને સૂણું પછે
ખરેખર કવીશ્વર કરણથી હારિયો.
સર્વ આશ પૂરી કરી આવી મળ્યો અર્જુન તો
જોઇ થતાં ખુશી. ખુશી. ચાર. કંથ. કામની;
હળી મળી ચાલિયા તેં રથ આદિ સર્વ લેઇ
એક પછી એક એમ વીતી ચાલી જામની.
આના કહો સર્વ હવે કરણ થયો ન પૂરો ?
ના કહો તો આપું હવે પદવી હજામની.
અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય જ્યાંહી જ્યાંહી ભા
કરણ તો ત્યાંહી ત્યાંહી થાય ન બદામની.
બહુ નહિ બહુ નહિ નટવાના વેશ એતો
મૂળ મીઠા ઝાડ તણાં કાડવે શું કાર્ય છે ?
વીરને રડાવે એવો પિતા વિના હોય કોણ?
ધિઃક ધિઃક આજ કહું કરવા આચાર્ય છે.
અષ્ટ રસ પૂર્ણ પ્યારા સગા ભાઇ અમારા
ઓરમાઈ કરણ તો અપાર અનાર્ય છે.

પ્રતિજ્ઞા કરો જો કોઇ સોઇ જોઇ સર્વ કરો
ખોઇ બેસવું ન નર વલ્લભ તો આર્ય છે.

યક્ષપ્રશ્નોત્તર. પૃ. ૨૪.

આ ઉપરના ઉતારા ઉપરથી બે ત્રણ બાબતો મારે બતાવવાની છે. એટલે મારી જે ખાસ વાત છે તેની પ્હેલાં એક વાત કરી લઉં. જેમણે "પાંચાલીપ્રસન્નાખ્યાન" બરાબર વાંચ્યું હશે તેઓને તો ઉપરની લીટીઓમાં તેનો સાર જ દેખાશે. આ ભાગ 'યક્ષપ્રશ્નોત્તર'માં આવે છે. અને કાવ્ય જે બનાવથી શરૂ થવાનું છે ત્યાંસુધીનો—આગળનો—પાંડવોનો ઇતિહાસ શું છે તે ટુંકામાં આપણને કવિ કહી જાય છે. પાંડુને શાપ હતો અને પછી પુત્રો કેમ ઉત્પન્ન થયા ત્યાંથી માંડી ઠેઠ અર્જુન ઇંદ્ર પાસેથી પાછો આવીને મળ્યો ત્યાં સુધીના બનાવોની વાત કવિ પહેલાં કહી જાય છે. પછી સ્વર્ગમાં દેવસભા મળે છે તેની વાત શરૂ થાય છે એટલે કે તેને તો કથા સાથે સંબંધ હોઇ તે તો કથાનો એક ભાગ ગણાય. મેં ઉપર જે લીટીઓ ઉતારી છે તે આ ટુંક સારની છેલ્લી જ લીટીઓ છે. આ પછી પણ થોડીક વાતો રહી જાય છે કે જેના પછી ખરો કથાભાગ શરૂ થાય છે. તે વાત, ઇંદ્રસભાની વાત વચમાં કર્યા પછી, કવિ કરે છે. એટલે આમ ટુંકસાર આપતાં વચમાં દેવસભાવાળો ભાગ મૂકી તે સારને બે ભાગમાં વ્હેંચવા જેવું કર્યું હોય એમ લાગે છે. જોકે બીજો ભાગ પ્રમાણમાં સાવ નાનો છે, છતાં બે ભાગ કરવાનો પ્રયત્ન લાગે છે. કાવ્યના કથનના સ્વાભાવિક પ્રવાહમાંથી કાંઇક ખેંચાવું પડે છે, માટે આમ આ અર્જુન પાછો ફર્યો ત્યાં સુધીના ભાગને જૂદો પાડવામાં કાંઇક હેતુ હોવો જોઇએ. આ વાતનો નિકાલ બીજી એક વાતથી થાય છે. પાંચાલીપ્રસન્નાખ્યાનમાં પણ આટલી જ વાત આવે છે. વલ્લભે 'યક્ષપ્રશ્નોત્તર' ખાસ કરુણ રસ જમાવવા માટે લખ્યું છે તે તો પ્રસિદ્ધ છે. પણ કરુણ રસ વર્ણવવો તેને ગમતો નહિ એ વાતને પાયા તરીકે લઇ નીચેની કલ્પના કરૂં છું. કદાચ વલ્લભે 'પાંચાલીપ્રસન્નાખ્યાન' નાટક લખ્યું હોય અને તેને જ કરુણ રસનાં કાવ્ય તરીકે ચલાવવાની તેની ઇચ્છા હોય, અને એમ ધારી પોતાના પિતાને તે બતાવ્યું હોય. ત્યારે પ્રેમાનંદે તો તેમાં કરુણ ન જોઇને કહ્યું હોય કે "બહુ નહિ બહુ નહિં નટવાનો વેશ એ તો" આથી વલ્લભને ન છૂટકે 'યક્ષપ્રશ્નોત્તર' લખવાની જરૂર પડી હોય. ઉપરનાં 'બહુ નહિ' વાળાં વાક્યનો સ્પષ્ટ અર્થ તો નટ લોકો નાચ કરતાં બોલે છે તે વાક્યને અનુલક્ષીને છે; પણ, ધ્વનિમાં કદાચ 'નટવાનો વેશ એ તો' એ શબ્દથી પોતે જે ગ્રંથ બાપને બતાવ્યો હતો તે નાટક હતું એમ પણ સૂચિત હોઇ શકે. આ કલ્પના છે એ ખરૂં; પણ જેમ વલ્લભને વાત શરૂ કરતાં પહેલાં આગળના બનાવોનો ટુંક સાર આપી જવાની ટેવ હતી તેમ જ તેને સીધી વાતમાં આડકતરી રીતે પોતાની કે પોતાના બાપની વાત કરવાની પણ ટેવ હતી. વળી 'દુઃશાસનરૂધિરપાનાખ્યાન'માં પણ ટુંક સાર આપવામાં આપણે આ વાતની આશા રાખી શકીએ પણ ત્યાં તો તે થોડા જ શબ્દોમાં આની વાત કરી તરત વાત શરૂ કરે છે. આથી આમાં આ વાત ખાસ હેતુપૂર્વક વલ્લભે મૂકી હોય એમ લાગે છે. 'બહુ નહિ' વગેરે પર પ્રકાશકોની ટીકા પણ "જ્યારે વલ્લભે ગ્રંથ પ્રેમાનંદને બતાવ્યો ત્યારે તેણે તે કબુલ ન કર્યો" એવી કંઇક છે. હવે આ વાત વલ્લભ 'યક્ષપ્રશ્નોત્તર' લખવાની શરૂઆત કર્યા પહેલાં લખે છે, અને આમ જો કોઇ

। વલ્લભે પ્રેમાનન્દને બતાવ્યો હોય તો તે 'યક્ષપ્રશ્નોત્તર' તો ન જ હોય. કારણ તે તો । હવે લખાવાનો હતો. શેક્સપીઅર પોતાની નાન્દી (prologue) પાછળથી લખતો એ સામ્ય આપણે એમ કહીએ કે આખું 'યક્ષપ્રશ્નોત્તર' લખ્યા પછી વલ્લભે આ લીટીઓ ી હશે, પણ આપણે ધ્યાન રાખવું જોઇએ કે આ કંઇ નાન્દી નથી. આ તો કથાની આત માટે, પરસ્પર સંબંધ સમજવાને જરૂરનો ટુંક સાર છે અને તે કોઈ દિવસ પાછળથી ે જ નહિ. એટલે જો એ ગ્રંથ 'યક્ષપ્રશ્નોત્તર' ન હોય તો તે બીજો કયો હોય ? મારો ામ તો એ જ છે કે તે 'પાંચાલી પ્રસન્નાખ્યાન' જ હોય, અને આથી જ એ નાટકનું તેમાં ન લાગે છે. અને જ્યારે પ્રેમાનન્દે તે નાટકને કરુણ રસના ગ્રંથ તરીકે કબુલ કર્યું હોય ત્યારે વલ્લભે બીજાઇને છેલ્લાં વચનો 'મળ મીઠાં ઝાડ તણાં કાઢવે શું કાર્ય છે.' ંરે કહ્યાં હોય.

દેખીતી રીતે 'પાંચાલીપ્રસન્નાખ્યાન'માં જે પ્રસંગો આવે છે તેમાં કરુણ રસને પોષે વું ઝાઝું નથી લાગતું. છતાં વલ્લભે તેને કરુણરસનો ગ્રંથ કેમ માન્યો હશે એ એક ાલ જેવું થઇ પડે એ સાચું; પણ વલ્લભનો પોતાનો મત આપણે જોઇ ગયા. તે તો । પ્રસંગોમાં કરુણ રસ ખાસ આવ્યો છે એમ ગણે છે. અને આપણે જો તે કબુલ ન કરીએ : આપણને એ 'હનુમની પદવી' આપવા તૈયાર થઇ જાય છે. એટલે પોતે એને કરુણરસનો ંથ ગણ્યો હોય અને પિતાએ ના પાડી હોય એટલે ઉપલાં વચનોથી વલ્લભે પોતાના નનો ઉભરો કાઢ્યો હોય. ગમે તેમ હોય પણ ઉપલા શબ્દોથી 'પાંચાલીપ્રસન્નાખ્યાન' લભે રચ્યું હતું એમ માનવાને બહુ મન થાય છે. તેને બીજાં પ્રમાણો પોષે છે.

પણ હજી ખાસ અસંબદ્ધ લાગે એવું વાક્ય છે તે તો બીજું જ છે. ઉપર જે ફકરો ાપ્યો છે તેમાં ત્રીજી લીટી

"અર્જુનને કાજ તેણે વાનર રીઝાવ્યો વીર"

ામ છે. આનો અર્થ મેં પહેલાં વાંચ્યું ત્યારે તો સમજાયો જ નહિ. મહાભારતમાં વાત ામ છે કે ભીમ કમળ લેવા જાય છે ત્યારે હનુમાનને મળે છે; એટલે 'વાનર' કોણ તે । સમજાયું. પણ 'અર્જુનને કાજ' તેને ભીમે કેમ રીઝાવ્યો તે સમજાયું નહિ. એટલે ; ભાગ આખો મહાભારતમાંથી વાંચ્યો. ભીમને હનુમાને ખુશ થઇને કંઇક માગવાનું કહ્યું શે તેમાં આ બાબત હશે એમ ધાર્યું. પણ ત્યાં તો આમ છેઃ—

ભીમઃ—"હું તમારી પાસે માગું છું કે તમે મારા ઉપર પ્રસન્ન થાઓ. હે ોર્યવાન ! તમે અમારા સ્વામી છો તેનાથી જ અમે સઘળા પાંડવો ધણિયાતા થયા છીએ ાને તમારા જ પ્રતાપથી અમે સર્વ શત્રુઓનો વિનાશ કરીશું."

હનુમાન—"તું મારો બંધુ અને સુહૃદ થાય છે માટે હું તારૂં હિત કરૂં છું. હે મહા- ાળવાન ! તું બાણોથી ને શક્તિથી આકુળ થઇ, શત્રુની સેનામાં પ્રવેશ કરીને જ્યારે સિંહ ાઠે ગર્જના કરીશ, ત્યારે હું પણ અર્જુનની ધ્વજામાં રહીને તારી ગર્જનાની પાછળ ગર્જના ારીને તારી ગર્જનામાં વધારો કરીશ, અને શત્રુના પ્રાણનાશક વિજયના દારુણ નાદો કરીશ ; જે નાદ સાંભળીને તું સહજમાં શત્રુઓનો નાશ કરીશ.[૧૯]"

૧૯ જુઓ ગુજરાતી પ્રેસનું મહાભારતનું ભાષાંતર.

મહાભારતમાં આ વિષે આટલું જ છે. ખાસ " અર્જુનને કાજ " હનુમાનને રીઝાવવાનો પ્રયત્ન ભીમે કર્યો હોય તેવું તો આમાં છે જ નહિ. અને " અર્જુનની ધજામાં રહીને " એટલા ઉપરથી એવો ધ્વનિ પણ નથી નીકળતો. આમ જે વાત કયાંય નથી એ વાત વલ્લભને ક્યાંથી સુઝી એ મોટો પ્રશ્ન થઇ પડયો. વખતે એમ હોય કે વલ્લભે મહાભારતની જે પ્રત વાંચી હોય તેમાં એવું હોય પણ એમ ધારવાને આપણી પાસે કેવળ કલ્પના સિવાય બીજું કાંઈ નથી. ત્યારે તો હવે એક જ વાત રહી કે વલ્લભને પોતાને એવો ફેર કરવો ઇષ્ટ લાગ્યો હશે અને કર્યો હશે એમ હોય ખરૂં; પણ સાથે જ એક બીજી વાત મળી આવે છે. " પાંચાલીપ્રસન્નાખ્યાન " માં ભીમ હનુમાનને મળે છે અને હનુમાન પ્રસન્ન થઇ તેને વર આપે છે ત્યારે ભીમ જે વર માગે છે તે આ છેઃ—

ભીમઃ " જ્યેષ્ઠ ભ્રાતા ! જેમ મને વરદાન આપી પ્રસન્ન કર્યો, તેમ જ પાર્થને એક વાર દર્શન દઇ તેને સ્વેચ્છિત વરદાન આપવા કૃપા કરશો; અને દિવ્ય કમલ કિંકર જ પ્રાપ્ત કરી શકે એવા ઉપાયની યોજના કરશો. "

પછી હનુમાન તેને એ વર આપે છે. આમાં પાર્થને દર્શન દઇ તેને સ્વેચ્છિત આપવાનું વરદાન ભીમ માગે છે એટલે એ વાતને ધ્યાનમાં રાખીએ તો ' અર્જુનને કાજ ' ભીમે હનુમાનને રીઝાવ્યા એમ અર્થ બેસે. એટલે નાટકનો કર્તા તો એ ફેરથી જાણીતો હશે; અથવા તેણે પોતે જ આ ફેર કર્યો હોય; અને આ ફેરની, જો નાટક તેણે વાંચ્યું હોય તો વલ્લભને પણ ખબર હોય. પણ એક નાટક વાંચતાં આવો નજીવો ફેર વલ્લભના ધ્યાનમાં આવી જાય અને જ્યાં મહાભારતના પ્રસંગોની તારવણી જ કરતો હોય ત્યાં વચમાં એ ફેર મૂકે એ કાંઈ ઠીક લાગતું નથી. પણ જો વલ્લભે પોતે એ નાટક રચ્યું હોય અને ' યક્ષપ્રશ્નોત્તર ' નો મેં ઉપર કહ્યું તેમ, તે જગ્યાએ મહાભારતના બનાવોનો ટુંકસાર આપતાં સાથે જ નાટકનું સૂચન કરવા ધાર્યું હોય તો તે એ ફેર ત્યાં કરે. આ વાત મને તો બહુ વજનદાર લાગે છે. જે માણસે ' પાંચાલીપ્રસન્નાખ્યાન 'માં 'અર્જુનને કાજ' ભીમને મોઢે હનુમાન પાસે એવો વર મગાવ્યો હોય તેના મનમાં તો એ વાત રમતી હોય અને સ્વાભાવિક રીતે જ તે નાટકનું સૂચન પણ સાથે જ કરવાનો વિચાર હોય એટલે તે ત્યાં મૂકે. એકલા મહાભારતના બનાવોની જ યાદી આપવી હોય અને કાંઈ ગર્ભિત આશય ન હોય તો તે ત્યાં આ ફેર ન મૂકે. આનાથી ઉપરની મારી પહેલી નિર્બળ કલ્પનાને મજબુત ટેકો મળે છે.

હવે એ ફકરા વિષે એક બાબત બાકી છે. મહાભારતમાંથી જ 'પાંચાલીપ્રસન્નાખ્યાન'નું વસ્તુ લીધું છે એમાં તો શંકા નથી. તેમાં આ બનાવ નીચે પ્રમાણે છે. ભીમ કમળ લાવે છે, પછી જટાસુર યુધિષ્ઠિર વગેરેનું હરણ કરી જાય છે, ને તેઓને ભીમ પાછા લાવે છે. પછી પાંડવો અહિં તહિં ભટકે છે. ત્યાર પછી અમુક વખતે અર્જુન સ્વર્ગમાંથી પાછો આવી મળે છે. હવે જો કે ઉપલા ફકરામાં વાત બરાબર આ જ ક્રમમાં કહેવાયલી છે, પણ અર્જુન પાછો આવ્યો અને મળ્યો તેના ઉપર ખાસ ભાર મૂકીને બધા બનાવો સાંધવા જેવું કર્યું છે. ' પાંચાલીપ્રસન્નાખ્યાન 'માં ભીમ વગેરેને અર્જુન તળાવડીમાં જ મળે છે. આવું ક્યાં ય મહાભારતમાં નથી. તો આ ફેર કરવાનું કર્તાને શું કારણ હોય એ વિચાર સહજ

આવે તેવો છે. પણ તેનો જવાબ ઝટ મળે તેમ નથી. ઘણા વિચાર પછી વલ્લભના 'યક્ષપ્રશ્નોત્તર'ના ઉપલા ફકરામાંથી જ એનો જવાબ મળે છે. તે ફકરામાંથી એક વાત આપણને મળે છે કે વલ્લભની એવી માન્યતા હતી કે અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ જ્યાં જ્યાં થાય, ત્યાં ત્યાં કરુણ રસ પૂરો જામ્યો કહેવાય. હવે તે ફકરામાં 'આવી મળ્યો અર્જુન તો' એ વાક્ય ઉપરથી કર્તાએ કેમ જાણે અર્જુનને ખાસ બીજા પાંડવો સાથે મેળવ્યો હોય એમ લાગે છે. એટલે આમ જો વલ્લભે પોતે એ નાટક લખ્યું હોય અને તે કરુણ રસનો ગ્રંથ ગણાશે એમ માન્યું હોય તો જ દેખીતી રીતે આખા નાટકમાં કરુણ રસને પોષે એવું ઝાઝું કશું નથી છતાં ઉપરનો ફેર કરી, અર્જુનનો યોગ કરાવી, કરુણ રસ પૂરો જમાવે. વળી ઉપલા ફકરામાં એ વાત એવા જુસ્સાથી લખાઇ છે તે પણ નાટકનું ગર્ભિત સૂચન કરવું હોય તો જ લખે. આથી પણ ઉપરની કલ્પનાને ટેકો મળે છે.

ગમે તેમ હોય પણ એટલું તો ચોક્કસ છે કે ઉપરના બન્ને ફેરફાર આખા સાહિત્યનાં ક્ષેત્રમાં માત્ર 'યક્ષપ્રશ્નોત્તર' અને 'પાંચાલીપ્રસન્નાખ્યાન 'માં જ દેખાય છે. એટલે બીજી વાતો ન હોય તોપણ એમ શંકા આવે કે બન્નેનો કર્તા એક હશે. કારણ ફેર એવા નજીવા છે કે બીજો માણસ એકમાંથી દાખલો લઇ પોતે ફેર કરે એમ નથી લાગતું—બીજા માણસને એવી જરૂર પણ ન લાગે.

આટલું છતાં હજી એક વાત આ જ ફકરામાં છે કે જેનું સમાધાન હું નથી કરી શક્યો. મહાભારતમાં બનાવો જે ક્રમમાં વર્ણવ્યા છે તે જ ક્રમ 'યક્ષપ્રશ્નોત્તર'માં છે. જ્યારે 'પાંચાલીપ્રસન્નાખ્યાન'માં તે જ ક્રમ નથી. તેમાં તો પહેલાં જટાસુરવધની વાત અને પછી કમળની વાત છે. આ વાંધો છે ખરો પણ તે નજીવો છે. વળી 'યક્ષપ્રશ્નોત્તર' માં તો વલ્લભને મહાભારતના બનાવોનો ટૂંક સાર આપવાનો હતો એટલે ક્રમ મહાભારતનો રાખે તો જ ઠીક પડે. સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે નાટકના કર્તાને તો પાંચાલીને ભીમે કેમ પ્રસન્ન કરી એ જ બતાવવાનું હતું અને એટલા માટે તેણે ઉપલી બે વાત પસંદ કરી લીધી હતી. એક તો મંત્રાનંદને પાંચાલીની મરજી પ્રમાણે માન અપાવ્યું અને તેનું જે પરિણામ આવ્યું તે—અને બીજું પાંચાલીની કમળની ઇચ્છા પૂરી પાડી તે. આ બે બનાવો સ્વતંત્ર છે. અને એક પહેલાં ને બીજો પછી એમ ખુશીથી ફેરવીને મૂકી શકાય.

પણ હજી આમાં ય એક વાત છે કે પાંચાલીને પ્રસન્ન કરી એ જ વાત લખવી હતી તો પછી કર્તાએ બે પ્રસંગો શા હેતુથી મૂક્યા હશે? એકથી ચાલત. પણ આ શંકાનું સમાધાન જો નાટક વલ્લભે લખ્યું હતું એમ માનીએ તો તરત થઇ જાય છે. તેને કરુણ રસ જમાવવો હતો માટે એકના કરતાં બે ઠીક એમ ગણી બે ય પ્રસંગો મૂક્યા. અને બે ય પ્રસંગમાં કરુણ કેમ આવે છે તે તો વલ્લભ પોતે જ ઉપલા ફકરામાં કહે છે. ગમે તેમ હોય પણ ઉપલા ફકરા ઉપરથી મને સુઝતાં બધાં પ્રમાણો મેં અહિં મૂકી દીધાં છે. વલ્લભના એ ફકરામાં અને 'પાંચાલીપ્રસન્નાખ્યાન'ના વસ્તુમાં, બીજે ક્યાં ય નથી એવું સામ્ય છે. અને આ વાત જ એકલી શંકા ઉપજાવે એવી છે.

આમ 'પાંચાલીપ્રસન્નાખ્યાન'ના બધા બનાવોનું વલ્લભમાં કેવું સામ્ય મળી આવે છે તે આપણે જોયું. અને એ એક નાટકને વલ્લભનું માન્યું એટલે બીજાં બન્ને તો માનવાં જ

જોઇએ; છતાં બીજાં નાટકોમાંથી પણ અમુક બનાવો વલ્લભમાં મળી આવે છે તે હવે જોઇએ.

'તપત્યાખ્યાન' ને સંસ્કૃત નાટકો સાથે કેવો સંબંધ છે તે આગળ બતાવ્યું છે. આ આખ્યાન પણ મહાભારતમાંથી જ લીધેલું છે. પ્રથમ તો મહાભારતમાં એમ છે કે સંવરણ મૃગયા રમવા ગયો, ત્યાં ભૂલો પડયો અને તપતીને દીઠી. તપત્યાખ્યાનમાં જરાક ફેર છે. ઋષિઓ વાઘથી રક્ષણ કરવાનું તેને કહેવા આવ્યા. તે ગયો. વાઘ વાઘણ માયાવી હતાં તેને મારવા જતાં તે અલોપ થયાં અને ત્યાં તેણે તપતીને જોઇ. આમ આટલો ફેર છે. આવો ફેર કેમ કર્યો હશે એ વિચારવા જેવું છે. પણ 'યક્ષપ્રશ્નોત્તર' માં વાત આમ પ્રસંગ લઇ શરૂ કરી છે. ઋષિકુમારનું કાષ્ટ ખોવાય છે-તે લઇ આવવા યુધિષ્ઠિરને તે કહે છે. યુધિષ્ઠિર મૃગની પાછળ જાય છે. મૃગ માયાવી છે. અલોપ થાય છે; અને અંતે તેઓ તળાવે પહોંચે છે. આ વાત તો મહાભારતમાં પણ આમ જ છે. પણ આ જ વાતનું અનુકરણ 'તપત્યાખ્યાન' માં થયેલું લાગે છે. માયાવી વાઘ કે હરણની વાત તો ઘણે ઠેકાણે આવે છે પણ આ બે વચ્ચેનું સામ્ય કંઇક દેખાય તેવું છે. તેમ જ અરસપરસ પ્રમાણો મળતાં જાય ત્યારે આપણને એ વાત ઉપર વિચાર પણ આવે. વલ્લભે 'યક્ષપ્રશ્નોત્તર' લખ્યું ત્યારે એ વાત એને ગમી હોય અને એવો ફેર પોતાના નાટકમાં કર્યો હોય તો ના નહિ, આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે.

આ સાથે આ પણ નોંધવા જેવું છે. 'તપત્યાખ્યાન' માં ઋષિકુમારો જ્યારે રાજાની મદદ માગવા જાય છે ત્યારે પૂજા વગેરે સ્વીકારતા નથી તેમ જ શાપ આપવાની બીક બતાવ્યા કરે છે. 'યક્ષપ્રશ્નોત્તર' માં પણ પેલા ઋષિકુમાર જ્યારે યુધિષ્ઠિર પાસે જાય છે ત્યારે નકુળની પૂજા સ્વીકારતા નથી. અને શાપના બળ ઉપર ઝુમે છે. આ સામ્ય પણ વિચારવા જેવું છે.

બીજી એક બાબત વિચારવા જેવી છે. નાટકોના કર્તાનો હેતુ વેદિયા ઢોર જેવા પંડિતોને તથા ફક્ત ખાવામાં જ મશગુલ થઇ પોતાનાં કર્મો ભુલેલા બ્રાહ્મણોને બરાબર સમજાવવાનો હતો એમ તો બધાને દેખાશે જ. 'પાંચાલીપ્રસન્નાખ્યાન' માં સ્મરવર્ધક, મોદકાનંદ, ભારતીભટ વગેરે મુનિઓ-'તપત્યાખ્યાન' માંનો વસંતક તો સંસ્કૃત નાટકોના વિદૂષકનો જ નમૂનો છે છતાં તેનામાં પણ અધઃપતન પામેલા બ્રાહ્મણોના દાખલ થયેલા ગુણો-અને સત્યભામા૦ માં નારદ જેવાને પણ 'જા, જા, જોગટા' જેવું વાક્ય કહેવાની સત્યભામાની ધૃષ્ટતા-આ બધું કર્તાનો આવા નામના બ્રાહ્મણો તરફ ઘણો જ ધિક્કાર હતો તે બતાવે છે. આવા પ્રયત્નો પ્રેમાનંદમાં પણ મળશે ખરા; પણ વલ્લભના બિંદુ મહારાજને જોયા એટલે તો બધાને લાગશે જ કે તેનો ધિક્કાર તો એવા બ્રાહ્મણોનો સંહાર કરી નાખે એટલો ઉગ્ર હતો. તે ઉપરાંત પેલા કાષ્ટવાળા 'યક્ષપ્રશ્નોત્તર' માંના ઋષિકુમાર માટે

બ્રાહ્મણભાઇ બીચારા તેમાં વળી કર્મકાંડી,
હારી છૂટયા નાશી છૂટયા એક મૃગલા થકી.

કહી વલ્લભે એવા એ બ્રાહ્મણોની મશ્કરી કરવામાં બાકી રાખી નથી. તેમ જ વલ્લભનું ગમે તે કાવ્ય વાંચતાં-જ્યાં તેવી ટીકાનો અવકાશ હોય ત્યાં-તેનો આવા બ્રાહ્મણ તરફનો ખાસ ધિક્કાર અને તત્કાલીન તેમની અધોગતિ તરફના કટાક્ષો આપણને મળશે.

'તપત્યાખ્યાન' અને 'રેવદર્શિકા સત્યભામાખ્યાન' બન્નેમાં મુખ્યત્વે કરીને સંસ્કૃત નાટકોની અસર વધારે લાગે છે. જ્યારે 'પાંચાલીપ્રસન્નાખ્યાન'માં કાંઇક સ્વતંત્ર તત્ત્વ ભળ્યું લાગે છે. એટલે પહેલાં બે નાટકોમાં કર્તાની બીજી કૃતિ સાથે બહુ સામ્ય ન મળે એ બને તેવું છે. વળી બીજી પણ વાત છે કે 'પાંચાલીપ્રસન્નાખ્યાન'માં જે વિષય છે તેવા વિષય ઉપર જ વલ્લભનાં બીજાં કાવ્યો આપણને મળી આવ્યાં છે પણ બીજાં બે નાટકોનું સામ્ય શોધવા માટે આપણી પાસે એવું સાધન નથી.

એટલે હવે વસ્તુસામ્યની ચર્ચા યે અહિં જ સમાપ્ત કરીશું.

રા. નરસિંહરાવે એમ કહ્યું છે[૨૦] કે નાટકમાં છંદો એ પ્રાચીન કવિમાં ન દેખાય—અને તેમાં પણ પ્રેમાનંદમાં તો નહિ જ—એવા છે. તેને માટે એક જવાબ તો મેં આગળ આપ્યો છે. બીજું એ કે વલ્લભનાં કાવ્યોમાં તો છંદો પણ દેખાય છે. 'યક્ષપ્રશ્નોત્તર'માં 'લલિત છંદ' અને 'દુઃશાસન રૂધિરપાનાખ્યાન'માં 'શિખરિણી છંદ' અને 'ભુજંગી છંદ' લખનાર બીજા છંદ પણ લખી શકે. રત્નેશ્વરનો 'માલિની છંદ' તો સંપૂર્ણ જ ગણાય છે. વળી કાવ્યોમાં પ્રાચીન કવિઓ 'દેશી' વગેરે 'રાગ' વાપરતા તેનું મૂળ આપણે જયદેવની અષ્ટપદીમાં કે જૈન કવિના રાસાઓમાં શોધી શકીએ. તેમાં પણ જયદેવની અષ્ટપદીએ તો નરસિંહ—ભાલણ—મીરાંનાં પદો પ્રેર્યાં છે, અને, સંસ્કૃત કાવ્યોમાં આવા રાગ નથી, એટલે આપણાં કાવ્યોમાં રાગ દાખલ થવાનું મૂળ મને તો જૈન રાસાઓમાં જણાય છે. ગમે તેમ હોય પણ કાવ્યમાં 'રાગ' વાપરવા એ કોઇ પ્રેમાનંદના જમાનાના પુરૂષે શોધ્યું ન્હોતું. હવે જો નાટક પ્રેમાનંદના સમયમાં લખાયાં હોય તો તે નાટકો સંસ્કૃત નાટકો ઉપરથી જ રચાયાં હશે. કોઇ પણ સંસ્કૃત નાટકમાં છંદ સિવાય બીજો રાગ નથી મળતો. હવે જ્યારે પોતાની પાસે નમૂના હોય તેવાં કોઇ પણ નાટકોમાં રાગ ન હોય છતાં તેનાથી એટલો બધો જૂદો પડીને પ્રેમાનંદનાં નાટકમાં રાગ દાખલ કરે એ વાત ઝટ મનાય એવી છે? ઉલટું, જો નાટકમાં રાગ હોત તો નાટકો અર્વાચીન છે એમ હું માનત. પ્રેમાનંદના સમયમાં નાટક લખાયું હોય તો તેમાં છંદની જ આશા રખાય. વળી છંદો શુદ્ધ છંદોથી પ્રેમાનંદના જમાનાના માણસો જાણીતા ન હોય તે પણ સંભવિત નથી. જે લોકો સંસ્કૃત નાટકો વાંચતા, તથા ભણતા હોય તેઓ તે નાટકોમાંના છંદોની રચનાથી વાકેફ ન હોય તે વાત કેમ મનાય?

છતાં પ્રેમાનંદને નામે નાટક ચડાવવામાં મને પણ બાધ આવે છે. વલ્લભ પોતે જ કહે છે કે પ્રેમાનંદને છંદ તરફ ભાવ ન્હોતો. જુઓઃ—

કડવું ન લાગે કાંઇ, કવિતને લીજે સાંઇ,
કડવું મીઠું[૨૧] હું સોંપું, પ્રેમાનંદ બાપને;
દાળ નહિ ઢાળો કોઇ, સવૈયે સવૈયા જોઇ,
પવૈયા પુરૂષ હોઇ, સુણી ફેડે તાપને;
વળણમાં વમો નહિ, ભુજંગથી ભમો નહિ,

૨૦ જુઓ રા. નરસિંહરાવનો નિબંધ. પૃ. ૨

૨૧ સરખાવે દયારામનું 'મીઠું.'

શિખરિણી શમો નહિ, ધારી રહ્યા આપને;
વર્ણ એક વધે નહિ, વધઘટ સધે નહિ,
એવાં વૃત્ત માંહિ નાહિ, ટાળિયે સંતાપને.

દુઃશાસનરૂધિરપાનાખ્યાન. પૃ. ૧૯૬

ઉપરના ફકરાની છેલ્લી બે લીટી ઉપરથી એક બીજી વાત પણ ફલિત થાય છે કે આવી રીતે એક પણ વર્ણની વધઘટ વગરના વૃત્તો વલ્લભ બનાવી શકતો; એટલે છંદ વલ્લભ વાપરે તેમાં તો નવાઇ જ નહિ. વળી, 'છંદ દેખી છળી જાય' એવું વાક્ય પ્રેમાનન્દ માટે વલ્લભ દુઃશાસન૦માં છટ્ઠે પાને મૂકે છે. એટલે પ્રેમાનંદને છંદ તરફ કંટાળો હતો એમ સિદ્ધ થાય છે. છતાં વલ્લભનું 'કુન્તીપ્રસન્નાખ્યાન' માંનું વાક્ય આની આડે આવે છે. વખતે પ્રેમાનંદે છંદ બહુ જ થોડા લખ્યા હોય પણ તે બધા બરાબર માપસર અને સુંદર હોય.

નાટકમાં એક ચર્ચા ખાસ ધ્યાન ખેંચે એવી છે. નાટકને નાટક શા માટે કહેવું નહિ અને આખ્યાન શા માટે કહેવું તે. તેને વિષે રા. નરસિંહરાવે કહ્યું છે[૨૨] કે આ વખતે રાજશેખરનું અનુકરણ હોય. હવે આ બાબતમાં રાજશેખરનું અનુકરણ હોય તો પણ ખાસ વાંધા જેવું નથી. આપણને રાજશેખરની ખબર ન્હોતી એટલે પ્રેમાનંદના વખતમાં પણ ન હોય એમ માનવાને આપણી પાસે કાંઇ કારણ નથી. અને તેના વખતમાં રાજશેખરનો ઉલ્લેખ ક્યાં ય નથી મળતો એવી નિષેધક દલીલ ઉપર કાંઇ વજન ન મૂકાય. રા. નરસિંહરાવના લેખમાં ઘણી ખરી નિષેધક દલીલો જ છે. રંગભૂમિની, નાટકો આગળ ક્યાં ય સાંભળ્યાં નથી તે-અમુક કહેવતો આગળ નથી વપરાઇ માટે આધુનિક હોય તે, આવી દલીલો નિષેધક જ છે. અને આવી દલીલ ઉપર રચેલાં અનુમાનો કોઇ નવી શોધ થાય ત્યારે કેવાં પડી ભાંગે એ વિચારવા જેવી બાબત છે. છતાં આપણે તો રાજશેખરની વાત બાજુએ જ મૂકીને વાત કરીએ.

નામ કાવ્ય રાખી કે'વું, આ તો મારૂં કાવ્ય કાવ્ય,
એ તો રૂપ સાકરનું, લઇ કીર્તિ ગાવી છે;
મહાકાવ્ય મહાકાવ્ય, લખ્યાં લખ્યાં મહાકાવ્ય,
મુખથી જણાવે મૂઢ, શોભા તો ગુમાવી છે;
નાટકનાં ચેટક તો, લાગે ખેટક શો થયો,
ભલે દેવગિરા હોય, મહત્તા ગુમાવી છે;

× × × × ×

નથી નામ રાખ્યાં તણે, ઉપદેશ્યો એણે વેણ,
વલ્લભે આખ્યાન નામ, દાખ્યું શીખ ભાવિ છે.

આમ આપણે વલ્લભમાં જ આખ્યાન નામ રાખવાનો આગ્રહ જોઇએ છીએ. અને આ જોયું એટલે પછી રાજશેખર સુધી જવાની જરૂર નહિ રહે. આ એક નાટકના કર્તા અને વલ્લભનાં મન વચ્ચે સામ્ય છે.

જેમ આખ્યાન નામ રાખવાની ચર્ચા એ નાટકોનું એક વિશિષ્ટ લક્ષણ છે તેમ જ હલકા પાત્ર પાસે હલકી બોલી બોલાવવી એ પણ એક વિશિષ્ટ અને ધ્યાન ખેંચે તેવું

૨૨ જુઓ રા. નરસિંહરાવનો નિબંધ. પૃ. ૭૩.

લક્ષણ છે. પ્રેમાનંદે નાટકો લખ્યાં હોય તો આહીરી વગેરે બોલી તેમાં વાપરવા ધારે તો વાપરી શકે કે નહિ તેના માટે ચોક્કસ મેં આના પહેલા ભાગમાં જ લખ્યું છે. પણ વલ્લભને તો હલકા પાત્ર પાસે હલકી બોલી બોલાવવાની ટેવ જ હતી. મિત્રધર્માખ્યાનમાં ઇંદુ, મિંદુ ગુરુને ત્યાંથી આવતાં, જ્યારે નદી ઉતરીને જમરૂઈ ગામ પાસે આવે છે ત્યારે કોળીના છોકરા તેને પૂછે છે કે

" અલ્યો, ભાંજ સે ભાંજ સે તમારી માંહે દિયોતે "

પછી

" ઠાકોર વહેસ હઉ, કિમ અલ્યાં પૂસે કેની
ધરોડા હું જાણું નહિ ! " મિત્ર. પૃ. ૩૫.
" ઓલ્યા માદ' માંહે જઇ પડી રે'ને પાધરો તું " „ પૃ. ૩૬.
" અલ્યા રે'છ ઉભો કે ન દાણો નાંછિયે દળી " „ પૃ. ૬૦.
" બાપનો થિયો તો માલ પુંક બાંધી નાહી જાઉ
મુચ્ય મુચ્ય વે'ક્ષો મુચ્ય " „ પૃ. ૬૦
" વહો એમ માલ ઘણો મૂચિએ શીપેર મુકી
આય લેઇ વે'ચી દીજ હીક સે મુખી કહે
મુખી કહે મોજી ખાજે અલ્યા એક વસ્તર ઘો
ભલે સે એ ભરામણ દાન આપ્યું સો ગ્રહે. "

ઉપરનાં ફકરાઓ ઉપરથી સમજાશે કે ગામડિયાની ભાષા વાપરવાનો વલ્લભને શોખ હતો, અને તેથી નાટક જો તેણે જ લખ્યાં હોય તો એક તો સંસ્કૃત નાટકોમાં પ્રાકૃત, માગધી વગેરે બોલીઓ જોઇ હોય અને બીજું, પોતાને આવો શોખ હોય તો તે હલકા પાત્રની બોલી આવી વાપર્યા વગર રહે નહિ. "પાંચાલીપ્રસન્નાખ્યાન"ના અંત્યગતિક, ઝાંપડાં, વગેરેની બોલી તો ઉપરની કોળીની બોલી જેવી જ છે, છતાં દરેકની બોલી જેટલી જૂદી રીતે બોલાય છે તેટલે અંશે એક બીજાથી જૂદી પડે છે. ઉપલા ફકરાઓમાં જટાસુરની કે શ્રીદામાની વહુની બોલી જેવી બોલી નથી આવતી એ કબુલ. છતાં 'દુઃશાસનરૂધિરપાનાખ્યાન'માં 'અમિ', 'જિ' 'તિ', વગેરે રૂપોં આવે છે. એટલે જૂની ગુજરાતીથી વલ્લભ થોડોક પણ જાણીતો હશે એમ આપણે કહી શકીએ. બીજું, વલ્લભે કાલિદાસ, ભવભૂતિ વગેરેનાં સંસ્કૃત નાટકો વાંચ્યા હોય તો તેની પ્રાકૃત, માગધી વગેરે બોલી જોઇ હોય, અને પછી કંઇક આનું અનુકરણ કરવામાં પ્રાકૃત વગેરેના નિયમો ન જાણતો હોવાથી, તે વખતે બોલાતી કોળી વગેરેની બોલીઓનું તત્ત્વ મેળવીને જટાસુર વગેરેની બોલી બનાવી હોય. એ દૃષ્ટિએ વિચાર કરતાં લાગશે કે એવી બોલી માટે પ્રાકૃતના નિયમો તે ન જાણતો હોય તો જ તે તે લખી શકે એમ વધારે સંભવ છે. સંસ્કૃત નાટકોનાં સ્ત્રી પાત્ર વગેરેની બોલીનું અનુકરણ કરતાં આવી અશુદ્ધ બોલી ઉત્પન્ન થઇ હોય તો તે ન બને તેવું જરાયે નથી. વળી પ્રેમાનંદ કરતાં વલ્લભની બાબતમાં જ આ વધારે યોગ્ય લાગે છે કારણ વલ્લભને આમ નવીનનાં કરવાનું બહુ ગમતું—એનાં મનનું વળણ જ એ પ્રકારનું હતું. એટલે નવી વાત શોધવી એ એનું કામ.

નાટકોની એક બીજી વિશિષ્ટતા એ છે કે તેમાં કહેવતો બહુ વપરાયેલી લાગે છે. આ પણ રા. નરસિંહરાવને રાજશેખરનું અનુકરણ લાગ્યું હતું.[૨૨] આનો જવાબ રા. અંબાઇદાસ પટેલે આપ્યો હતો; તે કેવો લુલો અને અસંબદ્ધ હતો તે તો આચાર્યના અભ્યાસી જાણતા જ હશે. 'માર્કંડેય પુરાણ' વિષે જ જ્યાં શંકા હોય ત્યાં તેમાં કહેવતો છે એમ દાખલો કેમ અપાય? અને 'મિત્રધર્માખ્યાન'માં ઘણી કહેવત છે એમ કહેવાથી પ્રેમાનન્દનું કર્તૃત્વ સાબીત થતું જ નથી. ઉલટું, 'મિત્રધર્માખ્યાન'નો દાખલો આપવાથી તો મારી કલ્પનાને પુષ્ટિ મળે છે. પણ મારે જે કહેવાનું છે તે તો એ છે કે વલ્લભને પોતાને કહેવત વાપરવાની બહુ ટેવ હતી. તેનાં દરેક પુસ્તકમાં કહેવતો ઘણી દેખાય છે; અને આના કરતાં પણ વધારે ધ્યાન ખેંચે એવી વાત તો એ છે કે નાટકમાં જે કહેવતો વપરાઈ છે તેમાંની ઘણી તો વલ્લભમાં પણ મળે છે. બન્નેમાં વપરાયેલી થોડીક કહેવતો નીચે આપું છું.

(૧) માથે પડી વસંદેવા એમ તો કે'વાય છે. યક્ષ. પૃ. ૫૯.
(૨) વાળંદના વાંકા દહાડાની પેઠે કોથળીમાંથી સાપ નીકળ્યો. તપત્યાખ્યાન. પૃ. ૧૧૭
(૨) વાંકા હોય વાળંદના દિવસ તો જ્યારે ત્યારે
કોથળા મધ્યેથી આવે સર્પ ચાલી રૂખમાં. યક્ષ. પૃ. ૬૧.
(૩) તાણ્યે તુટી જાય. પાંચાલી. પૃ. ૯૨.
(૩) તાણ્યે તણાયું છે યક્ષ. પૃ. ૧૧૪
(૪) વાટ જોનારને વેળા લાંબી થાય. સત્યભામા૦
(૪) વાટ જોઇ બેશી રહે તેને લાગે કાળ મોટો યક્ષ. પૃ. ૧૨૦
(૫) ભાવતું'તું ને વૈદ્યે કહ્યું. તપત્યા૦ પૃ. ૧૪૫ પાંચાલી. પૃ. ૧૦૧.
(૫) ભાવતું હતું અને જ્યાં વૈદ્યે અભિપ્રાય આપ્યો. યુધિ. પૃ. ૧૬.
(૬) शतं विहाय भोक्तव्यम् પાંચાલી પૃ. ૨૭.
(૬) શાસ્ત્રમાંહી કહ્યું એમ શત કાર્ય મૂકી કરી
ભોજન કરવા જવું. મિત્ર. પૃ. ૬૨.
(૭) પખાલીને વાંકે પાડાને ડામવા જેવું છે. પાંચાલી. પૃ. ૩૪.
(૭) પખાલીને વાંકે ડામે પાડાને તો આડા લોક કુન્તી. પૃ. ૭૭.
(૮) પ્રાઘૂર્ણ કને સર્પ શી રીતે મરાવાય? પાંચાલી. પૃ. ૨૦.
(૮) મરાવવો પ્રાઘૂર્ણથી નાગ ખોટું કામ છે. કુન્તી. પૃ. ૬૪.
(૯) માળાના મુળગા ગયા. તપત્યાખ્યાન. પૃ. ૧૧૫. ૧૧૭,
(૯) માળા તોડય મેરથી. યુધિ. પૃ. ૧૧૨.
(૧૦) નાતિ તો નાકકટ્ટાતણી વાધે તેમ વધારીએ પાંચાલી. પૃ. ૧૦૪.
(૧૦) નાકકટ્ટાતણી નાત વધારવા ધારે આપ. દુઃશાસન. પૃ. ૪.
(૧૧) એકથી અનેક ભલા. પાંચાલી. પૃ. ૧૦૩.
(૧૧) ભલા એક થકી બેય. યક્ષ. પૃ ૧૧૨.
(૧૨) જગત્ તો ઝવેરી છે. સત્ય. પૃ. ૨૭.

૨૨. જુઓ રા. નરસિંહરાવનો નિબંધ. પૃ. ૭૩.

(૧૨) જન્મ છે ઝવેરી. કુન્તી પૃ. ૮.
(૧૩) એ દૂધ પાઇને સાપ ઉછેરવા જેવું છે. સત્ય.-૪૮.
(૧૩) પણ પય પાઇ સાપ ઉછેરવો સાર એ. મિત્ર. પૃ. ૮૦.
(૧૪) આય તેની વાય, સત્ય. પૃ. ૧૫૦.
(૧૪) આય તેની વાય. બુધિ. પૃ. ૧૩૦,૧૧૯.

ઉપર જે કહેવતોનું સામ્ય મેં દર્શાવ્યું છે તે ફક્ત ખાસ અગત્યની કહેવતોનું જ છે. વલ્લભનાં કાવ્યોમાં કહેવતો તો ઘણી જ છે. ઉપરની કહેવતોમાં પણ ૧-૨-૪-૭-૮-૧૦-૧૪ આટલી કહેવતો તો ખાસ લક્ષ ખેંચે એવી છે. વળી વલ્લભનાં કાવ્યોમાં કહેવતો જોઇ નાટકના ગૂઢ કર્તાએ એ કહેવતો વાપરી હશે એમ પણ દલીલ મૂકી શકાશે નહિ. કારણ મેં આગળ કહ્યું છે તેમ નાટકો અને વલ્લભનાં કાવ્યો એક જ સાલમાં બહાર પડયાં છે, અને જ્યારે વલ્લભનું પહેલું કાવ્ય બહાર પડયું હશે ત્યારે ત્રણે નાટકો પ્રકાશકોને મળી જ ગયાં હશે.

પ્રેમાનંદ જેવો કવિ નાટકમાં દેખાય છે તેવી ગ્રામ્યતા અને કોઇક જગ્યાએ અશ્લીલતા વર્ણવે કે કેમ એ સંબંધે પહેલાં કંઇક કહ્યું છે, તે વિષે ખાસ કહેવાનું કે વલ્લભનાં કાવ્યોમાં તો આપણે એવું જોઇ શકીએ છીએ. એક તો તે જુસ્સાવાળો હતો અને પ્રવાહમાં પડયો એટલે તે તેમાં તણાતો જ; પછી પોતાની શૈલીમાં શિથિલતા કે ગ્રામ્યતા આવે છે તે પણ ન જોતો. દાખલા તરીકે,

એક ખત્તા બીજી ખત્તા, માને ત્રીજી ખત્તા માધ.
રજખત્તા બને નિશ્ચે કુન્તી. પૃ. ૫૬.

એ વાક્યમાં કાવ્યમાં ન લેવી જોઇએ તેવી છૂટ લેવાઇ છે અને આ બાબતમાં તો નાટકનો કર્તા જો વલ્લભ હોય તો તે તપતીના જેવી શૃંગારચેષ્ટા વર્ણવે કે કેમ તેમાં તો આટલું જ કહેવું બસ થશે. છતાં કુન્તીપ્રસન્નાખ્યાનમાં જ્યારે ભીમ અને અર્જુન ઇંદ્રને ત્યાં ઐરાવત લેવા જાય છે ત્યારે ઇંદ્ર (અર્જુનનો બાપ) તેને (દીકરાને) કેવી રીતે લલચાવે છે તે જરાક અહિં બતાવી આ વિષે મૌન જ પકડીશ.

અપ્સરાઓ આવી નવ સુખ કેરો સ્વાદ છે
કે'વાય ન મારા થકી અધિક હવે તો કાંઈ
સ્વર્ગમાંહિ લજ્જા કશી માનવ પ્રમાદ છે.

આવા નૈતિક વિચાર જે બહાર મૂકી શકતો હોય, જે લજ્જાને માત્ર 'માનવ પ્રમાદ' કહી શકતો હોય તે-વલ્લભ તપતીની એવી શૃંગાર ચેષ્ટા વર્ણવે એમાં નવાઇ લાગતી નથી.

સાથે જ બીજી એક વાત લખવા જેવી છે. કૃષ્ણથી રીસાતી વખતની સત્યભામાની ગ્રામ્યતા પણ દરેક વાંચનારને દેખાઇ આવે તેવી છે. પ્રેમાનંદ એવું ન કરે એ મનાય. જો કે રા. કેશવલાલ તો પ્રેમાનંદને પણ 'તત્કાલીન ભવાઇ'ની છાપમાંથી મુક્ત ન માની એ વાતને પતાવે છે. અને પ્રેમાનંદમાં પણ 'સુભદ્રાહરણ'માં દ્રૌપદી જે રીતે ચિત્રાઇ છે તે રીત આપણી આર્ય લાગણીઓ દુ:ખાવે એવી છે જ. છતાં વલ્લભમાં પણ એવી ગ્રામ્યતા ભળી આવે છે એટલું જ નહિ પણ એવાં વાક્યો પણ મળી આવે છે કે, જેથી આપણને સત્યભામાનો

ફકરાઓ યાદ આવે જ. ' કુન્તીપ્રસન્નાખ્યાન 'માં કુન્તી જ્યારે ઐરાવત માટે હઠ લે છે ત્યારે તે આવાં વચનો ઉચ્ચારે છેઃ—

સુત શ્યામા કેરા થશે, જાણી રહી જીવતી ના
મૂઢ મતિ જીવી હું શે', વ્યર્થ વારી સુજને...કુન્તી–પૃ. ૪૩.
ભલા ભાગ્ય બાઇ તારાં મારાં કર્મનો હું દોષ.—કુન્તી–પૃ. ૪૩.

એ આખો પ્રસંગ આ દૃષ્ટિએ ખાસ વાંચવા જેવો છે. વળી, યુધિ૦ માં ૧૧૩ મે પાને ' વા'લશેરી ' જેવો શબ્દ પણ મળી આવે છે. ગમે તેમ હોય પણ જે ગ્રામ્યતાની છાપ નાટકના કર્તામાં દેખાય છે તે જ વલ્લભમાં પણ દેખાય છે.

પ્રેમાનંદ વિષે દરેક ઠેકાણે તેને ગુજરાતી માટે બહુ શોખ હતો–ગુજરાતીની તે બહુ સેવા કરતો–એવું કહેવાય છે. તે વિષે રા. નરસિંહરાવે બતાવ્યું હતું[૨૩] કે વસ્તુસ્થિતિ ગમે તેવી હોય તો પણ પ્રેમાનન્દના પોતાનાં કાવ્યમાં તો ક્યાં ય એવું દેખાતું નથી. પ્રેમાનંદ જબરો ભાષાભક્ત હતો એ ખરૂં પણ તેની તેણે એકે કાવ્યમાં વાત ન કરી અને નાટકમાં વાત કરી એ જરા નવાઈ તો ખરી. પ્રેમાનંદમાં ભાષાભિમાન જ ન્હોતું એમ કહેવાની મારી મતલબ જ નથી. પણ તેને પોતાનાં કાવ્યમાં પોતાને વિષે ગુણો ગાવાની અને બરાડા પાડવાની ટેવ ન્હોતી એટલું જ કહેવાનું છે. પણ વલ્લભને તો આ ટેવ જ હતી. તેનું દરેક કાવ્ય આ બાબતનો પૂરાવો છે છતાં થોડાક ફકરાઓ નીચે આપું છું.

(૧) અબે તબે અડે કડે ધકડ ને તિકડ
થું શાં થકી ચઢે કેમ જૂઠી વાત જેની છે.
× × × × ×
જાત જાત તણા ગ્રંથ વાક્ય શબ્દ રચનાથી
સિદ્ધાંત સાચો કરાવું, અવદશા એની છે. યુધિ. પૃ. ૬.

(૨) કોમળતા કમળથી, અધિક દેખાય જેમાં,
મધુ સુધા મિષ્ટપણે, હારી હારી જાય છે;
અમલતા એના જેવી નથી કોઇ ભાષા મધ્ય,
પ્રાચીનપણું તો જેનું મોટેરૂં મનાય છે
નવરસની નાયકા, સુખદાય, છે સિદ્ધ
જાણે નહિ તેહ એના ખોટા ગુણ ગાય છે–વગેરે–યુધિ. પૃ. ૧૧

(૩) રે લાવ્ય તું બતાવ્ય તું ગુર્જરી શા ગ્રંથ ગૂઢ. યુધિ. પૃ. ૧૨.

(૪) પિતા જેટલું આયુષ્ય સુત જો સપુત પામ્યો
તો ગિર્વાણ ગભરાશે શું હિંદી સ્વરૂપમાં. યુધિ.

(૫) વરિષ્ટમાં વરિષ્ટ જે કૃષ્ણદેવ તારકા
ગુર્જરગિરાની પેઠે અજાણ્યાના નવીન છે. યુધિ. પૃ. ૧૬.

આ ઉપરના ફકરાઓમાં વલ્લભનો પૂરનો જુસ્સો અને તે પોતે કેવા સ્વભાવનો હતો તે બધું બરાબર દેખાય છે. બીજો ફકરો તો 'આ તે લલિત' વગેરે સાથે ખાસ સરખાવવા

૨૩ જુઓ રા. નરસિંહરાવનો નિબંધ. પૃ. ૧૯.

જેવો છે. વળી આનાં ઉપરથી જ એક બીજી વાત મને સુઝે છે. પ્રેમાનંદનો ભાષા માટેનો ભાવ ઘણો હતો પણ તેની કામ કરવાની શૈલી શાન્ત હતી. તે ધાંધલ કરે એ મને તો નવાઇ લાગે. પ્રેમાનંદનો એ સ્વભાવ જ નથી. જ્યારે ઉલટું, વલ્લભનું તો એ જ કામ હતું. હિન્દી, તથા ચંદની સાથે તો તેણે બાકરી જ બાંધી હતી. ઉપરના ફકરાઓમાંથી પહેલા અને ચોથામાંથી વલ્લભની ધારણાની કંઇક અંશે આપણને ખબર પડે છે. તેને જાતજાતના ગ્રંથ લખવાની ઇચ્છા હતી; એટલે વખતે નાટકો પણ લખ્યાં હોય, કારણ તે તો ગિર્વાણને પણ ગભરાવવાના વિચારો કરતો. ગુજરાતી ભાષા માટે વલ્લભને પક્ષપાત હતો એટલું જ નહિ પણ તેના માટે તે પોતાનાં કાવ્યોમાં ચર્ચા અને વિવાદ પણ કરતો, એટલું તો ઉપરની વાત ઉપરથી સિદ્ધ થાય છે.

હવે આની સાથે જ એક વાત લખી દઉં છું. ઉપર આપેલા ફકરામાંથી પહેલામાં વલ્લભે, હિન્દી, મારવાડી અને મરાઠી એ ત્રણેથી ગુજરાતી ચડી જાય એમ કહ્યું છે. પ્રેમાનન્દના વખતમાં ગુજરાતને મરાઠાઓ સાથે સંબંધ હશે કે કેમ એ જૂદી વાત છે. પણ વલ્લભ તો વિ. સં. ૧૭૮૦ માં એટલે ઇ. સ. ૧૭૨૪ માં લખતો હતો. આ વખતે તો મરાઠાઓ ગુજરાતમાં ખૂબ જામ્યા હશે. પણ નિષેધક દલીલો ઉપર બહુ આધાર ન જ રખાય.[૨૪]

અહિં જ નાટકના કર્તા ઉપર કાઠિયાવાડની અને ચરોતરની અસર હતી એમ જે રા. નરસિંહરાવે બતાવ્યું હતું[૨૫] તે વલ્લભની બાબતમાં ઘટાવું છું. કાઠિયાવાડી[૨૬] ક્રિયાપદ 'ઊભવું' વલ્લભમાં મળે છે તે આપણે આગળ જોઇ ગયા. પ્રેમાનંદ જાત્રા કરવા ઘણા દેશોમાં ગયો હતો એમ આપણને વલ્લભ જ કહે છે; એટલે દ્વારકાં ગયો જ હશે એમ ધરાય. તે દ્વારા પણ કાઠિયાવાડના સંસ્કારો વલ્લભ ઉપર પડયા હોય. વળી,

તરવાનો આરો નહિ ઘાટો પંથ ગિરનો. કુન્તી–પૃ. ૭૧.

આ વાક્યમાં ગિરનાં ઘાટાં જંગલને ઉદ્દેશીને જ વાત છે. કદાચ એમ કહેવાય કે એ તો બહુ જાણીતી વાત છે; તો 'મીંદડી'[૨૭] શબ્દ નાટકમાં જે જગ્યાએ વપરાયો છે ત્યાં કહેવતમાં વપરાયો છે. અને કહેવત તો જાણીતી હોય. હવે વલ્લભ ઉપર દેખાતી ચરોતરની અસર જોઇએ.

ફેર ન પડે રઇ યક્ષ. પૃ. ૨૩૨.
મને પાણી પાવા માટ ચાર પડયા છતા પાટ, યક્ષ. પૃ. ૧૪૪.
ખેઉં સર્વ સાચા સમ. યુધિ.
મૃગની પૂઠે ધઇ. યક્ષ. પૃ. ૬૮

૨૪. અંગ્રેજોની અસર ગુજરાત ઉપર સહુથી પ્હેલી થઇ હશે એટલું ચોક્સ છતાં પ્રેમાનન્દ કે શામળ ઉપર તેમની અસર હતી એમ ઝટ ન મનાય પરંતુ શામળની સુડાબહોતેરીમાં, એવું વચન મળી આવે છે કે જે બધી નિષેધક દલીલને તોડી નાખે છે. જુઓ 'ઉત્તર પંથ અમેરિકા અઘ' સુડાબહોતેરી. વાર્તા ૧૩. આના ઉપરથી એક જાતનું અનુમાન કરવું એ જોખમ ભરેલું તો લાગે જ છે.

૨૫. જુઓ રા. નરસિંહરાવનો નિબંધ. પૃ. ૬૬.

૨૬. રા. નરસિંહરાવના મત પ્રમાણે.

૨૭. જુઓ રા. નરસિંહરાવનો નિબંધ પૃ. ૫૮

આમાં 'રાઇ' ને બદલે 'રઇ'; 'ચ્તા' ને બદલે 'છતા'; 'ખાઉં' ને બદલે 'ખઉં' અને 'ધાઇ' ને બદલે 'ધઇ' છે. અને આ જ શબ્દો રા. નરસિંહરાવે નાટકોમાંથી ચરોતરી પ્રયોગના નમૂના તરીકે શોધી કાઢ્યા છે. વલ્લભ ચરોતરી હતો કે નહિ એ તો સવાલ નથી પણ ચરોતરની અસર એના ઉપર હતી એમ તો લાગે છે.

છેલ્લાં ભરતવાક્યો ઉપરથી રા. નરસિંહરાવે નાટકોનો કર્તા કોઇ 'હરિ' હોય તો હોય એમ તર્ક બાંધ્યો હતો. મારે આ વિષે કાંઇ ખાસ તો નથી કહેવાનું પણ ત્યાં જે અર્થમાં 'હરિ' શબ્દ વપરાયો છે તે જ અર્થમાં તે વલ્લભમાં મળે છે એ બતાવવાનું છે.

મુખી તવ વદ્યો ત્યાં હી, નૃપાળને નમી અતિ
મહીતીર એક ગામ, જમદૃઇ છે, હરિ !—મિત્ર–પૃ. ૧૧૦

રાજાને પણ 'હરિ' કહી સંબોધ્યો છે. આવો જ ઉપયોગ 'તપત્યાખ્યાન' માં પાને ૩૨ મે મળે છે.

તાપસી તર્ફડ્યા, હે હરિ હર્બડ્યા.

આપ્તેના શબ્દકોષમાં 'હરિ' નો અર્થ આમ પણ છેઃ 'બ્રાહ્મણનું' અને 'માણસ'. આમાંથી એકાદ અર્થ લઇ વસિષ્ઠ કે નારદને સંબોધી શકાય. વળી જેણે પોતાનું નામ એ નાટકોમાં અંતે સૂચવ્યું તે પાંચાલી૦ માં પણ શા માટે ન સૂચવે ? જ્યારે કોઇ પણ ગૂઢ કર્તાનું નામ આપણે શોધવું હોય ત્યારે આપણે કાં તો છેલ્લે અને કાં તો પ્હેલે જોઇએ. અને આ જાણ્યા છતાં જે કર્તાને પોતાનું નામ ગૂઢ રાખવું હોય તે છેલ્લે ન સૂચવે.

અહિં જ આગળ ચર્ચેલી[૨૮] એક વાતનો ફરીથી ઉલ્લેખ કરું છું.

વલ્લભ પ્રાણથકી પણ વલ્લભ સુલભ પુત્ર પિતા શું કમાયો ?
બાપ તને નવ તાપ કરે તન વાપ નિવારણ તેજ વંચાયો.
આપથી આપ ઝગે જગ ભીતર ધન્ય પિતા સહુ ઠામ મનાયો,
જીવણ ભીમ માંવર માંબડ ધન્ય હું ધન્ય હું સુત સવાયો. પાં૦ અં૦ ૪૦ શ્લો. ૨

આ શ્લોકની પ્હેલી લીટી તો વલ્લભની જ છે. પ્રેમાનન્દ પોતે આમ બોલતો હોય એવો ધ્વનિ મને તો બરાબર ઠીક નથી લાગતો. તેનું કારણ પ્રેમાનંદને આમ પોતાના વિષે કે પોતાના દીકરા વિષે વચ્ચમાં બોલવાની ટેવ જ ન્હોતી. પણ વલ્લભની તો એ ખાસ ટેવ હતી. એટલા માટે જ આ શ્લોકમાં આકસ્મિક પ્રયોગ નથી પણ વલ્લભની ઘણા વખતની ટેવ પ્રમાણે આમાં પણ તેણે આમ લખ્યું છે. કબુલ કરું છું કે, આ કલ્પના, નાટક વલ્લભનાં છે એમ માનીએ ત્યારે આવે છે. વળી એક લીટીમાં વલ્લભ, દુલ્લભ કે સુલભનો આમ ઉપયોગ કરવો એ તો વલ્લભની જ ખાસ ટેવ છે. જુઓ

વલ્લભ વલ્લભ ગાય ભાવા તાવ ભાવતો. દુઃશાસન. પૃ. ૨૦.
વલ્લભ વલ્લભ વલ્લભ જે અતિ
વલ્લભ મૃગમદ મેર. દુઃશાસન.
વલ્લભ ગ્રંથ તણો પથ વલ્લભ, વલ્લભ સાલ[૨૯] રસાલ વખાણ્યું. કુન્તી–છેલ્લે.

---

૨૮ જુઓ રા. નરસિંહરાવનો નિબંધ. પૃ. ૭૫.

૨૯ પ્રેમાનંદના વખતમાં સાલ જેવો શબ્દ ન વપરાય એમ નથી એનો આ દાખલો છે. નિષેધક દલીલના જ પ્રતાપે આ તેમજ આવા બીજા શબ્દો (પહેલા ભાગમાં આપેલા) હું બતાવી શક્યો છું.

આના સિવાય પણ આવા દાખલા ઘણા મળશે. વળી,

સુત હું, શેં થયો ઉત્પન્ન
નવ જનની કરી જ પ્રસન્ન
જનકે જાણિયો ના શૂર
જન કે' ગુમાવિયું સૌ નૂર.—પાંચાલી. અંક ૫. શ્લોક ૧૦

અને

શે કાળ કરતા જ કાળ સા'ય
માગે કહો જ કિયે ઉપાય?
જો કાળ તે તણી સાગ્ય થાય
કો' ક્રમ કરી તે કરતા મનાય. પાંચાલી. અંક ૫. શ્લોક ૧૧

આ બે શ્લોકોમાં પણ ધ્વનિ વલ્લભને પોતાના બાપ સાથે કેવો સંબંધ હતો તે બતાવે છે. ખરૂં કે ધ્વનિ ઘણો ઝાંખો છે. પણ અનુમાનોથી જ વાતો સિદ્ધ કરવાની હોય, કોઇ બાબતને નજીવી ગણી કાઢી નાખવી ન જોઇએ. પહેલા શ્લોકથી જરા દીલગીર થઇ બીજા શ્લોકથી તે કાંઇક દિલાસો મેળવે છે. વળી

પ્રતાપી પિતાજી કુબેર સમાન
ક્ષમાધર યક્ષપતિ અતિમાન
સુને દરિયા અપરાધ મહાન
પિતા ન ગણે ગણના ગુણવાન. પાંચાલી. અંક ૫. શ્લોક ૧૨.

આ શ્લોકનો પ્રસંગ જ જો કે જૂદો છે અને કુબેરને પિતાની ઉપમા આપી યુધિષ્ઠિર તેની ક્ષમા યાચે છે—અને આ સ્વાભાવિક પણ છે, છતાં અહિં આ ધ્યાન રાખવા જેવું છે. કર્તાએ પહેલા બે શ્લોકોમાં પોતાને વિષે ધ્વનિત કાંઇક કહ્યું અને પછી એ પ્રસંગ ઉકલી ગયો તો પણ તેના મગજમાં એ જ વિચારો ઘોળાયા કરે છે. આ એક માનસશાસ્ત્રનું સત્ય છે. એક વાત ઉપર આપણે વિચાર કરતા હોઇએ ત્યારે ત્યાર પછી વાતનો વિષય બદલાય તો તેમાં પણ આપણા મગજમાં રમી રહેલા વિચારો આવિર્ભૂત થાય છે. કર્તાના મગજમાં પણ આમ આત્મવૃત્તાંતનો રંગ (autobiographical touch) આપવાનું આવ્યું હશે એટલે વિચારની પરંપરા તેમ ચાલી. વળી એ શ્લોકોનો ક્રમ પણ ધ્યાનમાં રાખવા જેવો છે. પરંતુ કબુલ કરૂંછું કે આવાં કલ્પિત અનુમાનો બીજાં પ્રમાણોની મદદ વગર બહુ મજબુત નથી હોતાં.

આ નિબંધમાં મેં એક ખાસ સંભાળ રાખી છે તે એ છે કે રા. નરસિંહરાવના લગભગ બધા વાંધાભર્યા શબ્દો તથા વાક્યો વલ્લભમાં જ વપરાયાં છે એ બતાવ્યું છે. એક કૃતિ વિષે ઉઠાવેલા બધાજ વાંધાના જવાબ જો એક જ કવિમાંથી મળતા હોય તો બન્નેનો કર્તા એક હોય એવી શંકા તો થાય. નાટકના કર્તાનાં ખાસ વાક્યો—(mannerisms) જેવાં વલ્લભમાં પણ દેખાય છે તે હવે બતાવું છું.

(૧) મુખ માય એવું માગ્ય તેવું દેવું આણી હું સતિ. પાંચાલી. ૧. ૨.

આમાં 'મુખ માય એવું માગ્ય' એટલું વચન કાંઇક ધ્યાન ખેંચે છે. વલ્લભમાં પણ એવું મળે છે.

ભીમ ભડ ભાખ્યો તદા મોમાં માય એવું માગો. કુન્તી. પૃ. ૫૦
માગ માગ મારા સુત સુખ માગ્યું આપું તને. યક્ષ. પૃ. ૨૬૫

(૨) માધવ રતિધવ યોગે વનરાજી આ પ્રફુલ્લ પેખાયે. સત્ય૦ પૃ. ૨૩૪. 'માધવ રતિધવં' નું જોડકું વલ્લભે પણ બનાવ્યું છે.

માધવ રતિધવ શા એવે મૂર્તિમાન દીઠા. કુન્તી. પૃ. ૧૧૭.

(૩) નારદ ધન્ય તું પારદ પૂરણ શારદ શુચિ મધ્યન ફાવી. સત્ય૦ પૃ. ૨૩૭. નારદ શારદ માટે જુઓ.

નારદ શારદ શો પંડિત બનું હું પૂરો. મિત્ર. પૃ. ૫૦.

(૪) સત્ય૦ માં 'આપણે' ને બદલે 'આપડે' ૫૭ અને ૭૭ મે પાને છે. તેમ જ યક્ષપ્રશ્નોત્તરમાં ૬ અને ૧૨ મે પાને છે.

(૫) પગ લખલખી જવા-તપત્યા૦ પૃ. ૫૨.

લખલખે પગ. યક્ષ. પૃ. ૧૦૦-૧૧૩.
લખલખે પગ અને ઢગ થઇ બેસું એવું કુન્તી. પૃ. ૧૧૩.

(૬) ઝાડબીડ. સત્ય. પૃ. ૧૨. યુધિ. પૃ. ૫૨.

આ પણ મરાઠી અસર હોય એમ લાગે છે. આપણે ઝાડબાડ કહીએ પણ મરાઠીમાં જ ઝાડબીડ કહે છે. આ મરાઠી અસર જો નાટકના કર્તા ઉપર હતી તો વલ્લભ ઉપર પણ હતી.

(૭) "હાં! હાં!" એ નાટકના વાંચનારને આંખમાં ખૂંચે એવું છે. વલ્લભમાં પણ એવું છે.

હાં! હાં! હું સમજી ગઇ. યુધિ. પૃ. ૫૬.
હાં! હાં! કરો આ શું તમે. ,, પૃ. ૬૧
હાં! હાં! હું સમજ્યો સર્વ. ,, પૃ. ૬૬.

(૮) ભીમ અને હનુમાનના મેળાપમાં 'મહાકાય' શબ્દ કાંઇક નવીન લાગે છે. તેવો જ 'અતિકાય' શબ્દ યુધિ૦ માં. પૃ. ૭૧ મે છે.

(૯) "હાં! હાં!" જેવો બીજો પ્રયોગ નાટકમાં "શિવ! શિવ!" નો છે. વલ્લભમાં પણ મળે છે.

શિવ! શિવ! કહી પડયો. યક્ષ. પૃ. ૭૫. ૧૪૮

(૧૦) "હાં! હાં!" કરતાં પણ વધારે ઉત્કટ ઉપયોગ 'અધુના' નો નાટકમાં થયો છે. તેમ જ વલ્લભમાં પણ 'અધુના' જ્યાં ત્યાં વપરાયો છે.

હું પાછું આવ્યો છું એવી અધુના ખબર થાશે. મિત્ર પૃ. ૯૦
અધુના ન કાંઇ બને. મિત્ર. પૃ. ૭૭. તેમજ. યક્ષ. પૃ. ૧૭૨.

(૧૧) લાંગૂલ. પાંચાલી૦ ભીમ અને હનુમાનનો મેળાપ.

લટકતું લાંગૂલ આ લાલ તો દેખાય છે. કુન્તી. પૃ. ૧૧૭.

(૧૨) ભીમને માટે 'વૃકોદર' શબ્દ જરા ધ્યાન ખેંચે છે. પાંચાલી૦ માં ૬૧-૬૨-૬૩-૬૪-૬૫-૭૩-૮૬-૧૦૨-૧૧૩-૧૨૦ વગેરે પાનાંપર એ વપરાય છે. કેમ જાણે નાટકના કર્તાને તે વાપરવાનું વ્યસન પડી ગયું હોય! વલ્લભને તેનો શોખ હતો તે તો 'યુધિષ્ઠિર-

વૃકોદરસંવાદાખ્યાન ' નામ ઉપરથી જ ખબર પડશે. એ કાવ્યમાં પણ 'વૃકોદર' ખૂબ વપરાયો છે.

(13) જ્યારે જ્યારે મનુ વિષે કાંઇ કહેવું હોય ત્યારે ત્યારે જૂના વખતના લેખકો ઘણે ભાગે મનુ ભગવાન કે મનુ મહારાજ વાપરે છે. પણ નાટકમાં જ્યાં જ્યાં મનુની વાત આવે છે ત્યાં ત્યાં તેને મનુ જ કહેલો છે (જુઓ તપત્યાખ્યાન પૃ. ૭૯.) વલ્લભ પણ એમ જ વાપરે છે.

કહી દાખું સુણો આજ મનુનું વચન છે. સુધિ. પૃ. ૧૧૭. યક્ષ. પૃ. ૨૩૩.

(14) ભોગ દારી–સત્ય. પૃ. ૨૧૯–સુધિ. પૃ. ૫૦

(15) કંજારિ. સત્ય૦ પૃ. ૨૧૮

કમલારિ. ચંદ્રના અર્થમાં. સુધિ. પૃ. ૪

(16) 'સુણવું' ને બદલે 'શણવું'

ભુજ આ સુગદાથી બચ્યા ન શણ્યા. પાંચાલી૦

કષ્ટ તો શણી શણી સુધિ. પૃ. ૯૫

આ ઉપરાંત ભીમભડ–ભીષણ ભીમ, માંવર, વડ ભ્રાત, બડેશી, એવે, શે, શેણે વગેરે ના સરખા ઉપયોગ નાટક તેમજ વલ્લભમાં મળે છે.

આ સામ્યો ઉપરથી વલ્લભની અને નાટકના કર્તાની શૈલી મળતી આવે છે તે જણાશે.

[30]આ ઉપરાંત વલ્લભનાં કાવ્યમાં પણ આધુનિક લાગતાં કેટલાંક રૂપો અને શબ્દો છે તે બતાવું છું.[31]

(1) છૂટેલો[1] ન જોયો તેહ કુન્તી. પૃ. ૯૫.

પાપ કરતાં જોએલું પાછું કંઈ સુરભિએ. યક્ષ. પૃ. ૪૧.

(2) ગંધર્વ એ ગાન ગર્વ તમારે ત્યાં આવે કદી, કુન્તી. પૃ. ૯૯. "તમારે ત્યાં" આધુનિક લાગે છે. છતાં વલ્લભમાં છે.

(3) એમ જ્યાં અનુમોદન અજાતઅરિએ આપ્યું કુન્તી. પૃ. ૬૪. 'અનુમોદન આપવું' To support ના અર્થમાં આધુનિક લાગે.

(4) એમ ઓળખાવા પડે કવિને તો રાજ્ય ભ્રષ્ટ. યક્ષ. પૃ. ૬૬.

(5) મરતાંની આગમચ. યક્ષ. પૃ. ૧૦૦

(6) નમું એ મહંતને કુન્તી. પૃ. ૨૨. 'મહાશય' જેવા અર્થમાં.

(7) તકાવતો તીર શિર ડારવા સારંગને . યક્ષ. પૃ. ૭૮.

તકાવીને માર્યું તીર. સુધિ. પૃ. ૧૧૨.

આ બન્ને જગ્યાએ 'તાકતો' અને 'તાકીને' જોઇએ. નાટકમાં આવી અશુદ્ધિ છે તો વલ્લભમાં પણ છે. શુદ્ધિમાં સામ્ય છે એ તો ઠીક પણ અશુદ્ધિમાં યે સામ્ય છે.

(8) સંશય મિટાવી નાખો. સુધિ. પૃ. ૭.

હવે અમુક વિચારો અને કલ્પનાઓ જેમાં આધુનિક રણકારો લાગે છે તે બતાવું છું.

---

૩૦. આ ચર્ચા માટે જુઓ રા. નરસિંહરાવનો નિબંધ પૃ. ૬૨, ૬૫.

૩૧. ચંદ્ર અને ચંદ્રિકાને પતિ પત્ની તરીકે ગણવાની કલ્પના આધુનિક નથી. જુઓ ज्योत्स्ना दुर्बलभर्तृकेव वनिता प्रोत्सार्य मेघैर्हृता । मृच्छकटिकम् ५. २०.

(૧) યુગાંતે શું લોકપાળ પડયાં તાણી સોડ લ્હાં. યક્ષ પૃ. ૧૩૧
(૨) નાશી છુટય નાશી છુટય નૃપતિમાં નજે નહિ.
મોરલી સે મોંઘામૂલી ગાન ગા મીઠે રવે. સુધિ. પૃ. ૧૯
(૩) વદો વદો વેગે વીરે ઉભરા આ મનના. સુધિ પૃ. ૮૫
(૪) એવો મિત્ર મળો સહુને પ્રેમના પ્રભાતમાં–મિત્ર. પૃ. ૧૩

વલ્લભમાં ઉર્દૂ–ફારસી શબ્દો પણ ઘણા મળે છે. તેનાં કેટલાંક ઉદાહરણ આપું છું.

(૧) પૂછવામાં **પીર** છો. યક્ષ. ૨૪૧. (૨) **બાંકો**. સુધિ. ૬.
(૩) રંક પર રે'મ છે. સુધિ. ૨૫. (૪) **ક્બુલ** દ. સુધિ. ૩૬.
(૫) **કદર્દાન** રૂપ છો. સુધિ. ૪૯. (૬) સ્વધર્મથી **ચારી કરી**. સુધિ. ૮૪.
(૭) **ખ્વાર** કર્યાં. સુધિ. ૧૩૬. (૮) **રોફદાર** રાજા હું તો. સુધિ. ૮૫.
(૯) **બ્યાન**. સુધિ. ૪૭. (૧૦) **ઈશારત**. મિત્ર. ૧૦૮.

હવે વલ્લભમાં મળતા અન્તર્યમકના એક બે દાખલા આપું છું.

(૧) ગયા દેવ જાણી ઝટ કટ આરંભાવો સેતુ. કુન્તી. ૮૨.
(૨) **સીઠી ભીઠી** નજે જઈ **કીડી** ચઢી ચાલી જાય.
**ચીડી** પેરપેર દેવ. કુન્તી. પૃ. ૮૨.
(૩) **હસ્તી** એક **મસ્તી**વાળો પકડી શકે ન **વસ્તી**. કુન્તી. ૯૪.
(૪) **તૃષા** લાગી ઘણી ઘણી **મૃષા** નવ ભાખીએ. યક્ષ. ૨૫૦.

મને બરાબર ખબર છે કે હજી–આટલું લખ્યા છતાં પણ રા. નરસિંહરાવની ખાસ વજનદાર દલીલોનો જવાબ મેં આપ્યો નથી. આ દલીલો બીજી રીતે નજીવી પણ ગણાય. 'ઉત્સર્ગમાળા' ની કહેવતો વિષેનો તેમનો વાંધો જબરો છે. છતાં એ બધી દલીલ કેવી રેતીના પાયા ઉપર બંધાઇ છે તે બતાવવું પડે એમ નથી. એ આખી દલીલનો પાયો, તેઓ કહે છે કે સ્વ. મનઃલાલ શાસ્ત્રીને એવી રીતે પોતાની કહેવતો ઘુસાડીને જૂની કહેવાની ટેવ હતી, એ ઉપર છે. તેમના પોતાના શબ્દોને જો ખરા માનીએ તો જ આ દલીલ મક્કમ છે નહિતો સાવ નકામી છે. અને એક વ્યક્તિના અનુભવની (arbitrary) આવી દલીલ ક્યાંય ચાલે ખરી? છતાં કદાચ એમ ઠરે કે રા. નરસિંહરાવની દલીલ સાવ સાચી છે અને કહેવતો સ્વ. શાસ્ત્રીએ જ યોજી છે અને તેની પહેલાં તે રૂપમાં ન્હોતી, તોપણ આ કહેવતોનો ક્ષેપક તરીકે ગણીને કાઢી નાખીએ તો નાટકમાં જરાય ક્ષતિ નહિ થાય.

હજી એક દલીલ છે કે જેનો જવાબ આપતાં હું જરાક મુંઝાઉં છું. ચરોતર માટે કર્તાને કેમ પક્ષપાત હતો? આ બાબતમાં હું થોડી જ બંબતો અહિં રજુ કરીશ. એક તો ચરોતરમાં વડોદરા કે સુરત આવે કે નહિ? આવે કે ન આવે તે ગમે તે હો પણ કેટલાક કહે છે કે બેમાંથી એક પણ આવે. જો આવે તો તો સવાલ અહિં જ અટકે. ન આવે તો કર્તાને ચરોતર માટે તો ખૂબ પક્ષપાત હતો. કેવી જાતનો પક્ષપાત હતો તેના ઉપર નીચેનું વાક્ય કાંઇક અજવાળું પાડે છે.

"જેને બોલાવતી હશે તેનું તો ભાગ્ય ચારોતર ભૂમિનાં જન્મ જેવું જ માનવું જોઇએ." સત્ય૦ પૃ. ૬૯.

આમાં ચરોતરની ભૂમિનો જન્મ વખાણ્યો છે. એટલે કર્તાને ચરોતર સાથે અંગત સંબંધ હોય એમ તો લાગે છે. આને માટે એક બે વાત વિચારવા જેવી છે. એક તો કર્તા ચરોતરનો જ રહેવાસી હોય. બીજું, તે ચરોતરનો રહેવાસી ન હોય પણ વખતે જન્મ્યો ત્યાં હોય. આ બને એવું છે. જન્મ વખતે મા પિયર હોય અને પિયર ચરોતરમાં હોય તો જન્મ ચરોતરમાં ગણાય. કર્તાની બાબતમાં આવું કાંઇક પણ હોય. વડોદરા કે સુરત ચરોતરમાં હોય કે ન હોય તોપણ આટલી બીજી બાબતોનો પણ એ બાબતમાં અવકાશ રહે છે. અને વલ્લભના ઉપર ચરોતરની અસર છે તે આપણે જોઇ ગયા.

હવે એક વાત જે બહુ અગત્યની છે તે કહું છું. આ નાટકો પ્રેમાનંદને નામે જ પ્રસિદ્ધ થયાં છે. વાંધો લેવાયો છે તે એટલો જ છે કે તે પ્રેમાનન્દ જેટલાં જૂનાં હોઈ ન શકે, પણ કોઇ આધુનિક કવિએ લખી, પ્રેમાનંદનાં નામ ઉપર ચડાવ્યાં હશે. હવે આજ હું એક બાજુથી કહું છું કે નાટકો પ્રેમાનંદ જેટલાં જૂના વખતનાં હોય એ જ સંભવે છે ત્યારે બીજી બાજુથી એમ કહું છું કે તે પ્રેમાનન્દનાં નહિ પણ વલ્લભનાં છે. આને માટે મને જેટલી દલીલો સુઝી તે મેં આમાં મૂકી દીધી છે. તેમ જ જે અર્વાચીન અંશો આમાં દેખાય છે તે પણ પ્રાચીન કવિમાં સંભવે છે એ મેં બતાવી દીધું છે. છતાં નાટક પ્રેમાનન્દનાં નહિ અને વલ્લભનાં છે એમ કહેવાનું મન થાય છે તેનું કારણ એટલું જ કે નાટકમાં ક્યાં ય પ્રેમાનન્દનો જુસ્સો કે શૈલી દેખાતી જ નથી. હું એમ કહું છું કે પ્રેમાનંદે જો નાટક લખ્યું હોય તોપણ એ આવું ન લખે. વળી કોઇ આધુનિક માણસે લખી પ્રેમાનંદને નામે ચઢાવ્યાં હોય એવું આજના જમાનાનો લેખક ન કરે એમ આપણને ઝટ માનવાનું મન થાય છે. જ્યારે નાટકો વલ્લભનાં હોય છતાં પ્રેમાનંદને નામે ચડી જાય એવો દાખલો તો સાહિત્યના ઇતિહાસમાં મળે છે. રત્નેશ્વરના એક કાવ્યને છેડે એક પ્રતમાં તેનું નામ, એકમાં પ્રેમાનન્દનું, અને એકમાં કોઈ આધારભટ્ટનું નામ છે એ વાત બહાર આવી ગઈ છે. આ નાટકમાં પણ આમ બન્યું હોય તો અસંભવિત નથી. અને આમ થયું હોય એમ માનીએ તો તો એમ પણ માનવું જોઇએ કે ભાષા પણ સાથે જ બદલાઇ હશે. અહિં આપણે નાટકની ભાષાની અર્વાચીનતા વિષે વાત કરી લઇએ. અત્યારે જે ભાષા નાટકોમાં છે તેનું રૂપ તો આધુનિક જ લાગે છે. પણ સાથે સાથે એમ પણ લાગે છે કે મૂળ–નીચેનો થર–આધુનિક નથી. ભાષામાં ઘણો ફેર થઇ ગયો હોય એમ સંભવે છે એમ મેં આગળ બતાવ્યું છે. પણ અહિં તો હું નાટકમાં દેખાતી જૂની ભાષાના એક બે દાખલા જ આપવા માગું છું. જટાસુર અને ભીમ જે દ્વિઅર્થી વાત ચલાવ્યે જાય છે તેમાંથી એકાદ દાખલો મળે એમ છે. આ ભાગ એવો છે કે જે પ્રકાશકો અર્થને હાનિ પહોંચાડયા વગર ઝટ ફેરવી શકે નહિ. એટલે, ન છૂટકે, પ્રકાશકોને એ ભાગમાંથી પણ અમુક ભાગ તો એમને એમ રાખવો પડયો હશે. જુઓ,

"ભીમ–જમ પ્રાઘૂર્ણ જવાની ઉતાવળ કરે છે તમ મારૂં મુખ પણ ભીમપતિ તમ કરે ત્યારે દેખાડવાનો ચાલ છે." પાંચાલી. પૃ. ૭૭–૭૮

અને બીજું એક વાક્ય છે કે જે જૂની જ ઢબનું છે.

"કૃષ્ણ–એમની જે રીસ તે કોના ? પર?" સત્ય૦ પૃ. ૧૯૮. આ વાક્ય વાંચતાં સમજાશે કે મૂળ થર નાટકમાં જૂની ભાષાનો છે ખરો.

હવે મારી બધી દલીલો પૂરી થઈ છે. જેમ રા. નરસિંહરાવને નાટકો પ્રેમાનંદનાં ન હોય એમ કહેતાં જરા ક્ષોભ થયો હતો તેમ કે તેથી પણ વધારે ક્ષોભ મને નાટકો વલ્લભનાં છે એમ કહેવામાં થાય છે. આ નિબંધમાં મેં નાટકોનો કર્તા વલ્લભ હોવાનો ઘણો સંભવ છે એમ બતાવવાનો પ્રયત્ન કર્યો છે—માત્ર સમય જ તેની કસોટી કરશે. કંઇક ત્રુટીઓ અને અપૂર્ણ અભ્યાસને લઇને અંદરની ઘણી દલીલો નિર્બળ ગણાઈ કદાચ ભવિષ્યમાં નીકળી જાય-કદાચ મારો આ સુંદર લાગતો સપ્તરંગી પરપોટો મને છેહ દઇ ફુટી જાય—અને કદાચ મારી આ બધી મહેનત પાણીમાં જાય-એવી શંકાઓ મને ઘણી વાર થઇ છે. પણ એ બધાંની વચમાં મને એક દિલાસો છે કે મેં જે લખ્યું છે તે મારી બુદ્ધિને જે સત્ય સુઝ્યું તે મારે બતાવવું જોઇએ એમ વિચારીને લખ્યું છે; નહિં કે સાહિત્યનાં ગુંચવાયેલાં કોકડાંને વધુ ગુંચાવવારૂપ એક તોફાન મચાવવા ખાતર.



# સપ્તર્ષિભ્રમણની એક ઉપપત્તિ અને મહાભારતકાળ.

[ લે. હરિહર પ્રાણશંકર ભટ્ટ. ]

સપ્તર્ષિ દરેક નક્ષત્રમાં સો સો વરસ રહે છે એવા ઉલ્લેખો સુપ્રસિદ્ધ છે. વળી પાંડવોના કાળમાં સપ્તર્ષિ મઘા નક્ષત્રમાં હતા એવા ઉલ્લેખો પણ અનેક ઠેકાણે મળે છે. ભારતીય ઇતિહાસના અભ્યાસીઓને આ ઉલ્લેખો એટલા સુવિદિત છે કે તે અહિં આપવાની જરૂર હું જોતો નથી. આ ઉપરથી સપ્તર્ષિ સંવત્ પણ ચાલતો; તેમાં અમુક બનાવ વખતે સપ્તર્ષિ ક્યા નક્ષત્રમાં હતા તે નોંધવામાં આવતું અને આ ઉપરથી તે બનાવ પાંડવોના કાળ પછી કેટલે વર્ષે બન્યો તેનો હિસાબ થતો.

પણ ખરી રીતે તો સપ્તર્ષિ તેમ જ નક્ષત્રો બંને સ્થિર છે. આ ઉપરથી હાલના ભારતેતિહાસવેત્તાઓ કહે છે કે સપ્તર્ષિસંવત્ માત્ર માની લીધેલો સંવત્ હતો. હિંદુસ્તાનમાં અનેક શક પ્રવર્તતા અને એક શકમાં આપેલું વર્ષ બીજા શકમાં સમજવામાં એટલો ગોટાળો થતો કે એક સર્વ સામાન્ય—પ્રમાણ—શક રાખવાની જરૂર જણાઇ અને પરિણામે સપ્તર્ષિસંવત્ નિર્માણ થયો. અગત્યના બનાવો પ્રાન્તીય સંવતમાં લખાવા ઉપરાંત સપ્તર્ષિ-સંવતમાં પણ લખાતા, જેથી તેમની સાલ વિષે કંઇ ગોટાળો ન રહે.

પણ અહિં એક શંકા થયા વિના રહેતી નથી:-શું સંવતો આમ કૃત્રિમ રીતે નિર્માણ થતા હશે? અને વળી સર્વમાન્ય પણ થતા હશે? આપણે એવું માનવાને દોરાઇએ છીએ કે જરૂર આ સપ્તર્ષિ ભ્રમણની માન્યતાની પાછળ કોઈ ને કોઇ ખગોલવિષયક સત્યનો આધાર હોવો જોઇએ, ભલે તે ભ્રમણ આપણે આજે સમજીએ છીએ તેવા પ્રકારનું ન હોય.

આવી એક ખગોળવિષયક ઉપપત્તિ મારા જોવામાં આવી છે. તે વિષ્ણુપુરાણ, અંશ ૪, અધ્યાય ૨૪, શ્લોક ૩૩-૩૪ માં છે અને તે નીચે પ્રમાણે છે:—

सप्तर्षीणां च यौ पूर्वौ दृश्येते उदितौ दिवि ।
तयोस्तु मध्यनक्षत्रं दृश्यते यत्समं निशि ।
तेन सप्तर्षयो युक्तास्तिष्ठन्त्यब्दशतं नृणाम् ॥ ३३ ॥
ते तु पारीक्षिते काले मघास्वासन्द्विजोत्तम ।
तदा प्रवृत्तश्च कलिर्द्वादिशाब्दशतात्मकः ॥ ३४ ॥

આ શ્લોકોનો ભાવાર્થ હું આમ સમજું છું:-સપ્તર્ષિના સાત તારાઓ પૈકી જે બે તારાઓ પૂર્વ તરફ છે, તેમના મધ્ય ભાગની સામે જે નક્ષત્ર દેખાય, તે નક્ષત્રમાં સપ્તર્ષિ છે એમ સમજવું. આ નક્ષત્રમાં સપ્તર્ષિ સો વરસ સુધી રહે છે. પરીક્ષિતના વખતમાં સપ્તર્ષિ મઘા નક્ષત્રમાં હતા અને તે વખતે કલિયુગ બેઠાંને ૧૨૦૦ વર્ષ થયાં હતાં.

જો સપ્તર્ષિભ્રમણનો આવો અર્થ હોય તો તે ખગોળશાસ્ત્રથી સમજાવી શકાય એવો છે, એટલું જ નહિ, પણ પરીક્ષિતના કાળમાં સપ્તર્ષિ મઘામાં હતા એમ બતાવી શકાય. આ બતાવવાનો પ્રયત્ન નીચે કર્યો છે.

સપ્તર્ષિના જે બે તારાઓ પૂર્વ તરફ છે, તેમનાં નામ વસિષ્ઠ અને મરીચિ છે. તેમના વિષુવાંશ (Right Ascension) અનુક્રમે ૨૦૦ અંશ ૧૩ કલા, અને ૨૦૬ અંશ ૮ કલા છે; અને તેમની ક્રાન્તિ (Declination) અનુક્રમે ૫૫ અંશ ૧૯ કલા, અને ૪૯ અંશ ૪૨ કલા છે. શ્લોકમાં કહ્યા પ્રમાણે વસિષ્ઠ અને મરીચિનું મધ્યબિન્દુ ગોલીય ત્રિકોણમિતિથી કાઢીએ, તો તેના વિષુવાંશ ૧૯૮ અંશ ૨૨ કલા અને તેની ક્રાન્તિ ૫૨ અંશ ૩૫ કલા આવે. આ મધ્ય બિન્દુની સામે કયું નક્ષત્ર છે એ કાઢવા માટે મધ્ય બિન્દુનો સાયન ભોગ (Celestial Longitude) કાઢ્યો તો ૧૭૪ અંશ ૩૩ કલા આવ્યો. (આ બધાં ગણિતોનાં પગથિયાં વિસ્તારભયથી અહિં આપ્યાં નથી; ખગોલશાસ્ત્ર અને ગોલીય ત્રિકોણમિતિ જાણનાર માટે તો તે સ્પષ્ટ છે.)

મઘાના આરંભનો ભોગ ૧૨૦ અંશ અને અંતનો ભોગ ૧૩૩ અંશ ૨૦ કલા છે. આ બંનેનો ઉપલા ૧૭૪ અંશ ૩૩ કલા સાથેનો તફાવત અનુક્રમે ૫૪ અંશ ૩૩ કલા, અને ૪૧ અંશ ૧૩ કલા છે. છેલ્લાં ૫૦૦૦ વર્ષોમાં અયનગતિ (Precession of the Equinox)નું મધ્યમ માન દર વર્ષે ૫૦.૨૪ વિકલા લઇએ તો ઉપલા તફાવતો આજ પૂર્વે અનુક્રમે ૩૯૦૯ અને ૨૯૫૩ વર્ષોમાં પડે. આમાંથી ઇ. સ. નાં ગત વર્ષ ૧૯૨૩ બાદ કરતાં પરીક્ષિત્કાલ ઇ. સ. પૂર્વે ૧૯૮૬ થી ૧૦૩૦ આવે.

આપણામાં ગત કલિનાં જે વર્ષો ગણાયાં કરે છે તેને કેટલાક લોકો શ્રદ્ધેય ગણતા નથી. આની ચર્ચામાં ઉતરવાનો અહિં પ્રસંગ નથી, કારણ કે આપણો હેતુ માત્ર એટલું જ જોવાનો છે કે એક જ સ્થાને આપેલી આ સપ્તર્ષિભ્રમણગણના અને ગતકલિવર્ષગણના વચ્ચે એકવાક્યતા છે કે નહિ. જો આવી એકવાક્યતા હોય, તો, ગતકલિવર્ષગણના સાચી હોય કે ખોટી, સપ્તર્ષિભ્રમણનો જે અર્થ આપણે કર્યો તે જ વિષ્ણુપુરાણકારને ઇષ્ટ હતો એમ માનવામાં આપણને ટેકો મળે.

હવે શ્લોક પ્રમાણે પરીક્ષિતને સમયે કલિયુગનાં ૧૨૦૦ વર્ષ ગયાં હતાં. આ ૧૨૦૦ એટલે બરાબર ૧૨૦૦ એમ ન માનીએ, પણ ૧૧૫૦ થી ૧૨૫૦ સુધીનાં માનીએ તો એ ગણતરીએ પરીક્ષિત્કાલ આજ પૂર્વે ૫૦૨૫-૧૧૫૦=૩૮૭૫ થી ૫૦૨૫-૧૨૫૦=૩૭૭૫ વર્ષ સુધીમાં આવે. આમાંથી ગત ઇ. સ. ૧૯૨૩ બાદ કરતાં પરીક્ષિત્કાલ ઇ. સ. પૂર્વે ૧૯૫૨ થી ૧૮૫૨ સુધીમાં આવે. આ કાલમર્યાદા સપ્તર્ષિભ્રમણ પરથી આવેલી કાલમર્યાદા (ઇ. સ. પૂર્વે ૧૯૮૬ થી ૧૦૩૦) ની અંતર્ગત છે. હવે મહાભારતના મુખ્ય બનાવોનો કાળ કોઇ ઇ. સ. પૂર્વે ૧૫૦૦ કરતાં મોડો ગણતું નથી. (ઇ. સ. પૂર્વે ૩૦૦૦ થી ૧૫૦૦ એ તેની પૂર્વોત્તર મર્યાદાઓ છે.) એટલે ઉપલી ગણતરીને પરિણામે આપણે મહાભારત કાળને ઇ. સ. પૂર્વે ૨૦૦૦ થી ૧૫૦૦ સુધીમાં મૂકી શકીએ.

ઇ. સ. પૂર્વે ૧૯૫૨ થી ૧૮૫૨ એ મર્યાદાઓ લેતાં મઘારંભ (ઇ. સ. પૂર્વે ૧૯૮૬) થયે ૩૪ થી ૧૩૪ વર્ષો થયાં. આટલા વખતમાં મઘાભોગ ૨૮ કલાથી ૧ અંશ ૫૨ કલા સુધી થાય. એટલે મહાભારત સમયે મઘાપ્રવેશ થયે થોડાં જ વર્ષો થયાં હતાં.

આ રીતે મહાભારત સમયે સપ્તર્ષિ મઘામાં હતા તે જોયું. હવે સપ્તર્ષિ દરેક નક્ષત્રમાં સો વર્ષ રહે છે કે નહિ તે જોઇએ: અયનગતિને પરિણામે સપ્તર્ષિ દરેક સાયન નક્ષત્રમાં ૧૩ અંશ ૨૦ કલા ÷ ૫૦'૨૪ વિકલા એટલે ૯૫૫ વર્ષ રહે. ૯૫૫ અને ૧૦૦ વચ્ચેનો આ મહાન્ તફાવત એ સૂચવે છે કે તે વખતે અયનગતિનું અત્યંત સ્થૂલ જ્ઞાન હતું. અયનગતિનું સૂક્ષ્મજ્ઞાન ઇ. સ.ના છઠ્ઠા સૈકામાં થયું એ ભારતીય જ્યોતિઃશાસ્ત્રના ઇતિહાસમાં સુવિદિત છે. જે વખતે અન્ય દેશોમાં અયનગતિનું બિલકુલ જ્ઞાન નહોતું, તે વખતે આટલું સ્થૂલ જ્ઞાન પણ અહીંઆ હતું એ નોંધવા જેવું છે. ખરૂં કહીએ તો આ કાળે મનાયેલી આ અયનગતિ અને ઇ. સ. ૫૦૦-૬૦૦ માં મનાયેલી સૂક્ષ્મ અયનગતિ વચ્ચેની સાંકળની કડીઓ મેળવી શકાય અને એ અસંત સ્થૂલ અયનગતિ ક્રમશઃ સુધરતાં સુધરતાં કેવી રીતે સૂક્ષ્મ થઇ તે બતાવી શકાય. પણ તે એક નવું જ પ્રકરણ થાય એટલે તે કોઈ બીજે વખતે ચર્ચીશું.



# બુદ્ધચરિત્રલેખમાળા

## લેખાંક ૪

[ લેખકઃ-અધ્યાપક ધર્માનંદ કોસંબી ]

### તત્ત્વબોધનો માર્ગ

ઉરુવેલાના રમ્યપ્રદેશમાં બોધિસત્ત્વે તપશ્ચર્યાનો આરંભ કર્યો તે જ સમયે તેમને નીચે પ્રમાણે ત્રણ ઉપમાઓ સુઝી. (૧) એક ભીનું લાકડું પાણીમાં પડ્યું હોય અને ત્યાં ઉપરનું અરણિ લઇ કોઇ એક માણસ આવે અને તે ભીના લાકડા ઉપર ઘસી તેમાંથી દેવતા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે તો તેમાંથી કાંઈ પણ ફળપ્રાપ્તિ ન થતાં તેના મનમાં ફક્ત ખેદ જ થશે. તે જ પ્રમાણે જે શ્રમણબ્રાહ્મણનાં મન કામવિકારમાંથી મુક્ત થયાં ન હોય અને કામોપભોગમાં મશગુલ થયેલાં હોય તેઓ ગમે તેટલો દેહદંડ કરે તો પણ મોક્ષમાર્ગમાં તેમનો પગ આગળ જવાનો નહિ. તેમના પ્રયત્નમાંથી કાંઇ પણ ફળ મળવાનું નહિ; અને તેમના મનમા ફક્ત ખેદ જ થવાનો. (૨) બીજું કોઇ ભીનું લાકડું પાણીથી દૂર અંતરે પડી રહ્યું હોય ત્યાં ઉપરનું અરણિ લઇ કોઇ એક માણસ આવે અને તે તેના પર ઘસી અગ્નિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે તો તેના પ્રયત્નમાંથી કાંઇ પણ ફલિત ન થતાં તેને ખેદ થવાનો. તે પ્રમાણે કેટલાક શ્રમણબ્રાહ્મણો કામોપભોગથી દૂર થયા હોય, ( અરણ્યવાસ વગેરે કરતા હોય ) પણ તેમના અંતઃકરણમાંથી વિષયવાસના નષ્ટ ન થઈ હોય તો દેહદંડને લીધે મોક્ષમાર્ગમાં તેમનો પગ આગળ વધવાનો નહિ. તેમના મનમાં ફક્ત ખેદ જ થવાનો. (૩) સારી રીતે સુકાયેલું લાકડું પાણીથી દૂર પડ્યું હોય અને કોઈ તેના ઉપર ઉપરનું અરણિ ઘસી અગ્નિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે તો તે ખાત્રીથી સફળ થશે. તે જ પ્રમાણે જે શ્રમણબ્રાહ્મણ કામોપભોગ છોડી દૂર જાય, અને જેના મનમાંથી વિષયવાસના નષ્ટ થાય તેનો જ મોક્ષમાર્ગમાં પગ આગળ વધવાનો અને તેને જ સિદ્ધિ મળવાની.

તે સમયના સામાન્ય લોકવ્યવહારને અનુસરીને બોધિસત્ત્વે દેહદંડની પરાકાષ્ઠાએ પહોંચવાનો નિશ્ચય કર્યો ખરો, તો પણ તે પ્રસંગે તેમના વિચારનો સમસ્ત પ્રવાહ તે જ દિશામાં વ્હેતો હતો એમ નહિ. સામાન્ય માણસને આખો સમુદ્ર એક સરખો જ દેખાય છે, પરંતુ તેમાં પરસ્પર વિરુદ્ધ દિશાઓમાં વહેનારા પુષ્કળ જળપ્રવાહો હોય છે. તે પ્રમાણે બોધિસત્ત્વના મનનો, એક પ્રવાહ દેહદંડ તરફ તો બીજો પ્રવાહ સાચા તત્ત્વબોધ તરફ વહેતો હતો. આ બાબત મહાસચ્ચકસુત્તમાં મળી આવતી ઉપરની ત્રણ ઉપમાઓ ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે. દેહદંડથી તત્ત્વબોધ થવો શક્ય નથી એમ દેખાઇ આવતાં કામાસક્તિ ઉપર જય મેળવવો અને તે દ્વારા જ આગળના માર્ગ ઉપર જવું બોધિસત્ત્વને જરૂરનું લાગ્યું. પણ એકલા કામવિકારને જ દબાવવો બસ નથી, તેની પુંઠે પુંઠે આવનારાં ક્રોધ અને ઉથલપાથલ કરનારી પ્રવૃત્તિનો પણ સમૂળગો નાશ કરવો જોઇએ એમ તેમને જણાવા લાગ્યું.

દ્વેધાવિતક્કસુત્તમાં ભગવાન્ બુદ્ધ પોતાની બોધિસત્ત્વ અવસ્થાની હકીકત ભિક્ષુને કહેતાં કહે છે કે " હે ભિક્ષુઓ ! મને સંબોધ પ્રાપ્ત થયા પહેલાં હું બોધિસત્ત્વ હતો ત્યારે

જ મારા મનમાં એવો વિચાર આવ્યો કે વિતર્કના બે વિભાગ કરવા: તે પ્રમાણે કામવિતર્ક ( વિષયવિતર્ક ), વ્યાપાદવિતર્ક ( દ્વેષવિતર્ક ), વિહિંસાવિતર્ક ( બીજાને અથવા પોતાને ત્રાસ આપવાનો વિતર્ક )–આ ત્રણ વિતર્કોનો એક ભાગ કર્યો, અને નૈષ્કર્મ્ય ( એકાંતવાસ ), અવ્યાપાદ ( મૈત્રી ), અવિહિંસા ( ત્રાસ ન આપવાની બુદ્ધિ ), આ ત્રણ વિતર્કોનો–બીજો વિભાગ કર્યો. તે પછી હું બહુ સાવધાનતાથી અને દક્ષતાથી વર્તતો હતો. તે સમયે જો પહેલા ત્રણ વિતર્કો પૈકી મારા મનમાં એકાદ વિતર્ક ઉત્પન્ન થાય તો હું એવો વિચાર કરતો હતો કે આ ખોટો વિતર્ક મારા મનમાં ઉત્પન્ન થયો છે. તે પોતાના દુઃખનું, બીજાના દુઃખનું, અથવા બન્નેના દુઃખનું કારણ થશે, પ્રજ્ઞાને અટકાવશે, અને મને નિર્વાણ તરફ જવા દેશે નહિ; આ વિચારથી તે વિતર્ક મારા મનમાંથી નષ્ટ થતા ચાલ્યા: હે ભિક્ષુઓ ! શરદ્ ઋતુમાં જ્યાં ત્યાં ખેતરો પાક્યાં હોય ત્યારે ગોવાળ ઢોરોની બહુ સાવધાનતાથી રખેવાળી કરે છે. લાકડીથી રોકીને તેમને ખેતરોની બાજુએ રાખે છે; કારણ કે તેમ ન કરે તો ઢોર લોકોના ખેતરમાં પેસી જાય અને તે કારણસર પોતાને શિક્ષા ભોગવવી પડે એમ તે જાણે છે. તે પ્રમાણે કામવ્યાપાદ, વિહિંસા વગેરે અકુશળ મનોવૃત્તિ ભયકારક છે એમ મેં જાણ્યું.

"તે સમયે હું ઘણી સાવધાનતાથી અને ઉત્સાહથી વર્તતો હતો; ત્યારે મારા મનમાં નૈષ્કર્મ્ય, અવ્યાપાદ, અને અવિહિંસા આ ત્રણ વિતર્કો પૈકી એકાદ વિતર્ક ઉત્પન્ન થાય! ત્યારે હું એવો વિચાર કરતો હતો કે મારા મનમાં આ કુશલ વિતર્ક ઉત્પન્ન થયો છે. તે પોતાને, બીજાને અથવા બન્નેને દુઃખ કરનાર નથી, પ્રજ્ઞાની અભિવૃદ્ધિ કરનાર છે, અને નિર્વાણ તરફ પ્હોંચાડનાર છે: તેનું આખી રાત અથવા આખો દિવસ ચિંતન કર્યાથી કાંઇ ભય નથી; છતાં બહુ વાર વિચાર કર્યાથી મારો દેહ થાકી જશે, અને દેહ થાકી ગયો એટલે મન સ્થિર થવાનું નહિ. અસ્થિર ચિત્તને સમાધિ શી રીતે મળવાની ? માટે ( કેટલાક સમય પછી ) અભ્યંતરમા જ મારૂં ચિત્ત હું સ્થિર કરતો હતો. જેમ કોઇ એક ગોવાળ ઉન્હાળાને અન્તે લોકો પાક ઘેર લઇ ગયા પછી ઢોરોને ખુશીથી છૂટા મુકી દે છે; તે ઝાડ નીચે હોય કે ખુલ્લી જગ્યામાં હોય, તેને ઢોરો ઉપર નજર રાખ્યા સિવાય બીજું કાંઇ કરવાનું રહેતું નથી. તે રીતે નૈષ્કર્મ્યવિતર્ક વગેરે કુશલ મનોધર્મો ઉત્પન્ન થતાં આ કુશલ ધર્મો છે એટલી જ હું સ્મૃતિ રાખતો હતો. ( તેનો નિગ્રહ કરવાનો પ્રયત્ન કરતો ન હતો. )"

કામ દબાવ્યો ક્રોધ દબાવ્યો, ગમે તેવી ઉથલપાથલ કરનારી પ્રવૃત્તિ દાબી, અને તેનાથી ઉલટાં નૈષ્કર્મ્ય, મૈત્રી, અવિહિંસા, વગેરે સુદ્દગુણોની અભિવૃદ્ધિ કરી, તો પણ નિર્ભયતા સિવાય તત્ત્વબોધ થવો કઠિન છે એમ બોધિસત્વ જાણતા હતા; અને તેથી નિર્ભયતા પ્રાપ્ત કરવા માટે ખાસ ભયાનક સ્થાને જતા હતા એવું વર્ણન ભયભૈરવસુત્તમાં આપેલું છે. તેનો સારાંશ અહીંઆ આપું છું.

બુદ્ધ ભગવાન્ જાનુશ્રેણી બ્રાહ્મણને કહે છે:–" હે બ્રાહ્મણ, જે સમયે મને સંબોધ પ્રાપ્ત થયો ન હતો, હું કેવળ બોધિસત્વ હતો, ત્યારે મને એમ લાગ્યું કે, જે કોઇ શ્રમણ અથવા બ્રાહ્મણ પરિશુદ્ધ કાયકર્મ ન આચરતાં છતાં અરણ્યમાં રહે છે તે આ દોષને લીધે અકુશળ ભયભૈરવને આમંત્રણ આપે છે; પણ મારાં કાયકર્મો પરિશુદ્ધ છે, પરિશુદ્ધ કાયકર્મવાળો

જે સજ્જન ( આર્ય ) અરણ્યમાં રહે છે તેમાંનો હું એક છું એવું જ્યારે મને દેખાઇ આવ્યું ત્યારે અરણ્યવાસમાં મને અત્યંત નિર્ભયતા જણાવા લાગી. બીજા કેટલાક શ્રમણ-બ્રાહ્મણો અપરિશુદ્ધ વાચસિક કર્મ આચરતાં છતાં, અપરિશુદ્ધ માનસિક કર્મ આચરતાં છતાં, અપરિશુદ્ધ આજીવ ( આજીવિકા ) કરતાં છતાં, અરણ્યમાં રહે છે તે આ દોષોને લીધે ભયભૈરવને આમંત્રણ આપે છે. પરંતુ મારાં વાચસિક અને માનસિક કર્મો તથા આજીવિકા પરિશુદ્ધ છે. જે સજ્જનોનાં આ બધાં પરિશુદ્ધ હોય છે તેમાંનો હું એક છું, એવું દેખાઇ આવતાં મને અરણ્યવાસમાં અત્યંત નિર્ભયતા લાગવા માંડી.

" હે બ્રાહ્મણ, જે શ્રમણ અથવા બ્રાહ્મણ લોભી, પ્રદુષ્ટ ચિત્તવાળો, આળસુ, ભ્રાંત-ચિત્તવાળો અને સંશયગ્રસ્ત હોવા છતાં અરણ્યમાં રહે છે તે આ દોષોને લીધે ભયભૈરવને આમંત્રણ કરે છે; પણ મારું ચિત્ત કામવિકારથી અલિપ્ત છે, દ્વેષથી મુક્ત છે–એટલે કે સર્વ પ્રાણીઓ વિષે મારા ચિત્તમાં મૈત્રી વસે છે, મારું મન ઉત્સાહપૂર્ણ, સ્થિર અને નિઃશંક છે. આવા ગુણવાળા સજ્જનો અરણ્યમાં રહે છે તેમાંનો હું એક છું એવું જ્યારે મને દેખાઇ આવ્યું ત્યારે અરણ્યવાસમાં મને અત્યંત નિર્ભયતા લાગવા લાગી.

" હે બ્રાહ્મણ, જે શ્રમણ અથવા બ્રાહ્મણ સ્વસ્તુતિ અને પરનિંદા કરે છે, જે બ્હીએ છે, જે માનમરતબાની ઇચ્છા રાખી અરણ્યવાસમાં રહે છે...જડબુદ્ધિ હોય છે, તે આ દોષોને લીધે ભયભૈરવને આમંત્રણ આપે છે. પણ મારામાં આ દુર્ગુણો નથી. હું આત્મસ્તુતિ અને પરનિંદા કરતો નથી, હું નિર્ભય છું, માનમરતબાની મને ઇચ્છા નથી......અને હું પ્રજ્ઞાવાન છું. જે આવા ગુણોથી યુક્ત સજ્જનો અરણ્યમાં રહે છે તેમાંનો હું એક છું એવું જ્યારે મને દેખાઇ આવ્યું ત્યારે અરણ્યવાસમાં મને અત્યંત નિર્ભયતા લાગવા લાગી. હે બ્રાહ્મણ ! ચતુર્દશી, પૌર્ણિમા, અમાવાસ્યા અને અષ્ટમીની રાત્રિઓ ( ભય માટે ) પ્રસિદ્ધ છે. આવી એકાદ રાત્રિએ ઉદ્યાનમાં, અરણ્યમાં અથવા વૃક્ષ નીચે જ્યાં લોકો દેવતાઓ વગેરેને બલિદાન આપે છે, અથવા જે સ્થાનો અત્યંત ભયંકર ગણાય છે તે ઠેકાણે હું ( એકાકી ) રહેતો હતો; કારણ ભયભૈરવ કેવો હોય છે તે જોવાની મને ઇચ્છા હતી. આવા સ્થળે રહેતાં એકાદ હરણ તે બાજુએથી જતું હોય, એકાદ મોર સુકાયેલાં લાકડાં નીચે નાખતો હોય, અથવા ઝાડનાં પાન વાયરાથી હાલતાં હોય તે વેળાએ મને એમ લાગતું કે આ જ તે ભયભૈરવ છે; અને હું કહેવા લાગ્યો–ભયભૈરવની ઇચ્છા કરીને જ હું આ સ્થાને આવ્યો છું, અને આ સ્થિતિમાં જ રહીને મારે તેનો નાશ કરવો જોઇએ. હું ચાલતો હોઉં અને તે ભયભૈરવ આવે તો ચાલતાં જ તેનો નાશ કરું. જ્યાં સુધી તેનો નાશ કર્યો ન હોય, ત્યાં સુધી ઉભો રહેતો નહિ, બેસતો નહિ અથવા બિછાના પર પડતો નહિ. જો તે ભયભૈરવ હું ઊભો હોઉં ત્યારે આવે તો હું ઊભો રહીને તેનો નાશ કરતો, જ્યાં સુધી તેનો નાશ થાય નહિ ત્યાં સુધી હું ચાલતો ન હોતો, બેસતો ન હોતો, અથવા બિછાના પર પડતો ન હતો. બેઠો હોઉં અને જો ભયભૈરવ આવે તો હું સૂતો ન હતો, ઊભો રહેતો ન હતો અથવા ચાલતો ન હતો. બેઠા રહીને જ તેનો નાશ કરતો. બિછાના ઉપર પડ્યો હોઉં અને જો તે આવે તો હું બેસતો ન હોતો, ઊભો રહેતો ન હતો અથવા ચાલતો ન હતો. બિછાના ઉપર સૂતો રહીને જ તેનો નાશ કરતો."

અકુશળ વિચારોના ચિંતનથી ચિત્તમાં તરત જ વિક્ષેપ થયા અને કુશળ વિચારોનું

ચિંતન વધારે પડતું થઇ જાય તો મન અસ્થિર થાય એ સંભવે. આવે પ્રસંગે અકુશળ વિચારોથી દૂર રહેવા માટે અને કુશળ વિચારોમાં પરિમિતતા રાખવા માટે મનને એક પ્રકારનું બંધન રાખવું પડે છે. આ માટે અર્વાચીન કાળમાં રામ–નામ વગેરેના જપનો ઉપયોગ કરવામાં આવે છે; પરંતુ બુદ્ધના સમયમાં આ પ્રકારનો જપ શ્રમણપંથના લોકો બિલકુલ જાણતા નહિ. બ્રાહ્મણસંપ્રદાયના લોકો મંત્રસિદ્ધિને બહુ અગત્યતા આપતા હતા. અમુક અમુક મંત્રથી અમુક અમુક કાર્ય સિદ્ધ થશે એવું તેઓ માનતા હતા. પરંતુ આત્મસંયમ માટે ગાયત્રી જેવા મંત્રનો તે સમયે જપ કરવામાં આવતો હશે એમ લાગતું નથી. શ્રમણ લોકો આ માટે ભિન્ન ભિન્ન તપશ્ચર્યાઓનો અને ધ્યાનોનો ઉપયોગ કરતા હતા. બોધિસત્ત્વ ગૌતમ પણ શ્વાસોચ્છ્વાસ દાબી ધ્યાન કરવાનો પ્રયત્ન કરતા હતા. પરંતુ આ પણ એક પ્રકારનો દેહદંડ જ છે એમ સમજી એમણે તે છોડી દીધો અને કેવળ શ્વાસોચ્છ્વાસ ઉપર પોતાનું ચિત્ત સ્થિર કરવાનો ક્રમ ચાલુ રાખ્યો.

આનાપાનસંયુત્તના પહેલા વગ્ગના આઠમા સુત્તમાં ભિક્ષુઓને ઉદ્દેશી ભગવાન કહે છે:–"હે ભિક્ષુઓ, આનાપાનસ્મૃતિસમાધિની ભાવના કરવાથી મોટો ફાયદો થાય છે. કેવી રીતે ભાવના કરવાથી ફાયદો થાય છે? એકાદ ભિક્ષુ અરણ્યમાં ઝાડ નીચે અથવા બીજી કોઇ એકાંત જગ્યાએ આસન વાળી બેસે. તે દીર્ઘશ્વાસ લેતો હોય ત્યારે દીર્ઘશ્વાસ લઉં છું એમ જાણે, દીર્ઘશ્વાસ મૂકતો હોય ત્યારે દીર્ઘશ્વાસ મૂકું છું એમ જાણે, ટૂંકો શ્વાસ......વગેરે. આ પ્રમાણે આનાપાનસ્મૃતિસમાધિની ભાવના કરી હોય તો મોટો ફાયદો થાય; હે ભિક્ષુઓ, સંબોધિજ્ઞાન ઉત્પન્ન થયાં પહેલાં હું બોધિસત્ત્વાવસ્થામાં હતો ત્યારે બહુધા આ જ ધ્યાન કરતો હતો. તેથી મારા શરીરને અને આંખોને ત્રાસ થતો ન હતો, અને મારું ચિત્ત પાપી વિચરોમાંથી મુક્ત રહેતું હતું."

આ ઉતારા ઉપરથી એવું દેખાઇ આવે છે કે પોતાનું ચિત્ત સ્થિર કરવા માટે આનાપાનસ્મૃતિસમાધિનો બોધિસત્ત્વ બહુ ઉપયોગ કરતા હશે. લોકોનું કલ્યાણ કયા માર્ગે કરવું, પોતાનું ઇંદ્રિયદમન કઇ રીતે કરવું, એ મહત્ત્વની બાબતોનો વિચાર કરી થાકે ત્યારે તે તરત જ પોતાને પસંદ એવા આ ધ્યાન તરફ વળતા. આ જ તેમનો મંત્ર હશે.

તપશ્ચર્યા છોડી દીધા પછી અને સંબોધિજ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં બોધિસત્ત્વને માર સાથે ભયંકર યુદ્ધ થયાનું કાવ્યમય વર્ણન બુદ્ધચરિત વગેરે ગ્રંથોમાં મળી આવે છે. તેનું મૂળ સુત્તનિપાતમાંના પધાનસુત્તમાં છે. તે સુત્તનું ભાષાંતર આ પ્રમાણે છે:—

૧. નૈરંજરા નદીને કાંઠે તપશ્ચર્યાનો આરંભ કરી નિર્વાણપ્રાપ્તિ માટે મોટા ઉત્સાહથી હું ધ્યાન કરતો હતો.

૨ માર કરુણ સ્વર કાઢી મારી પાસે આવ્યો. (તેણે કહ્યું) 'તું કૃશ છે અને દુર્વર્ણ થયો છે. મરણ તારી નજીક આવ્યું છે.

૩ 'હજાર વસા તું મરનાર છે અને એક વસા તારું જીવિત છે. અરે, ભલા માણસ! તું જાગ, જાગવું ઉત્તમ છે. જાગીશ તો પુણ્ય કર્મો કરીશ.

૪ 'બ્રહ્મચર્ય પાળીશ અને અગ્નિહોત્રની પૂજા કરીશ તો પુષ્કળ પુણ્યનો સંચય કરીશ. આ નિર્વાણને માટે ઉદ્યોગ શા માટે જોઇએ!

૫ 'નિર્વાણનો માર્ગ અત્યંત કઠિન અને દુષ્કર છે.' આ ગાથાઓ બોલીને માર બુદ્ધ પાસે ઊભો રહ્યો.

૬ તેવું બોલનાર મારને ભગવાને કહ્યું:–'હે પ્રમાદી માણસના મિત્ર, પાપી! તું અહિં શા માટે આવ્યો છું [એ હું જાણું છું].

૭ 'તેવા પુણ્યની મને બિલકુલ ગરજ નથી. જેને પુણ્યની ગરજ હોય તેને માર ઉપદેશ કરે.

૮ 'મારી પાસે શ્રદ્ધા છે, વીર્ય છે અને પ્રજ્ઞા પણ છે, આવી રીતે હું મારા ધ્યેય ઉપર ચિત્ત સ્થિર કરૂં છું ત્યાં તું મને જાગવાનો શા માટે ઉપદેશ કરે છે?

૯ 'આ પવન નદીના પ્રવાહને પણ સૂકવી શકે, પરંતુ મારું–પ્રેષિતાત્મનું[1]–રક્ત તે સૂકવી શકશે નહિ.

૧૦ '(હવે મારા પ્રયત્નથી) લોહી સુકાઇ જતાં તેની સાથે પિત્ત અને શ્લેષ્મ પણ સુકાઇ જશે, અને માંસ ક્ષીણ થતાં ચિત્ત વધારે પ્રસન્ન થશે, અને સ્મૃતિ, પ્રજ્ઞા અને સમાધિ ઘણી વધશે.

૧૧ 'આ પ્રમાણે રહેતાં અને ઉત્તમ સુખનો લાભ થતાં મારું ચિત્ત કામોપભોગ પાસે જતું નથી. એ આત્મશુદ્ધિ જો.

૧૨ '(હે માર!) કામોપભોગ એ તારી પહેલી સેના છે, અરતિ (અસંતોષ) એ તારી બીજી સેના; ત્રીજી ભુખ અને તરસ, ચોથી તૃષ્ણા.

૧૩ 'પાંચમી આળસ, છઠ્ઠી ભીતિ, સાતમી કુશંકા. આઠમી અભિમાન (ગર્વ).

૧૪ 'લાભ, સત્કાર, પૂજા (એ નવમી), અને ખોટે રસ્તે મેળવેલી કીર્તિ (એ દસમી), જેને લીધે માણસ આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે.

૧૫ 'હે કાળા નમુચિ, (સજ્જન ઉપર) પ્રહાર કરનારી આ તારી સેના છે. એને બીકણ માણસ જીતતો નથી, (પરંતુ જે શૂરવીર છે તે) તેને જીતે છે, તે સુખને મેળવે છે.

૧૬ 'આ હું મારા માથા ઉપર મુંજ ઘાસ ધારણ કરૂં છું.[2] મારો પરાજય થાય તો મારું જીવવું વ્યર્થ છે. પરાજય પામી જીવવા કરતાં સંગ્રામમાં મરણ આવે તે સારું.

૧૭ 'કેટલાક શ્રમણબ્રાહ્મણો તારી આ સેનામાં ડૂબી ગયાં હોવાથી દેખાતા નથી; અને જે માર્ગેથી સુવ્રતો જાય છે તે માર્ગની તેમને ઓળખાણ નથી.

૧૮ 'ચારે બાજુએ મારસેના દેખાય છે, અને માર પણ પોતાના વાહન સાથે સજ્જ છે. તેની સાથે યુદ્ધ કરવા માટે હું આગળ ધસું છું. એટલા માટે કે તે મને સ્થાનભ્રષ્ટ કરે નહિ.

૧૯ 'દેવતાઓ અને માણસો તારી સેના સમક્ષ ઊભા રહી શકતા નથી, તેનો હું, પથરાવતી (કોઈ) માટીનું કાચું વાસણ ફોડે તેમ પ્રજ્ઞાવડે પરાભવ કરી નાખું છું.

૧ ધ્યેય ઉપર જેણે પૂર્ણ લક્ષ રાખ્યું છે તેવા માણસનું.

૨. પ્રાચીન સમયમાં મુંજ નામનું ઘાસ માથા ઉપર બાંધી, સંગ્રામમાંથી હારી પાછા નહિ આવવા માટે પ્રતિજ્ઞા લેવાતી હતી.

૨૦ 'સંકલ્પને વશ કરી, સ્મૃતિને જાગૃત કરી અનેક શ્રાવકોને ઉપદેશ કરતો હું દેશે દેશ ફરીશ.

૨૧ 'તેઓ (શ્રાવકો) મારા ઉપદેશ પ્રમાણે ખરુ જ સાવધાનતાથી વર્તી, પોતાના ધ્યેય ઉપર ચિત્ત રાખી તારી ઇચ્છા વિરુદ્ધ એવે રસ્તે જશે કે જેથી શોક ન કરવો પડે.'

૨૨ (મારે કહ્યું). 'સાત વરસ સુધી ભગવાનની પછવાડે પછવાડે ચાલ્યો છું પરંતુ સ્મૃતિમાન્ સંબુદ્ધનું કાંઇ પણ છિદ્ર (અવતાર–ઉતરવાનું સ્થાન) જડયું નહિ.

૨૩ 'અહિંયાં પોતાને કાંઇ નરમ પદાર્થ મળશે, કોઇ મીઠો પદાર્થ મળશે એવી બુદ્ધિથી કાગડો મેદના જેવા રંગવાળા પથરા પાસે આવ્યો,

૨૪ 'પરંતુ ત્યાં કાંઇ લાભ ન દેખાવાથી કાગડો ત્યાંથી જતો રહ્યો. તે કાગડા પ્રમાણે હું પણ ગૌતમ પાસેથી ચાલ્યો જાઉં છું.'

૨૫ આ પ્રમાણે શોક કરતાં મારની કેડ ઉપરથી વીણા નીચે પડી અને તે દુઃખી માર ત્યાંથી અલોપ થયો.

આ સુત્તનું રૂપાંતર લલિતવિસ્તરના અઢારમા અધ્યાયમાં આવે છે. તે ઉપરથી એનું પ્રાચીનત્વ સહેજે સિદ્ધ થાય છે. ઉપર આપેલા ભયભૈરવસુત્તના ઉતારા વાંચવામાં આવે તો આ સાદા રૂપકનો અર્થ સમજવો તદ્દન સહેલો છે. મનુષ્યજાતિના કલ્યાણ માટે કોઇ આગળ ધસે તો તેના ઉપર પહેલો પ્રહાર કરનારી મારસેના–એટલે કે કામોપભોગની વાસના. તેને દાબી આગળ પગ મૂકે ન મૂકે એટલામાં તો અસંતોષ ઉત્પન્ન થવા લાગે. આગળ જતાં ભૂખ, તરસ વગેરે એક પછી એક ઉત્પન્ન થાય; અને આ બધા વિકારો ઉપર જય મેળવ્યા સિવાય કલ્યાણપ્રદ માર્ગનો સાક્ષાત્કાર થવો કદિ પણ શક્ય નથી. તેથી બુદ્ધે મારનો પરાભવ કર્યો એટલે આવી મનોવૃત્તિ ઉપર જય મેળવ્યો એ તદ્દન સ્પષ્ટ છે. આ માર્ગમાં બોધિસત્ત્વના મનનો કેવી કેવી રીતે વિકાસ થતો ગયો તેનું અનુમાન ઉપર આપેલા ઉતારા ઉપરથી જ સહેલાઇથી કરી શકાય છે.

બોધિસત્ત્વને સંબોધિજ્ઞાન વૈશાખ–પૂર્ણિમાની રાતે થયું. અને તે દિવસે સુજાતા નામની એક કુલીન યુવતિએ તેમને ઉત્તમ અન્નની ભિક્ષા આપી, એનો ઉલ્લેખ સુત્તપિટકમાં કોઇક સ્થાને જ મળે છે. આ પ્રસંગ સિવાય બીજે સ્થાને આ સુજાતાનું નામ ક્વચિત્ જ આવે છે. તો પણ બૌદ્ધ ચિત્રકળામાં સુજાતાને ઘણું મોટું સ્થાન મળ્યું છે, અને બુદ્ધની દૃષ્ટિએ પણ આ પ્રસંગ ચિરસ્મરણીય થયો. ચુંદ લુહારે આપેલી ભિક્ષા ગ્રહણ કરી ભગવાન માંદા પડયા ત્યારે પોતાના પરિનિર્વાણ પછી લોકો ચુંદને દોષ દે નહિ માટે ભગવાને આનંદને કહ્યુઃ—"જે દિવસે મેં સંબોધિજ્ઞાન મેળવ્યું તે દિવસે મને મળેલી ભિક્ષા અને આજ મળેલી ભિક્ષા–આ બન્ને સરખી જ છે, એમ કહી તમે ચુંદનું સાંત્વન કરજો."[૩]

સુજાતાએ આપેલી ભિક્ષા લઇ બોધિસત્ત્વે નૈરંજરા નદીને તીરે ભોજન કર્યું. અને તે રાતે તે એક પીંપળાના ઝાડ નીચે આવી બેઠા. આ સ્થાને ફરી એક વાર માર સાથે યુદ્ધ થયાનો પ્રસંગ લલિતવિસ્તરમાં વર્ણવ્યો છે. સંયુત્તનિકાયના સગાથાવગ્ગમાં એવું વર્ણન છે કે મારે બુદ્ધને લોભાવવા માટે બોધિવૃક્ષની નીચે તૃષ્ણા, અરતિ અને રગા એ પોતાની ત્રણ છોકરીઓને મોકલી. પણ તે બધું રૂપક જ છે એમ સમજવું જોઇએ.

૩ જુઓ **મહાપરિનિબ્બાનસુત્ત.** વળી જુઓ. બુ. લી. સા. સં. પા. ૩૮૬ (ગૂ. અ.)

તે રાતે તત્ત્વબોધ થયા પછી કેટલાક કાળસુધી બુદ્ધ ભગવાન્ ઉરુવેલાના પ્રદેશમાં જ રહ્યા. પોતાના કલ્યાણપ્રદ માર્ગનો ઉપદેશ બીજાને કરવો કે નહિ એનો તેમને વિચાર થયો. તે પ્રસંગે બ્રહ્મદેવે પ્રાર્થના કરી લોકોને ઉપદેશ કરવાની વિનંતી કર્યાનો ઉલ્લેખ અરિય-પરિયેસનસુત્તમાં અને મહાવગ્ગમાં આવે છે. આ રૂપકનો અર્થ બીજી જગ્યાએ મેં કર્યો હોવાથી તેની પુનરુક્તિ કરતો નથી.[૪] આળાર કાલામ અને ઉદક રામપુત્ત એ બોધિસત્ત્વના ગુરુ આ નવીન ધર્મમાર્ગ સમજવાને સમર્થ હતા. પરંતુ તે હયાત ન હતા એવી ખબર બુદ્ધ ભગવાનને મળી. આખરે તેમણે પોતાના નવીન ધર્મમાર્ગનો ઉપદેશ પહેલ વહેલો પંચવર્ગીય ભિક્ષુઓને કરવાનો ઠરાવ કર્યો. ગમે તે પંથના શ્રમણોને ઉપદેશ કરવાનો ભગવાને પ્રયત્ન કર્યો હોત તો તે કદિ પણ સફળ થાત નહિ. કારણ કે તેઓ ભગવાનનું શું કહેવું છે તે તરફ મુદ્દલ લક્ષ આપત નહિ. પંચવર્ગીય ભિક્ષુઓ બોધિસત્ત્વની સાથે રહેતા હતા અને તેમની અને બોધિસત્ત્વની વચ્ચે ધર્મમાર્ગ સંબંધે પુષ્કળ ચર્ચા થઇ હશે. તે ઉપરથી તેઓ પોતાનો નવીન ધર્મ માર્ગ સમજશે એવું બુદ્ધ ભગવાનને લાગ્યું હોય તો તેમાં કાંઇ નવાઇ નથી.

તે સમયે પંચવર્ગીય ભિક્ષુઓ વારાણસી પાસે ઋષિપત્તનમાં રહેતા હતા. એ ખબર ભગવાનને મળી એટલે તે ત્યાં જવા માટે નીકળ્યા. રસ્તામાં તેમને ઉપક નામનો આજીવક શ્રમણ મળ્યો. પોતાને તત્ત્વબોધ થયો છે એવું બુદ્ધે તેને કહ્યું, પરંતુ તેના ઉપર તેનું કંઇ જ પરિણામ થયું નહિ. 'થયું હશે કદાચ' એમ કહી તે બીજે માર્ગે ચાલતો થયો. આ એક પ્રસંગ ઉપરથી જ બીજા પંથના શ્રમણોને ઉપદેશ કરવાની નિરર્થકતા ભગવાનને સ્પષ્ટ દેખાઇ આવી હશે.

આષાઢી પૂર્ણિમાના અરસામાં ભગવાન વારાણસી પહોંચ્યા. તે જ્યારે ઋષિપત્તનમાં આવ્યા ત્યારે તેમને દૂરથી જોઇ તે પંચવર્ગીય ભિક્ષુઓએ એવો વિચાર કર્યો કે તેનો (ભગવાનનો) કોઇ પણ રીતે આદરસત્કાર કરવો નહિ. પણ તે જેવા પાસે આવ્યા કે તેમનો એ વિચાર ટક્યો નહિ. તેમણે ભગવાનનો યોગ્ય આદર કર્યો. તેમનો ધર્મ સાંભળવા માટે ફક્ત તેઓ તૈયાર ન હતા. પોતાને નવીન ધર્મ માર્ગ જડયો છે એવું જ્યારે ભગવાને તેમને કહ્યું ત્યારે તે બોલ્યાઃ—"આયુષ્માન્ ગૌતમ, તારી તે પ્રકારની તપશ્ચર્યાથી તને સદ્ધર્મમાર્ગનો બોધ થયો નહિ. પણ હવે તું તપોભ્રષ્ટ થઇ ખાવાપીવા તરફ વળ્યો છે તો તને સદ્ધર્મમાર્ગનો બોધ કેવી રીતે થાય?" ભગવાને કહ્યુંઃ—"હે ભિક્ષુઓ, આ પહેલાં મેં આવી ગમે તેવી બડાઇ હાંકી હતી શું? જો એમ નથી કર્યું તો તમે મારા બોલવા તરફ બરાબર ધ્યાન આપો. મને અમૃતમાર્ગ જડયો છે, આ માર્ગનું અવલંબન કરવામાં આવે તો તમને તરત જ મોક્ષ મળશે." આ રીતે ભગવાને ધીમે ધીમે પંચવર્ગીય ભિક્ષુઓને પોતાનો નવીન ધર્મ સંભળાવવાની પ્રવૃત્તિ શરુ કરી. તે પ્રસંગે તેમણે કરેલા ઉપદેશને ધર્મચક્રપ્રવર્તન કહે છે. આ સુત્ત પાલિભાષામાં સચ્ચસંયુત્તના બીજા વગ્ગમાં અને વિનયગ્રંથના મહાવગ્ગમાં આવે છે. એનું સંસ્કૃત ભાષાંતર લલિતવિસ્તરના છવ્વીશમા અધ્યાયમાં છે. પાલિસુત્તનું રૂપાન્તર અહિં આપું છું.

૪ બુદ્ધ, ધર્મ, અને સંઘ. પા. ૧૬ થી ૧૮ (મરાઠી) આવૃત્તિ બીજી.

આમ મેં સાંભળ્યું છે. એક સમયે ભગવાન્ વારાણસીમાં ઋષિપત્તનમાં મૃગવનમાં રહેતા હતા. ત્યાં ભગવાન્ પંચવર્ગીય ભિક્ષુઓને ઉદ્દેશીને કહેવા લાગ્યાઃ–' હે ભિક્ષુઓ ! ધાર્મિક મનુષ્યોએ આ બે છેડા તરફ જવું નહિ. તે બે છેડા કયા ? પહેલો–કામોપભોગમાં સુખ માનવું તે; આ હીન છે, ગ્રામ્ય છે, સામાન્ય માણસો સેવે એવો છે, અનાર્ય છે અને અનર્થકારી છે. બીજો–દેહદંડ કરવો તે; આ દુઃખકારક છે, અનાર્ય છે અને અનર્થકારી છે. આ બન્ને છેડે ન જતાં તથાગતે જ્ઞાનચક્ષુ ઉત્પન્ન કરનાર, ઉપશમ, પ્રેમ, સંબોધ અને નિર્વાણનો કારણભૂત મધ્યમ માર્ગ શોધી કાઢ્યો છે. તે કયો ? સમ્યક્દષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્માન્ત, સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ, સમ્યક્ સમાધિ. આ તે આર્યઅષ્ટાંગિક માર્ગ છે.

" હે ભિક્ષુઓ ! દુઃખ નામનું પહેલું આર્યસત્ય આ પ્રમાણે છે. જાતિ ( જન્મ ) દુઃખકારક છે, જરા દુઃખકારક છે, વ્યાધિ દુઃખકારક છે, મરણ દુઃખકારક છે; શોક, વિલાપ, દુઃખદૌર્મનસ્ય, ઉપાયાસ ( શોકની ગ્લાનિ ), પણ દુઃખકારક છે; અપ્રિયનો સમાગમ દુઃખકારક છે, અને પ્રિયનો વિયોગ દુઃખકારક છે; ઇચ્છેલી વસ્તુ ન મળે તો તેથી પણ દુઃખ થાય છે; ટૂંકામાં પાંચ ઉપાદાનસ્કંધ[5] દુઃખકારક છે.

" હે ભિક્ષુઓ ! ઘડી ઘડી ઉત્પન્ન થનારી અને અનેક વિષયોમાં રમનારી તૃષ્ણા જેને કામતૃષ્ણા, ભવતૃષ્ણા અને વિનાશતૃષ્ણા કહે છે તે દુઃખસમુદાય નામનું બીજું આર્યસત્ય છે. તે તૃષ્ણાનો વૈરાગ્યથી પૂર્ણ નિરોધ કરવો, ત્યાગ કરવો, તેમાંથી મુક્તિ મેળવવી એ દુઃખનિરોધ નામનું ત્રીજું આર્યસત્ય છે. અને ( ઉપર કહેલો ) આર્યઅષ્ટાંગિક માર્ગ એ દુઃખનિરોધગામિની–પ્રતિપદા નામનું ચોથું આર્ય સત્ય છે.

(ગ) " આ દુઃખ છે એવું જ્યારે મને સમજાયું ત્યારે મને નવી દૃષ્ટિ ઉત્પન્ન થઇ, જ્ઞાન ઉત્પન્ન થયું, વિદ્યા ઉદ્‌ભવી અને આલોક (પ્રકાશ) ઉત્પન્ન થયો. આ દુઃખ જાણવાને યોગ્ય છે એવું મને સમજાયું ત્યારે નવીન દૃષ્ટિ...ઇત્યાદિ; આ દુઃખ મેં જાણ્યું ત્યારે મને... ઇત્યાદિ; આ દુઃખસમુદાય આર્યસત્ય છે એવું મેં જાણ્યું...એ ત્યાજ્ય છે એવું મેં જાણ્યું... એનો ત્યાગ કર્યો એવું મેં જાણ્યું...આ દુઃખનિરોધ આર્યસત્ય છે એવું મેં જાણ્યું...તે સાક્ષાત્કાર કરવા યોગ્ય છે એવું મેં જાણ્યું...તેનો સાક્ષાત્કાર મને થયો એવું મેં જાણ્યું... આ દુઃખનિરોધગામિની પ્રતિપદા નામનું આર્યસત્ય છે એવું મેં જાણ્યું...તેનો અભ્યાસ કરવા યોગ્ય છે એવું મેં જાણ્યું...તેનો અભ્યાસ કર્યો એવું મેં જાણ્યું ત્યારે મને નવીન દૃષ્ટિ ઉત્પન્ન થઇ, જ્ઞાન ઉત્પન્ન થયું, વિદ્યા ઉદ્‌ભવી, અને આલોક ઉત્પન્ન થયો. જ્યાં સુધી પ્રત્યેક ત્રણ અને એકંદરે બાર પ્રકારનાં આ ચાર આર્યસત્યો વિશે મને જ્ઞાન થયું ન હતું ત્યાં સુધી મને પૂર્ણ સંબોધિનો લાભ થયો નહિ. "

બુદ્ધે આપેલા અનેક ઉપદેશો સુત્તપિટકમાં સંગૃહીત કરેલા છે; પણ તેમના ધર્મનો આધારભૂત એવો કોઇ પણ ઉપદેશ હોય તો તે આ જ છે. એકલા સચ્ચસંયુત્તમાં જ આ

૫. રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન આ પાંચને પંચસ્કંધ કહે છે. આ પાંચ સ્કંધો વાસનાયુક્ત હોય ત્યારે તેને ઉપાદાનસ્કંધ કહે છે. વધારે માહિતી માટે જુઓ. બુદ્ધ ધર્મ અને સંઘ.-( મરાઠી ) પરિશિષ્ટ ૨ જું.

ચાર સત્યો સંબંધે એકંદર ૧૩૧ સુત્તો છે. તે સિવાય બીજા નિકાયોમાં આનો ઉલ્લેખ વારંવાર આવે છે. ઉપરના અનુવાદમાં (અ) નીચે જે મજકૂર આપ્યો છે તે ફક્ત બીજે ઠેકાણે મળતો નથી અને તેથી તે પછીથી સુત્તંતમાં દાખલ કરાયો હશે એવી મજબૂત શંકા ઉત્પન્ન થાય છે. પરંતુ ચાર આર્યસત્યોના સ્પષ્ટીકરણ માટે તે ઘણો ઉપયોગી છે એટલા માટે મેં તે અહિં દાખલ કર્યો છે.

બુદ્ધે જગતને જો કાંઈ નવીન આપ્યું હોય તો તે આ આર્યસત્યો જ. પ્રાણઘાત કરવો નહિ, ચોરી કરવી નહિ, વ્યભિચાર કરવો નહિ, જૂઠું બોલવું નહિ અને માદક પદાર્થોનું સેવન કરવું નહિ એવા પાંચ નિયમો બૌદ્ધ ગૃહસ્થો માટે છે. આ નિર્ગ્રંથોના પંચયામ ઉપરથી તૈયાર કરેલા છે. તેમાંના અપરિગ્રહ નામના પાંચમા યામને સ્થાને માદક પદાર્થો ન સેવવા એ બુદ્ધે મૂકેલું છે, અને મૈથુનવિરતિ ઉપરથી પરસ્ત્રીનો સંગ ન કરવો એ નિયમ તૈયાર કર્યો છે. બાકીના ત્રણ નિયમો સરખા જ છે. સમાધિની ચાર પાયરીઓ અથવા ધ્યાન તેમણે પોતાના ગુરુ આળાર કાલામ અને ઉદ્દક રામપુત્ત પાસેથી લીધાં છે; અને બાકી ઘણાં સુભાષિતો અને નૈતિક બાબતો તે કાળના બીજા શ્રમણબ્રાહ્મણો પાસેથી લીધી છે. પણ આ આર્યઅષ્ટાંગિક માર્ગ અને આ ચાર આર્યસત્યો એ તેમનાં પોતાનાં જ છે એમાં શંકા નથી.

હવે ગૌતમબુદ્ધે સમકાલીન શ્રમણબ્રાહ્મણોના ધર્મમાર્ગો કરતાં કઈ વિશિષ્ટ બાબત શીખવી એનો વિચાર કરીએ. કોઇ કહે છે કે યજ્ઞયાગ તરફ બંડ ચાલતું હોવાથી તેમણે પ્રાણીમાત્ર ઉપર દયા કરવી એવો ઉપદેશ કર્યો. પણ આ ઉપદેશ તેમનો ન હતો. તેમની પૂર્વેના નિર્ગ્રંથ (જૈન) પંથના શ્રમણો વગેરે દયાધર્મનો ઉપદેશ પૂર્ણપણે કરતા હતા. કિંબહુના, દયાધર્મ એ તેમની તપશ્ચર્યાનો એક મોટો ભાગ હતો. પાણીના ટીપા ઉપર પણ તે દયા કરતા હતા. પોતાના શરીર ઉપર ચડેલા મેલમાં જીવજંતુ રહેલા હોય તો તેનો નાશ થાય નહિ માટે તેઓ સ્નાન વગેરેથી પોતાનું શરીર પણ સાફ રાખતા નહિ. અહિં સુધી તેમની દયાધર્મની મર્યાદા ગઇ હતી. પછી બુદ્ધે નવીન દયાધર્મ સ્થાપિત કર્યો એમ કહેવું શું ભૂલભરેલું નથી? સખત તપશ્ચર્યા કરનારા શ્રમણપંથના લોકો તો બુદ્ધને ધર્મભ્રષ્ટ સમજતા હતા. ખુદ તેમના સાથીદાર પંચવર્ગીય ભિક્ષુઓને પણ શરૂઆતમાં તો તે ધાર્મિક લાગ્યા નહિ. તો પછી બુદ્ધે સ્થાપેલો ધર્મમાર્ગ કેવા પ્રકારનો હતો? અહિં વાચકોએ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે ગૌતમ બોધિસત્ત્વે જે ગૃહત્યાગ કર્યો હતો તે કેવળ મોક્ષ માટે નહિ. સૂકાઇ ગએલા પાણીમાં માંછલીઓની જેમ જીવનને માટે કલહમાં ગૂંથાએલી મનુષ્યજાતિને દુઃખમાંથી મુક્તિ મળે એ આશાથી તેમણે સુખને તિલાંજલિ આપી હતી. દેહદંડ વગેરેથી પોતાની ઇષ્ટસિદ્ધિ થતી નથી એમ જોઇને તેમણે સ્વતંત્ર રીતે પ્રયત્ન કરી ઉપરના ધર્મમાર્ગનો બોધ કરી લીધો. એમાં દયાધર્મને અવકાશ નથી એમ નથી. પરંતુ દયાધર્મના નામથી જે એક પ્રકારની નિષ્ક્રિયતા વધે છે તેનો તેમાં પૂર્ણપણે અભાવ હતો; જંતુ મરે એટલા માટે હાથ વાપરવા નહિ, દીવો સળગાવવો નહિ અથવા એવાં બીજાં કર્મોમાંથી નિવૃત્ત થઈ મનુષ્યજાતિને નિરુપયોગી થવું એવો પ્રકાર અષ્ટાંગિકમાર્ગમાં આવી શકતો નથી. બીજા શ્રમણોના નિયમો કેવળ નિષેધાત્મક હતા. પરંતુ આ અષ્ટાંગિકમાર્ગ પૂર્ણપણે વિધાયક છે. અમુક કરો નહિ એમ કહેવાને બદલે અમુક કરો એમ આમાં સ્પષ્ટ રીતે કહેલું છે. એટલે તે સમયના શ્રમણ

લોકોમાં મળી આવતા એકદેશીય દયાધર્મને બુદ્ધે વ્યવહારુ અને ક્રિયાત્મક સ્વરૂપ આપ્યું એમ કહેવું જોઇએ.

હિંસાનો અને અહિંસાનો ઝઘડો બુદ્ધની પહેલાં પુષ્કળ વર્ષોથી શરૂ થયો હતો. એક-બીજાનાં રાજ્યો પડાવી લેતાં ક્ષત્રિયો હિંસા કરતા જ હતા; અને ધર્મમાર્ગમાં પણ આ હિંસાને ઘણું મોટું સ્વરૂપ મળી ગયું હતું. એક એક યજ્ઞમાં હજારો પશુઓ મારવામાં આવતાં અને તેને લીધે સામાન્ય જનસમૂહને અતિશય ખોટું લાગતું હતું. એકસત્તાધિકારી રાજાઓ સાર્વભૌમપદ મેળવવામાં પોતાને સ્વર્ગના દેવતાઓ મદદ કરે એટલા માટે બ્રાહ્મણો પાસે એ યજ્ઞો કરાવતા. એટલે કે રાજ્યવ્યવહારમાં અને ધાર્મિક કાર્યોમાં હિંસાનું પૂર્ણ સામ્રાજ્ય થયું હતું. જે ક્ષત્રિયોને અને બ્રાહ્મણોને આ પરિસ્થિતિનો અસંત કંટાળો હતો તેઓ સર્વસંગનો પરિત્યાગ કરી જંગલમાં રહેતા હતા, અને ત્યાં જીવજંતુઓને પણ પોતાના હાથે નુકસાન ન થાય એ માટે કાળજી રાખતા. પણ આ બન્ને પંથોમાં ખુદ મનુષ્યજાત વિશે કોઇને પણ વિશેષ કાળજી હોય એમ દેખાતું નથી. રાજા અને બ્રાહ્મણનું જીવન જ લડાઇ પર અવલંબી રહેલું, તેથી મનુષ્યજાતિમાં કેટલાંક પ્રાણીઓને માર્યા સિવાય તેમનો હિંસાત્મક પંથ ચાલવો શક્ય ન હતો. એક બાજુ જંગલમાં ફરનારા શ્રમણો મનુષ્યજાત વિશે અત્યંત ઉદાસીન હતા. સ્વિફ્ટના 'ગુલીવર' પ્રમાણે તેમને મનુષ્યજાતિ વિશે એક પ્રકારની અવજ્ઞા હતી એમ કહેવામાં હરકત નથી. એક બાજુ જંગલમાં પાણીના ટીપામાંના જંતુને પણ નાશ ન થાય એ માટે શ્રમણો દરકાર રાખતા. પણ બીજી બાજુએ તેમની જાતના હજારો લોકો લડાઇઓ અને પરસ્પર મારામારી કરી મૃત્યુના મુખમાં પડતા એ માટે તેમને મુદ્દલ જ કાંઇ લાગતું ન હતું. આવા ઉદાસીન દયાધર્મને ગૌતમબુદ્ધે ઉત્તમ ગતિ આપી મનુષ્યજાતિ તરફ વાળ્યો એ તેમનું મોટું કાર્ય સમજવું જોઇએ.

સમ્યક્દૃષ્ટિ આર્યઅષ્ટાંગિક માર્ગની પહેલી પાયરી છે. ચાર આર્યસત્યોનું જ્ઞાન થવું એ જ સમ્યક્દૃષ્ટિ છે. જગતમાં દુઃખ ભરેલું છે. તે મનુષ્યજાતિની તીવ્ર વાસનાઓથી ઉત્પન્ન થએલું છે, તે વાસનાઓનો ક્ષય કરવામાં આવે તો શાંતિ મળવી શક્ય છે, અને તે શાંતિનો માર્ગ—આર્ય અષ્ટાંગિક માર્ગ—એક બીજા સાથે કાયા, વાચા અને મનથી સત્યપ્રેમ અને લાગણીથી વર્તવું એ છે. આવી જો એક સમ્યક્દૃષ્ટિ લોકમાં ઉત્પન્ન થાય નહિ તો અહંકાર અને સ્વાર્થને લીધે થતા કજીયા ટંટા અટકવાના નહિ અને જગતને શાંતિ મળવાની નહિ. પોતાનું ઐશ્વર્ય અને સત્તા વધારવાનો સંકલ્પ પ્રત્યેક વ્યક્તિ કરે તો તેથી તેનો અને બીજાનો એક સરખો નાશ થવાનો. આ માટે બીજા ઉપર નિષ્કામ પ્રેમ કરવાનો, પોતાનું મન શુદ્ધ રાખવાનો અને બીજાની સુખશાંતિમાં વધારો થાય એનો શુદ્ધ સંકલ્પ રાખવો યોગ્ય છે. ખોટું બોલવું, ચાડી કરવી, ગાળો દેવી, નકામી બકબક કરવી, વગેરે અસત્-ખરાબ-વાણીને લીધે સમાજની વ્યવસ્થા બગડે છે. અને ટંટા બખેડા ઉત્પન્ન થઇ હિંસાના કારણભૂત થાય છે. માટે સાચું, એકબીજાનું સખ્ય સાંધે તેવું પ્રિય, અને મિતભાષણ કરવું યોગ્ય છે. આને સમ્યક્વાચા કહે છે. તે જ પ્રમાણે શરીર વડે પ્રાણઘાત, ચોરી, વ્યભિચાર વગેરે કર્મો કરવાં છોડી દઇ લોકનું કલ્યાણ થાય એવાં જ કર્મો કરવાં જોઇએ. આપણી આજીવિકા અત્યંત શુદ્ધ રાખવી જોઇએ. સર્વ કુશળ કર્મોમાં પરિપૂર્ણ ઉત્સાહ જોઇએ. સ્મૃતિ એટલે જાગૃતિ જોઇએ; અને મનનો યોગ્ય સમાધિ જોઇએ. આ મધ્યમ માર્ગથી

જગતમાં શાંતિ સ્થાપવી શકય છે. લોકો જો આ માર્ગનો બોધ ગ્રહણ કરે નહિ અને લડતા રહે તો પણ જે માણસ એનો અભ્યાસ કરે તેના મનને અદ્વિતીય શાંતિ થયા વિના રહેશે નહિ. તેથી આવા માર્ગના બોધથી ગૌતમ બોધિસત્ત્વને પોતે બુદ્ધ થયો છે એમ લાગ્યું એ તદ્દન સ્વાભાવિક છે.

જે બન્ને છેડાનો આ મધ્યવર્તી માર્ગ છે તેમાંના પહેલા છેડાને ‘ હીન, ગ્રામ્ય અને સામાન્ય માણસો સેવે ’ એવાં વિશેષણો લગાડયાં છે. એ સ્પષ્ટ છે કે જે માણસ મનુષ્યજાતિના સંતાપ તરફ મુદ્દલ લક્ષ ન દેતાં કેવળ શારીરિક સુખમાં ગૂંથાઇ રહે અને તેને જ પોતાનું ધ્યેય કરે તો તેનું ધ્યેય અત્યંત હલકા પ્રકારનું હોવું જોઇએ. દેહદંડના છેડાને દુઃખકારક એ વિશેષણ લગાડયું છે, એનો અર્થ સ્પષ્ટ છે. આ બન્ને છેડાઓ અનાર્ય અને અનર્થકારક છે એમ કહ્યું છે. અનાર્ય એટલે કે ખરા શૂરને ન શોભે એવો. મનુષ્યજાતિ દુઃખમાં પડી હોય ત્યારે પોતે મોજમજામાં આનંદ માને એ ખરેખર લાંછન લગાડે એવું છે. પણ આવા સુખથી કંટાળી જંગલમાં જઇ તપશ્ચર્યા કરતા બેસી રહેવું એમાં પણ શૌર્યનો અભાવ છે. ખરો માર્ગ કહેવો હોય તો તે એ છે કે અત્યંત સાવધાનતાથી વર્તી કાયા, વાચા અને મનવડે મરણ સુધી મનુષ્યજાતિના કલ્યાણ માટે ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરતા રહેવું. મોક્ષ પણ તેમાં જ છે. કામોપભોગ અને દેહદંડ એ બન્ને અનર્થકારક છે. કારણ એ બન્નેની ઉત્પત્તિ સ્વાર્થમાં જ છે. પહેલા છેડે જનારા બીજાનો નાશ કરી પોતાના સુખની ઇચ્છા રાખે છે જ્યારે બીજે છેડે જનારા બીજાની ઉપેક્ષા કરી મોક્ષ મેળવવાની ઇચ્છા રાખે છે. બન્ને બાજુએ ભયાનક સ્વરૂપવાળા વિષમ પર્વતોની હાર હોય અને વચમાં થઇને જેમ એકાદી સુંદર નદી વહેતી હોય તેમ કામોપભોગ અને દેહદંડ આ બન્ને વિષમ બાજુઓની વચમાં વહેનારો આ બુદ્ધનો મધ્યમ માર્ગ છે.

સર્વસ્વનો ત્યાગ કરી આ ધર્મમાર્ગનો પ્રચાર વધારવા માટે ત્રિપિટકમાં ઘણો ઉપદેશ મળે છે. તેથી કેટલાક પાશ્ચાત્ય પંડિતોની એવી સમજ થએલી દેખાય છે કે બુદ્ધે ઐહિક સુખનો ત્યાગ કરવાનું કહી લોકોને અત્યંત આળસુ બનાવ્યા. આ તેમના મતનો પ્રતિધ્વનિ આપણા દેશમાં પણ ઊઠે છે. બૌદ્ધધર્મને લીધે જ હિંદુસ્તાનનું નુકસાન થયું એવું કહેનારા કેટલાક અનુકરણશીલ પંડિતો આપણામાં પેદા થયા છે. પરંતુ બુદ્ધના ચરિત્રનું જેમણે ઉપર ઉપરથી પણ અવલોકન કર્યું હોય તેમને પણ તેમનો ભ્રમ સ્પષ્ટ દેખાઇ આવે. બુદ્ધ પોતે જ ધર્મપ્રચાર માટે ચોમાસાના ચાર મહિના બાદ કરી આઠ મહિના એક સરખા ફરતા હતા અને તેમના શિષ્યો પણ ધર્મપ્રચાર માટે સતત પ્રયત્ન કરતા હતા. આવા લોકોની ગણના આયતુ ખાનારા અજ્ઞાન બાવાજોગીઓમાં કરવી અને તેમના પ્રયત્નથી આપણા દેશને નુકસાન થયું છે એમ કહેવું એ અત્યંત ગેરવ્યાજબી છે.

એક દિવસે બુદ્ધ ભગવાન્ ભારદ્વાજ બ્રાહ્મણના ખેતરમાં ભિક્ષા માટે ગયા. ત્યારે ભારદ્વાજે તેમને કહ્યું:—“ મારા પ્રમાણે તું પણ ખેડ, વાવ, અનાજ એકઠું કર, અને ખા. આમ ભિક્ષા શા માટે માગે છે ? ” ભગવાને કહ્યું:—“ હું પણ એક પ્રકારની ખેતી કરું છું. હું શ્રદ્ધાનાં બી વાવું છું, તપશ્ચર્યાની ( પ્રયત્નની ) તેના પર વૃષ્ટિ થાય છે. પ્રજ્ઞા મારું હળ છે, પાપની લજ્જા એ હળનો દાંડો છે, ચિત્ત જોતરૂં છે, સ્મૃતિ ( જાગૃતિ ) હળની કોશ(ફળ) છે અને ચાબુક છે. કાયા અને વાણીથી સંયમી રહી અને આહારમાં નિયમિત

રહી સત્યરૂપી ખુરપીથી નીંદણ કરું છું. સંતોષ એ મારો મોક્ષ છે. જ્યાં શોક કરવાની જરૂર નથી તે યોગક્ષેમ તરફ જનાર ઉત્સાહ બળદ છે. " કહેવાનો અર્થ ભારદ્વાજને તરત જ સમજાયો અને તે બુદ્ધનો શિષ્ય થયો. આમાં બુદ્ધે ખેતીનો નિષેધ કર્યો છે એમ નથી. પણ તે. ખેતીના સ્વાસ્થ્યને માટે સમાજમાં નૈતિક ખેતીની ઉન્નતિ અતિ આવશ્યક છે, એટલો જ તેમના ઉપદેશનો સાર છે. એકે ખેતી કરી હોય અને પાકનો સમય આવે ત્યારે જો તેના ઉપર બીજો હલ્લો કરે અને તે લઇ જાય તો કોઇ પણ ખેતી કરે નહિ, અને સમાજમાં ભયંકર અવ્યવસ્થા થઇ જાય, માટે પહેલેથી જ એકબીજાનો સંબંધ હિંસાત્મક ન રહેતાં અહિંસાત્મક રહેવો જોઇએ: અને તે પ્રકારની ખેતી પોતે કરે છે એમ બુદ્ધનું કહેવું હતું. આ જ માટે સર્વસ્વનો ત્યાગ કરનારા ભિક્ષુઓ અને ભિક્ષુણીઓ તેમણે તૈયાર કર્યાં અને ધર્મોપદેશ કરવા માટે ચારે દિશાએ મોકલ્યાં. ધીમે ધીમે આ ભિક્ષુઓ અને ભિક્ષુણીઓનું બહુ માન થવા લાગ્યું અને તેથી એકાદ જગ્યાએ બેસી રહેવામાં તેમને આનંદ થવા લાગ્યો. તેનું પરિણામ મૂળ તત્ત્વજ્ઞાન ઉપર થાય એ તદ્દન સ્વાભાવિક હતું, સમ્યક્ કર્મ અને સમ્યક્ વાચાનો અર્થ અભિધમ્મમાં ખરાબ કર્મો અને ખરાબ શબ્દોથી નિવૃત્ત રહેવું એટલો જ કરવામાં આવ્યો છે; સારાં કર્મો કરવાં જ જોઇએ અને લોકોપયોગી વાણી બોલવી એ આપણી ફરજ છે[૬] એવી પરંપરા તૂટતી ચાલી.

મનુષ્ય નિવૃત્ત થયો એટલે કે આર્યઅષ્ટાંગિક માર્ગનું સાધન પોતાની મેળે જ સિદ્ધ થાય છે એવો બુદ્ધઘોષાદિક ટીકાકારોનો અભિપ્રાય દેખાય છે. પરંતુ અશોકના સમયે કાયા, વાણી અને મનથી આ કલ્યાણપ્રદ માર્ગ અમલમાં આણવો જોઇએ એ વિશે બૌદ્ધ વિદ્વાનોને શંકા ન હતી.

અભિધમ્મપિટકમાં કથાવત્થુ નામનું એક પ્રકરણ છે. એ અશોક રાજાના સમયમાં મોગ્ગલીપુત્ત તિસ્સે લખ્યું છે એવી આખ્યાયિકા છે. તેમાં કલ્યાણપ્રદ ચિત્તથી 'કાયકર્મ અને વાક્કર્મ કરવાથી જડ શરીર ઉપર થનારું પરિણામ કલ્યાણપ્રદ છે કે કેમ' એ સંબંધે એક સંવાદ છે; અને તેને અંતે એવા પ્રકારના કર્મને કલ્યાણપ્રદ કહેવું જોઇએ એવો સાર કાઢ્યો છે.[૭] ટીકાકારે આનો અર્થ તદ્દન ઊંધો કરવાનો પ્રયત્ન કર્યો છે પરંતુ તે થઇ શકયો નથી તે સ્પષ્ટ દેખાય છે. સમ્યક્વાચા અને સમ્યક્ કર્મ સમ્યક્ બોલ્યા સિવાય અને શરીર વડે કામ કર્યા સિવાય થઇ શકે એ તદ્દન અસંભવનીય છે. પણ અશોકના સમયમાં પણ આ વિશે શંકા કરનારા કેટલાક આળસુ ભિક્ષુઓ હતા, એ ઉપરના કથાવત્થુના સંવાદ ઉપરથી દેખાઇ આવે છે. અશોકે પોતાના છઠ્ઠા શિલાલેખમાં કહ્યું છે કે:—' नास्ति हि मे तोसो उस्टानम्हि अथसंतीरणाय चा। कतव्यमते हि मे सर्वलोकहिते। तस च एस मूले उस्टानं च अथसंतीरणा च।

૬ यथापि रुचिरं पुप्फं वण्णवंतं सगंधकं।
एवं सुभासिता वाचा सफला होति पकुब्बतो॥

ધમ્મપદ—પર.

૭ કથાવત્થુ પા. ટે. સો. આવૃત્તિ. પા. ૩૯૦-૯૪. 'कुसलेन चित्तेन समुट्ठितं कायकम्मं रूपं कुसलं ति।'

नास्ति हि कंमतरं सर्वलोकहितेन। य च किंचि पराक्रमामि अहं किंति भूतानं अनंणं गछेयं, इध च नानि सुखापयामि परत्र च स्वगं आराधयंतु।'

અર્થઃ—લોકકલ્યાણના પ્રયત્નમાં અને લોકને ન્યાય આપતાં મને તૃપ્તિ થતી નથી. (આ કામમાં હું સતત તત્પર રહું છું.) કારણ સર્વ લોકોનું હિત એ જ, મારું મુખ્ય કર્તવ્ય છે, અને લોકકલ્યાણનો પ્રયત્ન અને લોકોને ન્યાય આપવો એ જ તેનો પાયો છે. સર્વ લોકોના હિત કરતાં મારે માટે બીજું વધારે સારૂં કાર્ય નથી, પ્રાણી માત્રના ઋણમાંથી મુક્ત થવા માટે હું અત્યંત ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરું છું. તેમને આ લોકમાં સુખ મળે અને પરલોકમાં સ્વર્ગ મળે એ જ મારો હેતુ છે.

આ લેખમાં લોકકલ્યાણ કરવું એ પોતાનું કર્તવ્ય છે એમ અશોક સમજતો એટલું જ નહિ પણ તેમના ઋણમાંથી મુક્ત થવાનો તે એક માર્ગ છે એવી એની ખાત્રી છે. પોતાના મનનું સ્વાસ્થ્ય સંભાળી કાયા અને વાણી વડે લોકકલ્યાણની પરાકાષ્ઠાએ પહોંચવું એ પ્રત્યેકનું કર્તવ્ય છે. આ વિશે મહાયાન પંથના બૌદ્ધોમાં પણ મતભેદ ન હતો. ઇસવીસનના સાતમા સૈકામાં લખાયેલા બોધિચર્યાવતારમાં તે ગ્રંથના પ્રસિદ્ધ ગ્રંથકાર શાંતિદેવાચાર્ય કહે છે કેઃ—

सुखार्थं क्रियते कर्म तथापि स्यान्न वा सुखम्।
कर्मैव तु सुखं यस्य निष्कर्मा स सुखी कथम्॥

સામાન્ય લોક સુખના હેતુથી કામ કરે છે પણ તેમને સુખ મળે છે કે નથી મળતું; પણ જે કર્મમાં જ સુખ માને છે તેને આળસમાં સુખ કેવી રીતે મળે.

આજ કાલ બુદ્ધના નામે તિબેટનો દલાઇલામા રાજ્ય કરે છે, એનો દોષ જેવી રીતે બુદ્ધના અષ્ટાંગિકમાર્ગને દેવાય નહિ તે રીતે કેટલાક નિષ્ક્રિય ભિક્ષુઓના આચરણનો દોષ તેમને માથે મૂકવો યોગ્ય નથી. બુદ્ધસમકાલીન અને તે પછીની અશોકની કારકીર્દીપર્યંત પંડિત ભિક્ષુઓમાં આ માર્ગ કેવા પ્રકારનો હતો તે સંબંધે મુદ્દલ શંકા નથી. અને આખા એશિયાખંડ ઉપર તેમણે જે બૌદ્ધધર્મનો પ્રચાર કર્યો તે જ તેમની સમજણનું પ્રત્યક્ષ પ્રમાણ છે, એમ માનવામાં હરકત નથી.

હવે આ માર્ગથી પ્રાપ્ત કરવાના નિર્વાણ અથવા દુઃખનિરોધ સંબંધે થોડુંક વિવેચન કરવું ઇષ્ટ છે. નિર્વાણ એટલે કેવળ અભાવ એવી કેટલાકની માન્યતા હોય એમ દેખાય છે. અર્થાત્ તેમના કહેવાનું તાત્પર્ય એ છે કે કેવળ અભાવને મેળવવા માટે આટલી બધી તકલીફ શા માટે? પરંતુ તેમની આ માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે. નિર્વાણ એ એક શાંત તત્ત્વ છે. તેમાં અને ઉપનિષદ્‌ના બ્રહ્મમાં બહુ તફાવત નથી. જે કાંઇ ભેદ છે તે તે તત્ત્વોને જાણવાના માર્ગો સંબંધે છે. બ્રહ્મ જો સત્યમય, જ્ઞાનમય, અને કરુણામય તત્ત્વ હોય તો તેની પ્રગતિનો ઉપાય શું સત્યમય, જ્ઞાનમય અને કરુણામય ન હોવો જોઇએ? બુદ્ધનો આ વિશે એવો આગ્રહ હતો કેઃ—જેવું ધ્યેય તેવું જ આચરણ જોઇએ.[૮]



૮ બુદ્ધલીલાસારસંગ્રહ. ભાગ. ૩. પ્ર. ૧૭ મું જુઓ.

# હસ્તલિખિત પુસ્તકોમાં આવેલા ચૌલુક્ય રાજાઓના સંવતો

( દત્તાત્રેય બાળકૃષ્ણ દિસકળકર, ક્યૂરેટર વૉટસન મ્યૂઝીયમ, રાજકોટ )

ગુજરાતના ઇતિહાસમાં ચૌલુક્યકાળ એટલે કે વિ. સં. ૧૦૦૦ થી ૧૩૬૦ સુધીનો સાડાત્રણસો વરસનો કાળ સર્વ બાજુથી ઉજ્જ્વળ હતો એમાં કાંઇ શંકા નથી. રાજકીય ધાર્મિક, આર્થિક, કલાકૌશલ્યાત્મક, વગેરે હરએક બાબતમાં તે વખતે બૃહદ્‌ગુજરાત ઉચ્ચ કોટીએ પહોંચ્યો હતો. તે કાળમાં સંસ્કૃત ભાષામાં–અને પ્રાકૃત ભાષામાં પણ–ભિન્ન ભિન્ન વિષયો ઉપર ઉચ્ચ કોટિના જેટલા ગ્રંથો નિર્માણ થયા તેટલા તે પહેલાના કાળમાં અથવા ત્યાર પછીના કાળમાં પણ ગુજરાતમાં નિર્માણ થયેલા લાગતા નથી. 'સાદું જીવન અને ઉંચું ચિંતન' આ ધ્યેય રાખી સર્વકાળ વિદ્યાવ્યાસંગ કરનારા જૈન સાધુઓએ તે કાર્યમાં મોટો ફાળો આપ્યો છે.

તે ગ્રંથોમાંના ઘણાખરા અત્યાર સુધી પ્રકટ થયેલા નથી. કેટલાકોનું તો નામ પણ ઘણા ખરા લોકોને માલુમ નથી તો પછી તેમાં શું શું છે તેની ખબર તો ક્યાંથી જ હોય? કોઇ પંડિત અથવા પંડિતવર્ગ ગુજરાતમાં અત્યાર સુધી રચવામાં આવેલા સર્વ ગ્રંથોની યાદી, આફ્રેક્ટ સાહેબની સંસ્કૃત ગ્રંથસૂચી પ્રમાણે (Aufrecht's Catalogus Catalogorum) આપણી ભાષામાં, ટુંકા વિવેચન સાથે કાલાનુક્રમથી તૈયાર કરશે તો ગુર્જરાતનો રાજકીય, વાઙ્‌મયાત્મક, ધાર્મિક, વગેરે વિષયનો ઇતિહાસ તૈયાર કરવા માટે તેનો અત્યંત ઉપયોગ થશે. તે યાદી નીચે બતાવેલી પદ્ધતિ પ્રમાણે હોવી જોઇએ એમ મારો મત છે.

૧ ગ્રંથનું નામ; ૨ ગ્રંથકર્તાનું નામ; ૩ ગ્રંથરચનાનો કાળ; ૪ તત્કાલીન રાજાનું નામ; ૫ ગ્રંથની ભાષા; ૬ તે મુદ્રિત છે કે નહિ; ૭ મુદ્રિત હોય તો ક્યાં અને કઇ ભાષામાં વગેરે; ૭ તે ગ્રંથમાં શું છે તેની ચાર પાંચ વાક્યોમાં ઓળખાણ આપી હોય એવી ટિપ્પણી અને ૮ તે ગ્રંથ અપ્રકટ હોય તો તેની માહિતિ ક્યાં આપેલી છે તેની નોંધ.

ઉપર સૂચિત કરેલી ગ્રંથસૂચિ પ્રમાણે બીજી પણ એક યાદી કરવાની જરૂર છે જેમાં ઉપર બતાવેલા ગ્રંથોમાં આવનારા જુદા જુદા પ્રસંગો સંબંધના સંવતોની નોંધ હોય. આવી વર્ષાવળિ આપણને અનેક રીતે મળી શકે. કેટલાક ઐતિહાસિક કાવ્યગ્રંથોમાં સાહજિક રીતે જ જુદા જુદા રાજકીય પ્રસંગોના સંવતો આપેલા હોય છે. બીજા ગ્રંથકારો કરતાં જૈન ગ્રંથકારોની આ એક વિશેષતા હોય છે કે તેઓ ઘણે કરીને પોતાના ગ્રંથના છેવટે–ભલે તે ગ્રંથ ઐતિહાસિક સ્વરૂપનો હોય અથવા ધાર્મિક સ્વરૂપનો હોય–ગ્રંથ સમાપ્તિનો કાળ પોતાની ટુંકી માહિતિ સાથે આપે છે. કેટલાક ગ્રંથકારો પોતાના ગ્રંથના પ્રારંભમાં અથવા અંતમાં, જેને આપણે 'પ્રશસ્તિ' કહીએ છીએ તે લખે છે અને તેમાં ઐતિહાસિક માહીતી સંવત સાથે આપેલી હોય છે. તેમજ એકાદ ગ્રંથની કાલાંતરે જ્યારે પ્રતિકૃતિ

**અજયપાલ.**

સં. ૧૨૨૯ વૈશાખ શુદિ ૩ સોમે —हेमचंद्रकृतप्राकृतद्व्याश्रय ગ્રંથ લખાયો.
( જુઓ ગુજરાત ગૅઝેટીયર પા. ૧૯૩ પદટિપ્પણી. )

સં. ૧૨૩૨ ચૈત્ર શુદિ ૧ ભૌમે —नरपतिजयचर्या નામનો ગ્રંથ રચાયો.
( ભાંડારકર. સં. ગ્રં. શો. રિ. ૧૮૮૨–૮૩ પા. ૨૨૦ )

સં. લખેલ નથી —મોહપરાજય નાટક (પીટર્સન ૧૮૮૦–૮૧ પા. ૩૨)

**ભીમ (૨)**

સં. ૧૨૫૧ કાર્તિક શુદિ ૧૨ શુક્રે —हेमचंद्रकृतयोगशास्त्र અથવા अध्यात्मोपनिषत् લખાવ્યું
( જુઓ પીટરસનનો સં. ગ્રં. શો. રિ. ૧૮૮૪–૮૬ પા. ૭૭ )

સં. ૧૨૬૧ આશ્વિન શુદિ ૭ રવૌ —मानतुङ्गसूरीकृतसिद्धजयंतीचरित લખાવાયું.
( જુઓ પીટરસનનો સં. ગ્રં. શો. રી. ૧૮૮૪–૮૬ પા. ૪૫ )

સં. ૧૨૮૮+ —गुणपालकृत(प्राकृत)ऋषिदत्तचरितम्
( જુઓ પીટરસન સં. ગ્રં. શો. રિ. ૧૮૮૦ ૮૧. પા. ૯ )

**વીસલદેવ.**

સં. ૧૩૦૩ માર્ગશિર વદિ ૧૨ ગુરૌ —आचारांगसूत्र લખાવાવામાં આવ્યું.
( જુઓ પીટર્સનનો સં. ગ્રં. શો. રિ. ૧૮૮૨–૮૩ પા. ૪૦ )

સં. ૧૩૧૫ —पट्टावली ત્રણ વરસનો દુકાળ પડયો.
( જુઓ ભાંડારકર સં. ગ્રં. શો. રિ. ૧૮૮૩–૮૪ પા. ૧૫ )

**સારંગદેવ.**

સં. ૧૩૫૦ જ્યેષ્ઠ વદિ ૩ રવૌ —जयन्तकृतकाव्यप्रकाशदीपिका લખાવામાં આવી
( ભાં. સં ગ્રં. શો. રિ. ૧૮૮૩–૮૪ પા. ૩૨૬ )

**કર્ણદેવ (૨)**

સં. ૧૩૬૦ —जैनप्रशस्ति–પેથડનામના શ્રેષ્ઠીએ મહાવીરની મૂર્તિ કરાવી.
( જુઓ પુરાતત્ત્વ ૧. ૧. પા. ૬૩ )

## પરિશિષ્ટ

**(યોજક પં. લાલચંદ ભગવાનદાસ ગાંધી.**
**સેન્ટ્રલ લાઇબ્રેરી. વડોદરા )**

કર્ણ (૧)

*સં. ૧૧૪૧ (૩૯) નેમિચંદ્રસૂરિએ 'મહાવીરચરિય' રચ્યું.
( જૂઓ જૈનઆત્માનંદસભા ભાવનગર તરફથી છપાયું છે. )

---

+ આ સંબંધમાં પીટર્સન સાહેબ લખે છે કે ૧૨૮૮ ની સંખ્યા અર્વાચીન હસ્તાક્ષરોમાં લખેલી દેખાય છે અને મૂળ સંખ્યા ૧૨૬૪ હશે.

* અંહીથી આગળ સર્વત્ર વિક્રમસંવત્ જાણવો.

સં. ૧૧૪૬ હરિભદ્રસૂરિરચિત યોગદૃષ્ટિસમુચ્ચય પુસ્તક લખાયું.
( જૂઓ પિટર્સન રિપોર્ટ ૫, ૫૯. )

## સિદ્ધરાજ જયસિંહ

સં. ૧૧૬૦ વર્ધમાનસૂરિએ આદિનાથચરિત્ર ( પ્રા. ) રચ્યું.
— ( પિ. રિ. ૫, ૮૧ )

સં. ૧૧૬૪ મલધારી હેમચંદ્રસૂરિએ જીવસમાસવૃત્તિ લખી ( રચી )
— ( પિ. રિ. ૧, ૧૮ )

સં. ૧૧૬૬ આવશ્યકસૂત્ર લખાયું.
— ( જેસલમેર ભાંડાગારીય ગ્રંથસૂચી. ગા. ઓ. સિરીઝ, વડોદરા તરફથી મુદ્રિત પૃ. ૨૪)

સં. ૧૧૭૧ ખરતર પટ્ટાવલી લખાઇ.
— જેસલમેરભાં૦ સૂચી પૃ. ૧૭ )

સં. ૧૧૭૨ હરિભદ્રસૂરિએ આગમિકવસ્તુવિચારસાર (પડશીતિ) વૃત્તિ રચી
— (જૈન આ. સભા, ભાવનગર તરફથી પ્રકાશિત)

સં. ૧૧૭૪ યશોદેવ ઉપાધ્યાયે નવતત્ત્વભાષ્યવિવરણ રચ્યું.
— ( જૈન આ. સભા, ભાવનગર તરફથી પ્રકાશિત)

સં. ૧૧૭૫ મલધારી હેમચન્દ્રસૂરિએ વિશેષાવશ્યકભાષ્યવિવરણ રચ્યું.
— (યશોવિજયજૈનગ્રંથમાળા, બનારસ તરફથી પ્રકાશિત )

સં. ૧૧૭૮ યશોદેવ ઉપાધ્યાયે ચન્દ્રપ્રભચરિત ( પ્રા. ) રચ્યું.
— (જેસલમેરભાં૦ સૂચી. પૃ. ૩૩)

સં. ૧૧૮૦ યશોદેવસૂરિએ પાક્ષિકસૂત્રવૃત્તિ રચી.
— (જુઓ પીટર્સન. સં. ગ્રં. શો. રિ. ૧૮૮૦–૮૧ પા. ૨૬ )
( શેઠ દે. લા. જૈ. પુ. ૪૩, સુરતથી પ્રકાશિત )

સં. ૧૧૮૧ શ્વેતાંબરવાદીદેવસૂરિને દિગંબરવાદી કુમુદચંદ્ર સાથે વાદ થયો.
— ( પ્રભાવકચરિત્રવાદીદેવસૂરિપ્રબંધ )

સં. ૧૧૮૪ જ્ઞાતાધર્મકથાંગવૃત્તિ લખાઇ.
— ( પિ. રિ. ૧, ૩૭ )

સં. ૧૧૮૫ સજ્જનદંડાધિપે ગિરનાર પર નવું મંદિર કરાવ્યું.
— ( રૈવતકલ્પ ) પ્રા. ગૂ. કાવ્યસંગ્રહ પરિ. ૫ મુદ્રિત)

સં. ૧૧૮૫ હરિભદ્રાચાર્યે પ્રશમરતિવિવરણ રચ્યું.
— ( જૈનધર્મપ્રસારકસભા, ભાવનગર તરફથી મુદ્રિત)

સં. ૧૧૮૭ ભગવતીસૂત્ર વગેરે પુસ્તકો લખાયાં.
— ( પિ. રિ. ૫, ૫૮ )

સં. ૧૧૯૦ આમ્રદેવસૂરિએ આખ્યાનકમણિકોશવૃત્તિ સમાપ્ત કરી.
— ( પિ. રિ. ૩, ૮૨ )

સં. ૧૧૯૮ પઉમચરિય લખાયું.
— ( જેસલમેરભાં૦ સૂચી પૃ. ૧૭ )

## કુમારપાલ

સં. ૧૨૧૫ કાવ્યપ્રકાશ લખાયું.
— ( જેસલમેરભાં૦ સૂચી પૃ. ૧૮ )

સં. ૧૨૧૬ હરિભદ્રસૂરિએ નેમિનાથચરિત્ર ( અપભ્રંશ ) રચ્યું.
— ( જેસલમેરભાં૦ સૂચી પૃ. ૨૮ )

સં. ૧૨૨૦* સોરઠના દંડાધિપ શ્રીમાલી આંબડે (આમ્રભટે) ગિરનાર પર પાજ કરાવી.
— ( રૈવતકલ્પ પ્રા. ગૂ. કા સં. પરિ૦ ૫ )

સં. ૧૨૨૫ શાંતિસૂરિરચિત પૃથ્વીચંદ્રચરિત્ર (પ્રા.) લખાયું.
— ( જેસલમેરભાં૦ સૂચી પૃ. ૧૭ )

સં. ૧૨૨૭ શીલાચાર્યરચિત મહાપુરિસચરિય (પ્રા.) લખાયું.
— ( જેસલમેરભાં૦ સૂચી પૃ. ૩૯ )

## ભીમદેવ.

સં. ૧૨૪૭ અષાઢ સુદિ ૯ બુધે કલ્પસૂત્ર લખાયું.
— ( પિ રિ. ૩. ૫૧ )

## કર્ણદેવ.

સં. ૧૨૭૪ અમરકીર્તિએ છક્કમ્મુવએસો (અપભ્રંશ) રચ્યો.
— ( સેન્ટ્રલ લાઇબ્રેરી, વડોદરામાં પ્રતિ છે )

## ભીમદેવ.

સં. ૧૨૯૬ સંગ્રહણીટીકા ( મલયગિરીયા ) લખાઇ.
— ( જેસલમેરભાં૦ સૂચી પૃ. ૩૫ )

સં. ૧૨૯૬ ઉપદેશકંદલીવૃત્ત પુસ્તક લખાયું.
— ( પિ. રિ. ૫. ૫૦ )

## વીસલદેવ.

સં. ૧૨૯૮ દેશીનામમાલા પ્રતિ લખાઇ
— ( સંઘવીના ભંડારની પ્રતિ, પાટણ )

---

*આ સંવત્ ભૂલભરેલો દેખાય છે કેમકે આંબડે સં. ૧૨૨૨ અને ૧૨૨૩ માં પાજ કરાવી એમ ગિરનાર ઉપરના બે શિલાલેખો બતાવે છે. (જુઓ પ્રા. જૈ. લે. સં. ૫૦-૫૧)
—હીરકળકર.

સં. ૧૨૯૫+ યોગશાસ્ત્ર પુસ્તક લખાયું.
— ( સંઘવીના પાડાનો ભંડાર, પાટણની પ્રતિપર ઉલ્લેખ. )

સં. ૧૩૧૦ ઉપદેશમાલાદિ પ્રકરણ પુસ્તિકા લખાઇ.
— (જેસલમેરભાં૦ સૂચી પૃ. ૩૭)

સં. ૧૩૧૩ જ્ઞાનપંચમી પુસ્તિકા લખાઇ.
— ( સંઘવીના ભંડારની પ્રતિ, પાટણ )

## અર્જુનદેવ.

સં. ૧૩૨૭ વાસુપૂજ્યચરિત્ર પુસ્તક લખાયું.
— ( જેસલમેરભાં૦ સૂચી પૃ. ૨૪ )

## સારંગદેવ.

સં. ૧૩૩૬ પર્યુપણાકલ્પ પુસ્તક લખાયું.
— ( પિ. રિ. ૫, ૫૩ )

સં. ૧૩૩૯ આદિનાથચરિત્ર પુસ્તક લખાયું.
— ( જેસલમેરભાં૦ સૂચી પૃ. ૪૨ )

સં. ૧૩૪૩ ઉત્તરાધ્યયનસૂત્ર-નિર્યુક્તિ-વૃત્તિ પુસ્તક લખાયું.
— ( પિ. રિ. ૫, ૫૦ )

---

+આ બે સંવતો વીસલદેવ પાટણની ગાદી ઉપર આવ્યા તે પહેલાના છે; કેમકે ત્યાં ૧૨૯૮ સુધી ભીમ (બીજો) અને ૧૨૯૯ થી ૧૩૦૨ સુધી ત્રિભુવનપાળ રાજ્ય કરતો હતો અને વીસલદેવ સં. ૧૩૦૨ માં ગાદી ઉપર આવ્યો. —હીરકળકર.

# સંસ્કૃતાદિ ભાષાના વ્યાકરણ, કોષ, છંદ, કાવ્ય અને અલંકારવિષયક કેટલાક પ્રધાન ગ્રંથોની એક ટુંકી યાદી.

[ લે. મુનિ જિનવિજય ]

આ નીચે આપવામાં આવેલી યાદી એક જૂના હસ્તલિખિત પાના ઉપરથી ઉતારેલી છે. જે પાનામાં આ યાદી લખેલી છે તેનું કદ લગભગ સવા દસ ઇંચ લાંબુ અને ૪॥ ઇંચ પહોળું છે. ડાબી બાજુએ અડધો ઇંચ જેટલો ભાગ કોરો છોડી, બાકીનો બધો ભાગ બંને બાજુએ ખીચોખીચ લખાણથી ભરેલો છે. છેવટે લખ્યા પ્રમાણે કોઇ કાંતિવિજય નામના જૈન યતિ કે સાધુએ આ યાદી લખેલી છે. લખ્યાની સાલ આપેલી નથી તેથી એ યાદી કેટલા વર્ષની જૂની છે તે ચોક્કસ કહી શકાય નહી. આ છેલ્લા ૪ સૈકામાં કાંતિવિજય નામના કેટલાએ જૈન યતિ-સાધુ થઇ ગએલા હોવાથી માત્ર લખનારના નામ ઉપરથી કોઇ પણ જાતનો કાલનિર્ણય બાધવો તે પ્રમાણભૂત નહી જ ગણી શકાય. પણ કાગળનાં રૂપ-રંગ જોતાં લગભગ ૨૫૦-૩૦૦ વર્ષ જેટલી એ યાદી જૂની હોવાનો સંભવ હોઇ શકે.

લખાણની શૈલી ઉપરથી જણાય છે કે કોઇ પણ ખાસ એક પુસ્તકભંડારની તો એ યાદી નથી. એટલે ગણિ કાંતિવિજયજીએ કાં તો કોઇ જૂની યાદીની નકલ કરેલી હોવી જોઇએ, અને કાં તો તેમણે પોતાની જાણમાં કે જોવામાં આવેલાં પુસ્તકોની આ નવી જ નોંધ તૈયાર કરેલી હોવી જોઇએ. આમાંનો પહેલો તર્ક મને વધારે સંભવિત લાગે છે; કારણ કે, આ યાદીમાં જે ગ્રંથોની નોંધ કરેલી છે તે બધા વિક્રમના પંદરમા સૈકાની પહેલાનાં રચાએલા છે. એ સૈકા પછીના એકે ગ્રંથની નોંધ આમાં નથી.

જેમ હાલના જમાનામાં જાહેર પુસ્તકાલયો માટે કે ખાનગી ગ્રંથસંગ્રાહકો માટે પસંદ કરેલા પુસ્તકોની નાની મોટી યાદિઓની લોકોને અપેક્ષા રહ્યાં કરે છે અને એ અપેક્ષાનુસાર અવાર-નવાર માસિકપત્રાદિકોમાં એવી યાદિઓ પ્રકટ થતી રહે છે તેમ આગળના સમયમાં પણ કેટલેક અંશે થતું હતું. જૂના ગ્રંથાલયોમાં આવી અનેક યાદિઓ મળી આવે છે જે વિદ્વાનોએ પોતાની જાણ માટે કે પુસ્તકભંડારો બનાવનારાઓ માટે તૈયાર કરેલી હોય છે. આ જાતની યાદિઓમાંની એક મોટી યાદી, જૈનસાહિત્યસંશોધક નામના મારા ત્રૈમાસિક પત્રના પહેલા ખંડના બીજા અંકમાં પ્રકટ કરેલી છે. તે યાદીમાં લગભગ સાડા છસો જેટલા ગ્રંથોની નોંધ કરેલી છે. યાદીના કર્તાનું નામ જડયું નથી પરંતુ તે કોઇ સારો વિદ્વાન જૈન-સાધુ હોઇ વિ. સં. ૧૫૦૦ ની આસપાસમાં થઇ ગએલો હોવો જોઇએ. તેની લખવાની પદ્ધતિ ઉપરથી જણાય છે કે તેણે તે યાદી પાટણ, જેસલમેર, ખંભાત, લીંબડી, ભરૂચ ઇત્યાદિ ઠેકાણેના પ્રસિદ્ધ અને પ્રાચીન પુસ્તકભંડારો નજરે જોઇને તૈયાર કરેલી છે અને તે પણ ઘણી જ સાવધાનતાની સાથે. તે યાદીમાં ગ્રંથનું નામ; ગ્રંથકારનું નામ, ગ્રંથનું શ્લોક-પ્રમાણ અને મળ્યો તેટલો ગ્રંથનો રચનાકાલ-આટલી બાબતોની નોંધ લીધી છે. જ્યાં જરૂર

જણાઇ ત્યાં ગ્રંથની ભાષા, રચના કે વિષયની બાબતમાં પણ 'રિમાર્ક' કરી છે. એક દાખલો આપુઃ શત્રુંજયમાહાત્મ્ય નામનો એક ગ્રંથ જૈનસંપ્રદાયમાં સુપ્રસિદ્ધ છે. ફાર્બસ સાહેબે પોતાની રાસમાલાનું પહેલું પ્રકરણ એ જ ગ્રંથના આધારે લખ્યું છે. એ ગ્રંથનો કર્તા કોઇ ધનેશ્વરસૂરિ નામનો જૈન વિદ્વાન છે અને ગ્રંથમાં છેવટે તેનો રચનાકાલ વિક્રમ સંવત્ ૪૭૦ લખેલો છે. પરંતુ એ માહાત્મ્યમાં છેક બારમા સૈકામાં થઇ ગએલા કુમારપાલાદિની પણ હકીકત આવેલી હોવાથી ડૉ. બ્યુલ્હરે તેમાંના રચનાકાલને કૃત્રિમ ગણી તે કોઇ આધુનિક ગ્રંથકારે કરેલો છે એમ જાહેર કરેલું છે. એ જ ગ્રંથના વિષયમાં, તે યાદીકારે પણ સ્પષ્ટ રીતે **कल्पितप्रायं, आधुनिकधनेश्वरीयम्** [અર્થાત્ કલ્પિત અને આધુનિક ધનેશ્વરનું બનાવેલું] આવી નોંધ કરી ગ્રંથમાં આપેલી ૪૭૦ ની સાલને ખોટી જણાવી છે.

અહિં આપવામાં આવેલી યાદી, તે યાદી કરતાં બહુ નાની છે. પણ તે યાદી જ્યારે જૈનસાહિત્યની દૃષ્ટિએ જ તૈયાર કરેલી છે ત્યારે આ યાદી સર્વસામાન્ય એવા પ્રજાકીય સાહિત્યની દૃષ્ટિએ તૈયાર કરેલી છે, એ એની વિશિષ્ટતા છે. આમાં માત્ર સંસ્કૃત-પ્રાકૃત ભાષા અને સાહિત્ય એ બે વિષયોને ઉપયોગી અને આવશ્યક હોય એવા જ ગ્રંથોની નોંધ છે. તેથી ધર્મ, સંપ્રદાય કે દર્શનવિષયક ગ્રંથોને આમાં સ્થાન આપવામાં આવ્યું નથી. સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યના સાધારણ અધ્યયન માટે, ગુજરાતમાં એ જૂના કાલમાં, ખાસ કરીને કયા કયા ગ્રંથો લોકોને પ્રિય થઇ પડયા હતા, એ બાબત આ યાદી ઉપરથી ઘણી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.

ગ્રંથોનો વિષયવાર વિભાગ કરતાં આમાં વ્યાકરણ, કોષ, છંદ, કાવ્ય અને અલંકાર-આ રીતે પાંચ પ્રકારના ગ્રંથો નોંધેલા મળી આવે છે.

ગુજરાતમાં વ્યાકરણગ્રંથોમાં પહેલું સ્થાન કાલાપકને અને બીજું સ્થાન કાતંત્રને મળેલું હતું. ગુજરાતમાં રચાયેલા ગ્રંથોમાં પ્રમાણરૂપે જ્યાં વ્યાકરણના સૂત્રો મળી આવે છે ત્યાં મોટે ભાગે આ જ બે વ્યાકરણનાં હોય છે. પાણિનિના વ્યાકરણનું અધ્યયન-અધ્યાપન ગુજરાતમાં ઘણું ઓછું થતું. ગુજરાતની માફક બંગાલમાં પણ જૂના જમાનામાં, મોટે ભાગે આ બંને વ્યાકરણોનો પ્રચાર વધારે હતો એ વાત બંગાલી વિદ્વાનોએ એ વ્યાકરણો ઉપર લખેલી સંખ્યાબંધ ટીકા વગેરેથી જાણી શકાય છે. જૈનેતર વિદ્વાનોની માફક જૈન વિદ્વાનોએ પણ એ ગ્રંથો ઉપર ઘણાં ટીકા-ટિપ્પણ લખ્યાં છે તે ઉપરથી જૈનોમાં પણ એ જ વ્યાકરણ ભણવા-ભણાવવાનો પ્રચાર હતો એ સ્પષ્ટ જણાય છે. આચાર્ય હેમચંદ્રના સર્વાંગ સંપૂર્ણ સિદ્ધહેમશબ્દાનુશાસન નામે વ્યાકરણના પ્રાદુર્ભાવ પછી જૈનસમાજમાંથી ઉક્ત જૂનાં વ્યાકરણોનો આદર ઓછો થયો. હેમચંદ્રની જેમ બીજા પણ જૈન વિદ્વાનોએ, વ્યાકરણ ઉપર સ્વતંત્ર રચનાઓ કરેલી છે પરંતુ તેમાંની કોઇને પણ હેમચંદ્રની રચના જેવું વિશેષ સ્થાન મળ્યું નથી. આ યાદીમાં હેમચંદ્રના ઉપરાંત ચાર સ્વતંત્ર વ્યાકરણ ગ્રંથો જૈન વિદ્વાનોના છે. १ **विद्यानंद**, २ **मुष्टिव्याकरण**, ३ **जैनेन्द्रव्याकरण**, અને ४ **शाकटायन व्याकरण**.

વ્યાકરણવિષયક જેટલા ગ્રંથોનાં નામ આ યાદીમાં આપ્યાં છે તેમાં નં. ૮ **प्रमेयपद्यावली**, નં. २९ **सज्जनरंजनव्याकरण**, નં. ५७ **दुर्गाचार्यकृतप्राकृतव्याकरण**, નં. ६० **श्रीभोजकृतप्राकृतव्याकरण** વગેરે ગ્રંથ ખાસ ધ્યાન ખેંચે એવા છે. આ

ગ્રંથો વર્તમાનમાં ક્યાંએ પણ જાણુમાં નથી: દુર્ગાચાર્ય અને ભોજકૃત પ્રાકૃત વ્યાકરણનું શ્લોક પ્રમાણ* ૪૦૦૦ જેટલું લખ્યું છે. એ જોતાં પ્રાકૃત ભાષા માટે એ વ્યાકરણો ઘણાં જ વિસ્તૃત અને તેટલા માટે વિશેષ ઉપયોગી હોવાં જોઇએ.

કોષગ્રંથોમાં નં. ૬૪ માં નોંધેલી ધનપાલ પંડિતની **नाममाला**, અને નં. ૬૫ માં નોંધેલી **लावण्यवतीनाममाला** ખાસ ધ્યાન ખેંચે છે. ધનપાલની રચેલી **पाइयलच्छी** નામે પ્રાકૃત નામમાલા તો ઉપલબ્ધ છે પરંતુ તેની શ્લોક સંખ્યા જૂજ છે. જ્યારે આમાં નોંધેલી નામમાલાની શ્લોક સંખ્યા ૧૮૦૦ છે તેથી પ્રાકૃત કરતાં આ નામમાલા જૂદી જ હોવી જોઇએ; અને તે સંસ્કૃત નામમાલા હોય તેમ સંભવે છે. ધનપાલે સંસ્કૃતનો શબ્દકોષ રચ્યો હતો તેનો પુરાવો તો ખુદ હેમચંદ્રાચાર્યના ગ્રંથોમાંથી જ મળી આવે છે: કારણ કે તેમણે પોતાના અભિધાનચિંતામણિ નામે સંસ્કૃત કોષની ટીકાના પ્રારંભમાં જ **व्युत्पत्तिर्धनपालतः** એવો ઉલ્લેખ કરી શબ્દોની વ્યુત્પત્તિના વિષયમાં ધનપાલના કોષને પ્રમાણભૂત માન્યો છે. એવી જ રીતે દેશીનામમાલાની ટીકામાં પણ ધનપાલનો નામોલ્લેખ કરેલો મળી આવે છે. આ કોષ હાલમાં ક્યાંએ પણ મળી આવતો નથી. આવી જ રીતે લાવણ્યવતીનામમાલા પણ ક્યાંએ જોવા જાણવામાં નથી. લાવણ્યવતી એ સ્ત્રીવાચક વિશેષણનો તાત્પર્ય શો હશે તે ખાસ જિજ્ઞાસા ઉત્પન્ન કરે છે.

કાવ્યગ્રંથોમાં શ્રીહર્ષકૃત નૈષધમહાકાવ્યની એ ત્રણ ટીકાઓ (નં. ૮૪, ૮૬, ૮૭) ની નોંધ તરફ ધ્યાન ખેંચાય છે. નં. ૮૪ માં જણાવ્યા પ્રમાણે એ મહાકાવ્ય ઉપર ખુદ કવિના પૌત્ર નામે કમલાકરગુપ્તે મોટું ભાષ્ય રચ્યું છે જેની શ્લોક સંખ્યા ૬૦૦૦૦ લખેલી છે. સંખ્યાસૂચક આંકડાઓમાં જો કોઇ જાતની ભૂલ ન હોય તો આ ભાષ્ય કેટલું મોટું અને વિસ્તૃત હશે તેની કલ્પના જ કરવી કઠિણ છે. સંખ્યાની વાતનો વિચાર ન કરિએ તો પણ કમલાકરની કૃતિની દૃષ્ટિએ તો એમાં નવીનતા છે જ. એ નામ અને ગ્રંથ આઉફ્રેક્ટ વગેરેની સૂચિમાં ક્યાંએ દષ્ટિગોચર થતાં નથી. મુનિચંદ્રસૂરિકૃત અને માથુર પં. ગદાધર કૃત ટીકાઓનાં નામો પણ બીજે ક્યાંએ જડતાં નથી. નૈષધકાવ્યના કર્તાના સમય પરત્વે વિદ્વાનોમાં જે ઘણા લાંબા સમયથી મતભેદ ચાલ્યો આવ્યો છે તેનો નિકાલ, કદાચિત્ આ ટીકાઓ ઉપલબ્ધ થવાથી થઇ શકે.

બીજાં કાવ્યોમાં, વાલ્મિકી (કાયસ્થ) પં. કેશવાદિત્યરચિત **कृष्णक्रीडित** (નં. ૯૬) નું નામ પણ નવું જ છે. નં. ૧૦૦ માં પ્રાકૃત ભાષાના પાંચ મહાકાવ્યોનું સૂચન છે પણ લેખકે માત્ર વાક્પતિરાજના ગૌડવધ કાવ્ય સિવાય બીજાંનાં નામો આપ્યા નથી તેથી એ જિજ્ઞાસા તો અપૂર્ણ જ રહે છે કે ગૌડવધ જેવાં બીજાં પ્રાકૃતના ૪ મહાકાવ્યો ક્યાં હશે. પણ આથી એટલું સમજાય છે કે સંસ્કૃતના જેમ પંચ મહાકાવ્ય પઠન-પાઠનમાં સુપ્રસિદ્ધ છે તેમ પાકૃતના પણ તેવા પાંચ કાવ્ય એ વખતે પ્રચારમાં હશે. ઓસવાલ ગચ્છીય પં. દેવચંદ્રકૃત મહિમાંકમહાકાવ્ય [નં. ૧૦૧] નું નામ પણ બીજે ઠેકાણે જોવામાં આવ્યું નથી.

---

* પ્રાચીન સમયમાં ગ્રંથોનું માપ શ્લોકથી કહાડવામાં આવતું. શ્લોક એટલે કે અનુષ્ટુપના ચાર પાદમાં આવે છે તે પ્રમાણે ૩૨ અક્ષરોનો સમૂહ. આ માપે અક્ષરોને ગણી ગ્રંથનું શ્લોકપૂર નક્કી કરવામાં આવતું.

નાટક સાહિત્યમાં નં. ૧૦૫ અને ૧૦૬માં નોંધેલ काकुस्थ केलिनाटक ( मलधारि-नरेन्द्रप्रभसूरिविरचित ) અને उल्लाघराघव પણ હજી જાણ્યામાં નથી. છેલ્લાનો કર્તા સોમેશ્વર તે ઘણું કરીને કીર્તિકૌમુદી અને સુરથોત્સવ કાવ્યોનો કર્તા ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વર હોવાનો સંભવ છે. હેમચંદ્રાચાર્યના પ્રધાન શિષ્ય મહાકવિ રામચંદ્રના નાટક સમૂહમાં वनमालिकानाटिका ( નં. ૧૧૧ ) અને मल्लिकामकरंदनाटक ( નં. ૧૨૩ ) બંને અદ્યાપિ અપ્રાપ્ત છે. वेणीसंहार એ પ્રસિદ્ધ અને પ્રચલિત નામને બદલે આ યાદીમાં वेणीसंवरण આપેલું નામ વિચારણીય છે. નાટકગ્રથિતવસ્તુને એ નામ વધારે અનુગત લાગે છે, અને Montgomery Schuyler ના A Bibliography of the Sanskrit Drama ( સંસ્કૃત નાટક ગ્રન્થસૂચિ ) નામના ગ્રંથમાં પણ એક જગ્યાએ એ નામ મળી આવે છે ખરૂં.

પં. રામચંદ્રકૃત પ્રબંધશતનું નામ ખાસ ધ્યાન ખેંચે છે. આ પં. રામચંદ્ર તે ઉપર જણાવેલા હેમાચાર્યશિષ્ય મહાકવિ રામચંદ્ર જ છે. પ્રબંધચિંતામણિ વગેરેમાં રામચંદ્રને પ્રબંધશતકર્તાનું ખાસ વિશેષણ લગાડેલું મળી આવે છે. તે ઉપરથી કેટલાક વિદ્વાનો એમ સમજતા હતા કે રામચંદ્રે એકંદર બધા મળીને ૧૦૦ પ્રબંધોની રચના કરી હશે અને તેના લીધે તેમને આ વિશેષણ પ્રાપ્ત થયું હશે. પરંતુ આ ઉલ્લેખ જોતાં પ્રબંધશત એ શતસંખ્યાપરિમિત પ્રબંધ સૂચક નથી પણ એ નામનો ખાસ ગ્રંથ જ તેમણે કરેલો હતો, એમ હવે સ્પષ્ટ સમજાઇ જાય છે. આ ગ્રંથ ખાસ કરીને સાહિત્યની રચનાવિષયક હોવો જોઇએ કારણકે યાદીમાં द्वादशरूपक-नाटकादिस्वरूपज्ञापक તરીકે આનો જે ટુંકો પરિચય આપ્યો છે તે ઉપરથી તદંતર્ગત વિષયનો આભાસ થઇ જાય તેમ છે. બીજી એક વાત પણ એમાં ધ્યાન આપવા લાયક છે. સાધારણ રીતે અન્યાન્ય સાહિત્યરચનાવિષયક ગ્રંથોમાં રૂપક ૧૦ ગણાવ્યા છે અને એ સંખ્યાને લઇને ધનંજયે પોતાના ગ્રંથનું નામ પણ दशरूपक રાખ્યું છે. પરંતુ આમાં રૂપકની સંખ્યા બારની આપી છે. કવિના ગુરુ આચાર્ય હેમચંદ્રે પોતાના કાવ્યાનુશાસનમાં, જે બાર વસ્તુઓ રૂપક તરીકે આપી છે તેને જ વધારે વિસ્તૃત-રૂપમાં અને પ્રમાણરૂપમાં સ્થાપિત કરવા માટે તો આ ગ્રંથમાં પ્રયત્ન કરવામાં ન આવ્યો હોય ? ગ્રંથનું શ્લોક પ્રમાણ જોતાં તે ઘણો વિસ્તૃત અને વિશેષ વિવેચનવાળો હોવો જોઇએ. એટલા રૂપકની જ ચર્ચા કરતો આટલો મોટો ગ્રંથ સંસ્કૃતમાં બીજો સાંભળવામાં નથી.

આ યાદીમાં ગુણાઢ્યની બૃહત્કથાની પણ નોંધ છે. તેનું શ્લોકપ્રમાણ ૨૪૦૦૦ જેટલું લખ્યું છે, અને તેને દિવ્ય પ્રબંધોવાળી બતાવી છે. આપણે જાણીએ છીએ તેમ તો એ અદ્ભુત કથા ઘણા સમયથી લુપ્ત થએલી છે. પરંતુ આ યાદીની નોંધ ઉપરથી તો એમ જણાય છે કે એ વખતે તે કથા ઉપલબ્ધ હોવી જોઇએ.

અલંકારના ગ્રંથોમાંના કાવ્યપ્રકાશને કર્તાના નામ ઉપરથી મમ્મટાલંકાર એવું બીજું નામ આપેલું જણાય છે. મમ્મટને રાણાનું વિશેષણ આપેલું છે તે કાશ્મીર તરફ જે રાજા-નક શબ્દ પ્રચલિત છે તેનું ગુજરાતીઓએ કરેલું અપભ્રષ્ટ રૂપ હોય તેમ લાગે છે. એ ગ્રંથ ઉપર પહેલી ટિપ્પણી જયાનંદે કરેલી આ યાદીમાં નોંધેલી છે; એ ટિપ્પણી અદ્યાપિ ક્યાંએ જાણમાં આવી નથી. બીજું ટિપ્પણ માણિક્યસૂરિનું છે જે હવે છપાઇ ગયું છે

( આનંદાશ્રમ સંસ્કૃતસિરીઝ ) ત્રીજું ટિપ્પણ સોમેશ્વરકૃત છે. આ સોમેશ્વરને ઘણાખરા વિદ્વાનો ઉપર એક ઠેકાણે જણાવેલો ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વરદેવ માને છે પણ શ્રી. સુશીલ કુમાર દે પોતાના સંસ્કૃતકાવ્યશાસ્ત્રના ઇતિહાસમાં ( Studies in the History of Sanskrit Poetics ) જણાવ્યું છે તેમ, એ સોમેશ્વર, ગુર્જરેશ્વર પુરોહિત કરતાં ભિન્ન છે. તેના માટે એક વધારાનું પ્રમાણ આ યાદી પણ આપે છે. આમાં એ સોમેશ્વરને ગૌંડ કહેલો છે. મહામહોપાધ્યાય ઝળકીકર એનું નિવાસસ્થાન કનૌજ જણાવે છે તે આ ઉલ્લેખથી પુષ્ટ થાય છે. કાવ્યપ્રકાશનું ૧૨૦૦૦ શ્લોક પ્રમાણ એક વિસ્તૃત વિવરણ આ યાદીમાં નોંધ્યું છે જેનો કર્તા એરંડપલિ ( એરંડોલ ) નો વાસી કોઇ એલદેવ છે. એ વિવરણ અને ગ્રંથકાર બંને હજી અજ્ઞાત છે.

મમ્મટનો રચેલો એક સૂક્તકોષ પણ યાદીકારે નોંધ્યો છે. તેનો પણ પત્તો લાગ્યો નથી.

આ સિવાયના બીજા પણ કેટલાક નાના મોટા ગ્રંથો આ નાનકડી યાદીમાં એવા છે કે જે હજી જોવા-જાણવામાં નથી આવ્યા. વિદ્વાન શોધકો આ તરફ લક્ષ આપે અને આવી આદિઓ દ્વારા પ્રાચીન સાહિત્ય ઉપર, પોતાની જાણમાં આવતી હકીકતનો પ્રકાશ પાડે એવી ઇચ્છાથી આટલી નોંધ લીધી છે અને વાંચકો સમક્ષ આ યાદી મુકી છે.

## व्याकरण—कोषग्रन्थाः

१ कालापकसूत्र ९००, आदि ३००, लिंग० १००
२ हलायुधनाममाला १३००
३ कालापकवृत्ति–प्रथमा ११०
४ द्वितीय, वृत्तिस्तु १९००
५ परिभाषावृत्तिग्रन्थ १०००
६ उपनिबन्धपंजि० ९०००, त्रिलोचनकविः
७ विद्यानन्द १२०००
८ प्रमेयपद्यावली १९०००
९ धातुपारायण ९०००
१० लिंगानुशासनटीका २०००
११ हलायुधटीका ९०००
१२ कातंत्रदीपिका १९०००
१३ विचित्रदुंढादुर्गटी० १२०००
१४ अमरकोशटीका १२००९

१५ अमरकोशसूत्र २२००
१६ धर्मघोषकृतकातंत्रभूषण २४०००
१७ अत्रैवकातंत्रविस्तरसंज्ञकव्याकरणं कृतं सूत्रं १३००
१८ –टीका १३०००
१९ श्री राजशेखरसूरिकृतं वृत्तित्रयनिबद्धं ढुंढं सहस्र ७
२० आख्यातस्यैवोपरि ८००० ।–रोहिलु पाछड्ड ढेचड टीप्पणानि ३ उच्छिन्नानि ।
–कालापकसूत्रकर्ता शर्ववर्मा, वृत्तिकर्ता दुर्गसिंहो वररुचिश्च ।
२१ कृद्वाक्य १९००
२२ उणादिवाक्य १९.००
–अन्येपि बहव उपनिबन्धाः सन्ति ।
२३ सारस्वतव्याकरणं सूत्र १९०, वृत्ति २००० सालवाहननृपकृतं ।
२४ सज्जनरंजनव्याकरणं–सूत्रादि एवंकारक १५००० ग्रंथ ।
२५ जैनेन्द्रव्याकरणं–सूत्र–आदिलिंगनाममालाधातुपारायण ४८००० श्री महावीरकृतं दिगम्बरैः पठ्यते ।
२६ शकटाचार्यकृतं शाकटायनं व्याकरणं सहस्र ५०००
२७ चन्द्रपण्डितकृतं चान्द्रव्याकरणं २०००
२८ पाणिन्याचार्यकृतं पाणिनीयव्याकरणं सूत्र ११००
२९–टीका २४००० काशिका नाम
३० मुष्टिव्याकरणं मलयगिरिकृतं ६०००
३१ हैमव्याकरणं सूत्र ११००
३२–आदि ३००, लिंग २००, उणादि ३००
३३–नाममाला १८००
३४–शेषनाममाला २०४
३५–शब्दभेदप्रकाशनाममाला ४००
३६–देशीयनाममाला ७०० गाथा
३७–अनेकार्थ २२००
३८–निघण्टु ४००
३९–लघुवृत्ति ६००० काकलकायस्थकृता
४०–श्रीहेमसूरिकृतबृहद्वृत्ति १८०००

४१—परिभाषावृत्ति ४००
४२—धर्मघोषकृतन्यास ९०००
४३—रामचन्द्रकृतन्यास ५३०००
४४—कृद्वाक्य १५००
४५—उणादिवाक्य १५००
४६—धातुपारायण ७०००
४७—लिंगानुशासनटीका ३५००
४८—नाममालाटीका १००००
४९—अनेकार्थटीका १२०००
५०—देशीयनाममाला टीका ३५००
५१—द्व्याश्रयसूत्र २८२९
५२—तत्र टीका खरतरकृता १८०००
५३—प्राकृतद्व्याश्रय १००० गाथा
५४—तत्र पूर्णकलशखरतरकृता टीका २०००
५५—मलधारीराजशेखरसूरिकृता टीका ३४००
—अनेक ढूंढा सर्वसंख्यया व्याकरणं उद्देशेन लक्ष २ किञ्चिदूनम् ।
५६ क्षीरस्वामिव्याकरणं १८०००
५७ दुर्गाचार्यकृतप्राकृतव्याकरणं ४०००
५८ श्री हेमसूरिकृतप्राकृत० २२००
५९—तत्र मलधारीश्रीनरचन्द्रसूरिकृता दीपिका ३२००
६० श्री भोजकृतं प्राकृतव्याकरणं ४०००
६१ पं. अमरकृतस्यादित्यादि ५०००
६२ पं. मूसे (?) कृतस्यादित्यादि ४०००
६३ षट्कारकग्रन्थो बौद्धाचार्यकृतः श्लोक २०, टीका ४००
६४ धनपालपण्डितनाममाला १८००
६५ लावण्यवतीनाममाला १७००
६६ एकाक्षरी नाममाला श्लोक ४० वररुचिकृता
६७ सैव पं, अमरकृता श्लोक २०
६८ हैमव्याकरणा (?) नेकार्थशेष २०० श्लोक श्रीजिनप्रभसूरिकृत

छन्दोग्रन्थाः

६९ श्रीहेमसूरिकृतछन्दश्चूडामणि ३९००
७० वृत्तरत्नाकरछन्दःशास्त्रं सूत्र १२६
७१–टीका तस्य ५००
७२ पिंगलछन्दः ४००
७३ पं. अमरकृता छन्दोरत्नावली २०००

काव्यग्रन्थाः

७४ महाकविकालिदासकृतकाव्यत्रयी
७५–तेषां टीका ५०००
७६ पं. माघकृतमाघमहाकाव्य २०००
७७–वल्लभकृतटीका १२०००
७८ भारविकृतकिरातकाव्य १६००
७९–तट्टीका प्रकाशवर्षकृता ८०००
८० लक्ष्मीधरभट्टकृतचक्रपाणिविजयमहाकाव्य २०००
८१ अभिनन्दकाव्य ७००० पं. अभिनन्दकृत
८२ श्रीहर्षकृतनैषधका० ग्रं० ४५००
८३–तट्टीका नांदवी २४०००
८४–तथा कमलाकरगुप्तेन श्रीहर्षपौत्रेण कृतं भाष्य १००००
८५ तथा वैद्याधरी टीका २४०००
८६ श्री मुनिचन्द्रसूरिकृतटीका १२०००
८७ माथुर पं० गदाधरकृता १२०००
–अन्या अपि बहव्यष्टीकाः स्वदेश–परदेशप्रसिद्धपण्डितप्रकाण्डताकृताः सन्ति )
८८ भट्टिमहाकाव्यं २५०० व्याकरणसर्वावतारमयं यत्नकणिकाप्रायम् ।
८९ दिगंबरधनंजयकृतं द्विःसन्धानं महाकाव्यं रामायणभारतमयं सूत्रं २४००
९०–तट्टीका १२०००
९१ पायडा पं. अमरकृतं बालभारतकाव्यं ७०००
९२ पद्य लघुकाव्यानि यमकमयानि श्लोक १००० घटकर्परकविकृतानि
९३ कंसवधमहाकाव्यं २००

( પૃષ્ઠની બીજી બાજુ )

९४ बिल्हणकृत विक्रमाङ्ककाव्यं २०००
९५ वाल्मीकि पं. केशवादित्यकृतं कृष्णक्रीडितं ५०००
९६ पं. अमरकृतं पद्मानन्दकाव्यं १२०००
९७ पाण्डवचरितं मलधारिदेवप्रभसूरिविरचितं १०००० सरसं
९८ मलधारिश्रीदेवप्रभसूरिविरचितं मृगावतीचरितं ३५००
९९ श्रीहेमसूरिरचितं त्रिषष्टिचरितं महाकाव्यं ३६०००
१०० प्राकृतानि पञ्च महाकाव्यानि गौडवधा [दी] नि पं. वागपत्यादिकृतानि ।
१०१ ओसवालगच्छीय पं. देवचन्द्रकृतं महिमांकं महाकाव्यं ३५००
१०२ श्रीसोमेश्वरकृतं सुरथोत्सवमहाकाव्यं २००० सारभूतं

नाटकग्रन्थाः

१०३ पं. मुरारिकृतं मुरारिनाटकं २५००
१०४ कालिदासकृतं शाकुन्तलनाटकं १५००
१०५ मलधारिनरेन्द्रप्रभसूरिविरचितं काकुस्थकेलिनाटकं १५००
१०६ श्रीसोमेश्वररचितं उल्लाघराघवं नाटकं २५०० दिव्यं
१०७ पं. रामचन्द्रकृतं सत्यहरिश्चन्द्रनाटकं ७००
१०८ तस्यैव कृतं नलविलासनाटकं २०००
१०९ तस्यैव रघुविलास २००
११० तस्यैव यदुविलास २०००
१११ पं. रामचन्द्रकृता वनमालानाटिका श्लो. ८००
११२ तस्यैव व्यायोगं निर्भयभीमनाटकं २००
११३ तस्यैव मल्लिकामकरन्दनाटकं १५००
११४ कालिदासकृतविक्रमोर्वसी नाटिका १५००
११५ शेषाहिचरित्रं
११६ वेणीसंवरणनाटकं ३०००
११७ षण्मुखपराजयं कालिदासकृतं प्रहसनं २००
११८ व्यायोगं द्यूताङ्गदं मंत्रिसुभटकृतं १५०
११९ बालरामायणनाटकं पं. राजशेखरकृतं ५०००

१२० तेनैव कृतः कर्पूरमंजरीसट्टकः १०००
१२१ पं. कृष्णमिश्रविरचितं प्रबोधचन्द्रोदयं १०००
१२२ पं. रामचन्द्रकृतं प्रबन्धशतं द्वादशरूपक—नाटकादिस्वरूपज्ञापकं ५०००

कथा—ग्रन्थाः

१२३ कादम्बरी कथा—अर्धबाणकृता—अर्धतत्पुत्रपुलीन्द्रकृता ७०००
१२४ पं. धनपालकृता तिलकमंजरी ९०००
१२५ चम्पूः त्रिविक्रमभट्टकृता दमयंतीकथा २५००
१२६ वासवदत्ता ७०००
१२७ कुवलयमाला ९००० प्राकृता
१२८ तरंगलोलाकथा पालित्ताचार्यकृता क्षीणा
१२९ गुणाढ्यकविकृता बृहत्कथा २४००० दिव्यप्रबन्धमयी
१३० श्रीराजशेखरसूरिकृता कथा ८४ एवं २५००
१३१ तथा प्रबन्ध २४ सहस्र ४
१३२ उपमितिभवप्रपञ्चा कथा १६००० सिद्धर्षिकृता अन्तरंगा
१३३ तदुद्धारश्च चैत्रगच्छीयाचार्यकृतः ८०००
१३४ पं. अमरकृता कविशिक्षा ३५००
१३५ तदुपरि परिमल ६०००
१३६ मेरुतुङ्गसूरिकृतः प्रबन्धचिन्तामणिः ३०००
१३७ वार्ताशत—रुद्रपल्लीयचारुचन्द्रसूरिकृत २०००
१३८ मलधारिश्रीनरचन्द्रसूरिकृतरंगकथा १५ ग्रंथाग्रं १५००
१३९ शालि [भद्र] कथा पं. धर्मकुमारकृता १२३४
१४० पञ्चाख्यानकविचित्रकथा ग्रंथाग्रं ६०००

अलंकारग्रथाः

१४१ सरस्वतीकण्ठाभरण, भोजकृतालंकार २४०००
१४२ मम्मटालंकार, मम्मटराणाकृत, सूत्र १४०
१४३ „ „ वृत्ति २९००
१४४—जयानन्द, टिप्पणी १५००
१४५—काव्यप्रकाशोपरिमाणिक्यसूरिकृतटिप्पनं ४०००

१४६–सोमेश्वरदेवगौडकृतटिप्पनं ५०००
१४७–एलदेवेन एरंडउलिवास्तव्येन कृतं काव्यप्रकाशविवरणं १२०००
१४८ मलधारिनरेन्द्रप्रभसूरिकृत अलंकारमहोदधिसूत्रं ३००
१४९ टीका ५०००
१५० अलंकारसर्वस्वं ब्राह्मणकृतं ५००
१५१ रुद्रटकविकृत रुद्रटालं० सूत्र ७००
१५२ टीपणउं, नमिपंडितकृतं २०००
१५३ चंद्रालोकालंकार २००
१५४ वाग्भटालंकारः ३००
१५५ श्रीहेमसूरिकृतअलंकारचूडा० ३५००
१५६ तदुपरि ४००० विवेकनामाटिप्पनं

## सूक्तकोशा बहवः

१५७ शालिवाहन गाथा ७००
१५८ वजाउलउ ८००
१५९ पं. रामचन्द्रकृत सुधाकलस १२००
१६० गाथारत्नकोश ८००
१६१ श्रीनरचन्द्रसूरिकृत गाथा ९६
१६२ तत्कृता सुभाषितावली ३५००
१६३ मलधारिदेवप्रभसूरिकृतदृष्टांतशत १५०
१६४ मम्मटसूक्तकोशः ४०० (४०००?)
१६५ पूर्णिमापक्षीयकृतरंगतरंगिणीकाव्य ११० (११००?)
१६६ श्रीराजशेखरकृतं संवमहोत्सवप्रकरणकाव्यं ३६

छः ॥ छः ॥ छः ॥ छः ॥

॥ गणिकांतिविजयलिखितं ॥ छः ॥



# હિન્દુસ્તાનની પુરાતની શોધ



[ લેખક: મહુંમ પંડિત ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી ]
( સંપાદક: પ્રો. હરિલાલ આ. ભટ્ટ )

[ આજ સુધી આપવામાં આવેલા રિપોર્ટો જૂના સૌરાષ્ટ્રદર્પણમાં છપાયા હતા. તે પછી બીજા વર્ષના ચાર રિપોર્ટમાંથી ૨ ની પંડિતજીના હસ્તાક્ષરની નકલ મળી છે તે હવે આપવામાં આવે છે. બીજા બે રિપોર્ટો ઘણો શોધ કર્યા છતાં મળી શકયા નથી.–સંપાદક.]

## ખુદાવંદ નવાબ સાહેબ મહોબતખાનજી બહાદૂર કે. સી. એસ. આઇ. ની હજુરમાં

સાહેબ,

આ બીજાં વર્ષના બીજા ત્રણ માસ ( ઑગસ્ટ, સપ્ટેંબર અને અકટોબર ) ચોમાસાને લીધે નેપાળની અંદર ગુજાર્યા. તે મુદતમાં અહીંના ( નેપાળના ) બૌદ્ધ ધર્મીઓની સાથે ઓળખાણ કરી તે ધર્મની હાલમાં નેપાળની અંદર હાલત રીતભાત વિઘા ચાલચલણ મૂર્તિઓ શાસ્ત્રો ઇત્યાદિ બાબતની કેટલીક ખબર મેળવી. અને ૧૮ પુસ્તકો જમા કીધાં. એ સિવાય કાટમાંડુ પાટણ અને ભાતગાઉની આજુબાજુની જુની રહેલી જગાઓ જોઇ ૬૦ પ્રાચીન લેખો મેળવ્યા. એ બાબત થોડી ખબર આપની હજુરમાં મોકલું છું.

નેપાળમાં બૌદ્ધલોકોનો ધર્મ તંત્રમાર્ગમાં સેળભેળ થઇ બુદ્ધના ખરા ધર્મથી જુદી જ રીતનો થએલો છે. હાલના વખતમાં તેની ઘણી પડતી હાલત છે. તેના ધર્માધ્યક્ષો થોડી કથાઓની વાતો સિવાય ધર્મ વિષે કંઇ જાણતા નથી અને ટુંકામાં કહીએ તો આખા નેપાળમાં બૌદ્ધ માર્ગી એક પણ વિદ્વાન નથી કે જે તેઓનાં મુખ્ય પુસ્તક "प्रज्ञापारमिता" અને लक्षाभगवतीની એક પણ પંક્તિ વાંચીને અર્થ સમજાવી સકે. એ ધર્મનું જ્ઞાન મેળવવાને થોડાં પુસ્તકો રહ્યાં છે તેમાં પણ વધારે જૂનાં હોય તે વધારે શુદ્ધ, અને સુંદર જોવામાં આવે છે અને તે ઉપરથી આજકાલ થતી પ્રતિઓ પ્રતિરોજ બગડતી જાય છે. એ ધર્મની નેપાળની અંદર આવી વધારે ઉતરતી હાલત એક સૈકાની અંદરથી એટલે લગભગ ગોરખાલીઓએ નેપાળ વસ્તે કીધું ત્યારથી થવા લાગી છે કારણ કે તેથી આગળના નેપાલી રાજાઓ જો કે સઘળા બૌદ્ધ ધર્મ માનનારા જ નહીં હતા તોપણ તેમાંનો કોઇ કોઇ એ ધર્મના પક્ષપાતી થતો હતો અને કોઇ શૈવ અને વૈષ્ણવો પણ થતા હતા તથાપિ બૌદ્ધોને પણ મદદ આપતા હતા. હાલના ગોરખાલી રાજા એ ધર્મને હલકો ગણે છે. તેથી રાજકીય કામમાં રહેલા કેટલાક લોકો એ ધર્મ છોડી. શૈવમતી થતા જાય છે. આવી રીતે ઘણા નિવારો શૈવમાર્ગી થયેલા છે. તથાપિ કાટમાંડુની લગભગ અરધી વસ્તી ભાતગાઉનો ત્રીજો હિસ્સો અને પાટણનો પોણો ભાગ બૌદ્ધ ધર્મ માનનારાઓથી ભરેલો છે.

નેપાળના લોકો બૌદ્ધ ધર્મીના મુખ્ય બે ભાગ કરે છે. તેમાંના એકને ઉદાર અને બીજાને બાંડા કહે છે. ઉદાર એ ગૃહસ્થ લોકો છે. તેઓ નેપાળના મુખ્ય વ્યાપારી ગણાય છે. તિબેટ અને

ચીનના પ્રાન્તો તથા હીંદુસ્થાનની સાથે વ્યાપારસંબંધ રાખવાથી ઘણો પૈસો મેળવે છે તથાપિ ઘણા દબાઇને ગરીબ જેવી હાલતમાં રહે છે પણ મધ્યદેશના અને મારવાડના જૈન ધર્મીઓની પેઠે ધર્મની બાબતમાં ખર્ચ કરતી વખત મ્હોટી ઉદારતા દેખાડે છે. આ લોકોના આશ્રયથી જ હાલ નેપાલમાં ધર્મ સચવાઇ રહેલો છે.

બીજા બાંડા એ તે લોકો માથા ઉપર ચોટલી નથી રાખતા તેથી એ નામથી ઓળખાય છે. આ લોકોની મુખ્ય ૪ જાત છે. વજ્રાચાર્ય અથવા ગુભાજુ ૧ શાકયવંશી ભિક્ષુ ૨ ભિક્ષુ ૩ અને ચૈતક ૪. તેમાંના વજ્રાચાર્ય એ બૌદ્ધમાર્ગી બ્રાહ્મણો છે. તેઓ મંદીરોમાં પુરાણો વાંચે છે. વિવાહાદિ સર્વ કામો કરાવે છે અને દિક્ષા પણ આપે છે; તેઓના આ અધિકાર બ્રાહ્મણોની પેઠે વંશપરંપરા ચાલે છે. આ લોકોનું ગુજરાન પ્રથમ તો ઉપર લખેલા કર્મોથી જ ચાલતું હતું. પરંતુ હાલમાં ધર્મની પડતી હાલતને લીધે મેહેતાગીરી, વ્યાપાર, ચાકરી ઇત્યાદિ કામોથી ચલાવે છે, અને થોડા જણો જેઓને યજમાન ઘણા છે તેઓ ધર્મને લગતું કામ કરાવીને પણ ગુજરાન ચલાવે છે.

બાકીની ત્રણ જાત વાળા પ્રથમ કેવલ ત્યાગી હતા. પાછળથી તેઓ સ્ત્રીઓ પરણી ગૃહસ્થ થઇ બેઠા છે. માત્ર આખા જન્મમાં એક વખત દિક્ષા લે છે ત્યારે ત્રણ રોજ સુધી વિહારમાં રેહે છે. અને ભિક્ષુચર્યા પાળે છે. એ પણ જો ઉમ્મરે પહોંચ્યા પછી દિક્ષા લે તો નહી તો નાહાનાં ધાવતાં બચ્ચાંને પણ દિક્ષા આપે છે તે એક દિવસ પણ વિહારમાં નથી રહેતો. જે વિહારમાં રહે છે એ ત્રણ રોજ થયા પછી દિક્ષા આપનાર ગુરુની પ્રાર્થના કરે છે કે, મહારાજ શાકયમુનિના કઠીણ શ્રાવકાચારમાં હું રહી સકું તેમ નથી અને આ સમય ઘણો કઠીણ છે ત્યારે ગુરૂ તેને તંત્ર માર્ગમાં જવાનું કે છે. અને તાંત્રિક દિક્ષા આપે છે. આ દિક્ષાનું કર્મ પણ હાલ બ્રાહ્મણોના યજ્ઞોપવીત ધારણ પછી બ્રહ્મચર્ય લઇ કાશી જવાના નાટકથી વધારે વજન વાળું નથી.

હાલમાં આ સઘળા લોકો, કારીગરોનો ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવે છે. સોની, સુતાર લુવાર, સલાટ, ચુનારા ઇત્યાદિ કામ કરનારા નેપાળમાં બૌદ્ધ ભિક્ષુજ છે. તેઓ ઘણા હુશીઆર કારીગર હોય છે. દેખાડેલા નમુનાની ઘણી ઉત્તમ નકલ કરે છે ત્રાંબા પીતલ ઉપર કાંસાનું અને નકશીનું તથા હાથીદાંત ઉપર તથા બીજાં લાકડાંઓ ઉપર અને પત્થર પર કોતરકામ પણ ઘણું જ ઉત્તમ કરે છે. તેથી તેઓ સારો પૈસો મેળવે છે. તથાપિ પિંડપાત્રદાન અને બીજાં ધર્મ સંબંધી, દાનમાં ભિક્ષુઓ દાખલ દાન લેવા જાય છે. તેમ દ્રવ્યવાન હોય તો પિણ્ડપાત્રદાન, ચૈત્રયાત્રા, સંઘભોજન આદિ ધર્મનાં કામો કરી પૈસો ખરચે છે.

એં પરમાણે વિધા, 'આચાર અને સ્થિતિ ઉતરતી છે.' તથાપિ હજી નેપાલમાં બૌદ્ધ ધર્મનાં દેવળો ઘણાં જ છે તેની મુખ્ય બે જાત છે. એક બહાળ, જે સંસ્કૃત વિહાર શબ્દનો અપભ્રંશ છે તે. અને બીજી બહી જે સંસ્કૃત વહિ:નું બગડ્યા વિનાનું જ નામ છે એ. વિહારોમાં ચોતરફ ભિક્ષુઓનાં ઘરો હોય છે, અને વચ્ચે ચોક હોય છે. ઘણું કરી સામેની બાજુયે તેમાં એક દેવળ હોય છે તેની અંદર શાકયમુનિ અથવા બીજી બુદ્ધની કે લોકેશ્વરની મૂર્તિ બેસારેલી હોય છે અને ચોકની વચ્ચે મુખ્ય એક ચૈત્ય હોય છે અને કોઇવાં તેની આજુ બાજુએ વધારે પણ હોય છે.

દેવળનો આકાર હિંદુસ્તાનના બીજા ભાગો કરતાં જુદી જ તરાનો હોય છે. તેનો કાંઇ આકાર ચીનાઇ બાંધણીને મળતો છે. તેને સઉથી મથાળે ચાર બાજુથી ઢળતું છપર હોય છે તે કેટલાંક દેવળોમાં સોનાથી રસેલાં ત્રાંબાનાં પત્રોથી મઢેલું હોય છે અને ઘણાં ખરાંને સાદુ એટલે તે ઉપર નળીઆં છાએલાં હોય છે. એ છપરને મથાળે ઘણું કરી રૂપાળાને એક અથવા તેથી વધારે રસેલા ત્રાંબાના ઘંટના આકારના કળશો રાખેલા હોય છે. એ છપરની છજીને ફરતી નાહાની ઘંટડીઓ ટીંગાડેલી હોય છે એની લાલીને ચપટું ધાતુનું પત્રું લગાડેલું હોય છે. તેથી પવન આવે ત્યારે ઝણઝણાટ થઇ રેહે છે. એ છપરથી પાછું નીચે ફરતું બીજું છપર તેની નીચે ત્રીજું એ પરમાણે એકથી એક મહોટું હોય છે. આ છપરોને ગજુર કહે છે, તેથી જેટલાં છપરના માળ થાય તેટલા ગજુરનું દેવળ કેહેવાય છે. એવા સાત ગજુર સુધી ઉંચાં પણ હોય છે. આવી રીતે શૈવો અને બૌદ્ધો બનેના દેવળની બાંધણી એક જ તરાંની હોય છે.

બહી એનો આકાર વિહારોને મળતો જ હોય છે. પરંતુ કેટલીક બહીઓ વિહારો કરતાં ઉંચી અને સુંદર છે આ પ્રથમના વખતમાં દેશાન્તરોથી આવેલા ભિક્ષુઓને રહેવાને માટે હતી આશરે બસો વર્ષ પહેલાં બહીઓમાં ત્યાગી ભિક્ષુઓને રહેવાને માટે હતી. આશરે બસો વર્ષ પહેલાં બહીઓમાં ત્યાગી ભિક્ષુઓ જ રહેતા તેથી અદ્યાપિ ભિક્ષુઓ દિક્ષા બહીમાં જ લે છે. વિહારો ગૃહસ્થ વજ્રાચાર્યો અને સ્ત્રીઓવાળા ભિક્ષુઓના ઘર જેવા થઇ જવાથી ત્યાગી ભિક્ષુઓ તેમાં જ રહેતા. પરંતુ આસ્તે આસ્તે એ ભિક્ષુઓ પણ ઘરબારી થઇ બેઠા તેથી બહીઓ પણ આજ ઘરબારીઓનાં ઘર થઈ છે. તથાપિ પાટણની અંદર બે બહીમાં અદ્યાપિ સ્ત્રીવાળા ભિક્ષુને રેહેવા દેતા નથી, અને ખરો ભિક્ષુ તો નેપાળમાં એક પણ નથી તેથી હવે તેમાં સ્ત્રીસોતું રાત નહીં રહેવું એવો બંદોબસ્ત કીધો છે, અને તેમાં સ્ત્રીવાળા ભિક્ષુ પૂજા કરે છે.

નેપાળની અંદર એવા વિહારો અને બહીની ઘણી મોહોટી સંખ્યા છે ખાસ કાટમાંડુમાં લગભગ ૮૦, પાટણમાં ૧૦૦ કરતાં વધારે ને ભાનગામમાં આશરે ૧૦ દશ છે. કાટમાંડુમાં મુખ્ય વિહાર ઇતુમ બહાળ છે. નેપાળની ભાષામાં ઇતુમ કુવાને કહે છે. તેની પાસે એક કુવો છે માટે એ નામ પડેલું છે. પરંતુ તેનું ખરૂં નામ **कापोतिकमहाविहार** છે. પણ લોકોની વધારે ભીડ આર્ય અવલોકિતેશ્વર અથવા જેને સાધારણ લોકો મછેન્દ્રનાથ કહે છે તેના વિહારમાં થાય છે. આ વિહારના ચોકની વચ્ચે બે ગજુરવાળું દેવળ છે તેના ઉપલા ગજુરની આજુબાજુ લોકોએ એ દેવળને અર્પણ કીધેલા વાસણો, હથીઆરો, ઘર વખરીના સામાનો, જેવા કે રેંટીયા, ડાબલા, થાળી, વાટકા, અરીસા, નાહાની પેટીઓ, સુપડાં, દાતરડાં, સાંબેલાં, ટોપ, ઝારી, ઇત્યાદિ યાદીને માટે લગાડી રાખેલાં છે.

દેવળની બાહેર ફરતા લાકડાના ડાબલાની અંદર ઉભો ખીલો નાંખી ફેરકણાની પેઠે પેઠે ફરે તેમ રાખેલા છે તેમાંના એક એક ડાબડામાં હજારો વાર **मणिपद्मय हुं** એ મંત્ર છાપી ને તેના કાગલો રાખેલા છે આ મંત્રને **षडक्षरीमहाविद्या** કહે છે. એનું એક વખત ઉચ્ચારણ કરવામાં મોટું પુન્ય માનેલું છે. આ દેવળની પરિક્રમા કરતાં લોકો એ દાબડાને હાથ લગાડતા જાય છે, તેથી ફેરકણાની પેઠે દાબડાઓ ફરે છે. તેની સાથે દાબડાની અંદરના મંત્રો પણ ફરે છે. એથી એટલી વાર મંત્ર ભણવાનું ફળ થયું એમ માને છે.

આટલી જાતના મંત્રનાં ફેરકણાને માન્યા કહે છે. તિબેટના ભિક્ષુઓ આવી જાતનાં નાહાનાં ફેરકણાં દિવસ આખો હાથમાં લઇ ફેરવ્યા કરે છે.

દેવળનો દરવાજો પૂર્વ બાજુ તરફ છે આનાં બાર અને બારશાખ સોને રસેલાં પીતળનાં પત્રનાં સુંદર નકશીદાર બનાવેલા છે. દરવાજાની ઉપર આશરે ૯ ફુટ લાંબી અને ૬ ફુટ ઉંચી ધાતુની વેલ બનાવી છે. તેમાં તથાગત અને લોકેશ્વરની મુર્તિઓ બેસારેલી છે. તે સઘળું સોનાથી રસેલું છે. દેવળની અંદર આશરે ૪ ફુટ ઉંચી આર્ય અવલોકિતેશ્વર અથવા મચ્છેન્દ્રનાથની મૂર્તિ છે તેને રૂપાનું કવચ પેહેરાવેલું છે અને સોના તથા રૂપાના ઘરેણાંઓથી આખી મૂર્તિ ઢાંકી દીધેલી છે. મૂર્તિ પાસે દિવસ રાત્રી ઘીના દીવાઓ બળે છે. અને વખતે વખત તેની પૂજા થાય છે અને આરતી ઉતરે છે એ દેવળનો સઘળો ખર્ચ તેને લોકોએ ખરીદ કરીને અર્પણ કરેલી જમીનની ઉપજમાંથી ચાલે છે.

તેમ જ પાટણના સઘળા વિહારોમાં મુખ્ય વિહાર **हिरण्यवर्णमहाविहार** છે. આ વિહારની જગા સાંકડી છે, તેની અંદર કોઇ ભિક્ષુનું ઘર નથી પણ વિહારની પછવાડે મોહોટો ચોક છે તેમાં ભિક્ષુઓનાં ઘરો છે. **हिरण्यवर्णमहाविहार**ની અંદરનું દેવળ બે ગજુરનું છે. તેનો દરવાજો પૂર્વમુખ છે તેની અંદર માણસના સ્વાભાવિક કદ કરતાં બમણા પ્રમાણની અક્ષોભ્ય મુદ્રાથી બેઠેલી તાંબાની શાક્યમુનિની સુંદર મૂર્તિ છે એ મૂર્તિ સુવર્ણથી રસેલી છે ને સોનાનાં ચકદાં લગાડેલું રેશમી વસ્ત્ર, તેને ઓઢાડી રાખેલું છે. અને રૂપાનાં ને સોનાનાં ઘરેણાંથી ઢાંકી રાખેલી છે. એ મુખ્ય મૂર્તિ શિવાય આજુબાજુ બીજી નાહાની ધાતુની મૂર્તિઓ છે.

દેવળના આગલા ચોકમાં ચાર ખુણે ચાર લોકેશ્વરની ત્રાંબાની મૂર્તિ આશરે ૪ ફુટ ઉંચાઇની ઉભાડેલી છે આ મૂર્તિઓ ઘણી ઉત્તમ કારીગરીથી બનાવેલી છે. એ જ ચોકના વાયુકોણમાં એક કોટડીની અંદર બેઠેલા માણસના કદ જેવડી ત્રાંબાની વજ્રસત્વની મૂર્તિ છે અને બે બીજા લોકેશ્વરોની છે. એ કોટડીની અંદરની ૩ મૂર્તિઓ, ચોકની અંદરની ૪ મૂર્તિઓ, અને દેવળની અંદરની મુખ્ય મૂર્તિ એ પ્રાચીન છે અને કહે છે કે તે કોઇ જગેથી લાવીને અંદર સ્થાપના કીધી છે.

દેવળનો દરવાજો સોનેથી રસેલાં પીતલનાં પત્રાનો નકશીદાર છે એની બન્ને બાજુ એક એક લોકેશ્વર અને ભિક્ષુની ધાતુની મૂર્તિ ઉભાડેલી છે. દરવાજાની આગળ ૩ પગથીઆની સીડી છે. તેની બન્ને બાજુએ પીતળના મોહોટા સિંહની ઉપર બેસારેલી સિંહનાથ લોકેશ્વરની મૂર્તિ છે. ચોકની વચ્ચોવચ ધર્મધાતુ ચૈત્ય એક દેવળની અંદર છે. સાંજ સવાર આરતીની વખતે ઘણા લોકો એકઠા થાય છે. પૂજા, લોકોનું જમાવ ઇત્યાદિ આખા નેપાળમાં આ વિહારના જેટલું બીજે કોઇ ઠેકાણે નથી.

નેપાળની અંદરના મુખ્ય ત્રણ શહેરોમાં ભાતગાઉની અંદર બુદ્ધ ધર્મ હાલના વખતમાં કમ છે. આંહીના મુખ્ય વિહારને દીપંકર મહાવિહાર કહે છે. આની જગા ઘણી કુંડી છે તેની અંદરનું દેવળ ઘરના આકારનું છે. એ ઘરના બીજા માળ ઉપર કોટડીમાં મૃત્તિકામય રક્તવર્ણ દીપંકર તથાગતની મૂર્તિ છે તેને રૂપાનાં અને થોડાં સોનાનાં ઘરેણાં પેહેરાવેલાં છે. મૂર્તિનો આકાર ધ્યાનસ્થ પણ જરા નીચે મોઢું કરી ઉભી હોય તેવો છે.

હાલના ચાલતા વખતમાં એ ત્રણ શેહરની અંદરના ત્રણ વિહારોને છોડી બાકીના વિહારોની ઘણી પડતી હાલત છે તેના મુખ્ય દેવળની અંદરની મૂર્ત્તિઓ ઉપર કચરો પડેલો હોય છે, ભીંતો જાળાંઓથી ભરેલી હોય છે અને જમીનને ઉંદરોયે ખોદી ખાડા કરેલા હોય છે. વિહારોને આપેલી ગુઠી તેના પંચ ખાઇ જાય છે. તેથી માત્ર કોઇ સાંજને વખતે તેમાં ધૂપદીપો કરી આવે છે દેવળના આગલા ચોકમાં ભિક્ષુઓ અને તેનાં બૈરાંછોકરાં મળમૂત્ર કરે છે અને એઠું જુઠું નાંખે છે. તેથી એવો તો વાસ મારે છે કે ખુલ્લે નાકે ત્યાં જવાતું પણ નથી. આવી રીતે અસંભાળથી પડેલા ટુટેલાને કોઇ જીર્ણોદ્ધાર પણ કરતું નથી કાટમાંડુના વિહારો કરતાં પાટણના વિહારો જરા સારી હાલતમાં છે. તેની અંદર ઘણું મેલું નથી અને કોઇને કોઇ પડેલાને સમરાવે છે.

જેવી રીતે દેવળોની પડતી હાલત છે તેજ હાલત ધર્મપુસ્તકોની પણ છે. કેટલાક વિહારો અને બહીમાં મુખ્ય મુખ્ય પુસ્તકો પુજવાને રાખેલાં છે તેને ધાતુ અથવા લાકડાના નકશીદાર ડબાઓમાં રાખેલાં છે. તે જુનાં અને સુંદર પુસ્તકો છે. તેમાંનાં કોઇ કોઇ લંજના અને જુઝીમો નામની પ્રાચીન તરાની લિપિથી તાડપત્ર ઉપર શાહીથી લખેલાં છે. ને કોઇ કોઇ નીલા રંગેલા ટીબેટના કાગળો ઉપર સોનેરી અક્ષરોથી લખેલાં છે. આ પુસ્તકો માંહે ૬૦૦ વર્ષથી વધારે જુનું લખેલું મેં કોઇ જોયું નથી.

આ પુસ્તકોમાં लक्षाभगवती એક લાખ વીશ હજારનું પૂર છે અને તેમાં અધ્યાત્મવિચાર અને કથાઓ લખેલી છે એ સૌથી મોહોટું પુસ્તક છે એની જુની પ્રતિ હાંમેલ બહી નામની કાટમાંડુના ઉત્તર ભાગમાં બહી છે તેમાં છે એ પુસ્તક સુંદર સોનાની શાહીથી નીલા કાગળ ઉપર રંજનાલિપિથી લખેલું છે. આ પ્રતિ ઉપર તેને લખવાનો સંવત છે તેથી આજથી લગભગ ૬૦૦ વર્ષની જુની છે એમ માલુમ પડે છે. આ પુસ્તક લખાવનારને રૂ. ૬૦૦૦ કરતાં વધારે રૂપૈયા ખરચ થયો હશે.

બીજું प्रज्ञापारमिता—એ આઠ હજાર શ્લોકનો ગ્રંથ છે. તે लक्षाभगवती નો સંક્ષેપગ્રંથ કહેવાય છે; (પણ વધારે પ્રાચીન છે એમ હું ધારૂં છું.) આ સર્વ પુસ્તકોમાં ઘણો માન્ય છે આની પણ સોનેરી શાહીથી લખેલી કેટલીક પ્રતો મેં વિહારોમાં જોઇ તેમાં સૌથી ઉત્તમ અને જુની પાટણની અંદર હિરણ્યવર્ણ મહાવિહારમાં છે.

નેપાળની અંદર મુખ્ય ગ્રંથોમાં બુદ્ધના ૯ વ્યાકરણને નામે ઓળખાતા નવ ગ્રંથ છે. તેમાં ઉપર લખેલો પ્રજ્ઞાપારમિતા મુખ્ય છે અને બાકીના ૮ નામો નીચે પરમાણેઃ—

| | | |
|---|---|---|
| १ गण्डव्यूह | ४ तथागतगुह्यका | ७ सद्धर्मपुण्डरीक |
| २ दशभूमीश्वर | ५ समाधिराज | ८ ललितविस्तर |
| ३ लंकावतार | ६ स्वर्णप्रभा | |

આ ગ્રંથો માંહેલા કેટલાકની જુની પ્રતો પણ વિહારોની અંદર રાખેલી છે તથાપિ આખા નેપાળમાં કોઇ વિહારની અંદર સર્વ પુસ્તકોનો એક ઠેકાણે ભંડાર નથી. વિહારોની અંદર જે જુજ પુસ્તકો રાખેલાં હોય છે તેને પણ વર્ષમાં એક બે વખત તહેવારોમાં બાહેર કાડે છે તે વિના કોઇને અડકવા પણ દેતા નથી. તેમ એક પ્રતિઓના જુની તરાહના અક્ષરો લોકો વાંચી પણ જાણતા નથી. નેપાળના બૌદ્ધ લોકો સાથે મુને સારી પેઠે પરિચય થવાથી સત્કારથી વિહારોમાં લઇ જઇ પુસ્તકો દેખાડતા હતા, અને તેઓ ન વાંચી શકે તેવાં પુસ્તકોની આખરે લખેલી મિતિ અને બીજી ખબર મારી પાસેથી વંચાવી ઘણા આશ્ચર્ય થતા.

ઉપયોગી છે. અને પાછલા વખતની બૌદ્ધ ઇમારતોની અંદર જે મૂર્તિઓ આદિ મળે છે તેની ઓળખાણ મારે પણ કામના છે.

એ પુસ્તકો સિવાય ૧૦ જુના લેખો મેળવ્યા. આ લેખોમાં સૌથી જુનો લેખ કાટમાંડુ શહેરથી પૂર્વ બાજુ તરફ આશરે ૭ માઇલ દૂર ચાંગુ નારાયણ નામના વિષ્ણુના દેવળમાથી મળ્યો. આ દેવળ એક ઉંચી પર્વતની ધાર ઉપર છે તેની આજુ બાજુ થોડી વસ્તી છે. દેવળ આશરે ૪૦ થી ૫૦ ફુટ ઉચું નેપાળી તરાહનું હતું થોડાં વર્ષો ઉપર જીર્ણોદ્ધાર કરી બાંધેલું છે. આ દેવળનો વારંવાર જીર્ણોદ્ધાર થએલો છે. પરંતુ સર્વથી પ્રાચીન દેવળ કાળા પત્થરના સ્તંભોથી બાંધેલું હશે એ સ્તંભો હાલના દેવળની બેઠકમાં ચણેલા જોવામાં આવે છે. દેવળની અંદર નાહાની ધાતુમય ચાંગુ નારાયણની મૂર્ત્તિ છે.

આ દેવળની સામે એક કાળા સ્તંભની ઉપર માણસના ખરા કદથી થોડી મોટી ગરૂડની મૂર્તિ હતી. આ સ્તંભના જોરથી મૂર્ત્તિનો ભાર વધારે થવાથી કેટલાક વર્ષો બાદ એ સ્તંભ નીચે આશરે ૧॥ ફુટ ઉપરથી તુટી ગયો તેથી ગરૂડની મૂર્ત્તિ નીચે પડી તોપણ બચી ગઇ. એ પ્રાચીન સ્તંભની બેઠક અને તેના સ્તંભનો નીચેનો ભાગ દેવળની સામે અદ્યાપિ છે અને ગરૂડની મૂર્તિ તેની બાજુએ બેસારેલી છે. પાછળથી થોડાં વર્ષો ઉપર એક ચક્રપાણી નામના વૈદે દેવને ધાતુના મોટા શંખ, ચક્ર, ગદા ને પદ્મ બનાવીને અર્પણ કીધાં. તે દેવળની બન્ને બાજુએ એક એક પત્થરનો સ્તંભ ઉભો કરી તે ઉપર બએ આયુધો રાખ્યાં તે વખત એક સ્તંભ નવો અને એક પ્રથમનો તુટેલો ત્યાંહાં પડેલો હતો તેને ઉભો કીધેલો છે આ સ્તંભ ઉપર ગુપ્ત કાળના અક્ષરોથી લખેલો ત્રણ બાજુએ લેખ છે. પણ આ સ્તંભ ઉભો કરતી વખતે તેની બેઠકમાં એ લેખનો નીચેનો ભાગ દાબી દીધેલો છે તેમાં કેટલીક જાણવા જેવી બાબત દબાઈ ગઇ છે પરંતુ ઉપરના ભાગમાં ૧૦ પંક્તિઓ બાહેર છે. તેની સંભાળથી નકલ કીધી છે. આ લેખની અંદર ૩૮૭ સંવત્ છે તે કયો સંવત્ એ બાબત તકરાર છે.

એક બીજો લેખ કાટમાંડુ શહેરમાંથી મળ્યો તેમાં ૪૩૮ સંવત્ છે એ ઉપર લખેલા લેખની પછીનો છે. બીજા ૩ લેખો પણ કાટમાંડુમાંથી મળ્યા એ નેપાલી સંવતના બીજા સૈકાની લગભગમાં લખેલા છે. ( તે સંવત્નું આજ ૯૯૪ મું વર્ષ ચાલે છે. )

બીજા ૪ લેખો શ્રી પશુપતીશ્વરના દેવળની આજુબાજુથી મળ્યા. શ્રી પશુપતીશ્વરનું દેવળ શેહેરથી પૂર્વ બાજુ તરફ આશરે ૨॥ માઇલ દુર વાગ્મતી નદીને જમણે કિનારે છે દેવળથી પશ્ચિમ ભાગમાં દેવપાટણ નામે ગામ વસે છે. આ દેવળના ઘણા જીર્ણોદ્ધાર થયા છે હાલનું દેવળ પાકી તરાહનું ઇંટડીથી બાંધેલું છે તેને બે ગજુર છે. ગજુરોનાં છાપરાં સોનેથી રસેલાં ત્રાંબાનાં પત્રાંથી છાયેલાં છે. ગજુરને ટેકનારા સપોર્ટ સુંદર મૂર્તિઓની નકશીવાળા લાકડાના બનાવેલા છે. આ દેવળની અંદર જવાને ચારે બાજુથી દરવાજા છે, તેની શાખાઓ અને બાર રૂપાના પત્રાથી સુંદર ચિત્રદાર કીધેલાં છે દેવળની વચ્ચે ગર્ભાગાર તેને પણ ૪ દરવાજા છે. તેની અંદર વચ્ચોવચ્ચ શ્રી પશુપતીશ્વર લિંગરૂપ છે. તેની ઉંચાઇ આશરે ૪ ફુટ છે અને લિંગમાં ચાર બાજુએ જ ચાર મોહોડાં અને બબે ભુજા છે. જમણી ભુજામાં કમંડલું લીધેલું છે અને ડાબી અભય આપે છે. એની ફરતી જળાધારી જાડી રૂપાના પત્રાંની છે અને ગર્ભાગારની જમીન ત્રાંબાનાં પત્રાંથી જડેલી છે. ગર્ભાગારની

બાહેરના ખંડમાં ચોતરફ અર્વાચીન કાળમાં બનાવેલી ધાતુની બૌદ્ધ મૂર્તિઓ રાખેલી છે તે મૂર્ત્તિ નેપાળીઓયે તીબેટ ઉપર ચડાઇ કરી હતી ત્યાંહાંથી લુટમાં આણેલી છે. એ સિવાય દેવને અર્પણ કીધેલી ભુઇના દાનપત્રો લગાડેલાં છે. દેવળની બાહેર ચોકમાં દક્ષિણ દરવાજાની સામેની બાજુએ મોટું ધાતુનું ત્રિશૂળ ઊભું કીધું છે. એ ત્રિશૂળ વૃષદેવ રાજાનું કરાવેલું કહેવાય છે. પશ્ચિમ દરવાજાની સામે એક ગોળ ચોતરા ઉપર સુવર્ણથી રસેલાં ત્રાંબાનાં પત્રાંથી જડેલો નંદી છે તેની પછવાડે પંચકોણ મોહોટી શીલામાં લેખ કોતરેલો છે. તે આજથી આશરે સવા આઠસો વર્ષ ઉપર લખેલો છે. તેમાં નેપાળના લિચ્છવિ વંશની લાંબી વંશાવળી લખેલી છે. બીજો લેખ દેવળના અગ્નિકોણ ઉપર ચંડની મૂર્ત્તિની પછવાડેના સ્તંભમાંથી મળ્યો ત્રીજો લેખ વાગ્મતીને કિનારે ટુટી પડેલી પાટ ઉપરથી અને ચોથો લેખ દેવપાટણની અંદર બજારમાં ગણેશની ડેહેલીની બાજુયેથી મળ્યો.

બીજો એક લેખ લલિતપત્તન જે કાટમાડુથી અગ્નિ કોણ ઉપર આશરે ૧½ માઇલ દૂર છે તેના તંઞા નામના મહેલમાંથી મળ્યો તે લગભગ ૯૦૦ વર્ષનો પ્રાચીન છે.

આ લેખોથી નેપાળના ઇતિહાસ ઉપર સારૂં અજવાળું પડે છે હિંદુસ્થાનના બીજા ભાગોની પેઠે જ નેપાળના ઇતિહાસ બાબત અંધારૂં છે. ત્યાંહાંના લોકો પાસે વંશાવળી નામનો પાહાડીયા ભાષામાં ગ્રંથ છે એમાં ઘણી ગપ્પો ભરેલી છે અને વર્ષગણના અને બીજી વાતો પણ ચૂકોવાળી છે. એ વંશાવળીની દરેક પ્રતિ એક બીજીથી ઘણીખરી વાતમાં જુદી હોય છે મેં કેટલીક વંશાવળી મેળવીને ૨ વંશાવળીની નકલ કરાવી છે. તેની સલતા મેળવવાને લેખોથી ઘણી મદદ મળશે.

એ સઘળા પ્રાચીન લેખોનું તે લેખો ઉપરથી જ મેં અક્ષરાંતર ઉતારી લીધું છે અને હાલ તે લેખોની વસ્ત્ર ઉપર તેવડી જ નકલ કરવાને રોકાણો છું એ સિવાયના નેપાળમાં ચોતરફ જગે જગે ૪૦૦ વર્ષની આ તરફના લખેલા છે. તેમાંના જે ઉપયોગી દીઠા તેનું અક્ષરાંતર લખી લીધું છે.

નેપાળના મહારાજાધિરાજના મહેલના હનુમાન દરવાજાની પાસે એક મોટા કાળા પત્થરમાં ૧૪ જાતની લિપિથી જયપ્રતાપમલ્લ રાજાયે લખાવેલો લેખ છે આની પણ નકલ કીધી છે. એ રાજાયે સંસ્કૃત ભાષામાં સારી પેઠે અભ્યાસ કીધો હતો તે સંસ્કૃત કવિતા કરી સકતો હતો તેની કરેલી દેવોની સ્તુતિ પશુપતીશ્વર વજ્રયોગિની અને બીજા મુખ્ય દેવળોમાં પત્થર પર કોતરેલી છે. એ રાજાનું સઘળા લેખોમાં કવીન્દ્રજયપ્રકાશમદનદેવ એ પરમાણે નામ લખેલું છે.

આંહીનું સઘળું કામ કરી રેવા આવ્યો છું અને લખવા આપેલા ગ્રંથો પણ થોડા રોજમાં તૈયાર થશે તે પછી તા. ૨૩ મી નવેમ્બરને રોજ આંહીથી પાછો મારા કામ તરફ જવાને નીકળીશ તેમાં પ્રથમ ગયાજી તરફ જવાને ધારૂં છું.

| | |
|---|---|
| તા. ૧૪ નવેમ્બર સં. ૧૮૭૩<br>નેપાળ કાટમાંડ | આપના આજ્ઞાંકિત અને વશંવદ નમ્ર સેવક<br>ભગવાનલાલ ઇન્દ્રજીની કુરનસ. |



# પરદેશી મુસાફરોએ કરેલાં અમદાવાદનાં વર્ણનો

## (૩)

### પિટર ડેલ્લા વેલ્લા ( ઇ. સ. ૧૬૨૩ ની આજુબાજુ )

[ ચુનીલાલ પુ. બારોટ ]

માતરથી ઉપડયા બાર ગાઉ અથવા બીજાઓએ કહ્યું એમ ચૌદ ગાઉ મુસાફરી કરીને બપોરના આશરે અમે અમદાવાદ પહોંચ્યા. મોટાં મોટાં પરાંવાળા એ ઠીક ઠીક મોટા શહેરમાં મેઠા એવા જ બીજો મુકામ તૈયાર થાય ત્યાં સુધી પડાવ કરવા માટે અમે સીધા અંગ્રેજ વેપારીઓની કોઠીએ પહોંચ્યા. એમની સાથે ત્યાં જ ખાણું લીધા પછી રસ્તા પર પડતી તરફ સરાઇ નામના મુસાફરખાનાના એક મકાનમાં અમે આડા થયા. એક મકાન કહેવાનું કારણ એ કે, એ સરાઇ અથવા અમદાવાદનાં અને હિંદુસ્તાનનાં બીજા મોટાં શહેરોમાંનાં મુસાફરખાનાંઓ ઇરાન અને તુર્કસ્તાનમાં હોય છે એમ અજાણ્યાઓના મુકામ માટેનાં ચોતરફ અલગ અલગ અનેક વાસવાળાં મોટા મહના સ્વરૂપનાં એક અનોખાં મકાનો નથી. પરંતુ એ તો અજાણ્યાઓને રહેવા માટે અને જેને ઘર રાખવું હોય એને માટે ખાસ અલગ રાખેલી શહેરની મોટી મોટી આખી પોળોની પોળો હોય છે; અને એમાં રહેલા જાનમાલની સલામતી માટે રાતને વખતે એ પોળોને તાળાં દેવાય છે.

**અમદાવાદનાં મુસાફરખાનાં**

અમદાવાદમાં થોડો વખત જ રહેવાનું હોવાથી મુસાફરીના થાકને ન ગણકારતાં થોડા આરામ પછી એ જ સાંજે નાના પ્રકારની ચીજો ખરીદતા ખરીદતા અમે બજાર જોવા ગયા. અમદાવાદના રસ્તા ફરસબંધી વગરના હોવાથી મને ઘણી નારાજી થઇ. કારણ ત્યાંના રસ્તાઓ મોટા, સુંદર અને સીધા હોવા છતાં જમીન ઘણી સુકી હોવાને લીધે એ એટલા બધા દડવાળા છે કે પેદલ ચાલવું લગભગ મોકુફ રાખવા જેવું છે. પેદલ જતાં એ રસ્તાઓ પર પગ જમીનમાં ઉંડા ખુપી જાય છે અને ઘણા કચરાવાળા થાય છે. એ જ પ્રમાણે ધૂળને કારણે ઘોડા પર અથવા બગીમાં જવું પણ હેરાનકર્તા છે. આટલા સારા અને મોટા શહેર માટે ખરેખર આ મોટી નામોશી છે. અમદાવાદમાં ગુલાબ, મોગરો અને બીજી જાતનાં ફૂલો તથા આપણા દેશમાં ઉનાળામાં થાય છે એવાં નાના પ્રકારનાં ફળો મેં જોયાં. એના ઉપરથી મેં કલ્પ્યું કે અમે ફરી કર્કવૃત્તમાં થઇને પસાર થતા હતા; અને જરા સમશિતોષ્ણ કટિબંધમાં પણ ફરી દાખલ થયા હતા. મારૂં ઉન્નતાંશમાપકયંત્ર (એસ્ટ્રોલેબ) હું સુરતમાં મારા બીજા માલ સાથે મુકી આવેલો હોવાથી મારી આ શંકાનો હું નિકાલ કરી શકયો નહિ. ત્યાર પછીના મંગળવાર જે અમારે કારનીવલનો* દિવસ હતો તેની સવારે શહેરમાં ફરતાં ફરતાં મેં એક સીધો,

**અમદાવાદના રસ્તા**

*કારનીવલ એ રોમન કેથોલિક પંથના ખ્રિસ્તીઓનો એક ધર્મોત્સવ છે.—ચુ. પુ. બા.

લાંબો, નાના પ્રકારના માલની દુકાનોથી ભરપુર ઘણો પહોળો અને સુંદર રસ્તો જોયો.

**બાઝારે કેલૅાં અર્થાત્ મોટું બજાર**

બીજાં ઘણાં બજારોથી નોખું પાડવા માટે એને બાઝારે કેલૅાં અર્થાત્ મોટું બજાર કહેવામાં આવે છે. એની મધ્યમાં રસ્તા પર આડી લગભગ રોમની ટ્રાયમ્ફલ કમાનોના જેવી ત્રણ કમાનોવાળી પુલ જેવી ઇમારત આવી રહેલી છે. આ પુલથી ઘણે દૂર આ જ રસ્તાની મધ્યમાં એક મોટો કુવો છે જેની ચોતરફ જમીનથી જરા ઉંચો એક ચોતરો બાંધેલો છે. એ કુવાના પાણીનો આખા શહેરમાં ઘણો વપરાશ છે. એથી કરીને હરહમેશ ત્યાં પાણી ભરનારાઓનું એક મોટું ટોળું હોય છે. આગળ બજારને છેડે જતાં રસ્તાની સામે આવી રહેલા બે ખુબસુરત બુરજો વચ્ચે અનેક રીતે શણગારાયલા મોટા દરવાજે અમે પહોંચ્યા. એ દરવાજો એક નાના ગઢનો દરવાજો છે જે ફારસી શબ્દ કોતને નામે ઓળખાય છે. મોગલોના રાજ્યમાં હિંદમાં ફારસી ભાષા વધારે વપરાય છે. એથી કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ મોગલ બાદશાહો મૂળ તાતારો હોવાથી તથા જ્યાં ફારસી એ જ માતૃભાષા છે એવા સમરકન્દના વતની હોવાથી સ્વાભાવિક રીતે હિંદુસ્તાનમાં પણ એઓ

**રાજગઢ**

પોતાની માતૃભાષા જ રાખી રહેવા ચાહે છે; ટુંકમાં મોગલોની દરબારી ભાષા જ ફારસી છે. અને એ જ તમામ જાહેર લખાણોમાં વપરાય છે અને વધારેમાં વધારે બોલાય છે. આ ગઢના દરવાજા પાસે રસ્તાના ચોકમાં જમીનથી કેટલાંક ઉંચાં પત્થરની સુંદર બાંધણીવાળાં બે પત્થરનાં વ્યાસપીઠો છે જ્યાંથી

**ઢંઢેરો વાંચવાનાં બે સુંદર વ્યાસપીઠો**

બાદશાહના ઢંઢેરા જ્યારે જાહેર કરવાના હોય છે ત્યારે જાહેરમાં વાંચી સંભળાવવાનો રિવાજ છે. ત્યાંથી જમણા હાથ પર વળતાં એક બીજો મોટો સુંદર દરવાજો આવે છે. તે પસાર કરી એક સુંદર રસ્તે થઇને અમે રાજમહેલ આગળ આવ્યા; કારણ, ખાસ નિયમાનુસાર જે ચાર શહેરોમાં બડા મોગલના મહેલો અને દરબારો છે તેમાંનું એક અમદાવાદ છે. અને એથી કરીને કેટલીક વાર પાદશાહ ત્યાં રહેવા આવે છે. આ મહેલને ફરતે સફેદ

**શાહી મહેલ**

અને સફાઇદાર દિવાલોથી વાળી લીધેલો એક મોટો ચોરસ ચૉક છે. ઇરાનના બજારચૉકોમાં હોય છે એમ એની મધ્યમાં તીરઅંદાજી માટે એક ઉંચો થાંભલો રોપેલો છે. ચોકમાં પેસતાં ડાબી બાજુએ એક નાની અને નીચી ઇમારત છે તે રાજમહેલ છે. એ અંદરથી કેવી છે એ હું જાણતો નથી; કારણ હું એની અંદર પેઠો નહોતો. પરંતુ બહારથી એનો દેખાવ નીચે પ્રમાણે છે. બાદશાહની બારીઓની તળે જરા ફરસબંધીવાળી અને રંગિત લાકડાથી વાળી લીધેલી એક ઉંચી ચોખંડી જગા છે. બાદશાહ ત્યાં હોય છે ત્યારે એમાં કેટલાક લશ્કરી અમલદારો ઉભા રહે છે. ત્યાં એમને મનસુબદાર કહે છે. એમનો હોદ્દો બરાબર આપણા કર્નલોના જેટલો જ હોય છે. એમની સરદારી તળે એક હજારથી વધારે ઘોડા હોતા નથી. એમાં ય બધા મનસુબદારો સરખા નથી. કેટલાકના હાથ તળે થોડા, તો કેટલાકના હાથ તળે વધારે ઘોડેસ્વાર હોય છે. આ મનસુબદારીના આંતરામાં પાદશાહના ઝરૂખાંઓની નીચે બે નકશીદાર કોતરણીવાળાં ઘણા મોટા નહિ એવા સાક્ષાત એમના કુદરતી રંગે રંગાયલાં બે હાથીનાં પુતળાં ઉભાં કર્યા છે. શાહી મહેલની સામે પણ આના પ્રકારના (પરંતુ) ગૌરવહીન બીજા શણગારો છે. કેટલાકોએ કહ્યું કે થોડાં જ કાળ

પહેલાં ઉપર્યુક્ત એક ઝરૂખામાં જાહેર દર્શન માટે કુમારિકા મેરીની મૂર્તિ ઉભી કરેલી હતી. એ મૂર્તિ શાહ સલીમ જે લોકોના કહેવા પ્રમાણે એનો ભક્ત હતો તેણે ત્યાં સ્થાપી હતી. આપણા પાદરીઓ જે એને ખ્રિસ્તી બનાવવાની ઇચ્છાથી એના દરબારમાં વારંવાર જાય છે એમાંના કોઇએ એ એને આપી હતી, પરંતુ અત્યારે એ મૂર્તિ ત્યાં નહોતી. સંભવ છે કે ખ્રિસ્તિઓના દુશ્મન કહેવાતા એના દિકરા સુલતાન ખુર્રમે ગુજરાતના એ ભાગો પર અધિકાર મળતાં એ મૂર્તિને ત્યાંથી ખસેડી નાંખી હોય. મનસુબદારી કરતાં ચડતા દરજ્જાના લશ્કરી અમલદારો જેવા કે ખાન અને એ જ દરજ્જાના બીજાઓનું સ્થાન શાહી ઝરૂખામાં યા એની પાસેના ઓરડાઓમાં હોય છે. ઉતરતા દરજ્જાના સૈનિકો એટલે કે બે ત્રણ ઘોડાના જ ધણી હોય એવાઓ કોટમાં ઉપર્યુક્ત આંતરાની બહાર નીચે જમીન પર ઉભા રહે છે. આંગણા સામે એક બીજું મકાન છે જેની આગળ પણ વંડો કરી લીધેલો છે. પરંતુ એની શોભા ઓછી છે. એ જગાએ પોતાના સર્વ સરદારો સહિત પાદશાહના અંગરક્ષકો ઉભા રહે છે. હું માનું છું કે પાદશાહ ગમે તે જગામાં વા ગમે તે શહેરમાં હોય પરંતુ મોગલ દરબારમાં સર્વ સ્થળે આ જ ક્રમ સચવાય છે. આ ચોકમાં ડાબા હાથ પર જરૂરી દફતર (ખાનાં) માટેનાં વળી બીજાં મકાનો છે. પરંતુ તે આટલાં સારાં બંધાયલાં કે સફાઇવાળાં (polished) નથી. રાજમહેલમાંનું જોવાય એટલું જોઇ રહ્યા એટલે અમે જે રસ્તેથી આવ્યા હતા એના એ જ રસ્તે થઇને મોટા બજારના રસ્તા પર

**શિવાલય**

પાછા આવ્યા. ત્યાંથી અમે મહાદેવનું એક પ્રખ્યાત દેવાલય જોવા ગયા, જ્યાં હરહમેશ લોકોનું મોટું ટોળું હોય છે. ત્યાં જવાનો માર્ગ હંમેશાં માણસોથી ચિકાર હોય છે અને તે શિવાલયમાં જનારા આવનારાઓથી જ માત્ર નહિ પરંતુ રસ્તે પસાર થનારાઓ પાસેથી દાન મેળવવા ઉભા રહેલા ભિખારીઓથી પણ ભરેલો હોય છે. શિવાલયનું મકાન નાનું છે. અંદર પેસવાનો માર્ગ સાંકડો અને ઘણો નીચો, લગભગ ભોંયતળીઆનો છે. તમને એવું લાગે કે જાણે દેવાલયમાં જતા નથી પણ ભોંયરામાં ઉતરો છો. આને લીધે ત્યાં સદાસર્વદા જબરી ભીડ રહે છે. ઉંચે કેટલા ય ઘંટ ટાંગેલા છે. પૂજા કરવા આવનારા બધા માણસો એમને ઘડીએ ઘડીએ અને પળે પળે વગાડી મોટી ગરબડ મચાવે છે. મંદિરમાં ઘણા નાગાપુગા જોગીઓ એક કપડાથી

**જોગીઓ**

પોતાની ગુહ્યેન્દ્રિય જ ઢાંકીને (અને તે પણ બરાબર નહિ) સતત ઉભા રહે છે. એ લોકો લાંબા અવ્યવસ્થિત વાળ રાખે છે અને કેસર, સુખડ અને પોતાના વ્હેમી કર્મકાંડને અનુસરતા બીજા રંગોથી પોતાનાં કપાળ રંગે છે. એમનું બાકીનું શરીર કોઇ પણ રંગના છાંટા વગરનું વા ડાઘાડુઘી વગરનું સ્વચ્છ અને સુંવાળુ હોય છે. આ સ્વચ્છતાનો ઉલ્લેખ હું એટલા માટે કરૂં છું કે બીજા જોગીઓ જેમનાં શરીરો આખે અંગે રંગ અને રાખોડીથી ચોળાયલાં હોય છે અને જેમનું વર્ણન હું આગળ કરીશ એમનાથી આ જોગીઓ જુદા સમજાય. નિઃશંક આ લોકો દુનિયામાં એટલા બધા પ્રસિદ્ધ થઇ ગયેલા પ્રાચીન હિંદી દિગંબરો (Gymnosophists) છે. ટુંકમાં મહાન સિકંદરે જે નાગા ફરતા વાદીઓ (sophists) સાથે મસલત કરવા ઓનિસિક્રિટસને મોકલ્યો હતો એમ ઓનિસિક્રિટસની પોતાની સાક્ષીથી સ્ટ્રેબો વર્ણવે છે અને જે લોકો કષ્ટ સહન કરવામાં ઘણી ધીરજ રાખતા તે આ જ લોકો. આમાંના

ઘણા મંદિરમાં મૂર્તિઓની નજીક જ ઉભા હતા. મૂર્તિઓ મંદિરના છેક અંતર્ભાગમાં મુકાયલી હતી અને એમની આગળ ઘણા દીપકો અને દીવાઓ બળતા હતા. મૂર્તિઓ તરીકે નાનાં હદનિશાનના જેવા જરાક લાંબા બે પથરા હતા. અને તે એમના સ્વાભાવિક રંગથી રંગાયલા હતા. એમની જમણી બાજુ પર એક પત્થરની આકૃતિ હતી અને ડાબી પર જે આકાર પ્રમાણે મહાદેવની મૂર્તિ એ લોકો બનાવે છે એવા આકારનો નાનો પત્થરનો થાંભલોઃ હતો. અને આ બધાની આગળ એ મહાદેવની એવી બીજી સ્ફટિકની આકૃતિ હતી. એની ઉપર દૂધ, તેલ, ચોખા અને એવી નાના પ્રકારની વસ્તુઓ ચડાવાતી. મહંતનીશ જોગી દર્શન કરવા આવેલાઓમાંના દરેકને મૂર્તિઓ ઉપર તથા આજુબાજુ વેરેલાં પુષ્પોમાંથી કેટલાંક આપે છે; અને એના બદલામાં લોકો એને દાનમાં સારી સારી રકમો આપે છે. આ મંદિરમાંથી બહાર નીકળીને અને શહેરના કોટની દિવાલ જે બાજુમાં નજીકમાં જ છે તેના પર ચડીને અમે એ ઉંચાઇએ રહે રહે સાબરમતી નામથી ઓળખાતી નદી જોઇ. એ બાજુ પર નદી કોટને અડીને વહે છે એના કિનારા ઉપર વધારે આકરી જીંદગી ગુજારતા ઘણા જોગીઓ નર્યા તડકામાં ઉભા હતા. આ જોગીઓ ઉપર વર્ણવ્યા પ્રમાણે કેવળ નાગાપુગા ફરે છે એટલું જ નહિ પરંતુ આ તો એ ઉપરાંત પોતાના આખા શરીરે રાખ છાંટે છે* અને અમુક પત્થરનો ચુનાની જેમ ભુકો બનાવીને ઉપજાવેલો કાળાશ પડતો ધોળો પદાર્થ મ્હોડે ચોળે છે. એમની દાઢીઓ અને વાળ લાંબા અણકાતરેલા, અને કંઇ ઢંગધડા વગરના ગુંચવાયલા હોય છે. ઘણી વાર ચિતરાયલા શરીરવાળા હોયને અથવા ખરૂં પુછો તો નાના પ્રકારના રંગો વડે અને બીહામણી આકૃતિઓવડે ખરડાયલા (daubed) હોયને એ લોકો આપણા પ્રહસનોમાં આવે છે એવા પિશાચોના ઝુંડ જેવા દેખાય છે. એઓ પોતાના શરીર પર છાંટવામાં જે રાખોડી વાપરે છે તે બળેલાં મડદાંની હોય છે. આમ કરવામાં એમનો હેતુ નિરંતર મૃત્યુનું ભાન રાખવાનો છે. આ લોકોનો જે આગેવાન હોય છે તે પોતાના હાથમાં એક મોટો ભભકભર્યો (extravagant) ઝુંડો ઝાલે છે અને સહુને દોરે છે. એની આજ્ઞાને ઝુંડમાંના સર્વ જોગીઓ ધાર્મિક રીતે અધીન થાય છે. આવા પોતાના આગેવાન સાથે આ લોકોનું એક મોટું ઝુંડ નદીની બાજુ પર એમના રિવાજ પ્રમાણે કુંડાળું વળીને બેઠું હતું. ચોગાનમાં લોકો ઘણા હતા. કેટલાક ફરવા અને બીજા ન્હાવાં આવ્યા હતા. કારણ મૂર્તિપૂજક (pagan) હિંદુઓને નદીઓ વિષે મહા પૂજ્યબુદ્ધિ હોય છે અને એમાં સ્નાન કરવા વિષે પણ એમના વ્હેમ ઓછા નથી. એ જ જગાએથી મેં એક નાનકડું મંદિર જોયું. એ મહાદેવની બે મૂર્તિઓ પર ચણાયલું હતું. મૂર્તિઓ ઉભી નહોતી પરંતુ જમીન પર આડી પડેલી હતી અને પ્રતિચ્છાયા (bass relief)ની શૈલીએ કોતરી કઢાયલી

**મૂર્તિઓ**

**સાબરમતી**

**સાબરમતીના કિનારા પર કઠીનતર જીવન ગાળતા જોગીઓ**

**મહાદેવની બે મૂર્તિઓ પર**

*મુસાફરે આ લોકોને જાતે રાખ ચોળતાં નહિ જોયાં હોય, એથી કરીને જ કદાચ એ દરેક વખતે 'રાખ છાંટે છે' (Sprinkle ashes) એવો જ શબ્દ-પ્રયોગ વાપરે છે.

સુ. પુ. બા.

# સ્વાધ્યાય.

**જૈનદર્શન** અનુવાદકઃ પંડિત બેચરદાસ જીવરાજ. પ્રકાશકઃ મનસુખલાલ રવજીભાઇ મહેતા. પા. ૧૨૦ + ૧૮૯. કિં. રૂા. ૨-૦-૦.

આ ગ્રંથ હરિભદ્રસૂરિના ગણાતા ષડ્દર્શન સમુચ્ચયમાંના જૈનદર્શનનો અનુવાદ છે, અનુવાદ કેવળ મૂળનો નથી, તેના ઉપરની ગુણરત્નસરિની ટીકાનો પણ તેમાં સમાવેશ કરેલો છે. ટીકામાં ચર્ચેલા સિદ્ધાન્તોને વધારે સ્પષ્ટ કરવા માટે ઠેકાણે ઠેકાણે તે સંવાદના રૂપમાં આપેલો છે. જૈનદર્શનની પ્રામાણિક માહીતી મેળવવા માટે ગ્રંથનો આ ભાગ ધર્મોના અભ્યાસકોને ઘણો ઉપયોગી માલુમ પડશે એવી અમારી ખાત્રી છે. મૂળ ગ્રંથ આખો પરિશિષ્ટ ૫ માં આપેલો છે.

આ ગ્રંથની શરૂઆતમાં એક લાંબી પ્રસ્તાવના આપેલી છે. મુખ્ય ભાગની ઉપયોગિતાની અમે જેટલી ખાત્રી આપી શકીએ છીએ તેટલી આ પ્રસ્તાવના વિષે ન આપી શકીએ. સૌથી પ્રથમ તો અમને એમ લાગે છે કે આ ૧૧૩ ની પ્રસ્તાવનાનો લગભગ ૫૦ પાનામાં સમાવેશ કરી શકાત. બીજું તેની શૈલી શાસ્ત્રીય ગ્રંથને યોગ્ય જણાતી નથી. ઉદાહરણ તરીકે જે ભાગમાં હરિભદ્રસૂરિનું જીવનચરિત્ર આપ્યું છે તે વાંચતાં જણાઇ આવશે કે લેખકે નવલકથા બનાવવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો છે; તે ફક્ત સાંપ્રદાયિકોની કલ્પનાને રુચે એવો છે. આખી પ્રસ્તાવના એવી છે એમ કહેવાનો અમારો આશય નથી. એમાં બીજા ઘણા ઉપયોગી વિષયો ચરચાયા છે. એની શૈલી વધારે અર્થસ્પર્શી અને સરળ હોત તો વધારે ઉચિત દેખાત એટલું જ અમને લાગે છે. ષડ્દર્શનના કર્તૃત્વની અને હરિભદ્રના સમયના ચર્ચાનાં પ્હેલાં ચૌદ પાનાં ખાસ ધ્યાનથી વાંચવા જેવાં છે. એ જ રીતે 'ગ્રંથપ્રવેશ અને દર્શનોનો પરસ્પર સમન્વય' (પા. ૬૩ થી) નો વિભાગ પણ ઘણો ઉપયોગી છે-જો કે પંડિતજીએ જે રીતે સમન્વય કર્યો છે તે કદાચિત્ ફીલસુફીના અભ્યાસીઓને ન રુચે; છતાં એમાં જે દૃષ્ટિ છે તે આજના કર્મપ્રધાન જમાનાને અનુકૂળ છે તે અમારે જણાવવું જોઇએ. પા. ૬૩-૮૧ માં પ્રત્યેક દર્શનની ટુંકામાં જે માહિતી આપી છે તે ષડ્દર્શનના વિદ્યાર્થીઓને ઘણી ઉપયોગી નીવડશે.

પં. બેચરદાસ પ્રાકૃત ભાષાના અને જૈન આગમના નિષ્ણાત પંડિત છે. તેમની પાસેથી મૂળ આગમો ઉપરથી તૈયાર કરેલા જૈનધર્મના સ્વરૂપની અને ઇતિહાસની આશા રાખીએ તો તે વધારે પડતું ન ગણાય. એમના જેવા પંડિતને તે દુર્ઘટ નથી. આ ગ્રંથની વિદ્વાનો તેમ જ વિદ્યાર્થીઓ કદર કરશે એવી આશા છે.

૨.

ઍનાલ્સ ઑફ્ ધી ભાંડરકર ઇન્સ્ટીટ્યુટ. વૉ. ૪. ભા. ૨ માં પૂર્તિરૂપે ડૉ. વી. એસ. સુકથંકરની 'ભાસનાં અધ્યયનો' (Studies in Bhasa) ની લેખમાલાનો ચોથો લેખ પ્રસિદ્ધ થયો છે. એ લેખમાં ભાસના નામથી પ્રસિદ્ધ થએલા ગ્રંથો એકકર્તૃક છે કે નહિ, તે પ્રશ્નનો વિચાર કર્યો છે. તે માટે શ્લોકો, પાદો, ગદ્યના લાંબા ફકરાઓ, ટુંકા ફકરાઓ, ઇત્યાદિનું સામ્યવૈષમ્ય બતાવવા પ્રયત્ન કર્યો છે. તે પ્રત્યેક નાટકમાં બીજા નાટકોને મળતું શું શું છે તે બતાવવા પ્રયત્ન કર્યો છે. મૂળ રોમન લિપિમાં છાપ્યું છે તેનો અહીં દેવનાગરીમાં ઉતારો કરૂં છું.

*क આખા શ્લોકો

१ इमां सागरपर्यन्तां हिमवद्विन्ध्यकुण्डलाम् ।
महीमेकातपत्राङ्कां राजसिंहः प्रशास्तु नः ॥
स्वप्न. ६. १९; बाल. ९. २०; दूतवा. ९. ५६

२ भवन्त्वरजसो गावः परचक्रं प्रशाम्यतु ॥
इमामपि महीं कृत्स्नां राजसिंहः प्रशास्तु नः ॥
प्रतिज्ञा. ४. २६; अवि. ६. २२; अभि. ६. ३५

३ लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नभः ।
असत्पुरुषसेवेव दृष्टिर्निष्फलतां गता ॥
बाल. १. १५; चारु. १. १९

४ वक्षः प्रसारय कवाटपुटप्रमाणम्
आलिङ्ग मां सुविपुलेन भुजद्वयेन
उन्नामयाननमिदं शरदिन्दुकल्पम्
प्रह्लादय व्यसनदग्धमिदं शरीरम् ॥
प्रतिमा. ४. ११; ७. ७

ख શ્લોકોના આખા પાદ

५ इमां सागरपर्यन्ताम्—स्वप्न. ६. १९; बाल. ९. २०; दूतवा. ९. ५६. સરખાવો चतुस्सागरपर्यन्ताम्—बाल ४. १०; ( जुओ. १ )

६ इमामपि महीं कृत्स्नां राजसिंहः प्रशास्तु नः—प्रतिज्ञा. ४. २६; पञ्च. ३. २६; अवि. ६. २२; अभि. ६. ३५. ( जुओ २ अने १७ )

* બે સંખ્યાઓ હોય ત્યાં બાળબોધ નાટકના અંકની સંખ્યા સૂચવે છે અને ગૂજરાતી સંખ્યા શ્લોકને, સૂચવે છે. એટલા ગૂજરાતી આંકડા-બીજી રીતે ઉલ્લેખ સમજવાની સૂચના ન હોય ત્યાં-આવૃત્તિના પાનાને સૂચવે છે, સ્વ. વા. ની બીજી આવૃત્તિનો ઉપયોગ કર્યો છે.

७ कथं तिष्ठति यातिर्विति–पञ्च. २. ५८; प्रतिमा. ४. ५; ( પાઠાન્તર तिष्ठिति ને બદલે तिष्ठतु )

८ किं वक्ष्यतीति हृदयं परिशङ्कितं मे–स्वप्न. ६. ४, १५; अभि. ४. ७.

९ गदापातकचग्रहे– ऊरु. श्लो. ४१, ६२.

१० चन्द्रलेखेव शोभते–दूतवा. શ્લો. ७; चारु. १. २७; સરખાવો विद्युल्लेखेव शोभते–अभि. २. ७; ( જુઓ १२० )

११ त्वं पाण्डवानां कुरु संविभागम्–पञ्च १. ३१, ४७

१२ धर्मस्नेहान्तरे न्यस्ता–प्रतिज्ञा. २. ७; अभि. ६. २३

१३ नृपा भीष्मादयो भग्नाः– पञ्च. २. ४१, ६१.

१४ भारतनां कुले जातः–स्वप्न. ६. १६; प्रतिज्ञा. ४. १८

१५ मणिविरचितमौलिश्चारुताम्रायताक्षः ।....मत्तमातङ्गलीलः–अभि. २. ९; ४. १५

१६ यदि तेऽस्ति धनुःश्लाघा–अभि. ३. २२; प्रतिमा. १. २०

१७ राजसिंहः प्रशास्तु नः–स्वप्न. ६. १९; प्रतिज्ञा. ४. २६; पञ्च. ३. २६; अवि. ६. २२; बाल ५. २०; दूतवा. શ્લો. ५६; अभि. ६. ३५. સરખાવો. भूमिमेकः प्रशास्तु नः–कर्ण. શ્લો. २५. અને राजा भूमिं प्रशास्तु नः–प्रतिमा ७. १५; ( જુઓ १ અને २ )

१८ शत्रुपक्षमुपाश्रित्य–अभि. ३. २४, २५; ( પાઠાન્તર उपाश्रित्य ને બદલે उपाश्रितम् )

१९ संभ्रमोत्फुल्ललोचना–दूतवा. શ્લો. ७; चारु. ४. ३

ग લાંબા ગદ્ય ફકરાઓ

२० अतिपाति कार्यमिदम् । शीघ्रं निवेद्यताम्–पञ्च. २४ अभि. २७ ( निवेद्यताम् ફરી આવે છે. )

२१ अयमक्रमः ।....अथ कः क्रमः–पञ्च ७; प्रतिमा. ३५

२२ आपस्तावत् ।....यदाज्ञापयति महाराजः । ( निष्क्रम्य प्रविश्य )....इमा आपः–पञ्च. १०, ४३; अभि. ११; प्रतिमा. ३८, સરખાવો मध्यम २०; प्रतिमा. ६७. ( જુઓ २८ અને ४४ )

२३ एवमार्यमिश्रान् विज्ञापयामि । अये किं नु खलु मयि विज्ञापनव्यग्रे शब्द इव श्रूयते । अङ्ग पश्यामि । ( नेपथ्ये )–स्वप्न. पञ्च. बाल. मध्यम. दूतवा. दूतघ.

कर्ण. ऊरु અને अभि.ની પ્રસ્તાવનાઓમાં; અને બાકી રહેલા प्रतिज्ञा. अवि. प्रतिमा. માં નટી ને દાખલ કરી છે.

२४ कदाचिदनृतं नोक्तपूर्वम् । राजा—आ ! अस्त्येतत्—पञ्च. ૩૦; સરખાવો, प्रतिज्ञा. ૩૨ (પાઠાન્તર न....अनृतमभिहितपूर्वम् ) સરખાવો, अनृतं नामिहितपूर्वम् ।—बाल. ૨૭

२५ किं एदं ।....एदं इदं । इदं एदं ।....भणादु भणादु अय्यो भणादु—स्वप्न ૫૦; સરખાવો, किं एदं ।....इदं ।....भणादु भणादु अय्यो भणादु—प्रतिज्ञा. ૧૭

२६ किं गूहसे । मम खलु प्राणैः शापितः स्याः । यदि सत्यं न ब्रूयाः—अभि. ૩૭; સરખાવો, किं गूहसे । स्वर्गं गतेन महाराजपादमूलेन शापितः स्याः । यदि सत्यं न ब्रूयाः—प्रतिमा. ૯૫

२७ किं ते भूयः प्रियमुपचरामि ।....यदि मे भगवान् प्रसन्नः किमतः परमिच्छामि—अवि. ૧૧૦; અને ( પાઠાન્તર સાથે ) प्रतिज्ञा. ૭૩; दूतवा. ૪૮; अभि. ૭૫ વગેરેમાં સરખાવો बाल ૬૭ ( જેમાં પ્રશ્નનો જવાબ પદ્યમાં છે. )

२८ कुतः खल्वापः ।....आपस्तावत् । हन्त स्रवति । (आचम्य.... )—मध्यम. ૨૦. दूतवा. ૪૩ ( જુઓ २२, ४४ )

२९ गच्छ । भूयो ज्ञायतां वृत्तान्तः—पञ्च. ૩૦, ૩૧ बाल. ૫૮; अभि. ૩૦, ૫૯.

३० 'जयतु स्वामी । जयतु भद्रमुखः । जयतु महाराजः । जयतु रावणान्तकः—अभि. ૭૩; સરખાવો प्रतिमा. ૧૧૩ ( પાઠાન્તર જૂદા ક્રમમાં )

३१ ( ततः प्रविशति.... ) .... क इह भोः काञ्चनतोरणद्वारमशून्यं कुरुते । (प्रविश्य) प्रतीहारी—अय्य अहं विज्जा । किं करीअदु ।....निवेद्यताम् निवेद्यताम्—स्वप्न. ૬૯ ( પ્રત. ५ )अभि. ૨૬; प्रतिमा. ૯૦ સરખાવો વળી अभि. ૫૨

३२ परित्यजन्तीव मां प्राणाः । इमा गङ्गाप्रभृतयो महानद्यः । एता उर्वश्यादयोऽप्सरसो मामभिगताः । एष सहस्रहंसप्रयुक्तो वीरवाही विमानः कालेन प्रेषितो मां नेतुमागतः। भवतु । अयमयमागच्छामि । (स्वर्गं गतः)—अभि. ૧૨; ( પ્રત. क ) સરખાવો મૃત્યુ અભિમુખ રાજાની ઉક્તિ ऊरुभंगमां ૧૧૪.

३३ प्रविश त्वमभ्यन्तरम्....न खलु न खलु प्रवेष्टव्यम्—स्वप्न. ૮૩. पञ्च. ૪૨

३४ सीता—सवो सि । रावणः—हहह । अहो पतिव्रतयास्तेजः—अभि. ૨૦; प्रतिमा. ૮૬. ( ફેર. અભિનય સૂચનાના વધારા સાથે ).

३५ ही ही पुट्ठु णच्चिदं । पुट्ठु गाइदं । जाव अहं पि णच्चेमि–पञ्च. २२; સરખાવો बाल. ४२ (ફેર. ही ही पुट्ठु ईदं [गाइदं?] । पुट्ठु णच्चिदं । जाव ઇત્યાદિ ) બન્નેમાં वृद्धगोपालक પાત્ર બોલે છે.

घ ટુંકા ગદ્ય ફકરા

३६ अण्णं च ( दाणि ) अच्छरि [ ई ] अं–प्रतिज्ञा. १४; चारु. ७, ४९; અને अण्णं च इदं अच्छलिअं–बाल. ३६; તેવી જ રીતે, एकं पि तहिं अच्छरिअं–अवि. २०

३७ अतिस्निग्धमनुरूपं चाभिहितं–स्वप्न. ७८; पञ्च. ४६.

३८ अहो अ (क्) अरुणा (क्) खु इस्सरा–स्वप्न. २७, ६२; अभि. २७.

३९ अहो वलवांश्चायमन्धकारः । संप्रति हि–बाल. ७; चारु. १७.

४० अहो परिजणस्स पमादो–स्वप्न. ६३; अवि. ५४.

४१ अहो हास्यमभिधानं–प्रतिज्ञा. ६७, ७१; पञ्च. ४८ दूतघ. ६६.

४२ अलं दाणि भवं अदिमत्तं संतप्पिअ–स्वप्न. ७२,चारु. ८.(ફેર. संत्ताप्पिअ ને બદલે संतप्पिदुं ); સરખાવો मा दाणीं भट्टा अदिमत्तं संतप्पिदुं–स्वप्न. ७७ અને अलं अदिमत्तं संदावेन–अवि. ८३

४३ आः कस्य महाराजः–पञ्च. ३९; बाल. ६१.

४४ आपस्तावत्–प्रतिज्ञा. २१; पञ्च. १०, ४३; मध्यम. २०; दूतवा. ४३; अभि. ११; प्रतिमा. ३८, ६७( જુઓ २२, २८ )

४५ आश्रमपदद्वारमात्रमपि संभावयिष्यामः–मध्यम. २५; प्रतिमा. ७३; ( છેલ્લા શબ્દમાં ફેરફાર સાથે )

४६ उस्सरह ( उस्सरह ) अय्या उस्सरह–स्वप्न. १, २, ३, प्रतिज्ञा. ६३, ६५; ऊरु० ९९

४७ एते स्मो भोः । एते स्मः–ऊरु ८८; अभि. ६२

४८ एवमिव (प्रा० एवं विअ), કાનમાં કહેલું–स्वप्न. ५१, प्रतिज्ञा. १७, ७१; अवि. ४०, ५१; चारु. ३८, (બે વાર) ७९ એ જ રીતે વાંચો ચારુ. ८५ (१.१३) [ चारु एवं ને બદલે एवं विअ ].

४९ एसा गच्छामि मन्दभाआ–स्वप्न. ८; प्रतिज्ञा. १७; बाल. ६; अभि. ६. સરખાવો ऊरु. १०३; गच्छामि मन्दभाआ.

५० का गतिः ( प्रा. का गई ) स्वप्न. ८, ४५; प्रतिमा. ४९, ५५

૯૧ को कोळो–स्वप्न. २७, ३२; प्रतिज्ञा. ५६, ५८; चारु. ४९. (જુઓ ९२)

९२ को काळो तुमं अण्णेसामि–स्वप्न. २७, ३२; प्रतिज्ञा. ५८ ( જુઓ ९१ )

९३ गच्छतु....पुनर्दर्शनाय ( प्रा० गच्छदु....पुणो दंसणाअ )–स्वप्न. १७; अवि. ६७; बाल. ६७; मध्यम. २४; दूतवा. ४८; चारु. ४४; बाल. ६७; અને दूतवा. ४८ માં તેની પછી यदाज्ञापयति भगवान्नारायणः એમ આવે છે.

९४ ण मे सद्ध ( विदूषक ના શબ્દમાં )–अवि. ७२; चारु. १८, ३०;

९५ तत्रहोदी पदुमावदी इह आअच्छिअ णिग्गदा मवे–स्वप्न. ४०, ५९

९६ न शक्नोमि रोषं धारयितुम्–दूतघ. ६९; अभि. १९; प्रतिमा २०

९७ पिअं दे णिवेदेमि–स्वप्न. ८२; चारु. ६०

५८ बाढं प्रथमः कल्पः–स्वप्न. ५२; पञ्च १९; अवि. २६; बाल. ५५; मध्यम. २४; ऊरु ९६; अभि. ६८; प्रतिमा. ९०

९८अ भूयो ज्ञायतां वृत्तान्तः–( જુઓ २९ )

९९ महाराजस्य प्रत्यनन्तरीभवामः–ऊरु. ९६; अभि. ५३ ( ફેર० भविष्यामि )

६० मक्कुकाममिव त्वां लक्षये–प्रतिज्ञा. २५; अभि. ४३

६१ पान्ति होदु पान्ति होदु अम्हाणं गोधनप्प अ–पञ्च. २०, २१; बाल. ३५

६२ सर्वं तावत्तिष्ठतु ( प्रा० सव्वं दाव चिट्ठदु અથવા पव्वं ઇત્યાદિ )–प्रतिज्ञा. ५८, अवि. ८५; बाल. ३८; चारु. ४, ६६

६३ सव्वं आणेदु ( भोदी ) वज्जिअ भोअणं–स्वप्न. ३२; चारु. ८०

६४ स्थितो मध्याह्नः ( प्रा० ठिदो मज्झह्नो )–स्वप्न. १०; प्रतिज्ञा. ४६

६५ स्थिरीक्रियतामात्मा–प्रतिज्ञा. १७, ५२

ड અમુકનિયત શબ્દસમૂહો અને વિરલ શબ્દો.

६६ अभ्यन्तरचतुरशाल ( प्रा० अब्भन्तरचउस्साळ )–स्वप्न. ३०; चारु. २०, २६, ५३. સરખાવો मृच्छ. અંક ६ ( જુઓ ७४ )

६७ असंभोगमलिनतया ( प्रा० असंभोअमळिणदाए )–चारु. १८, ८४

६८ आम. આ નાટકોમાં વારંવાર વપરાતો હકારાત્મક નિપાત છે. જર્નલ. અમેરીકન. ઓ. સોસાયટી ૪૦, ૨૫૪ માં આપેલા ઉલ્લેખો જુઓ. આ નાટકસંગ્રહની ઉપરાંત જૂનાં પાલી પુસ્તકોમાં પણ ઘણુંખરૂં નજરે પડે છે, અને તર્જન નાટકના અવશેષોમાં પણ કેટલીક વાર વપરાય છે. પ્રો. વિન્ટરનિત્સ એના बृहत्कथाश्लोकसंग्रह ९, ११४ અને ९, ७० માંના ઉપયોગ તરફ ધ્યાન ખેંચે છે.

६९ एकातपत्र–स्वप्न. ६. १७; अवि. १. १; बाल. ९. २०; दूतवा. श्लो. ५६; प्रतिमा. ७. १

७० कनकरचित–प्रतिज्ञा ४. ४; अभि. २. २, ५; ६. ६, ११; सरखावो कनकरचित दूतवा. श्लो. ४७

७१ कमलायताक्ष–बाल. ९. १५; दूतवा. श्लो. ४२; सरखावो कमलामलायताक्ष–बाल. ९. ९

७२ कृतोत्तरीय–प्रतिज्ञा ४. ३; दूतवा. श्लो. ३

७३ कौडुम्बिक [ प्रा० कोडुम्बिअ ]–प्रतिज्ञा ४६; चारु. ८४

७४ चतुश्शाल [ प्रा० चउस्साल ]–स्वप्न. २६, ३०, ६७; अवि. २३, ४२, ८६, चारु. २०, २६, ५३; प्रतिमा. ८६

७५ तत्कालदुर्लभ [ प्रा० तक्कालदुल्लह ]–प्रतिज्ञा. १५; अवि. ६

७६ दत्तमूल्य–ऊरु. ७८; चारु. १. ४

७७ दहिपिण्डपण्डर–पञ्च. २२; अवि. २८

७८ दारुपर्वतक [ प्रा० दारुपव्वदअ ] स्वप्न. ३९; अवि. ४७

७९ दूतसंपात [ प्रा० दूदसंपाद ] स्वप्न. ६; अवि. १२

८० देवासुरविग्रहेषु–बाल. १. ४, २१

८१ परिस्पन्द [ प्रा० परिप्फन्द ]–पञ्च. ३२; चारु. ४५

८२ पुरोभाअदा–स्वप्न. ४४; चारु. ३२

८३ भवनस्य विन्यासः—अभि. १५; भवनविन्यास—चारु. ५७

८४ भाग्यैश्चलैः—स्वप्न. १. ३; ६. ४

८५ मणिभूमि [ का ]—स्वप्न. २७; प्रतिज्ञा. ३७

८६ मल्लअ—प्रतिज्ञा. ३९, ४१, ५७; चारु. ७

८७ ललितगम्भीराकृति—बाल. ६; दूतघ. ६४

८८ व्याघ्रानुसारचकित—मध्यम. श्लो. ३; चारु. १. ९

८९ सजलजलद—मध्यम. श्लो. ३२; अभि. ४. ५. सरखावो सजलजलधर–अभि. ४

९० समुद्रगृहक [ प्रा० समुद्दगिहक ] स्वप्न. ५४, ५६, ५७; प्रतिमा. २७

९१ सुमणावण्णअ—स्वप्न. ३२; अवि. २०, ४०, ५४ ( બે વાર )

९२ सुरैः सासुरैः—ऊरु, श्लो. २९; सासुराणां सुराणां–प्रतिमा. ४. १७

चे विचारध्वनि

९३ अज्ज एव्व किळ सोभणं णक्खत्तं । अज्ज एव्व कोदुअमंगळं कादव्वं—स्वप्न. २४; અને अद्यैव खलु गुणवन्नक्षत्रम् । अद्यैव विवाहोऽस्याः प्रवर्तताम्—पञ्च. (પાનું. ૫૮ ૧૯૧૭ની આવૃત્તિનું)

९४ अणेण मम मादा हदो । अणेण मम पिदा । अणेण मम सुदो मम वअस्स—प्रतिज्ञा. १३; અને अस्याः कारणेन बहवो भ्रातरः सुताः सुहृदश्च मे निहताः—अभि. १०

९५ अभिजणस्स सदिसं मन्तिदं—स्वप्न. ४६; અને अभिजनयुक्तमेवाभिहितम्—अवि. १०६

९६ अभिजणेण ण सिळेण [ गणिआ ]—चारु. ३७; સરખાવો जात्या राक्षसी न समुदाचारेण—मध्यम. २३

९७ अस्ताद्रिमस्तकगतः प्रतिसंहृतांशुः—अभि. ४.२३ અને रविरपि च संक्षिप्तकिरणः। रथं व्यावृत्यासौ प्रविशति शनैरस्तशिखरम् ॥—स्वप्न. १. १६.

९८ अस्याः कारणेन बहवो भ्रातरः, ઇત્યાદિ—अभि. १०, જુઓ ९४

९९ इमां सागरपर्यन्ताम्—स्वप्न. ६. १९, વગેરે. જુઓ १०४

१०० काञ्चनस्तम्भसदृशः—मध्यम. શ્લો. ४२; અને यः काञ्चनस्तम्भसमप्रमाणः—ऊरु. શ્લો. ४५

१०१ किमेतद्धि भयं नाम । भवतोऽद्य मया श्रुतम्—बाल. ३. ८; અને शपामि सत्येन भयं न जाने । ज्ञातुं तदिच्छामि भवत्समीपे—मध्यम. શ્લો. ४१

१०२ गजाश्वनरेन्द्रयौघ—ऊरु. શ્લો. ३; અને हयनागनरेन्द्रयौघ—ऊरु. શ્લો. १२

१०३ गिरितटकठिनांसावेव बाहू ममैतौ
प्रहरणमपरं तु त्वादृशां दुर्बलानाम् ॥ बाल. ३. ११ અને सहजौ मे प्रहरणं भुजौ पीनांसकोमलौ । तावाश्रित्य प्रयुध्येयं दुर्बलैर्गृह्यते धनुः ॥—पञ्च. २. ५५

१०४ चतुस्सागरपर्यन्ताम्—बाल. ४. १० અને इमां सागरपर्यन्ताम्—स्वप्न. ६. १९ बाल. ५. श्लो. २०; दूतवा. શ્લો. ५६

१०५ चिट्ठ चिट्ठ वसन्तसेणिए चिट्ठ—चारु. १०; नागीव यासि पतगेन्द्रभयाभिभूता। साये—चारु १. ११; અને भोः ब्राह्मण तिष्ठ तिष्ठ—मध्यम. ३ અને किं यासि मद्भयविनाशितधैर्यसारः—मध्यम. શ્લો. ८

१०६ जात्या राक्षसी न समुदाचारेण—मध्यम. २३. જુઓ ९६

१०७ तन्त्रीषु च स्वरगणान् कालहाश्च लोके—अवि. ६. ११ અને तन्त्रीश्च वैराणि न घट्टयामि—बाल. १. ४.

१०८ देवाः सेन्द्रादयो भग्नाः—अभि. २.१८; અને देवाः सेन्द्रा जिता येन—अभि. ९. १२.

१०९ नगरपरिचितोऽहं रक्षिणो ज्ञातसाराः। तिमिरगहनभीमं वर्तते चार्धरात्रम् ॥ अवि. ३.२ અને परिचिततिमिरा मे शीलदोषेण रात्रिः। बहलतिमिरकालास्तीर्णपूर्वा विघट्टाः। विपणिषु हतशेषा रक्षिणः साक्षिणो मे ॥—चारु. १. १३

११० नष्टाः शरीरैः क्रतुभिर्धरन्ते—पञ्च. १. २३; અને हतेषु देहेषु गुणा धरन्ते —कर्ण. श्लो. १७

१११ नागीव यासि पतगेन्द्रभयाभिभूता—चारु. १. ११. જુઓ १०९

११२ परिचिततिमिरा मे, ઇત્યાદિ—चारु. १. १३ ( જુઓ १०९)

११३ परिभ्रष्टो दूराद्रविरपि च संक्षिप्तकिरणः—स्वप्न. १. १६. જુઓ ९७

११४ परिष्वजामि गाढं त्वाम् बाल. २. ८; અને परिष्वजस्व गाढं माम् —मध्यम. श्लो. २२

११५ भूमिमेकः प्रशास्तु नः—कर्ण. श्लो. २५ અને राजा भूमिं प्रशास्तु नः—प्रतिमा. ७. १५ ( જુઓ વળી १७)

११६ भो ब्राह्मण तिष्ठ तिष्ठ. ઇત્યાદિ—मध्यम. ३. જુઓ १०९

११७ मोचयामि न राजानम् । नास्मि यौगन्धरायणः—प्रतिज्ञा. १. १६;
यदि तां न हरेद्राजा । नास्मि यौगन्धरायणः—प्रतिज्ञा. ३. ८;
नाहरामि नृपं चैव । नास्मि यौगन्धरायणः—प्रतिज्ञा. ३. ९
यदि न पतसि भूमौ नास्मि दामोदरोऽहम्—बाल. ३. ११

११८ राजा भूमिं प्रशास्तु नः—प्रतिमा. ७. १५. જુઓ ११५

११९ विजया खल्वासि—प्रतिज्ञा, १७; सज्जलकः खल्वहम्—चारु. ५७; અને रदणिअ खु अहम्—चारु. २६

१२० विद्युल्लेखेव शोभते—अभि. २. ७; અને चन्द्रलेखेव शोभते—दूतवा. श्लो. ७ चारु. १. २७

१२१ शपामि सत्येन भयं न जाने—मध्यम. श्लो. ४१ ( જુઓ १०१ )

१२२ सज्जलकः खल्वहम्—चारु. ५७. ( જુઓ ११९ )

१२३ सहजौ मे प्रहरणं भुजौ पीनांसकोमलौ—पञ्च. २. ५५ ( જુઓ १०२ )

१२४ सोपस्नेहतया वनान्तरस्याभितः खलु किष्किंधया भवितव्यम्—अभि. ३; અને सोपस्नेहतया वृक्षाणामभितः खल्वयोध्यया भवितव्यम्—प्रतिमा. ४२

१२५ हतेषु देहेषु गुणा धरन्ते—कर्ण. श्लो. १७. જુઓ ११०

१२६ हतनागनरेन्द्रयौध—ऊरु. શ્લો. ૧૨. જુઓ ૧

१२७ हा वत्स सर्वजगतां ज्वरकृन् कृतास्त्र

हा वत्स वासवजिदानतवैरिनक्र ।

हा वत्स वीर गुरुतल्पतल युद्धपौण्ड

हा वत्स मामिह विहाय गतोऽसि कस्मात् ॥ अभि. ५. १३

અને

हा वत्स राम जगतां नयनाभिराम

हा वत्स लक्ष्मण सलक्षणसर्वगात्र

हा साध्वि मैथिलि प्रतिष्ठितचित्तवृत्ते

हा हा गताः किल वनं बत मे तनूजाः ॥ प्रतिमा. २. ४.

२.



ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની વાર્ષિક સભાના મેળાવડામાં (તા. ૨૭-૬-૨૪) શ્રી-સીપાલ આનન્દશંકરે " પૌરાણિક ઇતિહાસ " ઉપર વિદ્વત્તાભર્યું અને વિવેકવાળું વ્યાખ્યાન આપ્યું હતું. તે વ્યાખ્યાન જુલાઇ ૧૯૨૪ ના બુદ્ધિપ્રકાશમાં વધારા તરીકે તથા સં. ૧૯૮૦ આષાઢના વસન્તના અંકમાં અગ્રલેખ તરીકે પ્રસિદ્ધ થયું છે. આ લેખ વાંચી દરેક ગૂજરાતીને એમ થશે કે રા. આનન્દશંકર ગૂજરાતને એમની વિદ્વત્તાનો જેટલો લાભ આપવો જોઇએ તેટલો નથી આપતા. તેમની પ્રસન્ન ગંભીર શૈલી, અને તેમનાં વિદ્વત્તા અને વિવેકની આટલી થોડી પ્રસાદીથી ગૂજરાત કેમ તૃપ્ત થાય! આ લેખ બે માસિકોમાં ન છપાયો હોત તો અહીંઆ આખો ઉતારત. એમાંથી ફક્ત છેલ્લો ભાગ જે ગૂજરાતના ઇતિહાસ માટે ઉપયોગી છે તે જ અત્રે ઉતારૂં છું.

"હવે પુરાણો સંબન્ધી આ નવું દૃષ્ટિબિન્દુ આપણા પોતાના પ્રાન્તના ઇતિહાસ ઉપર શો પ્રકાશ નાંખે છે એ જોઇએ.

ગૂજરાતના ઇતિહાસમાં પાછળ પગલાં ભરતા જઇએ તો—મરાઠા કાળનો ઇતિહાસ પેશવાઇ અને ગાયકવાડી દફતરોમાંથી નીકળી શકે છે; બ્રિટિશ સત્તાને લગતી હકીકત માટે સુરતની કોઠીનાં ઇસ્ટઇન્ડિયા કંપનીનાં દફતર ઉપયોગી થાય છે; મુસલમાન સમય માટે તવારીખો અને સિક્કાઓ છે; અને તે પહેલાંનો રજપૂત સમય રાસાઓ—પ્રબન્ધો વગેરે સાધનોથી તેમજ સંસ્કૃત અને પ્રાકૃત કાવ્યોથી આપણે ઊભો કરી શકીએ છીએ; વલભી જે રાજ્ય ગુપ્ત સામ્રાજ્ય સાથે ગૂજરાતનું સગપણ કરે છે તે માટે, તથા તે પહેલાંના ત્રૈકૂટક ક્ષત્રપ (શક) વગેરે વંશો માટે, શિલાલેખો અને દાનપત્રો મળી આવે છે; તે પહેલાં બૅક્ટ્રિયન ગ્રીક યાને યવન અને મૌર્ય—તેઓનું રાજ્ય પણ શિલાલેખ અને સિક્કાઓથી પુરવાર થાય

છે. આ રીતે આપણે વર્તમાન સમયથી પાછળ પગલાં ભરતા- ભરતા ચન્દ્રગુપ્ત અને અશોકની વચગાળાના સમય સુધી પહોંચી જઇએ. કદાચ, એથી પણ પહેલાં ગૌતમબુદ્ધ અને અશોકના સમય વચ્ચે બૌદ્ધ જાતકની મદદથી દક્ષિણ ગૂજરાતનાં ભરૂચ અને સોપારાનાં બંદર વિષે માહિતી મેળવી શકીએ. પરંતુ એથી પહેલાંના ઇતિહાસ માટે તો " આ બધું ઘોર અંધારૂં "–એ સિવાય બીજો ઉદ્‌ગાર ભાગ્યે જ અત્યાર સુધી નીકળી શકતો હતો. પરંતુ જો હવે પુરાણોનું પ્રામાણ્ય સ્વીકારીએ, અને એના પ્રામાણ્ય માટે અતિશંકા એ 'ભોળપણુ' ('credulity') છે એમ માનીએ તો એ ઘોર અંધારામાં થોડાંક કિરણો નજરે પડે છે. આપણે જોયું કે પુરાણની કથા પ્રમાણે મનુવૈવસ્વતના પુત્ર શર્યાતિને હિન્દનો પશ્ચિમ-દક્ષિણ ભાગ મળ્યો હતો, અને એના પુત્ર આનર્તે આનર્ત વસાવ્યું* એમ પુરાણ કહે છે. એ રાજાઓ સૂર્યવંશી હતા, પણ તેઓ દ્રાવિડ હતા એમ પાર્જિટરે જે પ્રતિપાદન કર્યું છે એમાં સંમત થવાને કારણ નથી. વળી અત્રે યાદવોની વસ્તી થઇ હતી એમ પણ આપણે સાંભળીએ છીએ. એ યાદવો આર્ય હતા, પણ એ વંશના આદિ પુરુષ ઐલ પુરૂરવાનો પુત્ર આયુ સ્વર્ભાનુ દાનવની પુત્રીને પરણ્યો હતો તે પૂરતું યાદવોમાં દ્રાવિડ રુધિર માની શકાય. એ વંશમાં મધુ નામે એક દાનવ નામ અનાર્ય રાજા થઈ ગયો એમ કેટલાંક પુરાણો કહે છે, પણ મિ. પાર્જિટર બીજાં પુરાણોની મદદથી બતાવે છે કે આ ભૂલ છે. યાદવો આ પ્રાન્તમાં ક્યારે આવ્યા એ વિષે વિચાર કરતાં જણાય છે કે ઇક્ષ્વાકુના પુત્ર શર્યાતિ અને આનર્તના વંશ પછી જ. કૃષ્ણે દ્વારકાં વસાવી ત્યારથી જ યાદવ વંશનો અહીં આરંભ થયો એમ નથી, કારણ કે કૃષ્ણ પછી થોડાક જ સમયમાં યાદવોનો ક્ષય થયો. અને આભીર યૌધેય આદિ જાતિઓએ આનો કબ્જો લીધો એમ અનુમાન થાય છે. કૃષ્ણના પહેલાંના યુગમાં હૈહય ક્ષત્રિયોનો ઉલ્લેખ આવે છે. પુરાણો પ્રમાણે આ હૈહયો યદુના કુળના, પણ યાદવોની મુખ્ય શાખાથી ભિન્ન, હતા. સહસ્રાર્જુન કાર્તવીર્યના પરાક્રમથી એ વંશ પ્રખ્યાત છે. ખોવાએલી વસ્તુ સહસ્રાર્જુન કાર્તવીર્યના સ્મરણથી જડે છે એમ પ્રાચીન મન્ત્રવિનિયોગ છે એથી એ રાજાનું રાજ્ય કેવું જાગતું હશે એનું અનુમાન કરી શકાય છે. એણે દશ હજાર યજ્ઞો કર્યા હતા, તે સાથે એ સાધુ પુરુષનો ભક્ત પણ હતો. દત્ત આત્રેય (અત્રિપુત્ર)ને પ્રસન્ન કરી એણે ચાર વરદાન માગ્યાં તેમાં એક **धर्मेण पृथिवीं जित्वा धर्मेणैवानुपालनम्**–એવું હતું. તેથી જણાય છે કે એ પરાક્રમી તેમ જ ધર્મપ્રિય રાજા હતો. એણે કર્કોટક નાગ પાસેથી એટલે કે કોઇ અનાર્ય દ્રાવિડ જાતિ પાસેથી નર્મદા કાંઠે આવેલી માહિષ્મતી નગરી જીતીને એને પોતાની રાજધાની કરી હતી. એણે રાવણને પણ હરાવ્યો અને કેદ કર્યો કહેવાય છે એટલે એ પણ દ્રાવિડ જાતિ સાથેના એના વિગ્રહનો બીજો દાખલો છે. એ દત્ત આત્રેયનો શિષ્ય આર્ય સંપ્રદાયનો જ હતો, પણ જ્ઞાની ગુરુના ભક્તને કર્મપરાયણ ભાર્ગવો સાથે અણબનાવ થયો, અને પરશુરામ ભાર્ગવે કાર્તવીર્ય અને હૈહયોનો ક્ષય કર્યો. પરશુરામે હૈહયોનો ક્ષય કર્યો તે જ પ્રમાણે તે પહેલાંના યુગમાં સગર રાજાએ પણ કર્યો હતો કહેવાય છે. સગર રાજાએ વસ્તુતઃ એના પિતા

* મ્હારો મતભેદ મેં ઉપર નોંધ્યો છે. (પરંતુ મ્હારૂં એવું ધારવું છે કે **अनृत** ઉપરથી આનર્ત શબ્દ થયો છે, અને ઋત કહેતાં બ્રાહ્મણોનો યજ્ઞધર્મ, તેને ન પાળનારા દસ્યુઓ અનાર્યો–જ્યાં વસે છે તે આનર્ત.)

બાહુનું વેર વાળ્યું, કારણ કે હૈહયોએ અયોધ્યા સુધી ધસીને એને પદભ્રષ્ટ કર્યો હતો. આ આક્રમણમાં હૈહયો સાથે શક-યવન-કામ્બોજાદિક જોડાયા હતા એમ પુરાણો કહે છે:

હવે પુરાણ સંબન્ધી અત્રે પ્રતિપાદન કરેલા નવા દૃષ્ટિબિન્દુથી આપણા ઐતિહાસિક નિર્ણયોમાં શો પરિવર્ત થાય છે એનું આ હૈહયોનો ઇતિહાસ બહુ સારું દૃષ્ટાન્ત પૂરું પાડે છે. જૂના મત પ્રમાણે પ્રો. દેવદત્ત ભાંડારકર "Foreign Elements in the Hindu Population" એ નામના પોતાના લેખમાં (ઇંડિઅન ઍન્ટિકવરી ૧૧૯૧ જાન્યુઆરી) લખે છે;

"After the overthrow of the Kushans the *Haihayas* poured into India. The Harivamsa and the Visnu-Purana state that they seized the kingdom of the indigenous Indian king Bahu and that they were assisted in this expedition by the Sakas, Yavanas, Paradas, Kambojas, Pahlavas, and Khasas. Bahu retired to a forest and killed himself. One of his wives, who was pregnant at that time, went to the hermitage of Aurva-Bhargava, and was there delivered of a son called Sagara. The latter in course of time, learnt the use of various miraculous weapons from the former, and made a fearful slaughter of the Haihayas. He then turned his arms against the Sagara, Yavanas, etc, but the sage Vasishtha intervened, and Sagara had to content himself with depriving them of the true religion and degrading them as Ksatriyas. Now, as the Haihayas are here classed with Sakas, Yavanas, Paradas, Kambojas, and so forth, there can be little doubt that they were regarded as mlechchhas i. e. foreigners at about the close of the fourth century A. D. when the Harivamsa was composed. It does not seem dificult to determine which part of India they held. In the Anusasana Parvan of the Mahabharata and also in the Harivamsa, we are informed that the thousand-armed Haihaya king Kartavirya-Arjuna reigned over the whole earth at Mahishmati which, I think, has been rightly identified by Fleet with Mandhata in the Central Provinces.

Kalachuris of Central Provinces in many of their inscriptions call themselves Haihayas and trace their lineage to Kartavirya. They were probably a sect of the Haihayas. Their power however, does not date earlier than circa 875 A. D. A branch of this family went to Western India, and established itself

જાણવાની આપણા હૃદયમાં સ્વાભાવિક ઇચ્છા પ્રકટે છે. આ બને જાતની અપૂર્ણતાઓ કોઇ ભવિષ્યનો ઇતિહાસકાર પૂરે એવી આશા દર્શાવી હું વિરમું છું."

૨.

યુગધર્મના જેઠ મહીનાના અંકમાં શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ 'બે ફારસી લેખ' એ મથાળનો લેખ આપ્યો છે તે અમે નીચે ઉતારીએ છીએ.

"શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં કેટલીક ફારસી સનદો તથા કેટલાંક ફારસી ફરમાનો છે, તેમાંથી થોડાએક ઉપયોગી લેખનું ભાષાંતર ભાવનગરમાં ભરાયેલી સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ પાસે રજુ કરેલું. તે લેખનો મોટો ભાગ શાહજહાન બાદશાહ તરફથી છવદિંસાની વિરુદ્ધ ફરમાનોનો છે, અને મેળવનાર અમદાવાદનો શાંતિદાસ નામે ઝવેરી હતો. ઉપરાંત ઓરંગઝેબ બાદશાહ કે જે તે વખતે માત્ર શાહજાદો હતો તેણે તેમના દેરાસરની બાજુમાં મહેરાબનો આકાર બનાવી મસ્જિદ માટે જગા રોકી ત્રાસ આપવા પગલાં ભરેલા, તે મહેરાબ ખસેડી નાંખી દેરાસરનો બીનહરકતે જૈનોને ઉપયોગ કરવા દેવા બાબત બાદશાહે ફરમાન કાઢેલું તે પણ ત્યાં રજૂ કરેલું છે. આ લેખમાં બે બીજા જરૂરના લેખનો અનુવાદ આપવામાં આવ્યો છે. એક લેખ એ જ શાંતિદાસના લાભમાં નીકળેલો અને બીજો લેખ જ્યારે ઔરંગઝેબ બાદશાહ ગાદી પર આવ્યો ત્યારે તેણે પોતાના હમદીનો તરફ કેવી લાગણીયુક્ત રાખવા માંડી તેનો કાંઇક ખ્યાલ આવે છે. અમદાવાદ પાસેના ગીરમઠ ગામમાં પીરાણા પંથની ગાદી છે અને તેને લગતું જ આ ફરમાન નીકળેલું છે, એટલે એ પંથવાળાને પણ એમાં રસ પડશે.

( ૧ )

આ લેખ નકલ છે. અસલ નથી. બાદશાહી મ્હોર સિક્કાની પણ નકલ જ છે. મ્હોટી મ્હોર, અબુલ મુઝફ્ફર શહાબુદ્દીન મહમદ સાહેબ કેરાની શાહજહાન બાદશાહ ગાઝીની છે.

જ્યારે હમારી પવિત્ર સેવામાં અરજ થઇ કે ચિંતામણી, શેત્રુંજા, સણકેસર (સંકેશ્વર?) તથા કસારી (?) નાં દેરાસર-ઘણા જૂના વખતથી-હમારી ગાદીએ આવતાં પહેલાં પણ (હયાતીમાં) હતાં અને (વળી બીજું) બે ત્રણ (?) અમદાવાદમાં, બીજાં ચાર ખંભાતમાં એક સુરતમાં, એક રાધણપુરમાં, શાંતિદાસના કબજામાં છે, ત્યારે હમારી સર્વોપરી અને ઉંચા દરજ્જાની દરબારમાંથી હુકમ કાઢવામાં આવે છે કે કોઇપણ માણસે એ જગાઓએ વાસ કરવો નહિ તથા મજકૂર જગાઓમાં ઉતરવું નહિ-ઉતારો રાખવો નહિ. કારણ એ જગાઓ એને બક્ષેશ આપી દેવાઇ ગઇ છે; વળી ત્યાં પોતાનાં ધર્મપુસ્તકો વગેરે ભલે તેઓ વાંચે. તેઓ ભલે ગુજરાત સૂબા (પ્રાંત) માં રહે, અને માંહો માંહે તકરાર કરે નહિ, તથા હુકમથી વિરુદ્ધ વર્તે નહિ, અને હમારી હમેશ ચઢતી થાય એવી પ્રાર્થના કરવામાં મશગૂલ રહે. એ જગાઓના હાકેમ તથા અમલદારોએ આ હુકમ પ્રમાણે વર્તી કોઇપણ માણસને હેરાન કરવું નહિ: લખ્યા તારીખ ૨૧ મી આઝર માહ, ઇલાહી સને (૫૨) બાવન.

આ લેખ આસફખાન મારફત મોકલેલો.

( ૨ )

આ લેખના પર ત્રણ મ્હોર છે: એ પણ નકલ છે:

અમદાવાદના સૂબાના દાખલા (તેન)

માલમ થાય કે મજકુર શહેરનો વતની, તાજો (નવો) થએલો મુસલમાન× નામે લાડ મહંમ્મદ સુલતાન પેનાહની દરગાહમાં આવ્યો ને તેણે ફરીઆદ કરી કે કાશી, વહાલો, ભોળો, અંબા વગેરે કાફરની આખી જમાત જે એ શહેરની આસપાસ અને બાગમાં રહે છે અને જેઓ પાપીઓને માફી બક્ષનાર સૈયદ ઇમામ ઉદ્દીનના પંથના છે, કે જે સૈયદ સાહેબની મુબારક દરગાહ (કબર) મોજે ગીરમથાની હદમાં આવેલી છે, અને જેઓ તે પવિત્ર સૈયદના રોજાની મુજાવરગીરી કરે છે, તેઓ (ત્યાં) આખો દિવસ પીળા રંગનાં તેલનો દીવો બાળે છે અને કાફરોને હાથે એવાં જ જે બીજાં કામો થાય તેવાં કામ ખુલ્લી રીતે કરે છે, અને એ રોજાની જોડે નિસબત રાખતી જે મસ્જિદ છે તે મસ્જિદમાં એક પણ મુસલમાનને નિમાજ પઢવા દેતા નથી, અને શફે વગેરે બીજા મુસલમાનો કે જે એ સૈયદ સાહેબના અનુયાયીઓ છે તેમને એ રોજાની ઝિયારત (જાત્રા) કરવા દેતા નથી. વળી આ કાફરોની જમાતના મ્હોટા ભાગે તો એક વખત મુસલમાન ધર્મ કબુલ કરી પાછો તે છોડી દીધેલો છે, તેથી હવે હુકમ કરવામાં આવે છે કે આ બાબતમાં સાચી હકીકત શું છે તેની પાકી તપાસ કરી, એ લોકોને મજકૂર કૃત્યો કરતાં અટકાવવા અને તેમને એવી તો ધમકી ને શિક્ષા આપવી કે જેથી હવે પછી કોઇ પણ માણસ એવાં નિંદ્ય કામ કરવા હિંમત કરે નહિ, અને મજકૂર પાછા હિંદુધર્મમાં વટલી ગએલાઓની બાબતમાં આપણા શરે (ધર્મ) પ્રમાણે જે સાબીતી જોઇએ તે મળ્યા બાદ આપણો પ્રકાશિત ધર્મ (શરીઅત) જે હુકમ કરે તે મુજબ અમલ કરવો: આ બાબતમાં બાદશાહી હુકમને માન આપી તેનાથી ઉલટું યા વિરુદ્ધ વર્તવું નહિ. લખ્યા તા. ૧૨ મી, માસ ઝીલહજ્જ, હી. સને ૧૦૭૨."

ચુ.



× ફારસીમાં શબ્દ "નવ મુસલેમ" છે, તેનો અર્થ હું આવો કરું છું. બેલીની 'હીસ્ટ્રી ઑફ ગુજરાત' માં બીજો અર્થ આપેલો છે. તે એ છે કે શરૂઆતમાં હિંદુસ્તાન પર હુમલો કરવા આવેલા મોગલોમાંથી જેઓ પાછળ રહી ગએલા અને જેમણે ઇસ્લામી ધર્મ સ્વીકારેલો તેના મુસલમાન.

### શ્રી વિજયદેવસૂરિ

વિજયદેવસૂરિ નામના એક બહુ પ્રસિદ્ધ જૈન આચાર્ય સત્તરમા સૈકાની છેવટમાં થઈ ગયા છે. તેઓ સુપ્રસિદ્ધ જૈન સૂરિ હીરવિજયજીના પ્રશિષ્ય હતા. તેમનું માન તાત્કાલીન દેશી રાજ્યો અને દિલ્લીની બાદશાહતમાં ઘણું હતું. ગુજરાત અને રજપુતાનાના જૈનસમાજના તેઓ એક અસાધારણ ધર્મનાયક હતા. તેમનું જન્મસ્થાન ઇડર નગર હતું. તેમના ગુણ-ગૌરવના વિષયમાં અનેક જૈન સાધુઓએ ગુજરાતી અને સંસ્કૃત ભાષામાં સંખ્યાબંધ ગ્રંથો, નિબંધો, કાવ્યો, આદિ લખ્યા છે. તેમના ગૌરવાજ્ઞાપક એ ગ્રંથોમાં એક નાનો સરખો સંસ્કૃત નિબંધ હાલમાં મારી જોવામાં આવ્યો છે. એ નિબંધના લેખક ગુણવિજય નામના જૈન સાધુ છે. તેમણે ગંધાર નગરમાં (કે જે જંબુસર તાલુકામાં આવેલું હતું, અને હાલમાં તો લગભગ નષ્ટ થઈ ગયું છે) શ્રાવક સા. માલજીની તુષ્ટિ અર્થે આ પ્રબંધ લખ્યો હતો. લેખક વિજયદેવસૂરિના સમકાલીન હતા એટલું જ નહિ પણ તેમની સાથે પણ ઘણા સમય સુધી રહેલા હતા. સોલમા સત્તરમા સૈકામાં જૈન આચાર્યોની પોતાના સમાજમાં તથા અન્ય વર્ગમાં કેટલી પ્રતિષ્ઠા હતી તેનો કાંઇક ખ્યાલ આવે તે હેતુથી આ ઠેકાણે એ સંસ્કૃત નિબંધનો ગુજરાતી સાર આપવામાં આવે છે.

'શ્રીરાજદેશ-મંડન ઇડરગઢમાં વિક્રમ સંવત્ ૧૬૩૪ વર્ષે તેમનો જન્મ થયો. નવ વર્ષની ન્હાની ઉમ્મરે અર્થાત્ સંવત ૧૬૪૩ના વર્ષમાં પોતાની માતા સાથે દીક્ષા ગ્રહણ કરી. સંવત્ ૧૬૫૫ વર્ષમાં પંડિત પદ પામ્યા, અને ત્યાર પછી ૧૬૫૬ની સાલમાં સ્તંભ તીર્થ (ખંભાત)માં સૂરિપદ ઉપર પ્રતિષ્ઠિત થયા. તેનું વર્ણન આ પ્રમાણે—

સર્વ વ્યવહારીઓની શ્રેણિમાં શિરોમણિ સમાન શ્રાવક સા. શ્રીમલ્લનામે શ્રેષ્ઠી, પોતાના ભત્રીજા સા. સોમા શ્રેષ્ઠિની સાથે, આચાર્યપદની સ્થાપના નિમિત્તે, સ્વોપાર્જિત શુભ દ્રવ્યને વ્યય કરવાની ઇચ્છાથી, મરૂ, મેદપાટ, લાટ, સૌરાષ્ટ્ર, કચ્છ, કુંકુણ, ગુર્જર આદિ દેશોમાં ગ્રામે ગ્રામ અને શહેરે શહેર કુંકુમપત્રિકાઓ મોકલી, સંઘજનોને સ્વગ્રામમાં પધારવા વિજ્ઞપ્તિ કરી. તદનુસાર હજારો શ્રાવકોનો મહાન્ સમુદાય ત્યાં એકત્રિત થયો. ત્યાર પછી શ્રીમલ્લ શ્રેષ્ઠીએ, મનોહરતાથી સ્વર્ગના સુંદર વિમાનનો તિરસ્કાર કરે એવો પોતાના ભવ્ય જિન-ભવનમાં દિવ્ય દુકૂલો વડે વિભૂષિત શક્રમંડપ સમાન એક મહાન્ મંડપ બનાવી, ગચ્છાધિપતિ શ્રીવિજયસેનસૂરીશ્વરને સૂરિપદ પ્રદાન કરવા પ્રાર્થના કરી. ત્યારબાદ તેની માન ભરેલી વિજ્ઞપ્તિનો સૂરિમહારાજે સહર્ષ સ્વીકાર કરી, વૈશાખ સુદી ચોથના સુદિવસે **'શ્રીવિજયદેવસૂરિ'** એ નામ પૂર્વક સૂરિપદ પ્રદાન કર્યું. શ્રીમલ્લ શ્રેષ્ઠી, આ મહાન્ કાર્યથી સંતુષ્ટ થઇ, પોતાને કૃતકૃત્ય માનતા સંઘસમુદાયની એવા પ્રકારે ભક્તિ કરી કે જેથી લોકો તેને સાક્ષાત્ કલ્પવૃક્ષ માનવા લાગ્યાં. તે મહોત્સવમાં તેણે બધા મળી દશ હજાર રૂપીયા ખર્ચ કર્યા. તેના બીજે દિવસે ત્યાના જ વસનાર ઠક્કર (ઠાકુર ?) કીકાનામે શ્રાવકે, તે જ સૂરિપદના ઉત્સવ નિમિત્તે ... હજાર રૂપીયાનો વ્યય કરી પ્રતિષ્ઠા કરાવી. એ પ્રમાણે સઘળા મળી ૫૦૦૦ હજાર મહામુદ્રિકા (તે સમયમાં ચાલતો બાદશાહી સીક્કો) નો વ્યય, શ્રીવિજયદેવ સૂરિના આચાર્યપદ મહોત્સવમાં થયો. સંવત ૧૬૫૮ ના વર્ષમાં પાટણ નિવાસી પરીક્ષક *સહસ્રવીર ...

શ્રાવકે પાંચ હજાર મહામુદ્રિકાઓ ખર્ચ કરી, ગચ્છાનુજ્ઞાનંદી મહોત્સવ કર્યો. આની બાદ શ્રીવિજયદેવસૂરિએ, અમદાવાદમાં બે, પાટણમાં ચાર અને સ્તંભતીર્થ (ખંભાત) માં ત્રણ, પ્રતિષ્ઠાઓ કરી, પોતાની જન્મભૂમિ—ઇડરગઢમાં ચાતુર્માસ કર્યો. ચોમાસામાં ત્યાંના શ્રી. સંઘે અનેક પ્રકારના મહોત્સવો વગેરે કરી શાસનની અત્યંત શોભા વધારી. આવા અપૂર્વ મહિમાથી, ત્યાંનો રાજા કલ્યાણમલ્લ અત્યંત હર્ષિત થયો. એકદા તેણે પોતાના આશ્રિત ભટ્ટોની સાથે આચાર્ય મહારાજાને તર્કવાદ કરાવ્યો. તે વખતે, શ્રી સૂરિના પુણ્યોદયથી, તેમની પાસે રહેલા અને વાદીના દર્પરૂપ સર્પને સંહાર કરનાર ગરુડ સમાન પંડિત શ્રી પદ્મસાગર ગણિએ પોતાની તીવ્ર તર્કશક્તિથી, તે ભટ્ટ પંડિતોનો પરાજય કર્યો. તેથી તેઓ બધા લજ્જિત થઈ, 'અહો! ગુરુ મહારાજાની અપૂર્વ ગુરુતા છે' એવી રીતે સ્તુતિ કરતા, રાજાની સાથે જ સૂરીશ્વરના ચરણ કમળમાં પોતાનું મસ્તક મુકયું. ત્યાર બાદ, ત્યાંથી વિહાર કરી સૂરીશ્વર બૃહન્નગર (વડનગર) પધાર્યા અને ત્યાં શ્રીવીરભગવાનની પ્રતિષ્ઠા કરી ત્યાંથી વિહાર કરી રાજનગર (અમદાવાદ) પધાર્યા. સંઘના અત્યંત આગ્રહથી ત્યાં જ ચાતુર્માસ રહ્યા. તે અવસરે ઇલાદુર્ગ (ઇડર) માં યવનોએ શ્રી. આદિનાથ ભગવાનનું બિંબ ભાંગી નાંખ્યું. તેથી તેના પ્રમાણ જેટલું જ નવીન બિંબ પાછું શ્રાવકોએ કરાવ્યું અને નદીપદ્ર (હાલનું નડીયાદ) ની મ્હોટી પ્રતિષ્ઠામાં તે બિંબની સૂરીશ્વરના હસ્તે પ્રતિષ્ઠા કરાવી ગિરિ ઉપર રહેલા ચૈત્યમાં, ચૈત્યોદ્ધારપૂર્વક સ્થાપન કર્યું.

એક વખતે સૂરીશ્વર સ્તંભતીર્થ (ખંભાત) માં વિરાજેલા હતા, ત્યારે મંડપાચલે (માંડવગઢ) થી અકબ્બર બાદશાહના પુત્ર જહાંગીરશાહે સૂરીશ્વરને મળવા માટે આમંત્રણ મોકલ્યું. સૂરીશ્વર અનેક પ્રકારનાં લાભો જાણી, ત્યાંથી ગમન કરી મંડપાચલ પધાર્યા. બાદશાહ ગુરુ મહારાજાની તેજોમયી મનોહર મૂર્તિ જોઇ અને વિદ્વત્તા ભરેલી રસાલ વાણી સાંભળી અત્યંત આનંદિત થયો. શ્રી. ગુરુની સાથે ધર્મગોષ્ઠી કરતાં, પોતે કરેલા વિચિત્ર પ્રશ્નોનું સંતોષપૂર્ણ પ્રત્યુત્તર સૂરિમુખથી સાંભળી, તેમ જ સૌમ્ય અને તેજસ્વી મૂર્તિ નિહાળી, સ્વપક્ષી તેમ જ પરપક્ષીઓએ પોતાની દ્વેષબુદ્ધિથી જે કાંઇ બાદશાહના મનમાં સૂરીશ્વર સંબંધી ઉલટું સુલટું ભરાવેલું હતું, તે બિલકુલ નિકળી ગયું, અને બાદશાહ એકદમ બોલી ઉઠયો કે 'શ્રી હીરવિજય સૂરીશ્વરના વિજયસેનસૂરીશ્વર જ પટ્ટધર તથા સર્વના અધિપતિ થવાને યોગ્ય છે બીજા નથી. એ પ્રમાણે વારંવાર પ્રશંસા કરી શ્રી સૂરીશ્વરને '**જહાંગિરી મહાતપા**' એવું બિરૂદ આપ્યું, અને તપાગચ્છ-શ્રાવકેંદ્ર ચંદપાલાદિને આજ્ઞા આપી કે 'સૂરિને અમારા દક્ષિણી વાજાઓની સાથે સ્વસ્થાનમાં પ્હોંચાડો, કે જેથી હું પણ મ્હારા ઝરૂખામાં બેસી તે ઠાઠ જોઇ ખુશ થાઉં' ઇત્યાદિ. ઉત્સાહવાળા બાદશાહના વચનો સાંભળી ઉત્સાહિત થયેલા, અને રાજ્યમાન્ય શ્રાવકોએ તથા દક્ષિણ અને માળવાના મળેલા હજારો શ્રાદ્ધવરોએ એવો મહોત્સવ કર્યો કે જેથી તપાગચ્છમાં સર્વત્ર આનંદ વ્યાપી ગયો. વિશેષ શું? જેવી રીતે અકબ્બર બાદશાહે શ્રી હીરવિજયસૂરિને સન્માન્યા હતા, તેનાથી પણ અધિક જહાંગિર બાદસાહે શ્રી વિજયદેવસૂરિને સન્માનિત કર્યા.

ત્યાર પછી કેટલાક કાળ બાદ ત્યાંથી વિહાર કરી, ગુર્જરાત દેશની અંદર થઇ, સૌરાષ્ટ્ર (કાઠીયાવાડ) ના સુંદર શહેર દીવબંદરમાં પધાર્યા. ફિરંગી બાદશાહની પ્રેચ્છાથી ત્યાં

બે ચોમાસા કર્યા. અનુક્રમે. ત્યાંથી વિહાર કરી, હાલાર દેશના મુખ્ય નગર નવાનગરના ભવ્યોને, પોતાની પવિત્ર વાણીના વર્ષાદ વડે સિંચન કરી શત્રુંજય ગિરિની યાત્રા કરી, શ્રી સ્તંભતીર્થમાં પધાર્યા. તે સમયનું ચાતુર્માસ ત્યાં જ કર્યું. ત્યાંથી સાવલી ગામમાં પધાર્યા. ત્યાં તીવ્ર ક્રિયાનુષ્ઠાનપૂર્વક સૂરિમંત્રનું માસ ત્રણ લગી ધ્યાન કર્યું. જ્યાં લગી સૂરિ મહારાજ ધ્યાનસ્થ રહ્યા, ત્યાં લગી ત્યાંના વાસી સોની રત્નસીએ અમારી વજાવી. તે ચોમાસું ત્યાં જ કર્યું, અને બે પ્રતિષ્ઠાઓ કરી. ત્યાંથી ઇડર પધાર્યા, ત્રણ પ્રતિષ્ઠાઓ કરી શ્રી સંઘની સાથે આરાસણની યાત્રા કરી. ત્યાંથી પોસીના નગરમાં પધાર્યા. ત્યાં પુરાતન પાંચ ચૈત્યો હતા, તે અતિ જીર્ણ થઇ ગયેલા હોવાથી, ત્યાંના સંઘને ઉપદેશ આપી, ઘણા દ્રવ્યના વ્યયથી તેમનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તથા આરાસણ તીર્થના મૂળનાયકજીની ફરી પ્રતિષ્ઠા કરી.

કેટલાક કાળ પછી પોતાની જન્મભૂમિ–ઇડરમાં રાજા કલ્યાણમલના અત્યંત આગ્રહથી પધાર્યા; અને ત્યાંના સા. સહજૂના તરફથી મહામહોત્સવપૂર્વક, સંવત્ ૧૬૮૧ ના વૈશાખ શુદિ ૬ ના દિવસે શ્રી વિજયસિંહસૂરિને આચાર્યપદ આપી, પોતાના પદ ઉપર સ્થાપિત કર્યા. તે શાસન–પ્રભાવના જોઇ રાજા કલ્યાણમલ્લ અત્યંત ખુશ થયો, અને રણમલ્લ ચોકીનામક પર્વતના રમ્ય શિખર ઉપર એક ભવ્ય નવીન ચૈત્ય બનાવ્યું કે જે આજ પર્યંત વિદ્યમાન છે.

ચોમાસા બાદ, મારવાડ દેશના સંઘનો અત્યંત આગ્રહ હોવાથી, અનેક મુનિ જન, તથા શ્રાવક જનની સાથે અર્બુદ ગિરિરાજની યાત્રા કરી સીરોહી નગરમાં પધાર્યા. ત્યાંના સા. તેજપાલ શ્રેષ્ઠિવરે સૂરિમહારાજનો નગર પ્રવેશ ઘણા આડંબર પૂર્વક કરાવ્યો. તે ચાતુર્માસ ત્યાં જ કર્યું, ચોમાસામાં જાવાલપુર તથા આસપાસના સર્વ ગ્રામ અને શહેરોના સંઘ જનો ' જંગમતીર્થ સૂરિમહારાજ ' ના દર્શનાર્થે પુષ્કળ દ્રવ્યનો વ્યય કરી શીરોહીમાં આવતા હતા, અને ગુરુ મહારાજના દર્શન તથા વન્દન કરી પોતાને ભાગ્યશાલી સમજતા હતા.. તે અવસરે સાદડી નગરમાં જિન–મૂર્તિ ઉત્થાપક લુંપક જનોએ ચૈત્યપૂજા આદિ વિષયની ખૂબ નિંદા કરી, જિનશાસનની ઘણી આશાતના કરી. તેથી ત્યાંના ભદ્ર ભવ્યજનોએ શીરોહીમાં આવી સૂરિમહારાજને વિજ્ઞપ્તિ કરી કે–' આપ જેવા ગુરુ વિદ્યમાન છતાં રાંક લુંપકો અમને હેરાન કરે છે, અને અમારો પરાજય કરે છે. માટે કૃપા કરી પોતાના શાસનની અને અમારી સહાય કરો ! ' શ્રાવકોનાં આ પ્રકારે વચનો સાંભળી સૂરિમહારાજે તુરત પોતાના ગીતાર્થ મુનિઓને ત્યાં મોકલ્યા. તે શાસ્ત્રપારગામી મુનિઓનું આગમન સાંભળીને જ બિચારા લુંપકો તો મૂગા થઇ ગયા, તો પણ મુનિઓએ શાસ્ત્રાર્થ કરવા કહ્યું. તેથી ઉદેપુરમાં મહારાણા શ્રી કર્ણસિંહની સન્મુખ સકલ રાજ્યમંડળ અને જનમંડળથી ભરેલી રાજ્યસભામાં શાસ્ત્રાર્થ થયો અને તેમાં લુંપકોનો પૂર્ણ પરાજય થયો. એ જોઇ મહારાણા ઘણા ખુશી થયા અને બોલ્યા કે ' તપા સાચા છે, અને લુંપકો જૂઠા છે. ', ત્યારબાદ ભાલાની આકૃતિ યુક્ત ' સહી ' એવા બે અક્ષરોવાળું મહારાણાનું ( તપા સાચા અને લુંપકો જૂઠા એ મતલબનું ) ફરમાન પત્ર લઇ, સાદડી આવી, ત્યાંના બજારમાં સકળ પૌરજનોની આગળ વાંચી સંભળાવ્યું. તે વખતે જિનશાસન અને તપ ગચ્છની અત્યંત પ્રભાવના થઇ.

ત્યારબાદ, જોધપુરાધીશ રાજા શ્રી ગજસિંહજીના માન્ય પ્રધાનમંત્રી શ્રી જયમલ્લજીએ સૂરિમહારાજને જાલોરગઢમાં પધારવા માટે આમંત્રણ કર્યું, તેથી તેમની વિજ્ઞપ્તિનો સ્વીકાર

કરી સૂરિમહારાજ જાલોર પધાર્યા; ત્યાં અત્યંત આડંબરપૂર્વક ત્રણ પ્રતિષ્ઠા મહોત્સવો કર્યા. તથા સ્વર્ણગિરિના શિખર ઉપર ત્રણ ચૈત્યોની પ્રતિષ્ઠા કરી. સંવત્ ૧૬૮૪ વર્ષે, ફરી શ્રી જયમલ્લ મંત્રીશ્વરે હજારોં રૂપિયાનો વ્યય કરી શ્રી. વિજયસિંહસૂરિની ગચ્છાનુજ્ઞાનંદિ કરાવી. ત્યારબાદ મેડતા નગરમાં પ્રતિષ્ઠા કરી, વિંધ્યપુરમાં (બીજવા) ચોમાસુ રહ્યા. તે વખતે મહારાણા શ્રી જગત્સિંહજીએ સૂરીશ્વરજી ના અપૂર્વ જ્ઞાનથી રંજિત થઇ, પૌષ દશમીના દિવસે વરકાણા પાર્શ્વનાથ તીર્થની યાત્રા માટે આવતા યાત્રાળુઓ પાસેથી મુંડકા લેવામાં આવતો હતો તે બંધ કર્યો. ત્યાંથી રાણપુરાદિ તીર્થોની યાત્રા કરી, ત્યાં ઝાલા શ્રી કલ્યાણજી સૂરિની સમ્મુખ આવી પ્રાર્થના કરી કે, 'મહારાજ! શ્રી મેદપાટદેશને પાવન કરો.' પ્રથમ ખણોર ગામમાં બે પ્રતિષ્ઠા, તથા દેવકુલપાટકમાં એક, ત્યાર બાદ નાડી ગ્રામમાં એક, અને અમોટાનગરમાં એક એમ પાંચ પ્રતિષ્ઠાએ કરી ઉદયપુરમાં ચોમાસુ કર્યું. ચોમાસા બાદ ગુજરાત તરફ વિહાર કરવાની ઇચ્છાથી, દલવાદલ નામના મહાલમાં પ્રથમ દિવસે મુકામ કર્યો. ત્યાં મહારાણા શ્રી જગતસિંહજી પણ સૂરીશ્વરને નમન કરવા માટે આવ્યા. સૂરીશ્વરની અમૃતમય દેશના સાંભળી અત્યંત આનંદિત થયા અને ચાર નિયમો લીધાં. તેમાં પ્રથમ નિયમ એ કે, આજથી પિછોલા તથા ઉદયસાગરનાં મહાસરોવરોમાં માછલીઓ પકડવા માટે જાળો નહિ નાંખવા દેવી, રાજ્યાભિષેકના દિવસે ગુરુવારે અમારિ પળાવવી, સાંજન્મમા (?) ભાદ્રપદમાં જીવહિંસા ન કરવી, મચિંદ દુર્ગમાં શ્રી કુંભલ વિહારનો જીર્ણોદ્ધાર કરાવવો. આ પ્રમાણે મહારાણાશ્રીએ ચાર નિયમો લીધેલા જોઇ, જનો ઘણા હર્ષિત થયા અને સૂરીશ્વરની અનેક પ્રકારે પ્રશંસા કરવા લાગ્યાં, અને બોલવા લાગ્યાં અહો! ગુરુ મહારાજનો કોઇ અલૌકિક મહિમા છે. વિશેષ શું?, જેવું કુમારપાળ મહારાજા શ્રી હેમસૂરીનું બહુમાન કરતા હતા તેમ મહારાણા શ્રી જગતસિંહજી શ્રી. વિજયદેવસૂરીશ્વરનું કરવા લાગ્યાં.

માલવમંડલમાં ઉજ્જયિની વગેરેમાં, દક્ષિણ દેશમાં વીજાપુર બહનિપુરાદિમાં, કચ્છદેશમાં ભુજનગરાદિમાં, મરુદેશના જાવાલપુર, મેદિનીપુર ધાંધાણી વગેરે ગ્રામોમાં, જીર્ણોદ્ધાર કરાવી અનેક શતબીંબોની પ્રતિષ્ઠા કરી અનેક સાધુઓને પંડિતપદ, પાઠકપદ, આપી દર્શન વડે જ હિંદુ મુસલમાનોને ચમત્કાર પમાડતા જીવહિંસાનિષેધ, કુવ્યસનાદિકોનાં નિયમો કરાવતા, શ્રી વિજયસિંહસૂરિપ્રભૃતિ અનેકશત સાધુઓ સાથે પરિવરતા ચિરકાળ લગી પૃથ્વીને પાવન કરતા ભદ્ર આપો!

**तपगणपतिगुणपति (?) रेषांगुणविजयवाचकैर्लिलिखे, गंधारबंदिय श्रावक सा. मालजीतुष्टये ॥ १ ॥**

**શ્રી વિજયદેવસૂરિના કેટલાક ચમત્કારો**

'૧ સ્તંભતીર્થ (ખંભાત)માં એક દેવચંદ્ર નામે શ્રેષ્ઠી હતો. તેને બે સ્ત્રીઓ હતી. તેઓ બન્ને સંવત્ ૧૬૭૦ના વર્ષે ઉત્પન્ન થયેલા નવીન 'ઉપાધિમતને' માનનારી હતી. કાલાંતરે શેઠ મરણ પામી દેવપણે ઉત્પન્ન થયો. તેણે પોતાની સ્ત્રીઓને ઉપાધિ મત છોડવા માટે ઘણી વખતે સૂચનાઓ કરી પણ તેઓએ તે તરફ બિલકુલ લક્ષ્ય નહિ આપ્યું. એક વખતે તેમને ત્યાં સંઘજમણ હતું. તે વખતે દેવ થયેલા પતિએ પાષાણોની વૃષ્ટિ કરી તેથી જમનારા શ્રાવકો પલાયમાન થઇ ગયા. પાછળથી દેવતા પ્રકટ થયો. તેને જોઇ

મેવાડનો સામંતસિંહ ચડી આવ્યો ત્યારે ધારાવર્ષે પોતાના નાનાભાઇ પ્રહ્‌લાદનને લશ્કર લઇને ગુર્જર નરેશની કુમકે મોકલ્યો એમ ધારવું યુક્ત છે.

હવે આપણે એ નક્કી કરવું રહ્યું કે ગુજરાતના ક્યા રાજાએ સામંતસિંહ સાથે લડાઇ કરી અને કોની સત્તા સામંતસિંહે તોડી નાખી.

આપણે જાણીએ છીએ કે ગુજરાતની ગાદી પર અનુક્રમે સં. ૧૧૯૯ થી ૧૨૩૦ (ઈ. સ. ૧૧૪૩ થી ૧૧૭૪) સુધી કુમારપાલ, સં. ૧૨૩૦ થી ૧૨૩૩ (ઇ. સ. ૧૧૭૪ થી ૧૧૭૭) સુધી એનો ભત્રીજો અજયપાલ, સં. ૧૨૩૩ થી ૧૨૩૫ (ઇ. સ. ૧૧૭૭ થી ૧૧૭૯) સુધી અજયપાલનો પુત્ર મૂલરાજ બીજો (બાળ મૂળરાજ), અને સં. ૧૨૩૫ થી ૧૨૯૮ (ઇ. સ. ૧૧૭૯ થી ૧૨૪૨) સુધી મૂળરાજ બીજાનો નાનો ભાઇ ભીમદેવ બીજો (ભોળો ભીમ) એમ રાજા થઇ ગયા.[૬] એથી કરીને આ ચારે રાજાઓ સામંતસિંહના સમકાલીન હતા. આમાંના કુમારપાલની સત્તા સૌથી વધારે હતી. અને એ જૈનધર્મનો ચુસ્ત આશ્રયદાતા હોવાથી ઘણા વિદ્વાન્ લેખકોએ એના રાજ્યનો અહેવાલ લખ્યો છે. એમાં એણે વેઠેલાં જોખમો અને કરેલાં પરાક્રમોને લગતી તરેહ તરેહની રસિક હકીકતો આપણને મળે છે. પરંતુ એમાંની કોઇમાં આ લડાઇનો અહેવાલ મળતો નથી. બાકી રહ્યા હવે અજયપાલ, મૂળરાજ બીજો અને ભીમદેવ બીજો. એમાંના છેલ્લા બે બાળવયે ગાદી પર આવેલા હોઇને [ તેઓ ઉપરની લડાઈ લડયા હતા તે ] વિષે કોઇ ખાત્રી વાળું ઐતિહાસિક પ્રમાણ મળતું ન હોવાથી તેઓ લડાઇ લડયા હોય એમ ધારી શકાય નહિ. એથી કરીને આ છે કે એ સંભવ લડાઇ કુમારપાલ પછી ગાદીએ આવનાર ગુજરાતના રાજા અજયપાલ સામે લડાઇ હોય.

આ મતને પુષ્ટિ આપવા માટે આપણે એના એ જ ગુર્જર પુરોહિત સોમેશ્વરના લખાણમાંથી એક ફકરાનો ઉલ્લેખ કરીએ. સુરથોત્સવ કાવ્યમાં પોતાનાં કુળના યજમાન ગુજરાતના રાજાઓને પોતાના પૂર્વજોએ કેવી કેવી વિવિધ પ્રકારની સેવા અર્પણ કરી હતી એ વર્ણવી પોતાના પૂર્વજોનો અહેવાલ આપતાં એ કહે છે કે એની આગળ થઇ ગયેલા કુમારે પોતે કટુકેશ્વર શિવ (અર્ધનારીશ્વર) આરાધ્યા હોવાથી ગુજરાતના અજયપાલ રાજાને લડાઇમાં થયેલા ઘાનાં ત્રાસદાયક દુઃખ મટાડયાં.[૭] આને લીધે ઉપર્યુક્ત લડાઇ મેવાડના સામંતસિંહ અને ગુજરાતના અજયપાલ વચ્ચે થએલી એમ કહેવામાં હરકત નથી.

એમ છતાં શા માટે અને ક્યારે એ લડાઈ થઇ એ અજ્ઞાત છે. પરંતુ બળવાન્ રાજા કુમારપાલના મરણ પછી એના નિર્બળ વારસના હાથમાંથી ચિતોડનો કિલ્લો જે સામંતસિંહના પૂર્વજોની માલીકીનો હતો અને જે ઘણો વખત થયાં પારકા હાથમાં ગયો હતો તે પુનઃ પોતાને તાબે કરવાનો એણે આ તાકડો સાધ્યો હોય એ સંભવિત જણાય છે.

આ લડાઇની સાલ વિષે કશું ચોક્કસાઇથી કહી શકાતું નથી, પરંતુ એટલું તો નિઃશંક છે કે અજયપાલના ટુંકા રાજ્યકાળ સં. ૧૨૩૦ અને ૧૨૩૩ (ઈ. સ. ૧૧૭૪–૧૧૭૭) દરમિયાન કોઇક સમયે એ થયેલી.

---

૬ સપ્લીમેન્ટરી નોટસ ટુ ટૉડસ રાજસ્થાન, આર. બી. પંડિત ગૌરીશંકર એચ. ઓઝા કૃત પા. ૪૩૪–૩૬

૭ यः शौचसंयमपटुः कटुकेश्वराख्यामाराध्य भूधरसुतार्घटितार्धदेहम्
तां दारुणामपि रणाङ्गणजातघातव्रातव्यथामजयपालनृपादपास्थात् ॥

લડાઇના પરિણામનું ખાસ મહત્ત્વ છે. કારણ એથી કરીને રજપુતાનામાં ડુંગરપુર સંસ્થાનનો પાયો નંખાવા પામ્યો. આ યુદ્ધ પછી સામંતસિંહની સત્તા ઘટી અને આ નબળાઇનો લાભ લઇને જાલોરના ચૌહાણ રાજા કીર્તિપાલે (કીતુ) અને (જોધપુરરાજ્યમાં) નાદૌલાના આલ્હણદેવના ત્રીજા પુત્રે એના ઉપર હુમલો કર્યો અને મેવાડ સર કર્યું. આમ સામંતસિંહને ચિતોડ છોડી (ડુંગરપુર રાજ્યમાં) બાગર નામના નાના પ્રદેશ તરફ નાશી જવાની ફરજ પડી. ત્યાં સામંતસિંહે બરોડાને પોતાનું પાટનગર બનાવ્યું, અને ત્યાં એ તથા એના વંશજોએ કાયમને માટે વસવાટ કર્યો. આમ એ ડુંગરપુર રાજ્યનો સ્થાપક બન્યો. પછી એના નાના ભાઇ કુમારસિંહે ગુર્જરાતના રાજાની સલાહ કરવાની શરૂઆત કરી અને એની મદદથી કીતુને મેવાડમાંથી હાંકી કાઢયો અને પોતાના વંશપરંપરાગત રાજ્યનો પુનઃ કબજો મેળવી એનો રાજા બન્યો.[૮] એ પછી નાના ભાઇની ગુહીલ શાખાએ ચિતોડ પર રાજ્ય કર્યું. અને મોટાભાઇના વંશજોએ ડુંગરપુરમાં રાજ્ય કર્યું:—જે હકીકત અદ્યાપિપર્યંત મેવાડના ઇતિહાસકારો, ઉમરાવો અને રાજાઓ કબુલ કરે છે.

જો કે એમ જણાય છે કે મેવાડનો સામંતસિંહ આમ ડુંગરપુર રાજ્યનો ખરો સંસ્થાપક હતો છતાં આ બાબત પર વિવાદ અનેક છે. આપણને એની વિગતોમાં ઉતરવાની આવશ્યકતા નથી. પરંતુ આ વિષય ઉપર રજપુતાનાના થોડા ઇતિહાસકારોના અભિપ્રાય તપાસવા રસમય થઇ પડશે. રાજપ્રશસ્તિમહાકાવ્યનો કર્તા કહે છે કે એ રાજ્ય મેવાડના રાવળ સમરસિંહસુત[૯] કર્ણના પાટવી કુંવર માહપે સ્થાપ્યું. હકીકતમાં સમરસિંહનો પુત્ર તે રતનસિંહ, કર્ણ નહિ.[૧૦] કર્નલ ટાડ પણ કહે છેકે કર્ણનો પુત્ર અને સમરસિંહનો પૌત્ર જે માહપ તે જ સંસ્થાપક.[૧૧] જો આપણે એમ માનીએ કે માહપ સમરસિંહનો પૌત્ર હતો તો એની સાલ ઇ. સ. ના ચૌદમા સૈકાની આશરે મધ્યમાં આવશે; કારણ રાવળ સમરસિંહના અનેક લેખો[૧૨] ઉપરથી એમ જણાય છે કે એ સં. ૧૩૩૦--૫૬ (ઇ. સ. ૧૨૭૩-૧૨૯૯) સુધી મેવાડનો રાજા હતો. મેજર એર્સકીન એ રાજ્યની સ્થાપના વિષે બે અહેવાલો આપે છે પરંતુ એકેવિષે

---

૮. सामंतसिंहनामा भूपतिर्भूतले जातः ॥ १४६ ॥
भ्राताकुमारसिंहोऽभूत्स्वराज्यग्राहिणं परं
देशान्निष्कासयामास कीतूसंज्ञं नृपं तुयः ॥ १५० ॥
કુમ્ભાલગઢ શિલાલેખ (અપ્રસિદ્ધ)
स्वीकृतमाघाटपुरं गुर्जरनृपतिं प्रसाद्य
येन नृपत्वे लब्धे तद्दनु श्रमणसिंहो ॥ १५१

૯. રાજપ્રશસ્તિ મહાકાવ્ય સર્ગ ૩, શ્લો. ૨૮

૧૦. स रत्नसिंहं तनयं नियुज्य स्वचित्रकूटाचलरक्षणाय ।
महेशपूजाहतकल्पषौघ इलापतिस्स्वर्गपतिर्बभूव ॥ १७५ ॥
—કુમ્ભલગઢનો શિલાલેખ.

૧૧. ટોડસ રાજસ્થાન (કલકત્તાવાળી આવૃત્તિ) વૉ. ૧ પા. ૨૭૯, ૨૮૦

૧૨. વાઇનર ત્સાઇટશ્રીફ્ટ વૉ. ૨૧, પા. ૧૪૩; જર્નલ ઑફ ધી બેંગાલ એશિયાટિક સોસાઇટી. વૉ. ૫૫, ભાગ ૧, પા. ૪૮; એન્ટીક્વરી, વૉ. ૧૬, પા. ૩૪૧

એમનો ચોક્કસ મત નથી. તેરમા અથવા ચૌદમા સૈકામાં માહપ બાગડ ગયો. અને ધીમે ધીમે ભીલ નાયકોનો હઠાવી ને એ તથા એના વંશજોએ દેશના રણીધણી થયા એવો એમનો તર્ક ઘણું કરીને ભૂલ ભરેલો છે;[૧૩] કારણ કે અત્યારના રાજ્યકર્તાઓના વંશના હાથમાં એ રાજ્ય સં. ૧૨૩૬ (ઇ. સ. ૧૧૭૯) પહેલાં આવ્યું. અને વળી મહાપ પછીના પાંચમા રાજા સિહર્દદેવની (સેહડી) સાલ ઇ. સ. ના પંદરમા સૈકામાં આવશે; જ્યારે એના લેખો ઉપર સંવત ૧૨૭૭ અને ૧૨૯૧ (ઇ. સ. ૧૨૨૦ અને ૧૨૩૪) ની[૧૪] સાલો નાંખેલી છે. સુપ્રસિદ્ધ લેખક મુહનોત નેન્સી (ઇ. સ. ૧૬૪૯-૧૬૬૮) નું જે એમ કહેવું છે કે મેવાડના રાજા સમતસીએ (સામંતસિંહ) બાગડમાં બરોડાને પોતાનું પાટનગર બનાવ્યું હોવાથી ધીમે ધામે આડોશ પાડોશનો બધો પ્રદેશ પોતાને કબજે કર્યો એને અનેક લેખો ટેકો આપે છે; પરંતુ એ જે એમ લખે છે કે સામંતસિંહે રાજીખુશીથી ચિતોડનો કિલ્લો પોતાના નાના ભાઇને આપી દીધો એ આધાર વગરની વાત છે.[૧૫] ઘણા વર્ષના વિવાદો પછી આખરે ખરી હકીકતો પ્રકટ થાય છે. આ ઇતિહાસકારોને એ વખતે મળતી દંતકથાઓના લપસણા રસ્તાપર લંગડાતાં લંગડાતાં અને અદ્દ્ધ પગલે જવાનું હશે પરંતુ હવે આબુ કુમ્ભલગઢ, ડુંગરપુર વગેરેનાં લેખોની તાજી શોધોના પ્રકાશમાં એમના માર્ગની અંધારી જગાઓ પર અનિશ્ચિતતા ટાળવા સ્પષ્ટ રીતે સત્યનું પ્રતિપાદન કરવા માટે પુરતી રોશની થઇ છે.

— ચુ.



૧૩ ગેઝેટીઅર ઓફ ધી ડુંગરપુર સ્ટેટ, બાય મેજર કે. ડી. એરસ્કીન. પા. ૧૩૧-૩૨

૧૪ લૈય કોડ અને જગત ગામનાં અપ્રસિદ્ધ લેખો:—

संवत १२९१ वर्षे । वैशाप (ख) शुदि ३ रवौ वागडवट्ट (ट) पद्रके महाराजाधिराज श्री सीहडदेव विजयादेवौ.........संवत १२७७ वरिषे (वर्षे) चैत्र सुदि १४ सोमदिने......महाराउ (रावल) श्री सीहडदेवराज्ये.........

૧૫. ધી મેન્યુસ્કિપ્ટસ ઓફ મુહનોત નેન્સીના ખ્યાત, પા. ૧૯

# ીરાજચંદ્રજ્ઞાનભંડારમાં આવતાં ચોપાનીઆમાંના પુરાતત્ત્વવિષયક લેખોની યાદી.

ન્ડયન એન્ટીક્વેરી, એપ્રિલ, ૧૯૨૪.

૧ અઢારમા સૈકાના આખર કાળના મરાઠાઓ. લે. એસ. એમ. એડવર્ડ્ઝ
૨ ભર્તૃપ્રપઞ્ચ એક પુરાતન વેદાંતી. લે. પ્રો. એમ. હિરિયન્ના.

તે

પૂર્વ દરિયામાનાં ચાંચિયાપણા વિષે નોંધો. લે. એસ. ચાર્લ્સ હીલ. પા. ૬૧-૭૬.

૧૯૨૪

૧. મલબાર વિષે પરચુરણ નોંધો. લે. ટી. કે. જોસફ.
૨. સંયુક્ત પ્રાંતોમાંના કેટલાક મુસલમાન ઓલીયાઓ અને દરગાઓ વિષે નોંધો. લે. સદ્‌ગત ડૉ. ડબલ્યુ. ક્રુક.
૩. ગુજરાતના રાજા અને મેવાડના રાજા વચ્ચે થયેલી એક અજ્ઞાત લડાઈ. લે. આર. આર. હાલ્દર.
૪. ઉમાજી નાયક. લે. એસ. એમ. એડવર્ડ્ઝ.
૫ પંજાબી શબ્દકોષમાં સહાયભૂત ઉમેરા. લેખમાળા. ૪. લે. એચ. એ. રોઝ.
૬. લામાઓના મૃતદેહની વ્યવસ્થા. લે. એચ. જી. રોલીન્સન

ર્તિ

• પ્રાચીન અને મધ્યકાલીન હિંદનો ભૌગોલિક કોશ પા. ૧૫૯-૧૭૪.

ર્વાર્ટરલી જર્નલ ઑફ ધી મીથીક સોસાયટી, જુલાઈ, ૧૯૨૪

૧ દિવાન પૂર્ણીઆહ્. લે. બી. રાઘવેન્દ્રરાવ
૨ પૌર્વાત્ય ગંગાઓ તળે કલિંગની ઐતિહાસિક ભૂગોળ. લે. જી. રામદાસ
૩ કેશર અને વગ્ગા મોરીયર. લે. કે. જી. શેશ આયર
૪ વીરશૈવસંપ્રદાયને ખાસ ઉદ્દેશીને શિવપૂજાની ઉત્પત્તિ અને વિકાસ. લે. આર. રામરાવ
૫ નલોદય અને તેનો કર્તા. લે. એ. એસ. રામનાથ આય્યર
૬ વેંકટપત્રીય પહેલો અને ફિરંગીઓ. લે. રેવ. એચ. હેરાસ
૭ દક્ષિણ હિંદમાંના ગામડી વાસ. લે. રી. હયવદન રાવ.

વિશ્વભારતી ક્વાર્ટરલી, વૉ. ૨, અં. ૧.

૧ વિક્રમશીલાની રાજવી વિદ્યાપીઠ. લે. પ્રો. જે. એન. સમદ્દર
૩ પરશુરામની શ્રુતપરંપરા અને એનું મહત્ત્વ. લે. પી. અનુજન અચન

ા. ૨ અં. ૨

૧ અલ-જાહિઝ, એક ધર્મચિંતક તરીકે. લે. મહમ્મદ બઝલુર રહેમાન
૨ ચંપામાંની ભારતીય-ચામશાઇ ( Indo-Cham ) કલા. લે. ફણીન્દ્રનાથ ઓઝ

રૂપમ્, એપ્રિલ, ૧૯૨૪

૧ કેટલાંક ઇરાની સૂક્ષ્માકાર ચિત્રો પર નોંધો. લે. ઓર્ધેન્દ્ર ગંગુલી

૨ અમેરિકાનાં સંગ્રહસ્થાનોમાંની કેટલીક ભારતીય પ્રતિમા. લે. આનંદકુમાર સ્વામી

૩ અસલી ભારતીય કલા પર જાતિ (race) ની અસર. લે. સર જૉન માર્શલ

૪ „ „ „ સ્ટેલા ક્રેમરીશની નોંધો

૫ ભારતીય-જાવાઇ પ્રતિમાઓની રૂપરેખાઓ. લે. મર્થા એ. મ્યુસીસ

નોંધો.

ભરતપુરવાળી બે પ્રતિમાઓ.

**ઇન્ડિયન રિવ્યુ, એપ્રીલ, ૧૯૨૪**

(૧) બુદ્ધનિર્વાણની સાલ. લે. પં. ઇ. એમ. સુબ્રામનીયા પીલાઇ

મે, ૧૯૨૪

(૧) ઇતિહાસમાં અશોકનું સ્થાન. લે. ડૉ. ડી. આર. ભાંડારકર

(૨) જહાંગીર. લે. એસ. વી. વેંકટેશ્વરન્

**જૈનસાહિત્યસંશોધક, ખં. ૨, અં. ૨**

(૧) શ્રી મહાવીરસમયનિર્ણય. લે. યાર્લ કાર્પેન્ટીઅર

(૨) તીર્થંકર વર્ધમાનનો સમય. લે. એસ. વી. વેંકટેશ્વર

(૩) મેરુતુંગાચાર્યની સ્થવિરાવલિ. લે. ડૉ. ભાઉ દાજી

પરિશિષ્ટ

તરંગવતીકથા. જર્મનમાંથી અનુવાદક, નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ

**ચિત્રમયજગત, માર્ચ, ૧૯૨૪**

પાશ્ચાત્ય વાસ્તુશાસ્ત્ર કરતાં હિંદી વાસ્તુશાસ્ત્રમાં શું અધિક છે? લે. રાવસાહેબ કૃષ્ણાજી વિનાયક બઝે.

એપ્રીલ, ૧૯૨૪

પાશ્ચાત્ય વાસ્તુશાસ્ત્ર કરતાં હિંદી વાસ્તુશાસ્ત્રમાં શું અધિક છે?

લે. રાવસાહેબ કૃષ્ણાજી વિનાયક બઝે.

મે, ૧૯૨૪

(૧) સહદેવ નકુલનો દિગ્વિજય

(૨) આર્યવિવાહ સંબંધી રાજવાડેનો ભૂલભરેલો તર્ક. લે. રાવ હરી નારાયણ નેને

જુન, ૧૯૨૪

આર્યવિવાહ સંબંધી રાજવાડેનો ભૂલભરેલો તર્ક. લે. રાવ. હરી નારાયણ નેને

જુલાઇ, ૧૯૨૪

(૧) પાણીપતની લડાઇ સંબંધી ચર્ચા. લે. સી. કે. દામલે

**વિવિધજ્ઞાનવિસ્તાર, મે, ૧૯૨૪**

(૧) જૈન મરાઠીગ્રંથ. લે. શેપ બિ. પારિશવાડ

(૨) પેશવાઇકાલીન પરિસ્થિતિ.
(૩) પ્રાચીન હિંદુસ્તાનમાં નૌકાયાન અને નૌકાવ્યાપાર. લે. બ. રા. હિરગાંવકર

જુન, ૧૯૨૪
(૧) પેશવાઇકાલીન પરિસ્થિતિ
(૨) શિવછત્રપતિના કરાડી તીર્થોપાધ્યાય. લે. યશવંત રાજારામ ગુપ્તે
(૩) પ્રાચીન હિંદુસ્તાનમાં નૌકાયાન અને નૌકાવ્યાપાર. લે. બ. રા. હિરગાંવકર

જુલાઈ, ૧૯૨૪
(૧) ભવભૂતિ અને મંડનમિશ્ર
(૨) પેશ્વાઇકાલીન પરિસ્થિતિ
(૩) બુદ્ધચરિત્ર લેખાંક ૧. લે. પ્રો. ધર્માનંદ કોસંબી
(મૂળ માટે જુઓ, પુરાતત્ત્વ પુ. ૨, અં. ૧)
(૪) મહાભારતના સમયનિર્ણય સંબંધી વળી એક પુરાવો. લે. સરદાર મા. વિ. કિબે

માધુરી, આષાઢ, ૩૦૦ (તુલસી સંવત)
(૧) મતિરામ અને ભૂષણ. લે. મયાશંકર યાજ્ઞિક, જીવનશંકર યાજ્ઞિક, તથા ભવાનીશંકર યાજ્ઞિક
(૨) મહાકવિ કાલિદાસનો સમય-નિર્ણય. લે. કાશીનાથ કૃષ્ણ લેલે તથા શિવરામ-કાશીનાથ ઓક.
(૩) સંસ્કૃત સાહિત્યમાં કામશાસ્ત્રનું સ્થાન. લે. સંતરામ

વિજ્ઞાન, ભાગ ૧૯,૧
(૧) આયુર્વેદનો પ્રાચીન ઇતિહાસ. લે. સ્વામી હરિશરણાનંદ વૈદ્ય
(૨) સૂર્યસિદ્ધાંત. લે. મહાવીરપ્રસાદ શ્રીવાસ્તવ.

વીર, વર્ષ ૧, અં. ૧૧
(૧) પલ્લિવાલ અને એના સમયનું ભારતવર્ષ. લે. કામતાપ્રસાદ
(૨) જૈન એપિગ્રાફીઆ. લે. ચેવેલિયર, ડા. વી. શેષગિરિ રાઉ

અંક, ૧૪, ૧૬, ૧૮,
જૈન એપિગ્રાફીઆ. લે. ચેવેલીઅર ડા. વિ. શેષગિરિ રાઉ

ભારતવર્ષ, વૈશાખ, ૧૩૩૧ (બંગાળી સંવત)
(૧) પ્રાચીન ભારતમાં ગૃહસ્થ. લે. હરિપદ ચક્રવર્તિ
(૨) વેદમાં અગ્નિ. લે. હરિપદ બન્દોપાધ્યાય

ગુજરાત, વૈશાખ, ૧૯૮૦
(૧) અશોકના શિલાલેખ. લે. રા. હરિલાલ માધવજી ભટ્ટ

જેઠ, ૧૯૮૦.
(૧) મધ્યકાલીન જુનાગઢ યાને ઉર્જ્યંદુર્ગ. લે. પ્રો. હરિલાલ મા. ભટ્ટ.

વસંત, આષાઢ, ૧૯૨૪

(૧) સોમેશ્વર અને કીર્તિકૌમુદી

(૨) પૌરાણિક ઇતિહાસ. લે. પ્રો. આનંદશંકર ધ્રુવ

(૩) પ્રાચીન હિંદમાં વિજ્ઞાન. લે. પોપટલાલ ગો. શાહ

બુદ્ધિપ્રકાશ, જુન, ૧૯૨૪

(૧) ચાવડાઓની વંશાવળી. લે. રામલાલ ચુનીલાલ મોદી

યુગધર્મ, વૈશાખ, ૧૯૮૦

(૧) 'નાસિક-પંચવટી' ક્યાં આવી? લે. હનુમન્તરાવ ભીડે

જેઠ, ૧૯૮૦

(૧) બે ફારસી લેખ. લે. કૃષ્ણલાલ ઝવેરી

(૨) વેદ અને અવેસ્તાની તુલના. લે. શંકર રામચંદ્ર રાજવાડે

અષાઢ, ૧૯૮૦

(૧) ભારતવર્ષની પ્રાચીન ટંકશાલો. લે. દુર્ગાશંકર શાસ્ત્રી

ર. પુ. બારોટ
(જ્ઞાનભંડારસંરક્ષક)



# સાભાર સ્વીકાર

| | | |
|---|---|---|
| માલિની | ભા. કર્તા. નરસિંહભાઇ ભરત | ૦-૫-૦ |
| રવીન્દ્રનાથ ઠાકુર | | |
| વિશેષ્યકભાષ્યસ્યાકારાદ્યનુક્રમણિકા આગમ પરિશિષ્ટ વિભાગ ૨ | | |
| | આગમોદય સમિતિ | |
| જીવનવિચારવૃક્ષ | | |
| મુનિ ધર્મવિજય | ,, | |
| કલ્પસૂત્રમ્ ( સુબોધિકાખ્યવૃત્તિયુતમ્ ) | ,, | ૨-૭-૦ |
| શ્રીપાલચરિત્રમ્ ( પ્રાકૃતમ્ ) | ,, | ૧-૦-૦ |
| રત્નેશ્વરસૂરિ | | |
| વિશેષાવશ્યક ભાષાંતર ભા. ૧ | ,, | ૨-૦-૦ |
| શાહ ચુનીલાલ હકમચંદ | | |
| ધર્મબિંદુ પ્રકરણમ્ | ,, | ૦-૧૨-૦ |
| મુનિ ચંદ્રાચાર્ય | | |
| સુબોધાચારી | ,, | ૦-૮-૦ |
| મુનિ ચંદ્રાચાર્ય | | |
| ગચ્છાચાર્ય | ,, | ૦-૬-૦ |
| આનંદવિમલ | | |
| મહાત્મા ગોખલેનો વારસો | ભગિનીસમાજ | |
| મોહનદાસ કરમચંદ ગાંધી | | |
| ગોખલે સાંવત્સરિક | ,, | |
| નરસિંહરાવ ભોળાનાથ | | |
| ગાંધીજીનું નવજીવન | નવજીવન પ્રકાશન મંદિર | |
| સમ્મોદવિનોદિની | પ્રીન્સ ઑફ ચંદપુરી | |
| વિશુદ્ધિમગ્ગ ભા. ૧ | ,, | |
| ,, ભા. ૨ | ,, | |
| ,, ભા. ૩ | ,, | |
| અભિધમ્મત્થ સંગહ ટીકા, વિભાવિની | ,, | |
| ખુદ્દકનિકાયટ્ઠકથા | | |
| ઉદાનવણ્ણના | ,, | |
| ,, ખુદ્દકપાઠવણ્ણના | ,, | |
| ,, નિદ્દેસવણ્ણના ભા. ૧ | ,, | |
| ,, ,, ભા. ૨ | ,, | |
| ,, ઇતિવુત્તકવણ્ણના | ,, | |

| | | |
|---|---|---|
| વિનયટ્ઠકથા, સમન્તપાસાદિકા ભા. ૧ | ” | |
| ” ” ભા. ૨ | ” | |
| પંચપ્પકરણટ્ઠકથા | ” | |
| પટિસંભિદામગ્ગટ્ઠકથા | ” | |
| અટ્ઠસાલિની | ” | |
| કઠોપનિષત્ | અષ્ટેકર ઍન્ડ કો. | |
| પૂર્વરંગ | | |
| કાલેલકર અને નરહરિ | ગૂ. વિદ્યાપીઠ | |
| જેસલમીરભાન્ડાગારીય ગ્રંથાનાંસૂચિ | સેન્ટ્રલ લાયબ્રેરી | |
| સં. સી. ડી. દલાલ | વડોદરા | |
| તત્ત્વબિંદુ | શેઠ દલપતભાઇ ભગુભાઇ | ૦-૪-૦ |
| મુનિ બુદ્ધિસાગરજી | દ્વારા | |
| આગમ પ્રકાશ | ” | ૧-૦-૦ |
| નિગમ પ્રકાશ | ” | ૧-૮-૦ |



# ચિત્ર પરિચય



પુંઠા, ઉપર આપેલી શિખરાવલી અમદાવાદના સુપ્રસિદ્ધ હઠીભાઈના દહેરાંનો છે.

# સુધારો



પૃ. ૧૬૬ ઉપરની આકૃતિમાં ય બિંદુથી રપ ઉપર યલ લંબ દોરેલો છે અને રપ ન લ માં મળે છે. પૃ. ૧૬૯ કોષ્ટક આસન ૪ ને મથાળે પાશ્ચાત્ય જ્યા ( sine ) વાંચો.



# વિજ્ઞપ્તિ

આ અંકથી પુરાતત્ત્વનું બીજું વર્ષ પૂરૂં થાય છે. ગયા વર્ષના છેલ્લા અંકમાં અમે જણાવ્યું હતું કે ગ્રાહકોના લવાજમથી ત્રૈમાસિકનું ખર્ચ પૂરૂં થતું નથી. તે સ્થિતિ હજુ પણ ચાલુ છે. બે વર્ષમાં પુરાતત્ત્વને લગભગ રૂ. ૧૫૦૦ જેટલી ખોટ ખમવી પડી છે. આ સ્થિતિમાં 'પુરાતત્ત્વ' ચલાવવું કે કેમ એ પ્રશ્ન પુરાતત્ત્વ મંદિરની પ્રબંધસમિતિને ચર્ચવાની ફરજ પડી છે. આટલી ખોટથી તો 'પુરાતત્ત્વ' ન જ ચલાવી શકાય એ સ્પષ્ટ છે. તેથી કાંતો પુરાતત્ત્વ બંધ કરવું કે તેનું ખર્ચ ઘટાડવું અને ગ્રાહકોને વધારે મદદ કરવા વિનન્તી કરવી. પ્રબંધક સમિતિએ હાલમાં તો બીજો વિકલ્પ સ્વીકારી એવો ઠરાવ કર્યો છે કે "વાર્ષિક લવાજમ જેટલું છે તેટલું કાયમ રાખી ત્રૈમાસિકનાં પાનાં ઓછાં કરી પ્રત્યેક અંકનું હદ વધારેમાં વધારે ૧૦૦ પાનાં જેટલું રાખવું."–એટલે કે અત્યાર સુધી પ્રત્યેક વર્ષે પુરાતત્ત્વ ૬૦ ફાર્મ આપતું હતું તેને બદલે આવતા વર્ષમાં ૫૦ ફાર્મ આપશે. "આ ફેરફારને લીધે જો ગ્રાહકોની સંખ્યા ૧૫૦ કરતાં ઓછી થાય તો પુરાતત્ત્વ નિયતકાલિક તરીકે બંધ કરવું."

**અમે અમારા ગ્રાહકોને વિનન્તી કરીએ છીએ કે તેઓ પોતે ગ્રાહક તરીકે ચાલુ રહી પ્રત્યેક ગ્રાહક અમને બને તેટલા બીજા ગ્રાહકો કરી આપશે.**

નવા વર્ષનો પહેલો અંક સંવત્ ૧૯૮૧ના કારતક માસમાં બહાર પડશે. અમે અમારા ગ્રાહકોને ભાદરવા વદ ૩૦ પહેલાં અમને ખબર આપવા વિનન્તી કરીએ છીએ. જેના તરફથી કાંઇ ખબર નહિ મળે તેઓ ગ્રાહક તરીકે કાયમ છે એમ માની લેવામાં આવશે; **પણ સ્પષ્ટતાની ખાતર દરેક ગ્રાહક જેમ બને તેમ જલદી આ સાથે મુકેલું કાર્ડ પોતે ભરી અને બીજાઓ પાસે ભરાવી મોકલાવશે તો ઉપકાર થશે.**

ખર્ચના કારણથી બીજા વર્ષના પુરાતત્ત્વની શબ્દસૂચિ અમે આપી શકતા નથી. વિષયસૂચિ ચાલુ અંક સાથે બીડી છે.

સંપાદક.

## ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પ્રકાશિત.

## .... પુરાતત્ત્વમંદિરગ્રંથાવલી. ....

આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા: પુરાતત્ત્વમંદિર તરફથી અપાએલાં વ્યાખ્યાનોનો સંગ્રહ છીંટની પડી રૂ. ૨-૦-૦ ચામડાની પડી રૂ. ૨-૮-૦

પ્રાચીન સાહિત્ય: મૂળ લેખક રવીન્દ્રનાથ ઠાકુર, અનુવાદક, શ્રી. મહાદેવ દેસાઇ અને શ્રી. નરહરિ પરીખ ( પહેલી આવૃત્તિ ખલાસ ) રૂ. ૦-૧૨-૦

બુદ્ધલીલાસારસંગ્રહ: લે. ધર્માનંદ કોસંબી રૂ. ૨-૮-૦

તહેવારોનો ઇતિહાસ: લે. ' ઋગ્વેદી ' રૂ. ૩-૮-૦

કથાસંગ્રહ: સં. મુનિ જિનવિજય રૂ. ૦-૧૨-૦

પાલીપાઠાવલી: સં. મુનિ જિનવિજય રૂ. રૂ. ૦-૧૪-૦

ઉપનિષત્પાઠાવલી: સં. અ. દત્તાત્રેય બા. કાલેલકર રૂ. ૦-૧૨-૦

અભિધમ્મત્થસંગહો: (બૌદ્ધતત્ત્વજ્ઞાનનો પ્રાથમિક ગ્રંથ. મૂળ પાલીમાં ) સં. અ. ધર્માનંદ કોસંબી રૂ. ૨-૦-૦

અભિધાનપ્પદીપિકા: ( પાલીકોશ ) સં. મુનિ જિનવિજય રૂ. ૫-૦-૦

છપાય છે

જિનચરિતમ્

વૈદિકપાઠાવલી

પ્રાકૃતભાષાઓનું વ્યાકરણ: લે. પં. બેચરદાસ જીવરાજ દોશી.

બૌદ્ધસંઘનો પરિચય: લે. અ. ધર્માનંદ કોસંબી

કાવ્ય પ્રકાશ ભાગ ૧ ( ઉ. ૧-૬ ) ગૂજરાતી અનુવાદ.

---

તૈયાર છે !　　　તૈયાર છે !!　　　તૈયાર છે !!!

## સમ્મતિતર્ક

ભાગ ૧.

સિદ્ધસેનદિવાકર, કૃત અભયદેવસૂરિકૃત તત્ત્વબોધ વિધાયિની ટીકા સાથે, સં. પં. સુખલાલજી તથા પં. બેચરદાસ કિં. રૂ. ૧૦-૦-૦.

## ધમ્મપદ.

મૂળ અને અનુવાદ: કર્તા અ. ધર્માનંદ કોસંબી તથા અ. રામનારાયણ પાઠક.

## પુરાતત્ત્વનું પહેલું પુસ્તક:

( પાકું પુઠું ) વિષયાનુક્રમ તથા શબ્દસૂચિ સાથે રૂ. ૫-૧૨-૦ ( પોસ્ટેજ જુદું ).

